# સ્ત્રીબોધ

## બાળાંક સાથે

જાન્યુઆરી
૧૯૫૨



: તંત્રીઓ :
શ્રી. પુતળીબાઈ કાબરાજી
શ્રી. કેશવપ્રસાદ છો. દેસાઈ
: મંત્રી :

તુરત ભરી મોકલો

સસ્તા દરે :—

મહિલાઓનું અનુપમ ......

# સ્ત્રીબોધ




અનાવિલ જ્ઞાતિની બહેનોને ભેટ પુસ્તક સાથે સને ૧૯૪૧ માટે ફક્ત **પોણાબે રૂપિઆમાં** મળે છે. આ લાભ લેવા ઈચ્છતી અનાવિલ બહેનોએ તાત્કાલિક રૂા. ૧–૧૨–૦ મનીઓર્ડરથી મોકલી આપવા. ભેટ પુસ્તક છપાય છે.

ઉત્તમ વાચન પિરસતા આ માસિકના ગ્રાહક થવાની આવી સુંદર તક જતી ન કરશો.

"સ્ત્રીબોધ" કાર્યાલય
પીરમશાહરોડ: અમદાવાદ

ચંદ્રકાન્ત જીવનલાલ મહેતા
મંત્રી—"સ્ત્રીબોધ"

*

ઉપરજણાવેલી યોજના મુજબ હું "સ્ત્રીબોધ" માસિકનો ઇ.સ. ૧૯૪૨ ના એક વર્ષ માટે લાભ લેવા ઈચ્છું છું. હું અનાવિલ જ્ઞાતિની છું અને નીચેની સઘળી હકીકત મેં મારે હાથે ભરેલી છે. લવાજમનો રૂા. પોણાબે મનીઓર્ડરથી આજે મોકલું છું.

આખું નામ ____________________

શિરનામું ____________________

ગામ ____________ પોસ્ટ ____________

(જીલ્લો) ____________

વિદ્યાભ્યાસ ક્યાંસુધી કર્યો છે ? ____________________

ઉંમર વર્ષ ____________

તા. – – ૪૨ સહી ____________________

ખાસ સુચના—ઉમેદવાર બહેને પોતાનાજ હાથે શાહીથી લખીને બધી હકીકત ભરવાની છે. મનીઓર્ડરની કુપનમાં પુરું નામ ગામ વિગેરે ગુજરાતીમાં લખવું.

## નવાં પુસ્તકો

| | |
|---|---|
| સુરેખા | ૨–૮ |
| અવંતીપતિ | ૨–૮ |
| સહચરીની શોધમાં | ૨–૦ |
| કીર્તિ કથાઓ | ૨–૦ |
| સુવાસચંદ્ર (શરદબાબુ) | ૨–૮ |
| બિન્દુ „ | ૦–૮ |
| રાધારાણી (બંકીમબાબુ) | ૦–૮ |
| ઈલા | ૧–૮ |
| શરતચંદ્ર | ૨–૮ |
| કમાલ (ર. જી. દલાલ) | ૨–૦ |
| જગીરખાન „ | ૨–૦ |
| લક્ષ્મીના બંધન „ | ૦–૧૨ |
| સુવર્ણા „ | ૨–૦ |
| ખાંડાના ખેલ | ૩–૦ |
| રંભા | ૧–૮ |
| અપરાધી (મેઘાણી) | ૨–૮ |
| ચાધર | ૧–૮ |
| ઈશ્વરનું ખૂન | ૧–૧૨ |
| ગંગાના નીર | ૨–૮ |
| પશુમાંથી દેવ | ૦–૧૨ |
| રસમૂર્તિઓ | ૧–૮ |
| કલ્પનાની મૂર્તિઓ | ૨–૦ |
| સત્યભામા | ૨–૦ |
| ધર્મનો જય | ૧–૮ |
| જીવનની ઝાંખી | ૨–૦ |
| ગુજરાતનો નાથ (મુનશી) | ૩–૦ |
| રેખા ચિત્રો „ | ૨–૮ |
| રસદર્શનો „ | ૨–૦ |

એકી સાથે ચાર પુસ્તક લેનારને પોણી કિંમતે મળે છે

સ્ત્રીબોધ કાર્યાલય
પીરમશા રોડ, અમદાવાદ.

# સ્ત્રીબોધ


| જાન્યુઆરી ૧૯૪૨ | અનુક્રમણિકા — છૂટક નકલ આઠ આના | વર્ષ ૮૬ અંક ૧ લો |
|---|---|---|




---

આવેલી નવલીકાઓમાંથી જેમની કૃતિઓ જગ્યાના અભાવે આ અંકમાં લઈ શક્યા નથી તે કૃતિઓને ‘સ્ત્રીબોધ’ના હવે પછીના અંકોમાં યથાનુકૂલ સ્થાન મળશે.

**ભેટ પુસ્તક માટે અંદર જુઓ. અને જે પસંદ હોય તે મંગાવી લેવું**

—મંત્રી



# ડોંગરેનું બાલામૃત

છોકરાઓ માટે પુષ્ટીકારક દવા છે, તે નબળા અને સુકાઇ ગયેલાં છોકરાંઓ ને સાજા કરે છે. આ બાલામૃતમાં છોકરાંઓના હાડકાં મજબુત કરવાની ચીજો સમાયેલી છે. મધુર છે.

ગૃહસ્થ કુટુંબો-સ્ત્રીઓ અને બાળકોનું માનીતું ને જૂનામાં જૂનું માસિકપત્રઃ—

# સ્ત્રીબોધ

બાળકસાથે



વર્ષ ૮૬ * અંક ૧
જાન્યુઆરી
૧૯૪૨
સળંગ અંક : : ૧૦૨૦

# ટૂંકીવાર્તાના લેખન વિષે

શ્રી. જેઠાલાલ ત્રિવેદી

ગુજરાત ભરમાં આજે જે નાનામોટા લેખકો છે તેમનો સામાયિકો પરથી અભ્યાસ કરી અડસટ્ટો કાઢવામાં આવે તો ગદ્યલેખકો કરતાં પદ્યલેખકોની સંખ્યા કદાચ વધી જાય. ભાષાઓનાં સાહિત્યમાં પણ પ્રથમ પદ્ય અને પછી ગદ્ય લખવા માંડે છે, તેમ ઘણાક લેખકો પણ શરૂઆતમાં કવિ બને છે અને પાછળથી ગદ્યકાર થાય છે. કેટલાક સારા કવિતા લેખકો પાછળથી માત્ર વિવેચક બની જાય છે, તે પણ આજ વાતને સમર્થન આપે છે.

અલબત, પદ્ય લખવામાં વધુ અભ્યાસ, વધુ કાળજી અને ચોક્કસાઈ ઉપરાંત કુદરતી બક્ષીસની પણ જરૂર પડે છે. પરિણામે તે દિશામાં કેટલોક સમય મથામણ કર્યા પછી કેટલાક ચતુર લેખકો સમજી જાય છે કે, પોતાની કલમ પદ્ય કરતાં ગદ્યને વધુ અનુકૂળ નીવડશે. આથી પદ્ય વડે લેખનકાર્યની શરૂઆત કરનાર ઘણાક તો સમજપૂર્વક તે ક્ષેત્રમાંથી બહાર નીકળી જાય છે અને ગદ્યને પોતાના સંદેશના વાહન તરીકે અપનાવે છે.

પણ સુંદર ગદ્ય લખવું એ કામ પણ અભ્યાસ અને ચીવટ માગી લે છે. એક પ્રાચીન પ્રસિદ્ધ ઉક્તિ છે કેઃ गद्यं कविनां निकषं वदन्ति । અર્થાત્ ગદ્ય એ કવિઓની કસોટી છે. જે સુંદર પ્રવાહી ગદ્ય લખી શકે તેજ સારો કવિ થઈ શકે. માટે ઉગતા લેખકોએ પ્રારંભમાં કવિતા તરફ બહુ દોરવાઈ ન જતાં ગદ્યનો પણ અભ્યાસ કરવો જોઈએ અને તે દિશામાં પણ પોતાની કલમને કસવી જોઈએ. આપણા સાહિત્યમાં સમર્થ ગદ્યલેખકો ગણ્યાગાંઠ્યાજ છે. એટલે આશાસ્પદ યુવાન લેખકો એ ક્ષેત્રમાં પ્રવેશ કરીને પણ સુંદર સાહિત્યસેવા કરી શકે એમાં શંકા નથી.

જેઓ નિબંધકાર ન થઈ શકે તેમના માટે ટૂંકી વાર્તાનું ક્ષેત્ર તૈયાર છે. નિબંધ કરતાં ટૂંકી વાર્તા ઝટ લખાય છે. અથવા એમાં ચિંતનની કે અભ્યાસની જરૂર નથી એમ તો નજ માનવું જોઈએ.

એવી માન્યતા સાથે ટૂંકી વાર્તા લખનાર લેખક ભાગ્યેજ સફળ થાય. આજકાલ સામાયિકોમાં પ્રગટ થતી મોટા ભાગની વાર્તાઓ આ જાતની હોય છે. પરિણામે દિનપ્રતિદિન નિર્માલ્ય વાર્તા-સાહિત્ય સરજાતું જાય છે. આથી લેખકો તથા પ્રકાશકોનું તે તરફ ધ્યાન દોરી નવીન વાર્તાકારો માટે અત્રે કેટલાક સૂચનો કરવામાં આવ્યાં છે.

શરૂઆતમાં આપણી ભાષાના ઉત્તમ નવલિકાકારોની વાર્તાઓ વાંચીને વિચારવી જોઈએ. શક્ય તેટલે દરજ્જે અંગ્રેજી વાર્તાસાહિત્યનો પરિચય પણ કરવો જોઈએ, કારણ આજની આપણી વાર્તાકલા પશ્ચિમની વાર્તાકલાની અસર તળે છે. વાર્તાકલાના નિબંધો વાંચવા કરતાં શ્રેષ્ઠ વાર્તાઓ વાંચવાથી અને તેની શૈલીની તથા સંકલનાની ખૂબીઓ વિચારવાથી વધુ લાભ થાય તેમ છે. જુદા જુદા નવલિકાકારો પ્રસંગોને કેવી રીતે રજૂ કરે છે, કયાંથી શરૂઆત કરે છે અને કયાં અંત આણે છે તે કાળજીપૂર્વક આવી વાર્તાઓ વાંચીને લક્ષ્યમાં રાખવું જોઈએ.

વાર્તાના પ્રસંગો મનમાં ખડા થવા દેવા જોઈએ. એ પ્રસંગોને કેટલાક દિવસો સુધી કલ્પના વડે રંગીને સ્પષ્ટ આકાર ધારણ કરવાની તક આપવી જોઈએ. જ્યારે એમ લાગે કે હવે વાર્તા તૈયાર બની બહાર આવવા ઉત્સુક છે ત્યારેજ તેને કાગળ ઉપર ઉતારવી. આ બાબતમાં લેખક જેટલી ધીરજ વધુ રાખશે તેટલી તેની વાર્તા સુંદર બનશે. ઉતાવળે આંબા ન પાકે તેમ ઉતાવળે સુંદર વાર્તા પણ નથી પાકતી. વાચન, મનન અને ચીવટ જેટલાં ઊંડા હશે તેટલી વાર્તા વધુ સુંદર બનશે.

ઘણીક વાર તો ટૂંકી વાર્તાના પ્રસંગો અને ખંડોની સાથે મનમાં તેની કેટલીક ભાષા-રચના પણ તૈયાર થઈ જાય છે. પ્રસંગોને અનુરૂપ વર્ણનો અને આપોઆપ સ્ફુરી આવતા, વાર્તાકલાને પોષક થાય તેવા અલંકારો પણ મનમાં ગોઠવાઈ જાય છે. આવી તૈયારી પછી વાર્તા લખવા બેસનાર ઘણુંખરું સફળજ થાય છે. આમ તૈયાર થઈને વાર્તા લખવા બેઠા પછી શ્રી. ધૂમકેતુ કહે છે તેમ તે એકજ બેઠકે પૂરી કરી શકાય છે.

આપણા પ્રસિદ્ધ વિવેચક અને કવિ સ્વ. રમણભાઈએ કહ્યું છે કેઃ-*"લેખ લખવાનું સૂઝયા પછી તુરત હું તે વિષે લખી શકતો નથી. આરંભનાં એક બે વાકય મનમાં ગોઠવ્યા પછી કેટલાક દિવસ સુધી એ વિષય ઘોળાયા કરે ત્યારપછી હું લખવાનું શરૂ કરી શકું છું" આ પદ્ધતિ આપણે ટૂંકી વાર્તાના લેખનમાં પણ અપનાવી શકીએ. કહેવાની મતલબ એ છે કે ગદ્ય કૃતિમાં-વાર્તામાં પણ વિચારો, પ્રસંગો અને વર્ણનો તથા કલ્પનાની મિલાવટ એટલી સુંદર રીતે કરવી પડે છે કે તે બધી વસ્તુઓ એક રસ થઈ જાય અને પરિણામે તેમાંથી કેવળ અખંડ વાર્તા તૈયાર થઈ જાય. આવી કલાકૃતિ માટે, સ્વ. રમણભાઈ કહે છે તે રીતે કે બીજી કોઈપણ યોગ્ય રીતે વિચારો કેટલાક દિવસો સુધી મનમાં ઘોળાયા કરે તેજ ઉચિત છે. ધૈર્ય એ કલાકાર માટેનો મહાન આવશ્યક ગુણ છે અને તે વાર્તાકારે પણ અપનાવવો રહ્યો.

એક વાર વાર્તા લખી એટલે તે સુંદર બની છે, એમ પણ ન કહી શકાય. મનમાં જે વાર્તાની મૂર્તિ ઘડાઈ હોય છે તે ઘણીવાર યથાર્થ સ્વરૂપે કાગળ ઉપર કોઈ કારણસર નથી ઉતરી શકતી. તેવે પ્રસંગે શ્રી. ×'દ્વિરેફ' જેવા શ્રેષ્ઠ વાર્તાકારો લખેલી વાર્તાને

* કૌમુદી (ત્રૈમાસિક, ચૈત્ર ૧૯૮૧) પૃષ્ઠ ૧૩૮

× જાણીતા વાર્તાકાર 'દ્વિરેફ' ઉર્ફે પ્રો. રામનારાયણ વિશ્વનાથ પાઠક પોતાની લખેલી, આ રીતે ફાડી નાંખેલી વાર્તાઓના ટૂકડા આ લેખકને એકવાર નજરે બતાવ્યા હતા.

સુધારવા મથે છે અને તે છતાં તે સંતોષજનક ન નીવડે તો તે વાર્તાના લખેલા કાગળોને ફાડી નાંખી વાર્તાને પૂર્વવત મનમાં પેસી જવા દે છે. ફરી અનુકૂળ સંજોગો આવે ત્યાં સુધી તે વાર્તાને તેઓ પોતાના મનમાંજ ઘૂમતી રહેવા દે છે. એવી વાર્તા ફરી તેની ઇચ્છા થાય ત્યારેજ જન્મ-ધારણ કરે છે અને પછી તે એક સુરેખ, તંદુરસ્ત વાર્તા તરીકે સૌની પ્રસંશા પામે છે.

વાર્તાની ભાષા સુંદર હોવી જોઈએ એ તો કહેવાની જરૂરજ નથી. તદુપરાંત તે ભાષા વાર્તાના વિષયને અનુરુપ હોય એ ખાસ આવશ્યક છે. ઐતિહાસિક નવલિકાની ભાષા અને સામાજિક નવલિકાની ભાષામાં સ્પષ્ટ ભેદ હોવોજ જોઈએ. તેવીજ રીતે ગ્રામ્ય અને નાગરિક પાત્રોની ભાષા પણ ખૂબી પૂર્વક યોજવી જોઈએ. ભાષા વિષેનાં આ સૂચનો બહુ સ્થૂળ છે. ભાષાની ખરી ખૂબી ઘણી સૂક્ષ્મ છે અને તે લેખક પોતેજ પોતાના અનુભવથી સમજી શકે તેમ છે. આગળ કહેલું છે તેમ વિશાળ વાચનવડે ભાષાની ખૂબીઓ પણ ધ્યાનમાં આવી શકશે.

ભાષાના સંબંધમાં એચ. વીલ્સન પેડલે નામના લેખકનું એક વાક્ય ખાસ સ્મરણમાં રાખવા જેવું છે તે કહે છેઃ "Learn from all but imitate none." અર્થાત દરેકની શૈલીમાંથી કંઈક ને કંઈક શીખી લેવું જોઈએ પણ અનુકરણ તો કોઈનુંજ ન કરવું. ભિન્ન ભિન્ન પ્રકારની શૈલીઓની ખૂબીઓ પચાવીને કોઈનું અનુકરણ ન કરતાં પોતાની સાદી રીતે લખવાની શરૂઆત કરનારજ કોઈક દિવસ પોતાની નવી શૈલી ખડી કરી શકે છે. અનુકરણ કરનાર લેખક એ અનુકરણમાંજ અટવાઈ પડે છે અને પોતાની વિશિષ્ટતા તે ટૂંક સમયમાં ગુમાવી બેસે છે. આથી શૈલીના અનુકરણના મહાભયમાંથી ઉગતા લેખકે ખાસ બચી જવાની કોશિશ કરવી જોઈએ તેમ કરવા જતાં શરૂઆતમાં આપણી ભાષા સાદી ભલે થઈ જાય. અભ્યાસ અને અનુભવ વધતાં આપણે એ સાદાઈમાં ભવ્યતા લાવી શકીશું, તેને આકર્ષક બનાવી શકીશું અને એ રીતે ભાષાને નવો ઓપ આપી તેની વધુ સુંદર સેવા બજાવી શકીશું.

વાર્તાની કલા માટે ઉપર કેટલાંક મહત્વનાં સૂચનો કરેલાં છે તે જરૂર માર્ગદર્શક થઈ પડશે. પણ તે સૂચનો વાર્તાની સૂક્ષ્મકલાને સહજ સાધ્ય કરી દેશે, એમ તો નજ કહેવાય. નવલિકાની કળા એટલી સૂક્ષ્મ છે, એમાં એટલા બધા વૈવિધ્યને અવકાશ છે કે તે એક માણસ બીજાને સંપૂર્ણ સમજાવી શકે તેમ નથી. નવલિકાની કલા તો માણસ પોતેજ પોતાની મેળે શીખી શકે છે. દરેકના અંતરનો ઉકેલજ નવલિકાની કળા શીખવી શકે તેમ છે. બીજાના શીખવવાથી તે શીખી શકાય તેમનથી.

એટલે અહીં કેટલી માર્ગદર્શક સૂચનાઓના પાલન ઉપરાંત નવલિકાલેખકનો પોતાનો હૈયા-ઉકેલ આવશ્યક છે. પ્રયાસ કરનારને તે પણ મળી રહે છે અને પછી તો ધીમેધીમે નવલિકા પોતેજ અંતરમાં જાગીને નવલિકાકારને જગાડે છે.

આશા છે કે નવીન લેખકો આ સૂચનોનો વિચાર કરશે અને ગુજરાતી સાહિત્યમાં અવતરવા માગતી ભવિષ્યની સુંદર નવલિકાઓના પોતે યોગ્ય વાહક બનશે.

# સમગ્ર મંથનમાંથી ગુજરાતે મેળવેલી ગુજરાતની સિદ્ધિઓ કયી કયી ?

શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈ

આર્યાવર્તના પશ્ચિમ સાગરના કિનારે આવેલા ગુજરાતને નામે આજ પણ ઓળખાતા ભૂમિટુકડા ઉપર વસતી માનવતાનાં યુગયુગનાં મંથનોમાંથી નવનીત પણ નીકળ્યું અને ઝેર પણ નીકળ્યું. એ ઝેરનાં અનેક સ્વરુપોને પરાધીનતાના તીવ્ર હળાહળમાં સમાવી દઈ એજ નામે ઓળખાવીએ તો બસ થશે. રાજકીય પરાધીનતા એ સર્વ પ્રજાકીય દોષનો સરવાળો. હીંદના સર્વ પ્રાન્તોની સાથે આજ ગુજરાત પરાધીનતામાં બરોબરી કરે છે એટલે ગુજરાત સંબંધમાં કશું વધારે કહી શકાય એમ નથી.

ગુજરાતને ગૌરવ મળે એવી વિશિષ્ટ સંસ્કૃતિ ઉપજાવી છે. જે સંસ્કૃતિ એટલે...

અ. ગુજરાતી વાણી એ વાણીમાં માર્દવ છે, કલા છે, ઉચ્ચ સાહિત્ય માટેની માતૃતા છે અને બલ પણ છે. કહો કે આવવા માંડયું છે. અન્ય પ્રાન્તિય વાણી કે સાહિત્ય જોડે માનભર્યું સ્થાન મળે એટલી વાણીખિલાવટ ગુજરાતમાં છે. સાથે સાથે એ પણ યાદ રાખીએ કે સુરદાસ, તુલસીદાસ સરખી આંતર પ્રાંતિય તથા ટાગોર સરખી આંતર રાષ્ટ્રીય ખ્યાતિ મેળવનાર મહાવ્યક્તિ ગુજરાતે ઉપજાવી નથી. મીરાંબાઈને ગુજરાતી ગણાવીએ તો એના અપવાદ સિવાય.

બ. ગુજરાતનાં વસ્ત્રાલંકાર ખાસ કરીને સ્ત્રીઓનાં વસ્ત્રાભૂષણ, ગુજરાતી સાડી એ પરિધાનકલાનો ઉચ્ચ ભાવવાહી મર્યાદાશીલ નમૂનો.

ક. ગુજરાતના રાસ, રાસડા, ગરબા, કૃષ્ણ અને શક્તિપૂજાના સંમિશ્રણમાંથી ઉત્પન્ન થએલી આ વિશિષ્ટ કાવ્યરચના સામુદાયિક સંગીત અને નૃત્યનું સ્વરુપ ધારણ કરી ગુજરાતની ઊર્મિ, ગુજરાતનો કંઠ અને ગુજરાતનો અભિનય એ વ્યક્ત કરવાનું વિશિષ્ટ સાધન એ ગુજરાતની એક મહાસિદ્ધિ છે. પાર્વતી અને ઉષાદ્વારા ગુજરાતને મળેલા લાસ્યની એ છવંત નિશાની. શાસ્ત્રીય સંગીતમાં બીજું કે તાનારીરી સરખાં નામ આપનાર ગુજરાત રાસમાં જરૂર અભિમાન લઈ શકે એમ છે. અન્ય પ્રાન્તોની સાથે ભજનની પણ વિશિષ્ટ હલક ગુજરાતે સાધ્ય કરી છે. બંગાળી કહેવાતાં કંઈક ભજનોની ધૂન ગુજરાતનાં ભજનોમાં મળી આવે છે.

ગુજરાતનું સ્ત્રીત્વ...ન્હાનાલાલ ગુજરાતના સ્ત્રીત્વને ઉદ્દેશી જ્યારે કહે છે કે "આર્ય સુંદરી નથી અવનિમાં તુજરૂપ ગુણની જોડ," ત્યારે તેઓ એક મહાસત્ય ઉચ્ચારે છે. આજ પણ આપણે એ સ્ત્રીત્વનાં પૂજનીય દષ્ટાંતો નજર સ્હામે નિહાળીએ છીએ. કલાપિની રસરાજ્ઞિ શોભનાને કાળા વસ્ત્રમાં ગીતા સાથે જોઈએ છીએ, કસ્તુરબા, લેડી લક્ષ્મીબાઈ, અને માણેકબાઈ, વિદ્યાશારદા તરીકે ગુજરાતને મ્હોઢે એક સમયે ચઢી ગયેલાં જૂનતામાં આદર્શ ગુર્જરત્વ ધારણ કરી રહેલાં લેડી વિદ્યાગૌરી અને શારદાબ્હેન એ સર્વ આપણા અનુપમ સ્ત્રીત્વના નમૂના છે.

કૉલેજના વર્ગ પૂરા થઈ ગયા હતા. વિદ્યાર્થીઓ દોડાદોડ કરી ઉતાવળા ઘેર જવાની તૈયારીઓ કરતા હતા. કન્યાઓ માટેના ખંડની બહાર, આ વખતે પ્રેમળ હાથમાં પુસ્તકો સાથે ઉભો હતો. થોડીવારે અનંતા બહાર આવી. પ્રેમળે તેના હાથમાં એક પુસ્તક મૂક્યું. પુસ્તકનું નામ હતું "એરિયલ." અંગ્રેજ કવિ શેલીનું તે મોહક જીવનચરિત્ર હતું. અનંતાએ મુખ મલકાવી પ્રેમળનો ઉપકાર માન્યો. અને બન્ને જણે સાથેજ કોલેજ છોડી.

"આ ચોસરનું શું કરવાનું? મને તેમાં જરાયે સમજ પડતી નથી" અનંતા બોલી.

"તમે જો તેમાંની તમારી મુશ્કેલીઓ મને જણાવો તો હું સમજાવું" પ્રેમળે કહ્યું.

"આપણા અધ્યાપક તો આગગાડી માફક ચલાવે છે. કોઈ કાંઈ સમજે છે કે નહિ તે જોવાની પણ પરવા કરતા નથી. તમને શી રીતે આમાં સમજણ પડે છે?"

"હું તો ધીમો ભણનારો ખરોને!"

"એટલે?"

"કેમ, તમને ખબર નથી? હું કાંઈ પૈસાવાળો નથી. એક વર્ષ વચમાં કૉલેજ છોડીને નોકરી કરી આવ્યો, ત્યારે આ વર્ષની ફી મળી, અને ગાડું ચાલશે. વળી ટ્યુશન છે એટલે કારભાર ચાલે છે. આમ મારે તો વચમાં ત્રણ વર્ષ ગયાં છે. નહિ તો હું ક્યારનોએ કૉલેજ છોડી ગયો હોત."

"એમ! હવે સમજી. મને એમ થયું તું કે તમે મારાથી ત્રણેક વર્ષ મોટા છો છતાંયે, મારાજ વર્ગમાં કેમ હશો! વળી હોંશિયાર છો એટલે નાપાસ તો થાવજ નહિ. ઠીક ત્યારે મનેજ ભણાવોને! દરરોજ કૉલેજ છૂટ્યા પછી અડધો કલાક આપણે સાથે અભ્યાસ કરીશું. તમારી મહેનત માટે બધા પાસેથી લેતા હો તે મારી પાસેથી લેજો."

પ્રેમળને પૈસાની જરૂર હતી. અનંતાનો સહવાસ પણ ગમતો હતો. એમણે યોજના કરી. તે પાર પણ પડી. પ્રેમળનું જ્ઞાન પ્રોફેસરથી જરાયે ઓછું નહોતું એમ અનંતાનો દૃઢ અભિપ્રાય હતો.

અનંતાને ઘેર પણ પ્રેમળ જતો. તેના પિતાએ પ્રેમળ સાથે વાતચીત કરી હતી તેમને આ ગરીબ યુવક ઘરમાં આવે તેનો વાંધો નહોતો. ટ્યુશનની વાત અનંતાએ તેમને કરી નહોતી. પોતાના ખાનગી ખર્ચમાંથી પ્રેમળના પંદર રૂપિયા એને ભારે પડે તેમ નહોતા.

એક વાર બન્ને સાથે ઘેર આવતાં હતાં. અનંતા બોલી.

"આ તમારા ક્ષ. ક. ઠા. ની તે કાંઈ કવિતા છે?"

"કેમ, બહુ કઠણ લાગે છે?"

"અરે હું તો કાંઈ સમજી શકતી જ નથી. તેમનું "આરોહણ" તો જુઓ, અર્થઘન સરળતાથી વંચાય નહિ, કાનને કર્કશ, ગેયતા પણ નહિ."

"ત્યારે તમને કયો કવિ ગમે?"

"નાનાલાલનાં કાવ્યો, ખબરદાર, કલાપિ."

"બિચારા ખબરદાર! કલાપિની લાગણીવશતા તમને ગમે છે?"

"મને તો તે બહુ જ ગમે છે. વળી ગેયતા વિનાનાં કાવ્યોને હું કવિતા જ નથી ગણતી, અને આ તમારો પૃથ્વી છંદ તો તોબા છે."

"જવાદો આજે, કોઈવાર ફરી એની ચર્ચા કરીશું. ગદ્યમાં તમને કોણ ગમે?"

"મને તો મુનશીનું ગદ્ય ગમે."

" સરસ્વતીચંદ્રના ભાગ વાંચ્યા છે. "

" હા વાંચ્યા તો ચારે ભાગ છે, પણ એ કંઈ નવલકથા કહેવાય ! અને ગદ્ય શૈલી પણ જોન્સોનિયન ! " વાતોમાં ને વાતોમાં અનંતાનું ઘર આવ્યું.

" પ્રેમળ ! આજે થોડીવાર ઘરમાં આવો, મારાં ચિત્રો બતાવું. "

" તમે ચિત્રલેખા પણ છો કે ? ચાલો મઝા પડશે. "

બન્ને જણ ઘરમાં ગયાં. આજે કોઈ જ ઘેર નહોતું. ફક્ત નોકર વર્ગ જ ઘરમાં હતો. પ્રેમળ દીવાનખાનામાં બેઠો. અનંતા ચિત્ર લેવા ગઈ. એટલામાં નોકર સારંગી લઈને આવ્યો. અને પૂછ્યું ' બેન ક્યાં ગયાં ! '

પ્રેમળે સારંગી હાથમાં લીધી. વગર પૂછ્યે નોકરે જ ખબર આપી કે ઉસ્તાદજી આજે જલદી આવી ગયા, અને સારંગી મૂકી ગયા છે. હવે આજે નથી આવવાના. હું બેનને પછી ખબર આપીશ.

પ્રેમળના હાથમાં સારંગી આવતાં જ તેની મુખમુદ્રા બદલાઈ ગઈ. તેની આંખોમાં તેજ આવ્યું. મુખ ઉપર પ્રસન્નતા છવાઈ ગઈ. અને સારંગીના તાર ઝણઝણ્યા. અનંતા હાથમાં ચિત્રો સાથે પાછી આવી અને સ્તબ્ધ બની આ દેખાવ જોવા લાગી. પ્રેમળે એક પછી એક ત્રણ ગત સારંગી ઉપર બજાવી, અને અનંતા એક ચિત્તે તે સાંભળી રહી. જાણે તે જુદી જ જાદુઈ દુનિયામાં હોય તેમ તેને લાગ્યું.

સંગીત બંધ પડ્યું. પ્રેમળ પાછો વાસ્તવિક દુનિયામાં આવ્યો. અનંતા જાગૃત થઈ.

" કેટલું સરસ ! મને તો ખબર જ નહિ કે તમે આટલું સરસ વગાડો છો ! "

" મને સંગીત બહુ જ ગમે છે. પણ ભૂખે પેટે તેની પાછળ સમય કેમ ગળાય ? ટ્યુશનમાંથી તો આવક થાય છે. "

" સંગીતનાં જ ટ્યુશન આપોને. "

" સંગીત તો કળા છે. ટ્યુશન આપું તો મેળવેલું જ્ઞાન હું ગૂમાવી બેસું. જવા દો એ વાત. તમારી સારંગી બહુ જ સરસ છે. હું પણ કેવો વિવેકહીન છું. વગર પૂછે જ સારંગી વગાડવા બેસી ગયો. પણ આજ પંદર મહિને સારંગી મળી. ચિત્રો લાવ્યાં ? "

અનંતાએ ચિત્રો તેની સમક્ષ મૂક્યાં. તે સરસ હતાં. બધાં જોઈને પ્રેમળે વખાણ્યાં. તેમાંનું એક લઈને તેણે તેનો ભાવાર્થ જાણવા માંગ્યો.

" સુખી જીવનનો એ મારો અર્થ છે. મારી તે હૃદયેચ્છા છે. જળકિનારો, સુંદર ઉપવન, રંગરંગીન પુષ્પો, ઘટાદાર વૃક્ષો; લચી જતી વેલીઓ, ભૂરૂં આકાશ, નીલાં પાણી, નાનુશું મકાન, મારો કાશ્મીરી ગલીચો, ચિત્ર ફલક, સંગીતવાદ્યો, સાહિત્ય પુસ્તકો, હું અને...... "

આટલું બોલી તેણે પ્રેમળ સામે જોયું. અને શરમથી આંખ નીચી ઢાળી. નોકર ચ્હા અને સુક્ષ્મ ભોજન મૂકી ગયો.

નોકરના આવવાથી અને વાસણોના ખખડાટથી પ્રેમળ જાણે જાગ્યો.

" અરે ! હજી તો મારે ટ્યુશન ઉપર જવું છે. "

" લ્યો ચ્હા લઈને જાવ "

ચ્હા લેવાઈ. નાસ્તો પણ થયો. પણ બન્ને મુંગાંજ હતાં. અનંતાના કર્ણમાં સારંગીના ધ્વનિ હતા. પ્રેમળની નજર સામે નીલાં પાણી, ભૂરૂં આકાશ, રંગીન પુષ્પો, ભરચક વૃક્ષો, લચેલી વેલીઓ, કાશ્મીરી ગલીચો...હતાં. બન્ને જાણે અર્ધ જાગૃત હોય તેમ લાગતું હતું. પ્રેમળ રજા લઈને ગયો. અનંતાના આગ્રહથી તેના આદર્શોથી ભરેલું ચિત્ર પણ સાથે લઈ ગયો.

* * *

પરીક્ષા થઈ ગઈ હતી. પ્રેમળ પ્રથમ

વર્ગમાં પસાર થયો. અનંતા ઑનર્સમાં. પ્રેમળ પોતાની વિધવા માતાને મળવા જન્મસ્થાને ગયો. ત્યાંથી દિલ્હી તરફ નોકરીની શોધમાં ગયો. ત્યાં એના એક દૂરના કાકા હતા. પ્રથમ વર્ગમાં પાસ થવાથી એની હોંશ ભારે હતી પણ નોકરી કાંઈ સામે હતી ? મહામહેનતે કાકાની ભલામણથી ત્યાં સેક્રેટરિયટમાં એને નોકરી મળી. પણ ૭ મહિના વહી ગયા. પછી જઈને માતાને તથા નાની બેનને બોલાવી લાવ્યો. પરદેશમાં મા દીકરાએ રહેઠાણ કર્યું. નવી નોકરી, નવું ઘર, નવો પ્રદેશ, એ બધામાં અનંતાને પત્ર પણ ન લખાયો કે ખબર પણ ન અપાઈ બીજું વર્ષ નીકળી ગયું. નહિ સંગીત, નહિ સાહિત્ય, નહિ પ્રેમ કે નહિ નીલાં પાણી, ભૂરૂં આકાશ કે ભરચક વૃક્ષો–લચેલી વેલીઓ. ફક્ત સેક્રેટેરિયેટની શુષ્કફાઈલો, મોડે સુધી ઑફિસ કામ, ઘેર લાવેલું વધારાનું કામ, નિત્ય જીવનની સસ્તી ખરીદીઓ, અને દોડા દોડી.

અનંતા તો પાસ થઈ ગઈ, પછી શું ? પૈસાદાર પિતા અને પ્રેમાળ વ્હેવારુ માતા એને સારે ઠેકાણે પાડવાની દોડાદોડમાં પડ્યાં. ત્રણ ચાર માસ સુધી તો અનંતા પ્રેમળના પત્રની આશા રાખતી હતી. પત્ર ના આવ્યો. પ્રથમ જરા ચિંતાતુર થઈ. તોયે પત્ર ના આવ્યો. તપાસ પણ કયાં કરવી ? કોને પૂછવું. બીજા બે માસ ગયા. હવે એ ગુસ્સે થઈ. પુરુષની જાતજ એવી બેદરકાર સ્વાર્થી હવે એને નોકરી મળી ગઈ હશે એટલે ટયુશનોની શી દરકાર!

અનંતાના પિતા તો કોઈ લાયક પૈસાદાર જમાઈની શોધમાં હતા. તેઓ હવે વારંવાર અનંતાને પોતાની સાથે કલબમાં તેમજ ક્રીકેટ મેચ જોવા અને એવી જગાએ લઈ જતા હતા પોતે ગયા જમાના હતા તો પણ અનંતાને અંગ્રેજો જેવો ડાન્સ શીખવવાની તેમણે ગોઠવણ કરી. તેમાં એ પાવરધી પણ થઈ ગઈ પછી વિલિંગડન કલબ કે ક્રીકેટ કલબ જ્યાં ડાન્સનાઈટ હોય ત્યાં એ ખરીજ. ત્યાં વખતો વખત ડીનર પણ તે લેતી હતી. આ ડાન્સમાં તેને ઘણા યુવકોની ઓળખાણ થઈ. આમાં નવીન મુખ્ય હતો. તેના પિતા પૈસાદાર હતા. મેટ્રિકથી જ તે ઇંગ્લંડ ગયો હતો. ત્યાં ગ્રેજ્યુએટ થઈ બેરીસ્ટર બન્યો હતો. થોડા સમયથી જ તે પાછો ફર્યો હતો. અનંતા જેવી હિંમતવાન હિંદુબાળા, દેખાવડી પણ ખરી, કપડે લત્તે ઝમકદાર, ગ્રેજ્યુએટ, અને વળી ડાન્સ કરનારી, એને આકર્ષે તેમાં શી નવાઈ!

નવીન ડાન્સમાં પ્રવીણ હતો. સહેજ ઓળખાણ થતાંજ અનંતાના નિકટ સહવાસમાં તે આવ્યો. ભાતભાતના ડાન્સમાં અનંતાને તે સુચનો આપતો. વખતો વખત પ્રેક્ટીસ માટે તેઓ બે ડાન્સીંગ કલબોમાં જતાં હતાં. અનંતાના પિતા તો આ નવી ઓળખાણથી ઘણા જ સંતોષ પામ્યા હતા. તેમણે નવીનના કુટુંબ સંબંધી તપાસ કરાવી હતી. તેની આર્થિક સ્થિતિની પણ તપાસ કરાવી હતી. અલબત્ત તેના ઇંગ્લંડના જીવન સંબંધી કે તેની અંગત બાબત સંબંધી તપાસ કરવાની તેમને કંઈજ જરૂર નહોતી. પ્રેમળ ઉપર અનંતા ગુસ્સે થઈ હતી તે સમયે નવીનની દોસ્તી થઈ. એટલે અનંતાને પણ ઘણો સંતોષ થયો. ડીનર, ડાન્સ, મોટર રાઇડ, પીકનીક, એ સર્વમાં પૂર્ણ જોસથી અનંતા પડી. વેજીટેરિયન ડીનર લેવા માટે એની મશ્કરી થવા માંડી, એટલે એણે સર્વ પ્રકારના ભોજનની ટેવ પાડી. શરતના મેદાનમાં પણ તેમની હાજરી થઈ. ટર્ફ કલબના મેમ્બરોમાં નવીન તેમજ અનંતાના પિતાજી હતા. આમને આમ એક વર્ષ થઈ ગયું પણ નવીને લગ્ન માટે માંગણી કરી નહિ એટલે અનંતાના પિતા વિચારમાં પડયા. એમણે ધાર્યું આ બન્ને એકમેકને પસંદ કરે છે, લાંબા સમયથી તેમની મૈત્રી થઈ છે તો

પણ તેઓ લગ્નની વાત કેમ નથી કરતાં!

તેમણે અનંતાને સૂચન કર્યું. અનંતાએ ઉડાવનારો જવાબ આપ્યો અને કહ્યું બધું ધીમે ધીમે થશે. દરમિયાન આ પતંગિયા જેવા જીવનમાંથી અનંતાનો રસ ધીમે ધીમે ઓછો થવા લાગ્યો હતો. આ ચળકાટ મંડળમાં તે ભળી હતી ખરી પણ તેનું હૃદય કલાપ્રેમી હતું. સાહિત્યે તેને સંસ્કૃતિમય કર્યું હતું. તેનું ચારિત્ર્ય પ્રખર હતું. પ્રેમળે તેનામાં રેડેલા સંસ્કાર હજી મરી પરવાર્યા નહોતા. નવીન જિંદગીની નવીનતાએ તેને આકર્ષી હતી. તેની મોહકતાએ એને આંજી હતી. યુવકો સાથે ફરવાથી તેને એક પ્રકારનો ઉન્માદ આવતો હતો; તેના આનંદમાં તે વિહરતી હતી. પણ એક આખા વર્ષ પછી આકર્ષણ અને મોહકતા ઓછાં થયાં હતાં. હવે તેમાં નવીનતા નહોતી લાગતી. હવે તેની આસપાસ બનતા બનાવો તે જોઈ શકતી હતી. સોબત પારખી શકતી હતી. ડાન્સનો પુરુષ-સ્પર્શ હવે તેને ઉન્માદ નહોતો અર્પતો. જુદા જુદા પુરુષ મિત્રોના સ્પર્શો તે પારખી શકતી હતી. ડીનર અને મદ્યપાન પછીના ડાન્સમાં પુરુષોની વૃત્તિ કેવી રીતે ફેરવાઈ જતી હતી તે હવે તે જોઈ શકતી હતી. બીજાની રમતમાં જે ધપ્પાધપ્પી થતી હતી તેમાંની સ્વાભાવિક કઈ અને કેવળ સ્પર્શ માટેની કઈ, તે હવે તે જાણી શકતી હતી. નવીન લગ્નની માંગણી કેમ નથી કરતો તે પણ તે હવે સમજવા લાગી: આ ઉન્માદક જીવન લગ્ન પછી ન મળે. અઠવાડિયાના ચાર ડાન્સ દરેક ડાન્સમાં ચાર જુદી જુદી યુવતીઓ સાથે ડાન્સ કરવાનું, ચાર વાર બહાર ડીનર ત્યારપછી મદ્યપાન નવીન અને મંડળીના આગ્રહથી અનંતા પણ કોઈકવાર ડાન્સનો થાક ઉતારવા લાલ લીલાં પીણાં લેતી. તેની નરમ માદકતા તેને ઉત્તેજક અને આનંદમય લાગતી; એવે સમયે નવીન ડાન્સ પછી બહાર ફરતાં તેના શરીરનો સ્પર્શ કરતો તે તેને બહુજ ગમતું. ઘણીયેવાર તેમની બગલગીરી થતી હતી.

આ સર્વ વિચારો અનંતાને આવ્યા. હૃદયમાં કાંઈક ઊંડી ભૂખ હોય તેમ લાગ્યું. તેને 'શેલી' સાંભર્યો, ટાગોરનાં કાવ્યો સાંભર્યાં મુનશીનું ગદ્ય, સાંભર્યું, બ. ક. ઠા.ની કર્કશ પણ ન ભૂલાય તેવી કવિતા પણ સાંભરી, અને ડાન્સમ્યુઝીકનો એક વર્ષ પછી, વર્ષો ઉપર સાંભળેલી પ્રેમળની સારંગીનું સંગીત સાંભર્યું. તે તંદ્રામાં પડી. તેની આંખો અધમિંચી હતી. તેનું ધ્યાન ક્યાં ને ક્યાં હતું, તે ખળખળ નીલાં પાણી, ભૂરું આકાશ, બરચક વેલી, ઘટામય વૃક્ષો, રંગીન પુષ્પો, ઉપવન, નાનકડું ઘર, કાશ્મીરી ગલીચો, ચિત્રફલક, સંગીત અને......તે એકદમ ઝબકી જાગી. ના—ના—ના—નવીન નહિ. આ ચિત્રમાં તે બંધ બેસતો નથી; તે શોભે પણ નહિ. મને નવીન ગમે છે. એની સાથે ડાન્સ કરવો ગમે છે, જમવું ગમે છે, હરવું ફરવું ગમે છે, પણ આ શાંત વાતાવરણમાં, ધમાલ કેમ લાવી શકાય! ત્યાં તો શોભે ફક્ત......પણ એ છે ક્યાં? એની ભમર ચઢી, અને તે બબડી: બેદરકાર, સ્વાર્થી! ફરી પાછું મુખ કમળું થયું. આંખ ઉઘડી. આંખમાં રોષ નહોતો. દયા હતી, ચિંતા હતી. ખરેખર, હું મૂર્ખ છું. પ્રેમળ દુઃખમાં કેમ ન હોય! સ્વાર્થી તો હું. એ નિર્ધન હતો, એ ક્યાંયે અથડાતો હશે! મૂર્ખ છું. અને એ રડી, ખૂબ રડી, તેની પ્રકૃતિ અસ્વસ્થ થઈ.

તે ખરેખર માંદી પડી! ડાન્સ ડીનરનાં સર્વ નોતરાં તેણે પાછાં ફેરવ્યાં. એક અઠવાડિયા સુધી ને ઘરમાંજ પૂરાઈ રહી તેણે જૂનાં પુસ્તકો શોધ્યાં ચિત્રો ભેગાં કર્યાં સારંગી સાફ કરી. તેણે પોતાના પિતાને કહ્યું મારે થોડા દિવસ કોઈ દૂર હવા ખાવાના સ્થાને જવું છે. અનુભવી પિતાને આમાં કંઈ પ્રણય

ફસફ લાગ્યો. લાડકી દીકરીને શીમલે લઈ જવાનો તેમણે બંદોબસ્ત કર્યો.

નવીન આઠમે દિવસે અનંતાને મળવા આવ્યો. અનંતા તેને દીવાનખાનામાં મળી. આખા અઠવાડિયાની કાર્યવાહી નવીને તેને સંભળાવી. તે અઠવાડિયું બહુજ ધમાલનું હતું. ચાર કલબ ડાન્સ. પાંચમો ખાનગી ડાન્સ મિત્રને ત્યાં. પાંચ ડીનર, બે લંચ અને બે દિવસ પીકનીક. વળી કહ્યું: 'અનંતા! તારા જેવો ડાન્સ કોઈ નથી કરી શકતું. હિંદુ કન્યાઓમાં તારા જેવી હિંમતવાન કોઇ નથી. આઠ દિવસની તારી ગેરહાજરી મને બહુજ સાલી છે. મને ખાત્રી થઈ છે કે તારા વિનાનું જીવન મને અશક્ય છે."

લગ્નની ઈચ્છા દર્શાવવાની આ નવી રીત હતી. આજની મનોવૃત્તિમાં અનંતાને તે પ્રતિકૂળ હતી: તે બોલી:

" ઉપકાર થયો નવીનભાઈ, પરંતુ બેન કાંઈ ભાઈના જીવનમાં હંમેશ સાથ આપી શકે નહિ. તે માટે તો સહચારિણી શોધવી પડશે. તમારું ધમાલિયું જીવન મેં જોયું. હું તો તેથી થાકી ગઈ છું. અને મારી અસ્વસ્થતા શારીરિક સાથે માનસિક પણ છે. હું આ જીવનથી દૂર નાસવા ઈચ્છું છું. અને કાલે જ હવાફેર જઉં છું. તમને લગ્નની ઈચ્છા થઈ તેથી મને ઘણો હર્ષ થયો છે. અનુકૂળ અર્ધાંગી તમને મળો એવા આ બેનના તમને આશીર્વાદ છે."

" હંબગ, અનંતા, આ વળી શું નાટક છે. આપણાં મંડળમાં સૌ જાણે છે કે આપણે એકબીજાને અનુકૂળ છીયે. બેન શું? ભાઈશું! આશીર્વાદ શું! હવે આ નાટક રહેવા દે." આટલું બોલી નવીન અનંતાની બાજુએ જ એના કોચ પર બેઠો અને તેનો હાથ હાથમાં લીધો.

"નવીનભાઈ, આ નાટક નથી. સાચું જ છે. હવે હું થાકી છું. અને કાલે લાંબી મુસાફરી છે, એટલે મારે આરામ લેવો જોઈયે" આટલું બોલી તેણે નોકર પાસે પોતાની માતાને બોલાવ્યાં. એને કહ્યું. "બા, નવીનભાઈને ચ્હા તો આપ, મને થાક લાગ્યો છે તે હું આરામ લેવા જઉ છું."

નવીનને અનંતાનું આજનું વર્તન ઘણું જ વિચિત્ર લાગ્યું. તેણે આવી અનંતા અગાઉ જોઈ નહોતી. તે મુંઝાયો, તેને આઘાત થયો, તેને અપમાન પણ લાગ્યું. અનંતાનાં બાને એણે કહ્યું: "ચ્હાની માથાકુટ કરશો નહિ. મારે હમણાંજ બીજે જવાનું છે. વખત થઈ ગયો છે. માફ કરજો." એટલું બોલી તે ચાલી ગયો.

* * *

પ્રેમળ અને તેની માતા તથા તેની નાની બેન પ્રીતિ અજાણ્યા દિલ્હીમાં દિવસો વિતાવે છે. પ્રથમ તો નોકરી મેળવવાની મુશ્કેલી હતી. પછી નવી નોકરી અને શુષ્ક ફાઈલો વચ્ચે, સખ્તકામમાં પ્રેમળનો સમય ગયો. ક્યાં કોલેજનાં સ્વપ્નાં, ક્યાં યુવાનીની ખુમારી, ક્યાં વિચારાયલા આદર્શ, અને ક્યાં સેક્રેટેરિયેટનું શીન વાતાવરણ તથા લાંબી હારના છેલ્લા ક્લાર્કની માનહાની! વ્યાપારખાતમાં તેની નોકરી હતી, પણ વ્યાપાર મંત્રી કયા ઓરડામાં બેસતા હતા તે પણ એ જાણતો નહોતો. એણે મગજમાં ઉઠતા સર્વ પ્રશ્નો દબાવી દીધા હતા. નીચું ઘાલીને સખ્ત કામ કરવાનો જ એણે નિશ્ચય કર્યો હતો. પોતાના ભાગનું કામ હોય કે બીજા સાથીદારનું હોય તોપણ તે પૂર્ણ ચોક્સાઈથી કરી આપતો હતો. પરિણામે એ સૌને પ્રિય થઈ પડ્યો, તેમજ તેની કુશળતા વધી. ધીમે ધીમે તેને કામમાં રસ પડવા માંડ્યો અને પોતાના સુપ્રિન્ટેન્ડેન્ટનું કામ પણ તેણે ઓછું કરવા માંડ્યું. તેમનો એ પ્રિય આસિસ્ટંટ થઈ પડે તેમાં નવાઈ શી?

તેનું શરીર નંખાઈ ગયું. ઘરમાં પ્રીતિને લીધે તેને રસ હતો. માતા તેની સગવડ સાચ-

વતી. પ્રીતિ તેને આનંદ આપતી. તેણે પ્રીતિને સંગીત શીખવવા માંડ્યું. પ્રીતિ સાથે ગુજરાતી સાહિત્ય વાંચવા માંડ્યું. વાતચીત જેટલું અંગ્રેજીનું જ્ઞાન પણ આપ્યું. આમ પ્રીતિને પણ લાભ થયો. આ વર્ષે સરકારી ઓફિસો સીમલે જવાની નહોતી. ફક્ત સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબને અને એક આસિસ્ટંટને જવાની રજા મળી હતી. પ્રેમળ નવો હતો છતાંયે સુપ્રિન્ટેન્ડેન્ટે તેને સીમલા માટે પસંદ કર્યો. એની હોંશિયારી અને કાર્યશક્તિને લીધેજ તે પસંદ થયો હતો. સૌએ કહ્યું કે એની તબિયત પણ સીમલામાં સુધરશે. દિલ્હીનું ઘર બંધ કરી પ્રેમળ, પ્રીતિ, અને તેમની માતા સીમલે ગયાં. ત્યાં છોટા સીમલામાં તેમને રહેવાનું સરકારી મકાન મળ્યું હતું. કેટલાએક બીજા સરકારી નોકરો પણ ત્યાં રહેતા હતા. પ્રેમળ અને પ્રીતિને સીમલા બહુજ ગમી ગયું, પહાડો અને ખાણોનો દેખાવ, સાલ્વીયાની અનેક રંગી માંજરો, તનમનિયાના ગુલાબ જેવાં પુષ્પો, મોટા ડહાલિયાના રંગબેરંગી ફૂલો, ઉંચા પાઈનના વૃક્ષો અને સુંદર સીઝનલ-ઋતુ-જીવી ફૂલનાં છોડ, એ બધું જોઈને પ્રીતિ તો ઘણીજ પ્રફુલ્લ થઈ. સીમલાની ઠંડી આરોગ્ય દાયી ઋતુમાં પ્રેમળને કામનો થાક પણ લાગતો નહોતો. ત્યાંના સૃષ્ટિસૌંદર્યથી તેને સંગીત સાંભર્યું અને સારંગી વારંવાર ઝણઝણવા લાગી.

અનંતાના પિતાએ સીમલામાં સેસીલ હોટલમાં રહેવાનું રાખ્યું હતું. પિતાપુત્રી બે જણજ હતાં એટલે ઘર માંડવાની મુશ્કેલી એમણે ટાળી હતી. અનંતાને હવા ફેરથી માનસિક શાંતિ મળી. પિતા પુત્રી પ્રત્યેક પ્રભાતે પગે ફરવા નીકળતાં હતાં. હોટલ ભરચક હતી એટલે કોઇને કોઈ સોબત મળી રહેતી. અઠવાડિક ડાન્સ પણ ત્યાં થતા હતા. આઠ દસ દિવસ પછી અનંતાનો પ્રત્યાઘાત પૂરો થયો. અને ડાન્સમાં પણ તેને રસ પડવા લાગ્યો. પોતે ડાન્સ કરવા માંડ્યો નહિ પણ રસથી તે જોવા માંડ્યો. કદાચ અનુકૂળ સાથી હોત તો તે ડાન્સમાં ઉતરે તેવી તેની મનોવૃત્તિ થવા માંડી હતી. છતાંયે નવીન હોય તો સારું એમ તો તેને થયું નહિ.

નવીને તેને એક પત્ર લખ્યો હતો. પોતે લગ્ન માટે કરેલી માંગણીથી જે ખોટું લાગ્યું હોય તો માફી માંગી હતી. વધુમાં જણાવ્યું હતું કે પોતે જે જાતનું જીવન ગાળતો હતો તે કેવળ પાશ્ચાત્ય અને છીછરૂં હતું એમ તેને લાગવા માંડ્યું હતું. થીજ પાર્ટીઓમાં જવું તેને હવે ગમતું નહોતું. વળી વિવેકાનંદ અને રામતીર્થનાં પુસ્તકો પણ તે લઈ આવ્યો હતો, એમ જણાવ્યું હતું. આ પત્ર આવ્યાથી અનંતાને સારું લાગ્યું. પણ તેણે પ્રત્યુત્તર આપ્યો નહિ. મનમાં શક હતો કે કદાચ પત્રમાંની વાતો બનાવટી હશે.

એક રવિવારે અનંતા અને તેના પિતા સીમલા પાસેની એક જગાએ ફરવા ગયાં. વાઈલ્ડ ફ્લાવર હોલ તે જગાનું નામ હતું. ત્યાંનું સૃષ્ટિસૌંદર્ય અદ્‌ભુત હતું. માઇલો સુધી ખાસ કોઈનું રહેઠાણ નહિ. હિમાચ્છાદિત હિમાલયનાં ગિરિશૃંગો નજરે પડે. ચારે તરફ રંગોએ તો જાણે બળવો કર્યો હોય તેમ, ભાતભાતના રંગોવાળાં ફૂલ. આ જગાએ એક સ્વીસ બાઇની હોટલ હતી ત્યાં આખો દિવસ તેઓ ગાળવાનાં હતાં. બગીચામાં એક ઝૂલો હતો તે ઉપર તે બેસીને સૃષ્ટિસૌન્દર્ય નિરખતી હતી. તેવામાં હોટલમાં એક યુરોપિયન અને એક હિંદી ગયા, તેમની પીઠ તેની નજરે પડી. હિંદી તો આબેહુબ પ્રેમળ જેવોજ લાગ્યો. પણ તેનું મુખ તેણે જોયું નહિ. એના મનની મુંઝવણ વધી. આ સૃષ્ટિસૌંદર્ય, આ ફૂલઝાડ, અને પ્રેમળ! અરેરે પણ અહીં પ્રેમળ ક્યાંથી? થોડીવાર ખચકાયા પછી તે ઊઠી. હોટલમાં ગઈ. સામાન્ય બેઠકની જગામાં કોઈ જણાયું નહિ. ત્યાંના હોલ પૉર્ટર પાસે તે ગઈ. કોઈ નવા મહેમાન વિશે ધીમેથી પૂછ્યું. તેણે જણાવ્યું કે વ્યાપાર

મંત્રી અત્રે આવ્યા હતા. તે વ્યાપાર-ખાતના પ્રધાન વિશે પૂછપરછ કરીને તરત બીજે દરવાજે ચાલી ગયા. તેમની સાથે કોઈ હિંદી હતો, પણ તેને હું ઓળખતો નથી.

અનંતાનું મન ચકડોળે ચઢયું. સાંજ પડતાં પિતા પુત્રી સીમલે પાછાં ફર્યાં. વ્યાપાર મંત્રી કોણ છે તે વિશે અનંતાએ પિતાને પૂછ્યું. તેના પિતાએ કહ્યું કે મિ.... કોમર્સ સેક્રેટરી પહેલા મુંબાઈ હતા. તે મારા જૂના મિત્ર છે. ખરું જોતાં મારે તેમને મળવું જોઈયે. હું તેમને જરૂર એકવાર ડાન્સને દિવસે જમવા નોતરીશ. બહુ માયાળુ તેમજ ગમતી માણસ છે. તેમનાં મડમ પણ અહીં હશે તો બોલાવીશું—હું તેમને પણ મળેલો છું.

પ્રેમળ આજે પુર બહારમાં હતો વ્યાપાર પ્રધાન આખો રવિવાર વાઈલ્ડ ફ્લાવર હોલમાં ગાળવાના હતા. બપોરે વ્યાપાર મંત્રીને તેમનું અગત્યનું કામ પડયું. એટલે રવિવાર હોવા છતાં તેઓ પ્રેમળને ઘેર ગયા. અને અમુક કાગળો લઈને તેમની સાથે વાઈલ્ડ ફ્લાવર હોલ આવવા કહ્યું. બન્ને તાકીદથી ગયા. વ્યાપાર પ્રધાનની શોધમાં તેઓ વાઈલ્ડ ફ્લાવર હોલની હોટલમાં ગયા પણ ત્યાં પત્તો લાગ્યો નહિ. એટલે એક બીજું સ્થળ હતું ત્યાં તેઓ ગયા પ્રધાન ત્યાં મળ્યા, બહુજ અગત્યની અને ખાનગી મંત્રણા પ્રધાન તથા મંત્રી વચ્ચે થઈ. પ્રેમળ બહુજ વિશ્વાસુ માણસ છે એમ ખાત્રી આપવાથી તેને હાજર રાખ્યો અને અમુક નોંધ કરવાનું કામ તેણે કર્યું.

પોતે વિશ્વાસપાત્ર બન્યો હતો. અનુપમ સૃષ્ટિસૌંદર્ય તેણે નિરખ્યું હતું. ઘેર જતાં જ તેણે સારંગી કહાડી તાનમાં આવીને ગત પછી ગત લીધી. તારે તારમાંથી પ્રેમ ધ્વનિ નીકળ્યો. સંગીત પૂરું થયું અને દિવાસ્વપ્ન શરૂ થયું. નીલું પાણી. ભૂરૂં આકાશ. ઘટામય વૃક્ષો. લચી. રહેલી વેલી. રંગબેરંગી અસંખ્ય પુષ્પો, ચિત્ર-ફલક. સંગીતનાં સાધન. કાશ્મીરી ગલીચો અને... સ્વપ્ન સરી ગયું. એ જાગ્યો. અનંતા કયાં હશે? મને યાદ પણ કરતી હશે? એનાં લગ્ન થઈ ગયાં હશે?

બીજે દિવસે અનંતાના પિતા વ્યાપાર મંત્રીને મળ્યા. ધણી ધણિયાણી બેઉ જણને મંગળવારે રાત્રે હોટલમાં જમવા નોતર્યાં. પોતાની પુત્રી પણ સાથે છે તે જણાવ્યું. વ્યાપાર મંત્રીએ નોતરું સ્વીકાર્યું. સાથે સાથે જણાવ્યું કે કદાચ તેમને જલદી જવું પડે. વ્યાપાર પ્રધાન સાથે અગત્યનું કામ છે અને કદાચ રાત્રે મંત્રણા માટે બોલાવે.

સેસીલ હોટલમાં ખૂબ ધમાલ છે. ડીનર ટેબલો બાજુઓમાં ગોઠવી વચ્ચે ડાન્સ માટે જગા કરી છે. આજે કેબેરે–ધંધાદારી નૃત્ય પ્રયોગો–પણ છે. વાઈસરોયનાં પુત્રી પણ ડાન્સ માટે આવવાનાં છે. વિશાળ ખંડ બહુ સુંદર રીતે શણગાર્યો છે. રોશની ઝાકઝમાળ છે. ઘણુંજ વખણાતું બેંડ ત્યાં હાજર છે. નાનાં નાનાં ખાનગી ડીનરોનાં ટેબલો ગોઠવાયાં છે. ત્યાંના રહેનારાં જાણીતાં માણસો પણ કોઇને કોઈના મહેમાન થઈને આવેલાં છે. વ્યાપાર મંત્રી તેમનાં પત્ની સહિત આવ્યાં. અનંતા અને તેના પિતાએ તેમને આવકાર આપ્યો. ચારે જણ પ્રથમ લાઉંજમાં–સામાન્ય બેઠક ખંડમાં–ગોઠવાયાં. પીણાં માટે હુકમો છૂટયા. સભ્યતા ખાતર અનંતાએ પણ "શેરી"ની પ્યાલી લીધી અને તેમાંથી થોડો થોડો રસાસ્વાદ કર્યો. સેસીલ હોટલમાં જમણ અને નૃત્યનો ખંડ નીચે છે. પીણાં પત્યા પછી સૌ નીચે ગયાં. અને પોતાના ખાસ ગોઠવાયલા, શણગારેલા, ટેબલ ઉપર બેઠા. જમણ ખંડ આગળ એક નાનો આરામ ખંડ છે. લીફ્ટ ત્યાંજ ઉભી રહે છે. ત્યાં આગળ એક કાશ્મીરી ગલીચાનો વેપારી, તથા એક ઝવેરાતનો વેપારી, પોતાનો માલ વેચવા બેસે છે. આ ખંડના

દારૂની બરોબર સામે આ સોદાનું ટેબલ હતું. વચમાં ડાન્સ માટેની જગા હતી. ડીનર ટેબલ ઉપર વાતો ચાલી.

"હું તમને ધન્યવાદ આપું છું. તમારાં પુત્રીએ શિક્ષણ સાથે રીતભાત બહુજ સારી કેળવી છે." મડમ બોલ્યાં.

"કોલેજ પૂરી થયા પછી મેં એને સોસાઈટીમાં ભેળવવા માટે ખાસ ધ્યાન આપ્યું હતું. એ ડાન્સ પણ શીખી છે."

"માફ કરજો હું તે જાણતો નહોતો. જો મારે જતાં રહેવું પડે નહિ તો હું ડાન્સ માટે આમંત્રણ આપું છું." વ્યાપાર મંત્રી બોલ્યા.

"ક્યાં જવું પડે તેમ છે?" અનંતાએ પૂછ્યું.

"વ્યાપાર પ્રધાનને ત્યાં કદાચ જવું પડે. હું આવ્યો ત્યારે મારી સાથે મારા અંગત મદદનીશને લાવ્યો હતો. તે વ્યાપાર પ્રધાનને ત્યાં પૂછી આવશે અને જો ત્યાં જવાનું હશે, કે કાંઈ સંદેશો મને આપવાનો હશે તો અહીં આવશે."

"તમારા મદદનીશ કોણ છે? તમારી સાથે તે વાઈલ્ડ ફ્લાવર હોલ ઉપર હતા?"

અનંતાએ ધીમેથી એના મનમાં રમી રહેલી વાત પૂછી લીધી.

"હા, એમનું નામ મિ. દીવાન છે. તે દિવસે એ મારી સાથે જ હતા."

પછી તો વાત બદલાઈ. ડીનર પૂરું થયું અને ડાન્સ બેંડ શરૂ થયું. પહેલો ડાન્સ પૂરો થયા પછી વ્યાપાર મંત્રીએ ફરી અનંતાને ડાન્સનું કહ્યું. બીજા ડાન્સમાં તે ઉભી થઈ. અને ડાન્સ કર્યો.

પ્રેમળ સરકારી કાગળો લઈ વ્યાપાર મંત્રી સાથે હોટલ ઉપર આવ્યો હતો. વ્યાપાર પ્રધાનને ત્યાં તેને જવાનું હતું. અમુક કાગળો આપ્યા પછી જો તે કાંઈ સંદેશો આપે તો પાછા આવીને મંત્રીને આપવાનો હતો. તે બહાર થોડીવાર થોભ્યો. કોઈ દિવસ તે હોટેલમાં ગયો નહોતો. બહારથીજ તેણે અનંતા અને તેના પિતાની સાથે વ્યાપાર મંત્રીને જોયા. અનંતાને ત્યાં જોઈ તે વિસ્મય પામ્યો. કુતૂહલતાને વશ થઈ હોટલ બહાર તે જરા થોભ્યો. તેઓ સૌ બેઠાં હતાં ત્યાં થોડીવારે પીણાં આવ્યાં. અનંતાને પણ એક પ્યાલી હોઠે અડકાડતાં તેણે જોઈ. અનંતાને જોયાનો આનંદ જતો રહ્યો અને તેને આઘાત થયો. શું અનંતા દારૂ પણ પીયે છે? તેના પિતા પણ કેવા છે! તે વધુ ત્યાં થોભી શક્યો નહિ. પોતાને કામે ગયો. વ્યાપાર પ્રધાનનો બંગલો પાસે જ હતો. તેઓ પોતે એક હિંદી હતા. ડાન્સ ડીનરો તેમને પરવડતાં નહોતાં. ના છૂટકેજ કોઈ ડીનર ઉપર તેઓ જતા હતા. પોતાને ઘેર તેઓ તરતજ જમીને પ્રધાન ખંડમાં બેઠા હતા. તેમનું કુટુંબ પણ ત્યાંજ હતું. પાનસોપારી ચાલતાં હતાં.

મિ. દીવાનનો મુલાકાત કાર્ડ આવતાંજ તેઓ બહાર વરંડા પર આવ્યા. તે દિવસે રવિવારે એની મુલાકાત થયા પછી એને વ્યાપાર પ્રધાનને મળવાનો પ્રસંગ આવ્યો હતો, પણ આજે બંગલે તે પહેલીજવાર આવ્યો હતો. એમણે તરતજ વ્યાપાર મંત્રીનો પત્ર વાંચ્યો. બીજા કાગળો લીધા. અને બોલ્યા:

"મિ. દીવાન તમને રાતને વખતે મેં તકલીફ આપી. પણ મારો ઉપાય નહોતો. સુભાગ્યે હવે આ પત્રોની ઉતાવળ નથી. જાપાનીઝ વ્યાપારી મીશન સંબંધી આ પત્રો છે, તે તો તમે જાણોજ છો. મને એક કલાક પહેલા સમાચાર મળ્યા છે કે એમના આગેવાન હજી એક અઠવાડિયા પછી આવી શકશે. એટલે હું આ કાગળિયાં નીરાંતે વાંચીશ, તમે જમ્યા છો?" એકાએક આવો અંગત પ્રશ્ન સાંભળી પ્રેમળ અચકાયો, અને કહ્યું હું જમીને નીકળ્યો છું. - અપૂર્ણ: વધુ આવતા અંકે.

ગઢવી મૂકી, આખી સભા આનંદને હિલોળે ચડવા લાગી.

એવામાં એક ગઢવીના વિચિત્ર વર્તને સૌ કોઈનું લક્ષ ખેંચ્યું. એ ચારણ રાજસભામાં આવ્યો. રાજાની સામે ઉભા રહીને તેણે 'રાઠોડ રાજાની જય' પોકારી, ડાબા હાથથી પોતાના માથે બાંધેલી પાઘડી ઉતારી. અને એ પાઘડીને ડાબા પડખાની બગલમાં દબાવીને તેણે મંદોર-પતિને જમણા હાથથી આશીર્વાદ આપ્યા.

આખી સભા સ્તબ્ધ થઈ ગઈ. આ તે ચારણ છે કે જંગલી રોઝ? ચારણનો દીકરો થઈને એને ખબર પણ નથી કે આશીર્વાદ કેમ અપાય?

રાઠોડરાજ પણ વિમાસણમાં પડ્યો. ચારણ લાગે છે તો બુદ્ધિશાળી. આમ નિયમનો ભંગ કરીને આશીર્વાદ આપવામાં જરૂર એનો કંઈ ઉદ્દેશ હોવો જોઈએ.

કુતૂહલ ખાળી ન શકાયાથી તેમણે ભર-દરબારમાં જ ચારણને પ્રશ્ન કર્યો: "ગઢવીજી, આપે સભામાં આવતાં જ પાઘડી કેમ ઉતારી નાંખી? આશીર્વાદ આપવાના નિયમથી ઉલ્ટી રીતે આપે જમણા હાથથી આશીર્વાદ કેમ આપ્યા?"

"માઠું લાગ્યું હોય તો માફ કરજો મહારાજ! આ પાઘડી પાહાર પ્રદેશના પ્રતાપી આલૂ હાડાની છે. એ નરબંકાની પાઘડી જગતમાં કોઈની આગળ નમી ન શકે!"

મંદોરના સામંતો અને સરદારો એકાએક ઉભા થઈ ગયા. "શું કહ્યું? આલૂ હાડાની પાઘડી કોઈને ન નમે એમ?"

"સમસ્ત મારવાડ ઉપર જેની એકહથ્થુ સત્તા છે એવા મને–મારવાડના અધીશ્વરને પણ એ પાઘડી ન નમે એમ?" રાઠોડરાજનો ક્રોધ શિટક્યો. સિંહાસન ઉપરથી તે નીચે ઉતરી આવ્યો.

"તદ્દન સાચી વાત, મહારાજ! આલૂ હાડાની પાઘડી આપને પણ ન જ નમે. અને એટલા માટે જ મેં તે મારા માથેથી ઉતારી લઈ મારી બગલમાં દબાવી રાખી હતી."

રાઠોડરાજનો ક્રોધાગ્નિ ખૂબ ભભૂકી ઉઠ્યો. એની આંખમાંથી અંગારા ઝરવા લાગ્યા. ક્રોધા-વેશમાં ભાન ભૂલીને તેણે ચારણની બગલમાં દબાયલી પાઘડી ખૂંચવી લીધી અને તેને દૂર સભાની બહાર ફેંકી દીધી.

"તમારા આલૂ હાડાની પાઘડીની શી દશા થઈ તે જોયું? જો જો હવે તો એ લોકોની ઠોકરે ચડશે!" તેનો તિરસ્કારભર્યો સ્વર સભામાં ગાજી ઉઠ્યો.

આખી સભામાં સનસનાટી ફેલાઈ ગઈ. પત્થરમાંથી કોરી કાઢેલાં પુતળાં હોય તેમ જડ જેવા સભાજનો ક્ષણભર તો આ શું થાય છે તે જોઈ જ રહ્યા.

ચારણ પણ દિગ્મૂઢ બન્યો. સ્પષ્ટવક્તાપણું જેને ગળથૂથીમાં જ પાવામાં આવે છે એવા ચારણો આવા પ્રસંગથી હરેરી જતા નથી. આવા પ્રસંગોને ઘોળીને પી જવાની એમનામાં આવડત હોય છે.

આ ચારણ પણ તરત જ સ્વસ્થ બન્યો. પ્રસંગની ગંભીરતાનું તેને તરત જ ભાન થયું, અને જે પાઘડીની પોતે આટલી પ્રશંસા કરી હતી તે પાઘડીને રાજાની ઈચ્છાનુસાર સભા-જનોના પદપ્રહાર થવા પામે તે પહેલાં તો એણે સભામાંથી દોટ મૂકી, બાજ પક્ષી પોતાના શિકાર ઉપર ઝપટ મારે તેમ તેણે પાઘડી ઝડપી લીધી, અને પાણીના રેલાની માફક ત્યાંથી સરકી ગયો.

[ ૩ ]

મેવાડની પૂર્વે રાજસીમાની જાણે ઢાલ ન હોય તેમ દુર્જય પાહાર પ્રદેશ આવેલો હતો. એ પ્રદેશ ઉંચા ખડક ઉપર આવેલો હોવાથી

અમે તેનું પાલન કરવા તૈયાર જ છીએ." એ બહાદુર હાડાઓએ પોતાનો દૃઢ નિશ્ચય દર્શાવ્યો.

"એની તો મને ખાત્રી જ છે, ભાઈઓ! પરંતુ આ શત્રુ કંઈ મામુલી નથી. એનાં સાધનો વિપુલ છે."

"ભલેને એની પાસે સાધનોનો ડુંગર ખડકાયો હોય, પરંતુ આપણી પાસે વજ્ર જેવા કઠોર હૈયાનો ભંડાર ભર્યો છે!" હાડાઓની લાગણી ઉશ્કેરાઈ રહી હતી.

"એકલું બળ અહીં કામ નહિ લાગે, ભાઈઓ! કેટલુંક કામ કળથી પણ લેવું પડશે. છતાંય આપણે સૌએ એટલું તો અત્યારથી જ સમજી લેવાની જરૂર છે કે આપણે બધા રણશૈય્યામાં સુવા માટે જ જઈએ છીએ. મોતને મુઠ્ઠીમાં રાખીને પ્રચંડ પરાક્રમ અને અસીમ સાહસનું પારખું આપે તેવા ફક્ત પાંચસો સરણિયા મને જોઈએ છે."

ટપોટપ હાડાઓ ઉભા થઈ ગયા. 'અમે મરવા તૈયાર છીએ.' 'અમે સૌ કેસરિયાં કરવા તત્પર છીએ.' એવા ગગનભેદી નાદોથી હાડાઓએ આકાશ ગજાવી મૂક્યું.

"શાબાશ, મારા વફાદાર હાડા બંધુઓ! તમારો નિશ્ચય જોઈને મારો ઉત્સાહ માતો નથી. આપણે સૌ સાથે જ યુદ્ધયાત્રાએ નીકળીશું, સાથે જ લડશું અને સાથે જ મરશું; અથવા સાથે જ વિજયમાળને વરીશું."

'આલૂ હાડાનો જય!' હાડાઓએ પોતાના મુખીનો જય પોકાર્યો, અને પોતાનાં હથિયારોને સજ્જ કરીને આલુની આજ્ઞા થાય ત્યારે હાજર થવાના નિશ્ચય સાથે સૌ પોતપોતાને સ્થળે ચાલ્યા ગયા.

અપૂર્ણ : વધુ આવતા અંકે

# "બાપ કે રાક્ષસ"

લેખક : ઉછરંગરાય કેશવરામ ઓઝા. બી. એ.

"આમ એવું કાંઈ સમજિયે નહિ—અમારી વહુને અમારી સાથે વળાવો." મેઘજીએ વેલણ-પટેલને છેવટની વાત સંભળાવી દીધી.

"પણ, બાપલા, હજી નાની છે, પરણાવી એટલે કાંઈ ગન્હો કીધો. કળુબીની દુનિયામાં તો દીકરીઓ ઘોડિયામાં પરણે—પણ કાચેકલેવરે આણાં વળાય ?"

"તો રિયો ધર્યાં." મેઘજીએ કોઈ અમલ-દારની નિષ્ઠુરતાથી કહ્યું : "હવે સાંભળી લ્યો, વેલણપટેલ—અમારી વહુને આજ બપોરની ગાડીમાં અમસોતી નથી વળાવી તો પછી એને જન્મારો તમારે ઘેર રાખી મેલજો. અમારો દીકરો બીજી કરી લેશે. છોકરાઓ મોટાજોધ થાય એટલે ઘર બાંધવું તો જોવેજ ને !"

દીકરીનાં માબાપ એટલે તેની સમાજમાં કાંઈ પ્રતિષ્ઠા નહિ. ઉંચી કહેવાતી નાતોમાં પણ પરણાવ્યા પહેલા દીકરાવાળાં ઓછાં ઓછાં થાય, ખોળાપાથરે અને દીકરીવાળાંનો પડતો બોલ ઉપાડે. પણ સ્વસ્તિ બોલાઈ ગયું કે બસ; જાણે રાષ્ટ્રોમાં તંત્રપરિવર્તન થયું—દીકરાવાળાંનો રોફ વધી જાય અને દીકરીવાળાંને ગુલામની પાટય કરતાં પણ હેઠળનું સ્થાન મળે.

"મેઘાપટેલ" વેલા પટેલે જવાબ આપ્યો. "ત્યારે બેક કલાક પછે ફેરો ખાજો. હું ઘરમાં સંતલસ કરી લઉં."

"હવે કર્યો સંતલસ—" મેઘજીએ ઉત્તર વાળ્યો. "મોટા સંતલસના કરવાવાળા આવ્યા છો તે. હા ભણી દિયો ને. દીકરીનો ભવ બગા-ડવો સે. ઘરમાં જઈને કહ્યું કે છોકરીને તૈયાર કરો; દેન છે બાયડીઓનાં કે ના પાડે."

"બાપા, મારું આટલું વેણ રાખો." વેલા પટેલે આજીજી કરી કહ્યું. "હું બધું કરીશ. લિયો—તમે ખાલી, એકલા નહિ જાઓ. થિયું ? પણ બે કલાક પોરો દઈ ને આંટો ખાજો."

મેઘાથી જીત મેળવી તે સમજાઈ ગયું. તેણે જાણે બ્હેવાઈ ઉપર પાડશણુના પહાડ ઉતારતો હોય તેવો દેખાવ કર્યો. "ઠીક ઠેકાણે આવ્યા, પટેલ. દીકરીનાં માબાપે તો એવું જ રાખવું જોઈએ. લિયો, રામરામ. દસ થજે આવીશ." મેઘા પટેલ ઊઠ્યા. વેલણ પટેલ તે કાંટારખાં પહેરી ડેલી બહાર નીસરે તે જોવા ઉભા ન રહ્યા. તે માહ્યલીકોર ઓરડામાં ગયા.

"મગટીને મોકલવી અહો" ઉંબર ઓળં-ગતાં ઓળંગતાં વેલણ પટેલે પટલાણી સામે જ બેઠાં હતાં તેને ઉદ્દેશીને કહ્યું. મગટી પટેલની એકની એક તેરેક વરસની દીકરી હતી. ગામના એક બ્રાહ્મણ મહેતાજીએ તેની ફઈ બની તેનું નામ મુક્તા પાડ્યું હતું. એ નામ ઘરમાં અને ગામમાં મગટીનું રૂપાન્તર પામ્યું હતું.

"સા……નકોર" પટલાણીની આંખમાં આંસુ છલકતાં હતાં. "પીમીવેવાણ કાલ સાંજે મને પારવિનાની ગાળ દઈ ગ'યાં ને કેતાં ગ'યાં કે મગરી કાં તો સાથે આવે ને કાં તો જન્મારો આંહિ રિયે."

"ને મને હમણાં મેઘો પટેલ સંભળાવી ગ'યા." વેલાપટેલે પોતાની દશામાં કોઈ જાતનો ફેરફાર નથી એ બતાવવા અને જો પટલાણીને તેનાથી કાંઈ શાતા વળે તો ધારણા આપવા કહ્યું. પછી અધૂકડા બેશી તે બોલ્યા : "મોકલી જોયે—શું થાય ? દીકરીની જાત છે."

માના અંતરમાંથી આંસુ છલકવા માંડયાં. "તમે શું વાત કરો. હજી મગટી કેવડી ને મોકલવાની શી વાત ! હજી તો દૂધિયા દાંત છે. થેપાડું પણ પૂરું પહેરતાં આવડતું નથી."

"પણ કોઈની પરણેતરને કાંઈ આપણાથી જન્મારો આપણે ત્યાં રાખી મૂકાશે ?"

"તે આવડી કાચી કાયાને આ રાખસને હાથે રહેંસાવી નાંખવી. આ તે કાળામાથાના માનવી કે ખવીસ ?" પટલાણીએ કાળજા-માંથી કારમાં વેણ કાઢવા માંડયાં.

"તે ખવીસ કહો કે રાક્ષસ કહો–દીકરી ને ગાય, જ્યાં દોરે ત્યાં જાય." પટેલે જવાબ આપ્યો.

રોતે રોતે માવડીએ કહ્યું. "બે દિવસ રાખીને ત્રીજે દિવસે આંહિ પાછી મોકલી દે એવી શરત કરો તો મોકલું"

"દસ બજે મેઘો પટેલ આવવાના છે–કહીશ. તમે પહેરામણી તૈયાર કરો. બપોરની ગાડીમાં જવાનું કે'તા'તા. પણ જમાડીને વલ-વવા જોશે તે સાંજની ગાડીનું કરશું." કહી પટેલ ઊઠયા.

૨

"**મગટી**, તારે આજ સાસરે જવાનું." સાથે કુંચલી પેરી રસ્તામાં ઢોરના છાણના પોદળા ઉપાડી લેવાની હરીફાઈ કરતી ત્રણ છોકરીઓમાંથી એક છોકરીને તેની નજિકમાંથી એક મોટો પોદળો સુંડલીમાં મૂકતી છોકરીને કહ્યું.

"નહિ જાઉં, મોતડી" છોકરીએ કહ્યું, તેને તેર વર્ષ કહેવાતાં હતાં, પણ આજની નજરે તો તે તેથી પણ ક્યાં નાની લાગતી હતી. તેનાં અંગમાં નર્યું કૌમાર હતું. એક પણ અવયવ પાકકાળ બનાવતો નહોતો. તેને સંસારનું ભાન જ નહોતું. નિર્દોષ, નિર્લાલસ એ એક કુદરતનું ફૂલ હતી.

"તારો હાહરો ને તારી હાહુ અમારી ઓશરીએ ઉતર્યાં." ને મોતીડીએ કહ્યું. બેય કેનાં'નાં કે તને આજ તેડી જાવીચ."

"હું ના પાડેશ." મગટીએ કહ્યું.

મોતડી છણકી: "ને તારી ના કોણ ગણવાનું છે. એતો એની હાથે લઈ જાય–એમે ન જાય તો તને પરાણે લઈ જાય, ચોરી કરે તેને કુલેસ આવીને પરાણે જેલમાં લઈ જાયને એમ. કુલેસને બદલે હાવુ હહરો." મોતડીએ પોતાના અનુભવો સરખાવ્યા.

"તો જાશ." બીજા પોચકાપર પહેલો હાથ નાંખવા દોડતી મગટીએ અણગમતી અને નકામી લપ જેવી લાગતી મોતડીની વાતને ટૂંકાવવા જવાબ આપ્યો.

"શું જાશ?" ત્રીજી છોકરી વાતમાં ભળી. છલોછલ ભરાઈ ગયેલી સુંડલીના ભારથી સંતોષપૂર્વક દબાતી બોલી. "સાસરુ શું ઈ ભાન છે? સાસરે શું થાય ઈ ખબર છે?" તેણે ઓઠ ફૂલાવ્યો.

"હા, હા. ખબર છે." મગટી બોલી. "તું એટલી જ સાસરે જઈ આવી હોઈશ કાં. હું પરણ્યા વહેલાં ને પરણી ત્યારે ગઈ'તી ને ગળ્યું ગળ્યું જમવાનું, ને બારેગતલ બેસવાનું; સારાં સારાં લૂગડાં પહેરવાનાં, ઘરેણાં બારવાનાં, ને સહુ આવીને કહેઃ "ઓહોહો વહુ તો બહુ રૂપડી છે હો." મને તો બગાસાં આવે ને કિયે કે સાસરે બગાસાં ન ખવાય. દોડાય નહિ, હરાય નહિ, ફરાય નહિ; દાંત કઢાય નહિ જેજે." સાસરે વહુઆરૂથી જેજે ન થાય તેનું વર્ણન કરતાં મગટી હસી પડી. "મારે સાસરે નથી જાવું."

"ઈ તો પરણ્યા પહેલાં–" ત્રીજી છોકરી છબલીએ કહ્યું "લે, મોતડી; આને તો ખબ-રે ય નથી." મોતડી પણ આવી રસપૂર્વક મગટીની વાત સાંભળવા માંડી હતી. "પરણ્યા પછી તો હાવ નોખું."

"તાણે–" મોતડીએ પોતે જોયેલાપરથી મગટીને કહેવા માંડયુંઃ "વહેલું ઊઠવાનું, દળ-વાનું; હાહુના પગ તળાંસવાના. હહરાની પથારી કરવાની, ખેતરે ભાતું લઈ જવાનું, રાંધવાનું સીખવાનું–"

"ના, ના" મગટી છણકી "એટલું બધું તે હોય—ગધેડી પણ મરી જાય એટલું કરે તો."

"તાણે નહિ" મોતડીએ કહ્યું "પાણી ભરવાનું, ગાય દોવાની, કોઠ વાળવાની, દોણાં-વલોણાં, રહેડાંપાણી, મહિમેમાન, વાળવું-વધેરવું—"

"તું તો જૂઠી છે." મગટીએ વાત ટૂંકાવી.

"તે હું જૂઠી ને તું હાચી કાં—પૂછ ઉજવ-લીને, મારી કાળીમાશી હાહરાનું કામ કરતાં કરતાં તો મરી ગઈ. તાવ આવતો'તો કાયા તો તાવ્યા લોઢા જેવી ધગધગે ને હાહુએ કાળી-રાતે પાણી ભરવા મોકલી—તે વાવ ઉપર જ પડી ને ફેદા નીકળી ગ'યા—"

"ને મારી ફોઈ દંતોડકઈ" ઉજવલીથી ન રહેવાણું "હહરાની પથારી કરતાં ડામ-ચિયામાંથી એરુ ડસ્યો ને હાહરો કિયે તું તો ઢોંગ કરચ. તે મરી ગઈ તાં લગી કોઈએ એરુ ઉતરાવ્યો ય નહિ."

મગટીના દિલમાં આ દાખલાઓથી ઊંડી ફડક પેઠી. તેનો આનંદ ઉડી ગયો.

"હું નહિ જાઉં." તે બોલી.

"તે ઈ કાંઈ હાલે. " મોતડીએ પોતાને નાનકડે હાથે તેનો વાંસો થાબડતાં કહ્યું "પર-ણ્યાં એટલે તો આપણી કાયા ને માયા બધુંય હાહરાનું. કાયા વરની ને માયા હાહરાની. દિ' ઘરમાં બધુંય કામ પેલેથી છેલે લગણ કરવાનું ને રાતે વરરાજો જોડી—"

ઉજવલી હસી પડી "જો રે' રે'—લાજ ય કે ગાજ છ—ઈ બોલાતું હશે."

મોતડીએ તેને ઠીંટો ચોડયો: "લે, ને માલમાલ ન કહીએ તો કોણ કિયે? ઓલી ગોદી રાતે રોઈ રોઈને વરરાજાને ઓરડે ગઈ જ નહિ ને હવે ક્યાં તેડેસ?"

"હા, પણ ગયું તો જોવે—મારાં બા કિયેચ કે મારાં રામીકાકી ઘાસણીમાં જવાન-જોધ મરી ગ'યાં—કાકાને ઓરડે બાર વરહનાં આવ્યાં'તાં ને પંદરમે વરહે ખલાસ."

આ બાળકી કન્યાઓને શું વધારે ખબર પડે? તેઓ આ પ્રમાણે વાતો કરતી હતી ત્યાં વેલણ પટેલ સામેથી દેખાયા, "ઓલી એ મગટી, એ હાલય—તને ગોતી ગોતીને મારા પગ લાકડાં થઈ ગ'યા."

છોકરીઓ છૂટી પડી. ચિન્તાતુર મનવાળી મગટી છાણની સુંડલી લઈ બાપની પાછળ ગઈ.

૩

થોડા દિવસ વીતી ગયા. એક સવારે નિશાળના માસ્તરે વેલણ પટેલને એક ત્રણ પૈસાનું પતું મોકલાવ્યું. એ પતું મેઘા પટેલનું હતું. 'સ્વસ્તિ શ્રી સર્વ શુભોપમા જોગ પટેલ વેલણ બાવાની અરજની વાણી હોજો. બીજલપરેથી લખતંગ પટેલ મેઘરજ વનમાળીના જુહાર. બીજું કે આ કાગળ દેખત આવીને તમારી દીકરીને લઈ જજો. અમારો દીકરો તેને ઘરમાં રાખવા માગતો નથી. ને અમારે તમારી દીકરી નકામી છે."

વેલણ પટેલના મનમાં ફાસકો પડયો. ગભ-રાતે મને પતું મગટીની માને વાંચી સંભળાવ્યું. રેંઢે ગાડું કરી પટેલ બીજલપરે ગયા. ચોરે ભીડો ઉતારી મેઘાપટેલને ખબર આપ્યા. મેઘા-પટેલ આવે તે પહેલાં તો ગામના પટેલને ગામોટ ચોરે મેમાન આવ્યાના ખબર દીધા તેથી તે આવી ચડયા.

જુહાર થઈ રહ્યા પછી ગામપટેલે કહ્યું "તે, પટેલ, દીકરીનાં સાસરાં ને આજના જમાનિયા તો ગાંડેલ, ગમાર ને લાલચુ હોય પણ તમે ઉઠીને બાર વરસની કુમળી બાળકીને સાસરે મોકલી—"

"પણ, બાપલિયા, છે શું?" વેલણ પટેલ ગભરાટમાં બોલી ઊઠયા.

"તમારી દીકરી તો દવાખાનામાં પડી ચ—ને તમારો જમાઈ છે પોલીસમાં......જમાઈ તો છૂટશે ને બીજી કરશે, પણ દીકરી તો

બચે ત્યારે."

વેલણ પટેલ સફાળા ઉભા થઈ ગયા." "મુંજાઓમાં" ગામપટેલે કહ્યું "હું ભેગો ડાક્ટર સાહેબકને આવું છું."

વેલણ પટેલ અને એ વધારે લપ કર્યા વિના નીકળી ચૂકયા. ડાક્ટર દવાખાનાની પાડશાળામાં જ ઉભા હતા.

"તમે આ છોકરીના બાપ કે–તમે છોકરીની ઉમર પણ ન જોઈ? તમે તે બાપ કે રાક્ષસ?"

તે અંદર ગયા. વેલણ અને ગામપટેલ તેની પાછળ ગયા.

મગટીની કાયા તદ્દન ચૂંથાઈ ગઈ હતી. તે છેલ્લા શ્વાસ લેતી હતી. ત્રણે જણ ચૂપ ઉભા રહ્યા. થોડી વારે તેણે જરાક આંખ ઉઘાડી–પિતા ઉપર તેની નજર પડી એમ માનવામાં આવે છે–તે તો કોણ જાણે, પણ તે નજર સાથે મગટીનો જીવ નીકળી ગયો.

ડાક્ટરે વેલણ પટેલને કમકમાટી ભર્યો ઈતિહાસ કહી. એ ઈતિહાસ કહેવામાં કેવળ હિન્દુત્વની સંસ્કારિતામાં રહેલી સ્યામતા જ ઘોળવી રહે છે. તે જેટલી ઓછી ઘોળીએ તેટલું જ ઠીક છે.

---

# અનેરો આત્મત્યાગ!

જાણીતા લેખક: **શ્રી. ધનશંકર હી. ત્રિપાઠી.** આ વાર્તામાં કામદાર કુટુંબની કુણી લાગણીઓની અદ્‌ભુત ગાથા રજૂ કરે છે.

*

* ગરીબ કામદારને પોતાની વહાલી બહેનનો ક્ષયરોગ મટાડવા પૈસા જોઈતા હતા, એક મિત્રે ભયંકર માર્ગ લેવા સલાહ આપી, ભારે આનાકાની પછી કામદારે તે માર્ગ લીધો, પણ ફસાઈ પડયો, ખૂનનો આરોપ આવ્યો તેને જેલની સજા ફરમાવાઈ હોત; પણ છેક છેલ્લી ઘડીએ ન્યાયાસન સમક્ષ અદ્‌ભુત વાતો રજુ થઈ. અનેરા આત્મત્યાગનાં જ્વલંત કિરણ પ્રસરી રહ્યાં......

- એ અનેરો આત્મત્યાગ કોનો ? કેવા પ્રકારનો? કામદારનું શું થયું? એની બહેનનું શું થયું?......
- એ જાણવા માટે તમારે આ વાર્તા અવશ્ય વાંચવી જોઈએ.

*

“ઝેર પીને મરી જાઉં કે ગળે ફાંસો નાંખીને મરી જાઉં તો જ હવે આ દુઃખમાંથી છૂટકો થશે......”

આ શબ્દો બોલનાર એક યુવાન હતો, મુંબઈના પોતાના રહેવાના મકાનમાં તે અહીં તહીં ફરતો હતો: એનું મકાન કોઈ આલીશાન બંગલો ન હતું. એક ચાલીમાં આવેલી એ ૯"×૧૦" ની ખોલી હતી. અને તેની બહાર ૩"×૪" નો પહોળો ઓટલો હતો, જેની સળંગ લંબાઈ એવીજ બીજી ખોલીઓ આગળના ઓટલા સાથે ઘણા ફીટ થતી હતી. એ ખોલીમાં વસતો માણસ ગરીબ મિલ કામદાર હતો. એનું નામ હતું મથુર. એની સાથે એની ૧૬ વર્ષની ઉંમરની બહેન વસતી હતી.

મથુર પાસે એક વર્ષે ઉપર સારી જેવી રકમ એકઠી થયેલી પણ તે બધીયે રકમ તેણે ‘ફ્યુચર્સ’ માં હોમી દીધા! પરિણામ એ આવ્યું કે, આજે જ્યારે એની બહેન લખી દુઃખદર્દથી પીડાય છે ત્યારે તેની પાસે દવાના પૈસા નથી! લખીને ઝીણું તાવ આવતો હતો. ઉધરસ બેસુમાર આવતી. અનાજ ખવાતું નહીં છતાં ભૂખ ખુબ લાગતી. દિવસે દિવસે તે તવાઈ જતી હતી. એનો ભાઈ મથુર, મિલના દવાખાનામાંથી રોજ દવા લાવીને તેને પાતો પણ દરદ મટતું જ ન હતું. તાવ ખસતો ન હતો. ડાક્ટરનું કહેવું એવું હતું કે, લખીને હવાફેરની જરૂર છે. પણ ગરીબ મથુર હવા ખાવાના કોઈ સ્થળે જઈ શકે તેમ ન હતો.

લખી પરણેલી નહોતી. છેક નાનપણથી તે મીલમાં જ નોકરી કરવા જતી પણ છ મહિનાથી તો તે ખાટલાવશ હતી એટલે તે નોકરી પર જઈ શકતી ન હતી.

ભાઈબહેનને એક બીજા પર બહુજ વહાલ. મથુર રોજ સાંજે નોકરી પરથી આવીને બહેનને કહેતો: “લખી, તને કોઈ પણ ઉપાયે હું હવાફેર માટે લઈ જવા માગું છું, એ સિવાય તારું દરદ નહી મટે, એમ ડાક્ટર સાહેબ કહે છે.”

લખી જવાબ દેતી: “ભાઈ, તમારાથી કાંઈ ટૂંક પગારમાં સારી રકમ બચાવી શકાશે ખરી? કદી નહીં; માટે મારી તો હવે આશા જ છોડો. ઈશ્વરને જે કરવું હશે તે કરશે.”

મથુરથી એ શબ્દો સાંભળી શકાતા ન હતા. “બહેનની આશા છોડું!” તે મનમાં કહેતો: “ના. હું જીવતો રહું અને બહેન ને

મધરાત પડી ચૂકી હતી. શહેરમાં સરિયામ રસ્તાઓ ઉપર તો અંધકાર દૂર કરનાર રોશની હતી પણ ગલીગૂંચીઓમાં તે નહોતી.

એક અંધારગલીમાં આવેલા એક આલીશાન મકાન આગળ મોઢે બુકાની બાંધેલા બે આકાર આવી ઉભા. અને તે મકાનની દીવાલ ઉપર પાટલા ઘો ચડાવીને તેને બાંધેલા દોરડા વડે સડસડાટ તે મકાન ઉપર ચડી ગયા. થોડીક વારે એ મકાનમાંથી ગૂંગળાયેલો એક અવાજ સંભળાયો ! 'ખૂ...ઉ...ન...અ...' ગલીના નાકા ઉપર, એ વખતે રૌન ફરનાર સિપાઈ આવી લાગ્યો. એકાએક એની નજર ગલીમાં અંધારામાં પસાર થતા કોઈક બે ઓળા તરફ ગઈ "હુકમદાર !" તે મોટે સાદે બોલ્યો.

એ સિપાઈના લમણામાં એજ ટાંકણે એક લોઢી પથ્થર વાગ્યો. મજબૂત મનનો એ સિપાઈ પોતાને લમણે પડેલા ઘાથી નીકળેલા લોહીની પરવા કર્યા વિના ગલીમાં પેઠો ને આકારોની પાછળ દોડવા લાગ્યો પણ તેવામાં એ આલીશાન મકાનમાં વીજળીની બત્તીઓ થઈ: "પોલીસ ! ખૂન ! મદદ !" એવી બૂમો પડી રહી. નાસતા ઓળાની પાછળ જવાને બદલે સિપાઈ, સદર આલીશાન મકાનમાં પેઠો.

પાડોશીઓ જાગી ઉઠયા. મકાનોમાંથી બહાર નીકળ્યા. ગલીમાં દૂર દૂર બે ઓળા નાસતા હતા. મકાનોમાંથી બહાર નીકળેલા ઓમાંના કેટલાકની નજર તેઓ ઉપર પડી. "ચોર નાસે છે ! પકડો !" એવી બૂમો પડી. દૂરના છેડા પરથી એક–બે જણે પોતાનાં મકાનમાંથી બહાર નીકળી આવીને તેઓને પકડવા કોશિશ કરી. નાસનારા ઓળામાંનો એક જણ એક ખુલ્લા મકાનમાં પેસી ગયો. છાપરે ચઢી ગયો અને ત્યાંથી પસાર થઈ ગયો ! તે કોઈને હાથ આવ્યો નહીં. પણ બીજો આકાર ઝલાઈ ગયો !

"મારો, મારો" આવા પ્રસંગોએ કુદરતી રીતે લોકોને જે શર ચડે છે તે પાંડોશીઓને ચડયું અને તેઓએ, ઝલાયલાને માર પીટ શરૂ કરી.

ખૂનવાળા આલીશાન મકાનના છેક ઉચેના મજલામાંથી પોલીસ–સિપાઈએ મારપીટનું દશ્ય નિહાળ્યું. તે એકદમ નીચે ઉતરી આવ્યો અને લોકોના ટોળામાં દાખલ થઈને તેણે ખૂનીને મારપીટ અટકાવીને તેનો કબજો લીધો.

* * *

લખી પાસેથી એનો ભાઈ મથુર એકદમ જતો રહ્યો અને 'છગનીઆએ કહેલો માર્ગ' લેવા વિષે કાંઈક બબડાટ કરતો ગયો ત્યાર પછી લખીને ચેન પડયું નહીં. ભાઈ જમ્યો નહતો. તે જમવાનું ઠેલીને ગયો હતો. તેથી તેને અમંગળ શંકાઓ થવા માંડી કે રખેને તે કોઈ અવળો અને અપ્રામાણિક માર્ગ લેશે એમ એને લાગ્યું. મધરાત વીતી જવા છતાં લખી પોતાના ભાઈની રાહ જોઈ જોઈને થાકી. ઘેર હજી સુધી તે પાછો ફર્યો નહતો. ખચીત જ તે કોઈક આડા રાહે ગયો છે, એમ તેને લાગ્યું. એને આડો રાહ લેતો અટકાવવો જોઈએ, આવો દઢ નિશ્ચય કરીને એ બિચારી એકવડા શરીરની તાવલી, અને શક્તિ વિનાની, કોમળ કળી, ખોલી બહાર નીકળી. તે થોડીક વાર ઓટલા પર બેઠી. છગનની ખોલીમાં તેણે પૂછપરછ કરી જોઈ. છગન ઘેર આવ્યો નહતો, એમ તેની વહુ મંગળીના કહેવાથી લખીએ જાણ્યું.

મનમાં ને મનમાં ગૂંચવાતી, ઉધરસ ઉપર ઉધરસ ખાતી એ બાળા બહાર નીકળી. મથુરની મિલના એક–બે બીજા કામદારો બીજી ચાલીઓમાં રહેતા હતા. તેઓને ત્યાં તપાસ કરવા જવા તેનો ઈરાદો હતો. પણ...

તે થોડેક ગઈ અને તેને જાણે થાકથી

મૂર્છા આવી જશે એમ લાગ્યું. તે વાટમાંજ બેસી પડી. તેના મોંમાંથી બળખા પડયા. તેને ઉલ્ટીઓ થઈ. એમાં લોહી નીકળ્યું. એનો શ્વાસોશ્વાસ જાણે રૂંધાઈ જતો હોય એમ એને લાગ્યું. આંખમાંથી પાણી ટપકવાં લાગ્યાં. જીવને શાંતિ આપવા માટે તે આંખો મીંચીને થોડી વાર સુધી બેસી રહી. એટલામાં કાંઈક ભારે પગલાં સંભળાયાં. જાણે સામેથી કોઈક દોડતું દોડતું આવે છે, એમ એને લાગ્યું. એણે આંખો ઉઘાડી. ખરેજ, એક આકાર દોડતો આવતો દેખાયો : " એજ મારો ભાઈ!" તે મનમાં બોલી. આવનાર માણસ તેની નજદીક આવ્યો. ત્યાં અંધારું હતું. એના ચહેરો દેખાતો નહોતો. લખી બોલી : "ભાઈ... ભાઈ..." એનો અવાજ ક્ષીણ હતો; શ્રમભર્યો હતો: છુટક ત્રુટક શબ્દોજ તે બોલી શકી.

માણસ થોડીકવાર લખીની નજદીક ઉભો રહ્યો પણ પછી તો તે આગળ જ દોડી ગયો ન વાત, ન ચીત......

એ જનારાની પીઠ પાછળ લખી જોઈ રહી. એનાથી 'ભાઈ' શબ્દ મોટે સાદે બોલી શકાયો નહીં છતાં ધીમે સ્વરે તે ભાઈ... ભાઈ એમ બોલતી જ રહી.

એ જનાર આદમી લખીની ચાલીમાં જ પેઠો, લખીની ખોલીમાં જ તે ગયો. થોડીવાર સુધી તેમાં રહ્યા બાદ તે પાછો બહાર નીકળ્યો અને થોડીક ખોલીઓ વટાવ્યા બાદ એક ખોલી ઉઘડાવીને અંદર પેસી ગયો, એનાં બારણાંને તે બાદ, અંદરથી સાંકળ વસાઈ દેવાઈ.

લખી ધીમે ધીમે ચાલતી પોતાની ખોલીમાં આવી, 'ભાઈ આવ્યો છે' એમ તે માનતી હતી. પણ અંદર આવીને જોતાં ભાઈ દેખાયો નહી, એના હૃદયના ધબકારા વધી ગયાં, નિરાશા અને ગમગીની વધી જવાથી તે બેહોશ થઈને જમીન પર ધબ્બ દઈને પડી ગઈ.

* * *

બીજા દિવસનો પ્રભાતનો પહોર થતાં શહેરમાં ચોમરદમ એ વાત ફેલાઈ ગઈ કે જાણીતા શેઠ ઘેલાભાઈને ત્યાંથી મોટી રકમની ચોરી થઈ–ચોરોએ શેઠનું ખૂન કર્યું! એક ચોર પકડાયો છે. તેઓ બે જણા હતા. બીજો છટકી ગયો છે. આ ખબરથી લોકમાં ઉદ્વેગની લાગણી ફેલાઈ ગઈ.

આઠ દિવસ પછી શેઠ ઘેલાભાઈના ખૂન સંબંધમાં પકડાયલા આરોપીપર કેસ ચાલ્યો. તેનો સાથીદાર મળ્યો ન હતો. તેનું નામ પકડાયલા માણસે આપ્યું નહતું. તેને ઘણું ઘણું સમજાવ્યા છતાં અને જાણી શકતા સખ્તાઈના ઉપાયો લેવાયા છતાં, નામ આપવાની તેણે "ના" જ પાડી. પ્રથમ તો, પકડાયલાના શરીરપરથી ચોરીનો કોઈજ માલ મળ્યો નહતો પરંતુ તેનાં નામ ઠામ મેળવીને તેને ત્યાં તપાસ કરવામાં આવતાં તે માલમાંથી થોડોક માલ મળ્યો હતો. પકડાયલો માણસ ચોરી અને ખૂન પછી પોતાને ઘેર તો જઈ શક્યો નહતો છતાં ચોરીનો માલ તેને ત્યાંથી કેવી રીતે મળી આવ્યો, એ બાબત, પોલીસ અમલદારોને કોયડા રૂપ થઈ પડી! પણ તેઓએ તેનો ઉકેલ કાઢયો. તે એ કે, ખૂનીના સાથીદારનુંજ એ કામ હોવું જોઈએ. આ પકડાયલો ખૂનના કૃત્યમાં સામેલ હતો. તેણે ખૂન કર્યું હોય યા તો તેના સાથીદારે; પરંતુ એ સાથીદાર છટકી ગયો છે. અને આ ઝલાઈ ગયો છે. એનો સાથીદાર કોણ હતો? મજકૂર સાથીદાર વિષે પોલીસ ખાતાએ ખૂબ શોધખોળ ચલાવી હતી પણ તેના સંબંધી તેઓને કાંઈજ જાણવાનું મળ્યું નહતું. તે પકડાયો નહતો. તેની પાસેનો બીજો બાકીનો માલ પણ મળી આવ્યો નહતો.

અદાલતે ખૂની સામેની પુરાવાઓ તપાસ્યા, જ્યુરીને જજ્જે કેસ સમજાવવાની શરૂઆત કરતા પહેલાં બંધવાને તક આપીઃ "તારા સાથીદારનું નામ દઈ દેને ? શા વાસ્તે તેનું નામ દેતો નથી ?"

બંધવાએ એકજ જવાબ દીધોઃ

"ચોરો, ડાકુઓ અને ખૂનીઓમાં પણ ઈમાન હોય છે. મરી જાઉં તો બહેતર પણ નામ દઈ, મારા સાથીદારને દગો ના દઉં"

"વિચિત્ર અને બેહુદો જવાબ ! જજ્જે આમ કહીને જ્યુરી સમક્ષ ઉપસંહાર કર્યો. જ્યુરીએ વિચાર ચલાવીને એક મતે અભિપ્રાય ઉચ્ચાર્યોઃ આરોપી મથુર, શેઠ ઘેલાભાઈના ખૂન માટે ગુનેગાર છે."

જજ્જ સજા ફરમાવવાની તૈયારીમાં હતા એજ વખતે એક ક્ષીણ અવાજ સંભળાયોઃ "નામદાર ન્યાયાધીશ સાહેબ, ખૂની હું છું. શેઠજીનું ખૂન મેં કર્યું છે."

એક માંયકાંગલા જેવી, ગળીઅલ ગાય જેવી દુબળી પાતળી ઓરત તરફથી આ શબ્દો કહેવામાં આવ્યા હતા ! ન્યાયાધીશે તેને પિંજરામાં બોલાવી, અને નામઠામ વગેરે પૂછ્યાં.

તે બોલીઃ "મારું નામ લખી.

હું આરોપી મથુરની બહેન થાઉં છું. હું અને એક બીજો માણસ શેઠને ત્યાં ગયાં હતાં. તે ચોરીનો માલ એકઠો કરતો હતો. તે દરમ્યાન મેં પોતે શેઠજીનું ખૂન કર્યું હતું. પછી હું તરતજ ત્યાંથી છટકી ગઈ. મારો ભાઈ મારી શોધ માટે મારી પાછળ આવેલો. તે અચાનક ભૂલમાં પકડાઈ ગયો. તે વખતે તો હું ઘેર પહોંચી ગઈ હતી. તેના શરીરપરથી ચોરીનો માલ મળ્યો નથી. ખૂનનું ઓજાર પણ મળ્યું નથી. તેથી પુરવાર થાય છે કે, તે નિર્દોષ છે; અને ખૂની હું છું."

લખીની આ હકીકત સાંભળીને અદાલતમાં સૌ જણું આશ્ચર્યથી દિંગ થઈ ગયાં.

ન્યાયાધીશે કહ્યુંઃ "બાઈ, તારું શરીર ખૂન કરી શકે એવી તાકાદવાળું નથી. તું ખોટો આરોપ તારે માથે ઉઠાવી લેછે. તારી વાત માન્યામાં આવે તેવી નથી."

બંધવો મથુર આ વખતે બોલી ઉઠ્યોઃ "નામદાર કોર્ટ સાચું કહે છે. મારી બહેન મારા ઉપરના અથાગ પ્યારને લીધે ખૂનનો આરોપ પોતાને માથે ઓઢી લેછે. તે મહારોગથી કંટાળી ગઈ છે. તેથી મૃત્યુ વાંછે છે નામદાર કોર્ટને મારી અરજ છે કે, એ ગુનાહને ગુનેગાર ઠરાવશો નહીં. મને ચાહે સજા કરો. હું તે સહેવા તૈયાર છું."

અત્રે સરકારી વકીલે મથુરને કહ્યુંઃ "આ બાઈએ કરેલા નિવેદનથી ગૂંચવાડો વધ્યો છે પણ તેનો ઉકેલ એકજ છે. આ બાઈએ અને એના ભાઈએ સાથીદારનું નામ દઈ દેવું. એ પછી જે બેગુનાહ હશે તેને સજા નહીં થાય."

"કોઈ કાળે અમે નામ નહીં દઈએ. "ગરીબ ગાય જેવી દેખાતી લખી વાઘણની માફક ત્રાડ પાડી ઉઠીઃ

"બીજો માણસ જો કે ખૂની નથી તો પણ તેનું નામ દેવું એ અમારા કુળની ઈમાનદારીને કલંક લાગવા જેવું થઈ પડે ! હું કે મારો ભાઈ એ માણસનું નામ નહીંજ દઈએ."

"શાબાશ !" અદાલતમાં આવેલા પ્રેક્ષક વર્ગમાંથી કોઈકે પોકાર પાડ્યો અને પોતાની બેઠકમાં ઉભો થઈને તે મોટે સાદે વધુ બોલ્યોઃ મથુરનો સાથીદાર કોણ હતો તે હું જાણું છું. નામદાર કોર્ટે મારી હકીકત સાંભળવા મહેરબાની કરવી."

એક ત્રીજી વ્યક્તિ કુદી નીકળી તેથી કોર્ટમાં ભારે આશ્ચર્ય ફેલાયું. ન્યાયાધીશે તે વ્યક્તિને સાક્ષીના પિંજરામાં બોલાવી.

તે એક મિલમજૂર હતો. તેણે કહ્યુંઃ "મથુર બિલકુલ નિર્દોષ છે એવી જ રીતે બહેન લખી

પણ બિનગુનેહગાર છે. તે બેમાંથી કોઈએ ખૂન કર્યું નથી. ખૂન કરનાર હું છું. ચોરી કરનાર પણ હું પોતે છું! જુઓ, આ રહ્યો ચોરીનો બાકીનો માલ, કે જે પોલિસ ખાતાને જડયા ન હતો.!"

"છગન!" એક સાથે લખી અને મથુર બોલી ઉઠયાં, લખીએ વધારામાં સવાલ કર્યો: "આમ શા માટે?"

"બ્હેન, કેવળ તારે ખાતર!" છગને કહ્યું અને ચોરીનો માલ પોલિસને સોંપી દેતાં તેણે લખીને ઉદ્દેશીને ઉમેર્યું: "જો તને અને મથુરને તમારા ઇમાનનું માન છે તો મારી ફરજનું ભાન ન રાખું એવો હું નાદાન નથી!"

બાદ તેણે અદાલત સમક્ષ એકરરા નોંધાવતાં કહ્યું: "હું જાહેર થવાનો નહોતો; કારણ કે, હું બચરવાળ છું પણ મથુરે અને લખીએ પોતાના જાતની પરવા કર્યા વિના છેક છેવટ સુધી મારું નામ છૂપાવી જ રાખ્યું તેથી મારા ઉપર અસર થઈ છે. હું એ મારી ધર્મની બ્હેનના અદ્દભુત આત્મત્યાગથી શરમિંદો બન્યો છું. મારો જાન બચાવવા ખાતર આ એક નિર્દોષ ઓરતનું બલિદાન દેવાતું હું જોઈ રહું તો મારા અવતારને ફિટકાર છે! આથી હું જાહેર થયો છું. મથુર વિષે મેં કહ્યું છે તે તદ્દન સાચું છે. ખૂન અને ચોરીનો ભયંકર માર્ગ એને સુઝાડનાર હું જ છું. અમે શેઠજીને ત્યાં ગયા તો ખરા પણ મથુરે કોઈ દિવસ ચોરી કરેલી નહતી એટલે તે ગભરાઈ ગયો. મકાનમાં પેઠા પછી તે તો લમણે હાથ દઈને બેસી પડ્યો અને 'પાછો ચાલ' 'પાછો ચાલ' એમ મને કહેવા લાગ્યો. મને એના પર તે વખતે તિરસ્કાર આવી ગયો પણ ખાલી હાથે પાછા ફરવું એ તો હું કદાપિ પસંદ ના કરું એટલે ખૂન અને ચોરીનાં બન્ને કામ મારે એકલાને જ પતાવવાં પડ્યાં. જો મથુરે મને મદદ આપી હોત તો મરનાર શેઠજીથી ચીસ સુદ્ધાંત પાડી શકાઈ નહોત અને સફાઈથી અમે લોકો પકડાયા વિના જ પસાર થઈ શકયા હોત. શેઠજીએ મરતી વેળા ચીસ પાડી તેથી બાજી ઉંધી વળી. હું અને મથુર છટકયા તો તો ખરા; પણ મથુર પોતાની અનાવડતને લીધે ઝલાઈ ગયો અને હું છટકી ગયો. માર્ગમાં તેની બ્હેન લખીને મેં બેઠેલી દીઠી હતી. "ભાઈ ભાઈ" એવા શબ્દો તે ઉચ્ચારતી હતી મને એણે પોતાનો ભાઈ સમજીને એ શબ્દો કહ્યા હતા. મને તે વખતે તેની સહેજ દયા આવી હતી પણ લાચાર! મારી પાછળ પોલીસ ધોંસ આવે એવો ભય હતો અને મારે તો આ આરોપ મારા ઉપરથી કાઢી નાંખવાનો હતો એટલે હું લખી આગળ થોભ્યો નહીં.એને ઘેર ગયો. એનાં બારણાં ખુલ્લાં હતાં. ચોરીનો થોડાક માલ મેં મથુરની ખોલીમાં નાંખ્યો અને પછી મારી ખોલીમાં જઈને મેં તેમાં તે એવી ખુબીથી

છુપાવી દીધો કે, જડતી લેવાય તોયે ના જડે નહિ. મારે ત્યાં પોલીસ ખાતાએ જો કે જડતી લીધી હતી પણ જેમ બીજી ઓલી ઓમાંથી તે નિરાશ થઈ હતી તેમ મારે ત્યાંથી પણ તેને નિરાશા પણ મળી હતી! એ બધી મારી સફાઈ! પણ અત્યારે મારી એ બધી સફાઈ મારી આ ધર્મની બહેન લખીને કુરબાની નિહાળીને તેનાં પવિત્ર કદમોમાં હું ડૂલ કરી દઉં છું...કેવળ એને ખાતર હું સાચી હકીકત કહીને નામદાર અદાલતને વિનંતિ કરું છું કે, મને ચોરી અને ખૂન માટે બેલાશક ફાંસીની સજા ફરમાવો."

જજ અને જ્યુરી આ વખતે મંત્રણામાં રોકાયાં તે દરમ્યાન છગને લખીને પોતાની પાસે બોલાવીને તેના કાનમાં ધીમેથી કહ્યું: "પરમેશ્વરની દયાથી મારી પાસે પુષ્કળ પૈસો છે, એ હું તને બક્ષિસ કરી દઉં છું. તારો રોગ મટાડવા માટે આરોગ્ય ભુવનમાં જવાની જરૂર છે. તો તે નાણાં ઉપયોગમાં લેજે, અને મથુરને સલાહ આપજે કે, કોઈ દહાડો ફરીથી 'ફ્યુચર્સ' નો ગોરખધંધો ના કરે!"

"ધન્ય છે, છગનભાઈ!" લખી બોલી: "તેં તો મરીને જીવવાનો મંત્ર આપ્યો છે! માત્ર અમને ભાઈ બહેનને જ નહીં—પણ સારાયે જગત્ ને!"

* * *

એ કહેવું બિનજરૂરી છે કે, જ્યુરીએ એક મતે છગનને ગુનેહગાર જાહેર કર્યો અને છગનના કાર્યની ક્ષમતા ધ્યાનમાં લઈ તેને વીસ વર્ષની સજા ફરમાવી.

છગનના એકરારથી મથુર જો કે નિર્દોષ ઠરતો હતો પરંતુ તે તેના સાથીદાર તરીકે ચોરી કરવા ગયો હતો તેથી તેનો નજીવો દંડ કરીને અદાલતે તેને છોડી મૂક્યો.

લખી આરોગ્યભુવનમાં જઈ શકી: છ માસ બાદ જ્યારે મથુર તેને મળવા ગયો ત્યારે તેની તબિયત સુધારા ઉપર હતી.

"ભાઈ, હવે ફ્યુચર્સનો ધંધો કરો છો કે?"

"ના, બહેન." લજ્જિત થઈ મથુરે જવાબ દીધો: "એ રાહ છગનની શિખામણથી મેં સદાને માટે છોડી દીધો છે અને જો, મેં બચાવેલા પૈસામાંથી તારે માટે આ સોનાનું ઘરેણું કરાવ્યું છે."

તેણે એક ચકચકિત સુવર્ણમાળા બતાવીને તેની બહેનના કંઠમાં પહેરાવી.

બહેનની આંખ હર્ષનાં આંસુથી છલોછલ ભરાઈ ગઈ. અને એ આંસુમાં એક મૂર્તિ તરવરી રહી.

---

# * * *જ્યારે

**શ્રી ભગવાનલાલ મહેતા**

(૧)

**ફ્રં**ન્ટિયર મેલે દિલ્હીનું સ્ટેશન છોડવા સીટી મારી—ને—એક જુવાન મારવાડી તાવથી પીડાતો સેકન્ડ ક્લાસના ડબ્બામાં દાખલ થયો. ખૂણાની બર્થ ઉપર એક દેખાવડી બાઈ બેઠી હતી. મારવાડીના નોકરે બધીય વસ્તુ બરાબર ગોઠવી ત્યાં સુધી મારવાડી આરામ ખુરશીમાં આંખ મીચીને પડી રહ્યો...ન તો તેને પોતાના ડબ્બામાં એક બાઈ મુસાફર છે તેનું ભાન રહ્યું... "શેઠિયાજી...આપ સો જાઈએ. બિછોના તૈયાર હય." નોકરે કહ્યું.

મારવાડી ઉભો થયો...ને...પછી પથારી ઉપર પડયો. નોકર પોતાના ડબ્બામાં ગયો. તેણે એક ગાલ મશુરીયું લીધું ને ધીરે ધીરે માથું તેના ઉપર ધસવા માંડયો...ટ્રેન તો ક્યારનીયે ચાલુ થઈ ગઈ હતી. કેટલીયે વાર સુધી તે આમને આમ પડી રહ્યો...કાંઈક વિચારમાં...ને પેલી સ્ત્રી પણ આ જુવાન તરફ તાકતી કોઈ સુધી બેસી જ રહી...ન તો એક શબ્દ બોલી. નતો એક ખોંખારો પણ ખાઈ શકી...આખરે એક છીંકે મારવાડીને ચમકાવ્યો—" ક્યોં નારાયણ અબ તક યહાંહી હય ? ગદ્દા ટિકિટ કલેક્ટર ક્યા કેહેગા ?" તેણે આંખો મીંચીને બોલ્યા જ કર્યું. પેલી સ્ત્રી સહેજ આછું હસી...પછી ધીરે રહીને બોલી " જી આપકા નોકર તો નહિ હય લેકીન મૈં હું."

હવે મારવાડીએ ઉભા થવા પ્રયત્ન કર્યો... તે પોતાના બિછાના ઉપર બેઠો ને—પછી બોલ્યોઃ

" માફ કીજીયે મૈં મેરે ખ્યાલો મેં ઈતના મશરુફ થા કે આપકો નહિ દેખ સકા, ઔર મુઝે થોડીસી બુખાર હય—સર ફટા રહા હય."

" સરકાર માફ કરનેકી યે કૌનસી બાતે હય ? લાઈએ મૈં સર પર બામ માલીસ કરું."



અને તે બાઈ મારવાડીના બિછાના પાસે ખુરશી ખેંચીને બેઠી.

હવે જ મારવાડી તેના તરફ બરાબર જોઈ શક્યો. બોલનાર બાઈ ચબરાક હતી...તથા તેની સાથે વાત કરવામાં અમૂક પ્રકારની શીતળતા પડતી હતી. ને મારવાડી પોતાનું દુઃખ ભૂલી જતો હતો. સ્ત્રીની સાથે વાત કરવામાં કયો હિણભાગી પુરુષ પોતાનું દુઃખ ભૂલી નથી જતો !

મારવાડીએ આંખો ભરી ભરીને તેના તરફ જોયું. બોલનાર બાઈ બાવીસ ત્રેવીસ વર્ષની યુવતી હતી. વર્ષાના વરસી ગયા પછી જેમ વનરાજી ખીલી ઉઠે તેમ તેના શરીરનો વર્ણ ખીલી ઊઠ્યો હતો. મોટી ને સુંદર આંખોને ફરતાં કાળાં રંગ—કુંડાળાં તેની વિલાસપ્રિયતા

સૂચવતાં હતાં–તેના ઉપર નાક પણ સપ્રમાણ લાંબુ હતું, ને નાક તથા આંખોના અધિર્ષ્ઠ પ્રદેશને આવરી લેતા ગાલો કાંઈક ઉન્નત તથા ભરાવદાર હતા...ગુલાબનાં છાંટણાં છાંટયા જેવાજ ...ને પેલી બાજુ બેઠેલો તલ! હોઠ પરવાળાંભર્યાં હતા...ને તેની નીચે ગોખ બેસાડતી હોય તેવી હડપચીને પછી નીચે તસતસતું સ્તન-મંડળ...ગળાને સુડોળ ઝીણી બારીક રશિયન બ્લાઉઝમાં નીચેના બોડીસમાં ડોકિયાં કરી રહ્યું હતું...ને તે ઉપર વ્યવસ્થિત રીતે અવ્યવસ્થિત પહેરેલી ઝીણી આછી વાદળી સાડી. ...બસ યૌવન માગે તે બધુંય તેની પાસે હતું.

હવે બન્ને વાતે વળગ્યાં. પેલી સ્ત્રીનો કોમળ હાથ મારવાડીના કપાળ પર ફર્યા જ કરતો હતો...

"આપ કહાંસે તશરીફ ફરમાતે હો?"

"બમ્બઈસે."

"આપ યહાં દિલ્હીમેં ક્યા કુચ્છ ધંધા-રોજગાર પર આયે હોંગે?"

"જી."

"ક્યા કામ તમામ શુરૂ હુવા?"

રાજબાબુ આવા પ્રશ્નો માટે તૈયાર નહોતો. એક અજાણી સ્ત્રીના આવા સવાલોથી તે સહેજ ગભરાયો. પણ એકાંત, આવો સુંદર સહચાર તેનાથી છોડી શકાયો નહિ. વળી માથાનું દરદ પણ ઓછું થતું જતું હતું.

"નહિજી."

"કાલી માતા ભલા કર દેગી ક્યા કામ થા?"

"કોઈસે મીલનેકુ આયા થા."

"માલુમ હોતા હય વો કોઈ ઓરત હોગી."

રાજબાબુ ચમક્યા...પાસે બેઠેલી બાઈ જાણે રાજબાબુના હૃદયની વાત જ બોલતી હતી.

"હાં."

"ઔર આપ આએ ઔર વો બહારગાંમ ચલી ગઈ યે માલુમ હોતા હય."

રાજા બાબુ વધારે નવાઈ પામ્યો. ને તેના મુખ તરફ તાકીને થોડીવાર તો પડયો જ રહ્યો. પેલી કાંઈક આછું હસીને ધીરે ધીરે માથે હાથ ફેરવવા લાગી.

"હાં..."

"કયસે પિછાન હુવા?" નવો પ્રશ્ન. અને આ પ્રશ્ન પૂછતાં તો તેણે એવી નાજૂક રીતે આંખોનો ચાળો કર્યો કે બિચારો રાજા બાબુ કાંઈક ઘેલો જ થઈ ગયો...

નાવ તો ક્યારનોય ઉતરી ગયો હતો–માથું પણ ઠીક હતું. હવે રાજબાબુ પથારીમાં બેઠો થયો તથા તેની સામું તાકતો જ બેસી રહ્યો.

"સાથરો પડતી'થી."

"ઐસા!" પેલીએ આશ્ચર્ય બતાવ્યું.

"ચલો મૈં મેરા નોકરકુ બુલાઉ. ઔર હમ ચાહ પીયે. મેરી દવાકી ભી વક્ત હો ગઈ હય." રાજબાબુએ કહ્યું.

"સબકુછ આજ તો મૈંહી કરુંગી. બેચારા નોકર કિતના બેકરાર હોગા...સોને દો ઉનકો."

રાજબાબુ તેના સામું જોઈ રહી–ને પછી બન્ને ખડખડાટ હસી પડયાં...એકાંત, ચાલતી ટ્રેન, ચાંદની ભરી રાત્રિ, ને બે યુવાન હૃદયો: એક ભોળો મારવાડી; બીજી જીવનમાં ડગ ભર્યાં પહેલાં જ 'પેશો' સ્વીકારવાની ફરજ પડેલી ઓરત...બારીમાંથી મંદમંદ પવન વાતો હતો ને તેની ઝાપટે તેની વેણીના વાળની લટ ઉડી ઉડીને તેના ગાલ સાથે રમત કરી રહી હતી. અત્યારે તે ઘણી જ સુંદર લાગતી હતી.

તેણે થરમોસમાંથી ચાહ કાઢી...કપ ભર્યાં. મારવાડીની દવાની બાટલી શોધી કાઢી તેમાંથી ડોઝગ્લાસમાં દવા ભરી પોતાના જ હાથે દવા પાઈ ને પછી બન્ને ચાહ પીવા બેઠાં... મારવાડી રાજબાબુ આ અજાણી યુવતીની સુશ્રુષાથી ખુશખુશ થઈ ગયો હતો.

"લેકીન તેરા નામ તો બતાયા હી નહિ?"

"ઉસમેં ક્યા બતાનેકી બાતથી? મેરા નામ રાધાબાઈ, બમ્બઈ વાલી." અને રાજાબાબુ ચમક્યો.

"ક્યા બમ્બઈ બમ્બઈ જીસકી પીછે પાગલ હય વો રાધાબાઈ આપ હી?"

"ઐસા બોલ કે મુઝે શરમિંદા બનાના છોડ દો રાજા...લેકીન દુસરી કોઈ રાધાબાઈ હય નહિ."

રાજાબાબુ ખુશ ખુશ થઈ ગયો. મિત્રોએ રાધાબાઈની કરેલી તારીફ ખરીજ હતી...

"અબ શર કૈસા હય?"

"ઠીક હય દુઃખ કમતી હય."

"લાવો મેં થોડા બામ માલીસ કરું. દુઃખ તો કાટનાહી ચાહિયે."

"નહિ, આપ બહોત તકલીફ કરમાતેકી ઝરૂર હી ક્યા હય?"

"નહિ તમ સોજાઓ મેં સર માલીસ કરુંગી."

રાજાબાબુ આ માગણીનો અસ્વીકાર કરી શક્યો નહિ. તે પથારી ઉપર પડયો ને રાધાબાઈ તેને માથે બામ ઘસવા માંડી...

ગાડી પૂર ઝડપે આગળને આગળ વધેજ જતી હતી.

"આપ કહાં ગઈથી?" રાજાબાબુએ નયને નયન મિલાવી પૂછ્યું.

"પતિયાલા મેરા મુજરા થા." ને એ શબ્દો બોલતાં તેણે એક નાજૂક બગાસું ખાધું ને કાંઈક વિલાસ-ભર્યું શરીરને એવું હલાવ્યું કે રાજાબાબુ ઉન્મત થઈ ગયો...રાધાબાઈ રાજાબાબુની સ્થિતિ સમજી ગઈ...

"ક્યા તબિયત જ્યાદા ઠીક નહિ હય?"

રાજાબાબુ કાંઈ બોલ્યો નહિ...પણ રાધાબાઈને તાકતો જ પથારીમાં પડી રહ્યો.

"યહાં શરદી જ્યાદા માલુમ હોતી હય. આઓ વોહી બિછોના પર સોજાઓ મેં યહાં સોઊંગી–"

રાજાબાબુ ઉભો થયો ને સામી બર્થ ઉપર જઈ સૂતો. રાધાબાઈ તેને અડીને જ બેઠી. હવે તેણે વધારે નજીકપણું અનુભવવા માંડ્યું. તેણીનો સાડીનો છેડો છૂટો રહેવાથી વારે ઘડીએ રાજાબાબુના માથાના વાળ સાથે રમત કરતો જ હતો........

અને થોડીવારમાં તો રાજાબાબુ ઘસઘસાટ ઉંઘવા માંડયો...રાધાબાઈ ઉંઘતા રાજાબાબુના વિશાળ ભાલ તરફ થોડીવાર જોઈ જ રહી...ને પછી કાંઈક ઉન્મત્ત થયેલી ઉભી થઈ. ધીરે-ધીરે ચોર નજરથી ચારેકોર જોતી રાજાબાબુ પાસે જઈ પહોંચી ને પછી તે ઉંઘતા મારવાડીના ભાલ ઉપર મીઠું મધુરુ આછું ચુંબન લઈ પાસેની પથારી ઉપર જઈ કેટલીયવાર સુધી તેના તરફ જોતી પડી રહીને......

જ્યારે બન્ને ઉંઘમાંથી જાગ્યાં ત્યારે ટ્રેન ક્યારનીયે સુરત વટાવી ગઈ હતી.

* * *

૨

અસ્મતજાન પેશાવરથી પાછી ફરતી હતી. દિલ્હીની એ નામચીન તવાયફનો પેશાવરની ૧૪મી ગુરખા બેટેલિયનની તહેનાતમાં જલસો હતો. બેટેલિયન તાજેતાજીજ મ્હોટા યુદ્ધમાં ભાગ લઈ વિજયવંત થઈ પાછી ફરી હતી... હિંદી સરકારે પણ આ ટુકડીની બહાદુરીની કદર કરતો એક ભવ્ય સમારંભ ગોઠવ્યો હતો ને તેના રંજન કાર્યક્રમમાં દિલ્હીની આ પ્રખ્યાત તવાયફ અસ્મતજાન પોતાના સાજ સાથે ગઈ હતી. ચાર દિવસના એ જલસામાં રંગની ખૂબ-ખૂબ મઝાહ લૂંટાવી બેટેલિયનના દરેકે દરેક સૈનિકનાં માનઅકરામ પામી તથા ખુદ સરકારની પણ મહેમાનગતીનો સ્વાદ ચાખી આજે અસ્મત પોતાને વતન પાછી ફરતી હતી.

પેશાવરથી છૂટેલો 'તુફાન મેલ' રાવલપીંડીના સ્ટેશને અટક્યો. પ્લેટફોર્મ આખુંય લશ્કરી અમલદારોથી ધમધમી રહ્યું હતું...પે-

સેન્જરોની ચડઉતર. ખુમચાવાળાના અવાજો વચ્ચે વાતાવરણ કાંઈક ઘોંઘાટભર્યું હતું...અરમત પોતાની બર્થની બારી બહાર જોતી બેઠી હતી...ત્યાં તો એકાએક એક ટોળું ભેગું થઈ ગયું...ને અવાજ ઉપડ્યા..." કીસકા બચ્ચા હય ?" "ઉઠાઓ." "ઉસકી અમ્મા કહાં હય ?"

અરમતે આ સાંભળ્યું...પાનદાની નીચે મૂકી દીધી. ને...ટોળા પાસે જઈ...જોયું તો એક સુંદર હસતી બાળકી ન્હાનાશા ઝભલામાં વીંટાયલી પડી હતી...છંદગીમાં પહેલીજવાર અરમતના હૃદયમાં કાંઈક ભરાઈ આવ્યું...બાળકને તેણે ઉપાડયું–ને ડબ્બામાં આવી બેઠી ને ગાડી ઉપડી...ને પછી તો અરમતે તે બાળકીને પાળીપોષી મોટી કરી 'ધંધો' શીખવાડયો... એ રાધાબાઈ ! વખત વહેવા સાથે અરમત પણ કાંઈક ઉત્તરાવસ્થાએ પહોંચી રાધાએ તેનો ધંધો સંભાળી લીધો હતો. ને અરમતને પણ પોતાની સગી માની માફક ગણતી હતી. તેને ખબર નહોતી કે અરમત મ્હારી માં નથી...

અને અરમતજાને મરતાં મરતાં રાધાને ચાર શબ્દો જિંદગીભર યાદ રાખવાના કહ્યા...

"દેખ બેટા, અપના તો તવાયફી પેશા. ઔર ઇસ પેશેમેં કીસમ કીસમ કે આદમી અપેની પહેંચાનમેં આવે ઔર જાવે. લેકીન ઉસમેંસે કોઈભી સાથ દિલ દેના ઠીક નહિ... ગાયા બજાયા, કામ ખતમ. જ્યાદા લપછપ ઠીક નહિ...હાં દિલ હી લગાના હો તો એકસે લગાના. ઔર ઉસીસે ભી એ જિંદગી ખતર હો જાય તબતક...દુસરે સબ બાઈ બાપ સમજી બેટી ?"

અને રાધાબાઈએ અરમતનો ઉપદેશ પોતાના જીવનમાં ઉતારી દીધો..." દિલ હી લગાના હો તો એક સે લગાના.-ઔર ઉસીસે ભી એ જીંદગી ખતર હો જાય તબતક...દુસરે સબ બાઈ બાપ."

અને જ્યારે જ્યારે રાધાબાઈ 'બેઠક'માં ગાતી ત્યારે અરમતના મરણ સમયના બોલ તેની નજરે તરતા...હજારો મારવાડીઓએ, બારીસ્ટરોએ,શેઠીયાઓએ, રાધાની માગણી કરી હતી. પણ રાધાએ તો..." મહેરીલ જાયેગી દુસરા કુછ નહિ..." એમ કહીને તેમને દરેકને નિરાશ કરેલા...

પણ તવાયફ એકલી ગાનારીજ હોય તે સમાજને ગમતુંજ નથી. સમાજ તવાયફ પાસેથી ગાણું એકલુંજ માગતો નથી, પણ કાંઈક વધારે પડતી આશા રાખે છે...પરિણામે રાધાબાઈનો દિલ્હીનો ગાવાનો ધંધો પડી ભાગ્યો. રાધાબાઈ મુંબાઈ આવી....અને એકદર દિલ્હીએ જે જાકારો રાધાબાઈને આપ્યો હતો તેજ ગળાની હલકે તથા સૂરની કોમળતાએ રાધાબાઈએ આખાય મુંબાઈને ઘેલું કર્યું...રાજાબાબુના મિત્રો રાધાની બેઠકમાં જઈ અને તેનાં ગળાનાં તેની નાજુકઅદાનાં ફાટફાટ વખાણ કરતા...

"પણ રાજા...અરે યાર ક્યાં ક્હેવાની વાત જ છે? સુન્દરતી બચ્ચી! ફક્ત ચાહ પાણીજ આપે છે...ને ગીત."

"અરે જોહરીમલ યાદ છે તે દિવસે કેસરીમલે હજાર કહેલા પણ 'સાંભળવું હોય તો ગીત. બીજું કાંઈ નહિ.' કહીને બિચારા કેસરીમલને કાઢી મૂકેલો." એક રંગીલા મારવાડીએ વાતને ટેકો આપ્યો......

"અરે યાર ! એ તે કાંઈ ઓરત છે ! ઘરમાં ઘીનો દીવો ને કાળકાની મૂર્તિને કાંઈ કાંઈ ધતીંગ કરે છે."

બીજો મારવાડી બોલ્યો.

"રાતના બાર થતાં તો બેઠક બંધ કરે છે ને-ચાર વાગે તો નાહીને પૂજા પાઠમાં-"

રાજાબાબુ ગાદી તકિયે પડયો પડયો આ બધુંય સાંભળતો હતો.

"તોતો સમરથમલ દેખની પડેગી માલુમ હોતા હય કોઈ બિચારી દુઃખી બાઈ હય. લેકીન

હોગી અચ્છે ઘરનેકી."

પણ રાજબાબુ રાધાબાઈની બેઠક ઉપર કોઈ દિવસ હાજરી આપીજ શક્યો નહિ...પણ આજ કાંઈ કામ પ્રસંગે દિલ્હીથી પાછાં ફરતાં એકાએક રાધાબાઈ તેને ગાડીના ડબ્બામાં મળી ગઈ ને પછી તો બન્નેનો પરિચય વધ્યો. અને એ પ્રથમ પરિચયેજ રાધાને પણ નહિ લાગેલી દિલની ચચરાટી કાંઈક વ્યક્ત સ્વરૂપ લઈ બેઠી. પ્રેમને નથી શરુઆત. નથી છેડો. પ્રેમ સ્વયંભૂ છે. દિલ દિલને ઓળખી લે એટલે પ્રેમ આપો આપ પ્રગટે છે. પુરુષમાં પ્રેમની લાગણી છે પણ પુરુષ લાગણી પ્રધાન ઓછો છે, સ્ત્રીમાં

પ્રેમની લાગણી બળવત્તર હોય છે. પરિણામે સ્ત્રી પુરુષના પ્રેમ પાછળ મરી ફીટે છે..... પુરુષને સ્ત્રીના આવા પ્રેમનો લગારે હિસાબ હોતો નથી; ને હિસાબ હોય છે તો તે સ્ત્રી તરફ બેદરકાર રહે છે. પરિણામે સ્ત્રી ઝુરી-ઝુરીને મરી ફીટે છે. આમ થાય છે ત્યારેજ પુરુષ સ્ત્રીની પોતા માટે કેવી લાગણી હતી તે સમજે છે. પણ તેની આ સમજણ ઘણીજ મોડી પડે છે. પરિણામે તેને તો પાછળથી રડવાનુંજ રહે છે.

રાધાબાઈ પોતાના દિલથી પ્રથમ દૃષ્ટિએ જ રાજબાબુને વરી ચૂકી પોતાનું દિલ આપી ચૂકી. પણ રાજબાબુ તે દિલનું કેવું મૂલ્ય આંકશે ? કેવો પ્રતિઉત્તર આપશે ? શી ખબર. જગત આવા પ્રશ્નોથી જ ભરેલું છે.

હજારો શેઠિયાઓનાં દિલ તપાસી વળેલી રાધાબાઈને દરેક માણસમાં કાંઈકાંઈ ખોડ દેખાતી હતી...ને દરેકને માટે દિલમાંથી નફ-રત નીકળી પડતી હતી...તેના દિલનો અણગમો કોઈ જાણતું નહિ.

પણ આજે દિલ્હીથી પાછાં ફરતાં રાજ-બાબુને જોતાં પ્રેમનો પાતાળ કૂવો એકાએક ફુટી નીકળ્યો...ને તેણે વાસ્તવિક રૂપ ધારણ કર્યું...અને પરિણામે જ્યારે રાજબાબુ ઉંઘમાં પડ્યો ત્યારે પ્રેમના પ્રતિરૂપ જિંદગીમાં પહેલ વહેલુંજ ચુંબન તેણે તે મારવાડીના કપાળ ઉપર કર્યું...ને તે દિવસથી રાધાબાઈ મનથીજ રાજ-બાબુની થઈ ગઈ......

ટ્રેઈન પૂરપાટ મુંબાઈ તરફ ધસે જતી હતી...રાજબાબુ ઉંઘમાંથી જાગી રાધાબાઈ સાથે ચાહ પીતો બેઠો હતો......

"ઔર શેઠ... આપકી કુછ નિશાની દો...!" રાધાએ માગણી કરી. "ક્યોં !"

"બસ. મેરે લીએ એક અચ્છી યાદગીરી રહેગી. દુસરા કુછ નહિ."

રાજબાબુ કાંઈ સમજી શક્યો નહિ. વાતો-વાતોમાં તેણે સાંભળ્યું હતું કે તવાયફ કોઈની સંભારણા. ભેટ રાખતી જ નથી. અને આ બાઈ તો તેનાથી જૂદી જ હતી......થોડીવાર રાજબાબુ વિચારમાં પડી રહ્યો...

"ક્યોં બાબુજી ક્યા શોચ રહે હો !"

"કુછ નહિ..."

તે પછી રાજબાબુએ પોતાની પાસેનો જૂનો રૂમાલ કાઢી રાધાબાઈને આપ્યો—"શુક્રીયા, કાલિમાના તુમારા ભલા કરે."

અને મુંબાઈ આવતાં તો બન્ને જુદાં પડી ગયાં.* (અપૂર્ણ)

* [ રાધાબાઈ રાજબાબુને મળશે ? રાજ-બાબુને રાધાબાઈ માટે કાંઈ પણ લાગણી થશે ? વગેરે માટે આવતો અંક જૂઓ. ]

# શ્રદ્ધા

મૂળ લેખક
સ્વ : પ્રેમચંદજી

અનુવાદક :
રા. માણેકલાલ ગો. જોશી

*

મંદિરમાં આરતીનો ઘંટ વાગતો હતો. પાંચદશ ભક્તજનો ઊભા ઊભા સ્તુતિ કરતા હતા. એવામાં સુખિયા મંદિરની સામે આવીને ઊભી રહી.

પૂજારીએ પૂછ્યું: " કેમ ? શું કરવા આવી છું ? "

સુખિયા ચબૂતરા પર જઈને બોલી : " ઠાકોરજીની માનતા રાખી હતી મહારાજ તેથી પૂજન કરવા આવી છું. "

પૂજારી મહારાજ આખો દહાડો જમીનદારના ખેડૂતોની પૂજા કર્યા કરતા અને સવાર સાંજ ઠાકોરજીની. રાતે મંદિરમાં જ સૂતા, જમતા પણ મંદિરમાં જ કે જેનાં પરિણામે મંદિરની ઓરડીઓની બધી ઓરડીઓ કાળી કાળી બની ગઈ હતી. પૂજારી સ્વભાવે બહુ દયાળુ હતા, અને ધર્મનિષ્ઠતો એવા હતા કે ગમે તેટલી ટાઢ પડતી હોય કે ગમે તેટલો ઠંડો પવન ફૂંકાતો હોય છતાં સ્નાન કર્યા વિના મોંએ પાણી પણ નહોતા અડકાડતા. આમ હોવા છતાં જો તેમના હાથ અને પગમાં મેલની મોટી ખરેટી બાઝી ગઈ હોય તો એમાં એમનો બિચારાનો શું દોષ ? એ કહેવા લાગ્યા: " તો શું ઠેઠ અંદર આવીશ ? પૂજા તો પહોંચી ગઈ ! અહીં આવી શું બધાને અભડાવી મારવાં છે ? "

એક ભક્તજને વચમાં કહ્યું: " એ તો ઠાકોરજીને પવિત્ર કરવા આવી છે ! "

સુખિયાએ અત્યંત દીનતાપૂર્વક કહ્યું: " ઠાકોરજી ના ચરણસ્પર્શ કરવા આવી છું; સરકાર ! સાથે પૂજાની બધીય સામગ્રી લેતી આવી છું ! "

પૂજારી : " કેવી અક્કલ વગરની વાત કરે છે ! કાંઈ ગાંડી બાંડી તો નથી થઈ ગઈ ને ? ભલા, તું ઠાકોરજીને શી રીતે અડકી શકીશ ? "

સુખિયાને આજ પર્યંત ક્યારેય મંદિરમાં આવવાનો પ્રસંગ મળ્યો નહોતો. તે આશ્ચર્ય સહ બોલી: " મહારાજ, એ તો સંસારભરના સ્વામી છે. એમનાં દર્શન માત્રથી તો પાપી પણ તરી જાય છે. પછી મારા અડકવાથી એ શી રીતે અભડાઈ જશે ? "

પૂજારી : " પણ તું તો ચમારણ છું ને ? "

સુખિયા: " તો શું અમને પેદા કરનાર ભગવાન કોઈ બીજો હતો ? ચમારોના ભગવાન શું કોઈ જુદો હોય છે ? મહારાજ, મારા પર કૃપા કરો, મારે આ બાળકની માનતા છે. "

તે સાંભળી પેલા ભક્ત મહોદય, જે હવે સ્તુતિ પૂરી કરી રહ્યા હતા, તે જરા આગળ વધીને ધમકી આપતા કહેવા લાગ્યા: " મારીને હાંકી કાઢો રાં...ચૂડેલને ! બધાને અભડાવી મારવા આવી છે—ફેંકી દો એની થાળી—બાળી સંસારમાં આમે ય જ્યાં ત્યાં આગ તો લાગી ચૂકેલી છે, ત્યાં વળી ચમારો પણ જો ઠાકોરજીની પૂજા કરતાં શીખશે, તો પછી પૃથ્વી રહેશે કે રસાતળ પહોંચી જશે ? "

બીજા ભક્ત મહાશય તેને સમર્થન કરતાં બોલ્યા: " હવે તો જમાનો એવો આવ્યો છે કે બિચારા ઠાકોરજીને પણ ચમારોના હાથની બનાવેલી રસોઈ જમવી પડશે. હવે પ્રલય થવામાં કશું બાકી નથી રહ્યું ! "

ટાઢ પડવા માંડી હતી, સુખિયા ઊભી

ઊભી થરથરતી હતી, અને અહીં ધર્મના ઈજારદારો સમયની ગતિ પર આલોચના કરતા હતા. બાળક ટાઢનું માર્યું સુખિયાની ગોદમાં લધુને વધુ લપાતું જતું હતું. પરંતુ સુખિયા તો ત્યાંથી એક ડગલું પણ પાછળ ખસવાનું નામ લેતી નહોતી. જાણે એવું લાગતું હતું કે તેના બન્ને પગ ભોંય સાથે જડાઈ ગયા હતા. રહી રહીને એના હૃદયમાં એવા ઉદ્દગાર જાગૃત થતા હતા કે જઈને ઠાકોરજીના ચરણોમાં પડું. ઠાકોરજી શું એમના એકલાના જ છે. અમારે ગરીબોને એમની સાથે શું કશો જ નાતો નથી, આ બધા અમને રોકનારા છે કોણ? પણ વળી પાછો તરત જ ભય લાગતો કે આ લોકોએ જો સાચેજ થાળી-બાળી ફેંકી દીધી તો હું શું કરીશ? એટલે મનમાં ને મનમાંજ મુંઝાઈને રહી જતી. સહસા તેને એક વાત સૂઝી. અને તરત જ તે ત્યાંથી પાછી ફરી એક વૃક્ષ નીચે અંધારામાં ઊભી રહી આ બધાની ત્યાંથી ચાલ્યા જવાની રાહ જોવા લાગી.

– ૨ –

**થોડીવાર** બાદ બધા ભક્તજનો એક પછી એક પોતપોતાના ઘર તરફ રવાના થઈ ગયા. માત્ર એકલા પૂજારી મહારાજ જ ત્યાં રહયા. એટલે સુખિયા પુનઃ મંદિરમાં આવી આંગણામાં ઊભી રહી, કે જ્યાં પૂજારી મહોદય આસન જમાવી વટલોઈમાંથી ક્ષુધાવર્ધક મધુર સંગીત સાંભળવામાં મગ્ન બની ગયા હતા. પગરવ સાંભળી તેમણે ડોકું ફેરવી પાછળ જોયું તો સુખિયાને ઊભેલી જોઈ તેને ત્યાં ઉભેલી જોઈને તે ચિડાઈને બોલી ઉઠયા: "કેમ રે, હજી તું અહીં જ ઊભી છું?"

સુખિયાએ થાળી જમીન પર નીચે મૂકી અને એક હાથ લાંબો કરી ભિક્ષા-પ્રાર્થના કરતી કહેવા લાગી: "મહારાજ, હું મહા અભાગિની છું. આજ બાળક મારા જીવનનો આધાર છે, મારા પર દયા કરો. ત્રણ દિવસ થયાં તેણે આંખ ઉંચી નથી કરી. તમને બહુ જશ મળશે, મહારાજ!"

એટલું કહેતાં કહેતાં તો સુખિયાની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. પૂજારીજી દયાળુ તો હતા, પણએક ચમારણને ઠાકોરજી પાસે જવા દેવાનું અશ્રુતપૂર્વ ઘોર પાતક એ કેવી રીતે કરી શકે? કોણ જાણે, ઠાકોરજી ક્રોધે ભરાઈને આનો કેવોય દંડ દે! એમને ય બાળબચ્ચાં હતાં. કયાંક ઠાકોરજી કોપિત થઈને આખા ગામને બાળીને ભસ્મ કરી દે, તો? તે બોલ્યા: "ઘેર જઈને ભગવાનનું નામ લે, તારા બાળકને સારું થઈ જશે. હું તને આ તુલસીદલ આપું છું બાળકને ખવડાવજે, ચરણામૃત તેની આંખોએ લગાડજે. ભગવાનની ઈચ્છા હશે તો બધાં સારાં વાનાં થશે."

સુખિયા બોલી: "ઠાકોરજીને પગે નહિ પડવા દો, મહારાજ? બહુ દુઃખી છું મહારાજ. જેમ તેમ કરીને માગીભિખીને તથા ઉધાર કાઢીને બધો સામાન લાવી છું. મને કાલે સ્વપ્નું આવ્યું હતું મહારાજ કે કાલે જઈને ઠાકોરજીની પૂજા કરજે, તારા બાળકને સારું થઈ જશે. એટલે જ દોડતી આવી છું. મારી પાસે થોડા પૈસા છે, તે આપ લ્યો, પણ મને એક ક્ષણવાર માટે પણ ભગવાનનાં ચરણ-સ્પર્શ કરવા દો."

આ પ્રલોભને પંડિતજીને એક ક્ષણ માટે તો વિચલિત કરી દીધા, પરંતુ મૂર્ખતાને લઈને ઇશ્વરનો ભય એમના મનમાં હજી થોડો થોડો રહી જવા પામ્યો હતો. જરા વિચાર કરીને તે કહેવા લાગ્યા: "અરે ગાંડી ઠાકોરજી તો ભક્તજનોના મનના ભાવ જુએ છે કે કોણ તેમને પગે લાગે છે તે જુએ છે? સાંભળ્યું નથી કે 'મનચંગા તો કથરોટમાં ગંગા!' મનમાં શ્રદ્ધા ન હોય તો લાખ વાર ભગવાનન

ચરણસ્પર્શ કરે કશું વળતું નથી. મારી પાસે એક જંતર છે તેની કિંમત તો બહુ મોટી છે, પણ તને હું માત્ર એકજ રૂપિયામાં આપીશ. તેને બાળકના ગળામાં બાંધી દેજે, બસ, કાલે બાળક હસતું રમતું થઈ જશે."

સુખિયાએ પૂછ્યું : "તો શું ઠાકોરજીની પૂજા નહિજ કરવા દો ?"

પૂજારીએ જણાવ્યું : "તારે માટે આટલી જ પૂજા બસ છે. જે ક્યારેય નથી બન્યું, તે હું આજે કરવા દઉં, તો ગામ પર કોઈ આફત–વિપત્તિ આવી પડે તો શું થઈ જાય, તેનો તો જરા વિચાર કર ! તું આ જંતર લઈ જા, ભગવાનની ઇચ્છા હશે તો રાતમાં જ બચ્ચાને આરામ થઈ જશે. કોકની ખરાબ નજર લાગી ગઈ છે. છેય નજર લાગી જાય એવું ને ! લાગે છે કે મૂળ તમે ક્ષત્રિયવંશનાં હશો !"

સુખિયાએ બે રૂપિયામાં કડાં ગીરો મૂક્યાં હતાં તેમાંથી એક રૂપિયો તો પહેલાં જ વપરાઈ ચૂકયો હતો. બીજો પૂજારીને પચ્યો અને જંતર લઈ તે મનને મનાવતી ઘેર પાછી ફરી.

— ૩ —

**સુખિયાએ** ઘેર આવી બાળકના ગળામાં યંત્ર બાંધી દીધું, પણ જેમ જેમ રાત વધતી ગઈ તેમ તેમ બાળકનો તાવ વધતોજ ગયો અને ત્રણ વાગતા વાગતામાં તો તેના હાથપગ ટાઢા પડવા માંડ્યા. સુખિયા આ જોઈ ગભરાઈ ગઈ અને વિચાર કરવા લાગી : હાય ! હું નાહકની સંકોચમાં પડી તે ઠાકોરજીનાં દર્શન કર્યા વિના ઘેર પાછી ચાલી આવી. જો હું અંદર જઈને ઠાકોરજીનાં ચરણસ્પર્શ કરી આવી હોત, તો એ લોકો મને શું કરી નાખવાના હતા ? એટલું જ થાત ને કે એ લોકો મને ધક્કા મારીને બહાર ક મેલત, કદાચ થોડું મારત, પણ મારો મનોરથ તો પૂરો થઈ જાત ! જો હું ઠાકોરજીનાં ચરણો મારાં આંસુઓથી ભિંજાવી દેત, અને બાળકને એમનાં ચરણોમાં સુવાડી દેત, તો શું એમને દયા ન આવત ? એ તો દયામય ભગવાન છે. ગરીબ દીનજનોની રક્ષા કરનારા છે, એ શું મારા પર દયા ન કરત ?" આમ વિચાર કરતાં કરતાં સુખિયાનું મન અધિર બની ગયું. ના, હવે પળવાર પણ વિલંબ કરવાની જરૂર નથી. પોતે અવશ્ય ત્યાં જશે, અને ઠાકોરજીનાં ચરણોમાં પડીને રોશે અને પોતાની થયેલી ભૂલ માટે માફી માગશે. હવે આ અબળાના આ શંકિત હૃદયને માટે તેમના સિવાય બીજા કોઈ નોય આશ્રય કે આધાર નથી. મંદિરનાં દ્વાર બંધ હશે તો પોતે તાળું તોડી નાખશે. ઠાકોરજી શું કોઈના વેચાયેલા છે કે તેમને કોઈ આમ બંધબારણે પૂરી રાખે ?

રાતના ત્રણ વાગી ગયા હતા. સુખિયાએ બાળકને કામળમાં વીંટી ઉપાડી લીધું, બીજા હાથે થાળી ઉપાડી અને મંદિર તરફ જવા નીકળી. માર્ગ લગભગ બે ફર્લાંગ જેટલો હતો. હાય ! અગર એ કોઈ તેને લાખ રૂપિયા આપે તો પણ પોતે આવે સમયે અને આટલી ટાઢમાં અહીં ન આવે. પણ બાળકની મમતાએ તેની સારીયે શંકાઓને દબાવી દીધી હતી. 'હે ભગવાન ! હવે એક તમારોજ આશરો છે !' એમ રટણ કરતી તે મંદિર પ્રતિ જઈ રહી હતી.

મંદિરે પહોંચીને સુખિયાએ જોયું તો બારણાને તાળું મારેલું હતું. પૂજારીજી આંગણાની જોડાજોડ આવેલી એક ઓરડીમાં અંદરથી બારણાં બંધ કરી સૂઈ ગયા હતા. ચારે તરફ અંધારું છવાઈ ગયેલું હતું. સુખિયાએ ચબુતરા નીચેથી એક ઇંટ લઈ જોર જોરથી તાળું તોડવાનો પ્રારંભ કર્યો. કોણ જાણે તેના હાથમાં આટલી બધી શક્તિ આજે ક્યાંથી આવી હતી ! બેત્રણ વાર ઇંટ મારતાંજ તાળું અને ઇંટ બન્ને તૂટી જઈને નીચે હેઠે પડ્યાં. સુખિયાએ

બારણાં ઉઘાડી નાખ્યાં અને તે અંદર દાખલ થવા જતી હતી કે પૂજારીજી બારણાં ખોલી ગભરાતા ગભરાતા બહાર નીકળ્યા અને 'ચોર!' 'ચોર'! એમ બૂમો મારતા ગામની તરફ દોડયા. શિયાળામાં સામાન્ય રીતે પ્રહર રાત બાકી રહેતાં જ લોકોની નિદ્રા ઊડી જાય છે. પૂજારીને બૂમો પાડતા સાંભળી ઘણા લોકો આમ તેમથી ફાનસ લઈને એકઠા થઈ ગયા અને પૂછવા લાગ્યા: "કયાં છે? કયાં છે? કઈ બાજુ એ ગયો?"

સહસા સુખિયા આંગણામાંથી નીકળી ચબૂતરા પર આવી અને બોલી: "ચોર નથી, હું છું. ઠાકોરજીની પૂજા કરવા આવી હતી. હજી તો હું અંદર પણ ગઈ નથી. ત્યાં તો તમે નાહકનું બૂમરાણ મચાવી મૂકયું!"

પૂજારી બોલ્યા: "હવે અનર્થ થઈ થઈ ગયો. સુખિયા મંદિરમાં જઈને ઠાકોરજીને ભ્રષ્ટ કરી આવી!"

બસ, પછી તો પૂછવું જ શું. કેટલાય આદમી એકદમ દોડતા આવી સુખિયા પર તૂટી પડયા અને તેને ઠોંસા અને લાતોથી વધાવી લીધી. સુખિયા એક હાથ વડે બાળકની સંભાળ લેતી, બીજા હાથે તેનું રક્ષણ કરતી હતી. તેવામાં એકાએક એક બળવાન ખેડૂતે તેને એટલા તો જોરથી ધક્કો માર્યો કે બાળક તેના હાથમાંથી છૂટી જઈ જમીન પર પછડાયું. પણ તેણે ન તો રૂદન કર્યું કે ન તો કાંઈ અવાજ કર્યો કે ન તો કાંઈ સીસકારો પણ કર્યો. સુખિયા પણ હેઠે પડી ગઈ હતી. તે પોતાની જાતને સ્વસ્થ કરતી બાળકને ઉપાડવા લાગી કે ત્યાં તેની નજર તેના મુખ પર પડી. તેના મોંમાંથી એક ચિત્કાર નીકળી પડયો. તેણે બાળકના માથાને હાથ લગાવી જોયો. બાળકનો દેહ ઠંડો પડી ગયો હતો. એક દીર્ઘ શ્વાસ લઈ તે ઉઠીને ઊભી થઈ. તેની આંખોમાં આંસુ ન આવ્યાં. તેનું મુખ ક્રોધની જવાળાથી તમતમી ઊઠયું અને આંખોમાંથી અંગાર વરસવા લાગ્યો. તેની બન્ને મૂઠીઓ જોરથી બીડાઈ ગઈ. દાંત પીસી તે બોલવા લાગી: "પાપીઓ, મારા બાળકના પ્રાણ લઈને હવે કેમ દૂર ઊભા રહ્યા છો? મને પણ એના ભેગી કેમ મારી નથી નાખતા? મારા અડકવાથી ઠાકોરજી ભ્રષ્ટ થઈ ગયા? પારસમણિને અડકવાથી લોઢું સોનું થઈ જાય છે, પારસમણિ પોતે લોઢું નથી થઈ જતું. મારા અડકવાથી ઠાકોરજી અભડાઈ જશે, તો મને બનાવતી વેળાએ–ઘડતી વેળાએ એ શું નહોતા અભડાઈ ગયા? લ્યો, હવે કયારેય હું ઠાકોરજીને અભડાવવા નહિ આવું. તમારા ઠાકોરજીને તાળામાં પૂરી રાખો, બહાર પહેરો મૂકો. હાય! તમને જરા પણ દયા ન આવી! તમે આટલા બધા કઠોર છો? તમે સૌ બાળબચ્ચાંવાળા હોવા છતાં પણ તમને એક અભાગિની માતા પર દયા ન આવી? અને આ ઉપર મોટા ધર્મના ઇજારદાર બની બેસો છો! તમે સૌ–એક એક જણ હત્યારા છો, સાવ નર્યા હત્યારા છો! ડરશો નહિ, હું થાણામાં–પોલીસમાં ખબર આપવા નથી જવાની, મારો ન્યાય તો ભગવાન કરશે, હવે તો જઈને એમની જ અદાલતમાં ફરિયાદ કરીશ."

કોઈ કશું જ ન બોલ્યું. સૌ કોઈ નિઃશબ્દ બની ગયું હતું. પાષાણની મૂર્તિઓની ભાંતિ એકેએક જણ શિર ઝૂકાવી ઊભું રહ્યું હતું.

આટલી વારમાં તો આખું ગામ ત્યાં એકત્ર થઈ ગયું હતું. સુખિયાએ એકવાર પુનઃ બાળકના મુખ પ્રતિ જોયું અને તેના મુખમાંથી શબ્દો સરી પડયા: "હાય! મારા લાલ!" અને બીજી જ ક્ષણે તે મૂર્છાવશ થઈને ધરણી પર ઢળી પડી. તેનો પ્રાણપંખેરુ ઊડી ગયો. તેણે બાળક પાછળ પોતાના પ્રાણ પણ વિસર્જન કર્યા!

# ગુલાબનું ફૂલ

શ્રી. રતુભાઈ દેસાઈ

મારી સાથે પથારીમાં પડ્યાં પડ્યાં, એક રાત્રે તેં તારા બાલ્ય-કાળની સ્મરણ-ગીત ઉચ્ચારી. આ રહ્યું તેનું એક પાનું.

"બા રજસ્વલા હોય ત્યારે મને બોલાવી કહેતી:

'બેટા ઇન્દુ, ઇષ્ટદેવની પૂજા આજે તારે કરવાની.'

ડાહી ડમરી બની, રેશમી ઘાઘરી અને કબજો પહેરી હું દેવસિંહાસન પાસે બેસી ચંદન ઘસું. દેવોની મૂર્તિઓને દૂધ અને પાણીથી સ્નાન કરાવું.

એટલામાં બા કહે: "બેટા ઇન્દુ દીવો પેટાવવો તો તું ભૂલી જ ગઈ."

હું એકને બદલે બબ્બે દીવા પ્રગટાવું.

બા દૂર ઊભી રહી મને પૂજા કરતાં શીખવે.

બા કહે: 'બેટા, લે પેલું ધંતુરાનું સફેદ આસમાની રંગનું લાંબું ફૂલ. તે મહાદેવને ચઢાવ. પેલી દુર્વા ગણપતિ પર મૂક. પેલાં બિલીપત્ર મહાદેવને અર્પણ કર.'

અમારા ઘરમાં બધા દેવો પૂજાતા. શનિવાર આવે એટલે બા મને સાથે લઈ હનુમાનજીને મંદિરે જાય. રસ્તામાંથી આકડાના પુષ્પની માળા મને અપાવે. થોડાં છૂટાં ગુલાબનાં ફૂલો પણ લઈએ. હનુમાનમંદિરે જતાં, રસ્તે ચાલતાં, હું બાને પૂછું: 'બા, હનુમાનજીને આકડાની પુષ્પમાળ કેમ? મહાદેવને ધતુરાનાં ફૂલ કેમ? ગણપતિને કરેણ અને દુર્વા જ કેમ?'

બા મને ચૂમી ભરીને કહે: 'બેટા, કેવું કેવું તું પૂછે છે? મોટી થઈને એવીજ જિજ્ઞાસા જાળવી રાખજે.' અને પછી ધીમેથી મને સમજાવે:–'ધતુરો ચંદ્રમૌલિને ગમે, આકડો અંજનીસુતને ગમે, માટે તેમને ગમતાં ફૂલ આપણે તેમને ચઢાવીએ.'

'પણ બા, દેવોને સુંદર સુંદર ફૂલો છોડી આવાં સાદાં ફૂલો કેમ ગમે? આપણી વાડીમાં ચંપો થાય છે. ગુલાબ ખીલે છે. ગુલાબની પાંખડીનો રંગ કેવો સરસ હોય છે? એનો મઘમઘાટ પણ મનને કેવો તર કરી દે છે?' હું બાને વળી પૂછું.

બા મને સમજાવે: 'બેટા, આપણે સામે બારણે પેલાં રતનકાકી રહે છે ને?'

હું માથું ધૂણાવી કહું: 'હા.'

'તેમનો કીકો એક પગે લંગડો છે તે તું જાણે છે ને?'

હું ફરી બોલું: 'હા.'

'રતનકાકીને લંગડો લંગડો એમનો કીકો વહાલો અને મને તું. જેનું તેનું ફૂલ જેને તેને ગમે. તું મારું ફૂલ. કીકો રતનકાકીનું ફૂલ.'

અને એટલું કહીને બા મને બન્ને હાથે બાથવડે રસ્તામાંજ ઉંચકી લે અને મારા ગાલ પર પ્રેમભરેલ એક ચૂમી લે.

'બા, હું તારું ફૂલ? તારી સેવામાં મને કોણે ચઢાવ્યું?' હું પ્રશ્ન કરું.

'બેટા, તારા બાપુએ.' બા કહે.

'બા હું ફૂલ. પણ શાનું ફૂલ? આકડાનું, ગલગોટાનું, ધંતુરાનું, ચંપાનું, ગુલાબનું?'

'બેટા, તું મારું ગુલાબનું જ ફૂલ. ગુલાબનું ફૂલ સૌ દેવોને ગમે. સૌ કોઈને ખપે.'

સૂતો સૂતો હું એ તારી સ્મરણવાંસળી સાંભળતો હોઉં. વાંસળી એકાએક વાગતી બંધ થાય. હું પડખું ફેરવીને જોઉં, તો તું ત્યાં ઘસઘસાટ ઊંઘવા મંડી હોય.

તારી બાએ ઉચ્ચારેલા, તારા કહી બતાવેલા તે શબ્દો ફરી મારા કર્ણપટે અથડાયા કરે:

'તું ગુલાબનું ફૂલ. ગુલાબનું ફૂલ દરકોઈ દેવને દરકોઈ અવસ્થામાં ચડે.'

હું વિચારું: 'સ્ત્રીનું જીવન એ પુષ્પના જેવું જ કુમાશ, સૌરભ અને સૌંદર્યભર્યું નથી શું? જે એને જાળવી ન જાણે તેને કદાચ એના કાંટા ભલે ભોંકાતા હશે પણ જે એ ફૂલને ફૂલવીને ફાળવી જાણે છે તેને તો એ સરસ રીતે ફળે છે. ગુલાબના ફૂલ જેવી જ સ્ત્રીજીવનની અવસ્થાઓ નથી શું? સ્ત્રી કુમારી હો, સૌભાગ્યવતી હો–કલિરૂપે, પાંદડીરૂપે, પૂર્ણવિકસિત ફૂલરૂપે નિરંતર ગુલાબ જ ગુલાબ રહે છે.'

ઈંદુ! તેં પણ ગુલાબ બની મારા જીવનમાં ગુલાબી નથી આણી શું?

ગુજરાતના કોકિલકંઠી મારા શિક્ષક કવિ લલિતજીની પંક્તિઓ મને હજીયે યાદ આવ્યા કરે છે. તેમણે ગાયું છે:

'ખિલે જે દિલ ચમનનાં ફૂલડાંની દિલગુલાબી,
ઝિલે એ ગુલબદનતાં તુજ વદન ફૂલની ગુલાબી;
નને જોતાં, તુંમાં હું જોઉં મુજ સ્વર્ગી ગુલાબી,
જુએ તું ત્યાં,મને હું જોઉં બસ, તુંમય ગુલાબી!'

ગુલાબનું ફૂલ તને કેટલું–કેટલું–કેટલું પ્રિય હતું? રોજ રોજ ગુલાબનાં ફૂલ તું તારા અંબોડામાં ખોસતી. રોજ શાળાએ જતાં હાથમાં રાખતી. મારા કોટના બુતાનમાં પરોવી દેતી. મેજ પર ગુલાબના ઢગના ઢગ ખડકતી. બાલક શિષ્યોના ચિત્ર પુસ્તકોમાં તેમને ગુલાબો ચીતરી આપતી. મધુરજનીની રાતોએ, વસંતની પ્રાણપ્રફુલ્લ ઋતુમાં પથારીમાં ગુલાબની છૂટી પાંદડીઓ જ વેરી દેતી. ગુલાબના ફૂલની છૂટી પાંદડીઓ તારા પુસ્તકોને પાને પાને મૂકી દેતી. ગુલાબનું ફૂલ કરમાય ત્યારે તેને તારી 'હૅંડ બેગ'માં જાળવતી.

ગુલાબ તારા ગાલોમાં તેં ભર્યાં ભર્યાં રાખ્યાં હતાં. એ ગુલાબોને મારા ઓઠો અડતા ત્યારે તે કેવા પ્રફુલ્લ બનીને ખીલી ઊઠતા? કદીક એ જ ગુલાબોને હું ગલોચિયાં કરતો ત્યારે તે કેવા રાતા રાતા બની રહેતા? એ જ ગુલાબો પરથી તેં અનન્ય એવા પ્રેમ અને સ્નેહનાં અમુલખ આંસુઓ વહાવ્યાં છે; જેને મેં એ ગુલાબો પરથી જ અનેક વાર ચૂમ્યાં અને ઝીલ્યાં છે.

ક્યારેક તારા ગાલના ગુલાબે, હું મારા હજામત વધેલા ગાલો અડાડતો, ત્યારે તું કેવાં મર્માળાં અને અર્થપૂર્ણ વચનો ઉદ્‌ગારતી?

"અમ સ્ત્રીઓના ગુલાબ તો કાંટા વિનાનાં. સૌ કોઈ એને સૂંઘવાને અને ચૂમવાને લોભાય. બાપ્પા તમ પુરુષોના ગુલાબોના કાંટા તો શૂળ પેઠે ભોંકાય."

બીજે દિવસે હું હજામતથી ગાલો સુંવાળા કરી, ગાલેગાલ અડાડું અને પછી કહું: 'આજે તો મેં મારા ગુલાબના કાંટા કાઢી નાખ્યા છે. હવે તો તને ભોંકાતા નથી ને?"

સ્નેહ અને સ્પર્શના દિવ્ય સ્વપ્નમાં ડૂબેલી તું આંખો મીંચી રહી માત્ર નિરુત્તર પડી રહેતી.

પણ તારું નિરુત્તર પડી રહેવું મારા હૃદયમાં ક્યારેક વ્યથા ભરી દેતું.

હું વિચારતો સ્ત્રીનું ફૂલ જેવું જીવન પુરુષના ખરબચડા જીવનને કેટલું સુંવાળું, સુખકર સુગંધીમય બનાવે છે? પોતે ચિમળાઈ અન્ય જીવનને ખિલાવે છે. પોતે ગંધહીન બની બીજાને સુગંધિત બનાવે છે!

અને પુરુષનું જીવન? ઘણી વખત તે, જાણેઅજાણે સ્ત્રીના ફૂલજીવનને પગ નીચે કચરી નાખે છે. તેની પાંદડીઓના ચૂરેચૂરા કરી નાખે છે. કયારેક કળિયોને મસળી નાખે છે.

અને પુરુષોના એ નિષ્ઠુર વર્તન છતાં, સ્ત્રીનું ફૂલજીવન એનું વિકાસહાસ નિરંતર ધરતું જ જાય છે. એ ફૂલજીવન એનો પરિમલ ત્યજતું જ નથી. કચરાતું, ચિમળાતું, મુરઝાતું તે પોતાની પાછળ સૌરભ અને સ્મરણ મૂકી જ જાય છે.*

*તાજેતરમાં પ્રસિદ્ધ થયેલ 'ઇન્દુ અને રજની' નામક પુસ્તકનું એક પ્રકરણ.

# રે'વા દો રે'વા

શ્રી. ભગીરથ મહેતા

૧

**આમ** તો હું પત્રો એવા ખરાબ લખું છું કે, મારા નિકટના મિત્રોને પણ તે વાંચવા કે મંગાવવા મન નથી થતું. પત્રો સારા પ્રકારના, સારા કાગળોમાં પ્રેરઆરો પાડી, જુદા જુદા શબ્દો પાડી સારા અક્ષરે લખવા એ બધું હું શીખેલો છતાંયે જ્યારે પત્ર લખવા બેસું ત્યારે કાં તો શાહીનો મોટો ડાઘો પડી જતો કે, પેન્સીલનો લીટો પડી જતો અને ત્યાંથી જ તે વાંચનારનું મન ઉંચુ થઈ જતું.

આ થઈ મારા પત્ર લેખનની તદન પ્રાસ્તાવિક વાત.

...પણ, આથી તો મારા પત્રો કયાંયે વધુ ખરાબ બની જતા. તે લખાઈ રહે તે પહેલાં, જે કાગળો ઉપર હું અક્ષરો પાડતો તે કાગળ પ્રતિ હું બેદરકાર બનતો એટલે કાંતો તે કાટખૂણે કપાયલા હોય કે અમેરીકન પુસ્તકોનાં પાનાંઓ જેવા વાંકાચૂંકા હાથેથી ઉતાવળે કપાયલા હોય; અન્દર કેટલીયે ભૂલો હોય અને છેકછાક વિના તો મારાથી અક્ષર પણ કાગળ પર પડે નહીં.

આથી એમ કોઈ સમજી જાય કે હું ભણ્યો પણ ગણ્યો નહીં તો ભલે હું નીચી મૂંડીએ તે સ્વીકારી લેવા તૈયાર છું.

હું સારા પત્રો લખવાનો નથી.

પત્રો લખવા એ લેખો કે કાવ્યો જેટલી સહેલી વસ્તુ નથી. એટલે હમણાં હમણાં મેં પત્રો લખવાનું તજી દીધું છે અને અનેક સારા મિત્રોની મૈત્રી પણ જતી કરી છે. બીજું શું થાય?

૨

પત્રો લખવા એ મારો ધંધો નથી. એટલે, તે ન આવડે તો મને બહુ મુશ્કેલી પડતી નહીં. પણ હમણાં મેં મુશીબતે ત્રણ ત્રણ દિવસની મહેનત પછી એક પત્ર તૈયાર કર્યો. અને તેણે મને ભારે થાપ આપી. ભારે કહું તો વાંધો નથી.

એને મેં જોયેલી, જ્યારે હું મારે ગામ ગયેલો ત્યારે એણે મને ખૂબ જ આકર્ષેલો. એ હતી શિક્ષિકા...પણ, હજુ બાળા સમી. નામ પણ મઝાનું હતું...જ્યોતિ.

હું તો માત્ર નિશાળ જોવા ગયો હતો. ત્યાં મેં મારી ઓળખાણ આપેલી અને પછી જ્યોતિને વિષે સાંભળ્યું. મારી પાસેથી બે પાંચ વખત તે પસાર થઈ અને હું તેની પાસેથી દશબાર વખત પસાર થયેલો. છતાંય, કોણ જાણે કેમ પણ અમારી મૈત્રી આથી વિશેષ ન થઈ. મેં તો તે દિવસે જ્યોતિને સાથે લઈને ફરવા જવાની કલ્પના પણ કરેલી.

તેની સાથે મારા નવા પુસ્તકની વાત કરવા મેં વિચારેલું. પણ, જ્યોતિ જ્યારે મારાથી બહુ આકર્ષાઈ ન હોય તો એ કેમ બને?

એટલે, હું તો ખરું પૂછો તો નિરાશ થયો. જ્યોતિ જેવી છોકરીને ય હું ન આકર્ષી શકયો?

કદાચ, રુમાલ ફેંકી દેવો. કે, બહાદુરીના પ્રયોગો કરવા વગેરે વગેરે મને આવડતું ન હતું એમ માની મેં મનને મનાવ્યું.

પણ, થોડાક દિવસ પછી હું જ્યારે મારે ઘેર આવ્યો ત્યારે તો શાન્ત બેસી શક્યો નહીં.

૩

અને નિરાશ અને નિર્બળ મગજને થયું ચાલને પત્ર લખી નાખીએ, સાથે ટિકિટ બીડશું. મુશ્કેલીએ મેં પત્ર લખ્યો. પત્રમાં જ્યોતિનું વર્ણન કર્યું અને ઓમારખય્યામની રુબાયતોમાંની કેટલીક લીટીઓ ટાંકી સાથે ટિકિટો બીડી.

એ બધું કર્યાં છતાં ય જ્યારે કેટલાક સમય પછી મને કોઈ પ્રકારનો જ્યોતિનો પત્ર ન મળ્યો ત્યારે મેં તેને એક બીજો પત્ર લખ્યો અને ટિકિટ બીડી.

જ્યોતિએ આનો કોઈ પ્રકારનો ઉત્તર ન આપ્યો, એટલે હું ચિંતામાં પડ્યો. મેં કહ્યું, શું મારો પત્ર બીજાના હાથમાં ગયો હશે? શું જ્યોતિ મારી ફજેતી કરશે?... અને આવા અનેક વિચારો મારા મનને ઘેરી રહ્યા. મેં તેને લખેલું કે, વહેલી તકે હું ત્યાં આવું ત્યારે મળવા માગું છું. તે શી રીતે હવે હું તેને મળી શકું? શી રીતે?

વહેલામાં વહેલી તકે હું એ વસ્તુ સ્પષ્ટ કરવા માગતો હતો. વહેલામાં વહેલી તકે હું ત્યાં જવા માગતો હતો અને એક સરસ ઉનાળાને દિવસે હું ત્યાં પહોંચ્યો.

૪

ઓચિંતી જ્યોતિ મારી બાજુએથી પસાર થઈ. હું તેની સાથે કંઈક બોલવા જતો હતો પણ ત્યાં તો વીજળીના ઝડાકા જેવી તે ત્યાંથી સરી ગઈ. મારું મોં ઉઘાડું મેં તેવું ને તેવું કંઈ કહી રહ્યું!

ફરીથી જ્યોતિ મળી. આ વખતે એકાંતમાં જ એ મળી હતી.

અને મેં તેને પૂછ્યું, 'જ્યોતિ જ્યોતિ તમે જ કે?'

'હું શું?' જ્યોતિએ મને પૂછ્યું.

હું હસ્યો તો ખરો પણ ગંભીર રહ્યો. હૃદયમાં ધબકારા જોરથી થતા હતા.

'મેં તમને પત્રો લખ્યા'તા તેમાં મઝા કરતો હતો.' મેં કહ્યું.

'શું અત્યારે તો મઝા નથી કરતાને ?...શાના પત્રો ?

'અરે, તમે જ જ્યોતિ કે ? મેં ખાત્રી કરવા પૂછ્યું.

'તમારે મારા નામનું શું કામ છે ?'

'સ્હેજ સ્હેજ અહીં કોઈ બીજી જ્યોતિ છે કે ?'

'હું એકલી જ છું કેમ ?'

'કંઈ ગોટાળો થાય છે.'

'શાનો ?'

'કાગળોનો.'

'તમે પોસ્ટમેન છો ?'

'ના, ના, હું તો જયન્ત જયન્ત.'

'તો તમારા, કાગળો જ્યોતિને નામે હતા ?'

'હા, એવું જ કંઈ.' હારતાં મેં કહ્યું.

'એવું શું ?' એમ કહી તેણે મારા લખેલા પત્રો કહાડ્યા અને આંખો લુછી નવા જગતમાં પ્રવેશતો હું મારી જાતને જોઇ રહી.

'કંઈક ભૂલ થાય છે.' પતાવતાં મેં કહ્યું.

'રે'વા દો રે'વા.' જ્યોતિ બોલી. 'તે આવા કાગળો તો કવિ જ લખી શકે. તમે કવિ છો ?'

'હું ? ના રે ના. કાગળો પણ લખતાં નથી આવડતા.' હાથ પહોળા કરી મેં કહ્યું.

'રે'વા દો રે'વા. મને જ લખતાં નો'તો આવડતો એટલે મેં લખ્યો નહીં. બોલો તમે કહ્યું તેમ સાથે ફરવા જશું કે ?'

'સાથે ક્યાં ?'

હું એટલું જ બોલ્યો પણ જ્યોતિ મને જ્યાં દોરી ગઈ ત્યાં હું તેની સાથે ગયો.

એમાંથી જવું પડે એવડાં નાનાં હોય છે. એમની સાથે એક માર્ગદર્શક હતો. એક ટોડાને દૂરથી એણે બોલાવીને સાથે રાખ્યો. ટોડાં સ્ત્રીપુરુષો નજરે પડ્યાં.

એમણે સૌએ જોયું કે લાંબી દાઢીવાળા એ ઊંચા પુરુષો કેવા રૂપાળા અને ભવ્ય લાગતા હતા. જાણે ઈશુ ખ્રિસ્તી પોતે હોય તેવા ભવ્ય એમના ચહેરા હતા. એટલામાં એમની મારકણી ભેંસોનાં ટોળાં આ નવા આગંતુકો ઉપર શીંગડાં નમાવી જોસથી ધસી આવ્યાં. પરંતુ સાથેના ટોડાએ ધીમેથી સીસોટી વગાડતાં એ સૌ શાંત થઈ ચાલ્યાં ગયાં. કોઈ પણ ટોડાને સાથે રાખ્યા વગર એમના ગામમાં જવાય નહિ.

"ચાલો આપણે એ લોકોની સાથે વાતો કરીએ." અશ્વિને કહ્યું.

"એમની સાથે વાતો? એ કદી કોઈ સાથે બોલતાં જ નથી."

"આપણે એમનાં ઝૂંપડાં અંદરથી જોઈશું."

"એ કદી કોઈને ઝૂંપડાંની અંદર લઈ જતા નથી. તેઓ એકાંતવાસી છે. રેલ્વે, મોટરો, તાર, ટેલીફોનોનો કાંઈ ઉપયોગ એમને નથી. તેઓ હજારો વર્ષો થયાં એક જ પોતાની રીતે રહે છે."

"પણ તેઓ ગુજરાન શાના ઉપરથી કરે છે? નોકરી કરતાં હશે ને?"

"તેઓ કદી નોકરી કરતાં નથી. એમની ઝનૂની ભેંસોનાં દૂધ માખણ વેચી નભાવે છે. એ ભેંસો એમની પાસે બાળા જેવી નમ્ર છે. પણ બીજા કોઈ નવીનને આવવા દેતી નથી. ટોડાઓ કોઈની સાથે સંબંધ રાખતાં નથી. માત્ર દરરોજ બજારમાં આવી માખણ દૂધ વેચી જાય છે. જરૂર જોગા બે શબ્દો તામીલમાં બોલે છે. પરંતુ એમની ભાષા જુદી જ છે. બજારનાં વાસણો અલગ રાખે છે. તેઓ કોઈ સાથે સંબંધ રાખતા નથી. મીશનરીઓ ભણાવવા આવ્યા પણ ટોડાઓની ભેંસોએ એમને ગામ નજદિક આવવા દીધા નહિ. તેમનો તો ધર્મ પણ જુદો છે. સરકાર પણ એમની વચ્ચે પડતી નથી. એ લોકો કોઈને નુકશાન કરતા નથી."

સંધ્યા થઈ ગઈ હતી. ઉત્તરનો ઠંડો વાયુ શરૂ થયો હતો. ઓવરકોટમાંથી આ વાયુની અતિશીત લહરીઓ ભાલાની અણીની પેઠે શરીરની અંદર તીક્ષ્ણ થરથરાટ ઉત્પન્ન કરતી હતી. સૌ પાછા વળી શરીરમાં હુંફ લાવવા માટે જોસથી આગળ ચાલ્યાં. હોટલમાં આવી સૌ ગરમાશ મેળવવા માટે સગડીઓ પાસે આવી બેઠાં. ઉની ઉની ચાહના પ્યાલા પીને શરીરમાં સૌ ગરમી લાવવા માંડ્યાં. ફરી વાતો ચાલવા માંડી.

"રજનીબ્હેન તમે શું ભણો છો?" અશ્વિને પૂછ્યું.

"એ તો છઠ્ઠા અંગ્રેજી ધોરણમાં છે. આવતે વરસે મેટ્રિકમાં બેસશે. એટલે એને ચોવી પૂરાં થશે."

"અને પુષ્પાબ્હેન?"

"એ ત્રીજા અંગ્રેજી ધોરણમાં છે આવતે વરસે ચોથું ધોરણ ભણશે."

"અને બ્હેન તમે?"

"અંજનીબ્હેન તો ઈન્ટર પાસ થયાં છે. એમના પિતાજીના સ્વર્ગવાસથી એમનો અભ્યાસ આગળ અટકી પડ્યો."

"ચાલો રજનીબ્હેન તમારાં ચિત્રો જોઉં? કેવાં ચિતર્યાં છે? તમારાં ચિત્રો તો કોઈ અમેરિકાનો ક્રોડાધિપતિ ખરીદે તેવાં જરૂર હશે? રજનીબ્હેનનાં ચિત્રો કાંઈ જેવાં તેવાં હોય?"

"અશ્વિનભાઈ મારી મશ્કરી શું કરો છો. હું તો હજી બે વરસો થયાં જ ચિત્રોનું અંકન શીખી છું. હજી મારો હાથ પણ સરખો બેઠો ગણાય નહિ. આ લાવી." અશ્વિને ચિત્રોનું આલ્બમ જોયું—શરૂઆતનાં ચિત્રો તદન નબળાં

સ્વરૂપ આપવામાં તો તમે કમાલ કરી છે. "

અંજનીએ ગોકીને જોયું: અશ્વિનને જોયો. એણે એને ઘાસમાં બેસવા ઈશારો કર્યો. થોડી વારે ચિત્ર પૂરું થયું. અંજનીએ સામાન ભેગો કરતાં કહ્યું. "તમે તો મને આશ્ચર્યમાં નાખી દીધી." .

"એ ફરિયાદ તો મારે કરવાની રહી. ચિત્રકળામાં તમે આવાં નિષ્ણાત હશો. તે હું જાણતો નહોતો. તમે ક્યાં શીખ્યાં હતાં ?"

"મુંબઈની આર્ટસ્કૂલમાં ધુરંધર સાહેબ પાસે" અંજનીએ સહજ ભાવે કહ્યું. "હજી તો મારે ઘણી પરિપક્વતા મેળવવાની રહી."

બંને વાતો કરતાં કરતાં હિંદુ હોટલ તરફ પાછાં વળ્યાં.

ફરવા ફરવા જમવામાં સાથે રહેવાથી બંનેનો ક્ષોભ ઓછો થયો હતો. હવે એમને છૂટથી પરસ્પર વાતચીત કરવાનો મહાવરો થયો હતો. બંને હળીમળી ગયાં હતાં.

એક દિવસે સાંજના સૂર્યાસ્ત સમયે અશ્વિન ફરવા ગયો હતો. સરકારી લાયબ્રેરીમાં નવાં માસિકો જોવાં એણે પ્રવેશ કર્યો. એક કબાટ પાસે લાયબ્રેરિયન એક પુસ્તક શોધી અંજનીના હાથમાં આપતાં જોયો. અશ્વિન તરત અંજની પાસે ગયો.

"કયું પુસ્તક લ્યો છો અંજની ?"

"આ તો Modern Philosophiesનું પુસ્તક છે."

"તમને તત્વજ્ઞાનનો શોખ છે ?"

"હાજી એ મારો પ્રિય વિષય છે."

"પણ હિંદી તત્વજ્ઞાન તમે વાંચતાં નથી?"

"મારા પિતાના શાસ્ત્રી પાસે તે પણ વાંચેલ છે."

બંને લાયબ્રેરીમાંથી બહાર ચાલ્યાં. આડી-અવળી થોડી વાતો કરી અશ્વિન થોડીવાર નીરવ થયો.

...આકાશમાં ચંદ્રમાનો ઉદય થયો હતો. તળાવના પારદર્શક પાણીમાં એનું પ્રતિબિંબ જોતાં બંને આગળ ચાલતાં હતાં.

"અંજની એક વાત કહું ? ઘણાં દિવસો થયાં મારા મનમાં ઘોળાય છે."

"કહોને હું સાંભળવા તૈયાર છું."

"હું તને ચાહું છું. ખરા દિલથી ચાહું છું. મારી પત્ની બનીશ ? મને આભારી બનાવીશ ?"

"હું તેનો જવાબ આપું તે પહેલાં ચોખવટ કરી લઉં: હું આ જગતમાં એકલી નિરાશ્રિતા છું મારી પાસે પૈસો નથી. આ ભલું કુટુંબ જો મને આશ્રય ન આપતું હોત તો હું ભૂખે મરત."

"જેવી તું છો તેવી જ હું તને મારા હૃદયની રાણી બનાવવા તૈયાર છું."

"પણ તમે ભૂલો છો. તમે મોટા ધનવાન છો. હું બેકાર જેવી છું. ક્ષણિક જુસ્સામાં તમે વિવેક ભૂલશો નહિ."

હું વિવેક ભૂલ્યો નથી. વગર વિચારે વાત કરતો નથી. હું આ ઠરાવ ઉપર વિચાર પછી આવ્યો છું."

"પરંતુ તમારા માતપિતા આ વાત સ્વીકારશે ?"

"અશ્વિનનું મોઢું પડી ગયું. વાઘ જેવા ચંપકલાલના આકરો સ્વભાવ અને મગરૂરી એને યાદ આવ્યાં. એ કંપી ઊઠ્યો."

"અલબત્ત મારા પિતા તરત હા પાડશે નહિ. છતાં હું આજે જ લખું છું."

"તમારાં માતપિતાની સંમતિ આવ્યે મને પૂછજો, યોગ્ય ઉત્તર આપીશ."

બંને હોટલમાં ગયાં અશ્વિને રાત્રિના જ પોતાની માતાને પત્ર લખી અંજનીના ખૂબ વખાણ લખ્યાં. પિતાને સમજાવીને સંમતિ લખવા અરજ કરી. અંજની વગર એ જીવી શકશે નહિ એ પણ જણાવ્યું. એરમેલમાં કાગળ પોસ્ટ કરી દીધો.

અંજની સાથે ગોઠવણ કરી બંને એકતાં

ફરવા ગયાં. અશ્વિને પોતાના પિતાનો પત્ર આવ્યાની વાત કરી. પિતાએ ટૂંકાં વાક્યોમાં લખ્યું હતું કે–દીકરા, તને જુવાનીનું ગાંડપણ આવ્યું છે. ભૂલીજા એને, મારા ઘરમાં ભિખારીની કન્યા ન જોઈએ. લાખોનો દાયજો લાવનારી કન્યા મેં તારા માટે પસંદ કરી રાખી છે. હવે જલદી આવજે એટલે ચાર ફેરા ફેરવી દઉં."

"ત્યારે હવે શું કરવા ધાર્યું છે? પિતાની આજ્ઞા શી રીતે ઓળંગશો?

"પ્રેમ એ હૃદયનો વિષય છે. મેં પિતાની આજ્ઞાને અવગણી તને હૃદયરાજ્ઞિ બનાવવાનો વિચાર કર્યો છે."

"પરંતુ તમારી પાસે આપણા ગુજરાન જેવું કશું સ્વતંત્ર સાધન નથી. કેમ સંસાર નૌકા ચાલશે?"

"મેં પિતાજીની 'ના'ની પ્રથમથી જ વકી રાખી હતી. આથી મુંબઈમાં મારા એક મિત્રને લખ્યું હતું. એણે મારા માટે માસિક બસો રૂપિયાની એક મિલમાં નોકરી શોધી રાખી છે. પિતાનો કાગળ આવતાં જ મેં એનો સ્વીકાર કરવા તાર કર્યો છે. આપણે મુંબઈ રહીશું."

"પરંતુ બસો રૂપિયામાં કેમ ચાલશે? તમારાં વસ્ત્રો જ દર વરસે પાંચસો માંગશે. બંગલો, મોટર, જીમખાના, ઘરખરચમાં બસો શું પહોંચશે?"

"તારી સોબતમાં હું કરકસર અને સાદાઈ ન શીખું તો પછી ક્યારે શીખું? રાણીજીનો હું પાછો શિષ્ય બનીશ. મને મોજશોખી બાપલો ન માનીશ. મેં મુંબઈ મિત્રને લખી નાનું દીવાનખાનું, ઓરડી અને રસોડું ભાડે લેવા લખી નાખ્યું છે. આવતીકાલથી જ આ મારું ફેન્સી જીવન મૂકી દઈશ. પિતાજીને મેં લખી નાખ્યું છે કે હું મદ્રાસમાં પરણી જઈશ અને તમારા વારસામાં હું આશા રાખતો નથી. હવે અંજની તું શું કહે છે?"

"પ્રિય અશ્વિન તમે મારા માટે સર્વસ્વ સુખનો ત્યાગ કરવા તૈયાર થયા છો. તમારા પિતાની સમૃદ્ધિ, મોટરો, બંગલા મૂકી દેવા તૈયાર થયા છો; તમારા આત્મભોગ માટે હું ગળગળી થઈ ગઈ છું. ખુશીથી હું તમારી સાથે વિવાહ કરીશ. તમારી ઇચ્છા થાય ત્યારે તમે ગોઠવણ કરજો. હું શેઠ શેઠાણીને આજે રાત્રે વાત કરું છું."

એ, બંને પ્રેમીઓએ જે ગીતો ગાયાં છે તે ગાયાં.

ત્રીજે દિવસે ત્રિકમલાલ સૌને લઈ મદ્રાસ આવ્યા. ત્યાં એમનાં લગ્ન થયાં.

'હવે ચાલો અમદાવાદ. આપણે વડીલોને પ્રણામ કરી આવીએ."

"અમદાવાદ! ત્યાં તો વાઘ વસે છે. ઘરમાં આવવા દેશે નહિ."

"તમે તો ભોળાભાઈ છો. કોઈ ના પાડતું નથી. હું એક વાત કહેતાં ભૂલી ગઈ."

"શું ભુલી ગઈ?"

"મારા પિતા અતિધનવાન હતા. મરતાં પહેલાં યુવાવસ્થામાં જ એમણે પોતાની બધી મિલ્કતો વેચી સરકારી કાગળીઆં લઈ મારે નામે બેંકમાં મૂક્યાં. એમણે જાહેર કર્યું કે સટ્ટામાં મેં બધું ગુમાવ્યું છે. મને બેંકની રસીદ આપી આજ્ઞા આપી કે મારા મરણ પછી ત્રણ વરસ સુધી તારે વિવાહ કરવો નહિ. તારે ત્રિકમલાલના કુટુંબમાં શિક્ષિકા તરીકે નોકરી કરવી. જે તારા પૈસા ઉપર નહિ પણ ગુણો પર મોહિને આવે તેની સાથે વિવાહ કરવા મારું વચન પાળીશ દીકરી? પૈસાદાર છો એવી કોઈને ઈશારાથી પણ ખબર પડવી ન જોઈએ. મારું વચન પાળીશ ને?"

"મેં પિતાને પાણી આપ્યું. તે પ્રમાણે જ વર્તી છું. મને પરમાત્માએ મદદ કરી મનગમતું મેળવી આપ્યું છે."

# પુનર્મિલન

શ્રી. "તેરા"

*

**વસુંધરાનો** પત્ર વાંચતાં વાંચતાં કિશોરલાલની નજર સમક્ષ વીસ વર્ષ પૂર્વેના પ્રસંગો ખડા થયા. એ મધુર પ્રસંગોની સ્મૃતિને લીધે તેને લાગ્યું કે આ સૃષ્ટિ મૃગજળની માફક વારંવાર રંગ બદલી નાખે છે એમ લોકો કહે છે તે માત્ર કલ્પના હોવી જોઈએ. જેવી રીતે અમુક દાખલાઓ ઈતિહાસમાં વારંવાર નોંધાયા કરે છે, તેવી રીતે આગગાડીની માફક નિયમિત એકધારું જીવન દરેક પેઢીનું ચાલ્યું જાય છે. પ્રવાસના માર્ગો અને થોભાવાના ઠેકાણાં વર્ષો પછી પણ એના એ જ. મનુષ્યને જે જરા જરા ફેરફાર જણાય તે આ વિશાળભૂમિ ઉપરના સૌંદર્યમાં ઋતુને લીધે ફેરફાર થાય એટલું જ. જો ઊંડા ઉતરી વધારે ફરક જાણવા માગીએ તો એટલો જ મળે કે ગાડી કોઈ વખત સ્ટેશન પર થોડીઘણી મોડી આવે કે વહેલી.

આવા આવા વિચારો વચ્ચે તેણે વસુંધરાનો પત્ર ફરીવાર વાંચવાની શરૂઆત કરી.

'અમારી કોલેજના વર્ગ શરૂ થઈ ગયા બાબત મેં મારા આગલા પત્ર મારફત જણાવ્યું હતું. આજ બીજો પત્ર ખાસ લખવો પડે છે. તમે કહેશો કે આટલા વખતમાં શા માટે પૈસા બગાડ્યા ? અહીં આવ્યા બાદ મારા ઉછાંછળા સ્વભાવને રોકવા માટે મેં બહુ પ્રયત્ન કર્યો છે.

'તમે વિચારશો કે તેમાં પાંચ પૈસા શા માટે બગાડ્યા ? પણ હું જે બાબત કહેવા માગું છું, તેની કિંમત પાંચ પૈસા તો શું; પણ પાંચ હજાર રૂપિયાથી યે વધારે છે. અહીં મેં એક નવો દોસ્ત શશીવદન નામે શોધી કાઢ્યો છે. તેનું ગાયન આવતા શનિવારે રેડિયોમાં સંભળાવવાનું છે. કેવું સરસ ગાઈ શકે છે ! પણ તેમાં વધારે મજા એ છે કે–પણ તે હમણાં કહી દેવાથી મજા મરી જશે–પણ હું તમોને ખાસ ભાર મૂકી જણાવું છું કે શનિવારનું રેડિયો ઉપરનું ગાયન તમારી લાડકી વસુની ખાતર જરૂર–જરૂર સાંભળશો.

'પરમ પૂજ્ય પિતાની સેવામાં...' એ એવું અઢારમી સદીનું લખાણ હું આજસુ લખતી હતી, પણ શશીવદને એ બાબત ત્રિ પરમદિવસે મને ખૂબ ખૂબ લાડકી કહીને ચીડ આથી આજે વીસમીસદીની રીત માફક ચોક પત્ર લખ્યો છે. આ સુધારા બદલ તમો જરા ગુસ્સે નહિ થાઓ તેની મને ખાતરી છે. તં કદી મારી ઉપર ગુસ્સે થતા નથી એ સાંભ શશીવદન બહુ નવાઈ પામ્યો. મેં તેને જણા દીધું કે કિશોરલાલ ફક્ત મારા પિતા નથ પણ મારી વ્હાલી માતાજીની પણ ગરજ સા છે. એવું મારું કહેવું સાંભળીને અડધા કલા સુધી જોરથી હસવા લાગ્યો.

'હું અહીં ખુશીમાં છું, તમો તમા શરીરની ખાસ સંભાળ રાખશો.'

વસુંધરાનો પત્ર વાંચ્યા બાદ કિશોરલા શનિવારની રાહ જોયા કરી. છેવટે તેની જિજ્ઞા સાવૃત્તિ તૃપ્ત થઈ. શનિવારે રેડિયો ઉપ શશીવદનનું સંગીત શરૂ થયું. કિશોરલાલ તા ઉપર ડોલવા લાગ્યો. તેને સારું ગાતાં આવડ હતું, પણ આ વાત ઉપર વસુધરા સિવા બીજું કોઈ વિશ્વાસ મૂકતું નહિ. ઘણી વખ જંગલમાં સુગંધી ફૂલનું ઝાડ નથી દેખાતું તેની ગાયન વિદ્યા આવી જ હતી.

શશીવદને ભૈરવીની શરૂઆત કરી. તે પહેલું ચરણ સાંભળતાં જ કિશોરલાલના પ્રૌ લોકોમાં યુવાનીનું ચંચળપણું દાખલ થયું સ્વર્ગીય પ્રેમ ઉપરનું એ મધુર ગાયન સાંભળ કિશોરલાલની સ્થિતિ ન કળાય એવી થઈ પડી

શશીવદનનું મધુર સંગીત એ ફક્ત વસુંધ રાના કાગળમાં લખેલ મજા ન હતી; પ

બીજું જ કંઈ હતું એ કિશોરલાલને તે ગાયન સાંભળતાં જ જણાયું. વીસ વર્ષ પૂર્વે પ્રેમના બંધનમાં બંધાતી વખતે તેણે પોતાની જાતે રચેલું એ ગાયન હતું. એ ગાયન શશીવદન ક્યાંથી શીખ્યો? પણ બીજી જ પળે ગાયનમાં રહેલી મોહકશ મન પર ઉતરતાં વીસ વરસ અગાઉના એ પ્રેમી પ્રસંગો તેના સ્મૃતિપટ પર રમવા લાગ્યા. ગાયન પૂરું થતાં એ પોતાના સ્વપ્નમાંથી ચોંકી ઉઠ્યો. શશીવદન એ ગાયન ક્યાંથી શીખ્યો? તેણે વિચાર્યું, કે વસુંધરાને ભલે સારું ગાતાં આવડતું ન હોય, છતાં યે એણે જ એ ગાયન શશીવદનને શીખવ્યું હોય, કારણ કે વસુંધરા સિવાય આ ગાયનમાં હાલ તુરત બીજા કોઈને રસ રહ્યો ન હતો. ત્યારે શું વસુંધરા અને શશીવદનનો આટલો ગાઢ સંબંધ બંધાઈ ગયો હતો! આ વિચાર ઉત્પન્ન થતાં જ વીસ વર્ષ પૂર્વેનો પ્રસંગ તેની નજર સમક્ષ ખડો થયો.

તેણે વસુંધરા ઉપર એક કડક પત્ર તરત લખી નાખ્યો. તેના જવાબમાં વસુંધરાનો પત્ર ભરપુર રીતે લખાઈને આવ્યો. કિશોરલાલે નીચેની વિગત તેમાંથી ઉત્સુકતાપૂર્વક વાંચી:

'પિતાજી કોઈ દિવસ મારી ઉપર ગુસ્સે થતા નથી એવું મેં શશીવદનને કહેલું તે ખોટું હતું; એવું તમારા પત્ર ઉપરથી જણાઈ આવ્યું છે. હું તમોને ખાતરીથી કહી શકું છું કે શશીવદન પાસે તમારું પ્યારું ગીત મેં કદી ગાયું નથી. તે અગાઉથી એ ગાયન બરાબર જાણતો હતો; આ સાંભળીને મને ખૂબ આશ્ચર્ય થયું. તેની માતાએ એને એ શીખવ્યું છે. શશીવદન પેટમાં હતો ત્યારે એ બિચારી વિધવા બની. અત્યારે એ હોસ્પીટલમાં નર્સનું કામ કરે છે. પેલા ગાયન વિષે શશીવદને પોતાની માતાને ખબર આપી છે. અમે બેઉ એક મત ઉપર આવીએ છીએ. તમે જ્યારે કોલેજમાં હતા ત્યારે આ ગાયન વારેઘડીએ બોલતા હતા ને? તે વખતે કોઈએ સાંભળી આ મોઢે કરેલ હશે; અને પેલા મનુષ્યે આ ગાયન શશીવદનની માતા પાસે ગાયું હશે. એને મૂળથી જ ગાયનનો વધારે શોખ હોવાથી તે મોઢે થઈ ગયેલ હશે.

'પ્રેમમાં પડતા મનુષ્યને આગળ પાછળનો સુદૃઢ વિચાર આવતો નથી, એ તમારું લખેલ વાક્ય તદ્દન સત્ય છે. પણ નિયમ હંમેશ અપવાદથી જ સાબીત થાય છે. શશીવદનની બાબતમાં મને-શું લખું અને કેમ લખું તે સમજાતું નથી. નાની છોકરીની માફક સોગન ખાધા હોત; પણ જો મારી માતાજીના સોગન ખાઉં તો તે મને જરા યે યાદ નથી; અને વળી તમે કહેશો કે, હું જ તારી માતા છું. અને તમારા ગળાના સોગન મારા પ્રાણ જશે તો યે હું લઈશ નહિ.

'શશીવદનનો કંઠ તમોને બહુ મીઠો લાગ્યો એટલે તમો તેને મળવા માગો છો; આથી તેની પાસેથી તરતનો એક ફોટો લઈ જુદા રજીસ્ટર બુક પોસ્ટથી મોકલું છું. એક વાત અત્યારથી કહી દઉં કે શશીવદનને તેની માતાનો મધુર કંઠ મળ્યો છે; પણ તે બેઉના દેખાવમાં સુદૃઢ સામ્ય નથી. ઘણી વખત કુદરત પણ ઊંડી રમત રમે છે એમ અમારા પ્રોફેસરે થોડા વખત અગાઉ જણાવ્યું હતું. પત્ર લાંબો થયો છે છતાં યે એક વાત લખ્યા વગર પુરો કરીશ નહિ. તેની માતાનું નામ તમે કલ્પી શકો છો? વસુંધરા! જ્યારે મેં તેને તમારું ખરું નામ શશીવદન કહ્યું ત્યારે તે એકદમ નવાઈ પામ્યો પણ તેણે તરત જણાવ્યું કે આપણે બેઉ યે નામો બદલવાં જોઈએ.

'મેં કહ્યું બીજાઓના નામ પાડવાં સહેલાં છે પણ પોતાનાં......'

'તે તો બહુ સહેલાં છે; હું શશીવદન જૂનિયર અને તું વસુંધરા જૂનિયર!'

વસુંધરાના પત્રમાંથી આટલું વાંચતાં કિશોર-

લાલને સમજણ પડી કે માતૃપદની પ્રાપ્તિ એટલે પુનર્જન્મ કહેવામાં કંઈ ખોટું નથી. માતાને પોતાનાં સંતાનો માટે કેટલો ભોગ આપવો પડે છે; નાનપણમાં તેમની સગવડો સાચવવા કેવી તનતોડ મહેનત કરવી પડે છે! યુવાનીમાં તેમના વિવાહની ચિંતા ગંભીરાઈથી કરવી પડે છે. વસુંધરાએ મોકલેલ શશીવદનનો ફોટો તેણે ધ્યાનથી જોયો. તેના પ્રેમાળ હૃદયે શશીવદનનો ફોટો વસુંધરાના ફોટા સાથે મૂકી પુત્રીના સુખ માટે સરખાવી જોયો. વીસ વર્ષ પૂર્વે તૂટેલ મધુર પ્રસંગ હવે વસુંધરાની આંખમાં સંધાતો જોઈ તેને બહુ આનંદ થયો.

પોતાનો એ આનંદ ટકાવી રાખવા માટે તેણે વસુંધરા ઉપર તરત લખી મોકલ્યું. કે જો શશીવદનની માતાની સંમતિ મળે તો તેમના પ્રેમલગ્નમાં પિતા તરીકે તેને કોઈપણ પ્રકારનો વાંધો ન હતો. આવી રજા મળવાથી વસુંધરા તરફથી ખુશાલીનો પત્ર તરત આવશે એમ કિશોરલાલે ધારી લીધું; પણ દસ દિવસ નીકળી જતાં યે તેના તરફથી જવાબ ન આવતાં તે મુંઝાયો. જો વસુંધરા માંદી હોત તો જરૂર તાર આવી લાગત. શશીવદન મીઠું મીઠું બોલી તેને ફસાવતો તો નહિ હોયને! પ્રેમ! પ્રેમના મધુર સ્વપ્નો વચ્ચે મુસ્કેલી નાખવાનું દૈવને હમેશ સૂઝે છે. મોટા શહેરમાં રહી વસુંધરા ઉચ્ચ કેળવણી પામે તે માટે તેને કોલેજમાં મોકલવામાં તેણે શું ભૂલ કરી હતી? પણ એ સિવાય બીજો ઉપાય જ નહતો. તેનું તો રહેવાનું કયાંય ઠેકાણું ન હતું. તેમાં યે જૂના સ્થળોએ તો તેનું મન ઠરતું જ ન હતું. જૂના બની ગયેલ પ્રસંગને લઈને તેનું મન સંસારની બાબતો ઉપરથી તદ્દન ઉઠી ગયું હતું. આથી તેણે એવા પ્રકારનું કામ લીધું હતું કે ગઈ ગુજરી યાદ યે ન આવે અને આખા દેશમાં ફરવાનું મળે. આટલું છતાંયે જે પ્રસંગોને તે ભૂલવા મથનો કરતો જે પ્રસંગો અને જગ્યાથી તે દૂર નાસતો હતો તેજ પ્રસંગો અને તેજ જગ્યા તેની સામે ધસી આવ્યાં.

વળી તેના વિચારો બીજી તરફ વળ્યા. શશીવદન પેલું ગાયન તેની માતા પાસેથી શીખ્યો. તેની માતા કદાચ એજ ફરીથી વીસ વર્ષ અગાઉના પ્રસંગો તેની નજર સમક્ષ એક ચિત્રપટની માફક પસાર થવા લાગ્યા. તેના આયુષ્યનો આગલો ભાગ નામ ફેરવ્યા પછી પૂર્વજન્મ માફક વિસ્મૃતિના પડદા પાછળ અલોપ થઈ ગયો, એમ કિશોરલાલ અત્યાર સુધી માનતો હતો, પણ વસુંધરાના કાગળમાંનું શશીવદનનું વર્ણન સાંભળતાં જ વીસ વર્ષ પૂર્વેનો પ્રસંગ આ જન્મમાં બન્યો હોય એમ તેને લાગવા માંડ્યું. રેડિયો ઉપરનું શશીવદનનું ગાયન સાંભળતાં એ પ્રસંગ કાલે જ બન્યો એમ માનવા તેનું મન તત્પર બન્યું હતું.

કિશોરલાલને આટલા દિવસો ચિંતામાં નાખી છેવટે વસુંધરાનો પત્ર આવ્યો. આ પત્ર અગાઉના પત્રો કરતાં તદ્દન જુદી રીતે લખાયલો હતો. તેમાં પોતાને ઉપયોગી બાબત કિશોરલાલે વાંચી 'શશીવદનની માતાએ વચ્ચે પથરો નાખ્યો, પણ તે બાબત મને ખોટું લાગતું નથી. શશીવદનનો મારા ઉપરનો પ્રેમ એટલોજ મજબૂત છે. પણ તેની માતાએ તમારા માટે જે બોલ વાપર્યા છે તે જોઈ હું ગુસ્સે થયેલી છું. મારે અને શશીવદનને એ બાબત વિષે બહુ ચર્ચા થઈ. તેણે પોતાની માતાનો પક્ષ લીધો. બોલતાં બોલતાં ન બોલવાનું કહેવાઈ ગયું. તેણે સ્રીઓનો પક્ષ લીધો, મેં પુરુષોનો પક્ષ લીધો. કેવી ચમત્કારિક વાત! બેઉ પોતાની જાતનું ઉલટું બોલી સામી જાતનો બચાવ કરવા લાગ્યાં! વાત વધી અને અમારી વચ્ચે રીસામણાં થયા.

તમારા માટે તેની માતાએ વાપરેલ શબ્દોનો સાર આ પ્રમાણે નીકળે છે. મેં એને કોઈ દિવસ જોઈ નથી છતાંયે આવી સ્રીની

પુત્રવધૂ બનવા કરતાં આખો જન્મારો કુંવારા રહેવું શું ખોટું ?

ગાયનની બાબતમાં શશીવદનને એની માતાએ જણાવ્યું કે નદી પ્રમાણે ગાયનનું મૂળ ન શોધે તેજ સારું. છેવટે નિરાશા–વધારે કંઈ નહિ; પણ દુઃખજ થશે. તું જે વિષે કહે છે તેના પિતાને હું બરાબર ઓળખું છું. પહેલાં તે લગ્નની સંમતિ આપશે, પણ તારા પિતા ક્ષયની બિમારીને લીધે મૃત્યુ પામ્યા છે એ બહાનું કાઢી કાલે વિવાહ તોડી નાખશે. આ ગૃહસ્થનું પૂર્વ ચરિત્ર બહુ મજેદાર છે. એક ગરીબ છોકરીને લગ્નનું વચન આપી તે સદંતર ગૂમ થઈ ગયો. કોઈ શ્રીમંત મધની આંગળી બતાવી હશે એમ ધારી શકાય. આવા ચંચળ મનુષ્યની પુત્રી ચંચળજ હશે. તારી માતાને માન આપતો હોય તો તે છોકરીને ચોખ્ખી ના કહી દે. તરુણાવસ્થામાં પ્રેમ કર્યા પછી વિખૂટા પડવું એ મુશ્કેલ છે ખરું; પણ અનુભવથી હું કહું છું કે આ પ્રેમ કરતાં ઉચ્ચ પ્રેમ દુનિયામાં છે.

કિશોરલાલ આગળ વાંચી શક્યો નહિ. વસુંધરાના પ્રેમ પ્રમાણે આ પત્રે તેના હૃદયમાં ઊંડો ઘા કર્યો. તે તરત પોતાનું કામ છોડી શશીવદનની માતાને મળવા ઉપડ્યો.

ત્યાં પહોંચતાં એક સારી જેવી હોટલમાં પોતાનો સામાન મૂકી કિશોરલાલ વસુંધરાએ મોકલેલ ઠેકાણે શશીવદનની માતાને મળવા ચાલી નીકળ્યો. નસીબ જોગે હોસ્પિટલમાં તેની નાઈટડ્યુટી હોવાથી તે કિશોરલાલને ઘેર જ મળી. તે એકલી જ હતી. પોતાની નજર સામે અચાનક વીસ વરસ બાદ પોતાના પ્રેમીને જોઈને તે એકદમ નવાઈ પામી.

"વસુંધરા, પ્રૌઢ મનુષ્યોએ પોતાની સત્તા ચલાવી યુવાનોને હેરાન કરવા યોગ્ય નથી," કિશોરલાલે શશીવદનની માતાને જણાવ્યું.

"શશીવદન, મારી વાત ખરી છે એમ મેં અનુભવથી જાણ્યું છે. નર્સ થયા બાદ એવા ઘણા બનાવો મેં નજરો નજર જોયા છે." મોટી વસુંધરાએ કિશોરલાલને જણાવ્યું.

"જો એટલીજ મુશ્કેલી હોય તો તે એક જ શબ્દથી..."

"એક શબ્દથી ?" શશીવદનની માતાએ નવાઈ પામી પૂછ્યું.

"હા, વધારે તો ચાર શબ્દોની જરૂર છે—"વસુંધરા મારી પુત્રી નથી."

"એટલે ?"

"મેં લગ્ન કર્યાં નથી તો પુત્રી ક્યાંથી હોય ? વસ્તુ એક ગરીબની પુત્રી છે. તેના જન્મના બાર દિવસ બાદ તેની માતા પ્રભુને ઘેર ચાલી ગઈ, મેં તેને પાળી પોષી પુત્ર તરીકે ઉછેરી."

"એટલે આખો જન્મારો તમોએ આમ કાઢ્યો ?"

"આમ એટલે કેમ ? મોટી વસુંધરાના સહવાસને બદલે નાની વસુનો પ્રેમ મળ્યો એટલોજ ફરક પછી તો દુઃખ ભૂલાય એવા કામમાં મેં નામ બદલી ઝંપલાવ્યું."

"પુરુષોને આટલો ઉચ્ચપ્રેમ બતાવનાં ક્યારથી......"

"તમારી સ્ત્રીઓનું આ ફક્ત ખોટું અભિમાન છે. રસોઈ અને પ્રેમ એ બે વસ્તુઓનો સ્ત્રીઓએ જ ઇજારો લીધો છે, એમ ધારવું ભૂલભરેલું છે. આપણો જ દાખલો લઈ જો અને પછી..."

તેનું આવું બોલવું સાંભળી વસુંધરા જોસથી હસી પડી. કિશોરલાલે તેની દરકાર ન કરતાં આગળ ચલાવ્યું. "પુરુષ છતાંયે પ્રેમ માટે મેં આખી જિંદગી વેડફી અને પ્રેમની ધજા ફરકાવનારી સ્ત્રી થઈને તું......"

"મારું લગ્ન થયું તેનો પુરાવો ?"

"પુરાવો ! શશીવદન કરતાં બીજો વધારે મોટો પુરાવો કયો હોઈ શકે ?"

# મૃગજળ

પ્રયોજક : રમણીકલાલ જયચંદભાઈ દલાલ બી. એ. એલએલ. બી. વકીલ

એપ્રિલના સખત ગરમીવાળા એક દિવસે હું પંજાબમાં ત્રીજા વર્ગના ડબામાં બેસી મુસાફરી કરી રહ્યો હતો. હિંદની રેલ્વેનો ત્રીજો વર્ગ એટલે બસ વાત ના પૂછો. પણ મારે તો નવાજ પ્રકારની નવલકથા લખી સાહિત્ય જગતમાં ધડાકો કરવો હતો એટલે વસ્તુ, વાતાવરણ ને વ્યક્તિઓનો અભ્યાસ કરવા છેલ્લા વરસેક દિવસથી હું પ્રવાસ ખેડી રહ્યો હતો. મને ત્રીસેક વર્ષ થયાં હશે. કુંવારો હોવાથી મારી સાહસિકવૃત્તિ પણ સતેજ હતી. કાર્યસાધના માટે ગમે ત્યાં ઝંપલાવતાં મારી પ્રતિષ્ઠામાં પૂળો મૂકાતો નહિ, ગમે ત્યાં. ગમે

એનું મોઢું મારા ખભા સાથે અથડાતું. એનો નાગનો કરંડિયો મારા પગ સાથે અથડાતો. એક ગોળમટોળ વ્યક્તિ, ખભે ગોટું પોટકું લાદી, મસોતા જેવો ફેંટો માથે વીંટાળી પોતાનાં કેળાં વેચવા પ્રયત્ન કરી રહી હતી. જરા સુંદર દેખાતી એક ખેડૂતકન્યા એક ખૂણામાં લપાઈ પોતાના લાલ સાલ્લાની ઓથે બાલકને ધવરાવતી હતી. એક કોટપાટલુન પહેરેલો યુવાન મારી સાથે સભ્યતાથી વાત છેડવા મથી રહ્યો હતો.

"પેલી ચોપડી આપશો?" તે બોલ્યો, "તમે ન વાંચતા હો તો હું જરા પાનાં ફેરવું."

દાઢી સાફ કરી હોય, એના કાળા વાંકડિયા વાળ રીનસર કાપી સફાઈબંધ હોળ્યા હોય તો એક આકર્ષક નવયુવાન નજરે ન ચઢે?

એની ભમરો સમાંતર, વિશાળ ને ઉંચી હતી. એનાં નયન સહજ ઘેરાં માંજરાં હતાં. એની કમાનદાર પાંપણો એની ઉગતી જુવાની-ની સાખ પૂરતી. એનું પોપટિયું નાક જરા લાંબુ હતું. એના દેખાવડા અધરદ્વયમાંથી એની સફેદ દંતાવલિ સહજ નજરે પડતી. એની ચામડી પણ કાંઈ ખાસ શામળી નહોતી.

હું એના પર દૃષ્ટિ ઠેરવી બેસી રહ્યો. એને એક સફાઈદાર નવયુવાન કલ્પી રહ્યો. એ કેળવાયલો હોય તો કેવો દેખાય? મારા કલ્પના પ્રદેશમાં મંદમંદ હસતો એક નમ્ર યુવાન ખડો થયો. જાણે એણે ટેનીસ ખેલતાં સફેદ વસ્ત્રો કે સંધ્યાટાણે પ્હેરાતો શ્યામળો પોષાક પરિધાન કર્યો હતો. એની લાંબી આંગળિયોમાં સિગાર સળગતીઃ એના મનોહર અધદ્વયમાંથી સ્મિત હાસ્ય ટપકતું. મારી કલ્પનાથી હું ઘડીભર મોદ પામ્યો. મને મારી નવલનું વસ્તુ મળી ગયું. એનું વાસ્તવિક રેખાચિત્ર ખડું કરવા એ બાળકના જીવન પર જ ચણતર ચણવું. પ્રતિમા ઉતારતી વખતે કલાકાર જીવંત પ્રતીકને હંમેશાં દૃષ્ટિ સમીપ રાખે છે. લેખક પણ એમ કેમ ન કરે?

તાજા પાકથી ઝૂલતાં નીલવર્ણાં ખેતરો ઝડપથી પસાર થઈ રહ્યાં હતાં. તેની પાછળ વિશાળ વેરાનો નજરે ચઢતાં. ક્ષિતિજનાં ત્યાં પ્રતિબિમ્બ પડતાં. તે પર માયાવી મૃગજળ રમતાં. મારી નિદ્રાભરી અર્ધ મીંચાયલી આંખોએ જોયું કે આ ખેડૂત કુમાર કોઈ અજબ સફર ખેડી રહ્યો હતો.

મારો નિશ્ચય થઈ ચૂકયો. આ ખેડૂત કુમારને ઉઠાવું. એને સાથે રાખી કેળવું. એને જીવંત પ્રતીક બનાવું કુમારથી ફતેહસિંહજી સાથે એક વાર હોડ બકી હતી ને હારી ગયો હતો ત્યારથી આ વાત દિલ પર હતી. પ્રથમ પ્રયોગ કરી જોઈશ આને કલબમાં દાખલ કરીશઃ ગૃહમંડળીમાં ભેળવીશ ને વિજય માણીશ.

* * *

મેં એને સાથે લીધો એનું નામ મેં અરુણ પાડયું. એકાદ વર્ષ એને પરદેશમાં રાખવા નક્કી કર્યું હિંદુસ્તાન બહાર રાખીને જ મારે એને કેળવવો હતો.

અરુણ ચાલાક, બુદ્ધિશાળી ને કેળવાય તેવો નીવડયો. એ સીધો લીટીનો ને પ્રમાણિક યુવાન હતો. જરા ગંભીર રહેતો. એને મારી હોડની ખબર નહોતી છતાં એ મારા પ્રયત્નને યશ અપાવવા તનતોડ મહેનત કરી રહ્યો. મી. મનોહર પાસેથી પણ તે પોતાની માતૃભાષા, હિંદી, અંગ્રેજી વિગેરે ઝપાટાબંધ શીખવા લાગ્યો. પોશાક ને રીતભાતમાં પણ એ સુંદર અનુકરણ કરી રહ્યો. મેં એમને લોઝાં હૉટેલમાં મૂકયા પછી તો અરુણ ઓળખાય એવો પણ રહ્યો નહિ. એનાં નયન ચમકારા મારવા લાગ્યાં. એની બુદ્ધિ ખીલી ઉઠી.

"હું જાઉં છું." મેં કહ્યું, "તું બીલકુલ ઘરકુકડિયો ને વેદીઓ ન બનીશ. સમાજમાં ખૂબ ફરજે, દરેકને મળજે. દરેક સ્થળની મુલાકાત લેજે. પૈસાની પરવા કરીશ નહિ."

"હું મારો બનતો પ્રયત્ન જરૂર કરીશ. આપનો કયા શબ્દોમાં આભાર..." તે જરા અચકાયો. તેણે મોં ફેરવી લીધું.

* * *

માયા ફતેહસિંહજીની પુત્રી. હું ને માયા એક વખત અંગત મિત્રો હતાં. ગુલાબી ગાલવાળી એ નાનકડી મનોહર કન્યા હતી. એના વાંકડિયા વાળ એના સૌંદર્યમાં કાંઈ ઓર ઉમેરો કરતા. એની આંખો માંજરી નહોતી. એની શ્યામ કીકીઓમાં કોઈ અનેરી ચમક સરતી. એના યુવાન મિત્રોની તો એ વ્હાલસોયી સખી હતી. જ્યારે જુઓ ત્યારે એ અનેક મિત્રોથી વીંટાયલી જ હોય. છેલ્લામાં છેલ્લી

-વર્ષાવી રહ્યો. ત્યાં નેતરની ખુરસીઓ ખખડી ને માયાનો સ્વર સંભળાયો.

"ચાલો, જરા અહીં આરામ કરીએ. સંગીતમાં તમને કહેવું પડે તેમ નથી."

"એમ કે!" તે ધીમેથી બોલ્યો. ને હું ગયો હોઈશ એમ સમજી તેણે મારી ખુરસી ખેંચી લીધી.

"જુઓ, જુઓ. સામેના વૃક્ષ પર ચીનાઈ દિપકો કેવા શોભી રહ્યા છે. આ પુષ્પો, આ તાલવૃક્ષો ને આ તારલા. કેવો મનોરમ દેખાવ! આખું ય દૃશ્ય સ્વર્ગીય લાગે છે! હું રાજકુમારી ને તમે રાજકુમાર."

"હું રા..." એ બબડ્યો.

"રાજકુમાર! કેવું અદ્દભૂત." માયા બોલી.

"પણ...પણ..." દિલની વાત કરવા મથતો અરુણ બબડ્યો, "મને તો ગરીબી ગમે છે. સાદાઈમાં હું રાચું છું. આ બધું મને પસંદ નથી." એણે દિલના ભાવ પ્રદર્શિત કરતા પોતાના હાથ પ્રસાર્યા.

"ખરી વાત છે. મને પણ સાદાઈ જ ગમે છે." માયા બોલી. એ શું કહેતી હતી તેની એને ગમ નહોતી. એ ક્ષણે તો અરુણને જે ગમે તે જ અપનાવી લેવા એ તૈયાર હતી. "આપણો સ્વભાવ કેટલો મળતો આવે છે?" એ મૃદુલ સ્વરે આગળ વધી, "એક જ પ્રકારની ચીજો આપણને ગમે છે. તમારા જેવો સાથી મળવો કિસ્મતની વાત છે."

"તમે જ અદ્દભુત છો. હું નહિ" અરુણ બોલ્યો.

એક છીંક આવતી મેં દાબી દીધી ને ધીમેથી ત્યાંથી સરકી ગયો. મારી રમતનો આવો જલ્દી અંત આવી જાય તેમ હું ઇચ્છતો નહોતો. આ રીતનો અંત પણ મને પસંદ નહોતો.

મારી યોજનાની આવી અણધારી સફલતા મેં સ્વપ્ને પણ કલ્પી નહોતી. અરુણ સજ્જનતની હરોળમાં ઊભો રહે એવો થઈ ચૂક્યો હતો. એકાદ વર્ષમાં તો એ પૂરો કેળવાઈ ગયો હતો.

હોડ પૂરી થાય પછી અરુણનું શું કરવું? અરુણને એવી મજાકનો વિષય બનાવવો એ પણ અજુગતું લાગતું હતું. એને પુત્ર તરીકે મારાથી દત્તક લેવાય એમ તો હતું જ નહિ.

માયા અરુણ સાથે નિયમિત પત્રવ્યવહાર ચલાવતી.

અમને બન્નેને માયા તરફથી આમંત્રણ મળ્યું. એના પિતાને ઘેર ઉત્સવ હતો. ત્યાં જવામાં જોખમ હતું. અણધાર્યું પરિણામ આવે તેમ હતું. છતાં ત્યાં જવાનું મેં કબૂલ રાખ્યું.

એપ્રિલનો સુંદર દિવસ હતો. માયાના મહાલયમાં અમે પ્રવેશ કર્યો ત્યારે ત્યાં નીલવર્ણાં ને પીળા રંગોના પટા ચમકી ઉઠ્યા સુવર્ણ પ્રકાશમાં મહાલયનું ભૂતકાલીન ગૌરવ પ્રત્યક્ષ થયું.

"પધારો, પધારો" ફતેસિંહજી આગ આવ્યા, "આજ રાજકુમાર અરુણ? પધા અરુણકુમાર. મી. મનોહર, મઝામાં ને છો, આ માયા આવી. તમે તો લોઝાંગ મળ્યા હતા ને!"

આજે માયા હંમેશના જેવી પ્રફુલ્લિ નહોતી. તે જરા વધારે ફીક્કી ને જર સુકાયલી લાગી. દેખાવમાં પણ વધારે ગંભી હતી. એને એ બંધબેસતું જ હતું. કદાચ એ વધારે અભ્યાસમાં પડી હશે કે પ્રેમમાં પડી હશે. મેં અરુણ તરફ દષ્ટિપાત કર્યો. એ તો ક્ષણભર ત્યાંથી દૂર ખસી ગયો હતો. બારીના કાચ પરની અદ્યતન ચિત્રકલાનું તે નિરીક્ષણ કરી રહ્યો હતો.

માયા શાન્તિથી અમને અમારા નિયત કરેલા ખંડોમાં લઈ ગઈ. "જમવાનું સાડા સાતે થશે. તૈયાર થઈ નીચે દિવાનખાનામાં આવજો."

દિવાનખાનું વિશાળ હતું. દક્ષિણ દિશાની બારીઓની હાર હતી. પશ્ચિમમાં આવેલા વિશાળ બગીચામાં એના સુશોભિત ઝરૂખા પડતા.

અમે ત્યાં ગયા ત્યારે જરા દેખાવડો ને સુંદર વાળ વાળો એક પડછંદ આદમી સુવાન વછેરાની ઝડપે ઉભો થયો. અમને એનો પરિચય કરવામાં આવ્યો. તે પણ એક રાજકુમાર હતો.

નવા મહેમાન કિસનસિંહ એકદમ અરુણની હરિફાઈમાં પડી ગયા. એની ઉણપો પ્રકાશમાં આણવા એ બનતું કરી રહ્યા. અરુણે પ્રથમ તો એ તરફ બેદરકારી દાખવી. પછી એની પરવા જ કરી નહિ. પરંતુ એની હાજરી એને રૂચી નહિ.

એક દિવસે એમની વચ્ચેનો વાર્તાલાપ મારે કાને પડ્યો.

"જુઓ ને" કિસનસિંહનો અવાજ આવ્યો," મારે તમને થોડીક શિખામણ આપવાની છે" એના સ્વરમાં તુચ્છકાર સ્પષ્ટ હતો.

"શિખામણ?" અરુણે આશ્ચર્ય દાખવ્યું, વહેલામાં વહેલી તકે તમે એ કામ પાર પાડો. પછી મારે અભ્યાસ માટે જવું છે."

"જુઓ ને, માયા સાથે તમારે વધુ છૂટ ન લેવી જોઈએ. અરુણકુમાર, માયાને વધુ મહત્વ આપવાની જરૂર નથી."

"માયાને મહત્ત્વ?" અરુણે આશ્ચર્ય દાખવ્યું.

કિસનસિંહ 'મહત્ત્વ'નો સ્પષ્ટ અર્થ સમજાવી શક્યો નહિ. એવી સમજાવટ પૂરતું એનામાં જ્ઞાન પણ નહોતું.

"મહત્ત્વ એટલે? કેમ વળી? એમાં શું નથી સમજાતું? એનો અર્થ સ્પષ્ટ જ છે ને? તમારે એની સાથે ઝાઝું ફરવું ન જોઈએ."

"હું તો કદી એની પાછળ ફરતો નથી, ઉલટી એ મારી પાછળ ભમે છે." ગંભીરાઈથી ને સહૃદયતાથી અરુણે જાહેરાત કરી.

"તારી પાછળ?" હવે કિસનસિંહને અજાયબ થવા વારો આવ્યો.

"હા, મારી પાછળ" અરુણે અધીરાઈથી એની વાત કાપી નાખી," દિલ ચાહે તો તમે માયાને કહી આવજો કે તે મારી પાછળ પાછળ ન ભમે પણ તમારી પાછળ ભમે." તે રોષમાં જ પસાર થયો.

"ને અરુણકુમાર તમારું ગામ ક્યાં આવ્યું?" એક સંધ્યાકાળે કિસનસિંહે મજાકમાં જ અરુણને પ્રશ્ન કર્યો. "આ વખતે મારે પંજાબનો પ્રવાસ ખેડવો છે? કદાચ તમારા ગામની પણ મુલાકાત લઉં."

"તમારા કહેવા મુજબ તો બધું જ ગીરો મૂકાઈ ગયેલું છે એટલે અત્યારે તો ત્યાં ગીરોદાર રહેતો હશે યા તેના ભાડુતો હશે, નહિ તો હું જરૂર તમારું સ્વાગત કરત." અરુણે સૌજન્યભર્યો ઉત્તર વાળ્યો.

"એટલું સદ્ભાગ્ય" કિસનસિંહે સૌજન્ય છોડયું, "પંજાબના જમીનદારો ને રાજકુમારો મિલ્કત સાચવી જ શકતા નથી."

"હાસ્તો" અરુણ હસી રહ્યો, "જમીન સાથે એમને એટલા ઋણાનુબંધ ઓછા પણ અક્કલ ને ચારિત્ર્યમાં એ બીજાથી ચઢી જાય, હો કે અર્વાચીનકાળમાં તો આપણે આપણી હોંશિયારી પર જીવવાનું છે નહિ કે બાપીકી આબરૂ પર."

"શાબાશ, અરુણકુમાર" માયા ત્યાં આવી ચઢી, "હું પણ એવા ચારિત્ર્યની જ પૂજારણ છું."

કિસનસિંહ ધૂંધવાઈ ઉઠયો.

વાતાવરણ વધારે જોખમભર્યું અને તે પહેલાં જ મેં મારી શરતનો ભાંડો ફોડી નાખવા નિશ્ચય કર્યો. એક વાર મેં ફતેહસિંહજીને એકાંતમાં પકડી પાડ્યા. "કેમ? હવે આપણી શરતનું શું?" મેં વાત છેડી.

"હા કહો ને શો વિચાર આવ્યો છે?"

"એક વાર હું પંજાબમાં ત્રીજા વર્ગના ડબામાં મુસાફરી કરી રહ્યો હતો અમારી સામે જ એક દેખાવડો યુવાન બેઠેલો હતો. તેને કેળવી શ્રેષ્ઠ સમાજમાં ભળી જાય એવો બનાવી દેવો ? એવો ગમાર સમાજમાં જરા પણ જુદો પડી આવવો ન જોઈએ. તમારી સાથે મારે એવી જ શરત હતી ને ?

ફત્તેહસિંહ ખડખડાટ હસી પડયા. "તમે તો એવા ને એવા જ તરંગી રહ્યા. એવાને કેળવતાં જ હજાર રૂપિયા ખર્ચાઈ જશે."

"એનું જોખમ મારે શીર." મેં શાંતિથી ઉત્તર દીધો.

"સાચો એદ્દલ જોઈએ હો : કોઈ શહેરી પકડી લાવશો એ નહિ ચાલે." ફત્તેહસિંહજીએ સ્પષ્ટતા કરી.

"તમે માગો છો તેવો જ યુવાન તમારી આગળ હું રજુ કરું તો."

"મારે તમને હજાર રૂપિયા આપવા."

"હું તો એટલે સુધી કહું છું કે એ યુવાન સમાજમાં ખપે તેવો જ નહિ પણ અજાણતાં તમે તમારી કોટિનો માની લો એવો હશે" એમની નિર્દોષ ઉદારતા જોઈ મારાથી કહ્યા વિના ન રહેવાયું.

"તમે તમારી વાતને વધારે અશક્ય બનાવી રહ્યા છો." એમણે ઉત્તર દીધો.

મેં અરુણ ને માયાની તપાસ કરી પણ તેઓ અલોપ થઈ ગયાં હતાં.

અર્ધા કલાક પછી હું દિવાનખાનામાં બેઠો હતો ત્યાં અરુણ આવી ચઢયો. "મારે તમારી સાથે વાત કરવી છે."

"માયાએ લગ્નની વાત તો છેડી નથી ને ?"

"એવું જ છે. હવે મારે આ જંજાળમાંથી છટકવું શી રીતે ?"

અમે ત્યાં જ બેસી વાતે વળગ્યા, હવે વાતાવરણ ગંભીર બની રહ્યું હતું. મારો પ્રયોગ અવળે ચીલે જવા બેઠો હતો.

"હું કોઈ રખડેલ નથી એ તો તમે જાણો છો. હું તેને ચાહું છું પણ હું એને દગો તો દઈ શકું જ નહિ. એટલે હવે મારે અહીંથી વિદાય થયે જ છૂટકો."

એવામાં બારણું ઉઘડયું. કિસનસિંહનું મુંઝાયલું મોંઢું એમની નજરે પડયું.

"અહીં જ છો કે અરુણકુમાર, તમને એક કાગળ આપવાનો છેઃ બહાર ટપાલપેટીમાં હતો. તમે જોવાનું ભૂલી ગયા હશો."

અરુણે ખિન્નદિલે તે ઉઘાડયો.

એ ચમક્યો. એના વદન પર ફીક્કાશ છવાઈ. "મારે પાછા જવું જ પડશે." તે બબડયો.

"કંઈ ખરાબ સમાચાર છે." કિસનસિંહે મજાક કરી.

ત્યાં ફત્તેહસિંહજી અંદર આવી ચઢયા.

"આ રહ્યા અરુણકુમાર. માયા કહે છે કે—" કિસનસિંહ તરફ નજર પડતાં જ એ અટકી ગયા.

"જરા થોભો." અરુણે પોતાની ઓળખ આપવા તૈયારી કરી.

"હમણાં નહિ. અરુણ" હું વચ્ચે પડયો. "એ કામ મને કરવા દે."

"પણ તમારો ભેદ શો છે ?" કિસનસિંહ બરાડયો, "હમણાં જ કહી નાખો ને."

"ના," માયા અંદર દોડી આવી.

"આ કૌટુંબિક વાત છે. મી. કિસનસિંહ, તમે પધારો." ફત્તેહસિંહે રોકડું પરખાવ્યું.

મેં આભાર સૂચક વંદન કર્યું. કિસનસિંહે અરુણ તરફ એક કાતીલ નજર નાખી. તે વિદાય થયો ને માયાએ દ્વાર બંધ કર્યું.

# જાણવા જોગ સ્ત્રી સમાચાર

પંડિત શ્રી. જવાહરલાલ નહેરુએ અલ્હાબાદમાં જેલમાંથી છૂટયા પછી પ્રથમવાર કમલાનહેરુ હોસ્પિટલની મુલાકાત લીધી હતી. અને હોસ્પિટલની વ્યવસ્થા પરત્વે તેમણે સંતોષ પ્રદર્શિત કર્યો હતો.

*

શ્રીમતી સરોજીની નાયડુનાં પુત્રવધુ શ્રીમતી જયસૂર્યા નાયડુનું લાંબી માંદગી ભોગવ્યા પછી (દખણુ) હૈદ્રાબાદમાં અવસાન થયું છે.

*

વલસાડ તાલુકાની ૭ કન્યાશાળાઓની બહેનો વચ્ચે ગોઠવાયલી ગરબાની હરીફાઈ વેળાએ વલસાડના કોઠારી વિદ્યાલયના કંપાઉન્ડમાં, વ્યવસ્થાની ખામીને લીધે ગરબામાં ઉતરેલ કેટલીક બાળાઓ તથા અધ્યાપિકાને ઈજા થઈ હતી. ધાંધલ થતાં મેળાવડો બંધ રાખવામાં આવ્યો હતો.

*

લંડનના વડાપ્રધાન મિ. ચર્ચીલનાં કાકી લેડી એડવર્ડ સ્પેનસર ચર્ચીલનું મોટર અકસ્માતને લીધે મૃત્યુ થયું છે.

*

વડોદરામાં વાઈ. એમ. સી. એ. ના આશ્રયથી યોજવામાં આવેલી છોકરા ને છોકરીઓની મેચ બહુ રસદાયક બની હતી. મેચમાં છોકરાઓએ છોકરીઓને પંદર રનથી હાર આપી હતી.

*

મુંબઈમાં મસ્જીદ બંદર રોડ પર રહેતી એક શાંતાબાઈ મોગીલાલ નામની સ્ત્રી સ્ટવ પર ચહા બનાવતાં અચાનક સળગી જઈ મૃત્યુ પામી હતી.

*



**શ્રી સરલાબેન ગો. રાયગુરા**

શ્રી સરલાબેનના શુભલગ્ન તા. ૨૩-૧૧-૪૧ ને શુભ દિને રાજકોટના વતની શ્રી નટવરલાલભાઈ ભોજાણી સાથે વડોદરામાં સંપૂર્ણ સાદાઈથી થયાં છે.

અ. સૌ. સરલાબેને છેલ્લા ઘણા વખતથી પોતાના પિતાશ્રીની જોડે રહીને "શારદા" માસિકના સહતંત્રી તરીકે ઘણી સેવા બજાવી છે. તે સિવાય સરલાબેને બીજાં ઘણાં માસિકોને પોતાનો સહકાર આપ્યો હતો. અને આશા છે કે એવો જ સહકાર હવે આપતા રહેશે.

*

શ્રીમતી પુષ્પાબેન નામનાં સત્યાગ્રહીની નડિયાદમાં ધરપકડ થઈ છે.

મુંબઈના પત્રકાર મંડળના આશ્રય તળે જાણીતી નર્તકી 'મેનકા'એ હિંદની નૃત્યકળા પરત્વે વ્યાખ્યાન આપેલું. અને નૃત્યના પ્રયોગો કર્યાં હતા.

*

એક હિંદુ બાઈએ દેવીને પ્રસન્ન કરવાના ઉદ્દેશથી તેના ચાર વર્ષના બાળકને ડામ દીધા હતા. ખબર મળતાં પોલીસે તે બાઈ તથા તેની બહેનને ગીરફતાર કરી કેસ કર્યો હતો ને બાળકને 'બાળગૃહ'માં મોકલી આપ્યું હતું.

*

વડોદરામાં જાણીતા કવિ તથા શારદા માસિકના તંત્રી શ્રી. ગોકળદાસ રાયચુરાનાં પુત્રી કુ. સરલાદેવી રાયચુરાનાં લગ્ન સંપૂર્ણ સાદાઈથી કરવામાં આવ્યાં છે. લગ્નમાં શહેરના પ્રતિષ્ઠિત ભાઈબ્હેનોએ તેમજ સાહિત્યકારોએ હાજરી આપી હતી. નવલદંપતીને અમે શુભેચ્છાઓ પાઠવીએ છીએ.

*

શ્રીમતી વિજ્યાલક્ષ્મી પંડિતે ઉદેપુરમાં ગ્રામોદ્યોગ પ્રદર્શન ખુલ્લુ મૂક્યું તે સમયે શ્રી. સુચિતા કૃપાલાનીએ પણ હાજરી આપી હતી.

*

જામનગરના એક રસ્તામાં હોલવ્યા વિનાજ બીડી ફેંક્વાના પરિણામે રસ્તે જતાં એક ડોશીમા પર બીડી પડતાં જ એમનાં કપડાં સળગી ઊઠયાં. ને તેમને ઈસ્પીતાલમા ખસેડવામાં આવ્યાં પણ ત્યાં તેમનું મરણ નિપજ્યું હતું.

*

ગોકુલેશ જયંતી નિમિત્તે સુરતમાં આભાર પ્રદર્શનનો ને ગરબાઓનો સુંદર કાર્યક્રમ ગોઠવાયો હતો. તેમાં જુદી જુદી સંસ્થાઓએ ભાગ લીધો હતો.

*

અત્રેના ગીતા મંદિરની ઉદ્ઘાટન ક્રિયા ગં. સ્વરૂપ જયકોરબહેનને હાથે થઈ હતી.

*

સુરતમાં આવેલી મિશન સ્કૂલમાં એક નાનું સ્નેહસંમેલન શ્રીમતી બેની સેનગુપ્તાના પ્રમુખપદે યોજવામાં આવ્યું હતું. શાળાની વિવિધ પ્રવૃત્તિઓ જોઈને પ્રમુખે સંતોષ પ્રદર્શિત કર્યો હતો.

*

પંદર હિંદુ વિધવાઓએ મુસ્લીમ ધર્મ સ્વીકારવા માટે મુંબઈમાં મિ. કાંગાની કોર્ટમાં ડેકલેરેશન નોંધાવેલ છે.

*

અત્રેના જાણીતા કાર્યકર કુ. પદ્મા મહેતાએ શ્રી. રમણ પટેલ સાથે આંતરજ્ઞાતિય લગ્ન કર્યાં છે.

*

રાષ્ટ્રભાષાની પ્રારંભિક પરીક્ષામાં, રાજકોટમાં કુ. ઉષા ઉમિયાશંકર વ્યાસ ૯૭૬૩ ઉમેદવારોમાંથી પહેલે નંબરે પાસ થયાં છે.

*

અખિલ હિંદ વિદ્યાર્થી સંઘનું છઠ્ઠું અધિવેશન શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાયના પ્રમુખપદે પટણામાં ભરાવા વકી છે.

*

અમદાવાદના જાણીતા બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટેનાં દૌહિત્ર કુ. હેમલતા હરિશ્ચંદ્ર હેગિષ્ટે ૧૬ વર્ષની ઉમરે મેટ્રિક થઈ ૧૯૩૯ માં ગુજરાત કોલેજમાંથી બી. એ. થયાં હતાં. અને લલ્લુભાઈ શાહ કોલેજમાં આગળ અભ્યાસ કરી હમણાં તેમણે એલ. એલ, બી. ની ડીગ્રી મેળવી છે. વૈશ્ય કોમનાં, કાયદાનાં ગ્રેજ્યુએટ તરીકે તેઓ પહેલાં જ છે. હાલ તેમની ઉંમર ૨૩ વર્ષની છે.

*

કાઠિયાવાડના રાણા ગામમાં પાંચ પાંચ મિનિટને અંતરે એક સ્ત્રીએ એકીસાથે ત્રણ પુત્ર ને એક પુત્રીને જન્મ આપ્યો છે. બધાંની તબિયત સારી છે.

*



કેશવપ્રસાદ દેસાઈ બી. એ. એલએલ. બી.

**હૃદયવિભૂતિ.**

લેખક : શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈ. પ્રકાશક: આર. આર. શેઠની કં. મુંબઈ નં. ૨. પાકું પુંઠું. પાનાં. ૩૫૫. કી. રૂ. ૨–૮–૦

આપણા વિખ્યાત નવલકથાકાર રા. રમણલાલે વિવિધતાભરી કથાઓ આપણને આપી છે; ઈતિહાસ, રાજકારણ, સંસાર, વેશ્યા, પ્રાચીનકાળ, ગામડાં ઠગ, વગેરે વિવિધતાઓમાં, ગુનેગાર ગણાતી જાતિઓનાં પાત્રોની રચેલી આ નવલકથા વિશેષ વિવિધતા ભર્યો ઉમેરે છે. પુસ્તકને અંતે "આપણા ગુનેગારો" વિશે એક માહિતિપૂર્ણ તેમજ સહાનુભૂતિ લેખ લખીને તેમણે વાંચનારને વિચાર કરતા કરી મૂક્યા છે.

**હૃદયવિભૂતિમાં મુખ્ય પાત્રો ચાર છેઃ—**

માનસિંગ, ઘેમર મુખી, મંગી અને હરિસિંગ. ગુનેગાર જાતિના વસવાટવાળા એક ગામડાનો મુખી ઘેમર પટેલ છે. આજુબાજુ થતી ચોરીઓ અને લૂંટમાં તે ભાગ રાખે છે. અને પોલીસખાતું છેક ઉતરી ના પડે તે પ્રમાણમાં અમુક ગુનેગારો તે પકડાવે છે. માનસિંગ તે ગામનોજ બાળક છે. ગુનો કરીને તે બાળસુધારક શાળામાં જાય છે. ત્યાં હરિસિંગ નામે બીજા બાળ ગુનેગાર સાથે તેને ઓળખાણ થાય છે. હરિસિંગનો વખત પૂરો થતાં તે છૂટે છે, માનસિંગ તેની મદદથી શાળામાંથી નાસી જાય છે. બે જણ બેગોજ (ચોરીનો) ધંધો કરે છે. ઘેમરસિંગની છોકરી તેજલ અને માનસિંગ બાળપણમાં ભેગાં રમ્યાં હતાં. બેઉમાં પ્રીત જાગી હતી. અને બેઉએ એક બીજાને પરણવાનું નક્કી કર્યું હતું. ગામની ડાકણ ગણાતી એક સ્ત્રી નામે મંગી માનસિંગના બાપ સાથે નાતરું કરવાની હતી તેથી માનસિંગને પોતાનો દીકરો ગણે છે, અને તેજલને મદદ કરે છે. ઘેમર મુખી તેજલને બીજે ઠેકાણે પરણાવવા માંગે છે. આ પાંચ પાત્રો ઉપરાંત ભટકતી ટોળિયો, પૈસા લઈને કન્યાઓ અપાવનાર દલાલો, ચોરીનો માલ રાખનાર વગેરે વાર્તામાં ઠીક ભાગ ભજવે છે. આ ગુનેગારોમાંથી ઉપજાવેલી નવલકથામાં પણ લેખકે સુંદર રસ ભર્યો છે. કલાના દર્શન અને માનવતા ભરી સહાનુભૂતિનાં દર્શન પણ તેમાં થાય છે. પાત્રા લેખનમાં ઘેમર પટેલ અને મંગીના પાત્રો અતિ કુશળતાથી રચાયા છે. હરિસિંગના પાત્રમાં કાંઈક અવાસ્તવિકતા દેખાય છે. ગુનેગાર જાતના ઘણા અંશો તેનામાં છે પણ લેખકે અવાસ્તવિક તેવા થોડા ગુણ સદ્‌ગુણું તેમાં કલ્પ્યા છે. આ ગુનેગાર ગણાતી જાતોમાં ગુણ નથી હોતા એમ નહિ, એમ તો દરેકમાં છે, મંગીમાં દાણીયે ઉચ્ચ ભાવનાઓ મૂકી છે પણ તેમાંથી સ્વાભાવિકતા ગઈ નથી. હરિસિંગ માટે તેવું કહી શકાતું નથી. આ નવલકથાથી આપણને આ જાતોના ગુણદોષ તથા તે દોષ માટેનાં કોઈક કારણોની માહિતી મળે છે. આ જ્ઞાન રસ સાથે આપવા

માટે લેખકનો આપણે ઉપકાર માનવાનો છે. વાર્તાના રસમાં કે તેની કલામયતામાં આ કારણથી જરાયે ક્ષતિ થતી નથી. પૂઠું, કાગળ, છપાઈ, વગેરે સર્વ સુંદર છે.

**વિકાસ.**

લેખક: શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ. પ્રકાશક: નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ.
પાનાં ૪૪૨ કાચું પૂઠું. કીંમત. રૂ. ૩-૦-૦

આપણા જાણીતા વાર્તાલેખક ચુનીલાલ વર્ધમાન શાહની આ એક લાંબી નવલકથા છે. લગ્નજીવનની સફળતા મેળવવા માટે કયો આદર્શ ગ્રહણ કરવા યોગ્ય છે એ પ્રશ્ન મનમાં રાખી, તેના ઉકેલ માટે આ લાંબી નવલકથા રચાઈ છે. બાળપણનાં સ્નેહી, પોળમાં સાથે રમેલાં બે જણ, એક કિશોર બીજી બાલિકા, એ બેના અંતરમાં પ્રેમ બીજ રોપાય છે. સામાન્ય સંબંધથી તે પોષાય છે. બાલિકા, કિશોરી થતાં તો તેને બીજે ગામ જવું પડે છે. કિશોર, યુવાન થતાં તે વધુ અભ્યાસ માટે વિલાયત જાય છે. યુવતી અભ્યાસમાં આગળ વધે છે. સિનેમામાં ભાગ લે છે. ધન અને કીર્તિ મેળવે છે. યુવાન અભ્યાસ પૂરો કરી પાછો ફરે છે. દરમિયાન તેના પિતાએ તેના વિવાહ અન્ય યુવતી સાથે કર્યા છે. તેની ખબર તેને આપી છે, તેને તે કબૂલ નથી, પણ તે વિવાહ તેણે નકાર્યો નથી. હિંદ પાછા ફર્યા પછી તે પોતાની પ્રેયસીને મળે છે. તેને તેના પિતાએ કરેલા વિવાહની જાણ નથી. તે યુવકને મળે છે ત્યારે લગ્નની આશા આપે છે, પણ તે માટે વખત થશે એમ સૂચના કરે છે. ત્યાર પછી તેઓ વચ્ચે કાંઈક ગેર સમજ થાય છે. યુવક ગુસ્સે થાય છે અને કાંઈક તેને પરિણામે, કાંઈક સંજોગ વસાત, તે પેલી અન્ય યુવતી સાથે લગ્ન કબૂલ કરે છે અને તરત લગ્ન થઈ જાય છે. તે પરગામ નોકરીયે જોડાયલો છે. થોડા સમય પછી ત્યાં તેની પત્ની જાય છે. તેજ સમયે તે જોઈ શકે છે કે તેનો પ્રેમ તો અન્યત્ર અપાઈ ચૂક્યો છે અને તે પોતાની પત્નીને ચાહી શકતો જ નથી. તેને સખ્ત આઘાત થાય છે અને માંદો પડે છે. તેની પત્ની અને પ્રેયસી બચપણની સખીઓ છે. તે કહે છે હું તમારી પ્રેયસીને બોલાવી લાવું છું અને સૂચના કરે છે–અંતઃકરણથી સૂચના કરે છે–કે તમે બે જણ સુખે લગ્ન કરો. હવે આ કોયડો થયો. લગ્ન વિરૂદ્ધ પ્રેમ. પ્રેમીઓએ લગ્ન કરીને પરણેલીને તરછોડવી કે, લગ્ન સ્વીકારીને પ્રેમ ભૂલવાયત્ન કરવો ! લગ્નથી પરણેલી સ્ત્રીને પતિ પૂજ્ય છે. લગ્ન પછી તે પતિને ચાહવા લાગી છે. છતાંયે પતિના શ્રેય માટે તે તેને તેની પ્રેયસી સાથે લગ્ન કરવાનું સૂચન કરે છે, અને પોતે પોતાના સ્નેહની, પોતાના શ્રેયની, આહુતિ આપવા તત્પર થાય છે. દરમિયાન તેની પ્રેયસીના પિતાનું મૃત્યુ થવાથી તે શોક અને નિરાશાથી ભરેલી અવસ્થામાં દાહોદમાં એક જૂના મિત્રે સ્થાપેલા આશ્રમમાં હવાફેર જાય છે. આ મિત્ર-ગાંધીજીના અનુયાયી છે. તેમણે પોતાનું જીવન ગામડાનાં શ્રેય માટે અર્પણ કર્યું છે, ગ્રામો-દ્ધારની યોજનાઓ પરત્વે તેમણે ઘણા વિચાર કર્યા છે. ત્યાં આ બે જણા ઘણી ચર્ચાઓ કરે છે. ત્યાં તે પ્રેયસીને નવું દૃષ્ટિબિંદુ લાધે છે. પુરુષના શોષણને ધિક્કારી, સ્ત્રીઓના આર્થિક સ્વાતંત્ર્યની ઘોષણા કરતી આ બાઈને સ્વાર્પણની ભાવના–શુદ્ધ સ્વાર્પણની ભાવના કાંઈક સમજાય છે. તે લગ્ન કરવાના વિચારથી પોતાના પ્રિયતમને ગામ જાય છે. ત્યાં તેને

વાર્તાનું વસ્તુ સુંદર છે. અર્વાચીન વસ્તુ સ્થિતિ ધ્યાનમાં લઈને આ વસ્તુ પસંદ કરાયું છે. કેટલાંએક પાત્રોનો ઉઠાવ પણ સરસ છે. તેમાં મનુષ્યની દુર્બળતા પણ ધ્યાનમાં લેવાઈ છે. પરંતુ લેખકે એક મુદ્દાની સાધના માટે આ કથા લખી છે. તે મુદ્દા સંબંધી દલીલબાજીના સંવાદો તેમણે વધારે પડતા લંબાવ્યા છે તેમાંયે સ્વમવિવાદનું પ્રકરણતો રસક્ષતિ કરે છે. મુદ્દાની સાધના અર્થે નવલકથા લખી શકાય, પણ તેમાં પ્રચારને માટે કલાનો ભોગ આપવાથી પ્રચાર કાર્યને જ નુકશાન થાય છે. આમ ગમે તેવા વિદ્વત્તાપૂર્ણ હોવા છતાં યે અમુક સંવાદો અને પ્રકરણો નિરસ થઈ ગયાં છે. વાર્તાના લેખક જેવા વિદ્વાન અને સિદ્ધ નવલકથાકાર આ સ્થિતિ ટાળી શક્યા હોત શરૂનાં પ્રકરણો પણ કાંઈક ટૂંકાવીને તથા આ સંવાદો દૂર કરીને વાર્તામાંથી સોએક પાનાં ઓછાં થઈ શક્યાં હોત આખીયે કથા ઉપર સરસ્વતીચંદ્રની કલાની અસર દેખાઈ આવે છે, આટલું કહ્યા પછી પણ વાર્તા સુંદર અને રસભરી છે તે કબૂલવું પડશે.

**ગામધણી.**

લેખક: ચીમનલાલ મૂળજીભાઇ લુહાર. પ્રકાશક: નવયુગ પુસ્તક ભંડાર. રાજકોટ.
કાચું પૂંઠું પાનાં ૨૦૬ કીંમત રૂા. ૨–૦–૦

ચાર વાર્તાના સંગ્રહનું આ પુસ્તક છે. (૧) કલંક શોભા. (૨) જીવનસંધ્યા. (૩) સુખદુખકર્મના વ્યવહાર (૪) ગામધણી. પહેલીવાર્તા બુદ્ધ સમયની છે. પરણીને તરત સાધુ થઈ ગયેલા એક દરબારીની પત્નીને આઘાત લાગતાં તે કુકર્મ આચરે છે. સાધુની ભૂતપૂર્વ પત્ની જાણીતી વારાંગના બને છે. સાધુનું તે કલંક બને છે. સાધુના વર્તનથી તેનો આત્મા જાગે છે. અને તેને પશ્ચાત્તાપ થાય છે. ઉત્તરજીવનમાં તે રોગીષ્ટ બને છે ત્યારે તેનો ભૂતપૂર્વ પતિ તેના રોગથી ડર્યા વિના તેને સ્પર્શે છે, અને કહે છે: "જગત જેને તિરસ્કારે એને બૌદ્ધગણ અપનાવે છે." બુદ્ધ ધર્મનું મહાત્મ્ય આ વાર્તાથી વધે છે. પણ યુવતીને પ્રત્યાઘાત થાય અને તેની સર્વ સ્વાભાવિક આશા અને આકાંક્ષાઓ રગદોળાય એ માનવતાભરી બાજુ આ ધર્મની મહત્તામાં ઢંકાઈ જાય છે. આ વાર્તામાં વિષયને અનુકૂળ ભાષા વપરાઈ છે. અને તે સુંદર બની છે. બીજી વાર્તામાં એક આશા ભર્યા, કોલેજના વિદ્યાર્થીનો પ્રેમ પ્રસંગ છે. વિદ્વાન પ્રોફેસરની પુત્રી પ્રત્યે તેનો પ્રેમ છે. પરંતુ તે અવધી ઉલ્લંઘે છે. તેનામાં ગાંડપણ આવે છે. અને ત્રણે જણ કરૂણતા પામે છે. વાર્તામાં અસ્પષ્ટતા ઘણી છે. વચમાં ક્લિષ્ટ કંડીકાઓ આવે છે. તેનું વહન સરળ નથી. ટૂંકી વાર્તામાં આ દોષ કહેવાય. ત્રીજી વાર્તા લાંબી છે. લગભગ સો પાનાની છે. એના વસ્તુમાં ચમત્કાર નથી, વહનમાં સરળતા નથી, કથનમાં સ્પષ્ટતા નથી. જો કે મૂળ વાર્તા સામાન્ય પ્રસંગોમાંથી છે. ભાષામાં સંસ્કૃતમયતા આણવા યત્ન થયો છે, અને તે આપણને આપણા સાહિત્યના પાંડિત્ય યુગનું સ્મરણ કરાવે છે. સરળવસ્તુને સરળ ભાષામાં આ લેખક સહેલથી આ લેખી શક્યા હોત. ચોથી વાર્તા સાબીત કરે છે કે લેખક સરળ ભાષા સ્વાભાવિકતાથી લખી શકે છે. તેમાં અત્યારના ગામડાની જિંદગીનું સરળ આલેખન છે. ગામડાનાં પાત્રો, તેમની આકાંક્ષાઓ, તેમનાં દુખ, તેમનાં વ્હેમ તથા હલકી ગણાતી કોમનો પણ ટેક, આ સર્વ વધુ સ્વાભાવિકતાથી આ વાર્તામાં ચિતરાયું છે. આમ આ સંગ્રહની તે ઉત્તમ વાર્તા બની છે અને તે ઉપરથી જ સંગ્રહનું નામ આપાયું છે તે યોગ્ય જ થયું છે. છુટક લેનારને માટે પુસ્તકની કિંમત ભારે ગણાય.

# સ્ત્રીબોધ

ફેબ્રુઆ ૧૯૪૨ | અનુક્રમણિકા | વર્ષ ૮૬ અંક ૨ જો
છૂટક નકલ આઠ આના



**તમોએ તમારું ભેટ પુસ્તક મંગાવી લીધું ?**

હજુ જે ગ્રાહકોએ પોતાની ઈચ્છાનું ભેટ પુસ્તક મંગાવ્યું નથી તેમણે ભેટ પુસ્તક કાર્ડ જાન્યુઆરીમાં છે તેમાંથી જે પસંદ હોય તે એક પુસ્તક મંગાવી લેવું.

માર્ચ માસનો અંક 'બાળક અંક' તરીકે આપવાનો હાલ બંધ રાખ્યો છે.

આફ્રીકાના ગ્રાહકોએ પોતપોતાનું લવાજમ શીલીંગ નવ પોસ્ટલ ઓર્ડરથી તુરત મોકલી આપવું. પોસ્ટલ ઓર્ડર ક્રોસ કરવો નહિ

ગ્રાહકો, પોતાના ભેટ પુસ્તકનું કાર્ડ તુરત મોકલી, ભેટ મંગાવી લેવું.

—મંત્રી



વાર્ષિક લવાજમ

| દેશ | બ્રહ્મદેશ | પરદેશ |
|---|---|---|
| ૪–૪–૦ | ૪–૮–૦ | ૫–૮–૦ |

(નવ શીલીંગ)

ગૃહસ્થી-કુટુંબો સ્ત્રીઓ અને બાળકોનું માનીતું ને જૂનામાં જૂનું માસિક પત્ર—



अहमस्मि सहमान उत्तरो नाम भूम्याम् ।
अभीषाऽस्मि विश्वाषाडाशामाशां विषासहिः ॥

હું મારી માતૃભૂમિમાં વધુ ઊંચો છું. હું વિરોધીઓના અનેક હલ્લા સહી, હઠાવી શકું છું. ગમે તે સ્થિતિમાં મારું દૌવત-બળ અટલ રહેશે: હું ચોક્કસ વિજય મેળવીશ—અથર્વવેદ.

# 'એવાજ છો.'

પાડોશમાં સખી સાથ તું કંઈ વાતમાં બેઠી હતી,
જોઈ રહ્યો પ્રિય હું તને કંઈ દૂરથી કુતુહલ થકી.

કંઈ હોઠ તારા ફફડતા પણ શબ્દ સંભળાયા નહિં,
એ બોલતું મુખડું મને બોલાવતું શું પ્રિય બની.

તુજ સખી હસી, ને તું હસી, એ જોઈને હુંયે હસ્યો,
તુજ હાસ્યની ઊર્મિભર્યું આકર્ષતું મુખડું ગમ્યું.

તું ઘડી પછી ગંભીર બની, શી સૌમ્યતા ઝળકી મુખે,
એ મુખથી નિર્દોષતા પ્રતિમા સમી દીઠી તને.

તલ્લીનતાથી હૃદયમાં મુખ ઉતરતું ઝળકી રહ્યું,
દર્શન થયાં ઓ ત્યાં મને તુજ ભવ્યતાનાં તે ક્ષણે.

તુંજ દૂર અંતર તો થયું એ ભવ્યતા જોતાં વળી,
એ ભવ્યતા શું નિરખતાં મુજ ભાન સૌ ચાલી ગયું.

આશ્ચર્યથી પ્રિય સાથ મેં સત્કાર આનંદે કર્યો,
એ સાંભળી બોલ્યું હસી પ્રિય મુખડું 'એવાજ છો.'

કુસુમેન્દુ

વર્ષ ૮૬ ✿ અંક ૨
ફેબ્રુઆરી
૧૯૪૨
સળંગ અંક : : ૧૦૨૧

# "........હું અને........"

શ્રી. કેશવપ્રસાદ સી. દેસાઈ
બી. એ. એલએલ બી.

( ગતાંકથી ચાલુ )

"ત્યારે આવો અંદર બેસો. થોડીવાર વિશ્રાંતિ લઈને પછી જજો." પ્રેમળ અંદર ગયો. પ્રધાન સાહેબે કુટુંબ સાથે પરિચય કરાવી એને બેસાડયો. ઠંડું જળ, તથા પાન સોપારી આપ્યા પછી તેના કુટુંબના સમાચાર પૂછ્યા તથા તેના અભ્યાસ વિશે પૂછ્યું. તે ફર્સ્ટકલાસ ફર્સ્ટ પાસ થયો હતો તે જાણી તેમણે આનંદ દર્શાવ્યો અને કહ્યું, મારી પુત્રી પણ આ વર્ષે અંગ્રેજી સાહિત્ય લઈને બી. એ. માં બેસશે. હમણાં થોડા દિવસ અત્રે આવી છે. પ્રેમળે કહ્યું હું તો હવે સાહિત્ય વિસરી ગયો છું. હવે તો આ વ્યાપારી આંકડાઓમાં જ ડૂબી ગયો છું. પણ કોઈકવાર કાંઈક ફકરાઓ કે પંક્તિઓ સ્મરણમાં જોર કરી આવે છે. પ્રધાન સાહેબ પણ સાહિત્ય-વિલાસી હતા. બર્નાર્ડ શૉ સંબંધી એમણે ચર્ચા કરી. પ્રેમળની વાતચીત એની દલીલો, એનો વિવેક બધું જોઈ તેમને આનંદ થયો. બીજી રાત્રે તેમણે તેને જમવાનું આમંત્રણ આપ્યું.

તેમની પુત્રી લલનાએ પણ ચર્ચામાં ભાગ લીધો હતો. તેણે કહ્યું હું સાંજે સીમલા કલબમાં જઉં છું. ત્યાં તમે આવશો ? પછી સાથેજ ઘેર આવીશું. વાતચીત માટે કલાક જમતાં પહેલાં મળશે.

પ્રેમળને ફાઈલો સાંભરી, પણ ના કહી શકયો નહિ. મનમાં કહ્યું : રાત્રે બે કલાક વધારે કામ કરવું પડશે. ત્યાંથી રજા લઈને નીકળ્યો. હોટલમાં જવાની જરૂર રહી નહોતી. પણ અનંતા વિશે કાંઈક વધુ જાણવાનું તેને મન થયું. તે હોટલમાં ગયો. જમવાના ખંડના આગળના ખંડમાં જ તે લીફટમાંથી ઉતરી ગયો. ડાન્સ પૂરજોસમાં ચાલતો હતો. ખંડના બારણા આગળ ઉભો રહી તે જોવા લાગ્યો. અરે ! આ શું ? અનંતા અને વ્યાપાર મંત્રી બેઉ સંગાથે અંગ્રેજી ડાન્સ કરે છે ! પ્યાલી પીતાં અનંતાને જોઈ હતી તે કરતાં અનેક ઘણો આઘાત આ વખતે તેને થયો. એ પાછો જતો રહ્યો. એનું મગજ ભમવા લાગ્યું. આસપાસ શું છે તેનું કાંઈજ ધ્યાન તેને રહ્યું નહિ. ઉતાવળે પગલે ચાલી નીકળ્યો.

રસ્તો નિર્જન હતો. બહાર ઠંડી હતી. ધુમ્મસ પડતું હતું. છતાંયે તેને પરસેવો થતો હતો. વાદળાની અંદરથી ચંદ્ર ડોકિયાં કરતો હતો, પણ તે તરફ એની નજર નહોતી. રસ્તે જતાં સીમલાની ઢાળ ઉપરની વસ્તીના ચઢ ઉતર દીવાઓએ પળભર એનું ધ્યાન રોકયું. જાણે રાજા કે દરબારના માનમાં રોશની થઈ હોય તેવો એ દેખાવ હતો. જરા રોકાઇ તેણે એ દેખાવ જોયો. રસ્તાની બાજુએ અટારી કરી એક બાંકડો મૂકેલો હતો ત્યાં એ બેઠો. પણ તરતજ એનું મગજ ભ્રમણે ચઢયું. એ બબડયો : નીલું પાણી, ભૂરું આકાશ, ઘટાદાર વૃક્ષો, લચેલી વેલીઓ, ચિત્રફલક, સંગીતના સાજ, કાશ્મીરી ગાલીચો, નાનું શું મકાન,... ના, ના, એમ નહિ શીતગિરિ હોય, વાદળાંમય આકાશ, ઊંચા વૃક્ષો, વેરવિખર વેલીઓ, યુરોપીય બેંડ, ફેશનેબલ ફરનીચર, આલિશાન હોટલ, અંગ્રેજી ડાન્સ, મદ્યનું પાન, હું અને...કોઈ જાંગલો. કેવું સુંદર ધ્યેય !

ક્યાં સુધી એ એમને એમ બેસી રહ્યો. પછી તાઢે થરથર્યો એટલે તે પૂર્ણ ભાનમાં આવ્યો. સીમલાની વસ્તીની રોનકદાર રોશનીના દિવા

વધારું મારે પણ તમારી પાસેથી ઘણું શીખવાનું છે. આત્માની ભૂખની વાત મારે માટે નવી છે. જો તમે નિશ્ચય કરીજ ચૂક્યાં હો તો તમે પણ મારાં અનંતા બેન છો."

અનંતાના મૂખપર આનંદ છવાયો. એણે નવીનનો હાથ પોતાના એક હાથમાં લીધો, અને બીજે હાથે તે થાબડ્યો.

"હાશ, હવે મને નિરાંત થઈ. હવે કહો તમે સીમલામાં ક્યાં રહ્યા છો?"

"મારા એક મિત્રનો મિત્ર અહીં સેક્રેટરિયટમાં છે. તેના ઉપર હું ભલામણ પત્ર લાવ્યો હતો. એનું નામ પી. કે. દીવાન છે. અને છોટા સીમલામાં રહે છે."

"તમને ત્યાં ફાવે છે?"

"હા. એ બધાં બહુજ ભલાં અને વિવેકી છે. બિચારા, પોતાનો ઓફિસ ટાઇમ ગુમાવી મને તેડવા આવ્યો હતો. અને એ ઓફીસે ગયા પછી એનાં માતા તથા બેને મારી ઘણીજ કાળજી રાખી."

"એની પત્ની શું અહીં નથી?"

"એને વળી પત્ની ક્યાં છે? એણે લગ્ન જ નથી કર્યાં."

"એમ કે?"

વાતોમાં ને વાતોમાં ઘણો સમય ગયો. બન્ને જણ હોટલમાં પાછા ફર્યાં. અનંતાના પિતા આરામ લઇને ચ્હા પીવા તૈયાર થઇ બેઠા હતા. અનંતા તથા નવીનના મુખ ઉપર સંતોષ જોઈ એમને આનંદ થયો. એમના મનમાં કે પ્રણય કલહનો અંત આવ્યો. સૌએ સાથે ચ્હા પીધી. પછી નવીને રજા માંગી. અનંતાના પિતાએ વખત વિચારીને કહ્યું કે એમને સાંજે કોઇને મળવાનું છે. એટલે તેઓ ફરવા જઈ નહિ શકે. અનંતાએ નવીન સાથે છોટા સીમલા જવાનું ઠરાવ્યું.

તેઓ પ્રેમળને ઘેર પહોંચ્યાં સાંસુધી તે ઘેર આવ્યો નહોતો. અનંતાને એ ઘરમાં બીજું કોઇ ઓળખતું નહોતું. નવીને પ્રીતિ તથા તેની માતાને કહ્યું કે આ અનંતાબેન મારાં જૂનાં ઓળખીનાં છે.

અનંતાને તો આ ઘરમાં કાંઈ કાંઈ આનંદ થયો. જ્યાં પ્રેમળ વસતો હતો, ફરતો હતો, કામ કરતો હતો, જ્યાં એનાં જન્મદાના માતુશ્રી અને સહોદર ભગિની હતાં, ત્યાં જ એ આવી હતી. એણે પ્રીતિને નિરખીનિરખી જોઈ, એનાં માતુશ્રી સાથે વાતો કરી, કળથી પ્રેમળ વિશે બધું જ જાણી લીધું, ઘર કેટલું ટુંમે છે, કયો ખંડ કોનો છે, રસોડું ક્યાં છે એમ પૂછતાં પૂછતાં ઘર જોવા લાગ્યાં.

પ્રીતિને તો એમ જ હતું કે અનંતા અને નવીન પરણવાનાં હશે, આ બધી વાતચીત વિવેકને લીધે થાય છે, એમ તેને લાગ્યું. અનંતાનો સ્વભાવ તેને ઘણોજ સરળ અને મળતાવડો લાગ્યો. ઘર જોતાં જોતાં તેઓ પ્રેમળનાં ખંડમાં આવ્યાં સારી રીતે શણગારેલો સ્વચ્છ ખંડ તે હતો; અભ્યાસ કરવાના મેજ ઉપર કેટલીએક બ્લુબુક—સરકારી અહેવાલોની ચોપડીઓ હતી. બાજુએ નાનકડી ઘોડી હતી, તેમાં પોણોસોએકને આશરે સાહિત્યનાં જ પુસ્તકો હતાં અંગ્રેજી, ગુજરાતી, અને કોઈક સંસ્કૃત. ખૂણામાં સારંગી હતી, અને ટેબલ ઉપર ભીંતે અનંતાએ આપેલું આદર્શો આલેખતું ચિત્ર હતું: સુંદર રીતે તે ત્યાં મઢેલું હતું; અનંતા એક ચિત્તે તે ચિત્ર તરફ જોઈ રહી. હા, એજ તે ચિત્ર, એમાં તેનું હૃદય હતું, એમાં જ તેનો આત્મા હતો, અરેરે તેનું હૃદય તૃપ્ત નહિ થાય!

કોણ જાણે કેમ એકાએક તેને ચક્કર આવવા લાગ્યા. આજનો આખો દિવસ ઉશ્કેરાટનો હોય તેથી, શારીરિક થાકથી હોય કે નવીનની મુલાકાતને લીધે હોય કે પ્રેમળના ઘરમાં ફરતી હોય તેથી એના જ્ઞાનતંતુઓમાં ઉશ્કેરાટ હોય, પોતેજ ચિતરેલા પોતાના સ્વપ્નાં દૃશ્યમાન

કરતાં ચિત્રના સાક્ષાત દર્શનથી હોય, ગમે તે કારણ હોય, પણ એકાએક તેને મૂર્છા આવી તેણે ખુરશી પકડવા પ્રયત્ન કર્યો, પ્રીતિનો હાથ ઝાલ્યો અને તેના શરીર ઉપર ઢળી પડી. પ્રીતિની ચીસથી, નવીનનું ધ્યાન તે તરફ દોરાયું અને તેણે પોતાના હાથમાં અનંતાને ઝીલી લઈ જમીન ઉપર સુવાડી.

અનંતાની આંખો ફાટી ગઈ હતી, તે ગાઢ મૂર્છામાં હતી. તેને જરાયે ભાન નહોતું. પ્રીતિ પ્રથમ તો સ્તબ્ધ થઈ ગઈ. પણ તરત જ તેણે નોકરને બૂમ પાડી. તેની માતા પણ તે ખંડમાં આવી પહોંચ્યાં. તેમણે કહ્યું, હીસ્ટીરિયા જેવું લાગે છે. તમે એને પ્રેમળના ખાટલામાં સુવાડો. હું કાંદો છુંદીને લાવું છું. નોકરને તેમણે ઠંડુ પાણી જલદી લાવવા મોકલ્યો.

અનંતા લવારી કરવા મંડી. નવીને તો આવું કાંઈ જોયેલું જ નહિ એટલે એ તો સ્તબ્ધ બની ઉભો રહ્યો. પ્રીતિ ગભરાઈ ગઈ. એણે નવીનને બાજુના મકાનમાંથી સેસીલ હોટલે ટેલીફોન કરવાનું કહ્યું.

"નીલું પાણી, ભૂરૂં આકાશ, ઘટાદાર વૃક્ષો, લચેલી વેલીઓ સુંદર ઉપવન...સંગીતવાદ્ય... નાનું શું મકાન......" પ્રીતિની ગભરામણ વધી. ઓ બા, કરી એણે બૂમ પાડી.

પ્રેમળ એટલામાં ઘરમાં આવ્યો. અનંતાની લવારીના શબ્દો તેને કાને અથડાયા. પોતાની પથારીમાં અનંતાને જોઈ. એને કાંઈ જ સમજ પડી નહીં.

એની માતા કાંદો લઈને આવ્યાં. તેમણે તે સુંઘાડ્યો. પ્રેમળને કહ્યું તું પાણીની ઝાપટ માર. તેણે અનંતાના મુખ ઉપર પાણી છાંટયું. લવારી બંધ પડી. ફરીથી આંખ મીંચાઈ. અને અનંતા ઉંઘમાં પડી હોય તેમ લાગ્યું.

"હવે એ ઉંઘી ગઈ છે." પ્રેમળનાં બાએ કહ્યું. "બસ હવે હીસ્ટીરિયા નહિ આવે. એના મન ઉપર કાંઈ સખત ભાર હશે. પ્રેમળ ! તું એને ઓળખે છે ?"

"હા, બા. અમે કોલેજમાં સાથે હતાં. હું એમને શીખવતો પણ હતો. આ ચિત્ર એમણે જ મને ભેટ આપ્યું હતું. તે એમનું પોતાનું ચિતરેલું છે."

"એ ચિત્ર જોઈને જ એ બેશુદ્ધ બની ગયાં." પ્રીતિ બોલી.

એટલામાં નવીન આવ્યો. તેણે જણાવ્યું કે અનંતાના પિતા હમણાં તાબડતોબ આવે છે.

પ્રેમળે કહ્યું: "હું ઉપરના રસ્તા ઉપર જઈને ઉભો રહું છું. એટલે એમને ઘર ખોળવું પડે નહિ. પ્રીતિ તું જલદી મ્હાની ગોઠવણ કરી દે. બા, તમે ખાટલા પાસે બેસો. હવે કોઈ ફિકર નથી." આટલું કહી પ્રથમ તેણે પોતાના એક દાક્તર મિત્રને ટેલીફોન કર્યો અને સરિયામ રસ્તે ઉભો રહ્યો.

અનંતાના પિતા દોડતી રીક્ષામાં આવી પહોંચ્યા. પ્રેમળ એમને સરિયામ માર્ગ પર જ મળ્યો, અને કહ્યું: "અનંતાની મૂર્છા વળી છે, અને તે કુદરતી ઉંઘમાં પડી છે. કાંઈ ચિંતા જેવું નથી. છતાં યે મેં ડોક્ટરને ટેલીફોન કર્યો છે, તે હમણાં જ આવશે."

"ઉપકાર થયો."

બન્ને જણ ઘરમાં ગયા. પ્રેમળની બાએ સલાહ આપી કે ડોક્ટરના આવતા સુધી અનંતાને જગાડવી નહિ સૌ બીજા ખંડમાં બેઠાં.

ડોક્ટર આવ્યા. પ્રેમળ તેમને ઘરની બહાર જ મળ્યો. અને તેણે એમને બનેલો બનાવ વર્ણવ્યો અને સાથે પોતાના કોલેજ જીવનની માહિતી આપી. દાક્તરે અનંતાની નાડી તપાસી અને તેને જગાડવાની સલાહ આપી.

"અનંતા, દીકરી, ઉઠ, કોને ઘેર સૂતી છું ?" એના પિતાએ કહ્યું અને એને માથે હાથ દીધો.

અનંતાએ આંખ ઉઘાડી. થોડીવાર એને કાંઈ સમજ પડી નહિ. પછી બધું યાદ આવ્યું.

જરા મોં મલકાવીને બોલી:

"પ્રીતિબેન, મને ચક્કર આવ્યા અને હું પડી ગઈ. તમે ના હોત તો, હું પછડાત પણ હવે મને સારું છે. પિતાજી પણ આવી પહોંચ્યા?"

"હા, બેન, હવે તને સારું લાગે છે ને? તું સૂઈ જ રહેજે."

ડૉક્ટરે પ્રેમળને બહાર જ રાખ્યો હતો. એમને ખબર નહોતી પડી કે આ આઘાત આનંદનો હતો કે ગુસ્સાનો હતો. તેમણે જરા ઉત્તેજક દવા આપી અને કહ્યું: "પ્રીતિબેન! કાંઈ ચ્હા પાશો કે નહિ? પ્રેમળભાઈ આવ્યા હોય તો બોલાવો."

પ્રેમળ ધડકતે હૃદયે આવ્યો. તેના આવવાથી અનંતા ઉપર કાંઈ જ અસર થઈ હોય તેમ લાગ્યું નહિ. તેણે અનંતાને નમસ્કાર કર્યા.

"હઠીલો પ્રેમળ! તમે મને કાગળનો કકડો એ ના મોકલ્યો, પણ જુઓ, હું કેવી અહીં આવી."

ડૉક્ટરે આ બોલ સંતોષથી સાંભળ્યા. તેમણે કહ્યું: "અનંતાબેન! જરા અઢેલીને તમે ખાટલામાં બેસી શકશો. પણ આજે ઊઠાશે નહિ." તેમણે ટેકો આપી ઓશીકાં મૂકી અનંતાને બેઠી કરી.

પ્રીતિએ કહ્યું ચ્હા તૈયાર છે. તમે સૌ બહાર 'જાવ હું અને અનંતાબેન અહીં જ ચ્હા પીશું.

ડૉક્ટર પ્રીતિને બહાર લઈ ગયા, અને પ્રેમળ અને અનંતા માટે ચ્હા અંદર મોકલવા કહ્યું.

પ્રેમળ ખાટલા ઉપર બેઠો, અનંતાનો હાથ તેણે હાથમાં લીધો:

"અનંતા, મુજ ગરીબ માટે આટલું તપ!"

"પ્રેમળ, મને કહો, તમારા મુખથી કહો, મારી સાથે લગ્ન કરશો."

"શા માટે નહિ. જો પેલું ચિત્ર. આ ઘર શું નાનકડું છે. અહીં પાસે જ એક ઝરણું કે છે. વૃક્ષો ઘટાદાર છે. પુષ્પો રંગબેરંગી. વેલીઓ લચેલી છે. હું છું તું છે."

સ્વપ્ન જોતી હોય તેવી આંખોએ અનંતા બોલી: "જળ કિનારો, સુંદર ઉપવન; રંગ-રંગીન પુષ્પો, ઘટાદાર વૃક્ષો, લચી જતી વેલીઓ ભૂરું આકાશ, નીલાં પાણી, નાનું શું મકાન, કાશ્મીરી ગલીચો, ચિત્રફલક, સંગીતવાદ્યો, સાહિત્ય પુસ્તકો, હું અને પ્રેમળ."

× × ×

એક મહિના પછી લામલાની રેજીસ્ટ્રીમાં બે લગ્ન નોંધાયાં. અનંતા અને પ્રેમળ, પ્રીતિ અને નવીન.

# જ્યારે

શ્રી. ભગવાનલાલ મહેતા.

[ ગતાંકથી ચાલુ ]

[ રાજબાબુ નામનો મારવાડી દિલ્હીથી મુંબાઈ પાછો ફરે છે. ગાડીમાં તેને રાધાબાઈ નામની મુંબાઈની તવાયફ મળી જાય છે. રાજબાબુ તાવથી પીડાતો હોવાથી રાધાબાઈ તેની ચાકરી કરે છે. તેમાંથી રાધાબાઈને રાજબાબુ માટે પ્રેમ થાય છે...તે તેનો પ્રથમ જ પ્રેમ પ્રસંગ છે. અને પોતાની મા અસમંતજાનના શબ્દો "દિલ હી લગાના તો એકસે હી, ઔર વો ભી જીંદગી ખાતર હો જાય તબ તક." પોતાને સાચા પડતા લાગે છે. પરિણામે તે રાજબાબુના રૂમાલની માગણી કરે છે. ને મુંબાઈ આવતાં તો બન્ને છૂટાં પડી જાય છે. હવે આગળ વાંચો. ]

[ ૩ ]

રાજબાબુ તો પાછો વેપારમાં પડી ગયો. 'લીધા', 'દીધા'ના સોદા કરવામાં તેનો ઘણોખરો વખત પસાર થતો...ને પેલી ગાડીની મુસાફરી, દુઃખતું માથું, કોમળ હાથોની માવજત વગેરે યાદ આવે ને પાછું ભૂલી જવાતું... કેટલીક વખત ઊર્મિ—સુલભ વાતાવરણે તે રાધાબાઈને ત્યાં જવા વિચારતો, પણ પ્રતિષ્ઠા વચ્ચે નડતી. "છોડને હવ, રંડી કોઈની થઈ છે?" "ક્યાં જવું?" ને પાછો તે તેને ભૂલી જતો...પાછુ મન પ્રશ્ન કરતું "અરે યાર એ તો બહુ ધર્મીષ્ટ છે, સવારમાં વહેલી માળા ફેરવે છે." પણ તેને માટે પ્રતિષ્ઠા પાસે જવાબ ઉભો જ હતો— "બાઈ જગતને છેતરવાના ધંધા...બહારથી ભક્તાણીનો ડોળ, ને અંદરની તો ગત જ જૂદી હોય."

...અને આવા વિસંવાદી અવાજે રાજબાબુ રાધાબાઈને ત્યાં જતાં અટકી પડતો......!!

અને રાધાબાઈ રાજબાબુની વાટ જોતી ને જોતી જ બેસતી. દિલ્હી ગયા પહેલાંની ને દિલ્હીથી પાછા આવ્યા પછીથી રાધાબાઈ જૂદી જ હતી. પહેલાં તો કોઈ 'ઘરાક'ની ખુશમીજાસી સાચવવાં રાધા પોતાના હાથથી તેને 'પાન' પાતી, તો કોઈની ખુશમીજાસી સાચવવા બાર વાગ્યા પછી પણ બેઠક ચાલુ રાખતી, તો કોઈ 'ઘરાક'ની ખુશમીજાસી સાચવવા અમુક જ પ્રકારનાં કપડાં પહેરતી.

એની બેઠકનો રંગ પણ ફરી ગયો હતો. પહેલાં તો 'પૂર્વી' 'કલ્યાણ' 'દરબારી' 'માલકોસ' 'ઝીંઝોટી' વગેરે ઉગ્ર રાગોની રમઝટ તેની બેઠકમાં જામતી, પણ હવે તો કોઈપણ સાંભળવા આવે તો 'ભૈરવ' કે 'ભૈરવી'જ સાંભળવા મળતી......

"રાધાબાઈ, આજ તો દરબારી સુનાઓ" કોઈ રંગીલો જવાન કહેતો.

"માફ કીજીયે મેં દરબારી ગા નહિ સકુંગી."

"તો લીજીયે, રાધાબાઈ કોઈ અચ્છી દરબારી ગત." મંડળીમાંથી કોઈ કહેતું.

"માફ ફરમાઈયે. મેં ગાઉંગી તો ભૈરવી, યા તો ભૈરવ, દૂસરા કુછ નહિ."

ને આમ રાધાબાઈનાં ઘરાકો કાંઈક કાંઈક ઓછાં થતાં ગયાં......

* * *

સાંજના મરીનડ્રાઈવ, હેંગીંગ ગાર્ડન, એપોલો, નવી ચોપાટી, અને જુહુ તરફ રાધાબાઈ ગાડી જોડાવીને ફરવા નીકળતી. તેના ફરવામાં નહોતી તમન્ના હવાખાવાની, નહોતી જીવનનું કહેવાતું સુખ માણવાની...પણ એક જ આશા-

તંતુ તેને આમ સાંજના રખડવા માટે બહાર મોકલતો. "રાજબાબુ કોઈપણ દિવસ મળશે જ."

પણ આમ તો દહાડા, અઠવાડિયાં, મહિના, એક, બે, ત્રણ, ચાર, પાંચ પસાર થઈ ગયા. છતાંય રાધાબાઈ નતો રાજબાબુને જોઈ શકી, નતો તેના સમાચાર મેળવી શકી.

બેકદર જગતમાં પુરુષ જેટલું બેકદર કદાચ કોઈ હશે નહિ. સ્ત્રી સ્વાર્થી છે, પણ સાથે સાથે ભોળી અને લુચ્ચી છે. સ્ત્રીનું સ્વાર્થીપણું તેના ભોળા સ્વભાવથી બહાર પડી જાય છે. પુરુષ પણ સ્વાર્થી છે. પુરુષ પ્રેમ કરી શકે છે...પણ પ્રેમમાં દિવાનો થતો નથી. સ્ત્રીને મન પ્રેમ એટલે સર્વસ્વનો ત્યાગ...

રાધાબાઈ તથા રાજબાબુની વચ્ચે આટલોજ મોટો તફાવત હતો. રાધાબાઈ પોતાની જીવનની સ્થિતિ બરાબર સમજતી થઈ હતી. તે જાણતી હતી કે રાજાબાબુ જેવા પ્રતિષ્ઠિત પુરુષની પ્રેયસી થવા માટે પોતે સર્વસ્વનો ત્યાગ કરવો પડશે. પરિણામે તેણે 'તવાયફી' ધંધાની બધીય ચીજો પોતાના જીવનમાંથી ધીરેધીરે દૂર કરી હતી...ને સાદાઈ કેળવવા માંડી હતી...અને તે બધાયની પાછળ એક જ આશા હતીઃ—રાજાબાબુને ફરીથી જોવાની... પણ મુંબાઈનાં વિનોદ સ્થાનોમાં ભટકવા છતાંપણ રાજાબાબુને તે જોઈ શકી જ નહિ... ત્યારે તેનું દિલ ભાંગી ગયું...ત્યાં એકાએક એક દિવસ તેના હાથમાં 'અમૃત બઝાર પત્રીકા' આવ્યું ને તેમાં રાજાબાબુનો ફોટો પહેલા જ પાના ઉપર છાપેલો માલુમ પડ્યો. રાજાબાબુનો ફોટો જોતાં જ રાધાબાઈનો આનંદ અવિરત થઈ ગયો...સાચવીને તેણે તે ફોટો કાઢીને મઢી લીધો ને પોતાની પથારીની સામેજ લટકાવ્યો.

તે દિવસ તો આનંદમાં પસાર થઈ ગયો...તેણે પોતાના મકાનના દરવાજે સાથીયા પૂર્યા...અને આનંદમાં જ દિવસ વિતાવ્યો.

પણ એકાએક ઉભરાઇ આવેલા આનંદની પાછળ દરરોજ કાંઇક દુઃખ તો ઘર કરીને બેઠું જ હોય છે...આનંદની પાછળ રહેલી દિલગીરી સામાન્યતઃ હૃદયને વધારે નિરાશ કરી નાખે છે તથા આશાને થોડીવાર હતી ન હતી કરી મૂકે છે...રાધાની મનની આ સ્થિતિ હતી. તેનો સાઇંદા અકબર આ વાત જાણતો હતો. અકબર અસમતનો જૂનો નોકર હતો, ને રાધા તેના હાથમાંજ ઉછરી મ્હોટી થયેલી હોવાથી અકબર તેને 'પ્યારી બેટી' જેવી ગણતો.

"દેખ રાધા. એ પાગલપના ઠીક નહિ. સમજી?"

"તુઝે કૌન ડહાપણ સીખાતા હય?"

"લેકીન તું ઉસકે લીયે ઇતની બેકરાર હો રહી હો, વોતો કભી દીખા હી દેતા નહિ... ઔર ઇસ ઢંકે મહોબતકે ફંદે મેં ફસાના ઠીક હી નહિ. સમજી?"

"લેકીન મુઝે માલુમ હય વો એક દી દિન ઝરુર આયેંગે...ઔર મેરી દિલકી આવાઝ પૂરી કરેગા." ને પછી અકબર બોલતો બંધ થઇ જતો......

અને ખરેખર આમને આમ આશામાંને આશામાં દિવસ પસાર કરતાં એક વખત કોલાબાના નવા રસ્તે રાજબાબુ એકલા ફરવા જતા રાધાબાઇને મળી ગયા...વૉટ હાઉસ પૂલ પાસે સામાન્યતઃ પેલાં ઝાડવાંમાં કાંઇક અંધારું વધેલું થાય છે...તે રસ્તે રાજબાબુ ચાલ્યો જતો હતો. રાધાબાઇએ તેને જોયો ને ગાડી ધીમી પાડી, ઉતરી પડી, પાછળ પાછળ ચાલવા માંડી... કોઇ હતું નહિ. અંધારું પણ ઠીક ઠીક થઇ ગયું હતું...રાજબાબુને કાંઇ ખબર નહોતી. ત્યાં રાધાએ પાછળથી ધીરે રહીને ટહુકાર કર્યો.

"રાજ—"

રાજબાબુએ ગભરી પાછા ફરી જોયું તો રાધાબાઇ!

"કોણ તુમ!"

"હાં." તેણે ઉભરો હાલતનાં જવાબ વાળ્યો. અને પછી બન્નેએ મૌન રહી, ક્યાંય સુધી એક બીજાની સાથે આસ્વાદ કર્યું.

"મ્હેંને તો સોચ લીઆ થા કે આપ મુઝે કભી ન મીલેંગે."

"નહિ, એસા તો કુછ નહિ—લેકીન કામ ઈતના ભરચક રહતા થા કે સાસ લેનેકી ભી ફુરસદ નહિ મીલતી થી—"

"તો અબ ફુરસદ મીલી?"

રાજાબાબુ હસી પડયા, રાધા પણ હસી.

"જીહાં..." રાજાબાબુએ જવાબ વાળ્યો.

"તો આજ તો ઘર ચલોગેને?"

"આજ?"

"હાં, હાં, આજ. જ્યાદા મત ઠેરના... ચલે જાના."

રાજાબાબુ સહેજ ખચકાયો...પણ પછી તેનો પોતાના ઉપરનો ઉપકાર યાદ આવ્યો... ગાડીની મુસાફરી...દુઃખતું માથું...મીઠી નાજુક હાથોની માવજત...વગેરે...ને પરિણામે તેનાથી માગણી પાછી ના ઠેલાઈ.

"અચ્છા...ચલો..."

ને-બન્ને પાછાં વળ્યાં.

રાધાનું ઘર સુંદર-રીતે શણગારેલું હતું પણ તેમાં જે વિલાસપ્રિયતા બીજી તવાયફોના ઘરમાં જોવામાં આવે છે તે નહોતી. સર્વ વસ્તુ સારી-સુંદર તેમજ કળાના પ્રતિકસમી હતી......

રાજાબાબુ ગાદી ઉપર બેઠો...રાધાબાઈ આજે તેની સાથે બેસવાની હિંમત કરી શકી નહિ...સામે જ બેઠી...ને બન્ને એકબીજાને થોડીવાર રહામાં જોઈ રહ્યાં...આખરે રાધાબાઇએ શરૂઆત કરી...

"મૈં તો બહોત દિનોસે આપકા રાસ્તા દેખ રહીથી લેકીન—"

"હાં...મૈં ભી કુછ કામમેં મશગુલ થા ઔર દુસરા એક તવાયફ...." રાજાબાબુ બોલ્યા.

"હાં...ક્યા એક તવાયફ સચ્ચી મહોબ્બત કર સકતી હય? વો તો બિચારી ગાડીમેં મીલી, ...ઔર તમામ ખતમ." રાધાબાઈએ શબ્દ બાણ માર્યું.

"નહિ, એસા તો નહિ...લેકીન દુનિયાકે રહેનેવાલે ક્યા કહે?" રાજાબાબુ બ્હીતા બ્હીતાં બોલ્યા. હવે જ તેને લાગવા માંડયું કે આ સ્ત્રીને પોતે ઘણો જ અન્યાય કર્યો છે...ને આમ શરમ લાગતાં પોતે નીચું જોઈ રહ્યો.

"વોભી સચ્ચ. લેકીન સોચનેકી બાત ક્યા હય? કુચ્છ નહિ. મૈં તુમે ખા જાને વાલી તો નહિ થી..." રાધાબાઇએ શરૂ કર્યું. રાજાબાબુ નીચું જ જોઈ રહ્યા...

"ઔર તુમારે લીયે મ્હેંને ક્યા ક્યા કરનેકા ઈરાદા કીયાથા. વો સબ...અચ્છા કુછ નહિ." રાધાબાઈ એકાએક અટકી પડી. તેને લાગ્યું કે આ પ્રમાણે કહી દેવું ઠીક નહિ.

"નહિ, રાધાબાઈ બોલો...મ્હેં સુનુંગા. મુઝે માલુમ હોતા હય કે તુમ દુસરી તવાયફ કી તરહ હો હી નહિ. તુમ એક પાકદામન માલુમ હોતી હો..."

રાધાબાઈ આ સાંભળી કાંઈક તાકતી રાજાબાબુ રહામું જોતી થોડીવાર બેસી રહી. ને પછી ખડખડાટ હસી પડી...

"પાકદામન! કૌન કહેગા એક બાજારુ ઔરત કો પાકદામન? ઠીક. આપકી ખુશી. લેકીન યેહી તારીફ હી સુણને કે લીયે મૈંને આપકો બુલાયા નહિ થા."

"મૈં ભી તારીફ કે શુખન નહિ કહતા હું. શીર્ફ સચ્ચહી કહ રહા હું." ત્યાં તો અકબરે ચહા લાવી મૂકી.. રાધાબાઇએ પાણી વગેરે તૈયાર કરી પ્યાલા ભર્યા ને બન્ને ચા પીવા બેઠાં...

"મૈંને તો સમઝ લીયા થા કે તુમ મુઝે ભૂલ ગયે હોંગે—"

રાજાબાબુને લાગ્યું કે આ સામાન્ય તવાયફની માફક શીર્ફ 'ધંધો' કરનારી ગાયકા

નથી...ઘરની સજાવટ, બોલવાની રીતભાત, તથા મહેમાનની આગતા, દરેક વસ્તુ એક સંસ્કારી કુટુંબમાં જેપ્રમાણે હોય છે તે પ્રમાણે બનતી જ હતી...આખરે ચહા પૂરી થઈ...ને રાજાબાબુ જવા ઉભા થયા.

" અચ્છા તો રાધાબાઈ તો ફીરસે આઉંગા લેકીન રજા ફરમાઈયે મેં તો અબ જાઉં..."

" તો ફીર આઓગે તો સહીને ? યેહી મકાન તુમારા હી હય. ઔર મૈં ભી તુ—" રાધાબાઈ આગળ બોલી શકી નહિ તે રાજાબાબુના પગમાં ઢગલો થઈ પડી. રાજાબાબુએ રાધાબાઈને ટેકો આપી ઉભી કરી.

" રાધાબાઈ એ ક્યા !"

" કુછ નહિ સર દરદ કર રહા હય... ઠીક હોજાયગા. તુમ જાઓ." ને રાજાબાબુ રાધાબાઈ રહાસું જોતા જોતા વિદાય થયા. તેમને આ બાઈ વિચિત્ર લાગી.

પુરુષ–સ્ત્રીમાં જે વસ્તુ જોતા માગે તે જોઈ શકતો નથી ત્યારે તે સ્ત્રીને વંઠી ગયેલી કહે છે...પુરુષ સ્ત્રીને સમજી શકતો નથી ત્યારે સ્ત્રીને વિચિત્ર કહે છે...સ્ત્રી પુરુષમાં જે વસ્તુ માગે છે તે જોઈ શકતી નથી ત્યારે પુરુષની એ ખોટને સામાન્ય રૂપ આપી દે છે; અને જ્યારે પુરુષને સ્ત્રી સમજી શકતી નથી ત્યારે પુરુષને પોતે દુર્બોધ તથા અજ્ઞેય માને છે. રાજાબાબુ આ દૃષ્ટિએ રાધાબાઈને વિચિત્ર ગણવા માંડ્યા...રાધાબાઈ રાજાબાબુને આ દૃષ્ટિએ દુર્ધર્ષ તથા મ્હોટા માનવા લાગી. પરિણામે બન્ને એકબીજાને સમજવા પૂરેપૂરો પ્રયત્ન કરતાં હતાં છતાં પણ બન્ને વચ્ચેનો તફાવત વધારે ને વધારે થતો હતો........ ......પણ પહેલી મુલાકાત પછી રાજાબાબુ રાધાબાઈના અંગત પરિચયમાં આવ્યા, ને વધારે ને વધારે રાધાબાઈમય થવા માંડ્યા.

[ ૪ ]

રાજાબાબુ રાધાબાઈને ત્યાં આવી ગયા પછી રાધાબાઈ કાંઈક જીવન પ્રત્યે બેદરકાર બનતી જતી હતી...સામાન્યત વેશ્યા જીવનમાં આમ બનતું નથી. વેશ્યા પોતાના ધંધા પ્રત્યે વફાદાર રહે છે:....કોઈના હૃદય પ્રત્યે નહિં. રાધાબાઈ આમ—ના રહી શકી. પરિણામે રાજાબાબુની અચકાતી ઘડીભરની મુલાકાત પણ તેના પ્રેમને નવા સિદ્ધાન્તો કબૂલ કરાવવા પૂરતી હતી...ધંધો પડી ભાગવાની તૈયારીમાં હતો..: ને દિવસે દિવસે રાધાબાઈની ધંધા પ્રત્યેની નફરત વધતી જતી હતી......

" અકબર ક્યા કીયા જાય ?"

" તું તો પગલી હો, પગલી. સમજી ?" અકબર જવાબ વાળતો.

" અકબર તું મેરા દિલકા પુકાર નહિ સમઝેગા. વો કીતના માલદાર, આબરુદાર હય. કે ઐસી વકહસે યહાં આનેકી ઉનકી હિંમત બી નહિ બઢતી."

" તો મહોબત્ત કા ધબ્બા લેકે ફીરતી ક્યોં હો ? તેરા ધંધા સમાલ લે. બાદમેં ક્યા કરનેકા રહેગા ?" અકબર સલાહ આપતો.

પણ ધંધા ઉપરથી દિલ ઉતરી ગયા પછી રાધાબાઈ કદાપી પણ ધંધો ફરી શરુ કરી શકી નહિ...એક દિવસ દિલની મુરાદ પૂરી કરવા તેણે અકબરને કહ્યું.

" અકબર, વો બડા વેપારી હય. તું જા. દેખ બાજાર પર હય યા નહિ ?"

" ફીર, હોવે તો ?"

" તો કહના રાધાબાઈને આપકા હાલ પૂછા હય."

" ઔર પહચાન ના પડી તો ?"

" દિલ્હી સે આતે થે ઈતના હી કહના."

" અચ્છા."

અકબર પેરથી–તીસ્ક્રો ઢોરબજાર, રૂ બજાર, અળસી બજાર, જ્યાં જ્યાં મારવાડીઓનાં જુથ જોવામાં આવતાં હતાં તે અચૂક જોઈ વળ્યો પણ રાજાબાબુનો પત્તો લાગ્યો જ નહિ...

"તુમ રાજાબાબુ કો પીછાનતે હો!" તે કોઈ સહાનુભૂતી બતાવનારને પૂછતો.

"ભાઈ યહાં તો બાર રાજાબાબુ હય. કૌનસા તુમારા રાજાબાબુ હોગા?" સહાનુભૂતિ બતાવનાર તરત જ સામો પ્રશ્ન કરતો. અકબર આવા જવાબોથી કંટાળી પાછો પડતો, નિરાશાનું કાળું વાદળ તેના હૃદયને ક્યારનું ય ઘેરી રહ્યું હતું......

આમને આમ પાછા ત્રણ મહિના નીકળી ગયા...અકબરની બજારોની અથડામણ ચાલુ જ હતી...રાધાબાઈ પાગલની માફક મુંબાઈની ગલીએ ગલી ફરી વળી પણ તેને રાજાબાબુનો પત્તો લાગ્યો નહિ.

રાજાબાબુ સમાજના ડરથી ક્યારનો ય છુપાતો ફરતો હતો...હવે તેને રાધાબાઈ ઉપર અમૂક પ્રકારનો અણગમો આવી ગયો હતો. પુરુષને સ્ત્રી ગમે છે ખરી પણ અમુક જ સમય સુધી, પછી નહિ. પુરુષની સ્વાર્થબુદ્ધિ સ્ત્રીની કિંમત બજારની ચીજની માફક કરે છે. ને કામ પુરું થયા પછી જેમ વસ્તુનો ખપ આપણે ભૂલી જઈએ છીએ તેમ રાજાબાબુ પણ રાધાબાઈને ભૂલી ગયો, એટલું જ નહિ પણ પોતાના ઉપર થયેલો ઉપકાર પણ ભૂલી ગયો.

પુરુષ સ્વાર્થી છે ને સાથે સાથે જ દુષ્ટ ને નિષ્ઠુર છે. સ્ત્રી સ્વાર્થી છે પણ દુષ્ટ તથા નિષ્ઠુર થતાં તેને નથી આવડતું તેમ નથી; પણ પોતે ભાગ્યે જ દુષ્ટ તથા નિષ્ઠુર થાય છે. પરિણામે સ્ત્રી મહાન છે. રાજાબાબુના ભૂલી ગયા પછી રાધાબાઈએ જીવનનો કેવો માર્ગ લેવો તે વિચારવા માંડ્યું...ધંધો તો તેણે કરવો જ નહોતો. નવી રીતે જીવનને વહેતું કરવું હતું...ને પરિણામે અકબરની આવડત તથા કામગીરીને લીધે તેણે પાનબીડીની દુકાન ઉઘાડી.

"ઐસે અચ્છે ઘરકી લડકી ક્યોં ઈસ તરહસે દુકાન ખોલકર બેઠી હય?"

"અરે યાર વો તો રંડીથી રંડી."

...

"તો ક્યોં દુકાન લગાઈ? ક્યા પાનપટ્ટીમેં જ્યાદા મીલતા હય?"

"અરે યાર છોડોને પગલી હય પગલી."

"તુઝે કીસ તરહ માલુમ હુવા?"

"એક મારવાડીકે ફંદેમેં બિચારી ફસીથી."

"ફીર?"

"ક્યા મારવાડી ભાગ છુટા, ઔર બિચારી રહ ગઈ!"

"કૌન થા વો?"

"થા તો સૈ."

આમ દુકાને પાન ખાવા આવનારા વાતો કરતા, ને રાધાબાઈ પોતાની દુકાન ચલાવતી. રંડીના હાથનું પાન ખાતાં સમાજના કહેવાતા થાંભલાઓને પણ શરમ લાગતી નથી. અને રાધાબાઈ દુકાન ઉપર બેસીને પાન આપે ત્યારે તો ઘરાકી સારી રીતે જામે જ!...

સાંજના સાત થયા હશે...સૂર્ય ડુબવાની અણી ઉપર હતો. રાધાબાઈની દુકાને પાન ખાનારાઓનો જમેલો જામ્યો હતો...ને અકબર બીજા બે કારીગરોની સાથે પાનનાં બીડાં વાળવામાં મશગુલ હતો...ટ્રામનો ખખડાટ, મોટરનાં હોર્નનો અવાજ, સાયકલોની ઘંટડીયો તથા પગે ચાલતા લહેરી લાલાઓનો ગીતનો અવાજ, વાતાવરણે ભરાઈ ભરાઈને વેરાઈ જતો હતો. રાધાબાઈ દુકાન પાસે ખુરશી નાખી કાંઈક છાપું વાંચતી બેઠી હતી...ત્યાં તો એકાએક કોલાહલ જામ્યો...

"એય સુવ્વર કે બચ્ચે!" "સાલા અંધા હય." "લડકી કો લગાયા" "ક્યા તેરા બાવાને કભી મોટર હાંકીથી?"

રાધાબાઈના હાથનું છાપું એમનું એમ જ રહી ગયું...ને ઊંચે જોયું તો માલુમ પડ્યું કે એક મોટરવાળાને ચારપાંચ પહાડ–કાય ભૈયાઓ ફટકારી રહ્યા હતા. પાસેની એક બાળાગાડીમાં એક છોકરી માથામાં લોહીની ફુટ સાથે પડી હતી. ને દાસી તેને માથે હાથ ફેરવતી લોહી લુછી રહી હતી. રાધાબાઈ પાસે ગઈ...ને તેની

દિલ્હીથી હું આવતો હતો ત્યારે. તમારો-ઉપકાર માનવાનું હું ભૂલી ગયો હતો...મુંબાઈ આવ્યા પછી આપણી એક મુલાકાત થઈ હતી,...ત્યારે મ્હેં તમને કાંઈક ઓળખ્યાં હતાં......તમારી લાગણી મ્હારા માટે હતી તે હું સમજી શક્યો હતો. પણ કોઈ રંડી કોઈનું ઘર માંડીને ગૃહીણી થઈ હોય તેમ મ્હેં સાંભળ્યું નથી...વધારામાં થોડા દિવસ પહેલાં તમે મ્હારી ન્હાની બાળકીને બચાવી હતી. કદાચ કર્મયોગે અમારે બધાંયને તમારે હાથે જ બચવાનું કુદરતે લખ્યું હશે...

તમારી ભલમનસાઈ માટે તમારો આભાર માનું તેટલો ઓછો છે. તથા તેની કદરદાની તરીકે આ સાથેનો ૨૦૦૦નો ચેક સ્વીકારશો. તથા આપણી વચ્ચે કાંઈ હતું જ નહિ તેમ માનશો.

સી૦
રાજાબાબુ"

રાધાબાઈએ કાગળ વાંચ્યો. ને પછી ડુસકે ડુસકે રડી પડી. શું મનુષ્ય આટલો નિષ્ઠુર થઈ શકે ?

ને બીજે દિવસે રાજાબાબુને પેલો ચેક પાછો મળી ગયો—

—"સુંવરકી બચ્ચી પગલી લાગે છે કોઈ નહિતર કાંઈ બે હજાર રૂપીઆ પાછા મોકલે ?" રાજાબાબુ બબડયા......

તે જ સાંજે એ લત્તામાં એક લેન્ડો ગાડી ઉભી રહી. ને કાંઈક તપાસ કરવા માંડી. ગાડીમાં એક ખાનદાન કુટુંબની યુવાન સ્ત્રી બેઠી હતી. સાથે એક બાળકી હતી માથે પાટો બાંધેલી.

"મા—એ દુકાન માસીની. મ્હને અહિં પાટો બાંધ્યો હતો."

"સુલતા કઈ દુકાન ?"

"એ દુકાન." બાળકીએ બંધ દુકાન તરફ આંગળી ચીંધી જવાબ વાળ્યો. દુકાનને તાળું હતું. ચાર પાંચ માણસો દુકાનને ઓટલે બેઠા બેઠા સ્હામેની હોટલમાંથી મંગાવેલી 'ચા' પીતા હતા. શોફર નીચે ઉતર્યો...

"ભાઈ એ પાનવાલી કહાં ગઈ ?"

"કાલે રાતે દુકાન ખાલી કરી કયાંક ચાલી ગઈ છે." કોઈએ જવાબ વાળ્યો.

"કાલે રાતે જ ?"

"હા."

રાજાબાબુની પત્નીની આ દયાની દેવીને એક વખત જોવાની આશા પણ પડી ભાગી. પતિએ તો તે બાઈને ઘેર બોલાવી નહિ, પણ પોતાની માતા તરીકેની ફરજ તેને આટલે સુધી ખેંચી લાવી હતી. તથા પોતાની બાળકીને બચાવનારની દુવા માગવી હતી. પણ રાધાબાઈ તો ક્યારની ય દુકાન બંધ કરી ચાલી ગઈ હતી......સુલતાની માતાની મુરાદ મનમાં જ રહી ગઈ......

રાધાબાઈએ પોતાના પ્રેમનું બલિદાન આપી રાજાબાબુ ઉપરનો પોતાનો હક્ક ઉઠાવી લીધો હતો...એટલું જ નહિ પણ તેના માર્ગમાં પણ ઉભા રહેવું તે પાપ છે તેમ સમજતી થઈ હતી. અને પરિણામે જગતના અફાટ માનવ સમુદાયમાં વિલીન થઈ ગઈ હતી અને આમ કરતાં અસ્મતના મરણ વખતના શબ્દો "દિલકી ,લગાના તો એકસે હી ઔર વો ભી જીંદગી ખતમ હો જાય તબ તક. ઔર દુસરે સબ ભાઈ બાપ." જીવનમાં ઉતર્યા ને આગીયાની માફક પ્રેમના દિપકમાં રાધાબાઈ પોતાની જાતને ભૂલી ને રાજાબાબુના માર્ગમાંથી ખસી ગઈ.

જ્યારે પ્રેમનો પાતાળકુવો ફૂટી નીકળે છે ત્યારે માનવ એ માનવ મટી દેવ બને છે. પરમેશ્વર મનુષ્યને દેવ બનાવતો નથી, પરમેશ્વર મનુષ્ય ને મનુષ્ય તરીકે જીવતાં શીખો તેમ કહે છે. પણ ખોટી શરમ, ખોટા સમાજના વાદમાં તણાતો મનુષ્ય કદાપી પણ સચ્ચાઈથી રહી શકતો નથી. તેને જીવનની બંધીયાર દિવાલો સચ્ચાઈથી રહેતાં અટકાવે છે.

ત્યારે પરિણામે રાજાબાબુ જેવો પ્રેમને સમજી શકતો માણસ પણ રાધાબાઈને ફરીથી

[ વધુ માટે જુઓ: પૃષ્ટ ૯૮ ]

# પુષ્પરક્ષા

જે પુષ્પમાંથી માનવફળ જેવું મહાફળ પેદા થાય છે, જે પુષ્પ વડે માતૃજીવન સાર્થક થાય છે તેના રક્ષણની આ વિવેચના ધ્યાનપાત્ર છે.

[ નવેમ્બર-ડીસેમ્બર ૧૯૪૧ના અંકમાં જણાવ્યા અનુસાર જગન્માતા નારીના પુષ્પની રક્ષા કેમ કરવી અને તે દૂષિત હોય તો શુદ્ધ કયી રીતે થઈ શકે તેનું વિવેચન આ લેખમાં કરવામાં આવે છે. આ ચર્ચાની શરૂઆત કરતા અગાઉ સ્ત્રી અને પુરૂષના દેહની રચનાનો મુખ્ય ભેદ સમજી લેવો જોઈએ. ]

સ્ત્રી અને પુરૂષના દેહની બનાવટ લગભગ સરખીજ છે. આંખ, નાક, કાન વગેરેથી માંડીને લીવર અને બરોલ-આંતરડાં સુધીના દરેક ભાગોની રચના બંનેની એક સરખીજ હોય છે. ફક્ત સ્ત્રીના શરીરમાં પુરૂષ કરતાં ત્રણ આશયો વધારે છે તે સિવાય બીજો ભેદ નથી. સ્ત્રી પુરૂષના દેહની રચનાના આ સામ્યને લીધેજ તાવ, સંગ્રહણી, અર્શ, કુષ્ઠ, દમ, ક્ષય વગેરે સામાન્ય દરદો બંનેને સરખી રીતે લાગુ થાય છે. પરંતુ સ્ત્રીના શરીરમાં જે ત્રણ આશયો વધુ છે તેને લગતાં દરદો માત્ર સ્ત્રીઓનેજ થાય છે, તે પુરૂષને થઈ શકતાં નથી.

ભગવાન સુશ્રુતાચાર્યના મત પ્રમાણે સ્ત્રીના શરીરમાં એકજ આશય વધારે છે અને તે ગર્ભાશય. स्त्रीणां गर्भाशयोऽष्टम । એમ સુશ્રુતાચાર્યનું કથન છે. એક રીતે જોતાં આ કથન બરોબર છે. કારણ કે બીજા બે આશયોનો મૂળભૂત તો આ ગર્ભાશયજ છે. છતાં 'स्तनौ स्तन्याशयौ मौक्तौ धरा गर्भाशयः स्मृतः ।' એ વચન અનુસાર તો ખરેખર બે દુધના આશય (સ્તન) અને એક ગર્ભનો મળી કુલ ત્રણ આશય નારી દેહમાં વધુ હોય છે. આ ત્રણ આશયો વડેજ સ્ત્રી 'સ્ત્રી' બની શકે છે. સ્ત્રીના દેહમાં આ ત્રણ આશયોને અંગે કેટલીક માંસ ગ્રંથિઓની બનાવટમાં ફેરફાર હોય છે. યદિ અતિ કુશળ ચિકિત્સકો વાઢકાપ દ્વારા સ્ત્રીના શરીરની માંસ ગ્રંથિઓ પુરૂષના શરીરમાં અને પુરૂષની માંસગ્રંથિઓ સ્ત્રીના દેહમાં યથોચિત ગોઠવી શકે તો સ્ત્રીનો પુરૂષ અને પુરૂષની સ્ત્રી બની શકે. પણ આ કાર્ય એટલું દુર્ઘટ છે કે આજના વૈજ્ઞાનિક યુગમાં પણ તેવી વાઢકાપ કરીને માનવદેહોને પૂર્વવત સજીવન રાખવા અશક્ય છે.

ઉપર કહેલા ત્રણ આશયો ઉપરથી જે રોગો ઉત્પન્ન થાય છે તેને "સ્ત્રીરોગો"ના નામથી ઓળખવામાં આવે છે, કારણ તે રોગો સ્ત્રીઓનેજ થાય છે. પુરૂષદેહમાં તેનો પ્રાદુર્ભાવ શક્ય નથી. હવે સ્ત્રીઓના પુષ્પ દોષ સંબંધી દર્દોની વાત પર આવીએ. સ્થાવર સૃષ્ટિની એટલે વનસ્પતિ વર્ગની પેઠે જંગમ પ્રાણી સૃષ્ટિમાં-માનવસૃષ્ટિમાં પણ પુષ્પની ઉત્તમતા અને શુદ્ધિ ખાસ આવશ્યક છે. પુષ્પ શુદ્ધ ન હોય, દૂષિત હોય તો ફળ ન આવે, આવે તો સારાં ન જ હોય એ સુવિદિત છે.

જેમ અકાળે વરસાદ થવાથી, ગરમી વધુ પડવાથી કે વાયુ અગર વરાળથી સ્થાવર પુષ્પો દૂષિત કે દુર્ગંધયુક્ત થાય છે અને સડે છે તેવીજ રીતે નારીનું પુષ્પ પણ અનેક વિકારોથી દૂષિત તેમજ દુર્ગંધયુક્ત થાય છે. નારી પુષ્પ વાયુ, પિત્ત અને કફ એ ત્રણ વડે દૂષિત થાય છે. જો આ ત્રણ પૈકી એકાદ

દોષ વડે પુષ્પ દૂષિત થયું હોય છે તો તે સુધરી શકે છે. બે દોષોથી બગડેલું હોય છે તો તે મહાપ્રયાસે સુધારી શકાય છે, પણ ત્રણ દોષો વડે બગડેલું પુષ્પ પ્રજોત્પાદન માટે અનેક ઉપાયો વડે પણ લાયક બનાવવું મુશ્કેલ છે.

પુષ્પ દુષિત થવાનાં અનેક કારણો હોય છે. તે મુખ્યત્વે આહારવિહાર અને માનસિક વિચારો સાથે સબંધ ધરાવે છે. અહીં સંક્ષેપમાં તેનાં કારણો તથા તે માટેના ઉપાયો જણાવવામાં આવ્યા છે. આને માટે ઉપાયો પણ અનેક છે. છતાં અનુભૂત અને સુખસાધ્ય ઉપાયોજ અત્રે ખાસ કરીને બતાવવામાં આવ્યા છે.

### વાયુથી બગડેલું પુષ્પ

વાયુકારક વસ્તુઓનું વધારે સેવન કરવાથી, ભય, ચિંતા અને કામવાસનાની અસર મન પર વધુ થઈ જવાથી, વધુ પડતા પવનનું સેવન કરવાથી, દૂષિત વાયુનો સંસર્ગ થવાથી, વર્ષા ઋતુમાં દિવસે ઉંઘવાથી વગેરે અનેક વાયુપ્રકોપક કારણોથી દૂષિત બનેલું પુષ્પ, ઋતુ સમયમાં રોકાઈ રોકાઈને આવે છે. તે ફીણવાળું, ફીક્કા રંગવાળું, રિનગ્ધતા રહિત અને પેઢામાં પુષ્કળ પીડા કરીને થોડું થોડું આવનારૂં હોય છે. તે કમરમાં ફાટ ઉત્પન્ન કરનારૂં બગાસાં વધુ લાવનારૂં અને સાંધાઓમાં શિથિલતા લાવનારૂં હોય છે.

આ સમયે તાવનાં ચિન્હો પણ જણાય છે, તે વાતજ્વરને મળતાં હોય છે. બીજી વાયુથી થતી અનેક પીડાઓ પણ કેટલીકવાર થાય છે. આને માટે નીચે લખેલા ક્વાથ (ઉકાળા) પીવાથી સારો ફાયદો થાય છે.

**ક્વાથ**—ગંઠોડા તોલા ૩, સૂંઠ તો. ૩, એરંડાનાં મૂળ અથવા તો બીજ તો. ૩, દેવદાર તો. ૩, ગળો તો. ૩, એ પાંચે વસ્તુઓનો ઓરકૂટો કરી સરખા ભાગે ૧૦ પડીકાં

બનાવવાં. તેમાંનું એક પડીકું ૨૦ તોલા પાણીમાં નાંખી તે માટીના વાસણમાં ઉકાળવું. ઉકાળતી વખતે વાસણ ખુલ્લું રાખવું. ધીમી ધીમી આંચથી ઉકાળતાં જ્યારે ⅛ પાણી (૨॥ તોલો પાણી) રહે ત્યારે એક તોલો ગોળ નાંખીને તે ગળી લેવું. પછી તેમાં એક તોલો ઘી નાંખીને પી જવું.

આ રીતે સવાર સાંજ બેઉ વખતે બે પડીકાં ઉકાળીને પીવાં. યુગરાજ ગૂગળનું સેવન કરવાથી પણ વાયુ દૂષિત પુષ્પ શુદ્ધ થઈને સન્તાનોત્પત્તિને યોગ્ય બને છે. એ વાત ધ્યાનમાં રાખવી કે આ જાતનો દોષ થવામાં જે જે ભય, ચિંતા વગેરે કારણો હોય તે દૂર કર્યા વગર ઔષધિસેવનથી એકલાથી યથેચ્છ ફાયદો થાય નહિ.

### પિત્તથી દૂષિત થયેલું પુષ્પ

અથાણાં, મરચાં, ગોળ, વધુ પડતી ચાહ, વગેરે ગરમ વસ્તુઓના સેવનથી, ઉનાળામાં તાપમાં ફરવાથી, વધુ પરિશ્રમ કરવાથી, ઉજાગરો વધુ વેઠવાથી આદિ–પિત્તપ્રકોપક કારણોથી શરીરમાં ગરમી વધી જઈને પુષ્પને દૂષિત કરે છે.

આ કારણે બગડેલું પુષ્પ પીળા, વાદળી અગર વધુ રતાશવાળા રંગનું દેખાય છે. તે વધુ પ્રમાણમાં આવે છે તેથી નખ, આંખ તથા ચામડીનો રંગ ફીક્કો પડી જાય છે. આંખમાં તથા હાથ પગના તળિયે ગરમીથી બળતરા થાય છે. લોહીમાં ઉકળાટ, વધુ તરસ લાગવી, દાહ વગેરે લક્ષણો થાય છે. વળી તે સમયે રક્ત પણ ગરમ આવે છે અને તેના લીધે શરીરમાં અનેક પિત્ત રોગ દેહને પીડા કરે છે. આ દોષને માટે નીચેનો ક્વાથ લાભકારક છે.

ક્વાથઃ—મલબારી સૂખડ તોલા ૩, લીમડાની અંતર છાલ તો. ૩, ધાણા તો. ૩, કપૂર તો. ૩, ગળો તો. ૩ લઈ તે દરેકનો ખોરકૂટો કરી દશ પડીકાં બનાવવાં. તેને ઉપરોક્ત ક્વાથમાં જણાવેલી રીત પ્રમાણે ૨૦ તોલા પાણીમાં ઉકાળીને તેમાં છેવટે એક તોલો સાકર તથા એલચી દાણાની ભૂકી ૨ વાલ નાંખીને સવારે તથા સાંજે બે વખત પીવું. તેનાથી પિત્તદૂષિત પુષ્પ શુદ્ધ થઈ સન્તાનોપયોગી બને છે.

### કફથી દૂષિત થયેલું પુષ્પ

વધારે પ્રમાણમાં મીઠો રસ ખાવાથી, ખાંડનું સેવન વધુ થવાથી, ઠંડુ જળ વધુ સેવવાથી, દિવસે વધુ ઉંઘવાથી, શિયાળામાં વધુ ટાઢ વેઠવાથી વગેરે અનેક ઠંડીનો પ્રકોપ કરનારાં કારણોથી કફ વધીને પુષ્પને દૂષિત કરે છે.

કફદૂષિત પુષ્પ ચીકણું, સહેજ ધોળાશ પડતું, વજનમાં ભારે, જ્યાં લાગે ત્યાં ચળ પેદા કરનારું, તથા ઓછા પ્રમાણમાં આવનારું હોય છે. અન્નમાં અરુચિ કરાવનારું અને પીઠ તથા કમરના સાંધાઓને ભારે કરનારું હોય છે. આને લીધે નારીદેહમાં શરદીના વિકારવાળી અનેક પીડાઓ થાય છે. કોઈ કોઈ વખત ઠંડી વાઈને તાવ પણ આવે છે. આને માટે નીચેનો ક્વાથ ખાસ ઉપયોગી છે.

ક્વાથઃ—કાળાં મરી, લીંડીપીંપર, તજ, સૂંઠ અને ગળો એ દરેક સરખે ભાગે લઈ ૨॥ તોલાની પડીકીઓ કરવી. દરરોજ સવારે તથા સાંજે એક એક પડીકી ૨૦ તોલા પાણીમાં માટીની લોટીમાં ઉકાળી નવટાંક પાણી રહે એટલે ગાળી લઈ તેમાં મધ તોલો ૧ તથા સિંધાલૂણ આશરે ૩ વાલ નાંખીને પીવું. આ ઉકાળો પીવાથી કફજનિત પુષ્પદોષ મટે છે.

આ પ્રયોગો જ્યાં સુધી દોષ મટે નહિ ત્યાં સુધી રાખવા. આ ક્વાથ ન્હાયા પછી પીવો જોઈએ. તે પીધા પછી ન્હાવું નહિ.

### રક્તદૂષિત પુષ્પ

ઉપર જણાવેલા ત્રણ દોષો સિવાય બીજી રીતે પણ પુષ્પ દૂષિત થાય છે. અંદરનું રક્ત

બગડી જવાથી જે પુષ્પદોષ થાય છે તે ઉપરનાં પ્રકારોથી જુદો હોવાથી તેનાં લક્ષણો તથા ઉપાયો નીચે બતાવવામાં આવે છે.

અંદરનું લોહી તીખા, ખારા, ખાટા, વધુ ગરમ અને દુષિત અન્નપાન તથા દુષિત માટી આદિ વસ્તુઓના સેવનથી બગડે છે. વધુ તાપ, શોક, શ્રમ, વગેરેથી પણ આ દોષ થાય છે. આ રીતે દુષિત થયેલા પુષ્પમાં મડદા જેવી દુર્ગંધિ હોય છે અને તે વધુ પ્રમાણમાં આવે છે. કેટલાંક પિતજનિત દોષ જેવાં લક્ષણ પણ જણાય છે.

ઉપાયઃ—ધાવડીનાં ફુલ, મજીઠ, બ્હેરનો કાથો, દાડમનાં છોતરાં, અર્જુનવૃક્ષની છાલ એ પાંચે વસ્તુઓ પાંચ પાંચ તોલા લઈ ખોરકુટો કરી અધમણ પાણીમાં ઉકાળીને જ્યારે ૫ શેર પાણી રહે ત્યારે ૨। શેર ધી નાંખીને મધુરી મધુરી આંચથી બધુ પાણી બાળી નાંખવું. પછી તે બાકી રહેલા ઘીને ભરી લેવું. તે બે બે તોલા રોજ નરણે કોઠે પીવાથી આ દોષ મટે છે.

ઉપર લખેલી વસ્તુઓનો ક્વાથ ઉપરના બીજા ક્વાથો પ્રમાણે બનાવીને તેમાં ૧ તોલો ઘી નાંખીને પીવાથી પણ ફાયદો થાય છે.

ઉપર પ્રમાણે એક એક દોષથી થનારા ચાર પ્રકારના પુષ્પદોષ બતાવ્યા છેઃ તેવીજ રીતે બે બે દોષથી બગડેલા ત્રણ દોષો અને ત્રણ દોષ ( વાત, પિત, કફ ) થી થયેલો એક દોષ મળીને કુલ આઠ પ્રકારના પુષ્પ–દોષ થાય છે.

સુશ્રુતના મત પ્રમાણે પ્રથમના ત્રણ દોષો સિવાયના બીજા પાંચ પ્રકારના દોષ અસાધ્ય છે. છતાં કેટલીક વખતે તે કષ્ટસાધ્ય પણ હોય છે. છેલ્લા પાંચ પ્રકારના દોષ પૈકી બાકી રહેલા ચારનાં લક્ષણો નીચે પ્રમાણે છે.

**૧ વાયુ અને કફ એ બે દોષોથી** બગડેલું પુષ્પઃ—તે ગાંઠવાળું એટલે ગોળીઓના જેવા આકારવાળું ગંઠાયેલું હોય છે. તેનાથી સ્ત્રીને વાયુ–કફ જનિત પીડાઓ થવા

કરે છે. આ દોષમાં કપૂર કાયલી, સૂંઠ, કાળાં મરી, લીલી પીપર એ ચાર વસ્તુઓથી સિદ્ધ કરેલું ઘી પીવાથી લાભ થાય છે. અથવા આ ચીજોનો ઉકાળો પણ ઘી નાંખી પીવાથી ફાયદો કરશે.

**૨ પિત્ત અને કફથી બગડેલું પુષ્પ:**– ગુમડાના પાચની માફક દુર્ગંધિયુક્ત હોય છે તેને માટે રતાંદલી સુખડ, અમર, તગર એ વસ્તુઓથી સિદ્ધ કરેલું ઘી અગર તો તે વસ્તુઓનો ક્વાથ ઘી નાંખીને પીવો.

**૩ પિત્ત અને વાયુથી થયેલું પુષ્પ:**– તે બહુ ઓછા પ્રમાણમાં આવે છે. તેમાં ગરમી તથા વાયુના ઉપદ્રવો થયા કરે છે.

**૪ ત્રણે દોષોથી બગડેલું પુષ્પ:**–આ પુષ્પ પેશાબ જેવી દુર્ગંધવાળું હોય છે. આ અસાધ્ય ગણાય છે.

ઉપરના અસાધ્ય જેવા દોષોના ઉપાયો ઘણાખરા કઠીન અને ભય ભરેલા હોય છે. આ દોષો કાઢવા માટે કાયાશુદ્ધિ આવશ્યક છે. તેને માટે વખતો વખત પુષ્કળ ઉલટી કરાવવી પડે છે તથા પુષ્કળ પસીનો લાવવો પડે છે. પણ આવા ભયકારક પ્રયોગો તો કુશળ વૈદ્યને હાથે તેની હાજરીમાંજ થવા ઘટે છે. એટલે અહીં તેવા પ્રયોગો દર્શાવ્યા નથી. અહીં દર્શાવેલા પ્રયોગો અનુભૂત અને સુખસાધ્ય છે.

### નષ્ટપુષ્પ

ઘણીવાર વાયુ અને કફ દ્વારા પુષ્પ માર્ગ પડી જાય છે તેને "નષ્ટપુષ્ટ" કહેવામાં આવે છે. તેને માટે નીચેની ગોળીઓ બનાવી તેનું સેવન કરવું. ટંકણખાર, કુવારવેલી હીંગ, લીલીકસીસ, કડોડીનું મૂળ એ ચારે વસ્તુઓ સરખા ભાગે લઈ કુંવરના રસમાં ઘૂંટીને ચણીબોર જેવડી ગોળીઓ બનાવવી. દિવસમાં ત્રણ વખત આ ગોળીઓ લેવી. ૧ થી ૩ સુધી લેઈ શકાય છે. આ ગોળીઓથી રોકાઈને આવતું, પીડા સાથે આવતું તેમ બંધ પડેલું પુષ્પ–ઋતુદર્શન નિયમિત ચાલુ થાય છે.

આગળના અંકોમાં પુષ્પરોપના અનુસંધાનમાંજ યોનિવ્યાપ્ત તથા પ્રદરના ઉપાયોની ચર્ચા કરવામાં આવશે. આ પ્રકરણ પુરૂં કરતા પહેલાં એક વાત સ્પષ્ટ કરવાની જરૂર છે. એ દોષથી તથા ત્રણ દોષથી બગડેલું પુષ્પ એટલું બધું દુષિત હોય છે કે તે સડીને દુર્ગંધયુક્ત બની ગયેલું હોય છે. ઘણા ઉપાયો અને શ્રમવડે તેની દુર્ગંધ મટી શકે છે પણ તે પ્રજોત્પાદન માટે લાયક ભાગ્યેજ થઈ શકે છે.

જે ભાઈબેનો આ લેખ વાંચે તે સંસારના શ્રેયની ખાતર, સંતાન વિહિન બેનો–જેને બહુધા પુષ્પ દોષથીજ પીડાતી હોય છે તેમને આ પ્રયોગો સમજાવશે એવી આશા છે.

×

રાજવૈદ્ય ઉત્તમરામ દુર્લભરામ શુક્લ,
આયુર્વેદાચાર્ય

---

# પાઘડીના પ્રતાપે

( એક ઐતિહાસિક ઘટના )

લેખક : તારાચંદ પો. અડાલજા.
એલ. ટી. એમ.

[ ગતાંકથી ચાલુ ]

[ ૪ ]

"આ શું કરો છો, કાકા! મુક્ત-વિહાર કરતા પંખીડાને આમ પાંજરે પૂરવાનું કંઈ કારણ ?"

"ઉદય, ભત્રીજો ગણું કે પુત્ર ગણું—જે ગણું તે મારો વંશવેલો ચાલુ રાખનાર માત્ર એક તું જ છો. હું એવું સાહસ કરવા જાઉં છું કે એમાં વિજય મળશે કે કેમ એ તો દૈવાધીન છે, પરંતુ યુદ્ધમાં પ્રાણ હોમી દેવાનો નિશ્ચય તો નક્કી જ છે. એટલે ન કરે નારાયણ ને હું યુદ્ધમાં ખપી જાઉં તો તું મારું વેર વાળી શકે એટલા માટે જ તને અહિં સુરક્ષિત રાખતો જાઉં છું."

"આ તો આપ ગજબ કરો છો કાકા! પોતાના કુટુંબીજનો કે જાતભાઈઓ જ્યારે રણ રંગ ખેલવા જાય ત્યારે રજપૂત બચ્ચાને આમ ઘરમાં પૂરાઈને બેસવું પડે એના કરતાં તો એને મોતને ભેટવું પડે તે વધારે ઇચ્છવાજોગ છે."

"એ બધા વિચાર અત્યારે કરવાની જરૂર નથી, બેટા! મેં તને પુત્રસમો પાળ્યો છે. વડીલની આજ્ઞા માનવી એ તારો ધર્મ છે."

"ભલે એ કુળધર્મને હું અત્યારે આધિન થાઉં છું; પરંતુ મારો જીવ નહિ જ માને તો ગમે તે રીતે હું તમારી પડખે આવીને ઉભો રહીશ એ નક્કી માનજો!"

આલૂ હાડાએ જોયું કે આ તરવરીઓ જુવાન લાગ ફાવે તો જરૂર અહિંથી છટકી રણમેદાને આવી પડશે. પાકો બંદોબસ્ત કરવા માટે તેણે એને કિલ્લાના મધ્યભાગમાં આવેલા મહાલયમાં રાખ્યો. પૂરતા સમય સુધી ચાલે એટલી જીવનની ખોરાકાદિ જરૂરી સામગ્રી અને જરૂર પૂરતા સેવકો ત્યાં રાખ્યા, અને રખેને પોતાનો દત્તકપુત્ર એ કિલ્લામાંથી બહાર પડવાને પ્રયત્ન કરે એ વિચારથી કિલ્લાના એક પછી એક આવતા દરવાજાઓને મજબુત



શ્રી. તારાચંદ પો. અડાલજા

તાળા માર્યાં. આમ નિશ્ચિંત બનીને પોતાના વફાદાર હાડાઓને સાથે લઈને આલૂ હાડાએ ધમોદાથી કાર્યસિદ્ધિ માટે પ્રયાણ કર્યું.

* * *

પોતાને દત્તક લેનાર પોતાના કાકા આલૂ હાડાનું વર્તન એ નવજુવાનને ન રૂચ્યું. પોતાના જાતભાઈઓ જ્યારે યુદ્ધ ખેલનનો લ્હાવો લેતા હોય ત્યારે પોતાને આમ બંધનમાં જકડાઈ રહેવું પડે એ સ્થિતિ તેને અસહ્ય લાગી. રાત ને દિવસ એણે પોતાની કુળદેવીનું રટણ કર્યા કર્યું. "મા, જગતજનની, તારી મારા ઉપર

આટલી બધી અવકૃપા! આમજ થવાનું હતું તો પછી તેં મને હાડા જાતિમાં અવતાર જ શા માટે આપ્યો? હું શું મોઢું લઈને જગતમાં ફરી શકીશ? કુળદેવી, તારી દૈવી શક્તિના તેં અનેક પરચા બતાવ્યાં છે તો તારા આ દીન બાળકની વહારે શું તું નહિ ધાય! માતા વિજયસેની, લોકો કહે છે કે તું આ વમોહાની કિલ્લાની રક્ષા કરે છે. તારી જ કૃપાવડે આ કિલ્લો આજસુધી અખંડ અને અજીત રહેવા પામ્યો છે. કિલ્લાની રક્ષા કરનારી તું શું આ કિલ્લાના ભાવિ માલિકની ટેકનો વિચાર નહિ કરે! મારી યાચના તું નહિ જ સાંભળે! તો પછી તારૂં સ્મરણ કરતો કરતો આ તારો બાળક કમળપૂજા કરીને પોતાનું મસ્તક તારા ચરણે ધરશે એની ખાત્રી રાખજે!"



અને તેની દૃઢ પ્રતિજ્ઞાથી કુળદેવી પ્રસન્ન થઈ હોય તેમ મહાલયના એ ભવ્ય ખંડમાં દિવ્ય પ્રકાશ રેલાયો. ખંડના દ્વાર આગળ એને સાક્ષાત્ દેવી વિજયસેનાનાં દર્શન થયાં. એ દેવી દિવ્ય સંદેશો આપી રહી હોય તેમ ઉદયના કાને શબ્દ અથડાયા, "જા, વત્સ, તારી દૃઢ ટેક છે તો તે પુરી થવા દે. તારે યુદ્ધમાં જવું જ હોય તો તારો માર્ગ મોકળો છે. તારા માટે કિલ્લાના દરવાજા ખુલ્લા છે. તારી દૃઢતા જોઈ હું પ્રસન્ન થઈ છું. મારૂં વરદાન છે કે તારા ગળા સિવાયની તારી આખી કાયા વજ્રસરખી બની જશે!"

"મા! કુળદેવી! મારા ઉપર તારો આ કેવો અનુગ્રહ!" તેણે દેવીને દંડવત્ પ્રણામ કર્યા.

પરંતુ આ શું આશ્ચર્ય! દંડવત્ પ્રણામ કરીને ઉભો થઈને ઉદય જુએ તો ત્યાં કોઈ ન મળે!

ક્ષણભર એને શંકા થઈ કે પોતે સ્વપ્ન તો નહિં જોયું હોય? ગમે તેમ હોય પરંતુ દેવીના વચનોનો તાગ લેવામાં શું જવાનું છે એવો વિચાર કરીને કોઈ પણ સેવકને પોતાનો ઈરાદો જણાવ્યા વગર પોતાના અશ્વને તૈયાર કરીને મહાલયનો ત્યાગ કરી તે પ્રથમ દરવાજા પાસે આવી લાગ્યો.

જુએ તો દરવાજો તદ્દન ખુલ્લો હતો. તેની ખાત્રી થઈ કે, કુળદેવીની કૃપાનું જ આ પરિણામ છે.

અને સાતે સાત દરવાજા તેના માટે ખુલ્લા જ રાખવામાં આવ્યા હોય તેમ તેનો માર્ગ મોકળો જણાયો.

કિલ્લાના મુખદ્વાર આગળ આવેલા કુળ દેવીના મંદિરે જઈ તેણે અતિ ભાવપૂર્વક દેવીના દર્શન કર્યાં. તેની મુક્તકંઠે સ્તુતિ કરી, અને પોતાના કાકાને સાથ આપવા માટે તેણે પોતાના અશ્વને પૂરવેગે તગડાવી મૂક્યો.

[ ૫ ]

"કહો, ન કહો, પણ આમાં જરૂર કંઈક ભેદ જેવું લાગે છે, ધીરૂભા!"

"તમને તો વીરૂભા, જેમાં તેમાં ભેદ જ જણાયા કરે છે. ભલા માણસ, ઘોડા વેચનારા

સોદાગરો તો અહીં અનેક આવે છે ને જાય છે. આ તો રાજધાની કહેવાય. થોડાં રજવાડામાં ન વેચાય તો બીજે ક્યાં વેચવાના હતાં?"

"એમ નહિ, ધીરૂભા, તમે મારી કહેવાની મતલબ ન સમજ્યા. આ ટોળાનાં ઢંગ સોદાગર જેવા નથી લાગતાં. આપણે મંદારપતિના કાને આ વાત નાંખીએ તો?"

"મૂર્ખા મરવું છે કે શું? એને બદલે ચાલોને આપણે જ એમને કરી જોઈએ."

ધીરૂભા અને વીરૂભા બંને મંદારના એક વિશાળના ચોગાનમાં આવીને પડેલા સોદાગરો પાસે ગયા, અને અશ્વની પરીક્ષા કરતા હોય તેમ ચિકિત્સા કરવા–જોવા લાગ્યા.

સોદાગરોના ઉપરી જેવી જણાતી એક વ્યક્તિ તેમની આગળ આવી લાગી. તેણે દીનતા ભર્યાં વેણ ઉચ્ચાર્યો, "સૌ ને સરદારજી, કંઈક તો સોદો કરો. અત્યારે તો ખરચી પણ ખૂટી ગઈ છે. વધુ નહિ તો બેચાર ઘોડાનો સોદો કરવાની ઉદારતા આપ દર્શાવો તો અમે બધા ખીચડી ભેગા થવા પામીએ!"

અધીરા સ્વભાવના વીરૂભાએ મ્હોમાં જે આવ્યા તે શબ્દો ફેંક્યાં, "ખાવાના સાંસા પડતા હોય તો પછી આવા ઘોડા લઈને શું કરવા ફરો છો? જાઓ ને એકાદ સદાવ્રત કે અન્નક્ષેત્રમાં. માગી મુંકી મળશે અને......"

"ભાઈ, ભગવાને મહામુલી માનવી કાયા આપી છે તો ભીખ માગીને પેટ શા માટે ભરવું જોઈએ? ખરા પરસેવાનો પૈસો કમાવા માટે મારો વહાલો જે પ્રમાણિક ધંધો સુઝાડે તે કરી ખાઈએ એ જ વધારે સારૂં. અમને વળી આ ઘોડા વેચવાના ધંધામાં ગમ પડે છે એટલે......"

વીરૂભાનું સ્વમાન ઘવાયું. કરડાકીમાં જ તે તડુકી ઉઠ્યો, "વારૂ, વારૂ, સારે તો આજ રાતનો ફાંકો જ જવા દ્યો. અત્યારે તમારા ઘોડા ખરીદે એવું કોઈ નવરૂં નથી જે થાય તો કાલે સવારે."

અને ધીરૂભાનો હાથ ખેંચતા તેણે કહ્યું, "ચાલો ધીરૂભા, આ તલમાંથી કંઈ તેલ નીકળે તેવું નથી."

પોતાની શંકા તદ્દન અસ્થાને હતી એવી ખાત્રી કરી લઈને મંદારના ગુપ્તચરો–ધીરૂભા અને વીરૂભા નિશ્ચિંત બન્યા.

ઘોડાના સોદાગરે મ્હોં ફેરવી લઈને સ્મિત કર્યું, અને પોતાના માણસોને વધારે સાવચેત રહેવાનો ઈશારો કર્યો.

* * *

"અરે! પ્રભાતના પહોરમાં નગારૂં વગાડીને મારી નિદ્રાનો ભંગ કરનાર આવો માથા ફરેલ મનુષ્ય કોણ છે?" મંદારપતિ સુખશય્યામાંથી સફાળો બેઠો થઈ ગયો.

'મંદારપતિનો જય!' બહાર ઉભેલો અંગરક્ષક પોતાના માલિકની બુમ સાંભળીને ત્યાં દોડતો આવ્યો અને બોલ્યો, "હમણાં જ તપાસ કરાવરાવું છું અન્નદાતા!"

એ નગારૂં વગાડનાર અત્યારે સામો ઉભો હોય તો તેનો શિરચ્છેદ જ કરી નાંખે એટલો ક્રોધે ભરાયલો મંદારપતિ અસ્વસ્થતાથી આમતેમ આંટાફેરા મારવા લાગ્યો.

નગારાનો અવાજ સાંભળતાં આખા રાજમહાલયમાં આશ્ચર્ય ફેલાયું હતું. રાજમાતા પણ *એ નગારાનો ધ્વનિ સાંભળી આશ્ચર્યચકિત* બન્યા, અને પોતાના પુત્રની કુશળતા જાણવા તેનાં શયનખંડ તરફ દોડી આવ્યા.

'શું છે બેટા? કેમ આટલો બધો અસ્વસ્થ છે?'

એ જ ક્ષણે એક સેવક શ્વાસભર્યો ત્યાં આવી પહોંચ્યો. મહારાજાને પ્રણામ કરીને તે બોલ્યો, 'મહારાજાધિરાજનો જય! તપાસ કરતાં જણાય છે કે એ નગારૂં આલુ હાડાએ વગાડ્યું છે.'

"આલુ હાડા!" ત્યાં હાજર રહેલાં

સર્વની રાડ ફાટી ગઈ.

"ખુબ ખોટું થયું બેટા ! આલૂ હાડા ક્યારે અને ક્યાંથી આવે છે તે પ્રથમથી જ જાણી શકાય એ માટે તો તે પ્રતિજ્ઞા જાહેર કરી હતી કે આપણા રાજ્યની જે ભૂમિમાં થઈને આલૂ હાડા આવશે તે ભૂમિ બ્રાહ્મણોને દાનમાં દઈ દેવામાં આવશે. પરંતુ આ તો આલૂ હાડો ગુપ્ત રીતે જ અહીં આવી પહોંચ્યો. હવે તારી એ પ્રતિજ્ઞા શી રીતે પૂરી થશે ભાઈ! એ કયા માર્ગે કઈ કઈ ભૂમિ ઉપરથી આવ્યો એ જાણવાનું તો સાધન ન રહ્યું.

"હરકત નહિ, માતુશ્રી, આપનો પુત્ર વીર છે અને વીર જ રહેશે. એ પ્રતિજ્ઞા પૂરી થાય તેવો માર્ગ નથી રહ્યો તો હું આપની સમક્ષ એને બદલે બીજી પ્રતિજ્ઞા કરૂં છું કે આલૂ હાડો પોતાની સાથે જેટલા માણસો લાવ્યો હશે તેટલા જ માણસો સાથે હું પણ તેની સામે યુદ્ધ કરીશ, જેથી ખરી ક્ષાત્રવટ જળવાય અને સરખી સંખ્યાના શૂરવીરો સામસામે સંગ્રામ કરીને પોતાના પરાક્રમનું પારખું આપી શકે."

"શાબાશ ! બેટા ! આ પ્રતિજ્ઞા મારા પુત્રને છાજે તેવી જ છે." રાજમાતાએ સંતોષ વ્યક્ત કર્યો.

[ ૬ ]

"અરેરે, આ તો આપણે આબાદ બની ગયા! પેલો ઘોડાનો સોદાગર છુપા વેશમાં શત્રુ નીકળ્યો !"

"બન્યા તો આબાદ! જાસુસીનું કામ કંઈ જેવું તેવું નથી, ભાઈ!"

ધીરૂભા અને વીરૂભા એ જ્યારે યુદ્ધના ડંકા સાંભળ્યા ત્યારે જાસુસ તરીકેનો તેનો ગર્વ ગળી ગયો. રખેને પોતાની પોલ જણાઈ જાય એટલા માટે ગઈકાલે પોતે કરેલી તપાસ અને સોદાગર સાથે થયેલી વાતચીત ઉપર કાયમને માટે પડદો પાડી દેવાનો અને તેમ કરીને પોતાની થતી ફજેતી અટકાવવાનો તેમણે નિશ્ચય કરી લીધો.

મંદારપતિ શિયાજી રાઠોડે આલૂ હાડાને કહેવડાવી દીધું કે તે ધર્મયુધ્ધ કરવા ઈચ્છે છે એટલે તેની સાથે જેટલા માણસો હશે તેટલી જ સંખ્યામાં પોતે પોતાના સૈનિકો યુધ્ધમાં લાવશે.

હાડાઓ હર્ષમાં આવી ગયા. શિયાજી રાઠોડ ખરેખર જો પોતાનું વચન પાળે તો તો જરૂર હાડાઓનું પાણી બતાવી શકાય અને વિજય પણ સહેલાઈથી મેળવી શકાય. તેઓ અતિ ઉત્સાહમાં આવી જઈને રણખેલન માટે તત્પર બન્યા.

રણભેરી વાગી. આખું મંદાર ચકિત બન્યું. મંદાર ઉપર કોઈ શત્રુ ચઢી આવતો હોય તેવી ખબર—અરે અફવા પણ તેમણે સાંભળી નહોતી. ત્યારે આ યુદ્ધ શાનું ?

ધીરે ધીરે પ્રજાજનોએ સત્ય હકીકત જાણી અને પોતાના રાજવીના હૃદયની ઉદારતા સાંભળી તેઓ ચકિત બન્યા. રજપુત યોધ્ધાને શોભે તેવું તેનું વર્તન જોઈને તેમની રાજભક્તિનો જોર વધારો થયો.

હાડાઓ અને રાઠોડો સામસામાં યુધ્ધ ખેલવા માટે અધીરા બન્યા. રાઠોડ સેનાને મોખરે ઉભેલાં મંદારપતિ શિયાજી રાઠોડે યુદ્ધ કરવા માટે અધીરા બનેલા આલૂ હાડાને ઉદ્દેશીને કહ્યું, "આલૂ હાડા, યુદ્ધ સમોવડીઆઓનું શોભે, અને સમોવડીઆઓ સામસામા ઉતરે તો જ શૌર્ય, અને શક્તિની શ્રેષ્ઠતાનું પારખું કરી શકાય. મારી ઈચ્છા છે કે બંને સેનામાંથી એકેક યોદ્ધો આગળ આવતો જાય."

પલક માત્રમાં એક હાડો આગળ આવ્યો. યુદ્ધ માટેની તેની અધિરાઈ જોઈ રાઠોડ જ છક્ક બન્યો. હાડાને આગળ આવેલો જોઈ રાઠોડ વીર તેની સાથે ધસ્યો. બંનેની તરવારો મ્યાનમાંથી બહાર નીકળી, અને એક બીજા ઉપર ત્રાટકવા બંને તત્પર બન્યા.

"સબૂર ! કાન ફાડી નાખે તેવી ચીસ

રાજમાતાએ જોયું કે પોતાના પ્રીતીપાત્ર એ યુવકના અવસાનથી ઉશ્કેરાયલો આલૂ હાડા મરણિયો બનીને લડશે અને રાઠોડોનો સોથ વાળી નાખશે.

જયનાદ શમે-દ્વંદ્વ યુદ્ધ પુનઃ શરૂ થાય તે પહેલાં જ રાજમાતાએ વખતવર્તી જઈ સંદેશો મોકલ્યો, "યુદ્ધ એકદમ બંધ કરો. પચીસ પચીસ યોદ્ધાઓનું બલિદાન લેનાર એ નરબંકાના માનમાં યુદ્ધવિરામ જાહેર કરો, અને આલૂ હાડાને વિજયના ચિહ્ન તરીકે રાજકન્યાનો ઉપહાર આપો.

આજ્ઞાંકિત પુત્રે માતાની આજ્ઞા માથે ચઢાવી. ઉછળતી જુવાનીમાં પ્રવેશ કરતો એક નરવીર ઉપરા ઉપર પચીસ રાઠોડોનો પરાજય કરે એમાં આલૂ હાડાનું અપ્રતિમ શૌર્ય જોઈ એ છક્ક બન્યો, એને કંઈક દૈવી આદેશ જણાયો, અને એણે યુદ્ધ બંધ રાખી આલૂ હાડાનો સત્કાર કરવામાં જ પોતાનું શ્રેય માની લીધું.

આલૂ હાડાને પણ આમાં દૈવી સંકેત જણાયો. પોતાના દત્તકપુત્ર ઉદયના અંગ ઉપર અનેક ઘા થવા છતાં એની શક્તિ રજભાર પણ ક્ષીણ ન થઈ અને ગળા ઉપર તરવારનો એક જ ઝાટકો પડતાં એ મરણ શરણ થયો એ પોતાની કુળદેવી–માતા વિજયસેનાના વરદાનનો જ પ્રતાપ હોવો જોઈએ. એમ તેણે ખાત્રી પૂર્વક માની લીધું. એ માતાની કૃપાથી જ મંદોર નરેશ પોતાનું સન્માન કરવા તત્પર કાં ન થયો હોય? તેણે વિશેષ વિરોધ દર્શાવવામાં ડહાપણ ન માન્યું.

[ ૭ ]

મંદોરની રાજકન્યાના લગ્ન ધામધૂમથી કરવામાં આવ્યા. રાજદરબારના આ શુભ પ્રસંગે સારૂં દાન મળવાની આશામાં અનેક ભાટચારણો મંદોરમાં આવી પહોંચ્યા હતા. એક ચારણ ઉઘાડા માથે બધાય ચારણોની પાછળ ઉભો ઉભો લગ્નની ધામધૂમ જોઈ મનમાં મલકાતા હતા. આવા શુભ પ્રસંગે તેને ઉઘાડા માથે જોઇ ચારણો ચીડાયા, "ભાઈ, તમને તે કાંઈ વિચાર થાય છે કે નહિ? આવા શુભ પ્રસંગે ઉઘાડા માથે તે અહીં અવાતું હશે?"

"શું કરૂં, ભાઈ, મારી પાઘડી તો આ શીયાળજી રાઠોડે ખુંચવી લીધી છે, એટલે એ બીજી બંધાવે ત્યારે જ મારૂં માથું ઢંકાય ને!"

"પાઘડી ખૂંચવાઈ ગયા છતાં અપમાનીત થયા છતાં તમને આટલો હરખ શે થાય છે?" બીજા ચારણે મેણું માર્યું.

"કેમ ન હરખાઉં ભાઈ? એ પાઘડીના પ્રતાપે તો આ બધી ધામધૂમ છે! એ પાઘડીના પ્રતાપે જ આલૂ હાડા મંદોર ઉપર ચડી આવ્યા અને એ પાઘડીના પ્રતાપે જ તેને મંદોરની રાજકન્યા મળી. એ પાઘડીના પ્રતાપે રાઠોડ અને હાડાનો આવો મીઠો સંબંધ જોડાયો તેથી હું કેમ ન હરખાઉં?"

જોતજોતામાં એ ચારણની વાત મંદોરપતિના કાન સુધી પહોંચી ગઈ. ભરદરબારમાં એણે ચારણનું અપમાન કર્યું હતું તે પ્રસંગ તેના સ્મરણમાં તાજો થયો. તેણે એ ચારણને બોલાવ્યો, અને આલૂ હાડાની હાજરીમાં જ સ્વહસ્તે એક મૂલ્યવાન પાઘડી એ ચારણના માથે બંધાવી. આલૂ હાડા પૂર્ણ ભાવે એ ચારણના ચરણે નમ્યો.

ચારણે આશિર્વાદ આપતાં હર્ષ ભર્યાં વેણ ઉચ્ચાર્યાં, "આ બધું પાઘડીના પ્રતાપે!"

# સંસારમાં પ્રવેશતી કન્યાઓને

મૂળ લેખીકા : શ્રીમતી 'રંજની'
અનુવાદક : શ્રીમતી ચતુરલક્ષ્મી મહેતા

સંસાર જીવનનું રણક્ષેત્ર છે. મનુષ્યને સુખી થવા માટે વારંવાર ઉત્પન્ન થતાં વિઘ્નો તથા મુશ્કેલીઓ સામે સંગ્રામ ખેલવો પડે છે. અને જો બીજી રીતે કહીએ તો 'સુખ' જીવનનું પરમ લક્ષ છે.

'જીવન' એ સંબંધ બતાવનાર શબ્દ છે. જ્યારે જગતના અણુએ અણુમાં પરસ્પર સંઘર્ષણ ચાલતું હતું, પુરુષ અને સ્ત્રી જુદા રહી જીવન વ્યતીત કરતા હતા, તે વખતના જમાનાની હું કલ્પના કરતી નથી. પરંતુ આજે 'જીવન'ને 'જીવન' બનાવવા માટે બંને અભિન્ન સૂત્રથી બંધાએલા છે. સ્ત્રીને પુરુષથી અગર પુરુષને સ્ત્રીથી અલગ કરશો તો સમાજનું પતન થયા વગર રહેશે નહીં.

એટલે સમાજના દોરામાં પુરુષ અને સ્ત્રી, સુગંધી પૂર્ણ પુષ્પોની માફક પરોવાયેલા છે. સમાજે નહિ, પણ પોતાની પ્રકૃતિએ તેમને એક અટૂટ સંબંધમાં બાંધી રાખ્યા છે. ગમે ત્યાં દૂર જંગલમાં જઈ જુઓ, સમાજ અને સાંસારિક આડંબરોથી દૂર–તમને મૃગ તથા મૃગિણી, મોર તથા ઢેલ, અને ચકલો તથા ચકલી એકબીજા સાથે સુખપૂર્વક વિહરતા જણાશે. શું તેથી સિદ્ધ થતું નથી કે સ્ત્રી–પુરુષોનો પ્રાકૃતિક સંબંધ છે?

## લગ્ન એક પ્રાકૃતિક સંબંધ છે.

સ્ત્રી–પુરુષના આ પ્રાકૃતિક સંબંધના અનેક સ્વરૂપ છે. તેમાંનો લગ્ન પણ એક છે. કહેવાનો ભાવાર્થ એમ નથી કે 'વિવાહ' સ્ત્રી–પુરુષના સુખમય જીવન માટે અનિવાર્ય છે. ઘણી ઓછી આધુનિક નવયુવતીઓ સમજ્યા વગર, એ તો 'નવયુગ આયા જાગ સજનિયા જાગને આલાપ આપતી પોતાના માટે સ્વતંત્ર, બંધન–મુક્ત જીવનનું નિર્માણ કરવા ચાહે છે. આ ધ્યેયમાં તેમને કેટલી સફળતા મળે છે, અગર પોતાના નિર્ણય ઉપર ક્યાં સુધી મક્કમ રહે છે, એ એક પ્રશ્ન છે. પરંતુ તેના ઉપર હું અહીંયા વિચાર કરવા માંગતી નથી. સત્ય વસ્તુ તો એ છે કે કેટલીએ સ્ત્રીઓને બળજબરીથી, સ્વેચ્છાથી, માત–પિતાની આજ્ઞાથી અથવા સમાજની બીકથી વિવાહિત જીવન વિતાવવું પડે છે. જ્યારે કન્યા આવી રીતે મહિલા–સમાજમાં વિવાહિત જીવનથી અલિપ્ત નથી રહી શકતી ત્યારે પુરુષોને આ જીવનમાં અનિવાર્ય સંજોગોમાં પણ તેને ગ્રહણ કરવી પડે છે. તેથી એ વાત સ્પષ્ટ થાય છે કે આ જીવનને સુખમય બનાવવાની સમસ્યા કોઈ સરળ સમસ્યા નથી.

હું તો પહેલા કહી ગઈ છું, કે 'સુખ' જીવનનું પરમ લક્ષ છે. અને ઋષિ–મુનિઓની પણ સંમતી છે કે જીવનનો વાસ્તવિક વિકાસ વિવાહિત અવસ્થામાં થાય છે. યુગના પરિવર્તનની સાથે સાથે વિચારશીલ વ્યક્તિઓનું ધ્યાન આ જીવનના પ્રશ્ન તરફ આકર્ષાવા માંડ્યું છે. પળે પળે પ્રગતિ થવા માંડી છે. પ્રાચીન પદ્ધતિઓ નવી સમસ્યાઓ ઉપસ્થિત કરે છે. આજકાલના નવા આવરણો તથા પ્રણાલીકાઓ સાથે સાથે મનુષ્યની વિચારધારાઓ પોતાના ઘરના ક્ષેત્રમાં પણ જુદી જુદી પ્રણાલીકાઓમાં વહેવા માંડી છે. અત્યારે ફક્ત દેશની ઉન્નતિ તથા ધર્મઉદ્ધારનો પ્રશ્ન મુખ્ય રહ્યા નથી. હવે તેનાથી પણ વધારે મહત્વ ભરેલો પ્રશ્ન ઉપસ્થિત થઈ રહ્યો છે,

સ્ત્રી–પુરુષના વિવાહિત જીવનને ઉન્નત બનાવવાનો. ઘણા સમયથી સ્ત્રી–પુરુષના વિવાહિત જીવનની શાંતિનો લોપ થતો જાય છે. જ્યારે ઘરમાં શાંતિ નહિ હોય ત્યારે અશાંત હૃદયથી દેશ, ધર્મ અથવા જાતિની ઉન્નતિમાં કેવી રીતે પરોવાયેલા રહેશે? આ કારણથી અશાંત યુવક યુવતીઓ જે પોતાની બુદ્ધિ પ્રકાશથી દેશ અને જાતિને બહુ ઓછો લાભ આપી શકે છે. પરંતુ પોતાનું આખું જીવન વિવાહિત જીવનગ્રંથીને નષ્ટ કરવામાં લાગી જાય છે. સત્કાર્ય માટે શાનો ત્યાગ નથી આપવો પડતો?

### વિવાહિત જીવનના સુખનું મહત્વ સ્ત્રીઓ ઉપર છે.

જે કન્યાઓ સુશિક્ષણ અને સંસ્કૃતિનો પ્રકાશ લઈને આવે છે તે કન્યાઓને જ વિવાહિત જીવન સફળ બનાવવાનું મહત્વ આપવામાં આવે છે. પરંતુ દુઃખની વાત તો એ છે કે નવાયુગમાં ભણેલીગણેલી કન્યાઓને જીવન સફળ બનાવવાની મહત્વકાંક્ષા હોવા છતાં પણ તેમને ડગલેને પગલે અસફળતાની ઠોકરો વાગે છે. તેનું મુખ્ય કારણ પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિનું અપરિપક્વ સંમિશ્રણ છે.

આધુનિક શિક્ષણના ફળના સ્વરૂપમાં કન્યાઓની વિચારધારાઓએ બે ભિન્ન માર્ગ ગ્રહણ કર્યાં છે. ભણેલીગણેલી કન્યાઓ સ્વતંત્રતાપૂર્વક સીનેમા–નાટક જુએ છે. જુદી જુદી ભાષાઓમાંથી વાર્તાઓ, તથા પ્રેમકથાઓ વાંચે છે. તેથી તેના વિચાર પ્રાચીન આદર્શોની ચાર દીવાલોમાં ન બંધાઈ રહેતાં આંતરરાષ્ટ્રિય વાયુમંડળમાં ભ્રમણ કરવાનો પ્રયત્ન કરે છે. તેમની ભાવનાઓ રોમન્ટીક સ્વરૂપ ધારણ કરે છે. અને તેઓ વિવાહને બંધન સમજીને તેનાથી દૂર રહેવા માગે છે. અગર સ્વતંત્ર, ચિંતામુક્ત એકાંત જીવનનો આદર્શ સ્થાપવા ચાહે છે. અગર મોટી મોટી અભિલાષાઓથી પ્રેરાઈને એક સ્વપ્નમય જીવનને પ્રાપ્ત કરવામાં પ્રયત્નશીલ થઈ જાય છે. વિવાહને ન માનનારી કન્યાએ અહિંયા કાંઈ સંબંધ નથી. કન્યાઓ પહેલે પોતાના કલ્પેલા સ્વપ્નને સામે રાખીને વિવાહિ[ત] જીવનમાં પ્રવેશ કરે છે તેમના હૃદય મોટા મે[ાટા] ઉમંગો તથા ઉંચી ઉંચી મહત્વકાંક્ષાઓ[થી] પરિપૂર્ણ હોય છે. ભવિષ્યના જીવનમાં શું કરશે, તેના પતિ તથા પતિના સગાસંબંધીઓ પોતાની સાથે કેવો વ્યવહાર હશે, પોતા[નો] નાનો સરખો સંસાર કેટલી શાંતિ તથા સુખ[નું] કેન્દ્ર થશે, આ સર્વે સુખની મધુર કલ્પ[ના] વિવાહ પહેલા નક્કી કરે છે. લોહીમાં સ્વા[ભાવિક] તથા યૌવન હોવાનું કારણ તેમનામાં સ્વભા[વિક] ઉત્તેજના તથા તિવ્ર ઉગ્રતા હોય છે. તે ઉત્તેજ[ના] તેજ, અને ઉગ્રતા તેમની અસફળતાનું કા[રણ] બને છે.

### વૈવાહિક સુખ શાંતિ અને ધૈર્યથ[ી] પ્રાપ્ત થાય છે.

વિવાહિત જીવનમાં ઉત્તેજના તથા વ્યગ્ર[તાને] સ્થાન નથી. વિવાહિત જીવન એટલે અ[...] શાન્તિમય ગંભીર તથા વિચારશીલ જીવ[ન] તેની કુંચી સહનશીલતા છે, નહિ કે ઉતા[વળ] ધીરજ છે, નહિ કે અધૈર્ય. એટલા માટે શાણી કન્યાઓએ ધ્યાનમાં રાખવું જોઈએ જે મધુર કલ્પનાઓને જીવનમાં ઉતારીને આ[...] વધવા માંગે છે તે મધુર કલ્પનાઓ અશાંતિ[નું] કારણ ન બને. જીવનમાં સુખ–સ્વપ્ન ક[લ્પવું] જેટલું સરળ છે, તેટલું જ વ્યવહારમાં પ[...] અનુભવવું મુશ્કેલ છે.

પરિણામ શું આવે છે? વાત તો એ છે કે વિવાહિત જીવનમાં પ્રવેશતી કન્યાએ એક નવા વાતાવરણનો સામનો કરવો પડે માતા–પિતાની પ્રેમ છાયામાં ઉછરેલી ક[ન્યા] જ્યારે સ્વતંત્ર નાનું વાતાવરણ છોડી સંસાર[માં] પ્રવેશે છે ત્યારે તેને તરત જ પોતાના માત[ા] પિતાની દુલારી કન્યા મટી સંપૂર્ણ કુટુંબ[નો] ભાર ઉપાડવાને લાયક યોગ્ય ગૃહિણી બ[નવું]

બે જીવ-બે આત્મા એક સુત્રથી બંધાઈ આખા કુટુંબને માટે સુખ અને શાંતિનું કારણ બને, તો એ વાત નિઃસંદેહ છે કે તેમને નિરાશાનું મોં જોવું નહિ પડે. પરંતુ અફસોસની વાત તો એ છે કે માતા-પિતા પોતાની દુલારી કન્યાને ઈન્ટર, એફ. વાય. એ. અને બી. એ. ભણાવવામાં તથા તેને નૃત્ય-ગાયન વિગેરેમાં નિપૂણ બનાવવામાં વર્ષો અને સેંકડો રૂપીયાનો વ્યય કરે છે. પરંતુ તેને સુખી બનાવવાની ખરી કુંચી બતાવતા નથી. એટલા માટે વિવાહિત ક્ષેત્રમાં ઉતરનાર સુશિક્ષીત કન્યાને ઘણા ઉમદા ગુણની જરૂર છે. તે ઉમદા ગુણ પોતાના પતિ, સાસુ-સસરા તથા બીજાં નીકટના સગા-સંબંધીઓની પ્રવૃત્તિ અને ઈચ્છાઓ પીછાનવા તથા ઓળખવાની શક્તી છે. જો બહેન જેટલી શીધ્રતાથી અને સુગમતાની પીછાન લેશે, તેટલી જલ્દી પોતે સફળ ગૃહિણી બનશે.

પરંતુ એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે અધીરા થવાની પારખવાની શક્તિ મળતી નથી. તે માટે તો કન્યાઓએ સસરાપક્ષના કુટુંબીઓ સાથે ઓતપ્રોત થવું પડે છે. એક વખત તેમના જીવનમાં ઓતપ્રોત થઈ ગયા બાદ તમે તેમની રૂચી-અભીરૂચીના જાણકાર થઈ ગયા હશો. તે ઉપરાંત આપની નમ્રતા, શીલતા તથા સહનશક્તિ વિગેરે તેમના હૃદય ઉપર વિજય પ્રાપ્ત કરશે. પછી તમે વિશ્વાસ રાખજો કે થોડા દિવસની તપશ્ચર્યા બાદ તમને તમારૂ જીવન એક સરળ સુખમય માર્ગ પર માલમ પડશે, જેની તમને તમારા જીવનમાં પણ કલ્પના નહિ હોય. તે વખતે તો સૌથી પહેલી વાતતો એ હશે કે આટલા દિવસોના અનુભવથી ક્યા પ્રસંગે શું કરવું યોગ્ય છે તેની તમને તરત સમજણ પડશે, ક્યા કામથી કોણ પ્રસન્ન થશે અને સરળ પ્રેમથી વડીલોનું કેવી રીતે પરિવર્તન કરી શકાય છે. વ્યગ્રતા અથવા ઉત્તેજનાથી પ્રતિકૂળ પરિસ્થિતિ કાબુમાં આવતી નથી.

શરૂઆતમાં પોતાની ઈચ્છાઓ અને આદર્શોનો વિરોધ થતો જોઈ ગભરાવું ન જોઈએ. લડવાનું છોડી દેવું જોઈએ. પરંતુ ધીરે ધીરે હૃદય ઉપર વિજય મેળવવાના અવસર ઉપર તરાપ મારવી જોઈએ. ( સૂચિત )

*

---

[ અનુસંધાન પૃષ્ટ ૮૨ થી ચાલુ ]

મળવા જવાની હિંમત કરી શકતો નથી, ત્યારે પરિણામે રાધાબાઈ જેવી ' પડેલી ' ઓરત પણ પોતાના વિશાળ હૃદયની ઉષ્મતાનો કોઈને પાસ પણ આપી શકતી નથી. ને જ્યારે આમ બને છે ત્યારે એક મહાન બને છે, પોતાની પ્રેમભાવનામાં મરી ફીટવાથી......બીજો બાયલો હિણપત તથા નાનાઈમાં જ સબડ્યા કરે છે—પોતાની નામર્દાઈમાં. રાજબાણુ આમ નામર્દ હતો ? શી ખબર.

૬

રોહણી,

જીવનના સાચા બનાવો ઉપર ત્હારી સાથે ચર્ચા કરતાં મ્હારા કલાકોના કલાકો વહી જતા. પરિણામે આવા એક બનાવમાંથી જન્મેલી વાર્તા ત્હને અર્પણ નહિ કરું તો બીજું કોણ તેનું અધિકારી છે ?

લી.

નામ લખવાની શી જરૂર છે ?

---

# અખિલ હિંદ મહિલા પરિષદ

લેખીકા: શ્રીમતી ઉર્મિલા મહેતા



અખિલ હિંદ મહિલા પરિષદની સોળમી પરિષદ શ્રી. વિજયાલક્ષ્મી પંડિતના પ્રમુખપણા નીચે આંધ્રદેશના કોકોનાડા શહેરમાં નાતાલની રજા દરમિયાન મળી હતી. બધી પરિસ્થિતિ જોતાં હિંદમાંથી જુદાજુદા શહેરમાંથી ૭૯ પ્રતિનિધિઓએ હાજરી આપી હતી, તે બહુ સારૂં કહેવાય. તેમાં સ્ટેન્ડીંગ કમિટિના સભ્યોનું હાજરીનું પ્રમાણુ સારું હતું. આ ઉપરાંત કોકોનાડા રાજમહેન્દ્રી તથા બીજા આજુબાજુના ગામમાંથી બ્હેનો સ્વાગત સમિતિમાં જોડાઈ કે પ્રેક્ષક તરીકે સારી હાજરી આપતી હતી. કોકોનાડા એ મોટું શહેર નહિ પણ ગામ છે. એ ગામનો મોટો ભાગ પીથાપુરના મહારાજાના અમલ હેઠળ છે. સ્વાગત સમિતિને પીથાપુરના મહારાજા તેમજ તેમના કુટુંબની સારી મદદ હતી. પીથાપુરના યુવરાણી સ્વાગત સમિતિના પ્રમુખ હતા. તેમણે તથા સ્વાગત સમિતિના મંત્રી કામેશ્વરીએ પરિષદને સફળ બનાવવામાં તેમજ પ્રતિનિધિઓના રહેવા ખાવા વગેરેની વ્યવસ્થા માટે પુરતી જોગવાઈ કરવામાં ખુબજ જહેમત ઉઠાવી હતી. ને તેથીજ એ નાના ગામમાં બની શકે તેટલી સગવડ મેળવી આપવામાં આવી હતી. લાંબી મુસાફરી અને વચ્ચે બે ત્રણ ઠેકાણે ટ્રેઈન બદલવાની તેથીજ ઘણી પ્રતિનિધિ બ્હેનો આળસાઈ ગઈ હતી. મુંબાઈની પ્રતિનિધિ બ્હેનોની સારી હાજરી હતી એ એક ઘણુજ સંતોષની વાત હતી.

પરિષદને પ્રથમ દિવસે સ્વાગત સમિતિના પ્રમુખનું ભાષણ શ્રી. પ્રકાશમનું તથા પીથાપુરના મહારાજાના ભાષણો થયા હતા. અ. હિં. મ. પ. ના માનદ્ મંત્રીએ પરિષદનો આખા વર્ષનો અહેવાલ ટૂંકમાં વાંચી સંભળાવ્યો હતો. પ્રમુખ શ્રી: વિજયાલક્ષ્મી પંડિતનું ભાષણ પણ તે દિવસે હતું. તેમણે બીજા મુદ્દાઓ ઉપરાંત શાળાઓ, થોડું થોડું જુદુ જુદુ કામ હાલ કરવાને બદલે નિરક્ષરતા નિવારણ જેવું કામ ઉપાડી એજ કરે તો પ્રદેશમાં અક્ષરજ્ઞાન પ્રસારમાં બહુ સારો ફાળો આવી શકે. ગામડાંઓ તરફ બ્હેનોને લક્ષ દોરવા પણ તેમણે સૂચના કરી હતી. ને ઘણુંજ સંતોષની વાત છે કે અ. હિં. મ. પરિષદે આ વર્ષના કાર્યક્રમમાં ગ્રામ સહાય યોજનાને અગત્યનું સ્થાન આપ્યું છે. પ્રમુખના ભાષણ પછી સર્વનો ઉપકાર માની પરિષદનું કામ બંધ થયું હતું. બીજે દિવસથી જુદા જુદા વિષય પ્રમાણે પ્રતિનિધિઓની જુદી જુદી ટૂકડીઓ કે વિભાગ પાડી પોતાના વિષયો ઉપર ચર્ચા કરી નિર્ણય કરવાનું કામ શરૂ થયું હતું. આ વખતે કેળવણી, સામાજિક, આર્થિક અને તંદુરસ્તી તેમજ ગ્રામ પુનર્રચના એમ ચાર વિભાગ




શ્રી. કેશવપ્રસાદ સી. દેસાઈ બી. એ. એલએલ. બી.

**વાતાવરણ**

અત્યારનું આપણા દેશનું વાતાવરણ ઘણુંજ ચિંતાજનક છે. યુદ્ધ આપણા દેશને સીમાડે આવી પહોંચ્યું છે. અત્યાર પહેલાં યુદ્ધ યૂરપમાંજ હતું. હવે તે આફ્રીકા તથા યૂરપમાં તો છે જ, પણ તે ઉપરાંત જાપાને પણ યુદ્ધ આદર્યું છે. થાઈલૅંડ એટલે શીયામમાં તેણે પ્રવેશ કર્યો છે. જાવા દ્વિપના ઉત્તરભાગમાં પણ તેણે કબજો લીધો છે. શીંગાપૂર અને ફીલીપાઈન ટાપૂઓ ઉપર તેણે હુમલા આદર્યા છે. અને બ્રહ્મદેશ તેમજ રંગુન ઉપર તેણે વિમાનો ઉડાડી બોંબ ફેંકી ઘણી હાની કરી છે. ચીનમાં તેને વિજય મળ્યો નહોતો તેથી આપણે જાપાનની બ્હીક નહોતા રાખતા. પરંતુ અત્યારે તો તેણે ઝડપી પગલે યુદ્ધ આદર્યું છે. બ્રહ્મદેશથી બંગાળા અને મદ્રાસ ઘણા દૂર નહોવાથી હિંદમાં પણ જાપાનનો ભય ફેલાયો છે. કલકત્તા શહેર અને બંગાળાના તથા આસામના કેટલાએક વિભાગોને "મુશ્કેલીભર્યા" વિભાગો તરીકે જાહેર કરવામાં આવ્યા છે. મોટરમાં વપરાતા પેટ્રોલનો જથ્થો ભયમાં હોવાથી તેના વેચાણનું નિયમન કરવામાં આવ્યું છે. ભયગ્રસ્ત વિસ્તારોમાંથી લોકો ખસી જવા લાગ્યા છે. આ ઉપરાંત ઘઉં, કાપડ, વગેરે ચીજોના ભાવ વધી ગયા છે. પરદેશથી આવતી દવાઓ અને બીજી જરૂરીયાતો પણ મોંઘી થઈ ગઈ છે. એ રીતે ચારે તરફથી લોકો ગભરાઈ ગયા છે. પરંતુ ગભરાઈ જવાથી કાંઈજ ફાયદો નથી. યુદ્ધનો ભય છે તો ખરો. જે વિસ્તારોમાં ખાસ ભય ઉભો થયો હોય ત્યાંથી અશક્તો, બાળકો, અને સ્ત્રીઓ બીજા સલામત વિસ્તારોમાં જાય તે વ્યાજબી છે. પરંતુ તે ગભરાટથી નહિ, પણ મક્કમપણે તેમ ધીરજથી થવું જોઈયે. દુશ્મનનો મારો ચાલતો હોય છે ત્યારે પણ લશ્કરો શિસ્તપૂર્વક પાછા હઠીને પોતાનો બચાવ કરે છે તેમ આપણે વાંચીયે છીયે. તો અહિંતો કાંઈજ નથી. કટોકટી વખતે શું કરવું તેનો શાંતિથી વિચાર કરીને ધીરજથી તેનો અમલ કરવો. રંગુનમાં હવાઈ હુમલા વારંવાર થાય છે. ત્યાં ગુજરાતીઓની વસ્તિ પણ સારા પ્રમાણમાં છે. તેમના જાનમાલને નુકશાન પણ થયું છે. જેઓને નુકશાન થયું છે તેમની સાથે "સ્ત્રીબોધ" સહાનુભુતિ દર્શાવે છે. પરંતુ હજુપે ઘણાયે ગુજરાતીઓ ત્યાં હિંમતપૂર્વક પોતાનું કામ સંભાળે છે અને પોતાની ફરજ બજાવે છે. તે સૌ માટે આપણા મનમાં પ્રશંસા ઉત્પન્ન થાય છે. તેમને માટે ગુજરાત વ્યાજબી અભિમાન ધરાવી શકે.

યુદ્ધને લીધે આગબોટો તથા આગગાડીઓની અવરજવર ઓછી થઈ છે. તેને લીધે માલની પણ આવજાવ ઓછી થઈ છે. પરિણામે સખ્ત મોંઘવારી થઈ છે. આવે વખતે

ખોટી નફાખોરી થવી જોઈએ નહી. વેપારીઓ વધારે ભાવ ખાવા

**મોંઘવારી** માટે જરૂરી ચીજો દબાવી રાખે તે તદ્દન ગેરવ્યાજબી કહેવાય. અને તેમ ના થાય માટે સરકાર તરફથી જરૂરી પગલાં લેવામાં પણ આવે છે. આ ઉપરાંત ગરીબ લોકો માટે સસ્તા ભાવની આજની દુકાનો ખોલવાનો નિર્ણય પણ થવો જ જોઈએ. આવી દુકાનોનો વહીવટ સેવાભાવી માણસોના હાથમાં સોંપવો જોઈએ. કાપડના ભાવ પણ વધ્યા છે. ગરીબ લોકોને અમુક પ્રકારનું કાપડ સસ્તા ભાવે મળે તેવી યોજના પણ થવાની જરૂર છે. પરદેશી દવાઓના ભાવ તો ઘણા જ વધી ગયા છે. આવે વખતે અમુક અતિ ઉપયોગી દવાઓ આપણા દેશમાં બને તેવી વ્યવસ્થા થવાની ખાસ જરૂર છે. વળી ઘણીયે આયુર્વેદી અને યુનાની દવાઓ આપણા દેશમાં મળી શકે છે. તે દવાઓ સંબંધી માહિતી લોકોમાં ફેલાવવી જોઈએ. તેમજ ભરોસાદાર દેશી દવાઓ મળી શકે તેવી ગોઠવણ પણ કરવી જોઈએ. અન્ન, વસ્ત્ર, અને દવા, સામાન્ય વર્ગોને મળે તે ઘણું જરૂરનું છે. સરકારે અને સમાજના આગેવાનોએ આ તરફ લક્ષ આપવું જોઈએ. આટલો મોટો આપણો દેશ છે. ભાતભાતની કાચી વસ્તુઓ આપણે ત્યાં બને છે, છતાં યે જરૂરીઆતની ચીજો માટે પણ પરદેશ ઉપર આપણે આધાર રાખવો પડે તે સ્થિતિ શરમજનક છે. આપણા દેશમાં ઉદ્યોગોની ખીલવણી થાય તો જ આ શરમજનક સ્થિતિનો અંત આવે.

મહાસભા અથવા કોંગ્રેસ તે આપણા દેશની એક મોટી રાજકીય સંસ્થા છે. અહિંસાનો સિદ્ધાંત તેણે સ્વીકાર્યો છે. અને યુદ્ધમાં તો હિંસા થાય તેથી યુદ્ધ સાથે તેણે સહકાર કર્યો નહોતો. તે ઉપરાંત ગાંધીજીએ એમ જાહેર કર્યું હતું કે

**મહાસભા** યુદ્ધનો વિરોધ કરવાનું વાણિ અને કલમ સ્વાતંત્ર્ય સૌને હોવું જોઈયે. સરકારને એમ લાગ્યું કે યુદ્ધના વિરોધની હીલચાલ ચલાવવાથી યુદ્ધ કાર્ય શિથિલ થાય અને ભય ઉત્પન્ન થાય તેથી યુદ્ધ વિરોધી ચળવળ કાયદાથી દબાવી દેવાની તેણે જાહેરાત કરી. આ ઉપરથી ગાંધીજીએ જાહેર કર્યું કે સિદ્ધાંત ખાતર અમુક સંખ્યામાં અને ખાસ પસંદ કરાયલા મહાસભાવાદીઓ સત્યાગ્રહ કરીને યુદ્ધ વિરોધી સૂત્રો ઉચ્ચારશે. પરિણામે સંખ્યાબંધ મહાસભાવાદીઓ સત્યાગ્રહ કરીને કેદમાં ગયા. ત્યાર પછી લાંબે સમયે કેટલાએક મહાસભાવાદી આગેવાનોને લાગ્યું કે કેવળ અહિંસાનું ધારણ કરવામાં ચાલુ જમાનામાં હિંદનો બચાવ કરવાનું મુશ્કેલ બને. એવી ધારણાથી આ બાબત મહાસભાના કાર્યવાહક મંડળમાં ચર્ચાયો. ગાંધીજી અહિંસામાં પ્રબળ પણે માનનારા છે. દેશનો બચાવ પણ અહિંસાથીજ થવો જોઈયે એ તેમનો સિદ્ધાંત છે. એટલે જ્યારે તેમણે જોયું કે કાર્યવાહક સમિતિમાં ઘણા જણ તેમના જેટલા અહિંસાવાદી નથી ત્યારે તેમણે વિનંતી કરી કે મને નેતાગીરીમાંથી છુટો કરો. ચર્ચાઓ થયા બાદ બે ઠરાવ થયા. એક ગાંધીજીને નેતાગીરીમાંથી છુટા કરવા માટે, અને બીજો યુદ્ધ સંબંધી. આ બન્ને ઠરાવો મહાસમિતિએ મંજુર રાખ્યા છે. અમારા વાંચનારાંની માહિતી માટે અમે મુખ્ય ઠરાવ અત્રે આપીયે છીયેઃ—

મંત્રીમંડળની છેલ્લી બેઠક પછીથી.

"મંત્રીમંડળની છેલ્લી બેઠક પછીથી ચૌદ માસનો કાળ વીતી ગયો અને એ સમય દરમ્યાન જગત યુદ્ધની ગર્જતામાં વધુ ગભરાયું છે અને આત્મનાશના પંથે એ ધસી ગયું છે.

જેલમાંથી મુક્તિ મળતાં મંત્રી મંડળના સભ્યો ફરી મળ્યા છે અને માનવ તવારીખના આ કમનસીબ કાળના તમામ રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય બનાવો પર ગંભીર વિચારણા તેમણે ચલાવી છે. આજના આ કટોકટીના કાળમાં જૂના પ્રશ્નો નવીન મહત્વના બન્યા છે. અને યુદ્ધ પણ નવા પ્રશ્નો સાથે લાવીને હિંદને આંગણે આવી ઊભું છે. એટલે મહાસભા અને રાષ્ટ્રને દોરવણી આપવાનો બોજો અતિ ઘણો ભારે બન્યો છે. હિંદની પ્રજાનો પૂર્ણ સહકાર હોય તો જ મંત્રીમંડળ આ બોજાને યોગ્ય રીતે ઉપાડી શકે."

"સમિતિએ છેલ્લાં ઘણાં વર્ષો દરમ્યાન મહાસભાએ માન્ય રાખેલા સિદ્ધાંતો અને ઉદ્દેશો લક્ષમાં લીધા છે અને વિશ્વના સંજોગો અને વિશ્વની આઝાદીનાં વ્યાપક દૃષ્ટિબિંદુથી તે પર વિચાર કર્યો છે. સમિતિને ખાત્રી થઈ ચુકી છે કે હિંદની પ્રજાની પૂર્ણ આઝાદી —ખાસ કરીને વિશ્વઆંધીની આજની પરિસ્થિતિ જોતાં–જરૂરી બની છે. હિંદને ખાતર જ નહિ પણ વિશ્વના સ્વાર્થ માટે પણ એ મહત્વની છે. સમિતિ, એમ પણ માને છે કે સાચી શાંતિ અને આઝાદી આઝાદ રાષ્ટ્રો વચ્ચેના વિશ્વવ્યાપક સહકાર પર જ સ્થાપી શકાય. અને ત્યારે જ તે ટકી શકે.

"યુદ્ધ પરત્વેની સમિતિની નીતિ ૧૪ સપ્ટેમ્બર, ૧૯૩૯નાં નિવેદનોમાં સમિતિએ સ્પષ્ટ જાહેર કરી છે. એ નિવેદનમાં નાઝી અને ફેસીસ્ટ આક્રમણોને વખોડી કાઢીને સમિતિએ આઝાદી અને લોકશાસનની લડતને સહાય આપવાની તત્પરતા વ્યક્ત કરી હતી. શર્ત માત્ર એટલી જ હતી કે યુદ્ધનાં ઉદ્દેશોની સ્પષ્ટ જાહેરાત થાય અને શક્ય હોય તેટલી હદે તેનો અમલ થાય. લોકશાસન અને આઝાદીનાજ ઉદ્દેશો હોય તો દેખીતી રીતે જ તેમાં શાહીવાદના નાશનો અને ભારતની આઝાદીના સ્વીકારનો સમાવેશ થાય."

"બ્રિટિશ સરકાર તરફથી ત્યારબાદ થયેલી જાહેરાત અને તેમની પ્રત્યાઘાતી અને દમનનીતિ પરથી સ્પષ્ટ થયું છે કે સરકાર પોતાની શાહીવાદી પકડ વધુ મજબૂત બનાવવાનો અને હિંદી પ્રજાનું શોષણ કરવાનું જારી રાખવાનો મક્કમ નિર્ધાર કરી બેઠી છે. બ્રિટિશનીતિ રાષ્ટ્રવાદી હિંદના સહેતુક અપમાન જેવી હતી, બેલગામ સત્તા અને પ્રત્યઘાતી અને ફાટ-ફૂટ પાડનારાં તત્વોને પ્રોત્સાહન દ્વારા ગુલામી કાયમ રાખવાની હતી. પરિણામે માનભર્યા સમાધાનની કોંગ્રેસે કરેલી તમામ ઓફરોનો તેણે અસ્વીકાર કર્યો છે એટલું જ નહિ પણ વિનિત મનાતી લોકસંસ્થાઓએ પોકારેલા લોકમતની પણ તેણે અવગણના કરી છે."

"આથી મહાસભાને હિંદી પ્રજાનાં સ્વમાન અને તેમના પ્રાથમિક હક્કોનું અને રાષ્ટ્રીય લડતની તાકાતનું રક્ષણ કરવા માટે ભાવિ પગલાંની મહાસભાને દોરવણી આપવાની ગાંધીજીને વિનંતિ કરવાની ફરજ પડી. દુશ્મનને ન મૂંઝવવાની–ખાસ કરીને યુદ્ધની ઝંઝાવાતો દરમ્યાન–ઈચ્છાથી પ્રેરાઈને ગાંધીજીએ, તેમણે આરંભેલી સત્યાગ્રહની લડતને મર્યાદિત બનાવી અને ચોક્કસ કસોટીઓમાંથી પાર ઉતરે એવી પસંદ કરાયેલી વ્યક્તિઓજ સત્યાગ્રહ કરતી,"

"એ સત્યાગ્રહ લડત ૧૪ માસ સુધી ચાલી અને આશરે ૨૫૦૦ જેટલા કોંગ્રેસીઓએ કારાવાસને અપનાવ્યો. સરહદ પ્રાંત અને અન્યત્ર સત્યાગ્રહ કરનારા બીજા હજારોને ગિરફતાર કરવામાં આવ્યા નહોતા. ગાંધીજીએ આપેલી દોરવણી અને રાષ્ટ્રે આપેલા સાથની સમિતિ સાનંદ કદર કરે છે અને એવો અભિપ્રાય વ્યક્ત કરે છે કે આ સમય દરમ્યાન પ્રજાની તાકાત એથી વધી છે."

"બ્રિટિશ સરકારની વલણ હિંદની આઝાદી સામે દુશ્મનાવટભરી રહી હતી અને હિંદમાં તેમણે પ્રજાએ સેવેલી આશાઓ અને લોકલાગણીને ધુત્કારીને પૂર્ણ સત્તાધારીઓ તરીકે કામ કર્યું છે. આઝાદી અને લોકશાસનની મોટી મોટી વાતો અને યુદ્ધ દરમ્યાન વેઠવી પડેલી આફતો પણ આ વલણ અને આ નીતિ પર અસર કરી શક્યા નથી અને જે થોડા ઘણા સુધારા કરવામાં આવ્યા છે એ સુધારાથી પરિસ્થિતિ વધુ બગડી છે."

"કેટલાક રાજદ્વારી કેદીઓને મુક્ત કરવાનું તાજેતરનું પગલું જરાયે લાક્ષણિક કે મહત્વનું નથી; જે સંજોગોમાં આ પગલું લેવાયું તે જોતાં અને સરકારી જાહેરાતો જોતાં થાય છે કે સરકારી નીતિના ફેરફાર સાથે એને કશો સંબંધ નથી. હિંદ સંરક્ષણ ધારા નીચે કામ ચલાવ્યા વિના સંખ્યાબંધ નજરકેદીઓને જેલમાં રાખવામાં આવ્યા છે. તેમનો ગુન્હો માત્ર એટલો જ છે કે તેઓ કટ્ટા દેશભક્તો છે અને વિદેશી શાસનથી અકળાઈને રાષ્ટ્રની આઝાદી મેળવવાનો તેમણે મક્કમ નિરધાર કર્યો છે. આગેવાન વ્યક્તિઓની તાજેતરમાં થએલી ધરપકડો અને જેલમાં તેમની સાથે ચલાવના વર્તાવ પરથી પણ જણાય છે કે જૂની નીતિ પહેલાંની માફક જ ચાલુ રહી છે."

"આમ હિંદ પ્રત્યેની બ્રિટનની નીતિમાં ફેર પડ્યો નથી, છતાં કારોબારી સમિતિએ વિશ્વવિગ્રહમાં પલટાયેલા વિગ્રહના વિકાસથી અને હિંદનાં દ્વાર સુધી એ આવી પહોંચવાથી ઉભી થયેલી પરિસ્થિતિનો વિચાર કરવાનો જ રહ્યો. મહાસભાની હમદર્દી આક્રમણનો ભોગ બનેલી અને પોતાની આઝાદી માટે લડતી પ્રજાઓ તરફ હોય એ સ્વાભાવિક છે પણ રાષ્ટ્રીય ધોરણે પર રાષ્ટ્રનો બચાવ કરવાનું અને યુદ્ધના ઝંઝાવાતમાંથી ઉભા થતા મહાન મુદ્દાઓના બચાવ માટે મદદ કરવાનું તો આઝાદ હિંદ જ હાથમાં લઈ શકે."

"હિંદમાં બ્રિટિશ સરકાર સામે વિરોધ અને અણવિશ્વાસની લાગણી વ્યાપક બની છે અને મોટાં વચનો પણ આ લાગણીની ભૂમિકાને બદલાવી ન શકે, તેવી જ રીતે ગુલામ હિંદ પણ ફાસીસ્ટ આપખુદીથી જરાયે ભીન્ન ન હોય તેવા મદાંધ શાહીવાદને મરજીયાત કે કે સ્વેચ્છાપૂર્વક મદદ કરી ન શકે."

"સમિતિ આથી એવા અભિપ્રાયની છે કે ૧૬ મી સપ્ટેમ્બર ૧૯૪૦ ના દિવસે મહાસમિતિએ મુંબઈમાં જે ઠરાવ પસાર કરેલો તે આજે પણ કાયમ રહે છે અને મહાસભાની એજ નીતિ કાયમ રહે છે."

**ગ્રંથ સમૃદ્ધિ**

ગુજરાત સાહિત્ય સભા તરફથી દર વર્ષે આગલા વરસમાં પ્રસિદ્ધ થયેલા ગુજરાતી પુસ્તકોની સમીક્ષા કરવામાં આવે છે. આ પદ્ધતિ ઘણી જ લાભકારક નીવડી છે. પુસ્તકોથી સમગ્ર જનતાના સંસ્કાર ઘડાય છે. એટલે પુસ્તકો કેવા પ્રકારના છે તેની સમીક્ષા થવી જ જોઈએ. લખાણનો કોઈ નુકશાનકારક વલણો પ્રત્યે હોય તો તેથી વેળાસર ચેતવણી મળે, તે એક દેશીવ હોત તો તે તરફ વિદ્વાનોનું ધ્યાન દોરી શકાય. અને ઉત્તમ લેખકોને અભિનંદન આપી શકાય. ૧૯૪૦ની સાલના ગ્રંથોની સમીક્ષાનું કામ અધ્યાપક રવીશંકર જોષીને સોંપવામાં આવ્યું હતું. આ સાલમાં સમીક્ષા માટે નીચે મુજબ ૨૬૧ પુસ્તકો મળ્યાં હતાં:

| | | | |
|---|---|---|---|
| કવિતાનાં | ૩૬ | નવલકથાનાં | ૪૬ |
| નવલિકાનાં | ૨૨ | નાટકનાં | ૮ |

| | | | |
|---|---|---|---|
| જીવનચરિત્રનાં | ૧૬ | વિવેચનનાં | ૭ |
| ધર્મ અને તત્ત્વજ્ઞાનનાં | ૨૫ | ઈતિહાસનાં | ૨ |
| હાસ્યનાં | ૨ | ચિંતનનાં | ૧૨ |
| વિજ્ઞાનનું | ૧ | બાળ સાહિત્યનાં | ૬૨ |
| | | વૈદક, પાક્ય, પ્રવાસ અને પરચુરણ મળીને | ૨૫ |

આ સંખ્યા ઘણી ઓછી કહેવાય. વળી ઈતિહાસ અને વિજ્ઞાનનાં પુસ્તકોની આ ઓછી સંખ્યા હોય તો આપણી ભાષાની અને લોક જ્ઞાનની સર્વ દેશીય પ્રગતિ કેવી રીતે થાય? આ સર્વ બાબતોનો વિચાર થવાની જરૂર છે.

**કેળવણીના આંકડા**

અમદાવાદ 'મ્યુનિસિપલ સમાચાર' નામે અઠવાડીક પત્ર સાંતી મ્યુનિસિપાલીટી તરફથી પ્રસિદ્ધ થાય છે. છેલ્લા વસ્તિપત્રકના આંકડાઓમાંથી અમદાવાદની કેળવણીના આંકડા જુદી જુદી દ્રષ્ટિએ તેમાં જુદા જુદા અંકોમાં આપવામાં આવ્યા છે. કોમવાર, જીલ્લાવાર, વિભાગોવાર, વગેરે રીતે તે તારવવામાં આવ્યા છે. આવા આંકડાઓ ઉપરથી આપણી અત્યારની સ્થિતિનો આપણને ખ્યાલ આવી શકે. અમદાવાદની કુલ વસ્તી ૫૯૧૬૪૩ છે. આમાં ૯૯૪ બીખ્યારીઓ છે. બાકીની સંખ્યામાં ૩૪૨૭૪૧ પુરૂષો છે, અને ૨૪૬૯૦૨ સ્ત્રીઓ છે, આમાં ભણેલાં એટલે જેમને લખતાં વાંચતાં આવડે છે તેવા પુરૂષો ૧૫૫૨૧૦ છે. અને સ્ત્રીઓ ૫૪૧૧૨ છે. એટલે પુરૂષોમાંથી દર સોએ પંચાવન માણસોને તો પોતાની સહી કરતાં પણ આવડતી નથી. અને સ્ત્રીઓમાંથી તો દર સોએ અગણ્યાએંશી સ્ત્રીઓ પોતાનું નામ લખી શકતી નથી. હિંદુસ્તાનમાં પાંચમા નંબરના શહેરની આ સ્થિતિ છે. જ્યાં કરોડોની આવકવાળી મ્યુનિસિપાલીટી છે, જ્યાં એકસોને આશરે મોટાં કારખાનાં છે, જ્યાં કેળવણી ફરજીઆત છે, જ્યાં ત્રણ કોલેજો અને સંખ્યાબંધ હાઇસ્કુલો છે, ત્યાં આવી સ્થિતિ સહી લેવા જેવી નથી. ફરજીયાત પ્રાથમિક શિક્ષણનું ફળ તો ઘણાં વર્ષો પછી જોઈ શકાય. ત્યાં સુધી વસ્તીના પાંસઠ ટકા જેટલા મોટા વિભાગને અભણ રાખી શકાય નહી. આટલો મોટો વર્ગ અભણ રહે તો આવા મોટા શહેરની પ્રગતિ અટકી પડે. માટે ત્યાં તાબડતોબ પ્રૌઢ શિક્ષણના વિસ્તાર માટે યોજના થવાની જરૂર છે. ખાસ કરીને સ્ત્રીવર્ગમાં આ યોજના તાબડતોબ હાથ ધરવી જોઈએ. ફક્ત એકવીસ ટકા ભણેલી સ્ત્રીઓ ભવિષ્યની સંતતીની યોગ્ય સંભાળ કઈને તેમને સંસ્કારી બનાવવાનું કાર્ય કરી શકશે નહિ. સમાજના આગેવાનો, મ્યુનિસિપાલીટી, સરકાર તથા શિક્ષિત યુવક યુવતીઓએ આ કાર્ય ઉતાવળે ઉપાડી લેવાની જરૂર છે.

**મહિલા વિદ્યાપીઠ રૌપ્ય મહોત્સવ**

આજથી પચીસ વર્ષ ઉપર હિંદ મહિલા વિદ્યાપીઠની સ્થાપના પૂનામાં થઈ હતી. સ્વ. સર વીઠલદાસ ઠાકરસીની પંદર લાખ રૂપિયાની સખાવતથી તથા અધ્યાપક ડોક્ટર કર્વેની ખંતથી આ સંસ્થાનો વિકાસ થયો. સ્ત્રીઓના ઉચ્ચ શિક્ષણના ક્રમમાં ગૃહવિજ્ઞાનને ચોક્કસ સ્થાન હોવું જ જોઈએ, તથા ઉચ્ચ શિક્ષણ પણ માતૃભાષા દ્વારા જ આપવું જોઈએ એવો આગ્રહ આ વિદ્યાપીઠ રાખે છે. વિદ્યાપીઠને ખર્ચે ચાર સંસ્થાઓ ચાલે છે. મુંબઈ અને પૂનામાં એક એક કોલેજ અને એક એક હાઇસ્કુલ. આ ઉપરાંત બીજી એકવીસ સંસ્થાઓ તેની સાથે જોડાયલી છે. તેમાંની ઘણી ખરીને વિદ્યાપીઠ તરફથી ગ્રાંટ–આર્થિક

મદદ-મળે છે. આમાંની બે તો કૉલેજો છે. એક અમદાવાદમાં અને બીજી વડોદરામાં. આ વિદ્યાપીઠમાં શિક્ષણ લઈને અત્યાર સુધીમાં ૫૧૭ બહેનોએ સ્નાતિકાની પદવી લીધી છે. ૧૭૩૫ કન્યાઓએ આ વિદ્યાપીઠની મેટ્રીકની પરીક્ષા અત્યાર સુધીમાં આપી છે. અત્યારે પણ આ સંસ્થાના અંગની કૉલેજોમાં ૨૫૧ વિદ્યાર્થિનીઓ અભ્યાસ કરે છે. આ આંકડાઓ કાંઈ મોટા ના કહેવાય. પરંતુ હિંદની સ્ત્રીઓની પરિસ્થિતિ જોતાં આ વિદ્યાપીઠે સ્ત્રીઓના ઉચ્ચ શિક્ષણમાં સુંદર ફાળો આપ્યો છે એ તો કબૂલ કરવું જ પડે. છેલ્લા થોડા વર્ષોથી ૧૯૩૬થી આ વિદ્યાપીઠની મુખ્ય કચેરી મુંબાઈ આવી છે. ત્યારથી પ્રજાનું લક્ષ તે પ્રત્યે સારૂં દોરાયું છે. અને તેની સ્નાતિકાઓને મુંબાઈ તથા મધ્ય પ્રાંતની સરકારે સરકારી નોકરીઓ માટે યોગ્ય ઠરાવી છે. રૌપ્ય મહોત્સવના માંગલિક પ્રસંગે 'સ્ત્રીબોધ' આ સ્ત્રી ઉપયોગી સંસ્થાને ધન્યવાદ આપે છે અને તેની ઉત્તરોત્તર વૃદ્ધિ થાય, તથા તે સુંદર સેવા કરી શકે તેવી શુભેચ્છા દર્શાવે છે. આ પ્રસંગે વિદ્યાપીઠના સુકાનીઓની ઇચ્છા તેને માટે યોગ્ય અને મોટી સંખ્યાનો સમાવેશ થાય તેવું મકાન તથા વિદ્યાર્થીનીગૃહ બાંધવાની છે. આ માટે નાણાંની મદદ મેળવવા પ્રયાસ પણ થાય છે. આપણે સૌ આશા રાખીશું કે આ સૌના મનોરથો સફળ થાય.

**ભગિની સમાજ**

મુંબાઈની સ્ત્રી સંસ્થાઓમાં ભગિની સમાજનું ખાસ સ્થાન છે. આ સંસ્થાની સ્થાપનાને પણ પચીસ વર્ષ થઈ ગયાં છે, અને તેનો પણ રૌપ્ય ઉત્સવ ઉજવવા પ્રયાસ થાય છે. સ્ત્રીઓની સંકુચિત મનોવૃત્તિ દૂર કરાવી તેમને સાંકડો ચોકામાંથી બહાર કઢાવવાના આ સંસ્થાનો યત્ન કાંઈક સફળ થયા પણ છે, અને હજુયે વધુ સફળ થવાની આશા આપે છે. આવી સંસ્થાઓ બે રીતે કામ કરી શકે. એક તો સ્ત્રીઓમાં જ્ઞાન ફેલાવવા માટે નિશ્ચિત કાર્ય કરીને. અને બીજી રીત તેમની સામાન્ય મનોવૃત્તિ બદલાવીને તેમને સમાજ અને જીવન પ્રત્યેની તેમની વલણ અને આશાઓમાં ફેરફાર કરાવીને. આ સંસ્થા આ બન્ને માર્ગે કામ કરે છે, પરંતુ તેનું ખાસ વલણ આ બીજી રીતિ તરફ હોય તેમ લાગે છે. નિવાસગૃહ, વાંચનગૃહ, અને ભગિની સમાજ ક્લબની પ્રવૃત્તિથી સ્ત્રીઓની સંકુચિત વૃત્તિ બદલવામાં ઘણી મદદ મળે છે. આ ઉપરાંત આ સંસ્થા તરફથી પ્રસિદ્ધ થતી 'ભગીની સમાજ પત્રિકા' તો દર પખવાડીયે બહેનોની આંખો ઉઘાડે છે. તેમજ તેમની મનોવૃત્તિ બદલાય તેવી વાનીઓ પીરસે છે. શિક્ષણવર્ગો, ઉદ્યોગવર્ગો, વગેરે પ્રવૃત્તિથી જ્ઞાનનો પ્રચાર આ સંસ્થા કરે છે. અત્યારે તેનો સર્વ વહીવટ બહેનોનાજ હાથમાં છે. છેલ્લી પચીસીનું તેનું કાર્ય જેવું તેવું નથી. પરંતુ હવે તો આ કાર્ય ઘણું જ વેગવાન બનવા સંભવ છે. આ મંગળ પ્રસંગે 'સ્ત્રીબોધ' આ સંસ્થાને ધન્યવાદ આપે છે. તેના સેવામાર્ગી અને ઉત્સાહી સુકાનીઓને મુંબાઈની પ્રજા નાણાંને અભાવે નિરાશ નહિ કરે એવી અમારી ખાત્રી છે.

**રાનડે જયંતિ**

મહાદેવ ગોવિંદ રાનડે નો જન્મ શતાબ્દિ મહોત્સવ મુંબાઈમાં ૧૮-૧-૪૨ ને દિવસે ધામધુમથી ઉજવાયો. મુંબાઈ યુનિવરસિટીની મેટ્રીકની પરીક્ષા પ્રથમ શરૂ થઈ તે વર્ષે જ તેઓ તેમાં પાસ થયા હતા. વિદ્યાપીઠની ડીગ્રીઓ લીધા પછી તેઓ સરકારી નોકરીમાં જોડાયા હતા, પણ તેમણે પોતાની સ્વતંત્રા સરકારને વેચી નહોતી. જાહેર જીવન સાથે તેમણે સક્રીય સંપર્ક રાખ્યો હતો. ન્યાયખાતામાં તેઓ નોકરી કરતા હતા તેવામાં એકવાર

તેમના ઉપરીએ તેમને મિત્રભાવે લખ્યું કે તમારા લખાણોમાંની તમારી કડક ટીકાઓને લીધે તમે નોકરીમાં આગળ વધતા અટકો છો. તેના ઉત્તરમાં તેમણે જણાવ્યું કે મારા જીવનની જરૂરીયાતો બહુ ઓછી છે, આમ નોકરીમાં આગળ વધવા માટે ફરજ ચુકવા તેઓ તૈયાર નહોતો. ઇન્ડીયન નેશનલ કૉંગ્રેસની સ્થાપના માટે ૭૨ હિંદીઓ ભેગા મળ્યા હતા તેમાંના તેઓ એક હતા. તેમણે હિંદી સંસાર સુધારા સમાજની સ્થાપના કરી હતી અને જે સ્થળે કૉંગ્રેસ મળતી હતી તેજ સ્થળે ઘણું ખરૂં તે મળતી. તેઓ પોતે પ્રાસ્તાવિક વ્યાખ્યાન આપતા. અને સરકારી નોકર છતાં કૉંગ્રેસના પ્લેટફોર્મ ઉપર માનનીય મહેમાન તરીકે હાજર રહેતા પૂનામાં કોંગ્રેસ ભરાઈ ત્યારે કૉંગ્રેસના મંડપમાં સંસાર સુધારા પરિષદ ભરવા માટે ઘણો વિરોધ થયો હતો, તેઓ કાયદાદ્વારા સમાજસુધારો કરવાની તરફેણ કરતા હતા. સંમતિવયના કાયદા વખતે આ પ્રશ્ન તીવ્ર બન્યો હતો અને મહારાષ્ટ્રીય નેતાઓનો તેમણે પ્રખર વિરોધ કર્યો હતો. પ્રાર્થનાસમાજના પણ તેઓ એક સ્થાપક હતા. રાનાડેના ધર્મ સબંધી વ્યાખ્યાન ઘણા મનનીય છે. અર્થશાસ્ત્રનો અભ્યાસ કરી તે સબંધમાં પુસ્તક લખનાર પશ્ચિમહિંદમાં તેઓ પ્રથમ હતા. ખેડુતની સ્થિતિ પ્રત્યે તેમણે સરકારનું ધ્યાન દોર્યું હતું. ઈતિહાસનો પણ તેમનો અભ્યાસ ઉંડો હતો અને "મરાઠા સત્તાનો ઉદય" એ નામે પુસ્તક તેમણે અંગ્રેજીમાં લખ્યું હતું. પ્રખર ધર્મસુધારક તથા સમાજસુધારક–અને ઊંડા અભ્યાસી તરીકે રાનડેનું નામ લાંબાકાળ સુધી યાદ રહેશે. તેમના મરણબાદ તેમનાં પત્ની શ્રી. રમાબાઈ રાનડેએ "અમારાં જીવનની સ્મૃતિ" નામે પુસ્તક પ્રસિદ્ધ કર્યું હતું. આ પુસ્તકનું ગુજરાતી ભાષાંતર થયું છે. રાનડે મુંબાઈ હાઇકોર્ટના ન્યાયાધિશના હોદ્દા સુધી પહોંચ્યા હતા અને તેમના અભ્યાસપૂર્ણ ચુકાદાઓ ન્યાયપોથીઓમાં ચિર સ્મરણીય થયા છે. પરંતુ પરાધીનહિંદની આ મહાન વ્યક્તિની સર્વ હોંશીયારીનું ફળ આપણા દેશને મળી શકે તેવા રાજકીય બંધારણને અભાવે આપણા દેશને આવા મહાપુરૂષના કૌશલ્યનો પૂર્ણ લાભ મળી શકતો નથી ૧૮–૧–૧૮૪૨ માં જન્મેલા હિંદના આ મહાપુરૂષને "શ્રીબોધ" તેમની શતાબ્દિ પ્રસંગે સ્નેહથી સ્મરે છે.

—×—




કોકોનાડામાં મળેલ મહિલા અધિવેશનમાં પ્રમુખ તરીકે ચુંટાએલાં શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતને પીથમપુરના મહારાજાએ સો વર્ષ પહેલાં બનાવવામાં આવેલી સાડી ભેટ આપી હતી. આ સાડીનું સુતર મહારાજાની દાદીમાએ કાંતેલું છે.

*

આકોલાની એક હરિજન યુવતીએ ખંભાતના એક વણિક યુવક સાથે જાહેર સમારંભ દ્વારા લગ્ન કર્યાં છે.

*

હિંદી સરકારે સ્ત્રી દાક્તરોની મર્યાદિત સંખ્યામાં ભરતી કરવાનું નક્કી કર્યું છે.

*

વડોદરા રાજ્યની રાજગાયિકા એદનજાને બિમારીથી કંટાળી જઈ સુરસાગરમાં ડુબી જઈ મરણ પામી હતી.

*

શ્રીમતી અરુણા અસફઅલીના પ્રમુખપદે સુરત સ્ત્રી મંડળનો વાર્ષિકોત્સવ ઉજવાયો હતો.

*

દ્વારકાની લોહાણા જ્ઞાતિમાં તાજેતરમાં બે ત્રણ વૃદ્ધ લગ્નો થઈ ગયાં છે આવાં લગ્નો અટકાવવા માટે લોહાણા જ્ઞાતિના યુવાનોએ જાગ્રત થવાની જરૂર છે.

*

અમદાવાદમાં સરસપુરમાં આવેલ વસો ભુવનમાં રહેતાં એક મોહનસિંગ નામના સખ્સની સ્ત્રી સુમિત્રા સઘડી સળગાવવા કાકડી ચેતાવી રહી હતી. ત્યારે એકાએક તેના સાલ્લાની ભડક અગ્નિ ઝાળને પકડી જતાં તે સખ્ત રીતે દાઝી જવા પામી હતી.



અમદાવાદમાં શાન્તીનાથની પોળની આરોગ્ય સમિતિના વાર્ષિક ઉત્સવ પ્રસંગે સ્ત્રીઓની સભા લેડી વિદ્યાગૌરી નીલકંઠનાં પ્રમુખપદે થઈ તે વખતે બાળકોની શારિરિક તપાસની હરીફાઈ થઈ હતી.

*

પાલીતાણાના કુંવરીશ્રી ઈન્દીરાબાનું લગ્ન સીરમુરના મહારાજાશ્રી રાજેન્દ્રપ્રકાશ સાથે થયું.

*

કાશ્મીરના એક કસ્બામાં હાલમાં જ એક વિચિત્ર બાળકનો જન્મ થયો છે. આ બાળકને કાન એક પણ નથી. તેને આંખ એક છે. પરંતુ એ આંખ બરોબર કપાળની વચ્ચેજ છે.

*

સત્તાવીશ દશા પોરવાડ જ્ઞાતિના ચંદુલાલ લલ્લુભાઈ બરોલવાળાએ શ્રદ્ધાનંદ મહિલાશ્રમમાં બ્રાહ્મણ કુ. વિમળાદેવી સાથે સ્નેહલગ્ન કર્યાં.

*

આસોજના રહીશ અને મંજુસરના સ્કાઉટ માસ્તર હુસેનભાઈ સામળભાઈનાં વૃદ્ધ દાદીમા નજી બેગમ ટુંકી માંદગી ભોગવી ૧૨૦ વર્ષની વયે ચાર પેઢીનો વસ્તાર જોઈ ખુદાત પામ્યાં છે.

*

ડુંગરપુરના રાજકુમારીનું સગપણ દાંતાના યુવરાજશ્રી સાથે થયું.

*

મુંબઈની બોરટન હાઈસ્કુલના પ્રિન્સીપાલ મીસ બચુબાઈ અરદેશર ગોરીને કૈસરે હિંદનો ચાંદ મળ્યો.

*

મદ્રાસ જીલ્લા રાજકીય પરિષદની ઉદ્દ્ઘાટન ક્રિયા શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતે કરી.

*

જુનાગઢના શાહજાદાની શાદી નવાબની એ લગ્નમાં સંમતિ ન હોવાને કારણે મોકુફ રહી.

*

વીલેપારલેની સંસ્કૃત પાઠશાળાની સ્ત્રી સંસદમાં ગં. સ્વ. જયગંગાબહેને વ્યાખ્યાન આપ્યું.

*

જામનગરનાં ના. મહારાણી સાહેબાએ વીશા શ્રીમાળી બોર્ડિંગનો પાયો નાખ્યો.

*

શ્રી સરોજિની નાયડુનાં પુત્રવધુ શ્રીમતિ જયસૂર્યા નાયડુનું હૈદ્રાબાદમાં અવસાન થયું.

*

વડોદરામાં રહેતા નાગર યુવતી અને એક વણીક યુવકે સ્નેહલગ્ન કર્યાં.

*

જામનગરની એક યુવાન ભણસાળી કોમની કન્યાનું બાળપણથી એક વૃધ્ધ સાથે સગપણ થયેલું. તેનાં લગ્ન ટુંકમાંજ નક્કી થયાં ત્યારે તે સામે તેણે વાંધો ઉઠાવતાં મહારાણી સાહેબે ફક્ત લગ્ન કરવાની મનાઈ કરી છે.

મેડમ ચાંગ-કાઈ-શેકના ભાઈ એસ સુંગને લંડનમાં જન્મેલી મિસ મે હું ગાસી નામની સ્ત્રી સાથે લગ્ન કરવાની પરવાનગી મળી છે.

ધરમપુર સ્ટેટના આસીસ્ટન્ટ સે. મિ. જગમોહનદાસ છોટાલાલ શાહનાં ધર્મપત્ની અ. સૌ. કુસુમગૌરી જ. શાહનું અકાળ અવસાન થયું છે.

*

## "ગુજરાતની સ્ત્રીઓની શારીરિક સંપત્તિ"

સ્વ. કરસનદાસ મૂળજી સ્મારક ફંડની યોજના-મુજબ, તમામ કોમનાં **ગુજરાતી બોલતાં**, કોલેજોનાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓને શ્રી ફાર્બસ ગુજરાતી સભા-મુંબઈ તરફથી જાહેર નિમંત્રણ કરવામાં આવે છે કે, તેમણે ગુજરાતી ભાષામાં **"ગુજરાતની સ્ત્રીઓની શારીરિક સંપત્તિ"**, એ વિષય ઉપર એક નિબંધ ૩૦ થી ૩૫ ફુલ્સકેપ કાગળના કદનો, તા૦ ૧૯-૬-૪૨ ને વાર શુક્ર સુધીમાં નીચેને સરનામે રજીસ્ટર્ડ પોસ્ટથી જે કોલેજમાં અને જે વર્ગમાં પોતે ભણતાં હોય તેની વિગત અને પોતાના સરનામા સાથે મોકલવો.

વિદ્યાર્થીઓના નિબંધોમાંથી જેનો નિબંધ કમીટી પસંદ કરશે તેને રૂ. ૫૦) સુધીનું એક, તેમ વિદ્યાર્થિનીઓના નિબંધોમાંથી એ જ રીતિએ જેનો નિબંધ પસંદ થશે તેને રૂ. ૫૦) સુધીનું એક, એમ બે ઇનામો આપવામાં આવશે; પસંદ થયેલો નિબંધ તા. ૨૫-૭-૪૨ ને વાર શનિની જાહેર સભામાં વાંચવામાં આવશે. સહાયક મંત્રી સાથે નીચેને શીરનામે પત્ર-વ્યવહાર કરવો.

**અંબાલાલ બુલાખીરામ જાની,**
સહાયક મંત્રી; શ્રી ફા. ગુ. સભા, મુંબઈ
૩૬૫; સભામંદિર, વિઠ્ઠલભાઈ પટેલ રોડ
મુંબઈ નં. ૪.





વર્ષ ૨૩ મું : જાન્યુઆરી–ફેબ્રુઆરી ૧૯૪૨ : અંક ૧–૨

## ....રમવા આવોને....

[ રાસ ગીત ]

આવી આવી અજવાળી રાત, રમવા આવોને.
આપે આછી તારલિયાની ભાત. રમવા આનોને.

અંગઅંગે અજવાળાં રેલાય, રમવા આવોને.
વળી પગે પીયુષ પથરાય ! રમવા આવોને.

ઝીણા તારલા ઝગમગ થાય, રમવા આવોને.
દેખી ચાંદલો દિલ હરખાય. રમના આવોને.

તનમનમાં તેજ ઉભરાય, રમવા આવોને.
અંધારાં ઉરનાં જાય. રમવા આવોને.

રમે ચાંદો તારલિયા સંગ, રમવા આવોને.
મારા ઉરમાં થાય ઉમંગ. રમવા આવોને.

ભલાં ભાઈબાંડુ સંગાત, રમવા આવોને.
સહુ રમીશું આખી રાત. રમવા આવોને.

—મણિશંકર હરિશંકર દવે.—

# પૂંજિયો શાકવાળો

**આ**થે મ્હોટો ભારે શાકનો ટોપલો લઈ, ‘એ વેંગણ....બટાકાને....પાપડી ....લેવી....હોય....તો’ એવી મ્હોટી બૂમો પાડી રોજ પૂંજિયો રણછોડજીનાં ઢોળાવ પાસેથી જતો. લગભગ એના ટોપલામાં મણ શાક તો હોય ને હોય. પૂંજિયો શાક વેચનારો કાછીઓ હતો.

તે નર્મદાને સ્હામે કાંઠે રહેતો અને ત્યાં આવેલી વાડિયોને તે સાંચવતો. દરરોજ સ્હવારના પહોરમાં હોડીમાં બેસી, નદી ઓળંગી તે ભરુચમાં શાક વેચવા આવતો. પૂંજિયો વાડિયોનો રખેવાળ હતો.

તે રસ્તામાં વેચતો વેચતો ચકલામાં જાય; અને એક મ્હોટો ઓટલો શોધી કહાડી ત્યાં શાકનો ટોપલો ખાલી કરી, જુદી જુદી જાતનાં શાકને જુદા પાડી પોતાની બેઠક જમાવતો. રોજ તાજું તાજું શાક લાવે એટલે ત્હેનું શાક બીજા શાકવાળાઓના કરતાં જલદી વેચાઈ જતું. ઘણી વખત તો ત્હેને આગલા દિવસથી લોક કહી જતાં. પૂંજિયો પ્રસિદ્ધ શાકવાળો હતો.

તે બરોબર ભાવ લઈ શાક વેચતો. તોલમાં પણ તે કંઈ દગો ન કરે. ન્હાના છોકરાથી માંડી બુઢ્ઢા ડોસાઓને પણ તે એક જ ભાવે અને એક જ તોલે શાક આપતો. ત્હેની પાસે કોઈને પણ છેતરવાની બ્હીક નહિ. પૂંજિયો પ્રમાણિક હતો.

શહેરના શાકવાળાઓ ત્હેની કમાઈ પર બળી જતાં. જ્યારે જ્યારે પૂંજિયો શાક વેચવા આવે ત્યારે ત્યારે તેઓ બધા એક થઈ ત્હેની જોડે લડતાં, ત્હેને સતાવતાં અને ઘણી વખત તો અંદરોઅંદર સંપ કરી ત્હેને ઓટલા પરથી ઊઠાડતાં. પૂંજિયો બિચારો ગામડિયો. એટલે તે ત્હેમનાથી ડરતો અને ત્હેમના કહ્યાસર ચાલતો કોઈ વખત તો એમને ખુશ રાખવા સ્હેજ ભાવ પણ બદલતો. પૂંજિયો ડરપોક હતો.

પૂંજિયો જેવો સમય તેવી ચીજો લાવતો. શિયાળામાં જમરુખ, પાપડી, વેંગણ અને બીજાં લીલાં શાકપાન લાવતો; અને ઊન્હાળામાં ફક્ત કેરીઓ જ લાવતો. વચગાળામાં કોઈ કોઈ વખત તે તરબૂચ જેવાં ફળો પણ લાવતો. પરન્તુ જે ચીજ તે લાવે તે ગામમાં સૌથી પહેલી જ આવી હોય. પૂંજિયો બધી જાતની વનસ્પતિઓ વેચતો.

પૂંજિયો જાતે તો પાછો અભણ હતો; પણ શાકના પૈસા લેવામાં ઘણો હોંશિયાર હતો. એક પાઈનો પણ હિસાબ ગણવામાં ભૂલ ન કરે. ઘણાં લુચ્ચાં લોક ત્હેને છેતરવા મથતા અને શાકના પૈસા ઓછા આપવા પ્રયત્નો કરતા, પરન્તુ પૂંજિયો ત્હેમનાથી બિલકુલ ન છેતરાતો. પૂંજિયો પાકો વાણિયો હતો.

# મોટું કોણ ?

એક દિવસ એક ટેબલ ઉપર એક પેન્સીલ ને કાગળ બેઠાં બેઠાં વાતો કરતાં હતાં. વાતો કરતાં કરતાં પેન્સીલ બોલી, 'ઓ કાગળ ! તારા કરતાં હું મોટી છું,' કારણ કે હું તો તારા શરીર ઉપર ઘસાઈ ઘસાઈને ખૂબ લખું છું. આ બધું મોટાઈનું પ્રવચન સાંભળીને કાગળ ગુસ્સે થઈને બોલ્યો, 'અરે ઓ ક્ષુદ્ર પેન્સીલ તને ક્યાં ખબર છે કે તારા કરતાં હું મોટો છું. વળી તું એટલું પણ ભૂલી ગઈ કે જો હું ના હોત તો તું શા કામમાં આવવાની હતી ?'

કાગળનો આવો તોછડાઈ ભરેલો જવાબ સાંભળીને ટેબલ પર પડી રહેલી પેન્સીલ બોલી 'તું ન હોત તો પણ હું તો ગમે તે વસ્તુ પર લીટા કરત, પણ મારા વિના તું એકલો શું કરત ? આવા પેન્સીલના કડક શબ્દો સાંભળીને કાગળ ભાઈ તો ગુંચવણમાં પડી ગયા.

હવે આ બન્નેની તકરાર તથા મોટાપણું સાંભળીને કંપાસમાં પડી રહેલું રબ્બર જાગી ગયું ને તે બહાર આવીને બોલવા લાગ્યું 'અરે ઓ ક્ષુદ્ર પેન્સીલ તું કાગળ પર ગમે તેટલું લખે પણ હું એ લખેલું ઘડીના છઠ્ઠા ભાગમાં સાફ કરી નાખું.' એટલે તારા કરતાં ને કાગળ કરતાં હું મોટું છું. આમ ત્રણે વચ્ચે ભયંકર યુદ્ધ થયું. ને આ ત્રણેનો ઘોંઘાટ સાંભળીને એક છોકરો ત્યાં આવ્યો. પણ તેને ઉભા રહેવાનો સમય નહોતો. નિશાળ ઉઘડી ગયેલી હોવાથી તેણે ઝટપટ કાગળને થેલીમાં, રબ્બરને કંપાસમાં, ને પેન્સીલને ખિસ્સામાં મૂકી ને નિશાળ તરફ પ્રયાણ કરવા માંડયું. આમ ઘડીકમાં આ ટંટાનો અંત આવ્યો અને લડાઈ બંધ પડી.

અમૃતલાલ શિ. જોષી.

---

તે કોઈ દિવસ દારુ કે તાડીને હાથ સરખો યે પણ ન અડાડે. આખો દિવસ હરિનાં ભજનો ગાવામાં પસાર કરે. કોઈ દિવસ જુઠું ન બોલે. પોતાની વાડીના માલિકને ઉપજનાં પૈસા પુરેપૂરા આપે અને કેટલું શાક વેચ્યું તે પણ કહે. તે ઘણો ભોળો હતો; અને ત્હેના પેટમાં કોઈપણ જાતનું પાપ ન મળે. ઘણી યે વખત તે જુઠા સાધુઓથી અને ભગભગતોથી છેતરાતો. અને પૈસા ગુમાવતો. પણ તે બાબત જરી યે મનમાં ન લાવતો. ખરેખર પૂજિયો આ દુનિયા પર કળિયુગનો હરિશ્ચન્દ્ર હતો. વૈકુંઠરાય ઠાકોર

# જોડકણાં

## વાંદર—સેનાને લડાવો.



ચડે તે પડે  
બાબો રમે દડે  
રસ્તે કાંટો નડે  
વાગે તે બહુ રડે  
હિંચકો લટકે કડે  
સોની સોનું ઘડે  
નદુ થડે ચડે  
વાંદર—સેના લડે

## ચાંદાને આભમાં સરાવી દો.

પૃથ્વી ગોળગોળ ફરે  
બોર ઝાડેથી ખરે  
પ્રભુને પ્રસાદ ધરે  
ઢોર સીમમાં ચરે  
બાલકો ત્યાં ફરે  
મગર જળમાં તરે  
કુતરો ભોંભોં કરે  
તેથી બિલ્લી ડરે  
ચાંદો આભમાં સરે

મહેન્દ્રકુમાર મગનલાલ શાહ

## આભેથી વીજળી પાડી દો.

વાંદરી વાંદરી વાંદરો ક્યાં  
વાંદરી કહે કે ભણવા ગયા  
વાંદરા ભાઈતો ભણે ભૂગોળ  
વાંદરી લાવી ઘીને ગોળ  
ઘીને ગોળના લાડુ કરે  
મહેતાજીની પાસે ધરે  
મહેતાજીને ભાવ્યા બહુ  
ખંતથી ખાવા બેઠા સહુ  
ખાતાં ખાતાં રાત પડી  
આભેથી તો વીજળી પડી

હિરાલાલ વિઘારામ પાઠક

## નદી ઉપર પૂલ બાંધી દો.

પાદરે ઊગ્યો આકડો  
કુંભાર ફેરવે ચાકડો  
આકડો ફરે ગોળ  
ભેંશ ખાય ખોળ  
ખોળ થાય તલનો  
છોડ રુડો ગલનો  
ગલનાં તો છે સુંદર ફૂલ  
નદી ઉપર બાંધ્યો પૂલ

રતિલાલ ઓઝા

## આરોગ્ય વાટિકા

જમવા બેસતી વખતે હાથ, પગ ને માથું ધોવાં જ જોઇએ. સારી નરસી વસ્તુઓને અડકેલા હાથને જ્યાં ત્યાં રખડેલા પગ ખાતી વખતે સાફ કરવા જ જોઇએ. તથા કામ કરીને થાકી ગયેલા મગજને પણ માથું ધોઈને શાંત કરવું જોઈએ. અને તો જ જમવામાં વધારે મજા પડે. જ્યારે જમો ત્યારે શાંતિથી ઠંડા પેટે જમો.

મોઢામાં કોળિયો મૂકીને મોટેથી વાત કરશો કે ખડખડાટ હસશો તો મોઢામાંથી અનાજ બહાર નીકળી જશે અથવા ગળામાં કે નાકમાં ભરાઇ જશે ને તમારી મશ્કરી થવાનો વખત આવશે. એટલે મોઢામાં કંઈ હોય ત્યારે બને ત્યાં સુધી કંઈ બોલો નહિ. ખાતાં ખાતાં બોલનાર જંગલી ગણાય છે.

ખાવાપીવાની કોઇ વસ્તુને ઉઘાડી ન રાખો. ખાવાપીવાની વસ્તુઓ પર કંસારી ફરતી હોય, ગરોળી રખડતી હોય કે માખીઓ બણબણતી હોય તે સારી વાત છે? તેથી નુકશાન થવા સંભવ છે.

ખાવાના દરેક વાસણને કલાઇ કરાવેલાં જ રાખો. નહિ તો કોઇ વાર તે વાસણમાં ખાટી વસ્તુ ખાશો તો કાટનું ઝેર ચઢશે ને ઉલટી થશે.

ખાતાં પહેલાં વાસણ બરાબર સાફ છે કે નહિ તેની ખાત્રી કરો. સ્વચ્છતા આરોગ્ય આપનાર છે.

ખાતી વખતે ક્રોધ ન કરો, રડો નહિ કે ઉતાવળ ન કરો. અકરાંતીઆની માફક ખા ખા ન કરો. નાનો કોળિયો લઈ બરાબર ચાવીને ખાવ.

રતિલાલ રા. અધ્વર્યુ

---

## થોડીક ગાંઠો

| | |
|---|---|
| ગાત્રીની ગાંઠ (ઓઢણાંની) | ધોતિયાની ગાંઠ |
| ગાળિયો ગાંઠ | નાડીની ગાંઠ |
| ઘોડા ગાંઠ | બદ ગાંઠ (શરીરના રોગ) |
| છેડાછેડીગાંઠ (લગ્ન વખતની) | સારણ ગાંઠ |
| જનોઇની ગાંઠ | મડાગાંઠ |
| જન્મ ગાંઠ | સરકણી ગાંઠ |
| જોતરની ગાંઠ | મહેશ કવિ. |

# ઉંદરોની ચતુરાઈ

શ્રી. શારદાબેન રાજ્યગોર



એક જૂની વખારના ભોંયરામાં એકવાર ઉંદરોએ પોતાની મહાસભા બોલાવેલી ને બિલાડી વિરુદ્ધ ગરમાગરમ ભાષણો થએલાં. જુવાન ઉંદરો બહુ ખીજાઈ ગએલા ને તેમણે નક્કી કર્યું કે આપણાં મગજ કામે લગાડી કંઈક યુક્તિ શોધી કાઢો જેથી આ બિલાડીની કાયમી બલાના ડરમાંથી છૂટી શકાય. છૂટથી રમી કે હરીફરી પણ શકાતું નથી. આથી મહાન દુઃખ બીજું કયું હોઈ શકે ?

છેવટે એક જુવાન ઉંદરે બિલાડીને ગળે ઘંટડી બાંધવાનો નુસ્ખો બતાવ્યો પણ અનુભવીને વૃદ્ધ ઉંદરો આગળ આવીને બોલ્યા કે બહાદુરો તમારી વાત સાચી છે પણ એ ઘંટ બાંધવા કોણ જશે ? જે જાય એ જીવતો જ શેનો પાછો આવે ? જુવાનો બોલતાં તો બોલ્યા પણ પછી વિચારમાં પડી ગયા. સભામાંથી છાનામાના સૌ સરકવા માંડ્યા ત્યાં તો બિલ્લીનું મ્યાંઉં સંભળાયું એટલે જોઈ લ્યો પડાપડી ! જીવ લઈને સૌ ભાગ્યા ! પોતાની વિરુદ્ધ સભા કરેલી એટલે બિલ્લીએ ચારપાંચને તો એક સાથે જડપી લીધા.

ત્યારપછી તો બિલ્લીએ ઘાણ કાઢવા માંડ્યો. જુવાન ઉંદરનેજ પકડે ને પૂછે બોલ તું ઘંટ બાંધવા આવવાનો હતો ? તેં મારે ગળે ઘંટ બાંધવાની વાત કરેલી ? આમ ઉંદરોનો સમાજ ભયનો માર્યો ચૂપ થઈ ગયો. પણ એકવાર બે જુવાન ઉંદરોએ કમાલ કરી ને એ વાત તમારે સૌએ સાંભળવા જેવી છે.

બે જુવાન ઉંદરો મરણિયા બન્યા. સૌએ ઘણા વાર્યા પણ તેઓ કહે ના, અમારે તો જાનને ભોગે પણ બિલાડીને હંફાવવી છે. ને તેનો ગર્વ ઉતારવો છે. બિલાડી ખરે બપોરે ઓસરીમાં લાંબી થઈને સૂતી હતી. બેઉ ઉંદરો વારાફરતી દોડતા નીકળ્યા. બિલાડીએ ઝપટ કરી ત્યાં ઉંદરો ખુણામાં પડેલી ભાંગલી માટલીમાં પેસી ગયા. માટલી નીચે ખોખું ને કોલસાની ગુણ હતી. ઉંદરો ભાંગલી માટલીમાંથી દરમાં પેસી ગયા પણ બિલ્લીબાઈનું માથું માટલીમાં સલવાઈ ગયું. કેમે કરીને નીકળે નહિ ! બિલાડીને કૂદતી જોઈ બે ત્રણ કૂતરા દોડી આવ્યા. બિલાડીને ઘણાં બચકાં ભર્યાં ને ચૂંથી નાંખી. ધમાધમી સાંભળી સૂતેલાં માણસો જાગ્યાં ને કૂતરાંને હાંકી કાઢ્યાં. નહિ તો બિલ્લીબાઈ ત્યાંજ રામશરણ થઈ જાત. બિલ્લી ઉપર પાણી રેડ્યું. બિલ્લીબાઈ છેલ્લાં ડચકાં ખાતાં હતાં. ઉંદરો અભરાઈ ઉપર ચડી જોતા હતા કે કાં બિલ્લીબાઈ લાડવો લેતા જાવને !

ઉંદર સમાજમાં વાત ફેલાઈ ગઈ. ગામેગામ, ખેતરમાં ને ભોંયરામાં, દુકાનમાં ને ઘરમાં, માળ ઉપરને ભોંય તળિયે જ્યાં જ્યાં ઉંદરો હતા ત્યાં સંદેશો પહોંચી ગયો. ઠેરઠેર વિરાટ સભાઓ મળી. જુવાન ઉંદરોની બહાદુરીનાં વખાણ થયાં ને દિવસોના દિવસો સુધી શાબાશીના સંદેશાઓ ચાલ્યા.

# સોલોમનનું અમૃત

સોલોમન નામે એક બાદશાહ થઈ ગયો. તેને અમૃત બનાવતા આવડતું હતું. જેનું એક જ ટીપું કોઈ મરણ પામતા માણસને પાવામાં આવે તો તે માણસ સાજો થઈ ઘણાં વર્ષો જીવે એવું એ અમૃત હતું. આ અમૃત બનાવવાની રીત. બાદશાહ સોલોમન એકલો જ જાણતો હતો. તેણે થોડું અમૃત તૈયાર કરી પરવાળાનાં એક મૂલ્યવાન કળશમાં ભરી ખૂબ જ સાવચેતી પૂર્વક તેની પાસે રાખી મૂક્યું હતું. પરવાળાંનો આ કળશ તેને કોઈ મિત્રે ભેટ આપેલો હતો.

એક વખત કોઈ એક ગુનેગાર માણસ મરણ—પથારીએ પડયો. તેણે બાદશાહ પાસે અમૃતના એક ટીપાની ઘણી જ આજીજી પૂર્વક માગણી કરી. બાદશાહે કહ્યું "ગુનેગાર માણસની જિંદગી બચાવવા માટે એ અમૃત નથી." અમૃત ન મળવાથી એ માણસ બિચારો મરી ગયો.

થોડાક દિવસ પછી એક પરોપકારી વિદ્વાન માણસ માંદો પડયો. તેનો અંતકાળ પાસે આવેલો જાણી લોકોએ તેના માટે બાદશાહ પાસે અમૃતની માગણી કરી. બાદશાહે કહ્યું " હમણાં તો મને જરાય ફુરસદ નથી કાલે આવજો." તેજ દિવસે તે વિદ્વાન પુરુષ મરણ પામ્યો!

એ પછી તો ઘણા માણસોએ ઘણી વખત બાદશાહ પાસે અમૃતની માગણી કરી. ફક્ત એક જ ટીપા માટે ઘણી આજીજી કરી પણ કોઈનેય અમૃત ન મળ્યું. "ચાવીઓ જડતી નથી." "રાજકાજમાંથી વખત જ નથી મળતો." "બે દિવસ પછી" "આ માણસ અમૃત માટે લાયક નથી" વગેરે અનેક બ્હાનાં કાઢી એ આવનાર ને પાછા વાળતો.

આમ કરતાં કરતાં બાદશાહ સોલોમન પોતેજ એક વખત બિમાર પડયો. તેના મનમાં એમ કે "આજે સાજો થઈશ. કાલે સાજો થઈશ. નાહકનું અમૃત શા માટે બગાડવું? અને વળી કોઈ આવી ચડે તો માગીને લઈ જાય. માટે હમણાં નથી કાઢવું."

દિવસે દિવસે એની સ્થિતિ બગડતી ચાલી, અને છેવટ એવી સ્થિતિએ પહોંચ્યો કે તેને પોતાને પણ લાગ્યું કે "તે હવે આ દુનિયાનો થોડાકજ દિવસનો મહેમાન છે."

પોતે બીજી કોઇ રીતે હવે બચવાનોજ નથી એમ ખાત્રી થતાં તેણે પોતાના ખાસ વિશ્વાસુ મારફત પેલો અમૃત ભર્યો પરવાળાંનો કળશ મંગાવ્યો. માણસે કળશ લાવીને તેને આપ્યો. તેમાંથી એકાદ બે ટીપાં લેવા માટે તેણે કળશ ઉઘાડયો. ઉઘાડીને જુએ તો અંદર અમૃત ન મળે! એક ટીપુય અમૃત ન નીકળ્યું! શું થયું હશે?

બાદશાહ સોલોમન ખૂબ નિરાશ થઈ ગયો, અને નિરાશામાં ને નિરાશામાં એ મરી ગયો.

જે વસ્તુ ખરી જરૂરના વખતે બીજા કોઇનેય ઉપયોગમાં ન આવી તે પોતાનેય ઉપયોગની ન રહી.

કાન્તિલાલ મૂ. ઝવેરી

# ગ્રામોફોન

શ્રી. સુરેન્દ્ર દોશી



બાળકો, તમે સૌએ ગ્રામોફોન જોયું હશે અને વળી સાંભળ્યું પણ હશે. તમારામાંના કેટલાકને ત્યાં ઘરમાં પણ હશે. તેમાં તમે મધુર ગાયનો, આનંદ આપે તેવા સંવાદો વગેરે સાંભળો છો ખરું ને ?

તમને કદી વિચાર આવ્યો છે કે આ શાથી થતું હશે ? કોઈ નિર્જીવ પદાર્થ ગાયન ગાય અને બોલે, એ શું નવાઈની વાત નથી ? તમારામાંના ઘણા માનતા હશે કે આ યંત્રની પેટીમાં કોઈ માણસ છૂપાઈને બેઠો હશે અને તેમાંથી ગાયનો લલકારતો હશે.

પણ વાત એમ નથી. ગ્રામોફોન એ જાદુમંત્ર નથી. વળી તેમાં માણસ પણ બેઠેલો નથી. એ તો વિજ્ઞાનને આભારી છે. જે વિજ્ઞાનના બળથી આગગાડી દોડે છે, વિમાનો ઉડે છે, તાર મારફતે દૂર દૂર સંદેશા પહોંચે છે, સમુદ્રમાં સ્ટીમરો ફરે છે, તેજ વિજ્ઞાનનો આ ચમત્કાર છે. તેની શોધ આજથી લગભગ ૬૦–૭૦ વર્ષ પૂર્વે અમેરિકાના થોમસ આલ્વા એડીસન નામના વિજ્ઞાનશાસ્ત્રીએ કરી હતી.

તમે સર્વે જાણો છો કે હવાના વહેવાથી ઝાડનાં પાંદડા હાલે છે. અને તેના હાલવાથી હવામાં તરંગો–લહેરો ઉઠે છે. જેવી રીતે પાણીમાં મોજાં ઉઠે છે તેવી જ રીતે હવામાં પણ મોજાં–તરંગો ચાલે છે. આ તરંગો આપણા કાનના પડદાની સાથે અથડાય ત્યારે શબ્દ સંભળાય છે. જો હવા ન હોત તો આપણે કશું પણ સાંભળી જ ન શકત.

ગ્રામોફોનમાં લાકડાની ચોખુણ પેટી હોય છે. આ પેટીને 'કેબીનેટ' અથવા 'પોર્ટેબલ' કહે છે. તેની ઉપર એક બનાતથી મઢેલી ગોળાકાર થાળી હોય છે. પેટીની એકબાજુએ એક પોલી દાંડી જડેલી હોય છે. તેને 'ટોનાર્મ' કહે છે. ટોનાર્મના માથા ઉપર એક ગોળ 'સાઉન્ડ બોકસ' હોય છે. બીજા છેડા પર ભૂંગળું લગાવેલું હોય છે. કેટલાક ગ્રામોફોનને ભૂંગળું હોતું નથી. પેટીની બાજુમાં એક ચાવી હોય છે. પેટીમાં સાંચા હોય છે.

ગ્રામોફોન વગાડવા માટે ચાવી આપવાની હોય છે. તેમ કરવાથી તેના યંત્રો ચુસ્ત–ટાઈટ થઈ જાય છે. અને ટર્ન–ટેબલ (થાળી) ગોળગોળ ફરવા માંડે છે. તે પહેલાં રેકર્ડ ચઢાવી દેવી સાઉન્ડ બોકસમાં સોય (પીન) લગાડી

ધીમેથી ફરતી રેકડની પાતળી ખોભણો ઉપર મૂકો. ખોભણો એજ અવાજનાં નિશાન છે. થાળી ઉપર સોય મૂકવાથી અવાજ શી રીતે સંભળાય છે ? તમે જાણો છો કે હવાનું મોજું કાનના પડદાને અથડાય તોજ અવાજ સંભળાય. જ્યારે સોય ખોભણોમાં ફરે છે ત્યારે તે ગતિમાં આવે છે. સોયના ગતિમાં આવવાથી અવાજ પેદા થાય છે. આ અવાજ કાન સાંભળી ન શકે એટલો બધો ધીમો હોય છે. પણ સાઉન્ડ બોકસ અવાજને વધારે જોરદાર બનાવે છે. અવાજ ભૂંગળામાંથી બહાર નીકળીને હવાની મારફત તે મોજાં આપણા કાનના પડદા સાથે અથડાય છે. આ પ્રમાણે આપણે અવાજ સાંભળીએ છીએ, અને મધુરાં ગાયનોની મોજ માણીએ છીએ.

પેટીમાં સાંચાકામ હોય છે. તેનાથી ઉપર રહેલું ટર્ન-ટેબલ ગોળ ફરે છે. સાઉન્ડ બોકસ એ મુખ્ય અંગ છે. એની મારફત ભૂંગળાથી થાળીમાં ગાયન ઉતારવામાં આવે છે ચાવી આપવાથી સાંચાકામ ફરવા માંડે છે. આ પ્રમાણે ગ્રામોફોનની રચના, તેનું કાર્ય અને સિદ્ધાંત આપણે જોયાં.

---





## ઘડિયાળ

ટીકટીક બોલે છે ઘડિયાળ,  
ઉતાવળી ધીમી બે કાંટાનીચાલ.  
કલાક બતાવવા નાનો કાંટો,  
ધીમે ધીમે જાય.  
ઝડપે ફરતો મોટો કાંટો,  
મિનિટ પસાર થાય.  
એક જ ફેરો નાના નો ને,  
મોટા ફેરા બાર.  
અહર્નિશ તેઓ ફરતા,  
થાકે નહિ લગાર.

પરસુદભાઈ પટેલ.

# બિચારા ભૂદેવજી

શ્રી. લલિત ગિ. ભટ્ટ.

ભૂદેવની લાડુ ભૂખ ભારે. લાડુના તો એ ચૂસ્ત ભક્ત. એક તો ભૂદેવજી લાડુ ભગત એમાં વળી કુશળ રસોયા એટલે એમને રોજ કોઈને કોઈ ઠેકાણે લાડુનું ભોજન હોય જ.

ભાગ્યજોગે ભૂદેવને રાજદરબારમાં રસોયા તરીકે નોકરી મળી ગઇ અને ત્યારપછી તો એમને લખ્ખા પાક્યા! રોજને રોજ જુદી જુદી જાતના મીઠા પકવાન હોય જ કારણ કે રાજ્યમાં તો કેટલાય મહેમાનો આવે અને જાય.

ભૂદેવને મિષ્ટાન તો રોજ મળે પણ હમણાં એમાં લાડુ મળેલા નહિ એટલે ભૂદેવે વિચાર કર્યો—લાવને આજ કોઈ કોઠાર પર છે નહિ, એટલે થોડો લોટ લાવી લાડુ બનાવું.

અને એ તો ઉપડ્યા....પણ....હરામખોર બીલાડી કોણ જાણે ક્યાંથી ય તે નીકળીને આડી ઉતરી! ભૂદેવ એવા તો ખીજાયા કે વાત પૂછોમાં. મનમાં વહેમ પણ પેઠો કે રખે કાંઈ થાય! પણ એ તો હિંમત કરીને ઉપડ્યા.

લોટ, ઘી, ગોળ વગેરે બધુંય લઈને એ તો પાછા ફર્યા પણ એમના ધ્યાનમાં એક વસ્તુ નહોતી. એક નોકર સંતાઈને આ બધું જોતો હતો. નોકરને ભૂદેવ જોડે કંઈક વેર એટલે આ લાગ મળતાંજ એ તો જઈને કોઠારના ઉપરીને આ વાત કહી આવ્યો.

* * *

આ બાજુ ભૂદેવે ભાખરા પકાવવા માંડ્યા. બધી તૈયારી કરી જ્યાં ઘી ભેળવવા જાય છે ત્યાં....આવી છીંક અને ઘીનું આખું વાસણ ઊંધુ વળી ગયું! અને બરાબર એજ વખતે ઉપરી સાહેબ દાખલ થયા!! હાય દુર્ભાગ્ય!!!

આખું રસોડું ઘી ઘી થઈ ગયું. અને એમાં વળી આ અમલદારની બલ્લા! ભૂદેવને શું કરવું તેની સૂજ જ ન પડી!

આ બનાવ પછી તો ભૂદેવને રાજ્યની નોકરીમાંથી પાણીચું મળ્યું.

હજુ પણ શેરીના બાળકો એમને 'ભૂદેવજી લાડુ!' કહીને ખીજવે છે. અને પછી તો એમના ક્રોધની વાત જ મૂકીદો!

# નદિની સફરે

શ્રી. ઈન્દુલાલ કોઠારી.

ચોમાસું આવ્યું અને વરસાદ પણ પડ્યો. અમારી નદીમાં પણ પુષ્કળ પાણી આવ્યું. અને હું નદીએ પાણી જોવા ગયો. મારી ટેવ પ્રમાણે નિરિક્ષણ કરું નહિ ત્યાં સુધી મેં જોયું છે તેમ કહેવાય જ નહિ ! તેમ હું ડોકીયાં કરીને નદીના ખડખડ વહ્યા જતા પાણીને જોઈ રહ્યો. એ પાણી એટલી ઝડપમાં જાય કે જાણે કોઈ મોટું મશીન ગોઠવ્યું ન હોય? એક લાંબુ ડોકીયું કર્યું ત્યાં તો ભાઈ નદીના પૂરમાં અને મશીનના વિચારમાં ડળકડળ ડૂબવા માંડ્યા. હું હોશિયાર માણસ અક્કલને પણ છેતરૂં. એટલે તાત્કાલીક મેં ઈશ્વરને અરજી કરી કે 'હે, ઇશ્વર તેં જન્મ આપ્યો છે તો મશીન અને બીજું બધું કંઈ કામ કર્યા વિના મને લઈ લઈશ. પ્રભુએ તરત જ અરજીના પ્રતિઉત્તરમાં એક એંચાતું આવતું લાકડું મારી પાસેથી જતું કર્યું. અને આ ભાઈ કંઇ ઈશ્વરના મોકલેલા લાકડાને જવા દે? તરતજ પકડયું. વાહ ! જાણે અચ્છું મજાનું નાવ. ડૂબતા હતા તે તો બાજુ પર રહ્યું. એ ઉલટું આ ભાઈ તો નાવ ચલાવવા લાગ્યા. આમ મારી લાકડાની નાવે ચોવીસ કલાક કાઢ્યા. અરે ! ઈશ્વર ! નાવ ચાલી, બેસવાની પણ મઝા પડી. હવે તારો પાડ માનું છું. પણ હવે, મને બહાર કાઢ. હું તો મારા ગામથી અને નદીથી કેટલે બધે દૂર આવી ગયો હતો ? ભૂખે ટાંટીઆ છાડતો. પણ વાગતા મારી ઝાડની હોડીને. હોડીને તો કંઈ નહિ પણ મને વાગતું.

ઈશ્વરે પાછી લાજ રાખી. એક નાનું નાળીયું આવ્યું ત્યાંથી નદી બીજી બાજુ વળતી હતી. આ ભાઈ ને તો નાખૂશ થઈ હોડી સાથે નાના નાળીયામાં ઘુસાડી દીધા. પાણી બહુ થોડુંક જ હતું. એટલે હોડીને હું તરતી મુકી બહાર નીકળી આવ્યો. પણ કયાં જાઉં છું ? શું કરું છું ? તે મને હવે કોણ શીખવે ? નિશાળમાં અને ઘરે તો સારું હતું કે માસ્તર પાટીયા પર શીખવતા. અને ઘરે રસોઈ તૈયાર થતી. પણ અહીંતો તે પણ ક્યાંથી ભાગ્યમાં હોય. ઉલટું ઠંડીમાં ૩૬ કલાક ધ્રૂજ્યા એજ વધારાના ! પણ ઈશ્વરનો પાડ કે નદીમાં ડૂબતા બચાવી ઝાડની હોડી મોકલી. પણ ઇશ્વરમાં મને અજબ શ્રદ્ધા હતી. કે ભૂખની હુંડી પણ જરૂરથી સ્વીકારશે. નહિતર કોઈ ભક્તની પાસે સ્વીકરાવશે.

આગળ ચાલ્યો. ચાલતાં ચાલતા થાક પણ સખત લાગેલો ઇશ્વરને પણ શું કહું ? કહેવા જતો હતો ત્યાં ઈશ્વરે મનમાં સમજી એક બાવાજીની ઝૂંપડી હાજર કરી. બાવાજી મારી વાટ જ જોઈ રહ્યા હોય તેમ બારણે જ ઉભા હતા.

'બચ્ચા કહાંસે આતા હૈ ! બાવાજી બોલ્યા.'

'નદીમેં સે' બંદાને ક્યાં જવાબ આપતાં વાર થાય તેમ હતી.'

'અરે ! કૈસી નદીમેંસે આતા હૈ !

સીધો જવાબ દેના ! બાવાજી ઉતાવળથી બોલ્યા.'

'હમકુ પાની પીના હૈ! ઔર ભૂખ ભી બહોત લગી હૈ! તો આપ મુઝે પહેલે ખીલાઓ, ફીર મેં બાત કરુંગા ? કડકડતી ભૂખને શાંત તો પાડવી જોઇએ ને.'

'અચ્છા' કહેતા બાવાજી ફળ ફળાદી અને પાણી લાવ્યા.

આગળ પાછળનો વિચાર કર્યા વિના જ મેં જમવાની શરૂઆત કરી નીરાંતે જમ્યો બાવાજીને મેં મારી બધી વાત કહી. બાવાજી ખુશ થઈ ગયા કે ઘણા દૂરથી ચેલો તેમને ઇશ્વરે આપ્યો. આપણે જાણ્યું. જેમ ઇશ્વરે ઝાડની હોડી મોકલી હતી તેમ આજે પણ ભૂખને શાન્તી કરવા આ બાવાજી મોકલ્યા. આગળ પર જોયું જશે.

'અચ્છા' તેરેકો સૂબે મેં ઉઠકર મેરે લીએ દાતન લાના, પાનીકી બાલદીઆં ભરકર મૂઝે સ્નાન કરના. ઔર અપને મંદિરકી સેવા કરનેકી ફીર ખાના પકાનેકા.'

'અરે ! ઈશ્વર આ બાવાને શી ખબર કે આ બધુ કયાં કોઈ દિવસ કર્યું છે તો આવડશે ! પણ ના ન કહેવી' એવી શાસ્ત્રોની ફરિયાદ છે.

સવારમાં વહેલો ઉઠયો. મહારાજ માટે દાતણ પાણી તૈયાર રાખ્યું. અખાડામાં દરરોજ જતો તેથી અલમસ્ત હતો એટલે ડોલ ખેંચવી એ ભારે વાત નહોતી. તે પણ કર્યું મંદિરના ભગવાનને સ્નાન પૂજા કરાવી. તેનું તો ફળ મળ્યું. કે જાણે પ્રસાદ મળ્યો. પણ હવે 'રસોઈ કરવી' તે મોટો પ્રશ્ન હતો. દેવતા સળગાવતા નહોતો જાણતો ને રસોઈ શી રીતે થાય ? તે વિચારે મૂંઝવણમાં મૂકયો. કોઇક દિવસ ખાવા-કરતાં કોઇકને જોઈ ગએલો એટલે ગમે તેના જાડા રોટલા કર્યા. દૂધ અને મહારાજની પ્રથમની બાકી ચટની લીધી. અને મહારાજને જમવા બોલાવ્યા.

'અરે ! બચ્ચા. તેને તો રસોઈ બહોત ખરાબ કીઈ હૈ.

'દેખ ! તુઝે રોટલે કયું બનાના ચેહી નહિ આતે હૈ ! દાલમેં તો બહોત લૂણ (મીઠું) પડ ગયા હૈ ! કયા બનાયા હૈ.'

'અરે ગુરૂજી મેરેકું તો બહોત અચ્છી રસોઈ લગી. ઔર આપકે મેરી રસોઈ પસંદ બીના આઈ. કયા ગુરૂજી.'

'નહિ, નહિ, મૂઝે પસંદ નહિ હૈ' કલસે મેં બનાવુગા. તૂ કયા બનાયગે અરે ઈશ્વર મારે પણ આટલું જ જોઇતું હતું. તમને ખાનગીમાં પ્રાર્થના નહોતી કરી કે 'પ્રભુ હું રસોઈ જાણતો નથી. ન મેં ખાધું કે ન મહારાજે હરિઈચ્છા.

(અપૂર્ણ)

[ વધુ રસિક ભાગ આવતા અંકમાં આવશે. ]

# કામીનીઆ ઓઇલ

(રજીસ્ટર્ડ.)

**તમારા વાળ ઓળવામાં તમે મગરૂર બનો અને સાથે સાથે તેમનું કોઈપણ પ્રકારની બીમારીથી રક્ષણ કરો.**



લોકો હંમેશાં સૌંદર્યનીજ પૂજા કરે છે એટલે......

એ વાત સાચી છે કે તમારી ભવ્યતામાં વધારો કરવામાં ભરાવદાર બાલ અગત્યનો ભાગ ભજવે છે. આપ રમણીનો સુંદર કેશકલાપ મગરૂરીનું મુખ્ય કારણ થઇ પડે છે. આ ઉપરાંત નિરોગી ભરાવદાર ચળકતા વાળ તમારા શરીરના નિરોગીપણાની સાચી ખાત્રી આપે છે, કામીનીઆ ઓઇલ તમારા માથાને સ્વચ્છ કરે છે અને તેમાં જે કંઇ ખોડો મેલ ભરાયેલો હોય છે તેને બહાર કાઢી નાખી ઝડપથી વાળની વૃધ્ધિ કરે છે, સાથે સાથે તે ભરાવદાર વાળની વૃદ્ધિને ઉત્તેજીત કરે છે.

**બાટલીની કિં. રૂા. ૧-૦-૦, ૩ બાટલીની કિં. રૂા. ૨-૧૦-૦, વી. પી. ખર્ચ અલગ**

મફત નમુના માટે ૧/૨ આનાનો સ્ટેમ્પ બીડો.

**કુલીના ડગ મીશાલ સુગંધી બહેક બહેક ફેલાવતું**

## ઓટો—દીલબહાર [ રજીસ્ટર્ડ ]

દુનિયામાં આકર્ષક અને બિનહરીફ અત્તર છે. જેમાં સ્પીરીટ નહી હોવાથી કોઈપણ ધર્મના બાધ વગર ગમે તે માણસ ઉપયોગ કરી શકે છે. તો આનંદકારક પ્રસંગે આ જગમશહૂર અત્તર વાપરવા માટે આજેજ બાટલી ખરીદો. કિં. ા ઔંસની બાટલી ૧ નાં રૂ. ૧-૪-૦ કિં. ૧ ડ્રામની બાટલી ૧ ના રૂ. ૦-૧૨-૦ કિં ાા ડ્રામની બાટલી ૧ ના રૂ. ૦-૮-૦ કપડાંની પેટીમાં રાખવાના સુગંધી કાર્ડના ડઝનના આઠ આના. નમુનાની શીશી ૧ ના ૨ આના વી. પી. ખર્ચ દરેકમાં જુદું.

## ઓટોલાઇટ ક્વીન [ રજીસ્ટર્ડ ]

મફત સેમ્પલ માટે ૦-૨-૦ની ટીકીટ મોકલો અને પછીથી ૧/૪ ઔંસની બાટલી રૂા ૧-૪-૦ (વી. પી. ખર્ચ જુદું) ની અજમાયશ કરો. તમને લલચાવે તેવી ઇન્ડીઅન નાઇટ ફ્લાવર્સની સુગંધી જોઇને ખરેખર આશ્ચર્યજનક બનશો.

એજન્ટસ : ધી ઓરીએ ઇન્ડીઅન ડ્રગ એન્ડ કેમીકલ વર્કસ, મુંબઇ-૨.

અમદાવાદ સ્ટોકીસ્ટ : ચંદ્રકાન્ત નવસુખલાલ એન્ડ કું. રતન દરવાજા.

પ્રકાશક:—કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ, 'ઔચિત્ય' કાર્યાલય, પીરમશા રોડ—અમદાવાદ
મુદ્રક:—મણીલાલ છગનલાલ પટેલ, સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસ, પાંચકુવા દરવાજા બહાર—અમદાવાદ



## ડોંગરેનું બાલામૃત

છોકરાઓ માટે પુષ્ટીકારક દવા છે, તે નબળા અને સુકાઇ ગયેલાં છોકરાંઓને સાજાં કરે છે. આ બાલામૃતમાં છોકરાંઓના હાડકાં મજબુત કરવાની ચીજો સમાયેલી છે. મધુર છે.

... ઉપરાંત




**વાર્ષિક લવાજમ**

| | | |
|---|---|---|
| [illegible] | બ્રહ્મદેશ | પરદેશ |
| -૪–૦ | ૪–૮–૦ | ૫–૮–૦ |

[illegible](નવ શીલીંગ)



# સ્ત્રીબોધ

| માર્ચ ૧૯૪૨ | અનુક્રમણિકા | વર્ષ ૯૬ અંક ૩ જો |
|---|---|---|
| | છૂટક નકલ આઠ આના | |

ગૃહસ્થ કુટુંબો-સ્ત્રીઓ અને
બાળકોનું માનીતું ને જૂનામાં
જૂનું માસિક પત્રઃ—

# સ્ત્રીબોધ

બાળકસાથે



# એક પત્ર રાર

શ્રી. ઉમેશ કવિ

તારો ભીડેલો બાના સાથ,
પહોંચ્યો પત્ર પ્રિત્યે
વાંચી બીનાં જાણી બધી બહેનઃ
લખી રૂડી રીતે રે.
વળી એમ લેજે સંભાળ, બહેની
કરી અળગી આળપંપાળ, સખી સતસંગે રેઃ

બધું કુશળ છે મારી બેન, સહેજે દિન સરતા રે;
પ્રભુ પ્રતાપે છે સુખચેન, સહુ વાતે સગવડતા રેઃ

ભલી પૂછી તેં ભોળી બાઈ! વિગત સુખ વિષે રે;
બેઠી બાંધે છે કિલ્લા હવાઈ, મોંઘા મારે વિષે રેઃ

નિત્ય પરણ્યોજી પંચ્યોપંડ, ઉંચો જીવ કરતા રે;
મૂકી એકલી અરધું અંગ, ફોરી સંચરતા રેઃ

પછી માળાની માદાઓ માંસ, ચંપાય છોટાં થાણાં રે;
ટૂંગા, ચોવટ, ચોકખલીયાઈ, પાનાં કૂંડી ગાણાં રેઃ

નથી ચાલીના ચોકાપાર, થયું પરવડતું રે;
તોય એકલિયું મન અસવાર, ઉડે આભ ફરતું રેઃ

સખી ઃ સાંભરે સીતાતુલ્ય, સાસુ સ્નેહમૂર્તિ રે;
સાથે ! નાનો દેરીડો ફૂલ; પ્રતિમા પાંગરતી રેઃ

નથી કોઈ માંતીની ન્યૂન, જેના પુન્ય પ્રતાપે રે;
બીજા સસરા પગર ઘર શૂન્ય, સખી સંતાપે રેઃ

ઝંખુ જેઠાણી જેઠની જોડય; સારસજોડી સરસી રે;
લઈ બાળુડાં સૂતાં સોડય, માળે હંસહંસી રેઃ

સોજી શરમાળ ને સુશીલ, સાહેલી સમાણી રે;
નાની નમણી નાગરવેલ્ય, શાણી દેરાણી રેઃ

નથી ભૂલાતી 'ચંદન આડય', 'ઘરની ફૂલખરણી' રે;
નણદી 'વહેતી નદી' 'ઘરની વાડય', સાચી સદાચરણી રેઃ

સખી! લાગે છે આંહીનાં સુખ, હૈયા સૂનાં સરતાં રે;
લૂખાં રૂપકડાં એવાં સુખ, પ્રભુ રાખે ખરતાં રેઃ

વળી વળતી ટપાલે વાત, ભલી થઈ ભણજે રે;
શોધી જોતું કારવતું સાથ, જૂદાઈ ન ગણજે રેઃ

તંત્રીઓ :
શ્રી. પુતળીબાઈ કાબરાજી
શ્રી. કેશવપ્રસાદ દેસાઈ

વર્ષ ૮૬ * અંક ૩
માર્ચ
૧૯૪૨
સળંગ અંક : ૧૦૨૨

# સર્વનાશ.



રાગ-બાગેસરી. તાલ-દાદરા.

જગ જાણે સનાથ, તોય બ્હેન છું અનાથ,
નાથ નિર્દયના ત્યાગે હૃદય બાળવાં.

રીતિ જૂઠી જગનીમાં દેહદાન દઈ દીધાં;
પ્રીતિ યજ્ઞે આશ જીવન ભસ્મ સૌ કરી દીધાં.
દીધાં તન, ધન ને મન,
મળ્યા સ્વામી સુજન.
પ્રેમ પીયુષ રૂપ વિષ વિષધર શાં કારમાં,
દંખ ઝેરીની વેદનાએ આંસુડાં ઢાળવાં,
નાથ નિર્દયના ત્યાગે હૃદય બાળવાં.
હાય! સર્વસ્વ લીધું, પદ અર્ધાંગનાનું દીધું;
રંક હૃદય ખાલી કીધું, કયમ આ જીવન લુંટી લીધું.
શુન્ય દેહ પીંજરના ત્યાગ કીધા કારમા,
મૃતવત્ આ દેહ દ્રોહ આગે પ્રજાળવા;
નાથ નિર્દયના ત્યાગે હૃદય બાળવાં.
આયુષ્ય વ્યતીત કેમ? હૈયા વિણુ આ થશે,
દેહલતા અટવાતાં જીવન રોળાઈ જશે;
ભરોસો ભુલી હું સુમ્મ જગનાંની રીતથી,
લગ્ન જીવન હોમ હૈયા સૂનાની પ્રીતથી.
આશ તૂટયા ઉર સાથ,
વિનતું બ્હેન હું અનાથ;
સુવર્ણ શી કરી કસોટી જીવન સમર્પવાં,
શ્રેય સાચું સંસ્કૃતિથી કૌમાર્ય પાળવાં;
નાથ નિર્દયના ત્યાગે હૃદય બાળવાં.

સૌ. હસુમતિ ધીરજલાલ દેસાઈ.

# કુસુમ, કિશોર અને કીર્તિ

લેખક : શ્રી. શાંતિલાલ:તોલાટ

(૧)

અસહકારના આંદોલનો સારાય ગુજરાતમાં વ્યાપી રહ્યા હતાં. ગાંધીજીની દાંડીકૂચ શરુ થઈ ગઈ હતી.

કુસુમ અને કિશોર ગુજરાત કૉલેજના બી. એ. ક્લાસના વિદ્યાર્થીઓ હતા—કુસુમ જ્યુનીઅરમાં હતી અને કિશોર સીનીઅરમાં હતો. બન્નેનો ઐચ્છિક વિષય અંગ્રેજી હતો. આ વિષયના સીનીઅર તેમજ જ્યુનીઅરના વ્યાખ્યાનો એકત્ર જ અપાતા. બન્નેને અંગ્રેજી સાહિત્ય પ્રત્યે અભિરૂચિ હતી: તેઓ એકબીજાની "નોટસ" નો વિનિમય કરતા. આ સહાધ્યાયીત્વ મૈત્રીમાં પરીણમ્યું. કુસુમ અને કિશોર દૃઢ મિત્રો બન્યાં. બાયરન અને શૈલીથી માંડી કાલિદાસ અને ભવભૂતિ સુધી તેમનો વાર્તાલાપ વ્યાપી રહેતો. તેઓ મળતાં, સાથે ફરવા જતાં અને અનેક આનંદગોષ્ઠિઓ કરતાં. થોડાંક માસમાં આ મિત્રો પ્રણયી બન્યાં.

(૨)

કુસુમના પિતા સર રાસબિહારી એક ઘણા જ સાહસિક વ્યાપારી હતા. ગુજરાત છોડીને તેઓ નાનપણમાં જ વ્યાપારાર્થે બ્રહ્મદેશ સીધાવ્યા હતા. રંગુન અને કલકત્તાના બંદરો વચ્ચે તેમની સ્ટીમરો ફરે એ એમની અભિલાષા હતી. આપ બળથી તેઓ આગળ વધ્યા અને તેમની આ અભિલાષા ફળી. સાહસને પગલે પગલે શ્રી પણ આવી અને પંદર વર્ષના ટુંક ગાળામાં ગુજરાતના ગામડામાંથી પૈસા કમાવા નીકળેલો રાસવિહારી એક અતિ શ્રીમંત વ્યાપાર વીર બન્યો—સાદો રાસબિહારી સર રાસબિહારીમાં પરિવર્તન પામ્યો.

તેને સંતાનમાં એક માત્ર પુત્રી હતી—અને તે કુસુમ. પિતાની અત્યુત્કટ ઈચ્છા હતી



કે પુત્રીને સારામાં સારું શિક્ષણ મળે. પોતે આજે રંગુન તો કાલે કલકત્તા અથવા ચિતાગોંગ એમ ફરતા રહેતા હોવાથી તેમણે કુસુમને અભ્યાસાર્થે પોતાના એક નિકટના સ્નેહીને ત્યાં અમદાવાદ રાખી. કુસુમનો બી. એ. થયા બાદ તે રંગુનમાં આવે એવી એમની યોજના હતી.

કિશોર એક મધ્યમ સ્થિતિના પરંતુ સંસ્કારી માબાપનો એક માત્ર પુત્ર હતો. અસહકારના આરંભથી જ તે રાષ્ટ્રયજ્ઞમાં આહુતિ આપવા તત્પર બન્યો હતો પરંતુ માબાપની અકિંચન સ્થિતિને લીધે તે તરત ઝંપલાવી ન શક્યો. બી. એ. ની પરીક્ષાને હવે ઝાઝો સમય ન હતો અને પોતે એક વર્ષ બગાડે તો વૃદ્ધ પિતાને જરૂર આઘાત લાગે એમ વિચારી તેણે પરીક્ષા બાદ સત્યાગ્રહમાં જોડાવાનો નિર્ણય કર્યો. તે ઘણો જ સંસ્કારી અને સ્વમાની હતો અને કુટુંબની નિષ્કિંચનતા તેને સાલતી.

પરન્તુ કુસુમના પરિચય સાથે તેના હૃદયમાં પ્રણયના અંકુરો ફૂટ્યાં. પ્રણય, અભ્યાસ અને

# હરી ચરણે*

( રાગ. બાગેશ્વરી )

ઉદ્ધવજી વિચરૂં વિદુરને ઘેર—ટેક
મહેલ મંદિર મારા મનમાં ન આવે
સાધુની ઝુંપડી ભલી—૧
પય પકવાનમાં ન ચિત્ત મારૂં ચોંટે
ભાવે ભાજી એ ભાવભરી—૨

× × ×

વિદુર નારી, ભકિત નિહારી
છોડાં જમ્યા ગિરધારી—૩
હીનતાના પાત્રે મન મણી મુકી
ભેટ ભાવે ભગવાનને ધરી—૪
જુઠી માયા પ્રભુ પાસે ન આવે
કનક ચિત્ત કરી ચરણે ધરી—૫

કનકકુંવરબા, માળિયાવાળા.

* ગં. સ્વ. કનકકુંવરબા માળિયાના રાજમાતા છે. સ્વ૦ માળિયા ઠાકોર શ્રી. હરિશ્ચંદ્રસિંહજી સાહેબના અવસાન પછી તેઓશ્રી ધાર્મિક ગ્રંથોના અધ્યયનમાં ચિત્ત પરોવી રહેતા હોવાથી આ ભજનની સ્ફુરણા થતાં 'શ્રીબોધ'ની વાંચક બહેનોને તેમણે પોતાની કૃતિ આદર કરી છે. માંડવાના સાહિત્યરસિક સ્વર્ગસ્થ કુ. શ્રી. મોતીસિંહજી મહીડાના આ બ્હેનશ્રી પણ પોતાના બંધુની માફક સાહિત્યસેવા કરે એ આદરણિય છે.—

માતૃભૂમિ પ્રત્યેના કર્તવ્યના ત્રિકોણમાં એ પોતાનું લક્ષ્યબિન્દુ વિસર્યો નહિ. પરીક્ષા સમાપ્ત થયા પછી જ તેણે કુસુમ સમક્ષ પોતાનું હૃદય ખોલ્યું.

કુસુમ કિશોર તરફ આકર્ષાઈ હતી એ નિઃશંક હતું પરંતુ તેનો લગ્નનો વિચાર એક વર્ષ પછી જ હતો–શા માટે પોતે પણ બી. એ. ની ઉપાધિ મેળવીને સંસારયાત્રામાં ન ઝંપલાવે ?



કુસુમ કિશોર

સાબરમતીની શુભ્ર રેતીમાં કિશોર અને કુસુમતી પ્રણયગોષ્ઠિ પર શ્વેત ચંદ્રિકા અમીવર્ષણ કરી રહી હતી. આજે કિશોર પરીક્ષાની શૃંખલામાંથી મુક્ત બન્યો હતો અને રાત્રે વાળુ કર્યા પછી તે કુસુમતી સાથે ફરવા નીકળ્યો હતો. નદી તટ પર નિરવ શાંતિ વ્યાપી રહી હતી. લગ્નની સૂચના મુકવાની તક કિશોરે આ વેળાએ સાધી. લગ્ન કર્યા બાદ તે અસહકારની લડતમાં સક્રિય ભાગ લેવાનો હતો એ વાત પણ તેણે કુસુમને કહી.

કુસુમ પોતાના પ્રણયીની જીવનકિતાબ વંચાતી સાંભળી રહી. તે એક તરંગી યુવતી હતી અને જીવનનાં અંતિમ મૂલ્યો શાં તેનો હજી સુધી નિર્ણય કરી શકી નહોતી–અને તેને નિર્ણય કરવાની જરૂર પણ શી હતી ? શું તે સર રાસબિહારીની એકમાત્ર પુત્રી નહતી ?

અને સર રાસબિહારીની નિર્ણયાત્મકતા ક્યાં ઓછી હતી ? તે કિશોરને સાંભળી જ રહી.

"કુસુમ, તેં તારા વિચારો ન દર્શાવ્યા," કુસુમને શાંત રહેલી જોઈ કિશોર બોલી ઊઠ્યો.

"કિશોર, મારા વિચારો અને તમારા વિચારો ટુંક સમયને માટે એક ન બની શકે તો ?" ગંભીરતાથી કુસુમે જવાબ આપવાને બદલે પ્રશ્ન પૂછ્યો.

કિશોર કુસુમના સુંદર વદન પર મીટ માંડી રહ્યો. રમ્ય ચંદ્રિકા કુસુમના શુભ્ર વદનને વધુ શુભ્ર બનાવી રહી હતી. કુસુમનો પ્રશ્ન અનુત્તર જ રહ્યો. નિરવ શાંતિ વ્યાપી રહી. પોતાના વદનના નિરીક્ષણમાં તન્મય બનેલા કિશોરને ઉદ્દેશીને તેણે વાર્તાલાપ આગળ ચલાવ્યો:

"આપણા વિચારો એક ન બની શકે એનો અર્થ એટલો જ કે મારો ઈરાદો મારી ડીગ્રીની પરીક્ષા પત્યા પછી જ લગ્ન કરવાનો છે. મારા પિતાશ્રીને પણ આ બાબતમાં પૂછવું બાકી છે. કિશોર, તમે એક વર્ષ વધુ વાટ ન જોઈ શકો ?"

કુસુમના આ પ્રશ્ને કિશોરના મીઠા વ્યવસાયમાં ભંગ પાડ્યો. તેનો જવાબ તૈયાર જ હતો.

"કુસુમ, હું એક વર્ષ શું પણ અનંત વર્ષો તારી વાટ જોવા માટે તૈયાર છું પરન્તુ મારી ઈચ્છા એવી છે કે લગ્ન કર્યાં બાદ જ હું સત્યાગ્રહમાં જોડાઉં તો સારું."

"એટલી ઉતાવળ શી છે વળી ?" કુસુમે પૂછ્યું. તેના વદન પર હાસ્ય રમી રહ્યું હતું. "હું કંઈ ભાગી જવાની નથી."

"તારો શો ભરોસો ? તું શ્રીમંત પિતાની એક માત્ર પુત્રી અને હું જેલ જાઉં તે દરમ્યાન તું રંગુન ભાગી જઈ અને વિસારે પાડે તો ?" કિશોરે પણ હસીને કહ્યું.

"કિશોર, પિતાજીની સંમતિ તો મેળવવી જ જોઈશે ને ? આજે જ હું એમને સવિસ્તર પત્ર લખું છું." કુસુમ કિશોરનું લગ્ન તત્કાળ પતાવવાનું દૃષ્ટિબિન્દુ અને તેની પાછળના કારણો હવે બરાબર સમજી ગઈ હતી. કિશોર સત્યાગ્રહ આદરે, લાંબો કારાવાસ ભોગવે એ દરમ્યાન પોતે પણ અપરિણીત રહે એ ઈચ્છવા જોગ નહતું. શા માટે તે કિશોરની પત્ની તરીકે એને હસતે વદને વિદાય ન આપે ? કિશોરના કારાવાસ દરમ્યાન પોતે સહેલાઈથી અભ્યાસ પૂર્ણ કરી ડીગ્રી મેળવી શકશે.

## ....વેણી....



**શ્રી ચંદ્રકાન્ત મંગળજી ઓઝા.**

લાવી ફૂલની વેણી,
માલનિયાં લાવી ફૂલની વેણી.
રૂમઝુમતી રસમાલણ આવી,
પગનાં ઝાંઝરિયાં ઝમકાવી;
શશિવદની મૃગનેની,
માલનિયાં લાવી ફૂલની વેણી.
સ્નેહવાડીનાં સુમનો વીણી,
હૈયા હીરે ગૂંથી ઝીણી;
વેણી મધુર મઝેની,
માલનિયાં લાવી ફૂલની વેણી.
અનુપમ એ અંબોડે ઝૂલે,
કોણ વેણીનાં મૂલડાં મૂલે ?...
મૂલે વીરની બ્હેની,
માલનિયાં લાવી ફૂલની વેણી.

અને ભવિષ્યના સુરમ્ય સ્વપ્નો ઘડ્યાં પછી આ પ્રણયીઓ છૂટાં પડ્યાં.

(૩)

રંગુનના એક ભવ્ય પ્રાસાદમાં જાણીના ઉદ્યોગપતિ સર રાસબિહારી એક પત્રને એકાગ્ર ચિત્તે વાંચી રહ્યા હતા. તેમના મુખ પર બદલાતા ભાવો તેમની વિચારસૃષ્ટિનું દિગ્દર્શન કરાવતા. પત્ર ફરીથી વાંચ્યો અને તેમના વદન પર ગંભીરતા છવાઈ રહી. "મારે આ કિશોરની અને તેનાં કુટુંબીજનોની સવિસ્તર માહિતી મેળવવી પડશે"–તેઓ બબડ્યા.

રંગુન અને અમદાવાદ વચ્ચે તે દિવસે ઝડપી તારોની અદલાબદલી થઈ. સર રાસબિહારીના અમદાવાદનિવાસી સ્નેહીએ કિશોરની ઉજ્જવળ કારકીર્દિ, સંસ્કારિતા અને મધ્યમ સ્થિતિની સંપૂર્ણ માહિતી પાઠવી.

કુસુમે પોતાની સંમતિ સિવાય એક સાધારણ સ્થિતિના યુવક સાથે પોતાનું ભવિષ્ય જોડવા નિર્ણય કર્યો એથી સર સાહેબના ગુમાન અને સ્વમાનને ઘણોજ આઘાત લાગ્યો. અનેક શ્રીમંત પિતાના પુત્રો કુસુમના હસ્તની યાચના એમની પાસે કરી ચૂક્યા હતા–પરંતુ પુત્રીના અભ્યાસમાં વિક્ષેપ ન આવે તે માટે તેમણે એ સર્વને પાછા ઠેલ્યા હતા. આજે કુસુમ પોતાની સર્વ ઇચ્છાઓ પર પાણી ફેરવી રહી હતી પણ ગોરી ચમની અને શિક્ષિત પુત્રીના નિર્ણયનો વિરોધ કરવો તેમને અયોગ્ય લાગ્યો. પોતે કુસુમને કેટલી ચહાતા હતા? પોતે એના નિર્ણયની સામે થશે તો જરૂર કુસુમને એની સદ્‌ગત માતાની ખોટ સાલ્યા વિના નહિ રહે. કુસુમ સિવાય એમને અન્ય કોણ હતું? કંઈ નહિ. કિશોરને તે પોતાને ત્યાંજ રાખશે–પોતાના જ વ્યાપારમાં જોડશે. એમણે સંમતિનો તાર મૂક્યો.

અમદાવાદમાં તાર મળતાં બીજે દિવસે કુસુમ અને કિશોર વૈદિક લગ્નવિધિથી જોડાયાં અને વળતે દિવસે પ્રાંતિક સત્યાગ્રહ સમિતિમાં કિશોરે પોતાનું નામ નોંધાવ્યું.

અને સમરસ–સંગ્રામમાં ભાગ લેવાને માટે કિશોરને એક વર્ષનો કારાવાસ મળ્યો.

આમ લગ્નજીવનની શરૂઆતમાંજ કુસુમે કિશોરને ખોયો. ઊર્મિલતાના પહેલાં વેગમાં એ ખેંચાઈ અને લગ્નનું શું અંતિમ મૂલ્ય છે તેના પર બરાબર વિચાર કરી શકે તે પહેલાં તો તે કિશોરના પત્નીપદે સ્થપાઈ ચૂકી. યૌવનનો આવેગ કદીય ભવિષ્યનો ઝાઝો વિચાર ટકવા દેતો નથી. ઊર્મિના તરંગો અને ગણતરીના ચોકઠાંનો મેળ કદીય મળ્યો નથી.

કિશોરના કારાવાસ પછી કુસુમ દિશાશૂન્ય બની ગઈ. અમદાવાદનું જીવન હવે તેને એકલવાયું લાગવા માંડ્યું. ડીગ્રી સંપાદન કરવા પ્રત્યે હવે તેને ઝાઝો મોહ ન રહ્યો. મે વેકેશનમાં તે રંગુન ગઈ.

સર રાસબિહારી પુત્રીને જોઈ ઘણોજ આનંદ પામ્યા પરન્તુ જમાઈના કારાવાસના સમાચારે એ આનંદ નષ્ટપ્રાય કર્યો. શા માટે કિશોરે આમ ઝંપલાવ્યું હશે? પોતે કિશોર માટે શી શી યોજનાઓ કરી હતી! પોતે એક લક્ષાધિપતિ નાઈટ અને પોતાનો જમાઈ એક સાધારણ કારાવાસી! આ સ્થિતિ તેમને અસહ્ય લાગી. પોતે બરાબર અને પૂરેપૂરી તપાસ કર્યા વિના કુસુમના લગ્નમાં સંમત થયા એ વાત તેમને ખટકવા લાગી.

રંગુનના અવનવા વાતાવરણમાં કુસુમના દિવસો ઝડપભેર વીતવા માંડ્યા. જુનની વીસમીએ કોલેજ ખુલતાં અમદાવાદ જવાનો તેનો નિર્ણય હતો પરંતુ પિતાએ હવે તેને પોતાની દૃષ્ટિ આગળથી જવાની રજા ન આપી–અને કુસુમનો અભ્યાસ અધુરો રહ્યો. બ્રહ્મદેશ અને બંગાળાના નિરનિરાળા સ્થળોએ તે પિતા સાથે પ્રવાસમાં ગઈ. જેલનિવાસી કિશોરની મૂર્તિ અનેકવાર તેની દૃષ્ટિ સમક્ષ રમતી પરંતુ નવીન વાતાવરણના ઉત્સાહમાં એ દીર્ઘસ્થાયી ન બની શકતી.

પોતે અમદાવાદ હોત તો કિશોરને કેટલી સહેલાઈથી જેલમાં મળી શકત? શા માટે હજીય

તે અમદાવાદ ન જાય ? શા માટે તે કિશોરની નજીક રહી તેના સમાચાર ન મેળવે ? પરંતુ સર રાસબિહારીએ કુસુમના કિશોર પ્રત્યેના મમત્વ પર ઠંડું પાણી રેડયું. અમદાવાદ જવાની હવે શી જરૂર છે ?

કિશોર છૂટયા પછી રંગુન જ શા માટે ન આવે ? હજુય સર રાસબિહારી કિશોરની નિર્ધનતાને માફ કરી શક્યા નહોતા. કુસુમના ઉતાવળા લગ્નને લીધે સમાજમાં તેને હાંસિપાત્ર બનવું પડયું હતું. ક્યાં સર રાસબિહારીનો દરજ્જો અને ક્યાં કિશોરનો ?

આમ બેદરકારી અને શિથિલતામાં એક વર્ષ વીત્યું—અને જાણ્યેઅજાણ્યે કુસુમ કિશોરથી અળગી બની રહી.

(૪)

સાબરમતી જેલમાં એક વર્ષ પૂરું કરી આજે કિશોર પુનઃ સ્વતંત્ર બન્યો છે. એક વર્ષમાં તેણે શી શી અભિલાષાઓના ચૂરા થતા નિરખ્યા હતા ! પોતાની પ્રિય કુસુમના પત્રોની તેણે કેટલીય ઝંખના સેવી હતી ! હૃદયરાણીની મુલાકાતની આશામાં તેણે જેલના દરવાજા ઉઘડતાં નિરખી કેટલો આનંદ થતો—પરંતુ એ આશા સદાય નિરાશામાંજ પરિણમતી. સારાય વર્ષમાં કુસુમ તેને મળવા પણ ન આવી—એટલું જ નહિ પણ પત્રવ્યવહાર પણ ન કર્યો. કુસુમની આ બેદરકારીથી તેનું હૃદય ઘવાયું. હવે તે મુક્તિ પામ્યો ત્યારે તેને મુક્તિ જરાય મૂલ્ય વિનાની લાગી. મુક્તિ ! કોને માટે ?

માતાપિતા તરફથી માલમ પડયું કે કુસુમ તેના કારવાસ પછી રંગુન ગઈ હતી તે પાછી ફરીજ નહોતી—મિત્રો તરફથી માલમ પડયું કે કુસુમે અભ્યાસ પણ છોડી દીધો હતો. આ સમાચારો સાંભળી તેના મનમાં અનેક તર્ક વિતર્કો થયા. કુસુમની બેદરકારીનું કારણ તે શોધવા મથ્યો અને તેણે એક વ્યથાભર્યો પત્ર પોતાની જીવનસખીને રંગુન પાઠવ્યો.

રંગુનથી અઠવાડીયું વીતી જશે એવી આશા સેવતા કિશોરને સત્વર રંગુન આવવાની તાકીદ કરી હતી.

કુસુમના પુનર્મિલનને ઝંખતો કિશોર રંગુન ગયો. બંદર પર કુસુમ તેને તેડવા આવી હતી. કુસુમે પોતાના પતિને આવકારવા પ્રયત્ન કર્યો પરંતુ તેનું ઝંખવાણું પડી ગયેલું વદન કિશોરથી છૂપું ન રહ્યું. આનું કારણ કિશોર ન કળી શક્યો. પોતાના સસરા પણ બંદરે આવ્યા નહોતા એ વાત પણ કિશોરની દૃષ્ટિ બહાર ન રહી.

ઝડપી મૉટર કિશોર તથા કુસુમને સર રાસબિહારીને બંગલે તેડી લાવી—અને સર સાહેબે પોતાની પુત્રીના જીવનસૂત્રધારને જોયો. કિશોરનો ખાદીનો સ્વાંગ તથા શ્વેત ગાંધીટોપી, સર સાહેબને ખૂંચ્યાં. તે છતાંય વિવેક દર્શાવવાને ખાતર તેમણે કિશોરના કુશળ વર્તમાન પૂછયા અને સંધ્યાકાળે નિરાંતે ભવિષ્યની યોજનાઓ પર વાર્તાલાપ કરવાનું તૈયાર રહેવા જણાવ્યું. [ અપૂર્ણ ]



# સ્ત્રી એ પ્રજાની માતા છે

**શ્રી. દેવચંદ રામજી આઠતીયા.**

શા લના શારદા એક્ટને પરિણામે કન્યાઓનાં લગ્ન મોટી ઉંમરે થવા લાગ્યાં
પરંતુ તેથી પણ કંઇ સમાજનું શ્રેય થઈ
ું જણાતું નથી. કેમકે એવી મોટી ઉંમરની
યાઓ નિર્ધનતાના કારણે દુર્લંઘ્ય મનુષ્યોના
થમાં ફસાઈ પડે છે અને એથી ભ્રષ્ટ કન્યા-
ાનું ભાવીજીવન વિશુદ્ધ રહેવું અસંભવિત છે.
ાં, એ ઉંમરનો વધારો પણ એટલેથી જ
ટકશે એમ લાગતું નથી. અમુક ઉંમરે લગ્ન
ાવાં જ જોઈએ એવું બંધન એકવાર તૂટયું
પછી તે ક્યાં જઈને અટકશે તે કોઈ કહી
કાય જ નહીં. પ્રાચીન આદર્શ ગયો. અને
ો પાશ્ચાત્ય આદર્શ એવો આવ્યો કે આર્થિક
ાર પૂરેપૂરો ઉપાડી ન શકાય ત્યાંસુધી
ગ્ન જ કરવાં નહીં. કુટુંબ બંધન છૂટીને
ાક્તિ સ્વાતંત્ર્ય એટલું વધી ગયું કે લગ્નમાં
ણુ પરતંત્રતા ભાસવા માંડી; અને સંતાનો
ારરૂપ લાગવા માંડ્યાં. અને, આર્થિક દુર્દશા
ા વધતી જ ચાલી. ઉત્પન્નનાં સાધનો ઘટતાં
યાં અને ખર્ચના રસ્તાઓ પાશ્ચાત્ય અંધ
ાનુકરણના પ્રતાપે વધતા જ ચાલ્યા.

વળી, સ્ત્રીએ લગ્ન કરવું જ જોઈએ એ
ાાર્યભાવના પણ નષ્ટ થઈ. પુરુષો આર્થિક-
ાન દશાના કારણે લગ્નથી દૂર રહેવા લાગ્યા,
ા સ્ત્રીઓ સ્વાતંત્ર્યની ભ્રામક ભાવનાથી લગ્નને
ંધન સમજવા લાગી. પરિણામે, લગ્ન કરવાં જ
ા માટે એવી વિપરીત ભાવના પ્રસરી રહી.
યાંસુધી સંયુક્ત કુટુંબની પ્રથા હતી ત્યાંસુધી
ાવું પરિણામ આવેલું નહીં. પણ સ્ત્રીભાવના
ટ થઇ જતાં અને વ્યક્તિ સ્વાતંત્ર્યની ભાવના
ી પડતાં હવે લગ્ન એ બંધન લાગવા માંડ્યું.

છતાં, કામવાસના તો છૂટાઈ નહીં. એ જીતવા માટેનું સંયમ, ત્યાગ, અને સેવાભાવનાનું આર્થશિક્ષણ ભૂલાઈ ગયું. એટલે નવીન શિક્ષણે સ્વચ્છંદ ખીલવ્યો તથા સંતતિ વિરોધના ઉપાયો બનાવ્યા. પરિણામ એ થયું કે પ્રાચીનકાળમાં બાલ વિધવાઓ હતી તેને બદલે હાલમાં પ્રૌઢ કુમારિકાઓ વધવા માંડી. આનું પરિણામ પશ્ચિમ કરતાં અહીં વધારે વિઘાતક આવશે. કેમકે ત્યાં તો કુમારિકાઓ માટે પણ સ્વતંત્ર નિર્વાહનાં સાધનો હોય છે, જ્યારે અહીં તે માટેનું ક્ષેત્ર જ ઘણું સંકુચિત છે અને નિર્ધનતા વ્યાપક છે.

ઇંગ્લંડમાં પ્રૌઢ કુમારિકાની સંખ્યા આપણે ત્યાંની બાલ વિધવાની સંખ્યા કરતાં વધારે છે. ત્યાં ધંધા માટે આપણા કરતાં વધારે સવડ હોવા છતાં એવી ઘણી કુમારિકાઓને મજુરી અગર ગુલામી કરવી પડે છે અને તે પૈકી ઘણીને પ્રગટ કે અપ્રગટપણે વેશ્યાવૃત્તિ સેવવી પડે છે. તે પરથી આપણા ભાવીની કલ્પના કરી લેવી !

બાલવિધવા કરતાં પ્રૌઢ કુમારિકાની આપત્તિ કંઈ ઓછી નથી. તારુણ્યના વિકારો તો સૌને સરખા જ નડે ! ઊલટું, પ્રૌઢ કુમારિકાઓ તો આશામાં ને આશામાં વિશેષ મોહમાં પડતી રહે. પરિણામે પછી દુરાચાર અને ભ્રૂણહત્યા કે ગર્ભપાતના પ્રસંગો આવેજ. વળી, યોગ્ય ઉંમરે થતા કુદરતી વિકારોને અયોગ્ય રીતે રોકવા જતાં માનસિક રોગો પણ વધી પડે.

બાળકોના લાલનપાલન તરફ સ્ત્રીઓની જે કુદરતી વૃત્તિ વિકસવી જોઈએ, તેને બદલે બાળકો ન થાય, અને થાય તો તેના જન્મ

પહેલાં કે જન્મ પછી તરત જ તેનો નિકાલ થઈ જાય, એવી અકુદરતી દુષ્ટભાવના પરિણીત સ્ત્રીઓમાં પણ પ્રસરવા લાગી છે અને તેના પરિણામે સંતતિ નિયમન તથા સંતતિ નિરોધ શિષ્ટ વર્ગમાં પણ શિષ્ટ ગણાવા લાગ્યું છે. તેનું કારણ આર્થિક જણાવવામાં આવે છે, પણ તે કુદરત વિરોધી અને સ્ત્રી સ્વભાવને કેવળ પ્રતિકૂળ છે તેમ ના કહી શકાશે કે? અને છતાં, તે ઉપાય પણ સફળ નથી. ગમે તેટલા પ્રયત્નો છતાં કુદરતી પ્રવાહ અટકતો જ નથી, અને અટકાવાનો વિશેષ પ્રયત્ન છતાં માનસિક રોગો વધતા જ જાય છે અને વિકારો તો શમતા જ નથી પણ ઊલટા વધતા જાય છે. એ વિકારો શમાવવા માટે અલબત્ત સંયમ એ અચૂક ઉપાય છે. પણ તે સાધવા તરફ કોઈનું વલણ નથી. વિકારો તો સૌને સેવવા છે, પણ તેનું ફળ ભોગવવું નથી?

સ્ત્રીઓ માટે જ આર્યભાવના ત્યાગ, સેવા અને પરોપકારની છે. શું કુમારીકા કે શું પરિણીતા કે શું વિધવા, પણ એ દરેકે આ ભાવનાનું ધ્યેય રાખીને જીવન જીવવાનું છે. ભોગવિલાસ એ આર્યોનું કદાપિ ધ્યેય હતું જ નહીં. અને જ્યાંસુધી એ ઉચ્ચ ધ્યેય તરફ આપણું લક્ષ હતું, ત્યાંસુધી આપણે સંસાર સુખપૂર્ણ હતો સ્ત્રીઓ એ ભાવનાથી જ કુટુંબનું પરિપાલન જીવનભર કરતી, અનેક બાળકોને વત્સલતાથી ઉછેરતી અને ઘરને સ્વર્ગ બનાવતી. આર્યસ્ત્રીઓ પોતાને દાસી કહેવરાવતી, પણ તે ખરેખર જ ઘરની લક્ષ્મી હતી અને તેને લીધે જ ઘર એ ઘર હતું.

આર્યોની આ ઉચ્ચ ભાવનાને લીધે જ વિધવા સ્ત્રીઓ પુનર્લગ્નનો વિચાર પણ કરતી નથી, પણ ગત પતિના કુટુંબની જ સેવા કરવાનો વિચાર કરીને ત્યાગ અને પરોપકારથી જીવન ગાળે છે. પોતાની સંતાન વત્સલતા તે કુટુંબનાં સંતાનોને પાળીને પોષે છે અને પોતાના પ્રેમનો પ્રવાહ તે સ્વાર્થ તરફ ન વાળતાં કુટુંબીઓની સેવા તરફ વાળે છે. એ રીતે પોતે કેવળ ત્યાગી જીવન ગાળે છે અને સમાજને ત્યાગ, સંયમ, સેવા તથા પરોપકારના પાઠ શીખવે છે.

પાશ્ચાત્યોના અનેક સારા ગુણો તરફ વળવાને બદલે આપણે હાલમાં ભોગ, વૈભવ અને લાલસાની પછવાડે ભટકીએ છીએ. પુરુષો એવી ભ્રમણામાં પડયો છે તેની સાથે સ્ત્રીઓ પણ પડી છે. સંયમની આદર્શ ભુલાઈ જઈને ભોગનો આદર્શ પ્રધાન થઈ પડયો છે. પરિણામે સ્ત્રીઓ જે સેવામૂર્તિ, ત્યાગમૂર્તિ અને પરોપકારમૂર્તિ હતી, તે ભોગ, વિલાસિતા, અને લાલસાની મૂર્તિ થઈ પડી છે. સ્ત્રી સ્વાતંત્ર્ય અને સ્ત્રીઓના વિશિષ્ટ હક્કના નામ નીચે આપણો સમાજ સ્વચ્છંદતા અને વિકાર વશતાના ગર્તમાં જઈ રહ્યો છે. સેવાને બદલે સ્વસુખની ભાવના વધી છે. ત્યાગને બદલે ભોગ વધી પડયો છે અને પરહિતને બદલે સર્વહિતની દષ્ટિ મુખ્ય થઈ પડી છે.

સ્ત્રીઓમાં હાલ જે માનસિક રોગો વધી પડયા છે તેનું પણ એજ કારણ છે. સંયમ સિવાયના કામવાસનાના કૃત્રિમ નિરોધનું જ એ કુદરતી પરિણામ છે. સ્ત્રીઓમાં અશક્તિ અને નિર્બળતા વધી પડવાનું પણ એજ કારણ છે. આવી રોગિષ્ટ કુમારિકાઓ પરિણીત સ્થિતિમાં આવ્યા પછી પણ તદ્દન નીરોગી રહી શકતી નથી અને તેના તે રોગો સંતતિમાં તેમજ કુટુંબમાં પણ પ્રસરે છે.

આપણા દેશમાં દર વર્ષે બે ચાર હજાર વિધવાઓ ભ્રુણહત્યાઓ કરે છે. એવાં બાળકોનું પાલન કરી શકાશે નહીં એમ માનીને અગર સમાજમાં બે આબરૂ થશે એમ માનીને આપણી વિધવાઓને તેમ કરવું પડે છે. પણ જે દેશની અર્ધોઅર્ધ સ્ત્રીઓ શું કુમારિકાઓ કે શું સધવાઓ કે શું વિધવાઓ આવી ભ્રુણ હત્યાઓ લાખોની સંખ્યામાં યોગ્ય કર્તવ્ય જાણીને કરે છે, એ દેશને શું આપણે આદર્શ

કરાવીશું? અને આપણી સ્ત્રીઓ તેનું અનુકરણ કરે એમ ઇચ્છીશું?

એ પાશ્ચાત્ય લોકો વધારે સંતતિનું સારી રીતે પાલનપોષણ નહીં થઈ શકે એમ માનીને આવી ભ્રુણહત્યાઓને યોગ્ય ગણે છે. પરંતુ સંતતિનું સારી રીતે પાલનપોષણ એટલે શું? શું આપણો ગરીબ વર્ગ પોતાની સંતતિનું યોગ્ય રીતે પાલનપોષણ કરવાને એ પાશ્ચાત્ય શ્રીમંતોના કરતાં ઓછો વત્સલ છે? આપણી નિર્ધનતા જોતાં તો એમની સરખામણીમાં આપણી બધી પ્રજા જન્મતા પહેલાં જ નષ્ટ કરી નાખવા લાયક ગણાય? અને એ દૃષ્ટિથી તો જન્મ્યા પછી પણ આપણાં બધાં બાળકો નષ્ટ કરવા લાયક ગણાય! વળી સરકાર પાસે કાયદો કરાવીને પણ એમની દૃષ્ટિથી તો આપણાં ઉછરેલાં સંતાનોને પણ નષ્ટ કરવા લાયક ઠરાવી શકાય. આપણો ગરીબ વર્ગ એ રીતે તો કેવળ નિઃસંતાનજ રહેવો જોઈએ. શું એમનામાં માતૃપ્રેમ કે પિતૃપ્રેમ નથી? કે પોતાના જીવિતના ભોગે પણ બાળકોને પાળવાનું સંતાન વાત્સલ્ય એમનામાં કમી છે?

શું આપણે ગરીબોને એમ કહી શકીએ કે "તમે ગરીબ છો, માટે પરણશોજ નહીં? અને જો પરણો, તો સંતાન પેદા કરશોજ નહીં? અને, છતાં જો સંતાન રહી જ જાય, તો ભ્રુણહત્યા કરી દેજો?" સંતતિ વિરોધના બધા પ્રયત્નો શું આ દિશામાં જતા નથી? મનુષ્યો શું યંત્ર છે કે જે સંતાન પેદા કરે, પણ તેના તરફ કંઈપણ વાત્સલ્ય ન રાખે? સંતાનો તરફ પ્રેમ રાખવો, નિઃશ્વાસ પ્રેમ રાખવો, એ સંતાનો માટે સ્વત્વનો અમર સ્વસુખનો ભોગ આપવો એ શું મનુષ્યોની પવિત્ર ફરજ નથી? મનુષ્યમાં પણ ખાસ કરીને સ્ત્રીઓની તો એ ખાસ ફરજ છે, એટલું જ નહીં, પણ સ્ત્રીઓ તો એમાં જ પોતાના સુખની પરિસીમા સમજે છે.

સુભાગ્ય છે કે પાશ્ચાત્યોનો એ આદર્શ આપણા ગરીબ વર્ગમાં એટલો પ્રસર્યો નથી. એટલે ગરીબો તન, મન અને ધનના ભોગે પણ સંતાનોનું લાલનપાલન અતિ વત્સલતાથી કરી રહ્યા છે. પાશ્ચાત્યોની ભોગલાલસા એમનામાં પેઠી નથી એટલે તેઓ પ્રાચીન ત્યાગ ભાવનાના અને સેવાભાવનાના આદર્શને વળગી રહીને ગમેતેટલાં સંતાનો થાય તેની શક્ય તેટલી પણ શુશ્રૂષા અત્યંત ભાવપૂર્વક કરે છે. બચ્ચાંઓ વધારે હોય તો પણ સંતતિ નિરોધનો કે ભ્રુણહત્યાનો વિચાર તેમને આવતો નથી.

દુર્ભાગ્યની વાત છે કે આપણો શિક્ષિત વર્ગ આ પાશ્ચાત્ય આદર્શ તરફ વળતો જાય છે. સંયમ, ત્યાગ, કે સેવાભાવનું શિક્ષણ એમને મળતું નથી, પણ ભોગ, સુખલાલસા અને વૈભવનું શિક્ષણ એમને મળે છે. પરિણામે બને તેટલી મોટી ઉંમરનાં લગ્ન અથવા અલગ્ન અથવા અમુક સમય પૂરતાં લગ્ન અથવા લગ્ન વિચ્છેદમાં એ લોકો સમાજનું શ્રેય અથવા ઊંચું સુખ આપે છે. વાતાવરણ એવું છે કે વિકારોનો વિરોધ થઈ શકતો નથી. પણ વૃદ્ધિ થયા કરે છે. અને અનુકૂળતા મળતી નથી એટલે સંતતિનિરોધ કે ગર્ભસ્રાવ કે ભ્રુણહત્યાના માર્ગો લેવા પડે છે.

એકંદરે આ ગંભીર પ્રશ્નનો આપણા સમાજે અને ખાસ કરીને સ્ત્રીવર્ગે દીર્ઘદર્શિતાથી વિચાર કરવો પડે છે. પાશ્ચાત્યના દર્શને પકડવામાં અને પ્રાચીન આર્ય આદર્શને ભૂલવામાં ભવિષ્ય કેટલું ભયંકર છે તેનો ખાસ લાગણીપૂર્વક ખ્યાલ કરવો જોઈએ. સ્ત્રીઓ અને પુરુષ વચ્ચે કેવળ સમાનતા માનીને ઉભયને અબાધ સ્વાતંત્ર્ય આપવા આપણે કુદી રહ્યા છીએ, પણ આપણે ભૂલી જઈએ છીએ કે ઉભયની વચ્ચે માતૃત્વનો મહત્ત્વનો ભેદ છે. માતૃત્વ એજ સ્ત્રીનું મહાન કર્તવ્ય છે અને એ માતૃત્વમાં જ સ્ત્રીનું સ્ત્રીત્વ તેમ જ સ્વત્વ છે. એ માતૃત્વમાં જ સ્ત્રીઓનું સ્વાતંત્ર્ય છે અને મહત્તા છે. એ માતૃત્વ ઉપર જ સંસારનો આધાર છે અને એજ કારણે સંસાર સ્ત્રીને **માતા**ના પવિત્ર નામથી સંબોધે છે. **માતા** એ નામમાં જ સંસારને તૃપ્ત કરવાની સંપૂર્ણ શક્તિ છે. અરે! માતાજ સેવા, ત્યાગ, અને પરોપકારની મૂર્તિ છે!*

* સુચિ

# એક બ્હેનનો સંસાર

શ્રી ડુંગરશી ધરમશી સંપટ.

બ્હેન અનુસુયા કોડ ભરી કીશોરી હતી. એણે અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં પ્રવેશ કર્યો હતો. લેશન ઉપર ધ્યાન નહોતું. જેમ તેમ ગોખણુ પટ્ટી કરી પરિક્ષા છેલ્લે નંબરે પાસ કરવાના એના પ્રયત્નો હમેશાં ફતેહમંદ થતાં નહોતાં. અંકગણિત, ભૂમિતિ, સંસ્કૃત, વ્યાકરણના કઠીન નિયમોનું ગોખણીયું જ્ઞાન એને અકળાવતા હતા. એના શિક્ષક તેમજ પિતાની ટોકથી એ લેશન હાથમાં લેતી હતી. પરંતુ ગમ ( ગચ્છ ) to go વિગેરે યાદદસ્ત કરવાના શબ્દોમાં એ ચિત્ત પરોવી શકતી નહિ. એને તો આકાશ વિહાર જોઈતો હતો. એણે ગુજરાતી સાહિત્યને ડોળી નાખ્યું હતું. અંગ્રેજી નોવેલોમાં એનું મન ચોંટતું નહોતું, પરંતુ ગુજરાતી ઉચ્ચ સાહિત્યના પ્રદેશમાં એનો અંતરાત્મા ખૂબ રાચતો હતો. એમાં એ ભાન ભૂલી હતી. એનું પ્રાચીન સખી મંડળ વિશાળ હતું. શકુન્તલા એને પોતાના હરિણ બાળકોની રમતો દેખાડતી. સીતા મૈયા એને પોતાની પર્ણકુટીમાં લઈ જઈ ફળાહાર કરાવતી હતી, દમયંતી દેવી એને પોતાના સ્વયંવર દેખાડતી હતી. સાવિત્રી દેવી એને પોતાનો વનમાં બનાવેલા ક્યારડા બતાવતી હતી. આવી મનોકલ્પનાની સૃષ્ટિમાં અનુસુયા કિશોરીમાંથી યુવતિ બનવામાં પાપા રગલાં માંડતી હતી. એનો જીવન વિકાશ આલ્હાદ અને કલ્પના પ્રદેશમાં વિહાર કરતો હતો.

બ્હેન અનુસુયાના વિવાહ માટે એના પિતાને ચિંતા હતી. જ્ઞાતિ નાની અને સંકુચિત હતી, જ્ઞાતિ બહાર જવા જેટલી હિંમત પિતામાં નહોતી. દાદીમાં એમ કરવા શું દે નહિ. આથી બહુ ખટપટને અંતે શોધખોળને અંતે મુંબઈમાં એક વિધુર પણ ધનવાન શેઠને ત્યાં એનું માંગુ થયું. છોકરી દેખાવડી સશક્ત અને સ્ફુર્તિવાળી હતી. સત્તર વર્ષ પુરા કરી અઢારના આંગણે પગ માંડયાં હતાં. અનુસુયાને પૂછ્યા વગર સગપણ થઈ ગયું, આ તો છોકરીના નસીબ બુલંદ છે. આવા ધનવાન પ્રતિષ્ઠાવાન ઘરમાં ગૃહરાણી થવું એ તો ભાગ્યશાળી કન્યાના નસીબમાં જ હોય. એના ગૃહો અતિ ઉચ્ચ છે, એમ દાદીમા વદ્યા હતાં.

અનુસુયા બ્હેન મુંબઈ સાસરે આવ્યાં, પતિ શ્રીમંત હતા, ચાલીસ વરસની ઉમર હતી. શેર બજારના સટોડીઆ હતા, એમનો પોતાનો બંગલો હતો. નાનો બગીચો હતો. માળી, બે નોકર, એક દાસી અને મોટરનો ડ્રાઈવર એટલાં નોકરો હતાં. ઘરમાં ડોશીમા શીત્તેર વર્ષના. ઝાડવા જેવું કુટુંબ ઉપરે પોલાદી ચોકડાથી સાશન કરતા હતાં. નાનો પૌત્ર અને નાની પૌત્રી તે (કીશોરીલાલની પહેલી પત્નિનાં સંતાનો ) દાદીમાએ લાડકોડથી બગાડયાં હતાં. ડોસીમાં તદ્દન અભણ હતાં. કાળા અક્ષરને કૂટી મારે તેવા હતા.

કિશોરીલાલ અંગ્રેજી ત્રીજી ચોપડી ભણ્યાં હતાં. પછી નાનપણથી જ એક શેર દલાલની નોકરી કરી શેર બજારની આંટીઘુંટી જાણી લીધી હતી. છેલ્લાં વીશ વરસો થયાં ઠેઠ નીચેની પાયરીથી ઉપરની પાયરીએ ચડયા હતાં, ભારે મહેનતુ અને બુદ્ધિમાન ગૃહસ્થ હતા. આખા ૨૭ વરસ શેર બજારના ગ્રાહકોને રીઝવવામાં ગાળ્યાં હતાં, કોઈને પણ ગાળી, અગડં બગડં સમજાવી એના ગળામાં શેરો ઓળવી દેવામાં એમની પાસે ભારે કળા હતી. ૨૭ વરસ થયાં દલાલી કરતાં જીભને ટેરવે સરસ્વતી વસી

હતી. કોઈ દિવસ પુસ્તક હાથમાં લીધું નહોતું સંસ્કાર કેળવવાની ફુરસદ હતી નહિ. શેર બજારનો ઈતિહાસ, કારખાનાઓના ડિવીડન્ડો અને મીલોના છેલ્લા સરવૈયાના ભયંકર અભ્યાસી હતા, અતિ સાવધ હોવાથી પોતાના ઉપરે મોટું જોખમ રાખતા નહિ. આથી શેર બજારમાં ૨૭ શિયાળાઓએ પણ તેમને સુકવ્યા નહોતા. શરીરે એકવડી હતા. પણ આખો દિવસ ઘરાકોના પગથીઆ ઘસી નાંખતાં એમ છતાં એમને થાક લાગતો નહોતો. શેરના વલણની પતાવટ પણ કુશળતાથી કરતા હતા. કામકાજના પ્રવાહમાં રાત્રિદિવસ એમને સરખા હતા. દલાલોની પરસ્પરની હરિફાઈ માંથી સહિસલામત નીકળી જવાના એમને અનેક માર્ગોની ખબર હતી. એમને ખુબ સીગારેટો ફુંકવાની ટેવ હતી. રાત્રિ દિવસ વાતો કરતાં, કરતાં એઓ સીગારેટનો મહાયજ્ઞ ચાલુ જ રાખતા હતા.

ડોસીમા જે શ્રીકૃષ્ણજીઆ હતા બહારનાઓની સાથે બારે સહુકાઈ ભરેલો અને મીઠો સંબંધ રાખતા હતા. ડોસીમા કોઈ બહારનાને દુભવતા નહિ. મંદિરોના પૂજારીઓ, જળોટીઆ વિગેરેને સારી રીતે ગાસતા હતાં. બંને સમય દર્શને મોટરમાં બેસી જતા હતા. પરંતુ ઘરના નોકરો ઉપર બારે કડક હતા. નોકરો વારંવાર બદલતા હતા. સુવા, પીરસા સીવાય વાત કરતા નહોતા, એમના પૌત્ર પુત્રી એ એમના ખાસ પ્રિતિ પાત્ર હતાં એમને લાડ-લડાવતાં હતાં. પાણી માંગે તો દૂધ આપતાં હતાં.

ઘરના નોકરો ડોસીમાથી ધ્રુજતા હતા. પરંતુ એની વૃદ્ધાવસ્થા અને નજરે ઓછું જોવાની ઝાંખપનો લાભ લેતા હતા. ડોસીમાની આંખમાં ધૂળ નાંખવા ટેવાયલા હતાં, લાગ આવ્યે અનાજ, ઘી, સાકર, વસ્તુ તફડંચી કરી જતા હતાં. ડોસી વૃદ્ધાવસ્થાને લીધે ભૂલકણા થઈ ગયા હતા. એટલે નોકરોને પોલનો લાભ લેવાનું ફાવતું હતું. છતાં ડોસીમા

નઠવા કારણે એટલી ગાળાગાળી કરી એની સાતે પેઢીને સંભાળતા કે સ્વમાન વાળો નોકર ટકીજ શકતો નહિ. સારા કામ કરનારને માટે ઈનામ, પગારનો વધારો કે યશ દેવાનું ડોશી શીખ્યાં જ નહોતાં, ખરાબ કામ કરનાર માટે લાલ આંખ બતાવવા જેટલું જોવાપણું એમની આંખમાં વૃદ્ધાવસ્થાને લીધે રહ્યું નહોતું. આથી ઘરનો કારભાર ખૂબ અવ્યવસ્થિતત ચાલતો હતો.

સાત વરસનો મંજુલાલ અને પાંચ વરસની મેના કિશોરીલાલની બીજી પત્નિના બાળકો હતાં. બંને પત્નિઓના અકાળ મરણોમાં ડોસીમાનો હાથ હોવાની લોકવાયકા હતી. કાનને દોષ છે, પરંતુ ડોસીમાં વહુઓના માબાપને શબ્દ વૃષ્ટિથી વધાવવામાં કુશળ હતા. વહુઓ ઉપર સિપાઈની પેઠે ચાકી રાખતા હતા. પરંતુ બાળકો ઉપર અપાર હેત હતું. બાળકો કાંઈ નુકશાન કરે તો પણ કહેવાય જ નહિ. એમની દરેક ઇચ્છા પૂર્ણ થાય એમના દરેક તરંગને પુરા કરવાની આજ્ઞાઓ છૂટે. દાદીમાના લાડથી બાળકો તરંગી, ખોટાં છદ્દી અને વાત વાતમાં રોતલ થયા હતાં. જરા વાત ન રહે તો એન્ડ વાજુ વાગતાં વાર ન લાગે, દાદીમાને પૌત્ર પૌત્રીને શણગારવાનું બહુ ગમતું હતું. બાળકો સ્કુલમાં દાદીના ઉપરણથી જતાં જ નહોતા, ઘરે માસ્તર આવતો હતો, પરંતુ પ્રગતિ ભણવાની શુન્ય હતી.

ઘરનું વાતાવરણ શુષ્ક હતું. ડોસીમા પોતાના પુજા પાઠ દર્શન અને બાળકોમાં મચ્યા રહેતા, વૃદ્ધાવસ્થાને લીધે દેખરેખ નહોતી રખાતી. કિશોરીલાલને તો શેર બજાર સિવાય ઘર તરફ જોવાની ફુરસદ જ નહોતી. આથી નોકરો સ્વેચ્છાચારી થયા હતાં, વિશાળ બંગલાની અંદર સ્વચ્છતા રહેતી નહોતી. જ્યાં ત્યાં કચરો અને ડાઘા હતાં, ફરનીચર કિંમતી હતું. પરંતુ રોજ સાફ ન થવાથી ઝાંખું પડી ગયું હતું. ભીંતમાં ઊંચે જાળાં બાઝયાં હતાં. રસોડામાં પુષ્કળ વાસણો અહીં તહીં અવ્યવસ્થિત પડયાં રહેતા. એ દરરોજ

બરાબર મંજાતા નહિ. એટલે ઝાંખા અને મેલા લાગતા હતા. અનાજ અને ગોળ ઘીની પુષ્કળ નિપુલતા હતી. છતાં એ બરાબર સાફ રહેતા નહિ. એનો દુરૂપયોગ પણ થતો હતો, રસોઈઓ જોઈએ તે કરતાં વિશેષ રાંધતો હતો. તેને પાન અને તમાકુ ખાવાનું વ્યસન હતું. આથી વારંવાર લાલ પીચકારીઓ છોડી બારી બારણાના ખૂણા રંગી નાખ્યાં હતા. બાથરૂમ અને પાયખાનું ખૂબ અસ્વચ્છ રહેતાં હતા.

છોકરાઓ બહુ લાડકોડથી ચીડીઆ બની ગયા હતા. તેમની અયોગ્ય પદાર્થો ખાવાની જીદ ઉપર અંકુશ નહોતો એટલે એક પછી એક વારંવાર માંદા પડતા. ડોસીમા આને માટે બ્રાહ્મણો પાસે મંત્ર જંત્ર જપાવતા હતા. એઓએ બાળકોને અનેક કાળાં દોરા અને માદળીઆ બંધાવ્યા હતા. વેણીરામ જોષી આંખે ચસ્મા લગાડી હમેશાં પંચાગ લઈ આંગળીએ ધન, મકર, કુંભ ગણતા છોકરાઓની ગૃહપીડા માટે જપ તપ કરાવવાની વિધિઓ શ્રદ્ધાળુ દાદીમા પાસે કરાવતા હતા. ડૉક્ટરને તો વરસાસન મળતું હતું. છોકરાઓ ડૉક્ટરની કડવી દવાઓ બહુ થોડી જ પીતા હતા. મોટો ભાગ ગટરમાં જતો હતો, ચીડીઆ બાળકો નોકરોને મારી લેતા હતા. ડોસીને ગાળો કાઢતા. એ ગાળો દાદીને ગમતી હતી.

કિશોરીલાલને ઘર તરફ જોવાની ફુરસદ નહોતી. એમને ખાવાનો પહેરવાનો કે બીજો કોઈ શોખ માટે સમય જ નહોતો, બાળકોને રમાડવા કે જોવાનો સમય મળતો જ નહિ. જમવા પણ ખૂબ અનિયમિત આવતા હતા. પરંતુ ઘરમાં લોભ કોઈ જાતનો કરતા નહિ. નોકરો ઉપર પણ દેખરેખની વાત જ નહોતી. પગાર નિયમિત આપતા હતા. પોતાને માટે એમને બહુ જરૂરિયાતો નહોતી. જેવું ખાવાનું બે સમય મળતું તે જલદી જલદી ખાઈ છેલ્લે કોગળે ગોઢામાં પાન નાંખી મોટરમાં બેસી શેર બજારમાં ભાગતા હતા. ત્યાં સીગારેટો અને હોટલની ચાહના કપોની વચ્ચે ગ્રાહકોની સાથે માયાકૂટમાં એમનો સમય વ્યતિત થતો હતો.

આવા અવ્યવસ્થિત અને અસંસ્કારી વાતાવરણમાં અનુસુયા આપેક વરનું ઘર વસાવવા આવ્યા. નવી વહુએ સગી આંખે આ વાતાવરણ જોયું. પિતાના ઘરમાં ધન ઐશ્વર્ય નહોતાં પરંતુ સાદાઈ, સુઘડતા, કરકસર અને સુસંસ્કારીતા હતા. અહીં તો એના જોવામાં જે આવ્યું તેથી એને શોક થયો. એને ડોસી સાસુએ પ્રથમ તો નવી વહુ તરીકે લાડકોડથી વધાવી લીધી, નવી વહુનો પડતો બોલ ઝીલાયો પરંતુ એ થોડાં જ દિવસો ચાલ્યું. ડોસીમાએ આગલી વહુઓ અને ઘરસંસાર ઉપર ત્રીસ વરસોના લાંબા ગાળા સુધી સંપૂર્ણ શાસન ભોગવ્યા પછી કોઈ બહારથી તરત આવેલ યુવતિની દખલગીરી ભોગવવા માટે તૈયાર નહોતા, એમના એકતંત્ર રાજ્યમાં કોઈની ખલેલ એમનો સ્વભાવ સહન કરે તેમ નહોતો. નોકરોને પણ પોતાની સ્વચ્છંદતાના ઉપર કુહાડા મારનાર જોઈતી નહો. બાળકોને પણ એમના ચીડીઆ પણા ઉપર અંકુશ રાખનાર અણગમતું થાય તો નવાઈ નહિ. દાદીમા પોતાના વહાલા બાળકોના પ્રેમમાં કોઈ ભાગ પડાવે તે જોવા ઇચ્છતા નહિ. તેમ એમની ધર્મમાં અંધ શ્રદ્ધામાં સુધારા કરવાની સૂચના પણ એમને અપ્રિય થઈ પડે.

અનુસુયાએ આ સર્વે ખીચડો જોયો. એને ખેદ થયો. આ સર્વે સુધારવાની એને પ્રબળ ઇચ્છા થઈ. પણ શરૂઆત કેમ કરવી તે એને માલુમ નહોતું. ડોસીમા પાસે મધુર સ્વરે શરૂવાતમાં સૂચનાઓ મૂકી. થોડા દિવસ સાસુએ હા ના નો જવાબ દીધો નહિ. પછી તો વહુને ઉધડી જ લીધી. તું ઘરમાં શું સમજ ? હું વૃદ્ધ અનુભવીને તું બાળક શું સમજાવનારી હતી ? તને ઘર સંસારનો અનુભવ શું ? બેઠી બેઠી ઘરમાં જોયા કર. ક્યાંયે આ ઘરમાં માથું મારીશ નહિ. તારૂં એમાં કામ નહિ. તું ઘરમાં

સમજે નહિ. આપણા માન મીતયા પ્રમાણે સૌ ચાલે છે તે ચાલવા દે.

આથી અનુસુયા ગૃહકામ કે વ્યવસ્થાથી અલિપ્ત રહી નોકરો પણ અનુસુયા માત્ર ઢીંગલી હોય તેમજ એની સાથે વર્તવા લાગ્યા. એની આબરૂ માત્ર એક સ્થળે બેઠા રહેવામાં જ રહી. કોઈ એની પ્રતિષ્ઠા કે કદર કરનાર નહોતું. પતિને વાત કરી તો એ તો માત્ર હસી નાંખતા. એને ગૃહકામમાં કાંઈ રસ નહોતો. તું તારે બેઠી આનંદમાં સમય કાઢ. કપડાં-લતાં જે જોઈએ તે ખરીદી લે. પરમાત્માએ ઘણું આપ્યું છે. તારે આ જંજાળ કરવાની જરૂર નથી. દર દાગીનો કાંઈ મન થાય તો ખરીદી લેવો કિંમત માટે વાંધો નથી. પરંતુ આ ઉપાધિમાં પડીશ નહિ. મજા કર અને આનંદ ભોગવ. આજે સાંજરે આપણને સીનેમામાં જવું છે. "સેવા" ની ફિલ્મ નવી વહુ જોવા જેવી છે. ત્યાંથી મોનજીભાઈ શમરે વાળાની દુકાને રેશમની થોડી સાડીઓ ખરીદવાની છે હું સાંજે પાંચ વાગે આવીશ. તૈયાર રહેજે.

અનુસુયા કોડવાળી યુવતિ હતી. એને પોતાનો સંસાર સુધારવો હતો. ગૃહમાં વ્યવસ્થા લાવી સુઘડ બનાવવાના એને સ્વપ્ના આવતા હતાં. આ હમણાની સ્થિતિ એને ભારે મુંઝવણ ઉત્પન્ન કરતી હતી. એ મનમાં ભારે ત્રાસી ગઈ. કેમ કામ શરૂ કરવું? ત્યાં પણ ઉત્સાહ કે અનુમોદન નહોતાં, સર્વત્ર ઉત્સાહને દાબી દેવાના જવાબો મળતા હતા. સગી આંખે અવ્યવસ્થા નીભાવવી હતી. પતિ, પૂત્ર પૂત્રિ, સાસુ, નોકરો ઘર સર્વે સુવ્યવસ્થા માંગતા હતા. પણ શરૂ કેવી રીતે કરવું? એની દરમ્યાનગીરી કોઈ સ્વીકારે તેમ નહોતું. બાળકો તો એના તરફ જોતાં જ નહોતાં, એણે ઘર કેમ સુધાર્યું તે આવતા અંકે વાંચજો.

ક્રમશઃ

# વાળ—સૌંદર્યનો શણગાર

અનુવાદક : કેશવલાલ પટેલ.

કેશશૃંગાર એ અર્વાચીન સ્ત્રીઓની ફેશનમાં એક મહત્વનું અંગ છે. સુઘટતા અને કલાત્મક રીતે બાંધેલો કેશકલાપ સ્ત્રીના સૌંદર્યમાં તેમના વદનની આકર્ષકતામાં અજબ ઉમેરો કરે છે. સૌંદર્યમયી દેખાવા માટે અર્વાચીન સ્ત્રીઓ જાતજાતનાં કિંમતી વસ્ત્રાભુષણો, અને બીજી જરૂરી ચીજોમાં અઢળક દ્રવ્ય ખરચે છે એટલે કેશશૃંગારનું સમુચિત જ્ઞાન સ્ત્રીઓમાં ન હોય તો તેમનો શૃંગાર અપુર્ણ રહેવા પામે છે. પ્રત્યેક સ્ત્રીને વિવિધ પ્રકારે વાળ શણગારવાની કળા આવડવી જોઈએ. પ્રાચીન સમયમાં ભારતીય સ્ત્રીઓ આ કળામાં ચાલાક હતી. પ્રાચીન ચિત્રો અને મુર્તિઓ નિહાળવાથી આ વસ્તુ તરતજ જણાઈ આવે છે. સંસ્કૃત સાહિત્યમાં કેશાભુષણનું ઠેકઠેકાણે વર્ણન સાંપડે છે.

વ્રજભાષાનું સાહિત્ય પણ કેશાભુષણના વર્ણનોથી સભર માલમ પડે છે. તેનું ફક્ત એક જ ઉદાહરણ અહિંયાં પુરતું છે. બુંદેલખંડની એક રાણીના કેશકલાપનું એક કવિ નીચે પ્રમાણે વર્ણન કરે છે.

'જે વખતે રાણી સાહેબા કેશશૃંગાર કરે છે તે વખતે ઘરમાં, બજારમાં, વનમાં એમ સર્વત્ર ધમાલ થઈ રહેતી. કોઈ કાંસકી તેને પસંદ પડતી નથી અને જો કદાચ તેને એકાદ પસંદ પડે છે તો દુકાનદારો તેનું મોં માગી કિંમત લે છે. બૌલિસરી કે મદારનાં લાખો ફુલો એકઠાં કરવામાં આવે છે પરંતુ તે પણ ઓછાં પડે છે કારણ કે તેમાંથી ભાગ્યે જ ચાર ફુલો પસંદ કરવામાં આવે છે. આજુબાજુની લટો પર ગુંથવા માટે વપરાતાં મોતીની કિંમત પણ વધી જાય છે અને ભાતભાતનાં સુગંધિત તેલ અને ફુલોના ખડકબંધ ઢગલા કરવામાં આવે છે. સવારમાં ઉઠીને વીસ દાસીઓ કેશશૃંગારનો જરૂરી સામાન ખરીદવા



લાખો મહોરોનો વ્યય કરે છે ત્યારે કેશશૃંગારનો જરૂરી સામાન તેઓ મેળવી શકે છે.

આ એક અતિશયોક્તિ ભરેલું વર્ણન છે એ વાત સાચી છે પરંતુ પ્રાચીન સમયમાં ફેશનેબલ સ્ત્રીઓ કેશશૃંગારનું કેટલું બધું મહત્વ આપતી હતી તે આ વર્ણન ઉપરથી જણાઈ આવે છે. અર્વાચીન સમયમાં પણ કેશશૃંગારની ફેશન કંઈ ઓછી ખરચાળ નથી. કેટલાંએ કારખાનાં ફક્ત સ્ત્રીઓનો કેશશૃંગાર કાયમ રહે તે માટે ચાલી રહ્યાં છે તથા કેટલાએ પુરુષો તેમાં નોકરી કરી રહ્યા છે. તેલ, કાંસકી, સાબુ, દર્પણ, ક્લિપ, કાંટા, ક્રીમ, પાવડર અને એવી કેટલીએ કરોડો રૂપીઆની કિંમતની ચીજો તૈયાર થાય છે અને ખપી પણ જાય છે.

અર્વાચીન સમય પ્રાચીન સમય કરતાં જેટલો વધારે બદલાઇ ગયો છે તેટલોજ કેશશૃંગારનો પ્રશ્ન પણ જટિલ બની ગયો છે. સ્ત્રીઓના વદન પરના સૌંદર્યને સંપુર્ણ રીતે પ્રદર્શિત કરવામાં તેમ જ વધારે આકર્ષક બનાવવામાં આજે વાળનું જેટલું મહત્વ છે તેટલું કોઈ વખત રહ્યું છે! એટલે 'સ્ત્રી–બોધ' નું વાંચન કરતી તેમ જ અન્યત્ર બહેનોને મારૂં નિવેદન એ છે કે આ લેખનું તેઓ ધ્યાનપુર્વક પઠન કરે અને પોતપોતાના વાળને નિતનિત નવા પ્રકારે શણગારે. કોઈ દિવસ અંબોડા પર પુષ્પવેણી બાંધીને, કોઇ દિવસ લટોને ગુંથી લટકતી વેણી રાખીને એમ જુદી જુદી રીતે કેશશૃંગારની રીતો અપનાવવી જોઈએ.

સંસ્કૃત સાહિત્યમાં કેશશૃંગારને કામદેવનું

પાંચમું બાણ કહેવામાં આવ્યું છે, આજે પણ તેનામાં મોટી શક્તિ છે. સુઘડતાથી શણગારેલા વાળ સ્ત્રીના સૌંદર્યમાં જાદુની અસર ઉપજાવી શકે છે. આધુનિક ગૃહદેવીઓએ આ વાત ધ્યાનમાં રાખવા જેવી છે. આધુનિક કેશશૃંગારની કેટલીક રીતો નીચે મુજબ છે તે પ્રત્યેક સ્ત્રીએ યથા સમયે અભ્યાસ કરવા જેવી છે.

ચતુર્ભુજ આકારનો અંબોડો બાંધવાનું કામ સરળ અને પારિવારિક છે. જે ઉપરથી નીચેની જમણી અને ડાબી બાજુના મુકાબલામાં વધારે લાંબો છે.

બંગાળી યુવતીઓના કેશશૃંગાર બહુ જ સરસ હોય છે. બીજા પ્રાંતોની ફેશનેબલ સ્ત્રીઓ પણ અંબોડો બાંધવાની આ રીતને અપનાવી રહી છે. કહેવાય છે કે મેનકાએ જ્યારે વિશ્વામિત્રના તપનો ભંગ કર્યો ત્યારે તેણે બંગાળી કેશ શૃંગારની રીતનો અંબોડો બાંધ્યો હતો.

બંગાળી રીત યા અંબોડાથી સ્ત્રીનો જે પ્રભાવ પડે છે તેનાથી કંઈક ઓછો પ્રભાવ દર્શાવવો હોય ત્યારે તેનાથી કંઈક સાદો અંબોડો બાંધવામાં આવે છે.

લટકતી વેણી કૉલેજ યુવતીઓનું ફેશન વ્યક્ત કરે છે. સ્ત્રીની ઉંમર સોળ વરસથી ઓછી છે એમ પણ આ પ્રકારની કેશશૃંગારની રીત વ્યક્ત કરે છે. આ પ્રકારના કેશશૃંગારની ઉપમા નાગિણી—નાગણી સાથે કરવામાં આવેલી છે. આ પ્રકારે વાળ શણગારવાનું કાર્ય બહુ જ સરળ છે. આમાં સાદાઈ પણ વ્યક્ત થાય છે તેમ છતાં કોઈપણ નીરિક્ષકના હૃદયમાં એક માધુર્યનો ભાવ ઉત્પન્ન કરે છે.

જ્યારે સાડીની અંદરથી અંબોડાનું સૌંદર્ય વ્યક્ત કરવાનું હોય છે ત્યારે વાળવો સાદો-અંબોડો વાળી કેશશૃંગાર કરવામાં આવે છે.

કેશશૃંગારની એક બીજી દક્ષિણી રીત છે. આ રીત તદ્દન સાદી છે એ એટલી બધી આકર્ષક તો નથી જ. સુકુમારતા પ્રગટ કરવા માટે તેની વચ્ચે અધખીલી પુષ્પકળીઓ ગુંથવામાં આવે છે.

ઉપર પ્રમાણેની કેશશૃંગારની રીતોમાંથી તમે સૌ તમારી પોતપોતાની સ્થિતિ પ્રમાણે, બધીએ રીતો કે કોઈપણ એક રીત અપનાવી શકો છો*

* હિંદીના આધારે.



જુદીજુદી જાતના અંબોડા, વેણી ગુંથણ

ઈંગ્લૅન્ડના અમર કવિ જહૉન મીલ્ટન વિશે કેટલીક વાતો

# આંખો વિના સ્વર્ગ-દર્શન

સંયોજકઃ શ્રીયુત ભગીરથ મહેતા.

સામાન્ય જનો કરતાં ઈંગ્લૅન્ડના અમર કવિ જહૉન મીલ્ટન પ્રકૃતિની કૃતિઓ આંતરિક દૃષ્ટિથી પ્રેક્ષી શક્તા હતા. સૌથી તેઓ વધુ સુખી હતા કારણ કે આંખો વિના તેમણે સ્વર્ગ દર્શન કર્યાં અને તેમની અભ્યાસથી ભરેલી ચિંતનપૂત કલમ વસંતના ખખડતા પર્ણોના અવાજથી વસંતનું વર્ણન કરવા સમર્થ હતી અને આંખો વિના પણ સ્વર્ગ દર્શન તેઓ કરી શકતા.

×

જ્યારે ચેસ્ટરથી આયરલૅંડ જતી એક હોડી મીલ્ટનના સહાધ્યાયી મિત્રને લઈને ડૂબી ગઈ ત્યારે સૌ તેના પિછાનવાળાઓએ સ્મરાંજલી તૈયાર કરવા માંડી છેલ્લી પળે તેમને એક કવિ યાદ આવ્યો. જહૉન મીલ્ટન! ૨૯ વર્ષના મીલ્ટનને તે વખતે એક કાવ્ય તૈયાર કરવા કહેવામાં આવ્યું અને તેણે મહાન લ્યુસીડાસ તૈયાર કર્યું!

જહૉન મીલ્ટન-ક્રોમવેલના વિચારોને માન આપતો હતો.

૩૪ વર્ષ સુધી મીલ્ટનને સ્ત્રીઓ વિશે કશી સમજ ન હતી. બાલક જેવા મીલ્ટનને તેની સાથે એક દિવસ મેરી નામની સ્કૅવરની દીકરીની મુલાકાત થઈ અને જ્યારે મેરીએ એક સ્મિત ફરકાવ્યું ત્યારે તો મીલ્ટન ઉપર તેણે વિજય મેળવ્યો. સ્કવેર પોવેલે તેની પુત્રીને અને પ્રેમ રોગમાં પીડાતા મીલ્ટનને એકલા મૂક્યા અને એકાદ માસમાં મેરી અને મીલ્ટન પરણ્યા. મેરીના પિતાએ આ બન્ને બાળકોને પોતાના આશિર્વાદ સહ લંડન મોકલ્યા અને ૧૦૦૦ પાઉંડ મીલ્ટનને આપવા કબૂલ્યું.

×



લેખક

રિવાજને માન આપ્યા વિના મીલ્ટનના લગ્નની શુભ શરૂઆત થઈ અને જ્યારે મેરીને ખબર પડી કે મીલ્ટન મોજમજાહ શૂર ન હતો પણ પુસ્તકોમાં રાચનાર હતો અને તેને કવિતાની વધુ પરવા હતી અને પોતાના બે ભત્રિજાની કેળવણીની ત્યારે મેરીની અને મીલ્ટનની વચ્ચે કડવાશ પ્રવેશી. મેરીને પોતાની જાતને મહાન વિચારક મીલ્ટનના ઘરમાં કેદખાનામાં આવી હોય તેવું જ્ઞાન થયું. હજુ તો લગ્નને થોડાં દિનો વિત્યા ત્યાં તો મેરીએ મીલ્ટનને લખ્યુંઃ હું મારે ઘેર જવાની છું. અને પછી તો મીલ્ટનને મેરીને પત્રો લખવાનું સાંપડ્યું. જે મેરીએ વાંચવા તકલીફ ન લીધી. પછી મીલ્ટને એક માણસને મેરીને ઘરે મોકલ્યો અને મેરીને લાવવા વિનવણી કરી પણ આ માણસની પોવેલના ઘરમાં બુરી દશા જ થઈ. મેરીએ કોઈ પણ હિસાબે પરત ફરવાની ઈચ્છા બતાવી નહીં. પત્નીને સાચવી ન શકનાર મીલ્ટન વિશે વાતો પ્રચાર પામી. પછી તલ્લાકની જરૂરીયાત કહેતા લખાણો તેણે લખ્યા અને તેનો પ્રચાર કર્યો. જ્યારે સ્ત્રી અને પુરુષ ભૂલમાં બંધાઈ

ગયા હોય ત્યારે તેઓ શા માટે છૂટી ન શકે ?

×

ક્રોમવેલની હાર પછી મેરીનું કુટુમ્બ ગરીબ બન્યું હતું. રફવેર પોવેલે પછી નાટકી રીતે મેરી અને મીલ્ટનની સમજુતી કરાવી. મેરીએ મીલ્ટનને પગે પડી પોતાને પાછા લેવા કહ્યું અને મીલ્ટન કવિ હતો અને એનું હૃદય દ્રવી ઉઠ્યું અને તે ભોળો પણ હતો.

તે દરમ્યાન મીલ્ટનનું એક કાવ્ય પ્રકાશન પામ્યું અને સારી એવી પ્રસિદ્ધિ પામ્યું.

જ્હોન મીલ્ટનને ક્રોમવેલમાં શ્રદ્ધા હતી, અને જ્યારે ચાર્લ્સ પહેલાને આ જગતમાંથી ફેંકી દેવામાં આવ્યો ત્યારે તેણે તેમ કરવામાં સારું થયું હતું તેમ કહ્યું હતું. તેણે લખ્યું કે જો રાજા નઠારો હોય તો તેને ગાદી પરથી ઉતારી દેવામાં જ સાચું થાય છે અને પછી સામાન્ય ન્યાયાધિશો જો તેમ કરવા ઈચ્છા પ્રદર્શીત કરતા હોય તો અન્ય કોઈ તેમ કરી શકે જ. પછી મીલ્ટનને સારી જગા મળી હતી અને તેમાં તેને ક્રોમવેલના નવા જમાના વિશે પ્રશસ્તિઓ લખવા ફરમાશ થઈ હતી.

×

કવિ થાક સમજતા હતા નહીં અને ખુબ કહી શકાય તેટલું આંખોની દરકાર વિના વાંચતા લખતા. વર્ષો સુધી માથું દુઃખવાની ફરિયાદ તેમની હતીજ અને છતાં તેમણે તેમનું વાંચન જારી રાખ્યું અને તેમની ધર્મપત્ની પણ તેમને વિશે ચિંતા કરવા લાગી ત્યાં સુધી તો તે વિના રોકાણે વાંચતા જ.

×

યુરોપના મહાન વિચારકે તે સમયે ચાર્લ્સની પ્રશસ્તિ કરતું પુસ્તક બહાર પાડ્યું અને તેમાં ક્રોમવેલની ટીકા ચિતરવામાં આવી હતી.

ત્યારે નવા જમાનાનો બચાવ નામનું પુસ્તક મીલ્ટનને લખવાનું ફરમાન થયું અને તેણે થાક પ્રીછ્યા વિના ૭ માસમાં આ નવું માથે લીધેલ પુસ્તક પુરું કરવાની ઈચ્છાથી રાતોના સામટા ઉજાગરા કરીને માથાના દુઃખવાને તેનું કામ કરવા દેવાનું તેની પરવા વિના તેણે તનતોડ મહેનત કરી.

ડૉક્ટરોએ તેને આંખો ગુમાવી દેશે તેવી ચેતવણી અગાઉથી જ આપી હતી કારણ કે જે ધગશ જે આત્માનો પુકાર તે સાંભળીને જે માર્ગે દોડી રહ્યો હતો ત્યાંથી તો તેને રોકી શકે કોણ ? અને તેણે તેનું પુસ્તક પુરું કર્યું અને આંખો ગુમાવી.

×

અને વીશ વર્ષ સુધી આંખો વિનાનું જીવન તેમને જીવવું પડયું અને મધ્યાહ્નને સમયે પણ અંધકાર જોનાર, દિવસનીઆશા વિનાનો અંધાર તેમણે ખૂબ સમય જોવો પડ્યો.

×

તેની સાથેજ અનેક પારાવાર દુઃખો આવી પડ્યા. ૭ માસમાં મેરી મૃત્યુ પામી અને

ત્રણ પુત્રીઓને તેને સાચવવા મૂકતી ગઈ. એક માસ પરણ્યે થતાં તો તેની બીજી પત્ની પણ મૃત્યુ પામી, અને ટૂંક સમયમાં ચાર્લ્સ બીજો રાજગાદી પર આવ્યો. અને તેને ફાંસી મળશે તેવી વાતો તદન સ્વાભાવિક બની.

પરન્તુ આ જગતમાં મહાન કાર્ય કરવા મીલ્ટન શી રીતે બચ્યો તે જગતના ઇતિહાસમાં જાણવા જેવી વસ્તુ બની રહેશે, કદાચ ચાર્લ્સ બીજાને કહેવા મળે કે મેં કોઈ પ્રતિભાશાળીને ફાંસી નથી આપી તેથી મીલ્ટન બચ્યો હોય.

×

આંખો ગયાથી પોતાનું દેયું પત્થરનું કરી મીલ્ટને પોતાની ત્રણે છોકરીઓ પાસે કામ કરાવવા માંડયું અને ત્રણેયને તેણે પોતાના પાસે રાખી અને તેમની પાસે પોતાનું કામ કરાવ્યું, પરન્તુ આ કિશોર વયની બાળાઓએ મીલ્ટનના કેટલાંય પુસ્તકોને વેચી દીધાં અને બજારની ખરીદીમાં પણ તેને છેતર્યો. બીજું શું થાય?

લંડનમાં લાગેલ આગને કારણે મીલ્ટનનું આંખો વિના કરેલા સ્વર્ગ દર્શનનું પુસ્તક મોડું પ્રકાશન પામ્યું પણ તેને પ્રસિદ્ધિ તો જરૂરી મળી જ.

અને એક વખત તેના મિત્રે સ્વર્ગ ગુમાવ્યું વાંચી તેને કહ્યું કે: તેં સ્વર્ગ ગુમાવ્યું તો લખ્યું પણ સ્વર્ગ મળ્યાની વાતનું શું? ત્યારે લાંબા સમય સુધી વિચારોમાં રહી તેમણે સ્વર્ગ દર્શનનું પુસ્તક પુરું કર્યું.

×

આપણને આ અમર કવિ માટે જેટલું માન થાય તેટલું કમ છે. દરેક મહાન શક્તિશાળીની જેમ ભાગે આવેલા દરેક કટકા તેણે હિંમતે સહ્યા અને તેણે જાણી લીધું કે જગતને માટે તે મહાન પયગામ લાવેલ છે અને તે તદન સત્ય હતું, આંખો વિના તેણે સ્વર્ગ દર્શન કર્યું તે તો કોઈ મહાન પ્રતિભાશાળી અમર કવિ જ કરી શકે.

# એક જવાબદાર પત્ર

" જો, પ્રકૃતિ તાંડવ રાસ આંહી, જો માનવીના ઇતિહાસ આંહી;
આ પત્થરે પત્થર પ્રાણવંતો, યુગ સાક્ષી કૈં સ્મરન્તો."
—સ્વ. પ્રા. ઠાકોર

પ્રિય બ્હેન,

તમારો પત્ર મળ્યો. અજન્તાની ગિરિકન્દરાઓ જોવા તમે ન આવી શક્યાં તેથી મને જરાયે ખોટું લાગ્યું નથી. ઉલ્ટું, તમે જીવનની આ એક સુંદર તક ગુમાવી છે. ' જીવ્યા કરતાં જોયું ભલું '–એતો જાણો છો ને ! હું માનું છું કે સાહિત્યરસિક વ્યક્તિઓ કલારસિક હોય જ. તમે કલારસિક હો તો આ એક સુંદર કલાધામ જોવાનું ચૂક્યાં છો. પત્ર લખવાની ઇચ્છા ન્હોતી પરંતુ પ્રવાસ જેવા વિષય પરત્વેની તમારી રસ વૃત્તિ ઉખવા જેટલી ધૃષ્ટતા કરી શકતો નથી...

અજન્તાની ગુફાઓ બૌધ્ધિક સંસ્કૃતિનો મૂક ઇતિહાસ છે; પૌરાણિક નહિઃ એ જાણવું જરુરી છે. કારણકે—ત્યાંના ઉદ્યાનમા વિહરતી સ્ત્રીઓ, પ્રાણીઓ, રથો, વિ. દશ્યો જોતાં અશોક વાટિકામાં ફરતા સીતા અને રથ હાંકતા અર્જુનનો ભાસ થાય ! એ ગુફાઓ બુધ્ધના સમયનું પ્રજાજીવન–સંસ્કૃતિ–તેમની રહેણી કરણી પોશાક અલંકાર, શોખ વિ. નું મૂક પ્રતિબિંબ છે. જાણો છો ના કે ઇજીપ્તના 'મમીઝ' અને 'અણનમ' પીરામીડોમાં ત્યાંના મૃતઆત્માઓ, વિવિધ પોશાક, ઝવેરાત, સુંદર કારીગરીવાળાં ખુરસી–ટેબલ વાસણો ઇ. વિવિધ સામગ્રીઓ સહિત કૈં અમરતાં નથી સંગ્રહાયાં ! ગ્રીસની પ્રજાએ કાચના કુલદાન ઉપર સૂર્યદેવ (Apollo) અને બીજાં દેવ દેવીઓની પ્રતિમાઓ અમસ્તી નથી કોતરી ! અને સિંધુતટના સંસ્કારી શહેર મોહન–જો–દરોના પુરાણા–ખંડીયેરો તો હજી ગઇકાલે જ નીકળ્યાં ! અરે, પણ ભૂલ્યો. તમે તો ગુફાવર્ણન સાથે પ્રવાસવર્ણન પણ માંગો છો ના, એટલે મારે મુસાફરીનો પણ ઉલ્લેખ કરવો પડશે.

સૂરતથી સવારે આઠ વાગે ટાપ્ટીમાં બેઠા તે સાંજે આઠ વાગે સ્ટેશન જલગામ ઉતર્યાં. બરાબર બાર કલાકની મુસાફરી ત્યાંથી. સવારે મોટર સર્વીસમાં બેઠાં ને પાંત્રીસ માઇલ દૂર અજન્તાની ગુફાઓ આગળ પહોંચ્યા. ગુફાઓ સવારે નવથી તે સાંજે ચાર વાગ્યા સુધી ઉઘાડી રહે છે. શનિવારે એક વાગ્યા સુધી. એ ગુફાઓ આજે નિઝામ સરકારના હસ્તક છે. ગુફાઓ જોવાની કૈં ફી લેવામાં આવતી નથી. પરંતુ ગુફાની અંદરના ચિત્રો બતાવવા માટે flash light ના પાંચ રુપિઆ દર લે છે. જો આપણે બેટરી ન લઇ ગય હોઇએ તો આ દર આપવો પડે છે. બીજું કલારસિકો કલાનો આસ્વાદ બરાબર ન માણી શકે તેથી ગુફાઓની સચિત્ર, સવર્ણન માર્ગદર્શિકા આગળથી આપતા નથી. માર્ગદર્શિકાની મરાઠી આવૃત્તિના અઢી રુપિઆ લે છે, અંગ્રેજીના ત્રણ રુપિઆ. હવે ગુફા વર્ણન....

સુમારે ત્રણસો ચારસો ફુટ ઊંચી ગોળાકાર પત્થરની ભેખડોમાંથી લગભગ ત્રીસ જેટલી ગુફાઓ કોતરી કાઢી છે. ગુફાઓ ફરીને જોવા માટે પગદંડી બનાવી છે. પગદંડી ઉપરથી આસપાસનું દશ્ય મનોહર લાગે છે. જો કે કુદરતી વનશ્રીનું સૌન્દર્ય તો ચોમાસા પછી જ બરાબર માણી શકાય, ગુફાઓના છેડા આગળ ભેખડમાંથી એક ઝરણું સતત વહ્યા કરે છે એનું પાણી બહુ મીઠું છે. આ ગુફાઓની ખબર પહેલ વહેલી–૧૮૨૪ માં પડી હતી. અને આશ્ચર્યની વાત એ છે કે ૧૮૪૪ માં મેજર ગિલ પાસે ઇસ્ટ

ઈન્ડિયા કંપનીએ આ ગુફાઓની જે નકલો કરાવી હતી તે બધી બળી-ગઈ હતી ! તથા કહે છે, કે પત્થરની ભેખડોમાંથી જે લાલ લીલા રંગો નીકળે છે તે વડે એ ગુફાઓનું–ચિત્રકામ થયું હતું. એ ગુફાઓમાં જે વિવિધ પ્રકારનું ચિત્રકામ થયું છે તેમાંથી ઘણાં થોડાં ચિત્રો બચ્યાં છે. તેનો નિઝામ સરકારે પ્લાસ્ટરનો ઓપ આપી સુશોભિત બનાવ્યાં છે.

એ ગુફાઓનાં પુરુષ, સ્ત્રી, રમણીય ચહેરાઓ હાથી, ઘોડેસ્વારો, રથો, ઉદ્યાનો, જુદા જુદા પ્રાણીઓ, કમળની ઝાડીનો, સુંદર હાથવાળાં પણ જરા વાંકા પગવાળાં મનુષ્યો, યોધ્ધાઓ વિ. ના ઘણા આકર્ષક ચિત્રો આલેખાયાં છે. ઘડીભર એમ થાય કે હૃદય જ્યાં સાક્ષાત્કાર કરી લે એવા મનોરમ પ્રદેશમાં વિહારીએ છીએ. કેટલાક ચિત્રોને કાચના cup boards માં સાચવી રાખવામાં આવ્યાં છે. તે વખતના લોકો મોજાં પણ પહેરતા, કે! સૌથી આકર્ષક અને હૃદયગમ ચિત્ર તો એક ખૂણામાં દિવાલને--અઢેલીને ઉભેલાં નખશિખ અલંકારથી વિભૂષિત પત્ની યશોધરા અને પુત્ર રાહુલની પાસે ઉઘાડા કમલદલમાં શરીરે ગુલાબી ઉત્તરીય ઓઢીને ઉભેલા બુધ્ધ ભિક્ષા માગી રહ્યા છે; મસ્તક આગળ ત્રાંસો એક બળવાન પાંખવાળો દિવ્ય ગણ ઘણ્ન ફરકાવી રહ્યો છે, તે છે. તે સમયની સ્ત્રીઓ ચિત્ર ઉપરથી બહુ રસિક અને સુખી હોય એમ લાગે છે. સ્મિત ફરકાવતી અને ભાવવાહી– જાણે બોલતી ના હોય !– તથા જુવારવર્ણી, ઘઉંવર્ણી નહીં- જાણે હોમરની હેલન !

બીજી એક નવિનતા શું તે કહું તે–સમયની સ્ત્રીઓ તમારી જેમ હાથમાં એકેક બંગડી અને ઘોડાની લગામ જેવી લાંબી ફુમતેદાર લટ વાળી તેમાં એકજ ફુલ નહિ ખોસતી. તેઓ તો હાથના પહોંચાથી તે કોણી સુધી બંગડીઓ પહેરતી. તે સમયની સ્ત્રીઓને આજના યુગની ઓથી વિરૂધ્ધ અલંકારો નો શોખ ઘણો. માથાના કમર સુધી ઉંચો અંબોડો વાળી ગોળાકાર ફુલપાતરાંવાળી વેણીઓ બાંધતી.

અજન્તાની શિલ્પકળા બહુ આકર્ષક છે. તેમાંય, સળંગ પત્થરમાં કોતરેલી મુદ્રા સહિત ભગવાન બુધ્ધની ભવ્ય પ્રતિમા આંખને આંજી નાંખે એવી છે. પદ્માસન વાળીને બેઠેલા બુધ્ધની


અજંતાની કલાકૃતિ

બીજી મૂર્તિઓ પણ તેટલીજ આકર્ષક છે, બુધ્ધની બે પ્રતિમાઓ ભવ્ય છે. એક તે મુદ્રા કરીને બેઠેલા છે—જાણે લખોટા રમતા ના હોય બીજી માથા આગળ અને પગ આગળ તકીયા રાખી પડખે ફરીને સુતેલા બુધ્ધ ભગવાન શરીરના ઉ-પર ઉત્તરીય નાંખ્યું છે. તકીયા પણ કોઈ મુગલ બાદશાહના રંગ મહેલ જેવા ગોળ મોંઢાના અને નાકાંવાળા, આ મૂર્તિ નાક આગળથી ખંડિત થઈ છે. અમારામાંથી એકે તો એ જોઈને હાસ્ય ઉપજાવ્યું :" કદાચ બુધ્ધને નાકનું ક્ષય થયું હશે!" આ મૂર્તિઓ જોતાંની વારજ આપણાથી બર્કના શબ્દો બોલી જવાય:" ઓહ! સબ્લાઈમ ઍન્ડ બ્યુટીફુલ!" તરતજ એવો ભાવ અનુભવાય, 'શું એજ આ બુધ્ધ! જેને સમસ્ત એશિયામાં ધર્મક્રાંતિની ઝંખના જાગી હતી; જેને જીવન "જીવનની વાસ્તવિકતા નહીં પણ સ્વપ્નનો દિવસ લાગ્યો હતો! જીવનના આદર્શ અને મહત્વાકાં-ક્ષાની સાર્થકતા માટે જેણે નિર્દોષ પત્ની અને પુત્રને ઉંઘતા મૂકીને,—' મહાભિનીષ્ક્રમણ' આદરવા જેટલી કઠોર ધૃષ્ટતા કરી હતી! શું એજ આ બુધ્ધ! મહાપ્રભુ, ધન્ય" કહી મસ્તક નમી પડે.

એ ગુફાઓમાં મનુષ્યો, છડીદારો, યોધ્ધાઓ અને બૌધ્ધ ભિક્ષુકોની ઘણી મૂર્તિઓ કોતરવામાં આવી છે. પત્થરના ઉંચા ચોસલા ઉપર એકાદ બે મૂર્તિઓનું કોતરકામ માત્ર રેખાંકિત કરી અધુરું રાખવામાં આવ્યું છે કે જેથી પ્રેક્ષકોને ખ્યાલ આવે કે મૂર્તિઓ કેવી રીતે કોતરવામાં આવી છે. કેટલીકમાં નાના નાના ખંડો બના-વવામાં આવ્યા છે, તેમાં માત્ર રેલ્વે ટ્રેનની પાટલીઓ જેવી બે સામસામી પથ્થરપાટો છે અને તેના પ્રવેશદ્વાર બહુ સાંકડા છે. તે ઉપરથી માની શકાય કે તે સમયના લોકો બહુ ઉંચા નહીં હોય, કેટલેક સ્થળે બે પગ ઉપર ઉંચા થઈને આખી પીઠ ઉપર ગુફાના પત્થરના મોટા પેઠીયાં ધારણ કરતી, ભીમ જેવી—વજ્રબાહુ, વ-જ્રપીઠ અને મોટાં પેટવાળી મૂર્તિઓ કોતરવામાં

આવી છે. ખરેખર, અજન્તાના કોતરકામની કારીગરી બહુ સૂક્ષ્મ અને ધ્યાન ખેંચે તેવી Arresting છે, પત્થર પર કોતરેલી આ મૂર્તિઓ પણ બહુ ભાવવાહી લાગે છે. તે સમયની લીપી પત્થરના થાંભલાઓ ઉપર કોતરેલી છે. પણ કેવી ! નાનું બાળક એકડો કાઢતાં શીખે ત્યારે આડા અવળા કાતરા પાડે તેવી! આપણને સમજાય નહીં.

અજન્તાની ગુફાઓમાં વિવિધ પ્રકાર છે. કદાચ ઈતિહાસમાં શીખ્યાં હશો, ચૈત્ય, વિહાર અને સ્તૂપ ચૈત્યો અને વિહારોની સંખ્યા સારા પ્રમાણમાં છે, એ બે વિશાળ ચોરસ ખંડો છે. ચૈત્યો પ્રાર્થના કરવા માટે--વપરાતાં અને વિહારો બૌધ્ધ ભિક્ષુઓને રહેવા, અભ્યાસ કરવા અને સભા ભરવા માટે વપરાતાં. સ્તૂપ એ લાગણી અથવા શ્રધ્ધાનું પ્રતિક છે. ભગવાન બુધ્ધના પવિત્ર અવશેષો ઉપર ચણેલા ગોળ ઘુમ્મટ. જેમ કોઈ મુસલમાન બાદશાહે પત્નીના પડી ગએલાં દાંત ઉપર આલીશાન કબર ચણાવી ને! બસ ત્યારે, પૂરાં થયાં અજન્તાનો પ્રવાસ અને વર્ણન. તમને પુરતી માહીતી અને એ પરત્વેનું જ્ઞાન, કંઈક અંશે કલાનો પણ રસાસ્વાદ મળશે એટલી આશા રાખું છું....

છતાંય, રહી જતી ઊર્મિ—હૃદયનો ભાવ રોકી શકતો નથી. શ્રી રવિશંકર રાવળ સાથે હું પણ કહી લઉં કે: " ભેખડોના પેટમાં કોરી કાઢેલી આ ગુફાઓ પ્રવેશ દ્વારથી માંડીને તે ઠેઠ છેલ્લી પછીત સુધી મનુષ્યની ઉપાસના, ધૈર્ય પ્રેમભક્તિ અને હસ્ત કૌશલ્યમાં જગતભરના આશ્ચર્યરૂપ નમૂના છે. ગુફાઓ કોરવાની કળા અજન્તામાં સંપૂર્ણરૂપે પ્રકટી છે, આખું યે નિર્માણ જોતાં એકજ ભાવના સુસંબધ્ધ સંકલનારૂપે શિલ્પમાં, ચિત્રમાં અને સ્થાપત્યમાં પ્રકટ થઈ જણાય છે." તક મળે તો જોવી ચૂકશો નહિં.

ચાલો ત્યારે, નમસ્તે!

પ્રમોદ ઉમરવાડિયાનાં રસવંદન.

ઈરાનની સ્ત્રીઓની આધુનિક સ્થિતિનું દિગ્દર્શન કરાવતો માહિતીપૂર્ણ લેખ.

# ઈરાનની સ્ત્રીઓ

લેખક: **શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.**

દરેક મુસલમાની પ્રજાના સ્ત્રી વર્ગ માફક ઈરાની સ્ત્રીઓ પણ પરદો પાળે છે. ઘર બહાર નીકળે છે ત્યારે કાળી ચાદર ઓઢી નીકળે છે. પરંતુ એમની સાથે સાથે રહેતી બીજી સ્ત્રીઓ, જેવી કે ઝરથોસ્તી, આરમીનીઅન અને બીજા તાયફા ( Tribes )ની સ્ત્રીઓ, ખુલ્લે મ્હોડે ફરે છે. યુરોપી તુર્કસ્તાનમાં પણ એજ ધારો હતો અને તે મુસ્તફાકમાલે તોડાવ્યો છે અને આજે તુર્કીસ્ત્રીઓ બીનપરદે, દરેક રીતની છુટ ભોગવતી, હરેફરે છે. આની અસર ઈરાનમાં થવી જોઈએ પરંતુ ત્યાંના મુલ્લાઓની હજી એટલી બધી બ્હીક એ સ્ત્રીઓને રહે છે કે ઈરાનના મુખ્ય શહેર તહેરાન સિવાય બીજે બીનપરદે હજુ સ્ત્રીઓ ફરી શકતી નથી. ખુદ તહેરાનમાં પણ સાઠ હજાર સ્ત્રીઓમાંથી ભાગ્યે એક હજાર સ્ત્રીઓ વગર પડદે ફરે છે. તેનું એક કારણ એ છે કે ચાદર ઓઢવી યા પડદો રાખવો એ ખાનદાનીનું નિશાન તોડી સાધારણ વર્ગમાં આવવા હજુ તૈયાર નથી. છતાં જેમ જેમ કેળવણીનો પ્રચાર વધતો જશે તેમ તેમ પડદો ખસતો જશે. હાલ તો નવી પદ્ધતિ અને ધોરણે અમેરીકન અને અંગ્રેજ પાદરીઓની નિશાળો કેળવણી આપી રહી છે અને સીંગરના સીવવાના સંચા યા ફ્રેંચ અને અંગ્રેજી પુસ્તકોનો અભ્યાસ, એવી તરફ સ્ત્રીઓ પ્રગતિ સાધે છે. નવી પદ્ધતિને અનુસરતાં પુસ્તકો ફારસીમાં ઝાઝા નથી એટલે તેમને અંગ્રેજી ને ફ્રેંચ પુસ્તકોજ વાંચવા પડે છે. આવી રીતે કેળવાએલી સ્ત્રીઓ પોતાની અશિક્ષિત બ્હેનોની સ્થિતિ સુધારવા મથી રહી છે. તેમણે "વતન ખાદાન" એ નામની એક સંસ્થા કાઢી છે, અને તેની માર્ફત સ્ત્રીઓની ઉન્નતિનાં પગલાં લે છે, સ્ત્રીઓ તરફથી બે ન્યુસ પેપર ચલાવવામાં આવે છે એવું એક ન્યુસ પેપર "આયંદે ઈરાન" 'ઇરાનનું ભવિષ્ય' નામનું એક સ્ત્રી ચલાવે છે. તે પાંચ છોકરાની મા છે, છોકરીઓની નિશાળમાં શિક્ષક છે, અને ન્યુસપેપર ચલાવવામાં તેને તેના ધણીની મદદ મળે છે.

કેટલીક સ્ત્રીઓ પોતાની જાગીરો તથા મિલ્કતોનું તંત્ર પોતે જાતે ચલાવે છે, કેટલીએક સ્ત્રીઓ બેંકમાં કલાર્કનું કામ કરે છે, એક બે જણીઓ તહેરાનમાં દુકાન ચલાવે છે, અને કેટલીક પાદરીઓની ઇસ્પીતાલમાં નર્સનું કામ કરે છે. ને શીખે છે. કેટલીએક કવિતાઓ રચે છે. દાખલા તરીકે, અદીબે ઉઝ્ઝમાન તથા નૌમતાજ ખાનુમ નામની બે સ્ત્રીઓ તેમનાં કાવ્યો માટે જાણીતી છે.

"બહાઇ" ધર્મનો પ્રચાર હાલમાં વધતો જાય છે. એ ધર્મ તરફ સ્ત્રીઓ વધારે આકર્ષાય છે, કારણ તેમાં સ્ત્રી પુરૂષની સમાનતા સ્વીકારવામાં આવી છે સ્ત્રીઓને કેળવણી

જોઈએ, સંસ્થાઓમાં તેમને પુરૂષોએ સાથે રાખવી જોઈએ અને બીજી રીતે તેમનો સંસારિક દરજ્જો વધારવો જોઈએ, એ તેનાં મૂળ તત્વો છે. કન્યાઓને શિક્ષણ અપાતી શાળાઓમાં "બહાઈ" પંથ જોરથી કામ કરી રહ્યો છે.

આ બધા કારણો ઉપરાંત ઈરાનના શહેર તથા કસબાઓમાં સીનેમાઓએ પગપેસારો કર્યો છે, તેને લીધે સ્ત્રીઓમાં જાગૃતિ વધારે આવી ગઈ છે. સ્ત્રીઓને વાંચતા લખતાં ન આવડતું હોય છતાં સીનેમામાં દેખાતાં દ્રશ્યો જોઈ તેઓ પોતાની પરતંત્ર સ્થિતિનો વિચાર કરી શકે છે; અને એ સીનેમાનાં દ્રશ્યોએ ચાદર યાને પરદાના રિવાજને મ્હોટો ધક્કો પહોંચાડયો છે. પરદેશની સ્ત્રીઓને બેધડક વગર પડદે ફરતી હરતી. કામ કરતી જોઈ તેમને સ્વભાવિકપણે પોતાની કેદી જેવી સ્થિતિ સાલે છે, અને તેથી તેઓ પોતે તો નહિ પરંતુ પોતાની પુત્રીઓને તો પરદાના ત્રાસમાંથી છુટી જોવા ઈચ્છે છે.

એકંદર ઈરાનની સ્ત્રીઓને પણ વર્તમાન કાળનાં આંદોલનો હચમચાવી રહ્યાં છે. શાહ રેઝા પહેલવી ઈરાનની ઉન્નતિ શોધે છે, એટલે ટુંક વખતમાં ત્યાં પણ ઘણા ફેરફાર નજરે પડશે.*

[ બે ઘડી મોજમાંથી )

---

# ગુર્જર લેખકો! ઉંઘશો કે જાગશો?

લેખીકા:—શ્રી. કુમુદકુમારી સુરેન્દ્રભાઈ હઠીસીંગ.

આધુનિક યુગ-ગાંધીયુગના સાહિત્ય સેવકો કંઈ અનેરી રંગની વાર્તા તથા કવિતાઓ રચી ગુર્જર સાહિત્યનો થાળ દિન પ્રતિદિન વધુને વધુ ઢગલા બંધ વધારતા જાય છે આ જોઈએ સહુ કોઈ ગુજરાતીને હર્ષ થવો જોઈએ ઘણા હર્ષ પામી જાય છે. જ્યારે સાથો સાથ કેટલાક નિરાશ પણ થાય છે. અત્યારે હિન્દ દેશને ભાંગ્યા સાહિત્ય, દેદિપ્યમાન રસના--કટોરાઓ પીવા લાયક વખત નથી, અત્યારે દેશને રસભરી પરદેશી ભાષા ધુરંધરોએ લખેલી તરંગપૂર્ણ ડીટેકટીવ...વાર્તાઓની જરૂર નથી, અત્યારે બીજી નિર્માલ્ય વાંચી તથા કવિતા બનાવી લોકોમાં વાહવાહ પોકરાવવાની જરૂર નથી, આવી બધી ગ્રંથી ગુંથી તેનો બહોળો વિચાર કરવાનો આ સમય નથી. આ બધું અત્યારના યુગમાં અનાવશ્યક છે. લેખકો! વિચાર કરો કે હિન્દ અત્યારે શું માગે છે! હિન્દ એવું નમાલું સાહિત્ય નથી માંગતુ—એવી ભાષાઓથી અંકીત થએલું સાહિત્ય હિન્દને—ને ખાસ કરીને ગુજરાતને કશા પણ ઉપયોગમાં આવે તેમ નથી.

અત્યારે તો હિન્દ માગે છે સાહિત્ય એવા પ્રકારનું કે જેથી નિચેતન જીવમાં ચેતન રેડાય--ચેતન જીવ સચેત થઈ હાલતો ચાલતો તથા દોડતો થાય. અત્યારે હિન્દ માંગે છે. કલમની તલવારથી લખાએલું સાહિત્ય કે જેનું અણુએ અણુ ઘોર અંધારામાં ડૂબી ગયેલી જનતાને જગાડે તેવું વીર સાહિત્ય, અત્યારે હિન્દ માંગે છે કંઈ નવીન પ્રેરક બળ, જેનાંથી હિન્દની ઉન્નતી સધાય. સાહિત્યમાંથીજ એ નવીન પ્રેરણાત્મક બળ ઉત્પન થવું જોઈએ–હિન્દ–તલસે છે, પ્રત્યેક માનવી તલસે છે તેવા બળ માટે. તેઓ તો નિશદિન તેનીજ યાચના કરે છે તેનેજ ઝંખે છે.

અત્યારનું પરદેશી સાહિત્ય ગમે તેવું ઉચ્ચ કોટીનું હોય, તોપણ હિન્દ માટે નકામુંજ છે. એ દેશને રંજ માત્ર પણ ફાયદાથી થવાનું નથી. હિન્દના હિતના ભેખધારીઓ ભેખ ધારણ કરી ઘેરં ઘેરં પ્રેરણાત્મક સ્વર પહોંચાડે તે કરતાં પહેલાં પ્રાણ સંચાર આધુનિક યુગના લેખકો સ્વીકારે–સાહિત્યમાં પ્રાણ પૂરી ગુર્જર યુવકને ચીનગારીના તણખાથી દઝાડે. અત્યારના સરસ્વતીદેવીના પૂજારીઓએ તો નવજીવન દેશને અપાય–નવપ્રાણપુરિત હિન્દુસ્થાન બને તેવું સાહિત્ય સર્જન કરવાની અત્રે ઘણીજ આવશ્યકતા છે.

સાંપ્રત કાળના સાહિત્યો અત્યારની પ્રજાને માટે યોગ્ય નથી. તેની અંદર ચીનગારીનો તણખો બાકી છે. જેથી સાહિત્ય રસહીન લાગે છે. નવા તત્વો ઉમેરી દેશો ઉદ્ધારના રસ્તાઓ ચિતરો–દેખાડો તથા સ્વપ્નદ્રષ્ટા બનાવો કવિતાઓ લખી કંઈ અનેરા લ્હાવા હવે નવા યુગને ચખાડો તથા નવીન જાતના ગરબા રાસ રચી સજન જુની ઉંઘતી યુવતીઓને તેમની ઘોર ઉંઘમાંથી જાગૃત કરો; કે જેથી દેશોત્કર્ષ દિન ધીમે ધીમે નજીક આવે.

લેખક મહાશયો! તમો પણ સૃષ્ટા થાવ. અને નવસર્જન–માટે તૈયાર થાવ.

બોલો જાગશો કે ઉંઘશો!

---

# ગાંધારીની પ્રતિજ્ઞા

શ્રી બાલકૃષ્ણ છ. ભટ્ટ

વર્તમાન યુગમાં કોઈ પિતા જો પોતાની દીકરીનો વિવાહ કોઈ અંધ યુવક સાથે કરે તો સૌ લોક તેને પાપી કહે અને સમાજમાં તેનો બહિષ્કાર થાય. જ્યારે હજારો વર્ષ પહેલાં જ્યારે હિંદુ ધર્મ સંપૂર્ણ ગૌરવશાળી હતો તેવા જમાનામાં ગાંધારીના પિતાએ તેવું કાર્ય કર્યું.

ગાંધારી એક સુશિક્ષિત સ્ત્રી હતી. જો કે તેના પિતા કાયર હતા પણ તે શક્તિશાળી હતી એનામાં ત્યાગ અને સંયમ જેવા સદ્ગુણો હતા. પોતાના આ બે સદ્ગુણોથી તેણે પોતાના પિતાને લોકનિંદામાંથી બચાવ્યા નહિ. પરંતુ તેણે ઉભય કુળની આબરૂ વધારી અને પોતાની ચારિત્ર્ય-ગાથા અમર બનાવી. એજ કારણે ગાંધારીનું આજે આટલું બધું સન્માન છે.

વર્તમાન કાળમાં કોઈ રાજાની કે સાધન સંપન્ન કુટુંબની કોઈ કન્યાને લાડકોડમાં ઉછેરી મોટી કરી હોય અને પછી તે સાંભળે કે તેનો વિવાહ કોઈ અંધ સાથે થનાર છે તો કાં તો તેને હિસ્ટેરીઆનું દર્દ થશે કે પછી તે આત્મહત્યાનો વિચાર કરશે. જો ગાંધારીનું અંતર વિશાળ નહોત અને તેનામાં વિવેક બુદ્ધિ ઓછી હોત તો કદાચ એ પણ આજ રસ્તો લેવા વિચાર કરત.

જ્યારે તે વિવાહ કરવા યોગ્ય થઈ હશે અને પોતાના લગ્ન જીવનનું સુંદર સ્વપ્ન દેખતી હશે ત્યારે તે સૌંદર્યશાળી અને કેળવાયેલ રાજકન્યાને આંધળા ધૃતરાષ્ટ્રની કલ્પના આવી હશે? તેની કલ્પનામાં તો કોઈ સર્વગુણ સંપન્ન મહાન રાજપુરુષ હશે! તે પોતાના આ સુખભર્યા સ્વપ્નમાં તન્મય હતી તેવામાં તેને અચાનક જણાવવામાં આવ્યું કે તેનો વિવાહ આંધળા ધૃતરાષ્ટ્ર સાથે થનાર છે.

ગાંધારીનું સ્વાભિમાની હૃદય તે પુરુષનું દર્શન કરવા પણ તૈયાર નહોતું કે જે માત્ર તેના શરીરનો જ ખરીદનાર હતો. તેથી તેણે પ્રથમથી જ પોતાની આંખો પર પાટો બાંધી દીધો. તે સમયે જો કોઈ તેની વહાલી સખી ગાંધારના રાજમહેલમાં રહી હશે તો તેને રડી રડીને તેણે કહ્યું હશે "સખી, હું તે આંધળાનું મોઢું કદી નહિ જોઉં, હું મારો આંખોનો પાટો ત્યારે જ ખોલીશ કે જ્યારે આ કુળનો સર્વનાશ થઈ જશે." અને બન્યું પણ આ પ્રમાણે જ ગાંધારીને કૌરવ કુળમાં હવે કોઈ જ જીવતું રહ્યું નથી ત્યારે જ તેણે પોતાની આંખોનો પાટો છોડયો.

પોતાની આંખો પર પાટો બાંધેલો હોઈ ગાંધારી પોતાના પતિને ન ઓળખી શકી. તેને સો પુત્રો થયા પણ તેણે તેમાંના કોઈનું મુખ જોયું નહિં. એક પછી એક એમ સૌ પુત્રો તેની ગોદમાં આવ્યા પણ તેણે કોઈને નજરે ન જોયો. આ તેની એક મહાન પ્રતિજ્ઞા હતી. ભીષ્મે આ જન્મ અવિવાહિત રહેવાનું વ્રત લીધું હતું. આ જન્મ અવિવાહિત રહેનારના દાખલા તો ઈતિહાસમાંથી મળશે પણ સારાયે સંસાર કે ઈતિહાસમાં આવી માતા તો ફક્ત ગાંધારી જ હતી કે જેણે પોતાના પુત્રોને જોવાની ઈચ્છાને પણ પોતાના અંતરના ખુણામાં સમાવી રાખી.

આ સમયે ગાંધારીનું સૌથી ઉંચું લક્ષ્ય એ હતું કે કોઈ પણ રીતે પોતાના કુળની મર્યાદાનું ખંડન ન થાય. તેનાં માતાપિતાએ જેની સાથે તેનો વિવાહ કર્યો હતો તેની સાથે તેણે યોગ્ય મર્યાદા રાખી. આને લીધે તો તેણે આટલી બધી ખ્યાતિ મેળવી. ગાંધારીનું હૃદય ધૃતરાષ્ટ્રને માટે નહોતું. નહિ તો તે તેમને ન દેખવાનું વ્રત ના લેત; તે તેમની આંખો બની જાત. જે પોતે જોઈ શકતા નહોતા તે બધું પોતાની આંખોથી જોઈ તેમને કહી શકત! ધૃતરાષ્ટ્ર જેમ ગાંધારીના શરીરને જોઈ શકતા

નહોતા તેમ તેઓ ગાંધારીના હૃદયના ભાવોને પણ પિછાની શકતા નહોતા.

સમાજ હંમેશા સ્ત્રીઓ પર જુલ્મ ગુજારતો આવ્યો છે; અને સ્ત્રીઓને તો એવા સમાજના અત્યાચારોને સહન કરવાના જ હોય છે. સમાજના આદર્શને ઉન્નત રાખવામાં પોતાના જીવનનું બલિદાન આપવા ખાતર જ ગાંધારી, સીતા, દ્રૌપદી, દમયંતી અને અહલ્યા જેવી સ્ત્રીઓ આથી જ પ્રખ્યાત બની છે. પોતાના તપ અને ત્યાગને પ્રતાપે આ દેવીઓ સમાજને માટે પૂજવા યોગ્ય બની ચૂકી.

અત્યારે આપણે સ્ત્રીઓને અધિકારની માગણી કરતી જોઈએ છીએ—ઘરથી બહાર ફરવાનો અધિકાર, જે મનમાં આવે તે કરવાનો અધિકાર, વિવાહ, અને તલાકનો અધિકાર વગેરે પરંતુ આ અધિકારોને માટે લડનારી કે તે અધિકારો મેળવનારી નારીઓ, ગાંધારી વગેરે દેવીઓ પહોંચી છે તે પાયરીએ પહોંચી શકે નહિ. તેનાં એવા સ્પષ્ટ કારણો છે કે તે સ્ત્રીઓ ત્યાગ અને સેવાને પોતાના જીવનનો મહામંત્ર માનતી સમાજને માટે તેઓ કાર્ય કરવા પ્રેરાતી. આજ પણ આપણા દેશમાં કેટલીએ વિધવાઓ હશે કે જેઓ માત્ર સમાજને સંતોષ આપવાને માટે જ વૈધવ્યનું જીવન વીતાવી રહી હશે. કેટલીએ પરણેલી સ્ત્રીઓ હશે કે જેમને ખરી રીતે પોતાના પતિઓમાં પ્રેમ નહિ હોય—તો પણ ગાંધારીની જેમ પોતાના કુળની મર્યાદાનું સંરક્ષણ કરવા માટે તે પોતાના અપ્રિય પતિની સાથે પણ જીવન વીતાવી રહી હશે.

આજકાલની સ્ત્રીઓની દૃષ્ટિમાં ગાંધારીનું જીવન કદાચ કાયરતાભર્યું જણાય—પરંતુ જો ગાંધારીએ પોતાની આંખો પર પાટો ન બાંધ્યો હોત અને પોતાને ઘેરથી નાસી જઈ મનપસંદ પતિને પરણી હોત તો આજકાલની સ્ત્રીઓમાં તેની આટલી બધી પ્રતિષ્ઠા બંધાત નહિ.*

* સુચિત

# અપરાધી !



લેખક : કેશવલાલ પટેલ

લગભગ સંધ્યાનો સમય હતો. સતીશ કોલેજ-માંથી નીકળી ઘરપ્રતિ પાછો ફરી રહ્યો હતો. એ સમયે શહેરના ધોરી માર્ગ પર માણસોની અવર જવરથી ખુબ ભીડ જામી હતી. એટલે તે સાયકલ ઉપરથી નીચે ઉતરી ગયો. સાયકલને હાથમાં પકડી તે ચાલવા લાગ્યો. તે થોડુંક ચાલ્યો હશે એટલામાં જ 'થપ' કરતો એક હળવો અવાજ તેના શ્રવણે પડ્યો. તેણે આવેલા અવાજ પ્રતિની દિશામાં દ્રષ્ટિ ફેંકી તો સડક પર આવેલા મોટર સ્ટેન્ડ નજીક એક ચોપડી પડેલી તેણે દેખી, તે પાછો ફર્યો અને સડક પર પડેલી ચોપડી તેણે લઈ લીધી. એ ચોપડી મેટ્રીક્યુલેશન પરીક્ષાની ગુજરાતી ગદ્ય–પદ્ય સંગ્રહની હતી. તેણે અનુમાન કર્યું કે માધ્યમિક શાળામાં અભ્યાસ કરતી કોઈ છોકરીની આ ચોપડી હશે. આમ વિચાર કરતો તે જલદીથી પાછો ચાલવા લાગ્યો. તેણે થોડેક દૂર આવેલા વળાંક પર જોર્જેટની સાડીની ઉડતી કિનાર અદ્રશ્ય થતી દેખી. તે હવે ઉતાવળે ચાલવા લાગ્યો. થોડી જ વારમાં તે આગળ જતી છોકરીની સમીપ પહોંચી ગયો અને પછી તેણે સહસા પૂછ્યું : 'આ તમારી ચોપડી છે? સડક પર પડેલી હતી!

પેલી છોકરી ઉભી રહી. એક અજાણ્યા નવયુવાન સાથે વાતચીત કરવાનો તેને આ પહેલો જ પ્રસંગ સાંપડ્યો હતો. તેનું વદન શરમિંદુ બની લાલચોળ થઈ ગયું. તેણે દ્રષ્ટિ નીચે ઢાળી દીધી. અને હાથમાં પકડેલી નોટો અને ચોપડીઓ ધ્યાન-પૂર્વક નિહાળી. પછી તેણે સતીશના હાથમાંથી ચોપડી લઈ લીધી. તે એક શબ્દ પણ બોલી નહિ. 'આભાર' કહેવાની તેને ઘણીએ મહેચ્છા થઈ પરંતુ શરમે એ શબ્દો તેના હોઠ બહાર નીકળવા જ દીધા નહિ. શરમ એ જ સ્ત્રીનું મોટું આભુષણ છે.

તે ચાલી ગઈ ચાલતાં ચાલતાં તેણે સતીશને બરાબર નિહાળી લીધો, તેણે ભોળા અને લજ્જાયુક્ત નયને મુંગા મુંગા પણ સતીશનો સેંકડોવાર આભાર માન્યો.

હવે સતીશ, 'શીલા શાહ' 'શીલા શાહ'નું મનમાં રટન કરતો કરતો ઘર તરફ વળ્યો. ચોપડીમાંથી તેણે એ છોકરીનું નામ જાણી લીધું હતું.

આધુનિક કેળવણી અને પાશ્ચિમાત્ય સભ્યતાથી રંગાયેલાં આજનાં નવયુવકો અને નવયુવતીઓને અરસપરસ મિત્રતા બાંધવામાં અને વધારવામાં બહુ વખત લાગતો નથી. હવે શીલા અને સતીશ અઠવાડિયામાં એક દિવસ, બે દિવસ અને પછી તો દરરોજ એક બીજાને દરકોઈ જગ્યાએ ભેગાં થઈ જતાં, કોઈકવાર મોટરમાં બેસતાં, કોઈક વાર મોટરમાંથી ઉતર્યા બાદ કે કોઈવાર બગીચામાં જાણીજોઈને કે આકસ્મિક રીતે એકબીજાને દરરોજ મળતાં હતાં, અને જો કોઈક દિવસે તેઓ એકબીજાને મળ્યાં ન હોય તો તેમના હૃદયમાં કંઈ કંઈ થઈ જતું.

સમય જાય છે તેમ અનેક પ્રસંગો અને અનેક ઘટનાઓ વિસારે પડે છે, એવી જ રીતે શીલાની શરમનું આવરણ છેદાઈ ગયું હતું, હવે તે શરમને ભુલી ગઈ હતી. તેઓ છાનાંમાનાં ખુલ્લેખુલ્લી રીતે વાતો કરતાં હતાં.

સતીશને શીલાના મકાનનું સરનામું મળી ગયું હતું. શહેરમાં કોઈ પણ સ્થળે જવું હોય તોપણ સતીશ હવે એજ રસ્તેથી નીકળતો હતો, તેને શહેરમાં આવેલું કોઈ પણ સ્થળ એ રસ્તેથી જ નીકળવામાં નજીક લાગતું હતું. તે જ્યારે ત્યાંથી નીકળતો ત્યારે મકાનની બારીમાંથી બે નયનો તેનું સ્વાગત કરતાં. સતીશ પોતાને તેમાં ધન્ય માનતો અને તે તેની મૌન ભાષામાં જેટલું મોંએ કહેવાય તેથીયે વિશેષ કહી નાંખતી હતી. પરંતુ સતીશ હજુ સુધી તેને ઘેર જઈ શકતો ન હતો.

શીલાનો ભાઈ સુધીર સતીશની કોલેજમાંજ ભણતો હતો. પરંતુ તે F. Y. A. માં હોવાથી સતીશ તેને ઓળખતો ન હતો. શીલાએ એક વખતે સતીશને એક ઉત્તમ ઉપાય બતાવ્યો અને પરિણામે સુધીર અને સતીશ ટૂંક જ સમયમાં એક બીજાના ગાઢ મિત્રો બની ગયા. તેઓ હવે એક બીજાને ઘેર આવતા જતા થયા હતા.

થોડાક જ દિવસમાં સુધીરના ઘરનાં માણસો સાથે સતીશ હળીમળી ગયો. સુધીરના પિતા સતીશની વાતો ઉપરથી જાણતા હતા કે સતીશ ઉચ્ચ અને આદર્શવાદી યુવાન છે. એટલે તેની મૈત્રી સુધીરને લાભદાયક નીવડશે. હવે શીલાના લીધે સતીશ અને સુધીર વચ્ચે અજબ મિત્રતા જાગી ગઈ હતી. શીલાને તેની મા તરફથી કોઈ જાતનો ભય જ ન હતો. લાડીલી છોકરી જેમ કહે તેમ તેની મા માનતી હતી. એટલે શીલા અને સતીશનું ષડ્યંત્ર સફળ થયું.

હવે શીલાના વિચારે સતીશના હૃદયમાં દરરોજ આંતરિક યુદ્ધ ચાલ્યા કરતું. તે અને સુધીર કેરમ ખેલતાં હોય અને શીલા તેનાં ગોરા ગોરા ઉભય હાથે નમસ્તે કરતી સસ્મિત વદને તેમના ખંડમાં પ્રવેશ કરતી ત્યારે અનાયાસે પણ સ્ટ્રાઈકર તેના હાથથી છટકી જતું. કોઈ વાર બીજ રમતાં પણ તે કોઈના બદલે કોઈ પાનું નાખી દેતો અને પછી સુધીર તેને ‘ પાગલ ’ ની ઉપાધિ આપતો ત્યારે તે શીલા પ્રતિ નિહાળતાં ખડખડાટ હસી પડતો.

એક દિવસ સતીશ શીલાના ઘેર ગયો ત્યારે સુધીર કંઈક કામ પ્રસંગે બહાર ગયો હતો. શીલા તેના અભ્યાસ ખંડમાં બેઠી બેઠી કંઈક વિચારી રહી હતી. સતીશ સીધેસીધો શીલાના ખંડમાં ગયો. સતીશને અચાનક આવેલો દેખી શીલા હસી પડી. તેણે તેના ખંડમાં તેને બેસાડ્યો. પછી તેમણે કંઈ કંઈ ખાનગી વાતો કરી. છેવટે સતીશ તેના ઘેર જવા ઉભો થયો ત્યારે શીલાએ તેના કોટ પર ‘ ગધેડો ’ લખવાનો પ્રયત્ન કર્યો. તેણે કૃત્રિમ ક્રોધ ધારણ કરી શીલાને કહ્યું, ‘ શીલા ! જો આવી મશ્કરી કરીશ તો એક તમાચો મારીશ, મોં તુટી જશે. ’

પરંતુ શીલા એમ ડરે એવી નહોતી. તેણે કહ્યું : 'વાહ! મોં કાયનું શેનું છે તે તૂટી જશે ? પછી તે એકદમ હસી પડી. અને એટલામાં જ પાસેના મકાનમાંથી રેડીઓનો અવાજ 'શુરા પ્રેમકા રોગ' તેમને સંભળાયો. ઉભયના હૃદયમાં તેનો એક સાથે જ ઝંકાર લે'રી ઉઠ્યો.

દિવસો પર દિવસો જવા લાગ્યા. તેમને માટે કેટલીએ તિથીઓ યાદગાર બની ગઈ હતી. ધીરે ધીરે રોગ વધવા લાગ્યો અને પછી અસાધ્ય બની ગયો. હવે સતીશ ડરતો હતો, ગભરાતો હતો, અને વિચાર કરતો ત્યારે તેનું હૃદય બોલતું હતું. 'તું જે કરે છે તે બરાબર નથી. એનું પરિણામ ખરાબ-બહુજ ખરાબ આવશે, ક્યાં શીલા અને ક્યાં તું ?' પરંતુ સ્વતંત્ર વાયુમંડળમાં વિહરતી શીલા તેના વિચારોનું ખંડન કરી નાખતી અને કહેતી, 'જે છે તેજ જુઓ, ભવિષ્યમાં શું થશે તેનો વિચાર ન કરશો.'

સમય જવા લાગ્યો. એપ્રીલ મહિનામાં પરીક્ષા થઈ ગઈ. જુન માસમાં પરીક્ષાનું પરિણામ આવ્યું. શીલા મેટ્રિકની પરીક્ષામાં પાસ થયેલી જાહેર થઈ. તેના હૃદયમાં એ દિવસે આનંદ ઉભરાતો હતો. સતીશ અને શીલાએ એ દિવસે ખૂબ ખૂબ મસ્તી કરી.

શીલાની દેહલતામાં હવે યૌવન ફૂલડાં ખીલવા માંડયાં હતાં, કેટલાએ દિવસથી એ વાત તેનાં માતા પિતાની ધ્યાન બહાર ન હતી. તેઓ શીલાને કોઈક સુસંસ્કારી અને ધનવાન યુવક સાથે પરણાવી નિજ જાતને બંધન-મુક્ત કરવા ક્યારનાંયે વિચારી રહ્યાં હતાં, મેટ્રિક થયા પછી શીલા પર શાસનની લગામ મંડાઈ. દરરોજ મળતાં શીલા ને સતીશ હવે અઠવાડિયામાં કોઈક વખત એક કે બે વખત મળવા લાગ્યાં. સતીશને આમાં કંઈ નવાઈ ન લાગી. આમતો થવાનું હતું જ. કાલે જે ન થયું તે આજે થયું. હવે તેણે શીલાના ઘેર જવાનું બંધ કર્યું. સુધીર કોઈક વાર સતીશને બોલાવવા નોકરને મોકલતો, તો તે કોઈને કોઈ બહાનું બતાવી સુધીરના ઘેર જવાનું માંડી વાળતો હતો.

સતીશ શીલાને ભેટની ભેટ આપવા બજારમાંથી 'રસિકાના રાસ'નું પુસ્તક આજે જ ખરીદી લાવ્યો હતો. ચોપડીમાંનાં કેટલાંક ગીત વાંચવામાં મશગૂલ બની તેના ખંડમાં એક આરામચેર પર બેઠો હતો. સુધીર એકાએક તેના ખંડમાં આવી પહોંચ્યો અને બોલ્યો, 'સતીશ! આજકાલ તું કેમ દેખાતો નથી? શીલા બેનનું લગ્ન થવાનું છે, તને ખબર નથી! તારે કંઈ કામકાજમાં મદદ તો કરવી જોઈએ ને ? તું તો ઘરનો માણસ છે. વગર આમંત્રણે તારે તો આવવું જોઈએ. અને તારે આમંત્રણ પત્રિકા જોઈતી જ હોય તો લે.' એમ કહી તેણે સતીશ સમક્ષ આમંત્રણ પત્રિકા ફેંકી. સતીશ આ અણધાર્યા આક્રમણથી ગભરાઈ ગયો. પરંતુ તે શું કરે ! સુધીર સમક્ષ તેનો કોઈ ઉપાય ન ચાલ્યો. તેને સુધીરને ત્યાં અનાયાસે જવું જ પડયું.

આખો દિવસ કામકાજમાં મદદ કરી રાતના સમયે તે ઘેર જવા નીકળ્યો ત્યારે સુધીરે તેને કહ્યું. 'સતીશ જાય છે ક્યાં ! લગ્ન સુધી હવે તારે અહિં જ રોકાવાનું છે. અહિંજ જમવાનું

છે, અને અહિં જ સુવાનું છે. દરેક કામની તારેજ દેખરેખ રાખવાની છે. કેટલી બધી વ્યવસ્થા કરવાની છે, તને ખબરે નથી ?'

સતીશ મુગો રહ્યો. તેને ત્યાં રહેવું જ પડયું.

હતાશ હૃદયને નિદ્રા કે આરામ કયાંથી હોઈ શકે ! વિચારોની હારમાળા સતીશને ઉંઘવા દેતી ન હતી. સતીશ આંખો બંધ કરી નિદ્રાધીન થવા પ્રયત્ન કરી રહ્યો હતો. અંધારી રાત હતી. સઘળે અંધકારનું સામ્રાજ્ય પ્રસરેલું હતું. તેના ખંડમાં ફક્ત નાઇટ લેમ્પ મંદ મંદ પ્રકાશ પાથરતું હતું. તેના કાનમાં કંઈક ભણકારા થતા હતા, તેની આંખો ઘડી ઘડીમાં ઉઘડી જતી હતી. એવામાં ચોરની માફક કોઈ કે તેના ખંડમાં હળવે પગલે પ્રવેશ કર્યો. એ શીલા હતી. શીલાની આ ટેવ સતીશને ન ગમી. શીલા તેની પાસે આવી ત્યારે તેણે કહ્યું. 'શીલા ! ભૂત પ્રસંગો અને સ્મરણો તું ભૂલી જા. કોઈ પણ ખરાબ પ્રસંગ ભૂલી જવો-એમાં સુખ છે, આનંદ છે. હવે તું બીજાની સ્ત્રી બનવાની છે. હું તને અવશ્ય ચાહું છું. જગતમાં તું મારી સૌથી પ્રથમ અને છેલ્લી પ્રેમીકા છે. પરંતુ હું મારા સ્વાર્થ ખાતર તારા સોનેરી સંસારને સળગાવવા માગતો નથી.'

આગળ તે શું શું કહેત એ તે પણ જાણતો ન હતો. પરંતુ તેના હાથ પર બે ગરમ અશ્રુ બિન્દુઓ પડતાં તેણે વાત બંધ કરી. પછી તેણે કહ્યું : 'શીલા ! માતા પિતાની પસંદગી એજ છોકરી માટે સર્વ શ્રેષ્ટ પસંદગી છે. તું મારા માટે (હવે પારકા પુરુષ માટે) રડે છે તેથી મને ખેદ થાય છે.'

શીલા તરત જ બોલી ઉઠી : 'શું કહ્યું ? પારકા ? હું તમને મારા પોતાના જ સમજુ છું અને મરતાં સુધી સમજીશ. અને જો તમે મારો ત્યાગ કરશો તો લગ્ન પહેલાં મારા પ્રાણની આહુતિ આપીશ. મને ખબર નહિ કે તમે આવા કાયર છો. મને છેતરશો !'

આ સાંભળી સતીશ મુખ મંડળ પર ગંભીર ભાવ ધારણ કરી શાન્ત રહ્યો. પરંતુ તેના હૃદયસાગરમાં તોફાન ચાલતું હતું. તેની ઇપ્સિત વસ્તુ તેની સમક્ષ હતી. તે આંખોમાં અશ્રુભરી યાચના કરી રહી હતી. પછી હું શા માટે તેને અપનાવી ન લઉં ? પરંતુ કર્તવ્ય, લોકનિંદા અને બીજું શું શું એ તેના નજરપટ પર નાચી ઉઠ્યું.

શીલા તેને શાન્ત દેખીને બોલી ઉઠી : 'મારી પાસે થોડાક પૈસા છે. સતીશ ! ચાલો, આપણે અત્યારે અહિંથી ભાગી જઈએ, જ્યાં ફક્ત આપણે એજ હોઈશું. એ સમય કેટલો સુખદ હશે ? સતીશ ! જ્યારે આપણે એક બીજાને એકીનજરે જોતાં રાતની રાત વીતાવીશું ત્યારે કેવી મઝા પડશે. ! અને પછી તે રડી પડી. સ્ત્રીનાં આંસુ શું કરી શકતાં નથી ! સતીશ પીગળી ગયો. તેઉંડેરી ખાણમાં ગબડી પડ્યો. તેઓ બંને એ રાતે નાસી છૂટયાં.

×

જ્યાં કોઈ ઓળખી ન શકે તેવા મુંબઈના એક નિર્જન જેવા મહોલ્લામાં શીલા અને સતીશ એક મકાન ભાડે રાખી રહેવા લાગ્યાં, આજુબાજુ મિલ મજૂરો અને કેટલાક ઉધાર નાણાં ધીરનાર રહેતા હતા. હંમેશાં ત્યાં કોલાહલનું વાતાવરણ પ્રસરી રહેતું હતું. શીલા અને સતીશ આવા રહેઠાણમાં પણ સુખી દિવસો ગાળી રહ્યાં હતાં. પરંતુ એક મહિના પછી તેમનામાં પરિવર્તન થઈ રહ્યું હતું. શીલા અને સતીશ નાસી જવાના સમાચારો પેપરોમાં પ્રસિદ્ધ થઈ ગયા હતા. તેમને પકડવા છૂપી પોલીસનાં માણસો પણ ઠેર ઠેર કામે લાગી ગયાં હતાં. સતીશે આ સમાચાર જાણ્યા હતા. તેમને હવે ખોટું પરિણામ આવવાના ભણકારા વાગી રહ્યા હતા. તે હવે બિલકુલ બહાર નીકળતાં ન હતાં. જે મોજ, અને આનંદ મેળવવા તેઓ બન્નેએ માતા પિતા, કે સન્માન ગુમાવ્યાં હતાં, જે આનંદ મેળવવા માટે તેઓ ઘરબાર, ભાઈ ભાંડુ સર્વ છોડી આટલે દૂર આવી રહ્યાં હતાં, તે આનંદનો એક સતાંશ ભાગ પણ હવે તેમને ન મળી શક્યો.

હવે તેઓ ઘરમાં જ બેસી રહેતાં હતાં. તેમના આવા વિચિત્ર આચરણથી આજુબાજુના લોકોને તેમના વિષે કંઈક શંકા ગયો. લોકોમાં તેમનાં વિષે વાત ચાલુ થઈ ગઈ.

×

એક રાત્રે સતીશે શીલાને પૂછ્યું: 'હું પકડાઈ જાઉં તો ?'

'કેમ ?' શીલાએ પૂછ્યું.

'તને નસાડી લાવ્યાનો મારા પર આરોપ છે'

'વાહ! તમે મને ક્યાં નસાડી લાવ્યા છો, હું મારી ખુશીથી તમારી સાથે આવી છું.'

'અરે ગાંડી! એ માને કોણ? સતીશે વ્યથિત સ્વરે કહ્યું: તારા પિતાએ મારા પર ફરિયાદ કરી છે, અને પકડવા માટે ઈનામ જાહેર થયું છે.'

સતીશને સીડીપર કંઈક અવાજ સંભળાયો. કોઈ ઉભા ઉભા તેની વાત સાંભળી ગયું હોય તેમ તેને લાગ્યું. તે ઉભો થયો અને બારણા પાસે જઈ તેણે બારણું ઉઘાડયું, બહાર કોઈ ન હતું, 'ખાલી ભ્રમ થયો,' અત્યારે મોડી રાતે તે કોણ હોય? એમ વિચારતો તે પાછો આવ્યો.

તે આવતાં જ શીલાએ કહ્યું: 'સતીશ! હું જ અદાલતમાં કહું કે હું મારી મેળેજ તમની સાથે ચાલી ગઈ છું તો તો તમને કંઈ વાંધો ન આવે ને ?'

'પરંતુ એમ કહે ત્યારે ને ?' સતીશે કહ્યું.

'તમને મારા પર વિશ્વાસ નથી! તેણે કહ્યું: સતીશ! હું મરતાં સુધી તમારા વિરૂદ્ધ એક શબ્દ પણ ન બોલું, આટલું કહેતાં શીલાની આંખમાં અશ્રુ ઉભરાયાં.

સતીશે દિલગીરી ભર્યા સ્વરે કહ્યું: 'શીલા! તું રડીશ ના. મને એવો, વહેમ હતો કોઈ ઘેર

ગયા પછી તું ચારે તરફથી દમાણ આવવાથી અને તારા માતા રડીને, ધમકાવીને તને મારા વિરૂદ્ધ બોલવાનું કહે અને તું સુખી અને લોક નિંદા રહિત જીવન જીવવાની લાલસામાં ફસફાઈ પડે તો મારું તો આવીજ બનેને ?

આમ વાતો કરતાં બંને ક્યારેએ સુઇ ગયાં, બે દિવસ ગયા અને ત્રીજે દિવસે પોલીસને તેમની ભાળ મળી, બંને ગીરફતાર થયાં, શીલાને સન્માનપૂર્વક તેના માતાપિતાને હવાલે કરવામાં આવી, અને સતીશને જેલમાં પૂર્યો, શીલા જતાં જતાં સતીશને કહેતી ગઈ! 'સતીશ! ગભરાઇશ નહિ. હું તને જલદીથી છોડાવી લઇશ.'

×

આજે અદાલત માણસોથી ભરપૂર હતી. બધા લોકો ન્યાયાધીશ સમક્ષ શીલાનું સ્ટેટમેન્ટ એક ચિત્તે સાંભળી રહ્યા હતા. શીલાની સામે સતીશ—હાથકડી બંધનમાં સતીશ—અવાક અને આશ્ચર્યિત સતીશ—પાંજરામાં ઉભો ઉભો શીલાના વદન-પ્રતિ જાણે શીલાના હૃદય ભાવ વાંચતો હોય તેમ અમિનિષ નયને નિહાળી રહ્યો હતો.

શીલાનું સ્ટેટમેન્ટ પૂરું થયું સતીશે તેમાંનું કંઈ પણ સાંભળ્યું ન હતું, તે અદાલતમાં છે જ નહિ એવું તેનું વર્તન હતું.

એક બરસની સજા. અદાલતમાં પથરાએલી શાન્તિનો ભંગ કરતો અવાજ ગૂંજી ઉઠ્યો, સતીશ જાણે નિંદ્રામાંથી જાગ્યો. તેના કલ્પનાના સારો એક સામટા ભણભણી પડી પડ્યા. લોક સમુદાયમાંથી કોઈક બોલી ઉઠ્યું. જેમની દ્રષ્ટિએ કોઈની વહુ-બેટીઓની કંઈ કિંમત નથી એવા કહેવાતા સંસ્કારી અને શિક્ષિત ગુંડાઓને આવી સજા છે.

# સિનેમા દુનિયા અને સ્ત્રીઓ

શ્રી રમણિક અ. મહેતા

અત્યારના પ્રચલિત સમયમાં દરેક સુસંસ્કૃત પ્રજા ત્રણ ઉદ્યોગને અતિ મહત્વના લેખે છે. એટલુંજ નહીં પણ રાષ્ટ્રના હિતના ઉપયોગી અને સમાજના શ્રેયને લાભકારક લેખે છે. આ ત્રણ ધંધા તે. ૧. મોટર ગાડીનું ઉત્પાદન Automobiles ૨. નૌયાન Aviation અને ૩. ચલચિત્ર વ્યવસાય. આમાંના પ્રથમ બેને મારે લખવું નકામું છે. જ્યારથી આપણા દેશમાં મૂક Silent અને સવાક Talking ફિલ્મો તૈયાર થવા માંડી ત્યારથી અત્યાર સુધીમાં આ વ્યવસ્થાયે ઘણી સારી પ્રગતિ સાધી છે. હિંદના નાના અને મ્હોટાં શહેરોનાં છબીઘરો ઉભાં થયાં છે. અને માનવ સમાજનો મોટો ભાગ તેનો લાભ લે છે. આ પ્રમાણે ફિલ્મો માનવ જીવન પર અજબ અસર કરે છે સંસ્કારી ફિલ્મો માનવ જીવનને ઉજમાળે છે. તેના જ્ઞાનના વિકાસનું સાધન બને છે. કેટલીય વાર ફિલ્મો સૃષ્ટિ સૌંદર્યના દેખાવો રજુ કરે છે, ઐતિહાસની સ્મરણ બ્હારની વાત તાજી કરે છે. વિજ્ઞાનના ઉંડા રહસ્યોને સમજાવે છે. સમાજના સડેલ ભાગ પર સર્ચ લાઈટ નાંખે છે. આમ અનેક વિધ કાર્યો સાંપ્રત સમયમાં ફિલ્મો સાધી રહી છે. સ્ત્રી જગતને તેની સાથે ઘાડો સંબંધ છે એ પૂરવાર થઈ ચુક્યું છે. આથી 'સ્ત્રીબોધ' ના હાલના સંચાલકોએ આવતા અંકથી ફિલ્મો પર નિષ્પક્ષપાત પણે સમાલોચના કરવાનું સાહસ ઉપાડ્યું છે. હવેથી નિયમિત રીતે પ્રત્યેક માસે રજુ થતી ફિલ્મોના ગુણદોષ અને સમાજને તે કેવી રીતે હિતાવહ છે. આદિ ગુણદોષોની સમાલોચના કરવામાં આવશે. સ્ત્રીબોધના વાંચક, આ બિનાને હર્ષથી વધાવી લેશે. અમારા આ પ્રયત્નમાં ફિલ્મ કંપનીના સંચાલકો પૂરતું પ્રોત્સાહન અને સહકાર આપશે એમ અમે ઇચ્છીએ છીએ.

---




અલ્હાબાદમાં અખિલ હિંદ મહિલા પરિષદ તરફથી માદામ ચાંગ-કાઈ-શેકના માનમાં એક સમારંભ યોજાયો હતો. શ્રી વિજ્યાલક્ષ્મી પંડિત અને તેમના પતિ શ્રી આર. એસ પંડિત માર્શલ ચાંગ-કાઈ-શેક અને તેમના પત્નીને મળવા દિલ્હી ગયાં હતાં.

*

કચ્છના મહારાણાનું અવસાન થવાને કારણે મહારાવશ્રી વિજયરાજજીના રાજકુંવરી: પ્રવીણકુંવરબાના લગ્ન મુલતવી રહ્યાં છે.

*

નવસારીના એક દુબળાએ એક વાઘરણ સાથે આંતરજાતીય લગ્ન કર્યું છે.

શ્રી હેમલતા અને મુંબઈ ટેલીફોન કંપનીવાળા શ્રી એસ. આર. વેન્કટરાય આચાર્ય પુનર્લગ્નથી જોડાયાં છે. મુંબઈમાં વસતા દક્ષિણ હિન્દવાસી બ્રાહ્મણોમાં આ પહેલું જ પુનર્લગ્ન છે.

*

ડભોઈમાં વસતા એક કપોળે હમણાં એક પત્ની પર બીજી પત્ની કરી છે.

*

મુંબઈની જાણીતી મહિલા સંસ્થા ભગિની સમાજના રૌપ્ય મહોત્સવ અંગે કાવસજી જહાંગીર હોલમાં "ગોખલે દીન" નિમિત્તે એક જાહેર સભા યોજવામાં આવી હતી. સભાનું પ્રમુખપદ સર ચીમનલાલ સેતલવાડને આપવામાં

છે. લગ્નની તારીખ હજુ સુધી નક્કી થઈ નથી. પરંતુ માર્ચ માસમાં કોઈ દીવસે લગ્ન થવાની વકી રાખવામાં આવે છે. આ લગ્ન સીવીલ મેરેજના ધારા નીચે થશે.

*

શ્રીમતી ગુણવંતબેન ઘીઆએ સુરત સુધરાઈના સભ્યપદનું રાજીનામું આપવાથી તેમની જગા માટે મહાસભા પક્ષ તરફથી શ્રીમતી જ્યોત્સ્નાબેન શુકલે ઉમેદવારી નોંધાવી છે.

*

મુંબઈની ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ, શ્રી ભગિનિ સમાજ તથા બીજી સંસ્થાઓ મળી કુલ સત્તાવીસ મહિલા સંસ્થાઓ તરફથી મુંબઈનાં શ્રીમતી લેડી લક્ષ્મીબાઈ જગમોહનદાસને તેમની સેવાઓ બદલ તેમને સન્માન આપવા એક ભવ્ય સમારંભ યોજવામાં આવ્યો હતો. તેનું પ્રમુખસ્થાન લેડી પ્રેમલીલા ઠાકરસીએ લીધું હતું.

*

મુંબઈમાં કે.આર. કામા ઓરીએન્ટલ ઈન્સ્ટીટયુટના સર જીવનજી મોદી હોલમાં 'સાહિત્ય—જીવનનું પ્રતિબિંબ એ વિષય પર શ્રીમતી સરોજીની નાયડુએ અંગ્રેજીમાં જાહેર વ્યાખ્યાન આપ્યું હતું.



શ્રી સરોજીની નાયડુ

*

અમદાવાદ શહેર સુધરાઈની મેડીકલ રીલીફ કમિટિમાં શ્રી. ઈન્દુમતીબેન શેઠ તથા વ્યાયામ વિદ્યાલય કમિટિમાં શ્રી. લીલાવતી બેન દેસાઈ ચુંટાયાં છે.

અમદાવાદના શેઠ અમૃતલાલ કાળીદાસનાં પત્નિ શ્રીમતી સુલોચના બહેનને જે. પી. નો ઇલ્કાબ મળ્યો છે.

*

વડોદરા રાજ્ય ધારાસભામાં સ્ત્રી સભાસદ નીમવા માટેના ઠરાવને વડોદરા સરકારે નામંજુર કર્યો છે.

*

મીસ પૂર્ણી ચિબાબ્બાએ ૧૯૪૧માં બી એ.ની પરીક્ષા પહેલા વર્ગમાં પહેલા નંબે પાસ કરી છે કુર્ગની સ્ત્રીઓમાં આવી કેળવણી લેનાર આ પહેલાં બહેન છે.

*

વીલાપારલેના કુ. ભદ્રા ચુનીલાલ ભટ્ટે જાણીતા હિંદી કવી શ્રી. પ્રદીપજી સાથે આંતરપ્રાંતીય લગ્ન કર્યું.

*

નવસારીમાં શ્રી મીઠુબહેન પીટીટે તેમના પિતાના સ્મરણાર્થે 'દદી' નિવાસ બંધાવ્યું છે.



શ્રી મીઠુબહેન પીટીટ

*

અમદાવાદના જાણીતા શેઠ સારાભાઈ જેશીંગભાઈ કાળીદાસનાં પુત્રી કુ. કુસુમલતાએ વડોદરાના શ્રી ધર્મકુમાર બાલુભાઈ સાથે આંતરજાતિય લગ્ન કર્યા છે.

*

અખિલ હિંદ મહિલા પરિષદના ઠરાવ્યા મુજબ ગુજરાતનું સ્ત્રી તાલીમ કેન્દ્ર સુરતમાં શ્રી મૃદુલાબેન સારાભાઈની દેખરેખ નીચે ખોલવાનું નક્કી કર્યું છે.




**શ્રી. કેશવપ્રસાદ સી. દેસાઈ** બી. એ. એલએલ. બી.

**ગયા** અંકમાં જણાવ્યું હતું તેના કરતાં પણ વધુ ભય અત્યારે હિંદ ઉપર છે. સીંગાપુર તો જાપાનના હાથમાં ગયું છે. બ્રહ્મદેશમાં પણ તેમનો પગપેસારો વધ્યો છે. અને આ અંક તમારા હાથમાં આવશે તે વખતે રંગુનનું શું થશે તે કહી શકાતું નથી. ઈંગ્લંડ પાસેના દરીયામાં જર્મન લડાયક વહાણો હતા તે છટકી ગયાં છે. લીબીયામાં જર્મનોએ પાછું માથું ઉંચક્યું છે. સુમાત્રા અને જાવા ઉપર જાપાની હલ્લાઓ જોરથી થવા લાગ્યા છે. આ બધું જોતાં અત્યારે હિંદ ઉપર ભય વધ્યો છે. બ્રહ્મદેશ માફક હિંદના પણ કોઈ ભાગ ઉપર જાપાનનું આક્રમણ થાય તો નુવાઈ નથી. આપણા દરિયાકીનારા ઉપર કદાચ શત્રુની સ્ટીમરો ઉપરથી ગોળા પડે કે કદાચ વિમાનમાંથી બોંબ પણ પડે. આવું કાંઈપણ થાય તે માટે આપણે તૈયાર રહેવું જોઈયે. આપણે સૌએ યાદ રાખવાની જરૂર છે કે શત્રુથી આપણે જેટલું નુકશાન થાય તેના કરતાં શત્રુના ભયથી વધારે નુકશાન થવાનો સંભવ છે. ભય, ગભરાટ અને ગપાટા આપણા મોટામાં મોટા દુશ્મન છે. અલબત્ત દરેક સમજુ માણસે સાવચેતી રાખવી જોઈયે. શાંતિથી ભયનો વિચાર કરી તેની સામે રક્ષણ મેળવવાના ઉપાયો યોજવા જોઈયે. પણ ગભરાઈ જવાનું જરાયે જરૂર નથી. આપણે હથીયાર ધરાવતા નથી, એટલે દુશ્મન અહિં આવે તો પણ આપણે બચાવ માટે જાતે કંઈ કરી શકીયે તેમ નથી. એ કામ તો આપણા સૈનિકો કરશે. આપણે તો ખાસ કરીને બોંબ મારાથી બચવાના ઉપાયો યોજી શકાયે. એ કામ પણ અગાઉથી વિચાર કરીને ધીરજથી કરવાનું છે. હવાઈ આક્રમણ સામે બચાવ માટે અત્યારે પણ મુંબઈ અમદાવાદ વગેરે મોટાં શહેરોમાં સરકારી અને બીન સરકારી સમિતિઓ સ્થપાઈ છે. આ સમિતિઓ સૂચનાઓ પ્રસિદ્ધ કરે છે તે ધ્યાનથી વાંચીને સમજવી જોઈયે. દરેક લત્તામાં પાડોશીઓએ ભેગા મળીને, સૌને રક્ષણ મળે તેવા ઉપાયો યોજવા જોઈયે. આ સૌમાં એક વાત તો ખાસ યાદ રાખવાની છે જ કે ગભરાઈ જવું નહિ.

હવાઈ આક્રમણ વખતે શું કરવું તે સબંધી સામાન્ય સૂચના સરકારી ખબરખાતા તરફથી બહાર પડી છે, તે દરેક જણે સમજી લેવા જેવી છે. આ સૂચનાઓ નીચે મુજબ

**સૂચનાઓ.**

**આક્રમણ પહેલા** સૌએ પોતપોતાનું કામ નિત્ય માફક કરવું. કામ બંધ કરવું નહિ. ગામગપાટ તરફ ધ્યાન રાખવું નહિ. તેમ લોકો ટોળે મળ્યાં હોય તેમાં સામેલ થવું નહિ. તમારા ઘરમાં જે ખોરાક હોય તે ઢાંકેલોજ રાખવો. અને ઢાંકણ છુટાં હોય તો તે ઉપર વજન મુકવું. ધડાકાથી કાચ

તુટે તેની કરચો ખોરાકમાં હોય તો તે ખોરાક ખાવામાં જોખમ છે. માટે ખોરાક ઢાંકેલોજ રાખવો. પીવાનું પાણી પણ નજદીક રાખવું. તે પણ ઢાંકવું. બીજું પાણી પણ બને તેટલું ભરી રાખવું. કદાચ સળગાવનારા બોંબથી આગ લાગે તો આ પાણીથી હોલવી શકાય. **આક્રમણ થાય** અને તે ચાલતું હોય તે દરમિયાન ઘરમાંજ રહો. બહાર નિકળવાની મનાઈ છે. બહાર નિકળવામાં જોખમ પણ છે. જો તમે આક્રમણ વખતે બહાર હો તો પાસેમાં પાસે જે મકાન હોય તેમાં જાવ. તેમ કરવાનો તમને હક્ક છે. ઘરમાં જે ઓરડો અંદરના ભાગમાં હોય તે વધારે સલામત છે. તેને રસ્તા ઉપર બારીઓ ના હોય તો વધારે સારું. બારીઓથી દૂર રહેવું. કારણકે કાચ તુટવાથી ઈજા થાય છે. ઓરડામાં નરમ પદાર્થ ઉપર બેસવું અથવા સૂવું. બારીઓ સાધારણ રીતે ઉઘાડી રાખવી. પણ ઝેરી ગૅસની ચેતવણી આપવામાં આવે તો બધાં બારણાં બારીઓ બંધ કરી ને સગવડ હોય તો તે ઉપર ધાબળા ઢાંકી દેવા. ગૅસ મારેની ચેતવણી ઘુઘરાના અવાજ જેવી હોય છે. ઘરમાં દીવો દેવતા હોત તો હોલવી નાંખવા. ગૅસ હોય તો તેની મુખ્ય ચાવીજ બંધ કરી દેવી. પૂજા કે મંદિરનો દિવો પણ હોલવી નાંખવો. ઘરમાં પાણી ભરેલું તો રાખવુંજ, આગ લાગતાં તરતજ પાણી છાંટી તે હોલવવી. નુકશાન થાય કે તરતજ વૉર્ડન, સીવીલ ગાર્ડ, યા પોલીસને ખબર આપવી. **આક્રમણ થઈ ગયા પછી** તરતજ તમારું નિત્ય નિયમનું કામ શરુ કરવું. ટોળે મળવું નહિ કે ટોળામાં ભળવું નહિ. બીજે નુકશાન થયું હોય તે જોવા દોડવું નહિ. બીજાનું નુકશાન કાંઈ તમાસો નથી.

ગૅસ.

આ યુદ્ધમાં ઝેરી ગૅસ વપરાય તેવો સંભવ નથી. ગૅસની ચેતવણી ઘુઘરા જેવો અવાજ અથવા ખડખડાટનો અવાજ જેવો હોય છે. ગૅસનું આક્રમણ પૂરું થતાં ઘંટ વગાડવામાં આવે છે.

ભારતવર્ષ મહિલા વિદ્યાપીઠનો રૌપ્ય મહોત્સવ હમણાં ધામધુમથી ઉજવાયો. તે પ્રસંગે મુંબઈમાં બે ખાસ વ્યાખ્યાનો થયા. એક સર સર્વપલ્લી રાધાકૃષ્ણનું અને બીજું શ્રીમતી સરોજીની નાયડુનું. બન્નેમાં ખાસ વાત એ કહેવામાં આવી હતી, કે આ વિદ્યાપીઠમાં ઉચ્ચ શિક્ષણ પણ માતૃભાષામાં આપવામાં આવે છે તે તેની ખાસ વિશેષતા છે. અને હિંદની સર્વ વિદ્યાપીઠોએ તેમજ કરવું જોઈયે. માતૃભાષા દ્વારા શિક્ષણ આપવું તે સ્વાભાવિક છે એટલુંજ નહિ પણ તેમ કરવાથી વિદ્યાર્થીના મગજ ઉપર જ્ઞાન સહેલાઈથી તેમ ચોકસાઈથી ઠસાવી શકાય છે. આ સાથે શ્રીયુત રાધાકૃષ્ણ એમ કહ્યું કે અંગ્રેજી ભાષાને અભ્યાસક્રમમાં અગત્યનું અને ફરજીયાત સ્થાન આપવામાં આવ્યું છે તે પણ યોગ્ય જ છે. જગતમાં જ્ઞાનની જે પ્રગતિ થાય છે તે જાણવાનું સાધન અત્યારે તો હિંદીઓ માટે અંગ્રેજી ભાષાજ છે. આ જ્ઞાન પ્રગતિની સાથે રહેવા માટે અંગ્રેજી ભાષાનું જ્ઞાન હોવાની ખાસ જરૂર છે. આ બન્ને વાતો આપણા આગેવાનો અને કેળવણીકારોએ વિચારવા જેવી છે. ઉચ્ચ શિક્ષણ માતૃભાષા દ્વારા આપવું અને ઉચ્ચ શિક્ષણના ક્રમમાં અંગ્રેજી ભાષાનું ફરજીયાત શિક્ષણ આપવું.

**શિક્ષણ કઈ ભાષામાં.**

મહિલા પાઠશાળામાં ભણતી કન્યાઓ અંગ્રેજી ભાષામાં મુંબઈ યુનિવરસિટીના વિદ્યાર્થીઓ જેટલી નિષ્ણાત નથી એવી ફરિયાદ ઘણીવાર સંભળાય છે. કદાચ આ ફરીયાદ

**ભાષાજ્ઞાન.** ખરી પણ હોય. કારણકે મહિલા વિદ્યાપીઠમાં અંગ્રેજીનું ભાષાજ્ઞાનજ અપાય છે. જ્યારે મુંબઈ વિદ્યાપીઠમાં તે ઉપરાંત શિક્ષણના મધ્યમ તરીકે પણ અંગ્રેજી ભાષા વપરાય છે. એટલે તે સમજવા ઘણા મહેનત લેવી પડે છે. પરિણામે તે ભાષાનું જ્ઞાન તેમને વધારે મળે તેમાં નવાઈ નથી. પણ તેથી શું ? સાધ્ય તો જ્ઞાન છે. ભાષા તો સાધન છે. અન્ય ઉચ્ચતર જ્ઞાન જેમકે ઇતિહાસ, અર્થશાસ્ત્ર, ગૃહવિજ્ઞાન વગેરે આપણે મેળવવું હોય અને તે વિષયોનાં અંગ્રેજી પુસ્તકો જોવાં વાંચવાં હોય તો આપણે અંગ્રેજી ભાષા આવડવી જોઈયે, આ પુસ્તકો સમજવા માટે પુરતું અંગ્રેજીનું જ્ઞાન હોય તો બસ છે. અને મહિલા વિદ્યાપીઠની સ્નાતિકાઓને આટલું જ્ઞાન છે જ. એટલે કોઈયે આ અંગ્રેજીની નિષ્ણાતાત સબંધી બાબતને ઘણું મહત્વ આપવું જોઈયે નહિ. વળી કન્યાઓને છુટથી અંગ્રેજી બોલવાનો મહાવરો યુવકો કરતા ઓછો હોય. ઘરમાં તેઓ અંગ્રેજી બોલી શકે નહિ. બહાર એમને હરવા ફરવાનું ઓછું. એટલે પણ વાતચીતમાં તેઓ પ્રભાવ પાડી શકે નહિ અને પરિણામે તેમને ખમવું પડે. તેઓએ પોતે લઘુતા ગ્રંથીને દૂર કરવી જોઇયે.

---

યંગ ઇંડિયાની નવી રેકર્ડો ( પાછળના પાનાથી સંપૂર્ણ )

સહાયભૂત બની છે.

જાપાન, આફ્રિકા, બર્મા અને સીલોન જેવા દેશો જ્યાં હિંદીઓ અને ગુજરાતીઓ વસેલા છે ત્યાં પણ 'યંગ ઈન્ડીયા'નો ત્રિરંગી રાષ્ટ્રધ્વજ આજે ફરકી રહ્યો છે. વળી ગરબા રેકર્ડો એ તો આ સંસ્થાની વિશિષ્ટતા છે.

ઉપરોક્ત સંસ્થાના સૂત્રધાર શ્રી દુલેર પંડ્યા પોતાની સંસ્થારાષ્ટ્રવાદી છે એટલાથી સંતોષ નથી માનતા પણ પોતાની સંસ્થા તરફથી રજુ થતી રેકર્ડઝ ભાવના ભરી ચ સુરીલી હોય એ માટે કાળજી સેવે છે. તેમ આ ભાવનાનું રૂડું પરિણામ તેમની સંસ્થા રેકર્ડઝ આપોઆપ બોલી રહી છે.

# સુમધુર સંગીતના રસલ્હાણ આપતી યંગ ઈન્ડીયાની નવી રેકર્ડો

સંગીતના નાદે મણીધરો ડોલે છે. દુઃખીયા પોતાનાં દુઃખ વિસરે છે અને અનેક આધિ-ઉપાધિથી ઘેરાયેલો માનવી સંગીતના સ્વરોમાં પોતાની ઉપાધિ ઘડીભર ભૂલી જઈ દિલને બહેલાવી શકે છે.

આજનું વિજ્ઞાન માનવકંઠનાં માધુર્યને ગ્રામોફોન રેકર્ડ પર વહેતી મૂકે છે અને પછી ઘરમાં બેઠાં બેઠાં આપણે હલક અને સુરાવટભર્યાં સંગીતની ફોરમનો આનંદ મ્હાણી શકીએ છીએ.

ગ્રામોફોન રેકર્ડ્ઝ બનાવનારી સમસ્ત હિંદની એકમાત્ર અજોડ રાષ્ટ્રીય સંસ્થા 'યંગ ઈન્ડીયા' છે. આ સંસ્થાએ હમણાં જે રેકર્ડો બજારમાં મૂકી છે એનાં સંગીત, સૂરો અને ગાનારનાં ગળાંની મીઠાશભરી હલક અદ્દભુત હવા જમાવી જનારાં નીવડયાં છે.

ગુજરાતી રંગભૂમિના લોકપ્રિય નટ માસ્તર અશરફખાને ગાયેલી ચીજ 'જુદા પ્રવાસી પ્રેમનગરના' ઘેરૂં દર્દ જગાવે છે. વળી 'બન્યો કિરતાર કારીગર' એ ગીત અશરફખાનને કંઠેથી સાંભળતાં ભક્તિ અને ભાવના જાગૃત થાય છે.

વિષ્ણુપંત પાગનીસનાં 'હરિબોલ' ભજનની ભક્તિની અજબ ધૂન સાંભળનારને ક્ષણભર તેમાં તરબોળ કરી મૂકે છે, જ્યારે 'વૈકુંઠમેં જાકર વનમાલી' દ્વારા શ્રી પાગનીસ સ્વરના વૈકુંઠનો આનંદ આપે છે.



'યંગ ઈન્ડિયા'ના સ્થાપક અને બાહોશ સંચાલક શ્રીયુત દુર્લભરાય પંડયા

શાસ્ત્રીય સંગીતની મહેફીલ તો સંગીતાચાર્ય બુંદુખાંની રેકર્ડ જન્માવે છે અને એવા સંગીતના જાણકારને તેમનાં ગીતો ડોલાવી દે છે.

'પ્રકાશ'નાં સામાજિક ચિત્ર 'દર્શન'ની રેકર્ડો પર આપણને એ માધુર્યભર્યાં ગળાંઓની હલક સાંભળવા મળે છે. પ્રેમ અદીપ અને જ્યોતિનાં ગળાંની મીઠાશ આ રેકર્ડો ફરી ફરીને સાંભળવા લલચાવે તેવી છે.

'સંત સખૂ'નાં ગાયનો એની સુરાવટ દ્વારા વાતાવરણમાં અનેરો આનંદ છાઈ દે છે. સખુબાઈની અતિ હૃદયસ્પર્શી પ્રભુપ્રાર્થના 'યંગ ઈન્ડીયા'ના સંચાલકોએ રેકર્ડ પર વહેતી મૂકી છે. મર્મસ્થાન સુધી પહોંચી જનાર આ પ્રાર્થના ખરેખર સાંભળવા જેવી છે.

'યંગ ઈન્ડીયા'ના સંચાલકોએ ગુજરાતના સ્વરધન સમા ગરબાઓને કાળી બંગડીમાં જકડી ઉચ્ચ કુટુંબની સન્નારીઓએ ગાયેલા આ ગરબાઓ દ્વારા કેવળ સંગીતને જ રજુ કર્યું નથી પણ ગુજરાતનાં સંસ્કાર ફરીને સજીવન કર્યા છે એમ કહી શકાય. ઉપરાંત 'લાખ લાખ વંદન' અને એના જેવી બીજી રેકર્ડો દ્વારા રાષ્ટ્રીય ભાવના જાગૃત કરવામાં પણ આ સંસ્થા

( પાછળના પાને ચાલુ )

## પ્રતીક્ષા.

લેખક : રમણિક અરાલવાળા. પ્રકાશક : ચોકસી બ્રધર્સ, ગાલાહનુમાન, અમદાવાદ. પાનાં ૨૮+૧૨૦ કાર્ડબોર્ડનું સચિત્ર સુશોભિત પૂંઠું. કીં. ૧-૮-૦

ઉગતા કવિઓમાં ભાઈ રમણિક અરાલવાળાએ માનભર્યું સ્થાન સંપાદન કર્યું છે. સામયિક પત્રોમાં પ્રસિદ્ધ થતી તેમની કવિતાઓ ઉચ્ચ પ્રકારની મનાઈ છે અને તેમની કવિત્વ પ્રતિભાનો સ્વીકાર વિદ્વાનોએ કર્યો છે. આ કૃતિમાં તેમનાં ૭૫ કાવ્યો છે. પ્રારંભમાં શ્રી. ઉમાશંકર જોષીએ પ્રવેશક લખીને કવિનો તથા તેમનાં કાવ્યોનો સુંદર પરિચય કરાવ્યો છે. આ પરિચયથી કાવ્યોની ખૂબીઓ અને કાંઈક ખામીઓ વાંચક જોઈ શકશે. તેમાં કેવળ વખાણ નથી પણ અનાવરણ વિધિયે કાવ્યોના સુંદર અંશોનો પરિચય છે. પુસ્તકને અંતે શ્રી. ઉમાશંકરે ટિપ્પણ આપી કાવ્યો સમજવાની અનુકુળતા કરી આપી છે. આ પ્રથા આદરણીય છે. ગુજરાતમાં અનેક એવા વાંચકો છે જેઓને કાવ્યોનું હાર્દ સમજવા માટે થોડી દોરવણીની જરૂર છે. વિદ્યાર્થીઓને તો આવાં ટિપ્પણો આશિર્વાદ સમ છે. લેખકને કલ્પના અને ભાષા બન્નેની મદદ છે. એમની શૈલિ પણ ગંભિર છે. વિષયોની પસંદગી પણ વિવિધ છે. અને ઘણાંયે કાવ્યોમાં ચર્ચાળ રમુજ છે. એમના કૌટુંબિક ભાવનાવાળાં કાવ્યોમાં અપાર મૃદુતા ભરી છે. આજે જે શિક્ષિત ગણાય છે તે વર્ગના પોતે ના હોવા છતાં એમનાં કાવ્યોમાં જે વિદ્વતા, ઉંડાણ, અને સંસ્કૃતિનાં દર્શન થાય છે તે ઉપરથી આપણા દેશમાં જે આજન્મ જ્ઞાન અને સંસ્કૃતિનો પ્રચાર થયેલો છે તે માટે આપણને અભિમાન ઉત્પન્ન થાય તેમ છે.

## જનની

લેખક : રતુભાઈ દેસાઈ, સોલએજંટો : શિષ્ટ સાહિત્ય ભંડાર, પ્રિન્સેસસ્ટ્રીટ મુંબઇ નં. ૨ પાનાં ૪૫. સુશોભિત કાર્ડબોર્ડ પુંઠું. કીં. ૧-૦-૦

સત્યાગ્રહની ચળવળમાં લેખકે જેલ નિવાસ સેવ્યો. તેઓ જેલ ગયા ત્યારે જ તેમનાં માતુશ્રી બિમાર હતાં, અને તેમના બહાર આવતા પહેલાં તે મરણ પામ્યાં. તેમને જેલમાં અપાર શોક થયો. માનું સ્મરણ તેમને પદ્યરૂપે સ્ફુર્યું. અને આ પુસ્તકમાંની પંક્તિઓ લખાઈ. જેલમાંથી બહાર આવ્યા પછી, લાંબે સમયે મિત્રોના આગ્રહથી તેમણે આ પંક્તિઓ આ કાવ્ય—પ્રસિદ્ધ કર્યું. કરૂણ પ્રશસ્તિના કાવ્યો, ગુજરાતી ભાષામાં ઘણાં નથી. જે છે તેમાંયે ઉત્તમ કોટિનાં જુજ છે. "જનની" માંની પંક્તિઓ ભાર અને આવેશથી ભરેલી છે. શિષ્ટજનના હૃદયમાંથી ઉદ્‌ભવેલી આ પંક્તિઓ આપણા હૃદયમાં પણ પ્રવેશે છે. એ રીતે આ કાવ્ય ઉત્તમ કોટિમાં આવશે. લેખકનો અગાધ માતૃપ્રેમ

પ્રેમભર્યું અપેક્ષા કાવ્ય અને તેના આ મુખમાંથી આપણે જોઈ શકીએ છીએ. આ પ્રેમ એવા પ્રકારનો છે કે જે હિંદમાતા, ધરતીમાતા, અને જગજ્જનની માતાની ભક્તિ—લગભગ સાંપ્રદાયિક—ભક્તિ કેવી લાગણીઓમાંથી ઉપજે હશે, તેનો આપણને ખ્યાલ આપે. આ કાવ્યમાં પોતાની માતાના કેવળ તખાણ નથી. એમાં તત્ત્વજ્ઞાન ઠાંસીને ભર્યું નથી. એમાં શૈલસુદીના પાંડિત્યથી અન્તે બોધના પાઠ અપાયા નથી. પણ એમાં લેખકે પોતાનો શોક—પોતાનું હૃદય ઠાલવ્યું છે. તેથી જ આ કાવ્ય સ્વાભાવિક લાગે છે.

**આકાશનાં ફૂલ**

લેખક : જ્યોત્સ્ના શુક્લ. મળવાનું ઠેકાણું. યુગાન્તર કાર્યાલય. ગોપીપુરા સુરત. પાનાં ૮૪. કીં. ૦–૧૨–૦

ગુજરાતી બેનોમાં ગણ્યાગાંઠ્યા લેખક છે અને તેમાંયે રાસ રચનાર તો જૂજ છે. તેઓના રાસ મધુરા અને ઉર્મિલ હોય છે. આ પુસ્તકમાં ૬૮ રાસ સંગ્રહેલાં છે. તેનાં ઢાળ લોકપ્રિય છે ભાષા સંસ્કારી છે. અને વિષયોમાં નવીનતા છે. આ પુસ્તકને આવકારતાં જ્યોત્સ્ના બેનને ધન્યવાદ આપીએ છીએ.

**સ્મૃતિનિ કુંજ**

લેખક અને પ્રકાશક : મૂળજીભાઈ પીતામ્બર શાહ. પાનાં ૩૨. કીં. ૦–૮–૦

આ નાનકડી પુસ્તિકામાં બે લાંબા કાવ્યો છે. સ્મૃતિનિ કુંજ અને સમરાંગણનો સાદ. બન્નેના ઢાળ લગભગ સરખા છે. બન્નેની શૈલિમાં ઝડપી વહન છે અને મધુરી શબ્દ રચના છે. મૂળજીભાઈના રાસ જેમ પ્રિય થયા છે તેમ આ કાવ્યો પણ પ્રિય થશે. સ્મૃતિનિ કુંજમાં વિરહિ વિધવાની સ્મૃતિઓ આલેખાઈ છે. "સમરાંગણનો સાદ"માં લગ્નને દિવસે જ પતિને સમરાંગણમાં મોકલતી અને તેની સાથે જ યુધ્ધે ચઢવા આતુર પત્નીના પ્રોત્સાહનનું આલેખન છે. પ્રસંગો રસભર્યા છે. પુસ્તક સુશોભિત પણ બન્યું છે.

**અભયકુમારની કથાઓ ૧ અને ૨**

લેખક અને પ્રકાશક : વિ. હ. અભયકુમાર, મારકર બીલ્ડીંગ ખેતવાડી ૧૧ મી ગલી, મુંબઈ નં. ૪ પાનાં ૧૧૮ અને ૯૨. કીંમત ૦–૧૨–૦ અને ૦–૧૦–૦.

આ પુસ્તકના બન્ને ભાગ જુદા જુદા પ્રસિદ્ધ થયા છે. પહેલા ભાગમાં વીસ વાર્તાઓ છે. બીજા ભાગમાં ચોવીસ વાતો છે, ઘણીખરી વાર્તાઓ ચાલતા આવેલા ટુચકાઓ ઉપરથી લખાયલી છે. પહેલા ભાગમાં "મેંમઈની ટીકીટનો ભાવ" "લાલો લાભ વિના ના લોટે" "ધસમધસ્યા" "લક્ષ્મી" "સસલાની દોડ" વગેરે વાતો ચાલતા આવેલા ટુચકાઓ ઉપરથી લેવાયલી છે એટલુંજ નહિ પણ તે અન્ય બાલ વાર્તાઓના પુસ્તકોમાં એક યા બીજા રૂપમાં આવી પણ ગઈ છે. આવી વાર્તાઓ બાદ કરીને આ સંગ્રહ એકજ ભાગમાં અપાયો હોત તો પ્રકાશક તેમજ ખરીદનારનારનાં પૈસાનો બચાવ થઈ શકત. લેખકમાં સરળ અને બાલભોગ્ય ભાષામાં વાર્તાઓ કહેવાની આવડત છે. આ સંગ્રહોમાંની ઘણી ખરી વાર્તાઓ બાળકો હોંશથી વાંચીને સમજી શકે તેવી છે. આવી આવડતવાળા સુશિક્ષિત લેખકો પાસેથી વ્યવસ્થિત બાળસાહિત્યની માંગણી હવે આપણે કરી શકીયે. બાળસાહિત્ય હવે સારા જથ્થામાં પ્રસિદ્ધ થઈ ચુક્યું છે, હવે તે ક્રમવાર અને હેતુપુર્વકનું હોવું જોઈએ. "મણીભાઈ" અને "જગતને માંડવડે" જેવી વાર્તાઓ બીજી વાર્તાઓ

સાથે જ મુકવાનો કાંઈ અર્થ નથી, તે સામાન્ય બાળકો માટે કઠણ છે. આ લેખક હવે બાળસાહિત્યનો સૂક્ષ્મ વિચાર કરશે એવી વિનંતિ છે.

**(૧) નાનકડો કનુ**

**(૨) બિનુભાઈ અને કળાબેન**

લેખક: વિમળા સેતલવાડ. સોલ એજન્ટ એન. એમ. ઠક્કરની કંપની. ૧૪૦ પ્રીન્સેસ સ્ટ્રીટ મુંબઈ ૨. સચિત્ર. દરેકની કીંમત ૦–૩–૦.

પુષ્કળ ચિત્રવાળી આ બન્ને નાનકડી ચોપડીઓને આવકાર આપતાં આનંદ થાય છે. ચિત્ર વાર્તા કહી શકાય એટલાં ચિત્રો તેમાં છે તેથી વાંચન તરતનું શરૂ કર્યું હોય તેવાં બાળકોને વાંચનનો શોખ લગાડવાના કાર્યમાં આ પુસ્તકો બહુ મદદ કરશે. ચિત્રો દોરવાનું કામ કોઈ વધુ કુશળ ચિત્રકારને સોંપાયું હોત તો પુસ્તકોની આકર્ષકતામાં હજી પણ વધારો થાત. ચોપડીઓની કીંમત ઘણીજ સસ્તી કહી શકાય તેવી છે. વાર્તાઓ પણ બાળકોને ગમી જાય તેવી છે.

**વિમાની ગીતાબાઈ**

લેખક અને પ્રકાશક: ઇશ્વરલાલ વીમાવાળા.

શ્રી શક્તિ કાર્યાલય, સુરત. કીં. ૦–૨–૦

વિમાન ચલાવતા શીખનાર ગીતાબાઈ નામે દક્ષણી બેનની આ જીવન કથા છે. બાળકોને સાહસની વાર્તાઓ ગમે જ. તેમાંએ આતો કાલ્પનિક નહિ, પણ સાચી વાત હોવાથી વધારે ગમશે.

**હિટલર**

પ્રકાશક: સી. એમ. શાહ. સ્વતિશુક ડીપો. મંત્રી હાઉસ.

ઓપેરા હાઉસ સામે, મુંબઇ. પાનાં ૨૬. કી. ૦–૪–૦

જર્મન યુદ્ધને લીધે જેનું નામ સર્વત્ર જાણીતું થયું છે તેની જીવન કથાની અતિ ટુંકી માહિતી આપતી આ પત્રિકા છે. જાહેર ખબરોથી પત્રિકાને ઠસોઠસ ભરી છે તેનો બદલો કીંમત ઓછી કરવામાં કે પત્રિકા સુશોભિત કરવામાં અપાયો હોત તો કોઇ મનં વાળત.

**કમાલ આતાતુર્ક.**

લેખક: શારદાપ્રસાદ વર્મા. પ્રકાશક: યુગાંતર કાર્યાલય સુરત પાનાં ૫૮. કીં. ૦–૫–૬

શ્રી. વર્માએ ટુંકા જીવન ચરિત્રો લખવાની કળા હસ્તગત કરી છે. આ પુસ્તિકા પણ આકર્ષક ભાષામાં ઘણી ઉપયોગી માહિતી આપે છે. કમાલપાશાના બે ચિત્રો પણ તેમાં છે. આવું સાહિત્ય ઉપયોગી અને આવકાર લાયક છે.

**કલગાની.**

લેખક: ચંદ્રકાંત મંગળજી ઓઝા, ભરતકુંજ, જાગનાથ પ્લોટ, રાજકોટ.

પાનાં ૫૧. કીં. ૦–૩–૦

એક એક પાનામાં એક એક બાળ કાવ્યવાળી આ શોભિતી અને સુંદર છપાઈવાળી પુસ્તિકાને આવકાર આપતાં આનંદ થાય છે. કાવ્યના વિષયો નિત્ય જીવનમાંથી પસંદ

કરાએલા છે. ભાષા સરળ છે. કાવ્યોના ઢાળ પણ સાદા છે. હરતાં અને ફરતાં બાળકો આ કાવ્યોની પંક્તિઓ ગણુગણ્યા કરે તેવી છે. આમ આ ખરેખરાં બાળ કાવ્યોનું પુસ્તક છે. કાગળ છપાઈ વગેરે સુંદર છતાં પુસ્તકની કીંમત ઘણી સસ્તી રાખી છે તે બાળકો ઉપર ઉપકાર થયો છે.

**મારો બાગ.**

લેખક અને પ્રકાશક : રતિલાલ ગૌરીશંકર ઓઝા. કીં. ૦-૩-૦

બાળકોને મોંયે ચઢે તેવા ત્રીસેક કાવ્યોનો આ સંગ્રહ બાળકોને જરૂર ગમશે. દરેક કાવ્યના વિષયને અનુસરતું ચિત્ર કાવ્યને મયાળે છે. એક ભાવવાહી ચિત્ર "રામજી રડે ચઢયારે લેલ" થી પુસ્તક શરૂ થાય છે. આમ સર્વાંગે બાળ પુસ્તકમાં પ્રારંભ પ્રાર્થના "શારદા સ્તવન" શા માટે કઠણ શબ્દોમાં હશે તે સમજાતું નથી.

**સુરભી.**

લેખક: ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી. પ્રકાશક : નવચેતન સાહિત્ય મંદિર. પાનાં ૮૦. કીં. ૦-૮-૦.

બાળકો માટે લખાયલી દસ નાની વાર્તાઓ આ સંગ્રહમાં છે. બાળકો સમજી શકે તેવી ભાષા તથા શૈલીમાં તે લખાઇ છે. કીંમત કાંઇક ઓછી હોત તો બાળકોને ખરીદવાનું સુગમ પડત.

**શેખચલ્લીથી વાત કરજો.**

લેખક: દિનેશ ઠાકોર. પ્રકાશક : નવચેતન સાહિત્ય મંદિર, ભદ્ર અમદાવાદ. સચિત્ર. પાનાં ૩૨. કીં. ૦-૪-૦

બાલુ નામના ગામડીયા અને અક્કલ વગરના છોકરાની મૂર્ખાઈના પ્રસંગો ચિતરતી આ વાર્તા છે. કેવળ પ્રસંગો ઉપજાવવાથી વાર્તા ન થઇ શકે. પણ આ પ્રસંગો બને તેવા હોવા જ જોઈએ. બધાંય પ્રસંગો બની શકે તેવા નથી. થોડાક બહુ સરસ છે. બાળકોને મઝા પડશે.

કેશવપ્રસાદ દેસાઈ





વર્ષ ૨૩ મું : માર્ચ ૧૯૪૨ : અંક ૨

## મોરભાઈ! મોરભાઈ!



મોરભાઈ! મોરભાઈ! આવો, આવો.
તમારે માટે મારું આંગણું,
વાળી ચોળીને સાફ કર્યું છે.

ખાવા મજાના દાણા નાખ્યા છે,
પીવા ચોકખું પાણી રાખ્યું છે.
દાણા ખાઓ ને પાણી પીઓ,
ખાઈ પીને આનંદ કરો.

નાચી કૂદી ખૂબ,
મેઆઓ! મેઆઓ! બોલી;
ફરો ચરો ને મજા કરો.

મોરભાઈ! મોરભાઈ! આવો, આવો.
તમારે માટે મારું આંગણું,
વાળી ચોળી ને સાફ કર્યું છે.

કાન્તિલાલ ઝવેરી



# કાદર બરફવાળો.

આ.... ઠંડો.... બરફ એમ બૂમો પાડતો કાદર દરરોજ બપોરના બે વાગે એની બરફની ગાડી લઈને મારા મકાન આગળ બરફ વેચવા આવતો. એનો સાદ અને બરફ ભાંગવાના મોગરીનો ખડખડાટ સાંભળીને આખી શેરીનાં છોકરાઓ ઘરમાંથી પાઈ, કે પૈસો લઈ બહાર દોડી આવતા; અને ગાડી આગળ એકઠાં થતાં. પછી કાદર એક પછી એક બાળકને પાઈનો, બે પાઈનો, અડધા પૈસાનો કે પૈસાનો બરફનો રંગ-બેરંગી ગોળો બનાવી આપતો. કાદર બરફના ગોળા વેચનારો હતો.

કાદર બરફના ગોળાય બનાવે, પંખાય બનાવે, હાંડિયોય બનાવે અને ફીટસન્ લાઈટોય બનાવે. પછી ત્હેની ઉપર જૂદી જૂદી જાતના રંગો છાંટે, શેરીનાં છોકરાંઓને લલચાવે અને પૈસા કમાય. કાદર કારીગર હતો.

તેના રંગીન સરબતો સ્વાદમાં ખૂબ વખણાય. એવા સરસ અને સ્વાદિષ્ટ તે બનાવે કે જાણે આપણે પીધા જ કરિયે.. જાત જાતનાં એસન્સો નાખી તે જૂદા જૂદા રંગોની શીશીઓ ભરી લાવે અને સાંજે બધી જ ખાલી કરી પાછી ઘેર લઈ જાય. કાદર શોખીન જીવડો હતો.

તે ખાસ કરીને હિન્દુઓના લત્તામાં ફરે. તે હિન્દુઓમાં એવો તો ભળી ગયેલો કે ત્હેને પોતાની જાતનું અભિમાન જ ન હતું. તે હિન્દુ—મુસલમાનને સરખા ગણતો. હિન્દુ—મુસ્લિમ ઝઘડાઓને ધિક્કારતો અને અલ્લા—મહાદેવને એક જ ગણતો. કાદર હિન્દુ-મુસ્લિમની એકતાની સાંકળ હતો.

તે આઠ મહિના બરફની ગાડી ફેરવે. ફક્ત ઉનાળામાં કેરીની મોસમમાં કેરીઓ વેચવા બહારગામ જાય. આઠે મહિના એને ઘરાકી હોય. તે એક પાઈનો પણ બરફ આપતો અને જથાબંધ પણ વેચતો. દરરોજ તે અમુકજ લત્તામાં ફરતો. કાદર જાણીતો બરફનો વેપારી હતો.

તે રમજાન મહિનામાં રોજા રાખવાના ભૂલે પણ બરફ વેચવાનો ન ભૂલે. ઈદને દિવસે ફરવા જવાનું અને મોજ કરવાની ભૂલે પણ ગાડી ફેરવવાની ન ચૂકે. કાદર પોતાનો ધંધો એકધારો કરતો.

પહેલાં તે માદક પદાર્થો પીતો. પરન્તુ જ્યારથી એની વિરુદ્ધ ચળવળ ચાલી ત્યારથી એવી ચીજો પર એણે પાણી મૂકયું. તે હમેશા ખાદી પહેરતો. તેની લાંબી ટોપી, પહોળી સુરવાળ અને બંદી તે ખાદીની જ શીવડાવતો. કાદર દેશભક્ત હતો.

અત્યારે કાદર કબરમાં નિરાંતે સૂતો છે. તે હવે આ દુનિયામાં નથી, કોઈને બરફનો ગોળો બનાવી આપતો કે ગોળા પર રંગીન સરબતો છાંટી

# બાળમિત્રો !

શ્રી કેશવપ્રસાદ દેસાઈ

હમણાં પશ્ચિમ અને પૂર્વમાં મોટું યુદ્ધ ચાલે છે તે તો તમે જાણુતા જ હશો. ચારે તરફ ભયંકર ખુવારી થાય છે. માલમિલકતનો નાશ થાય છે. લોકો નાસભાગ કરે છે. દુનિયાના કયા ભાગ ઉપર આ લડાઈ નહિ જાય તે કહેવાય નહિ. બ્રહ્મદેશ ઉપર તે આવી પહોંચી છે. ત્યાંથી તેમ સીંગાપુર વગેરે સ્થળોએથી અત્રે આવેલા લોકો પાસેથી તરેહ તરેહની વાતો સંભળાય છે.

હિંદુસ્તાન પણ કાંઈ આ ભયંકર લડાઈથી બહાર રહી શકે નહિ. કલકત્તા, મદ્રાસ, કરાંચી, મુંબાઈ, કે એવા કોઈ સ્થળો ઉપર વિમાનમાંથી વિનાશક બોંબ પડે કે દરિયામાં દુશ્મનની આવી પહોંચેલી કોઈ બોટમાંથી તોપગોળા પડે, તે માટે આપણે તૈયાર રહેવું જોઈયે. આ વાંચી બાળકોએ જરાયે ગભરાઈ જવાનું નથી. આપણે તો યુદ્ધની ઘણીયે વાતો વાંચી છે અને સાંભળી છે. રામ અને રાવણનું યુદ્ધ, પાંડવકૌરવનું યુદ્ધ, પૃથ્વીરાજ ચોહાણ અને શાહબુદીન ઘોરીનું યુદ્ધ, પાણીપતનાં યુદ્ધ, પ્લાસીની લડાઈ, ખડકીની લડાઈ, વગેરે યુદ્ધની વાતો આપણે જાણીયે છીયે. આ સૌ યુદ્ધ આપણી જ ભૂમિ ઉપર લડાયાં હતાં.

આપણી ભૂમિમાં શુરવીર યોદ્ધાઓએ જન્મ લીધેલો છે. હજીયે રજપુતો, શીખો, ગુરખાઓ, મરાઠાઓ, બલુચીઓ, કાઠીઓ, વગેરે શુરવીર જાતો લડાઈના સંસર્ગમાં છે. શુરવીરોની આપણી ભૂમિના બાળકો કાંઈ લડાઈનું નામ સાંભળીને ગભરાઈ જાય નહિ. સર્વદમન અથવા ભરત લાકડીના ડંડાથી સિંહણને હાંકી તેનું બચ્ચું રમાડતો હતો. નવ વર્ષના ધ્રુવજી જંગલમાં વાઘવરૂ વચ્ચે તપ કરતા હતા. નાના બાળક પ્રહલાદને તેના ક્રુર રાક્ષસ પિતાનો ડર નહોતો. એજ ભૂમિના બાળકો કાંઈ આ લડાઈથી ડરી જશે ?

ડરવું નહિ. ગભરાવું નહિ. છતાંયે દરેક જણે સંભાળતો રાખવી જ. બોંબમારો થાય ત્યારે શું કરવું, કેવી સાવચેતી રાખવી, તે બધું તમે તમારા વડીલ અથવા શિક્ષકને પુછીને તે માટે તૈયાર રહેજો. બોંબથી નુકશાન થાય છે તે કરતાં ગભરામણથી વધારે નુકશાન થવા સંભવ છે. માટે વગર ગભરાયે સાવચેતીનાં પગલાં લેજો.

---

આપતો. છોકરાઓ એને હેતથી સંભારે છે. હવે તેમને બીજા બરફવાળાના ગોળાઓ ખાવા ગમતા નથી. દૂર દૂર નદીની ભેખડ આગળ કાદર મીઠી ઊંઘ લે છે. હજીય જ્યારે તેની કબર આગળથી આપણે પસાર થઈયે છિયે ત્યારે ‘ એ....ઈ....ખરર ’ એવો ઝીણો, મધૂર સ્વર પવનના સુસવાટા ભેગો સંભળાય છે. કાદર પીરથયો છે.



# કાગડો અને કબૂતર

### શ્રી કાંતિલાલ મો ગાંધી



એક હતું કબૂતર. તેણે આજુબાજુથી વીણીને પોતાની પાસે થોડુંક અનાજ એકઠું કર્યું હતું. એક કાગડાને આ વાતની ખબર પડી, અને તેને ભાગ પડાવવાની ઈચ્છા થઈ.

કાગડો તો ઊડતો ઊડતો આવ્યો કબૂતર પાસે. કહે—'કબૂતરભાઈ! કબૂતરભાઈ! તમે તો સાવ ભોળા છો.'

કબૂતરે પૂછ્યું—'એમ કેમ કહો છો, કાગડાભાઈ?'

કાગડો કહે—'આ જુઓ ને, તમે જાણે છો એકલા. તમારે ખાવા જોઈએ થોડું તો પણ આખો દિવસ તમારે દાણા વીણવા જવું પડે. એના કરતાં તો આપણે બે ભાગીદાર થઈએ તો શું ખોટું? કામ ઓછું કરવું પડશે અને આરામનો વખત પણ મળશે.'

કબૂતર બિચારું ભોળું હતું. એને એ ખ્યાલ ન આવ્યો કે એને આરામનો વખત તો મળશે પણ સાથે સાથે બે જણને ચાલે એટલા દાણા પણ લાવવા પડશે! એણે તો કાગડાની ભાગીદારી કબૂલ રાખી.

પણ ચારેક દિવસ તો ભાગીદારી બરાબર ચાલી. ઊલટું કાગડો કબૂતર કરતાં વધારે કામ કરતો. આમ કરી તેણે કબૂતરના દિલમાં વિશ્વાસ ઉત્પન્ન કર્યો. પછી તેણે કબૂતરને કહ્યું—'કબૂતરભાઈ! આમ રોજ રોજ દાણા વીણવા જવું એ તો કાંઈ નથી ફાવતું. એના કરતાં તો તમે જે દાણા ભેગા કર્યા છે તે ખાઈને હમણાં તો અમનચમન ઉડાવીએ. એમ થોડા દિવસ આનંદમાં ગાળી, આપણે પછી મારે ત્યાં જઈશું. મેં પણ ખૂબ દાણા ભેગા કર્યા છે. આપણે એ ખાઈને ચલાવશું અને એ દરમિયાન નવા દાણા વીણી લાવશું.'

કબૂતરે કાંઈ ઊંડો વિચાર ન કર્યો. એણે તો કાગડાના કહેવા મુજબ કરવાની હા પાડી. બંને જણ, એકઠા કરેલા દાણા ખાઈને લહેર કરવા માંડયાં. એમ કરતાં કરતાં દાણા તો આખરે ખલાસ થઈ ગયા. કબૂતરે કાગડાને કહ્યું—'કાગડાભાઈ, હવે મારા દાણા તો ખલાસ થઈ ગયા. ચાલો તમારા ઘેર.'

કાગડો ખંધાઈમાં ખેદભર્યું હસતાં બોલ્યો—'હા, હા. એમાં શું વાંધો હોય? પણ....પણ....વાત એમ છે કે ઘેર કાગડી અને બચ્ચાં છે એટલે અમે ભેગા કરેલા દાણા અમારે ખાવા જોઈએ ને! અમારું તો ઠીક પણ બચ્ચાં બિચારાં કંઈ ભૂખ્યાં રહે?' આમ કહી કાગડો તો ઊડી ગયો.

ભોળું બિચારું કબૂતર કાગડાને ઊડી જતો જોઈ રહ્યું.

---



# બચુભાઈ બની ગયા !

**શ્રી લલિત ગિ. ભટ્ટ**

બચ્ચુભાઈ બોલવામાં તો એવા નમ્ર કે વાત મૂકી દો પણ ભાઈ લુચ્ચા ભારે. જે હાથમાં આવે એને બેઠા બેઠ ઠગે જ તે !

એક વખત બચ્ચુભાઈએ એક બનાવટી ગીની લીધી. એની કિંમત લગ ભગ સાતેક રૂપિયા જેટલી થાય તેમ હતું. એ તો એ બનાવટી ગીની લઇ એક સોની પાસે ઊપડયા. સોનીને ગીની આપી અને પોતાને ઊંચી જાતની વિંટી બતાવવા કહ્યું. સોની તો હાથમાં લેતાં વહેંતજ પારખી ગયો કે ગીની ખોટી હતી. એ પણ બચ્ચુભાઈથી ગાંજ્યો જાય તેવો નહોતો ! તેણે દેખાવમ અતિશય સુંદર છતાં નકલી એવી એક વિંટી બચ્ચુભાઈને બતાવી. બચ્ચુ ભાઈને તો વિંટી ખૂબ ગમી ગઈ. એમણે તો વિંટી લીધી અને ઘેરે પાછા ફર્યા

રસ્તામાં એતો વિચારવા માંડયા, "સોની પણ કેવો મૂર્ખો ! એના આટલા વર્ષ પાણીમાં ગયાં શું ? એક બનાવટી ગીની પણ એ ન પારખી શકયો !"

અને ફરીથી એ વિંટી એમણે ખીસામાંથી બહાર કાઢી. વિંટીનો ગીલીટ સાવ ઉખડી ગયેલો એટલે વિંટી સાવ ઝાંખી પડી ગઇ હતી.

"ઓય માર્યા ! આતો નકલી વિંટી. આમાં તો સોની જ મને બનાવી ગયો. આ વિંટીમાં તો એક રૂપિયાની કિંમત જેટલું પણ સોનું નથી; જ્યારે મારી ગીની ભલે બનાવટી હોય પણ તેની કિંમત સાતેક રૂપિયા જેટલી તો હતી. આમાં તો મેં મારા છ રૂપિયા સામા ખોયા ! પણ હવે શું થાય ? જો હું સોનીનું પોગળ બહાર પાડવા જઈશ તો સાથે સાથ મારું પોગળ પણ ફૂટશે ! હવે તો મૂંગાં રહેવામાં જ માલ છે !" બચ્ચુભાઈ તો ગુસ્સાના માર્યા બોલ્યે જતા હતા.

*

આ બનાવ પછીથી બચ્ચુભાઈ આવી છેતરામણીનું કામ ભૂલી ગયા છે

* સૂચિત.

# જોડકણાં

## ઉંદરને ચું ચું બોલાવી દો.



બિનુ વગાડે વાજું
કાન્તા ખાય કાજુ
કાજુ લાગે મીઠાં
કાળાં હોય અરીઠાં
અરીઠાંનું રૂડું ઝાડ
નદી કાંઠે ઊગ્યો તાડ
તાડનું ઝાડ ઉંચું
ઉંદર બોલે ચું ચું.

## નિશાળમાં ડંકો વગડાવી દો.

હરણ્યાં કેરી રૂડી આંખ
સઘળાં પંખીને બે પાંખ
પાંખમાં હોયે પીંછ
મદારી રાખે રીંછ
રીંછને ડીલે લાંબા વાળ
મનુને ભાવે મોહન થાળ
મોહન થાળ મીઠો લાગે
નિશાળમાં ડંકો વાગે.

## કણુબણુને કાંબી પહેરાવી દો.

નીકળી ઉંદર સેના
જુઓ પોપટ મેના
મેના રંગે કાળી
સ્ટેશનમાં છે જાળી
જાળી પાસે નળ
ખેડૂત રાખે હળ
હળની કોશ લાંબી
કણુબણુ પહેરે કાંબી.

રતિલાલ ગૌરિશંકર ઓઝા

## નાટક કરતાં ભંગ પાડી દો.

ઘરે ઉપર પૂળો
મગન ખાય મૂળો
મૂળાનો તો ધોળો રંગ
ખરે બપોરે પીઓ ભાંગ
ભાંગની ભૂકી લીલે રંગ
નાટક કરતાં પડયો ભંગ

કાન્તિલાલ મો. ગાંધી

# ખોટું છેકી, સાચું લખો.

શ્રી રતિલાલ શ. અધ્વર્યુ.

માણસને ચાર———પગ હોય છે.
ખુરશીને ત્રણ———પાયા હોય છે.
મોટરને બળદ જોડાય છે.———
શેરડી તીખી———લાગે છે.
ચોપટને ચાર———પગ હોય છે.
સોમવાર પછી શનિવાર———આવે છે.

*

ચોપટનો રંગ કાળો———હોય છે.
બરફ ખૂબ ગરમ———લાગે છે.
ખુરશી સોચી———બનાવે છે.
શાક કાપડિયા———ની દુકાને મળે છે.
શિયાળામાં ખૂબ ગરમી———પડે છે.
દિવસે તારા દેખાય છે.———

## " ડાહ્યો દુધવાળો "

[ બાલગીત ]

મ્હારી શેરીને ગજવતુ પંખી રે, ડાહ્યો દુધવાળો.
એ તો પ્રભાતનો એકલ સંગી રે, ડાહ્યો દુધવાળો.
મૂઓ માતેલો મોજી ઉમંગી રે, ડાહ્યો દુધવાળો.
એ તો વહેલી પરોઢે જાગે રે, ડાહ્યો દુધવાળો.
નાહી ધોઈ કામે લાગે રે, ડાહ્યો દુધવાળો.
ગાય ભેંસમાંથી દુધ કાઢે રે, ડાહ્યો દુધવાળો.
પછી ઢોરોને ચારો નાખે રે, ડાહ્યો દુધવાળો.
દુધ લ્યો એમ બુમો પાડે રે, ડાહ્યો દુધવાળો.
નિદ્રાને દૂર ભગાડે રે, ડાહ્યો દુધવાળો.
પછી ઢોરોને ચારવા જાતો રે, ડાહ્યો દુધવાળો.
ત્યાં મોજ મધુરી માણતો રે, ડાહ્યો દુધવાળો.
સાંજે ઘેર પાછો આવતો રે, ડાહ્યો દુધવાળો.
એ તો કવિઓનું કલ્પનાનું પ્રાણી રે, ડાહ્યો દુધવાળો.
એને ચિતરતા થાકતી વાણી રે, ડાહ્યો દુધવાળો.

મહેન્દ્રકુમાર મગનલાલ શાહ







# સરકસ

( એક પત્ર )

બહેન ઉષા,

તારો ગઈ કાલનો લખેલો પત્ર મળ્યો. મારા માટે તું આટલું બધું હેત રાખે છે તે બદલ મારે તારો ઉપકાર માનવો જોઈએ.

અમે ગઈ કાલે સરકસ જોવા ગયાં હતાં. તેમાં હાથી, વાઘ, સિંહ, વાંદરાં, રીંછ, બકરી અને ઘોડા એમ ઘણાં પ્રાણીઓ હતાં.

ગામ બહાર તંબુમાં સરકસે ઉતારો કર્યો હતો. બરાબર નવ વાગે ખેલ ચાલુ થયો. છોકરા અને છોકરીઓના અંગ કસરતના રમુજી પ્રયોગો જોઈ અમને ખૂબ આનંદ થયો.

દેવતાના ભડકા કરી સિંહ અને વાઘને લોઢાના પાંજરામાંથી બહાર કાઢયા. તંબુના મધ્ય ભાગમાં સળિયાનું એક પાંજરું તૈયાર કરવામાં આવ્યું. તેમાં તૈયાર બંધુક બે જણા ઉભા રહ્યા હતા. અમારા અનહદ આશ્ચર્યની વચ્ચે વાઘ, સિંહ અને બકરીએ એક જ થાળીમાંથી ખાવાનું ખાધું. આ જોઈ મને પણ એક વિચાર આવ્યો કે આપણે એક હિંદમાતાનાં સંતાન છીએ, એટલે આપણે બધા એક જ છીએ. તો પછી હિંદુ, મુસલમાન, અને બીજી કોમોએ શા માટે અંદર અંદર લડવું જોઈએ ! "સંપ ત્યાં જંપ, અને ઝાઝા હાથ રળિયામણા" એ કહેવત યાદ રાખવા જેવી છે.

મને તો એમ લાગે છે કે જો આપણે સુખી અને આબાદ થવું હોય તો એક બીજા સાથે હળીમળીને રહેવું જોઇએ. આપણે જો કોઈનું કામ કરીશું તો કોઈ આપણું કામ કરશે. અને આ રીતે આપણે આગળ વધી શકીએ.

વળી અંગ કસરત કરી શરીરને કેળવવાથી આપણે નિરોગી અને તંદુરસ્ત બની શકીએ. તું કસરત કરે છે ? મને તો કસરતનો બહુ જ શોખ છે.

તારાં માતુશ્રીને તથા તારા મોટાભાઈને મારા પ્રણામ કહેજે. ને નાની બચીને મારા વતી રમાડજે.

લી.

સરલાના વંદન.

## નળિયું

*

ચાર પાંચ મિત્રો ભેગા થયા,
પછી તેઓ પોળે ગયા.
ઘણા માણસ જોયા જ્યાં
એક બીજાને પૂછે ત્યાં
પહેલાં થયો શોર બકોર
કોઈ કહે મેં દીઠો ચોર
લોકો વાત કરે છે એમ
પુરાણ પુસ્તક બોલે જેમ.
'વા વાયેથી ખસ્યું નળિયું
તે દેખીને ભસ્યું કુતરું.'

પલસુદભાઈ



## ખરા હકદાર.

**ખેતીની** ઉપજના મોટા ભાગના હકદાર તો તેમાં પરસેવો વાળનાર ખેડૂતોજ છે. રાજ્ય, જમીનના માલીક કે વેપારીઓએ તો ખેડૂતો પાસેથી વ્યવસ્થા ને પોતાની મહેનત પૂરતું ઓછામાં ઓછું વળતર લેવું જોઈએ.

કારખાનાંના નફાના મોટા ભાગના હકદાર તો પોતાના લોહીનું પાણી કરીને કામ કરનારા કામદારોજ છે. કારખાનાંના માલીકોએ ને એજંટોએ તો વ્યવસ્થા પૂરતું ખર્ચ લઈ, બાકીનો નફો કામદારોને વહેંચી આપવો જોઇએ.

પુસ્તકો, લેખો, કાવ્યો અને ચિત્રોની થોડીશી ઉપજના ખરા હકદાર તો પોતાના સમય, શક્તિ અને નાણાંનો વ્યય કરી પોતાનું 'દીલ' નીચોવીને કલમ વડે પોતાના આત્માને કાગળ પર ઉતારનાર તેનો સર્જક. તેના બાળક સમી કૃતિનો ખરો હકદાર છે. તે વેચનારાઓએ તો વ્યવસ્થાના ખર્ચ પૂરતી ઓછામાં ઓછી માગણી રાખવી જોઇએ.

જેમાં જેણે પરસુવો વાળીને મહેનત કરી હોય તે તેના ફળના ખરા હકદાર.

રતિલાલ રા. અધ્વર્યુ.

## નદીની સફરે

ઈન્દુલાલ હ. કોઠારી

( ગતાંકથી ચાલુ )

બીજે દિવસે દાતણપાણી નિત્યકર્મથી પરવારી મહારાજ રસોઈ પકવતા હતા. અને હું બહાર બેઠો બેઠો વિચાર કરતો હતો. એટલામાં એક પટાવાળો આવી ઉભો.

ન સમજાય એવી ભાષામાં તેણે મને કંઈક કહ્યું પણ આપણે શી રીતે સમજીએ. મેં તો અંદર જઈ મહારાજને બોલાવ્યા. મહારાજ બહાર આવ્યા. એટલે પેલા નોકરે કંઈ વાત કરી. અને મહારાજે મને કહ્યું ' બચ્ચા આજ દરબાર મેં જાનેકા હૈ !'

' અચ્છા, ગુરુ મહારાજ, કરતો હું ખૂશ થઈ ગયો કે ઘણા દિવસે દરબાર જોવા મળશે.

રસોઈ પાણી જમ્યા અને નમતા પહોરના આરામ કરી દરબારમાં જવા નીકળ્યા. મારે રસ્તાનીતો ચિંતા નહોતી. જેમ-તણાતા રસ્તો પૂછ્યા વિના મહારાજ પાસે આવ્યા. તો હવે રસ્તાની મહારાજને ખબર.

ચાર ગાઉ ચાલ્યા. એટલામાં બે ચોકીદારો દીઠા. બંન્નેએ મહારાજને નમન કર્યું.

ધીરે ધીરે અમે ગામમાં થઈ ચાલ્યા. ગામ ઠીકઠીક હતું, પણ આશ્ચર્યની તો વાત એ હતી કે ' માણસો, તેમની રીતભાત, બોલાચાલી વિગેરે ઘણુંજ જુદું હતું. હું કયાં છું. તેની મને સમજજ ન પડી. નિશાળમાં માસ્તરે ઈતિહાસ ભૂગોળ બંન્ને ભણાવ્યાં હતાં પણ મને સાંભળતું નથી' કે ' આવા માણસોનું વર્ણન કોઈ દિવસ નિશાળમાં માસ્તરે કર્યું હોય.

ધીરે ધીરે અમે દરબાર નજીક આવ્યા.

દરવાજે પેસતાંજ ચોકીદારે મહારાજને નમન કર્યું. અને જવા દીધા. પહેરો સખત કડક હતો. કોઈને અંદર નહિ જવા મળતું હોય તેવું મારું અનુમાન હતું. અંદર ગયા. જતાં જતાં આગળ બગીચો દીઠો. સુંદર મઝાનાં ફૂલ, ગુલાબ, મોગરો, જાઈ જુઈ ચંપેલી અને સૂર્યમૂખીનાં પણ ફૂલ. વચ્ચે સોના અને હીરાના ફૂવારા, અને પાણી છંટાએજ જાય. મારા મનમાં વિચાર થયો. આ રાજા ન હોય. અને હોય પણ ખરો. બહુ પૈસાદાર હોય તો તેમ પણ હોય.

અને આ તો તેની પાસે પૈસા હોય કે જાદુ હોય. પણ હું તો આભો જ બની ગયો કે સરકસમાં અને કોઈ મહારાજાના બગીચામાં પાંજરામાં પૂરેલા સિંહ તો દીઠા છે પણ આતો છૂટા ફરતા મેં મારી આંખે સિંહો અને વાઘોને જોયા.

બાગની વચ્ચે એક સોનાની સાંકળો અને હિરાની ગૂંથણી કરેલો હિંચકો હતો. અને તે ઉપર સોળ વર્ષની એક સુકુમાર બાલિકા હિંચી રહી હતી. દૂરથી મેં સુકુમાર બાલિકાને જોઈ. તેણે મને જોયો. અને નીચું જોઈ હું ચાલવા માંડયો. બધું જોતો જોતો હું અને ગુરૂજી બંન્ને આવ્યા

ફેંક મહેલ નજીક. ચોકીદારે નમન કર્યું. એટલે ગુરુજી અંદર ગયા. દરબાર સામે આવ્યા. અને મહારાજને પગે પડયા અને બન્ને જણ વાતે વળગ્યા. આપણને તો બન્નેની વાતચીતમાં કંઈજ ખબર ન પડી. પણ તેઓ કંઈ તાત્કાલીક કરવા માગતા હોય તેમ જણાતું હતું. રાત્રીના આઠ થવા આવ્યા. અમારા ગુરુજી તો જાણે બસ વાત કરુંજ. વાતો વધારે ને વધારે કરું. એવીજ ઈચ્છા સેવતા હતા. તેમના આ ડાહ્યા સેવકથી ભૂખ સહન ન થઈ. તાત્કાલીકજ આપણે તો કહેવા માંડયું!

'ગુરુજી ભૂખ લાગી હય! ધીમેથી હું બોલ્યો.'

'અચ્છા, દીલાતા હું; બાતમેં બહોત વખ્ત ચલાં ગયા.'

. તેમણે રાજાને કંઈક કહ્યું. એટલે મને એક નોકરે આવી બીજા ખંડમાં બેસાડયો અને ફળફળાદી ખાવા માટે લાગ્યો.

ખૂબ ખાધું; કારણ ફળ ઘણાંજ સારાં હતાં. મને ખાત્રી હતી કે તેના બગીચાનાં જ હશે.

હાથ પગ ધોઈ મને નોકર બીજા ઓરડામાં લઈ ગયો. ત્યાં નોકરે સૂડી, સોપારી પાન વિગેરે મૂખવાસની ચીજો રાખી હતી, ઓરડો સુશોભિત રીતે શણગારેલો હતો. અને સામેની બારીએ હું ઉભો રહ્યો. અને આમતેમ જોવા લાગ્યો.

અને ગાયન પણ ધીરે ધીરે ગણગણવા લાગ્યો.

એટલામાં મારી નજર સામેના કાચના બંગલામાં ગઈ તો અજાયબી સાથે મેં પેલી સવારવાળી હિંચકા પર હિંચતી સોળ વર્ષની કુમારીકા જોઈ ગાતો હતો તેથી હું શરમાયો. ગાયન પણ હું ગુજરાતીજ ગાતો હતો. છોકરીએ મને ધીરે રહી છેટેથી સાનમાંજ સમજાવ્યો.

કાલે સવારે સાત વાગે તમે આ બારી આગળ ઉભા રહી મને બધી વાત કરજો. અને તેણે અહી અરરાટી નાખી, અને કંપી ગઈ. મને એવો ભાસ થયો. કે ચોક્કસ તેને અહી પૈસાનું અને ખાવાપીવાનું ભલે સુખ હોય પણ તેના હૃદયને તો સુખ નથીજ.

રાત્રીના દશ વાગ્યા સુધી હું ઉભો ઉભો આ ચક્ષરાજાનો વિચાર કરવા લાગ્યો. પણ દશ સાડા દશ થયા ત્યાં સુધી ગુરુજીની પધરામણી ન થઈ મને હવે નિંદ્રા આવવા લાગી. આખરે મેં કંટાળી તે ઓરડાનો ત્યાગ કર્યો. અને રાજા અને ગુરુજી વાત કરતા હતા ત્યાં ગયો. તો ગુરુજી પ્રસન્ન દેખાતા હતા. રાજા કંઈક નમન કરી ગદગદ કંઠે બોલતો હતો. એકદમ મને દેખી ગુરુજી બોલ્યા.

'ક્યા હે બચ્ચા.'

'મુઝે નિંદ આતી હે.'

એટલે ગુરુજીએ રાજાને એક નોકર બોલાવાની આજ્ઞા કરી. અને નોકરે આવી મને બીજા ખંડમાં લઈ ગયો. કેવો સરસ પલંગ. તેની આજુબાજુ મચ્છરદાની. સુવાની કેવી સરસ મખમલની તરાઈ. મેં તો જીંદગીમાં જ જોઈ નહોતી. પ્રભુનો

આભાર માનવા લાગ્યો. અને ઇશ્વર સ્મરણ કરી સુઈ ગયો.

સવારે સાત વાગે ઉઠયો. ત્યાં રાજકુમારી મારી સામેની બારીએજ ઉભેલી દીઠી. તેણે મને તરતજ કહ્યું 'યક્ષદેવના બલિદાન માટે આજે બપોરે તમારો વધ જરૂર થઈ જશે, માટે તમે શું વિચાર કરો છો!

'પણ મારે કરવું શું? હું અહીંથી ભાગીને જાઉં પણ ક્યાં' મેં કહ્યું.

'કદાચ તમે જશો, તો તમે નહિ તો મારો વધ થશે. માટે આપણે બંન્નેએ નાશી જવું. હું અહીં બહુજ કંટાળી ગઈ છું.

'શી રીતે નાસવું? કંઈક ઉપાય છે.' મેં કંટાળાને પૂછ્યું.

'છે.' ટુંકોજ પ્રતિઉત્તર.

તમે, મહારાજ અને ગુરુજી બહાર ગયા છે. એટલામાં મહારાજની ઝોળીમાં જોઈ આવો. કે હીરો તેમની ઝોળીમાં છે કે સાથે લઈ ગયા છે? અને હીરો હોય તોજ આપણો બચવાનો ઉપાય છે. નહિતર તમારો વધ થશે તે ચોક્કસ છે.

'હું તરતજ ઉપડયો જે પ્રભુએ ઝાડની નાવડી મોકલી હતી તે પ્રભુ વળી ગુરુજીને ઝોળી શેની આપે? ઝટપટ ઝોળીમાં હાથ નાખ્યો અને હીરો હાથમાં આવ્યો. ઉતાવળે હું હીરો લઈ કુમારી પાસે ગયો.

અને મારે શું કરવું. તે મને સમજાવો.

'તમે હીરાની સ્તુતિ કરો. એટલે તમને તરત કહેશે.

'શી ઈચ્છા છે.'

એટલે તમે કહેજો 'અમને બંન્નેને અદ્રશ્ય રીતે ગુજરાતમાં લઈ જાય.'

મને ક્યાં વાર હતી. તરતજ હીરાની પ્રાર્થના કરી.

અને હીરાએ પૂછ્યું 'શી ઇચ્છા છે?'

'અમને ગુજરાતમાં મૂકી દો.

આ તરતજ એક મિનિટમાં ગુજરાતમાં લાવી મૂકી દીધા.

રાજકુમારી અને મને હીરાએ સૂચન કર્યું. હવે તમે તમારે જવું હોય ત્યાં જાવ. અને માથેથી ટોપીઓ કાઢી નાખો એટલે તમે એકમેકને ઓળખી શકશો.

ટોપીઓ માથેથી કાઢી નાખી. અને મેં રાજકુમારીને પૂછયું. તમે કોણ છો! અને ક્યાંના રહેવા વાળાં છો!

'હું સાકરીઆ તાલુકાની રહેવા વાળી છું. મારા પિતાનું તે રાજ્ય છે. અને આપ મારે ઘેર આવો.

આપણે ક્યાં વાર હતી. ચાલ્યા સાકરીઆ રાજ્યમાં. તેના પિતા તો કુવરીને દેખીને ખૂશ થઈ ગયા. અને મારી પર પણ ઘણા ખૂશ થયા. અને મારી જોડે વાતો કરવા લાગ્યા. મને ત્રણ દિવસ રાખ્યો.

મને તો નિરક્ષણ કરવાથી અને નદીમાં ડૂબવાથી ઘણા લાભ થયા. જાદુઈ હીરો મળ્યો. દરબાર સાથે ઓળખાણ થઈ. અને હીરાથી મનપસંદ વસ્તુઓ મળવા લાગી. પછી શું દુઃખ.

---

ગૃહસ્થ કુટુંબો સ્રીઓ અને બાળકોનું માનીતું ને જૂનામાં જૂનું માસિક પત્રઃ-




વર્ષ ૮૬ :: એપ્રિલ ૧૯૪૨ : અંક ૪ : સળંગ અંક :: ૧૦૨૩

## "પનઘટ ઉભાં ગોવાલણી"



સોનલ ઇંઢાણી રૂપા બેડલું, પનઘટ ઉભાં ગોવાલણી
ગ્યાંતાં જલઘાટ પનિહાર રે, પનઘટ ઉભાં ગોવાલણી
રાસ હીંચે ને ઘડો ઝુલતો, પનઘટ ઉભાં ગોવાલણી
હિલોળ હૈયાના તાર રે, પનઘટ ઉભાં ગોવાલણી
ખેંચે જ્યાં દોર નવ નીસરે, પનઘટ ઉભાં ગોવાલણી
ચૌદ બ્રહ્માંડનો ભાર રે, પનઘટ ઉભાં ગોવાલણી
ભરે ભરે ને ખાલી નીસરે, પનઘટ ઉભાં ગોવાલણી
પાનહારણુ કાં મુઝાયરે, પનઘટ ઉભાં ગોવાલણી
સાત સાયર ભલે ઘૂઘવે, પનઘટ ઉભાં ગોવાલણી
ન્હોયે ત્હારાં માટ ન ભરાયરે, પનઘટ ઉભાં ગોવાલણી
નવસો નદિયું છોળે વળેરે, પનઘટ ઉભાં ગોવાલણી
ન્હોયે જલબીંદુ ના સમાયરે, પનઘટ ઉભાં ગોવાલણી
સૂણ્યા સરોદ રસ મીઠડા, પનઘટ ઉભાં ગોવાલણી
નિશ્ચે છૂપાયો જલચોર, પનઘટ ઉભાં ગોવાલણી
મલક મલક મુખડે હસે રે, પનઘટ ઉભાં ગોવાલણી
નિરખ્યો એ નંદનો કિશોર રે, પનઘટ ઉભાં ગોવાલણી
અટ્ટહાસ્ય દઈ દીધી ડૂબકી, પનઘટ ઉભાં ગોવાલણી
ગૂંજ્યા કાલીન્દી કિનાર રે, પનઘટ ઉભાં ગોવાલણી

શાન્તિકુમાર પંડ્યા.



# બ્હેનીને

શ્રી વાડીલાલ શાહ.

આવી આવી હસતી આવી,
બ્હેનલડી વીરને બહુ ભાવી,
દઈ તાલી ક્યાં ગઈ તું ચાલી,
ભાવ ગીત ક્યાં ગાઉં ?
હું કોને લાડ લડાવું ?

જીવનકેરી આશ હતી તું,
મુજ ઉરનો ઉલ્લાસ હતી તું,
હૈયાકેરી હાશ હતી તું,
હૈયું ક્યાં બહેલાવું ?
હું કોને લાડ લડાવું ?

અંગ તણી રસરંગ હતી તું,
સંગ જીવન ઉમંગ હતી તું,
રંક આંગણિયે ગંગ હતી તું,
ક્યાં જઈ શોધી લાવું ?
હું કોને લાડ લડાવું ?

તાર હતા જો દેવા તોડી,
શાને બ્હેની પ્રીતડી જોડી,
કે બાંધવની માયા થોડી,
ના કેમ કશું સમજાવ્યું ?
હું કોને લાડ લડાવું ?

તું હસતી મુજ જીવન હસતું,
ત્હારે ટહુકે તન વિલસતું,
સ્વર્ગસદન મન મ્હારે વસતું,
ક્યાં જઈ સદન સહાવું ?
હું કોને લાડ લડાવું ?

દગ આશાનાં ઉર વસ્યાં'તાં,
ત્હારે કાજે સ્વપ્ન રચ્યાં'તાં,
દેવલોકમાં દેવ હસ્યાં'તાં,
સ્વપ્ન સર્યું જ્યાં મ્હારૂં ?
હું કોને લાડ લડાવું ?

તુજ હસ્તે રોપેલી વેલો,
વિલાય સર્વે એનાં ફૂલો,
સૂનો આસોપાલવ ઝૂલો,
ઝૂલું ક્યાંથી ઝૂલાવું ?
હું કોને લાડ લડાવું ?

જો જો ત્હારી સીતાર સૂની,
કોણ છેડશે તાર અટૂલી,
જો જો તુજ વીણ બેસુર બોલી,
ક્યાંથી સુર મીલાવું ?
હું કોને લાડ લડાવું ?

જો તુજ રૂપલા ઝાંઝર ઝમકે,
કોણ ઠમકશે મધુર ઠમકે,
હાથ ધરું ત્યાં કરૂણ રણકે,
શું ઘેરી ઘૂઘરી લાવું ?
હું કોને લાડ લડાવું ?

તાર અતૂટ જીવનનાં સાંધી,
બ્હેનલડી તેં રક્ષા બાંધી,
તુજ ઉપર શી આવી આંધી,
ગઈ તું વીર વીસારી,
કે દુઃખવી તુજને ભારી ?

ના તું છે, તુજ પ્રતિમા પાસે,
વાત કરીશ હું શ્વાસે શ્વાસે,
જીવનમાં સ્મૃતિરસ જળવાશે,
હસી હસી હસાવીશ,
અશ્રૂ સહ લાડ લડાવીશ.

રક્ષાબંધન દિવસ જ્યારે,
હાથ ધરીશ એ રક્ષા ત્યારે,
આંખ ભરી અશ્રુની ધારે,
હેત ભરી હુલાવીશ,
મહામૂલી ભેટ ચઢાવીશ.

# કુસુમ, કિશોર અને કીર્તિ

લેખક : શ્રી. શાંતિલાલ તેલાટ

(અતાંકથી ચાલુ)



કુસુમે તો નહિ પરંતુ સર સાહેબના રસોઇયાએ કિશોરને જમાડ્યો. તબીયત સારી નથી એમ કરી કુસુમ જમી નહિ. જમ્યા પછી પતિપત્નીને વાતો કરવાની તક મળી. કિશોરે આશા રાખી હતી કે કુસુમ પોતેજ પોતાની દેખાતી શિથિલતાનું કારણુ સમજાવશે પરંતુ કુસુમે તો ભવિષ્યમાં કિશોરે કેવી રીતે તેઓને ત્યાંજ રહેવાનું છે અને પિતાના ધંધામાં જોડાવાનું છે તે વિષય પરજ વાર્તાલાપ કર્યો. પોતાના મનમાં વસવસો કરી રહેલો પ્રશ્ન પૂછવાનો કિશોરે અનેક વખત પ્રયત્ન કર્યો પરંતુ તેના હૃદયના ભાવોને તે શબ્દોદ્વારા વ્યક્ત ન જ કરી શક્યો. કંઈ નહિ! રાત્રે નિરાંતે ખુલ્લા મનથી વાત કરીશું એ વિચારે એ અન્ય વાતોએ વળગ્યો. પરંતુ એક વાત તેના મનમાં શૂળ માફક ખૂંચવા લાગી. સર રાસબિહારીને ત્યાંજ રહેવાનું જે સૂચન કુસુમ તરફથી થયું હતું એનો શો અર્થ ? એનો અર્થ તો એટલો જ ને કે તેણે શ્રીમંત સસરાને ત્યાં ઘરજમાઈ તરીકે રહેવું ? આ વિચાર તે મનમાંથી દૂર કરી શક્યો નહિ.

સંધ્યાકાળે સર રાસબિહારી ઑફીસથી બંગલે પાછા ફર્યા અને કુસુમને તથા કિશોરને બહાર જવા તૈયાર થવા સૂચના કરી. તબીયતનું બાનું કાઢી કુસુમે બહાર આવવા ના પાડી. કિશોરને મન તો કુસુમની આ વર્તણૂક એક કોયડા સમાન જ હતી. તે છતાંય સભ્યતાને ખાતર કંઈ પણ ન બોલતાં તે પોતાના સસરા સાથે મોટરમાં ફરવા ગયો.

સર રાસબિહારી અને કિશોર ફરીને પાછા ફર્યા ત્યારે દિવાનખાનાની ઘડીયાળમાં આઠના ટકોરા વાગ્યા. અત્યારે તો કિશોરને પણ જમવાની રૂચિ નહોતી એટલે પિતા પુત્રી અને જમાઈ ભવિષ્યની યોજનાઓ ઘડવા બેઠા. કોફી અને ફળાહારને ઈન્સાફ અપાયા બાદ સર રાસબિહારીએ પ્રસ્તાવ મૂક્યો.

"કિશોર, મારી તમારા વિષેની યોજના તો તમે કુસુમ દ્વારા જાણી ચૂક્યા હશો. હવે તમારો શો મત છે તે જણાવશો ?"

આમ અણધારી રીતે આટલી ગંભીર વાતચિતની શરૂઆત માટે કિશોર તૈયાર નહોતો, તેણે તો કુસુમની બપોરની સૂચનાઓ પર નિરાંતે વિચાર કરવાનો સમય પણ નહોતો મળ્યો. તે છતાંય તે શાંતિથી બોલ્યો.

"મુરબ્બી, એ વાતની એટલી બધી અગત્યતા શી છે ?"

સર સાહેબે આવી વાતથી મુંઝાયા વિના સત્વર જ કહ્યું :

"એમાં અગત્યતા તો ઘણીજ છે. તમારે રંગુનમાં મારે ત્યાંજ રહીને મારી પુત્રીને સુખી કરવા વિષેની વાતમાં આટલી બેકાળજી ન રાખવી જોઈએ."

બેકાળજી! આ આરોપ માટે ય કિશોર તૈયાર નહોતો આ તો ચોર કોટવાળને દંડતો હતો. પરંતુ તેણે સૌમ્ય વદને જવાબ આપ્યો.

"બે અદબી માફ કરશો પણ હું પૂછી શકું કે આપ મને ક્યાં સુધી રંગુન રાખવાની ઈચ્છા સેવો છો?"

"ક્યાં સુધી?" સર સાહેબ હસ્યા. "હા...હા...હા, કેવો પ્રશ્ન! સારુંય જીવન તમારે માટે ત્યાંજ રહેવાનું. તમારે વળી બીજું કોણ છે? અહીં રહી મારા ધંધામાં જોડાઈને શ્રીમંત બની શા માટે મારી કુસુમને વધુ લાયક ન બનો?" શેઠના હાસ્યથી દિવાનખાનું ગાજી ઊઠ્યું.

કુસુમે પોતાના પિતા તરફથી છેક આવા શબ્દોની આશા રાખી નહોતી. તેનાથી સ્વાભાવિક બોલી જવાયું: "પિતાજી, આ લાયકાત વળી શી?"

કિશોરે કુસુમના સવાલ માટે રાસબિહારી સામે જોયું.

"કુસુમ, બેટા, તું એમાં શું સમજે? જોને, તું ધમાલમાં પરણી ગઈ, તારે લાયક અન્ય યુવાનોનો ક્યાં તોટો હતો! જે થઈ ગયું તે થઈ ગયું. હવે કિશોર આપણે જ ત્યાં રહી તારા પતિ બનવાની લાયકાત મેળવે એમાં શું ખોટું?"

હવે કિશોર શાન્ત ન રહી શક્યો. તેનું અન્યથા ઠંડુ લેખાતું લોહી પણ ઉકળી ઊઠ્યું:—

"સર સાહેબ, હું કુસુમને પરણ્યો છું અને નહિ કે તમારી શ્રીમંતાઈને. તમારી પુટપટીથી આપેલી લાયકાત મારે નથી મેળવવી" અને કુસુમ સામે જોઈ તેના પ્રોત્સાહનની આશા રાખતો હોય તેમ ઉમેર્યું: "કુસુમ, તું પણ મારી સાથે એકમત છે ને?"

હવે ખરો આઘાત આવ્યો. કુસુમના જવાબમાં એક ગણિતશાસ્ત્રીની કુશળતા હતી. તે બોલી: "કિશોર, પિતાજી કહે છે તે ખરું જ કહે છે. લાયકાતની વાત પર નાહક ગુસ્સો ન કરશો—પરંતુ અહીંજ રહેવાથી તમારું—આપણું—ભવિષ્ય સુધરશે."

પુત્રીની ગણતરીથી પિતાની આંખ ચમકી કિશોર કંઈ બોલી શકે તે પહેલાં વાર્તાલાપને સમેટી લેતાં સર રાસબિહારી બોલ્યા:—

"કિશોર, તમે નિરાંતે આજની રાત વિચાર કરી જુઓ. મને ખાત્રી છે કે તમે મારું કહેવું સમજી શકશો. મારી કુસુમમાં મને પૂરેપૂરો વિશ્વાસ છે."

દિવાનખાનું ખાલી થયું. રાસબિહારી ટેલીફોન રૂમમાં ગયા અને કુસુમે કિશોરને પોતાના શયનગૃહ ભણી દોર્યો.

પતિ અને પત્ની એકલાં પડ્યાં.

સારાય પ્રકરણથી મુંઝાએલા કિશોરે પોતાનું હૃદય પત્ની પાસે ખોલ્યું. જેલની દિવાલોથી કિશોર જેટલો અકળાયો નહતો તેનાથી ય વધુ તે કુસુમની વર્તણૂકથી અકળાયો હતો. શું કુસુમ આટલી બધી બદલાઈ ગઈ? શ્રીમંતાઈના નાગપાશમાં તે આટલી બધી વીંટળાઈ ગઈ? ના, ના, કુસુમ એના પિતાને રાજી રાખવા માટે જ આ શબ્દો બોલી હશે. શા માટે આ તક કુસુમનું મન ન જાણી લેવું?

એક પુસ્તકના પાનાં ઉથલાવવાનો ડોળ કરતી કુસુમ પાસે એ ગયો અને એના સુકોમળ કર દ્વયને હાથમાં લઈ બોલ્યો:

"વ્હાલી, મારું હૃદય મને કહે છે કે તું જરાય બદલાઈ નથી. તું મારી લાયકાતને પરણી નથી, પરંતુ મનેજ પરણી છે એ વાતની મને ખાત્રી છે ખરું ને?"

કુસુમે પોતાના પતિ સામે જોયું—એક ત્રાહિત વ્યક્તિ સામે જોતી હોય તે નજરે. તેની આંખોમાં જરાય ભાવ નહોતો.

"કિશોર, શા માટે આપણું ભવિષ્ય સુધારવાની તક જતી કરો છો? પિતાજીને તમારે માટે કેટલી લાગણી છે?"

કુસુમના કંઠની શુષ્કતા કિશોરના કર્ણને ઘણી ખટકી. આ કોણ બોલતું હતું—પોતાની કુસુમ? તેણે જવાબ વાળ્યો.

"કુસુમ, હું આ શું સાંભળું છું? મારા કારાવાસ દરમ્યાન તારામાં આટલું બધું પરિવર્તન? કુસુમ, કુસુમ, તને ખબર છે કે હું તારે માટે કેટકેટલા સાહસો ખેડવા માટે તૈયાર છું?"

કુસુમે તેના શબ્દોને પકડયા અને કહ્યું: "એટલી બધી લાગણી છે તો આવું નજીવું સાહસ ખેડતાં શા માટે અચકાઓ છો? શા માટે પિતાશ્રીને અને મને દુઃખી કરવા ઉત્સુક બન્યા છો? અહીં રહો તો શું ખોટું?"

"શું ખોટું? કુસુમ, હું શ્રીમંત સસરાનો ઘરજમાઈ થવા કરતાં સાદો સત્યાગ્રહી થવા હજાર દરજ્જે વધારે પસંદ કરું છું. તું શ્રીમંત પિતાની પુત્રી હશે એ ભૂલી જા અને એક ગરીબ પરંતુ સંસ્કારી સજ્જનની પત્ની છે એ યાદ કર. આપણું સ્થાન અમદાવાદમાં છે અને નહિ કે રંગુનમાં."

કિશોર, તમારું કહેવું સત્ય હશે પણ અવ્યવહારિક નથી લાગતું? આટઆટલી લાગણી રાખનાર પિતાજીને શા માટે દુભાવવા?"—કુસુમની આંખમાં રોષની છાયા સ્પષ્ટ દેખાતી હતી.

કુસુમ મારો હેતુ તારા પિતાને દુભવવાનો જરાય નથી. મારો સિદ્ધાંત સ્વમાનનો છે. હું તારા શ્રીમંત પિતાનો ઘરજમાઈ થાઉં તો મારું વ્યકિતત્વ ક્યાં રહે?" કુસુમને સમજાવવાનો કિશોરે પ્રયત્ન કર્યો.

પરન્તુ કિશોરના સર્વ પ્રયત્નો વ્યર્થ ગયા કુસુમ પોતાના દૃષ્ટિબિંદુને મક્કમતાથી વળગી રહી. પત્નીની મક્કમતા જોઈ પતિથી બોલ્યા વિના ન રહેવાયું.

"ભલો તારા પિતાજીને ન દુભવીશ; સ્વામી દુભાય તો હરકત નહિ. હું કાલે જ અમદાવાદ પાછો ફરું છું. તને યોગ્ય લાગે ત્યારે તું અમદાવાદ પાછી આવી શકે છે. મારા ગરીબ ગૃહનાં દ્વાર તારે માટે ખુલ્લાં રહેશે."

પરિસ્થિતિ આટલું વિકટ સ્વરૂપ ધારણ કરશે એની કુસુમને જરાય કલ્પના નહોતી. તેણે કિશોરને રંગુનથી આમ સત્વર ન ચાલ્યા જવાની વિનંતિ કરી પરંતુ કિશોરે પોતાનો નિર્ણય ન ફેરવ્યો.

તે રાત્રે કુસુમ અને કિશોરની શય્યા અણસુમે રહી. કુસુમ ઈઝીચેર પર પડી રહી અને કિશોરે બેઠાં બેઠાં એક રહસ્યમય નવલકથામા મન પરોવવાના પ્રયત્નો કર્યા.

બીજે દિવસે સર રાસબિહારીની સવાર પડી ત્યારે કિશોર ત્યાં નહોતો.

(૭)

ગેરસમજથી દૂર થયેલાં મનોને કોઈ જાણકાર વ્યકિત સમજણપૂર્વક એક કરવાનો યત્ન ન કરે તો તે વધુ અને વધુ દૂર થતાં જાય છે. કુસુમ અને કિશોરની બાબતમાં પણ તેમજ બન્યું. કિશોરે રંગુનનો ત્યાગ કર્યો ત્યારે તેને આશા હતી કે કુસુમ તેને અનુસરશે; કુસુમનું માનવું એમ હતું કે કિશોર તેના વિરહથી કંટાળી જરૂર પાછો ફરશે અને સર રાસબિહારી તો સમજી શકયા જ નહિ કે એક ગરીબ માણસ શ્રીમંત થવાની શા માટે ના પાડતો હતો!

વર્ષો વીત્યાં અને સુપ્રયત્નોના અભાવે આ ગેરસમજના બી ઊંડાને ઊંડા ઉતરતાં ગયાં–અને તેમાંથી બેપરવાઈનું વૃક્ષ ઉગ્યું. કુસુમ–કિશોર–રાસબિહારી, આ ત્રણેય બેપરવાઈ કેળવવા લાગ્યા. કોઈ એકેય પ્રયત્ન કર્યો હોત તો સહેલાઈથી ગેરસમજ દૂર થઈ શકતે પરન્તુ પ્રયત્ન કોણ કરે? કિશોર પોતાને થયેલો ભયંકર અન્યાય કદીય વિસરી શકે એમ નહોતો: કુસુમ અને રાસબિહારી પોતાની શ્રીમંતાઈ ગરીબ કિશોરને એક દિવસ પણ પાછો આકર્ષી શકશે એવી માન્યતામાં રહ્યા.

આજે કિશોરના અમદાવાદ આવ્યા બાદ પાંચ પાંચ વર્ષોનાં વહાણાં વાઈ ચૂકયાં છે. આ પાંચ વર્ષમાં પતિપત્ની વચ્ચે જરાય સંસર્ગ રહ્યો નથી. સંસ્કારમય કુટુંબમાં ઉછરેલા કિશોરને પોતાની લગ્નગ્રંથિ યાદ આવતી અને તેના મિત્રો તેની આંખમાં આંસુનું એક ટીપું દેખતાં. તેના વૃદ્ધ માતાપિતા પુત્રનું ગૃહભંગનું દુઃખ સમજી મુંઝાતા અને તેને પુનઃ લગ્ન કરવા સૂચવતા. તેના અંગત મિત્રો પણ આવું સૂચન કરતાં.

પરંતુ કિશોર હજુય કુસુમની રમ્ય મૂર્તિ વીસરી શકયો નહોતો. શું એ કુસુમને એટલી સહેલાઈથી ભૂલી શકશે? શું તેમને એકત્ર કરી ગયેલી લગ્નગ્રંથિ કાચા સુતરની હતી? આ બધા પ્રશ્નો તેને મુંઝવતા. તે સંસ્કારી હતો, તે શિક્ષિત હતો. બાંધેલી ગાંઠ તોડવી તેને મન અતિ મુશ્કેલ હતી. પરિણામે તેના હૃદયમાં વિરોધી ભાવો વચ્ચે તુમૂલ યુદ્ધ વ્યાપી રહ્યું.

(૮)

કીર્તિદા સાબરમતી જેલમાં કિશોરની સાથે હતી. તે એક સેવાભાવી યુવતી હતી અને સમાજસેવાને પોતાનું અંતિમ ધ્યેય બનાવી ચૂકી હતી. સત્યાગ્રહના સમયમાં સ્ત્રીઓના સરઘસને મોખરે એ સદાય રહેતી. કીર્તિદાને સામાજિક અંતરાયો કદીય નડતાં નહિ. તે સાહસિક અને નિડર હતી. સમાજની દરકાર કર્યા સિવાય પોતાને સત્ય લાગે તે કરતી.

તે કિશોર સાથે ઘણા પરિચયમાં આવી હતી પરંતુ કિશોરનું જીવન તેને મન એક અણઉકલ્યો કોયડો જ હતો. કિશોરના જીવનમાં કંઈ અકથ્ય દર્દ હતું એ તેની વેધક દૃષ્ટિથી છુપું ન રહ્યું. શા માટે કિશોર જેવો એક પ્રથમ પંક્તિનો યુવક આમ ભગ્નાશ બની ગયો હશે? કીર્તિદામાં એક મહાન્ ગુણ હતો–ભલે તે સદ્ગુણ હોય કે દુર્ગુણ - અને તે એક તે જે વિષયને હાથ ધરતી તેમાં ઊંડા ઉતરીને સર્વ માહિતી મેળવીને જ જંપતી: અડધે રસ્તે તે કદીય અટકતી નહિ.

કિશોર અને કુસુમના કોલેજ જીવનની તેમજ તેમના લગ્નની માહિતી કીર્તિદાએ મેળવી. જેમ જેમ તે આ પ્રશ્નમાં વધુને વધુ ઊંડી ઉતરતી ગઈ તેમ તેમ તેને કિશોરના જીવનની ઘણીય અણુપરખ્યી ઘટનાઓની સમજ પડતી ગઈ. એક સમાજશાસ્ત્રીને છાજે તેવી ચિવટાઈથી તેણે કિશોર–કુસુમના લગ્નીત જીવનનો અભ્યાસ કર્યો. કિશોરનું હૃદય હવે તે બરાબર વાંચી શકી. કુસુમનો દોષ તેને સાલ્યા વિના ન રહ્યો. શા માટે કિશોરનું ઉપયોગી જીવન કુસુમ બગાડી શકે? એ જીવનને સુમાર્ગે વાળી વધુ ઉપયોગી, વધુ ભવ્ય કેમ ન બનાવી શકાય? એ જીવનમાં સાલતી ઊણપ વણપૂરી રખાય તો સમાજના એક અગ્રગણ્ય કાર્યકર્તાનું જીવન નષ્ટ કર્યા બરાબર જ લેખાય ને? કીર્તિદા આવા વિચારોની પરંપરામાં ગુંથાયેલી રહેતી.

કિશોરને કીર્તિદાની બુદ્ધિ તેમજ સુહૃદયતાને માટે માન હતું. પોતાના જીવનની દુર્ભાગી કિતાબ એણે અન્ય કોઈની પાસે ખોલી નહોતી તે કીર્તિદાની સુહૃદયતાએ તેની નષ્ટપ્રાય અભિલાષાઓમાં નવું ચેતન પૂર્યું.

એક સેવાભાવી સંસ્થાના સહમંત્રીઓ તરીકે ચૂંટાવાથી કિશોર અને કીર્તિદા સહકાર્યકરો બની અન્યોન્યના વધુ નિકટ પરિચયમાં આવ્યા. મિત્રોએ આ પરિચયને વધાવ્યો; કિશોરને ખૂંચ્યો અને કીર્તિદાને ગમ્યો. કોઈ અગમ્ય સત્તા આ બે જીવનને એવા જ અગમ્ય સૂત્રે બાંધી રહી હતી.

આખરે કીર્તિદાનું હૃદય એક સ્ત્રીનું હૃદયજ હતું ને? તે કિશોરના પ્રેમને ઝંખે એમાં શી નવાઈ? પરંતુ કુસુમનો પ્રશ્ન ઉપસ્થિત હતો. એક સ્ત્રી બીજી સ્ત્રીના હૃદયને કેમ ન ઓળખી શકે? તેણે કિશોરને આ વાત છેડી. કિશોર મુંઝાયો. તેના જેવા શિક્ષિત યુવકથી ત્યક્તા પત્નીને પણ અન્યાય કેમ થઈ શકે? ત્યારે આ રમ્ય મડાગાંઠ કેવી રીતે ઉકેલવી? કિશોર પોતાના ડંખતા હૃદયને શાંત કરવા સ્વમાનને બાજુ મૂકયું અને કુસુમને પત્ર લખ્યો:-

"કુસુમ,

તારા નામ પૂર્વે એક વખતનું મારું અતિપ્રિય વિશેષણ વાપરવાનો મારો હક તેંજ ખૂંચવી લીધો છે. આ પત્ર લખી તને કફોડી સ્થિતિમાં મૂકવાનો મારો જરાય ઈરાદો નથી- પરંતુ તને અન્યાય ન થાય એ માટે એક વધુ તક આપવાની આવશ્કતા સ્વીકારીને જ આ પત્ર લખું છું.

મેં રંગુનથી જતાં પહેલાં તને કહ્યું હતું કે મારા ગૃહના દ્વાર તારે માટે ખુલ્લાં રહેશે એ તને ધ્યાન છે? આ પાંચ પાંચ વર્ષે એ ગૃહના દ્વાર હજીય ખુલ્લાં રહ્યા છે. આજે અન્ય કોઈ વ્યકિત એ દ્વાર ખખડાવતી ઉભી છે. તેને પ્રવેશ કરાવવો કે નહિ તે તારા જવાબ પર અવલંબે છે.

તું કીર્તિને તો બરાબર ઓળખે છે ને? અમારાં હૃદયો એક થવા માંગે છે પરંતુ તું પાછી ફરી શકતી હોય તો હું મારા લગ્નકોલને અવશ્ય માન આપીશ - તારા પ્રત્યેની મારી પતિ તરીકેની ફરજ નહિ વિસરું અને કીર્તિને વિસારે પાડીશ. પરંતુ તું કિશોરની પત્ની તરીકે પાછી ફરવા તૈયાર છે?

પત્રનો સત્વર જવાબ આપશે એટલી આશા રાખવી વધુપડતી ગણાય?

લી૦
કિશોર"

આઠ દિવસે કુસુમનો પત્ર આવ્યો તે પાછી આવવા તૈયાર નહોતી.

કિશોર અને કીર્તિનો માર્ગ હવે સરળ બન્યો. સમાજ એમના લગ્નની વાતથી હલમલી ઊઠયો. એક પત્ની પર બીજી પત્ની! આ શું? સમાજે એમના લગ્ન સામે આંખમિંચામણાં કર્યાં. રૂઢિના રક્ષકો એમની સામે આંગળી ચિંધવા લાગ્યા. હડહડતો કળિયુગ!

પરન્તુ સમાજના આ કહેવાતા સ્તંભોને પૂછી શકાય કે આ લગ્નમાં કીર્તિ અને કિશોરનો શો વાંક હતો? સમાજ શા માટે કુસુમ પાસેથી, સર રાસબિહારી પાસે પ્રત્યુત્તર ન માંગે?

(૬)

શરદ્ પૂર્ણિમાનો ચંદ્ર આજેય સાબરમતીની રેતીની શુભ્રતામાં વૃદ્ધિ કરી રહ્યો હતો. રાત્રિની નિરવતામાં છાયા ચિત્રની માફક એક દંપતી યુગ્મ દશ્યમાન થતું હતું.

બે પડછાયા એક બન્યા અને એક અસ્પષ્ટ ધ્વનિ સંભળાયો.

આ સાંભળી ઝાડ પર બેઠેલું એક પંખી શરમાઈને ઊડી ગયું.

## ગૂજરાતની બ્હેનોનું ગૌરવ—

# ગરબા.

**શ્રી નવીન આર. આચાર્ય.**

ગરબા એટલે ગરવી ગૂજરાતના સ્ત્રી જગતનું ગૌરવ. એ શબ્દજ એવો છે કે જે બોલતાંની સાથેજ કોઈ મહત્તાવાળી વસ્તુની ઝાંખી કરે છે. ગર–બા નહિ પણ ગર-વા એવા એ ગરબાનું મહત્વ રાજનગરમાં વિશેષ છે, ગૂજરાત પ્રાંતની બહારના પ્રદેશોમાં આવી જાતના સુંદર ગરબા કોઈ પણ જગ્યાએ જોવામાં આવતા નથી. કોઈપણ જાહેર સંસ્થાના સમારંભ અથવા વાર્ષિકોત્સવ પ્રસંગે મનોરંજન કાર્યક્રમમાં ગરબા મહત્વનો ભાગ ભજવે છે.

ગૂજરાતના સિદ્ધહસ્ત કવિઓ જેવા કે શ્રી. નાનાલાલ, શ્રી. ખબરદાર શેઠ, શ્રી. તથા બીજાં નાના અને મોટા ઉગતા લેખકોની કલમ આપણને ગરબા માટે નવી નવી વાનીઓ પીરસે છે. ગરબાનું ખરું સ્વરૂપ સમજવા માટે તેનાં સગાં, ગરબી, રાસ, રાસડા વિષે બે બોલ લખવા જરૂરના છે. આ ચારે વિષયોના વસ્તુમાં ઘણો ફેર છે. કોઈપણ વિષય ગરબાના વસ્તુ તરીકે ચાલી શકે. સામાન્યતઃ નૈસર્ગિક તત્વો જેવાં કે વાદળી, વર્ષા, વિજળી, પ્રભાત, ચંદા તથા કોયલડી, પનિહારી, રજની, ફૂલ વિગેરે કર્ણપ્રિય અને દષ્ટિપ્રિય વિષયો ગરબામાં જોવામાં આવે છે. જ્યારે રાસનું વસ્તુ શ્રી કૃષ્ણ. ભગવાનનાં યશોગાન તથા તેના જીવનના અન્ય પ્રસંગો હોય છે. ગરબીમાં દેવી સ્તવન અને માતાજીની આરાધના છે. રાસડાના વિષયોમાં, સુખ, દુઃખ વિરહ, પ્રેમ એવા ભાવવાહિ વસ્તુનો સમાવેશ થાય છે.

હવે આપણે આજના વિષય ગરબાનાં અંગો વિષે વિચાર કરીએ. ગરબાનાં અંગો (૧) વસ્તુ, (૨) રાગ, (૩) તાલ અને લય (૪) તેના અલંકારો અને (૫) અભિનય એમ ગણી શકાય. વસ્તુ વિષે ઉપર મુજબ વાત થઈ. હવે બાકીનાં અંગો તપાસીએ.



થોડાં વર્ષો પહેલાં ગરબાનો રાગ તથા ગાવાની હલક વિગેરે જુદાજ પ્રકારનાં હતાં. જ્યારે આજકાલ સુધરતા જમાનાને અનુસરીને ગરબામાં નવીનતા લાવવા અને તેને બીનહરીફ બનાવવા માટે રાગ–રાગણીઓનો ઉપયોગ કરવામાં આવે છે. પરંતુ અમુક જ રાગમાં ગવાતા ગરબાઓ ઝમકવાળા જણાય છે. સારંગ, માલકોષ, ભૈરવી, બહાર, બિહાગ, ભિમપલાસ વિગેરે રાગો ગરબાઓ માટે સરસ ગણાય, મરડીમચડીને બેસાડવામાં આવતા રાગો જેવા કે જયજયવંતી, વસંત, લીલાશ્રી, ભૈરવ વિગેરે ગરબાની ઝમકમાં કંઈક અંશે ન્યૂનતા લાવે છે.

ગરબા એ સંગીતનો એક પ્રદેશ છે એટલે તેમાં સાજની જરૂર પડે એ સ્વાભાવિક છે. તાલ એ ગરબાની સૌથી મહત્વની વસ્તુ છે; અને તેને માટે મૃદંગ અથવા ઢોલક, હાથની તાળીઓ તથા પગની ઠેસીનો ઉપયોગ થાય છે. અન્ય સાજોમાં દાંડીઆ, પ્રાશ્ચાત્ય દેશોનું અને તેને અનુસરીને આપણા દેશમાં ઘેરઘેર ઘૂમતું અને સહેલાઈથી વગાડી શકાય તેવું હોવાથી દરેકને પ્રિય થઈ પડેલું હારમોનિયમ, પગનાં ઝાંઝર તથા મંજીરા વિગેરેનો સમાવેશ થાય છે. રાસો માટે મૃદંગ અને ઝાંઝ. જ્યારે

રાસડા માટે ફક્ત ઢોલક બસ છે. ગરબામાં ઝાંઝર, હાથની તાળીઓ, મૃદંગ વિગેરેનો અવાજ સામ્ય હોય છે. જ્યારે રાસમાં દાંડીઆ અને ઝાંઝનો અને રાસડામાં તાળીઓનો અવાજ બહાર પડતો હોય છે. જે ગરબાઓમાં દાંડીઆનો ઉપયોગ કરવામાં આવે છે. તેમાં તાલની લય વધતાં તેનો દેખાવ રાસ જેવો થઈ જાય છે. માટે આવા ગરબાઓમાં લય મધ્યમ હોય તો વિશેષ શોભે છે. આ અલંકારો ઉપરાંત ગરબે રમતી બ્હેનોની વય, તેમનાં વસ્ત્રો અને તે પહેરવાની ઢબે તથા બીજી જુદી જુદી સામગ્રીઓ ગરબાના દેખાવને, તેની ઝમકને, અને કલાને ઓછીવત્તી અસર કરે છે.

હવે વિચાર કરીએ અભિનયનો. આજકાલ સિનેમા સૃષ્ટિએ માનવ જીવન ઉપર અનહદ અસર કરી છે અને જીવનના આ પ્રસંગમાં એટલે કે ગરબામાં પણ તેણે માથું મારવું બાકી રાખ્યું નથી. સિનેમાસૃષ્ટિના અભિનયો ધીમે ધીમે ગરબામાં પણ ઘૂસવા લાગ્યા છે અને તેમાં વિશેષે કરીને નૃત્યના લાક્ષણિક અભિનયો રંગભૂમિ પર નાટ્યસૃષ્ટિ અને સિનેમાસૃષ્ટિને અનુસરીને કરવામાં આવતો રંગબેરંગી વિજળી દિવાઓનો ઉપયોગ સૌંદર્યતામાં વધારો કરવા જતાં ગરબાની લાક્ષણિક સૌંદર્યતાનો અને કલાનો લોપ કરે છે. ફેંકવામાં આવતો વિજળી પ્રકાશ ગરબાને નાટ્ય અને કૃત્રિમતા દૂર કરવા સાંજનો સમય ગરબાઓ માટે ઉત્તમ છે.

ગરબાનો વિષય ધ્યાનમાં રાખીને ગરબાના ઉપયોગી ઉપરોક્ત તત્ત્વો એટલે કે રાગ, સાજ અભિનય વિગેરેનો ખ્યાલ કરવો જોઈએ. દાખલા તરીકે, 'પનિહારી'ના ગરબામાં ઘડાઓનો ઉપયોગ અમુક પ્રકારનાં વસ્ત્રો અને પનિહારીને છાજતા અભિનયો યોગ્ય ગણાય, જ્યારે 'ફૂલ'ને લગતા ગરબાઓમાં દાંડીઆ કે દાંડાઓનો ઉપયોગ હાસ્યાસ્પદ જણાય એ દેખીતું છે. તેને બદલે હાથમાં ફૂલો અને ફૂલને આકૃતિને યોગ્ય કરવાની ઢબ સુંદર દેખાય. તેવી જ રીતે 'પૂજન'ના ગરબામાં પૂજનને યોગ્ય અલંકારો હાથમાં ફૂલ-છાબ અને પગમાં ઝાંઝર તથા પૂજનના હાવભાવો અને અભિનય તથા ઘીના દિવાઓનો ઉપયોગ આબેહુબ પૂજનનો ખ્યાલ આપે. આ તો અમુક દાખલાઓ છે. દરેક વિષય માટે વર્ણન કરવું અસંભવિત છે. એકજ વિષયને લગતા જુદીજુદી રીતે વર્ણવવામાં આવેલા ગરબાઓમાં યોગ્ય ફેરફારો કરવાથી ગરબાઓને ભવ્ય અને સુંદર બનાવી શકાય; પણ તેમ કરતાં ગરબામાં વિવિધતા લાવવા જતાં ગરબાની કલાની વિવિધતામાં કૃત્રિમતા આવવી ન જોઈએ. વારંવાર બેસવું અને ઉઠવું તથા કૂદકીઓ ફરવી એ રાસની લાક્ષણિકતા: જ્યારે રાસડામાં એકજ રીતે ફર્યા કરવું તથા અમુક પ્રકારની તાળીઓ હોય છે. વસ્ત્રો સજવાની કલા પણ ગરબામાં અગત્યનો ભાગ ભજવે છે. આગળ જણાવ્યા મુજબ આજકાલ બંગાળી ઢબનો પોશાક ગરબાઓમાં અનુસરવામાં આવે છે પરંતુ આપણે ત્યાં તો સામાન્ય ગૂજરાતની સ્ત્રીઓ દરરોજ પહેરે છે તેવા રીતનો પોશાક ગાવામાં મુંબઈ ઈલાકામાં વપરાતી ગાવાની ઢબ, અભિનયો વિગેરે પ્રાંતિયતા લાક્ષણિકતા બતાવી આપે. આપણા ગૂજરાતમાં આપણા ઉત્સવોમાં, જીવનના પ્રસંગોમાં, બંગાળી ઢબનો પહેરવેશ કે હિંદી ભાષા અથવા ઉત્તર હિંદુસ્તાનનાં અભિનયો શા કામના ?

# એક બ્હેનની સંસાર સુધારવાની કોશેસો

**શ્રી. ડુંગરશી ધરમશી સંપટ.**

બ્હેન અનુસુયાએ પોતાના સંસાર તરફ અંધશ્રદ્ધા, અસુઘડતા, સ્વચ્છંદતા, અસંસ્કારીપણાના વાતાવરણે એના સુઘડ આત્માને મુંઝવી દીધો. એને માર્ગ સૂઝતો નહિ. જરાપણ જુના ઘરેડને બદલવા જતાં ચારે તરફથી વિરુદ્ધતા પ્રકટી નીકળી તેને વીંટી વળતી હતી. એને કોઈ સહકાર આપતું નહોતું. આખા મોટા બંગલામાં તેનું કોઈ નહોતું, પેટની વાત કરવાનું સ્થાન નહોતું તે જંગલની વચ્ચે એકાકી થઈ ગઈ હોય તેવી સ્થિતિ લાગતી હતી. એની વ્હારે ધાયે એવું કોઈ નહોતું. ચારે તરફ નિરાશાના વાતાવરણ હતા. મુંબઈમાં તેની કોઈ સખી પણ નહોતી. સલાહકાર પણ નહોતું. શું કરવું ? ક્યાં જવું ?

અનુસુયાએ પુસ્તકો ખરીદીને તે વાંચવામાં સમય ગાળવા લાગી, એને સારાં પુસ્તકો મિત્રોની ગરજ સારતા હતા. એણે પ્રથમ ગુજરાતી સાહિત્ય વાંચવા માંડ્યું. પ્રેમાનંદ, નરસિંહ મહેતા, નર્મદાશંકરનું પ્રાચિન સાહિત્ય એણે વાંચ્યું. નાનાલાલ, મુનશી, ખબરદાર, ધ્રુવ વિગેરે લેખકોનું નવું સાહિત્ય એણે વાંચ્યું. એણે સંગીતમાં સમય ગાળવા માંડ્યો. પોતે દિલરૂબા સારી વગાડી જાણતી હતી. ધીમે સ્વરે વાજિંત્ર ઉપર એ મધુર ગીત ગાતી હતી. પ્રાતઃકાળે ઊઠી પોતાનું નિત્યકામ પતાવી કસરત કરીને સ્નાન કરી લેતી હતી. પછી પોતાના રૂમને પોતાને હાથે સ્વચ્છ કરી લેતી હતી. સવારનો નાસ્તો પતાવીને થોડાં ઇશ્વર સ્તુતિના પદો તે મધુર હલકે ગાતી હતી. સવારના એક કલાકના વાંચન પછી એ બગીચામાં થોડું ફરતી હતી. થોડો આરામ લીધા પછી જમવાનું તેડું આવતું હતું. એનો બપોરનો સમય એના પ્રિય ચિત્રા લેખનમાં જતો હતો. સાંજે એ પોતાનું એક ઊનનું બંડિયું ગુંથતી હતી, ઘરની દુનિયા સાથે ટૂંકાક્ષરી સવાલ જવાબ સિવાય એને બીજો સંબંધ ન રહ્યો.

અનુસુયા આરામ અને ઉદ્યોગની વચ્ચે સમય પસાર કરતી હતી. પરંતુ આ સ્થિતિ એને અકળાવતી હતી. પોતાની આસપાસ સંસ્કારમય વાતાવરણ ઊભું કરવાનું એને ગમતું હતું. કેમ ઊભું કરવું એ એને સૂઝતું નહોતું. એને અનુભવ નહોતો. એ શાંતિથી વિચાર કરતી હતી. પણ માર્ગદર્શન થતું નહોતું. એ સમજાવવા જતી તો તેનો અર્થ ઉંધો લેવાતો હતો. જો સાસુને કાંઈ કહેવા અથવા માર્ગ દર્શન કરાવવા જાય તો સાસુ બરાડી ઉઠતા બેસ બેસ ડાહલી તું આ વાતમાં શું જાણે ? મેં સિત્તેર વર્ષ કાઢી ધોળા કાઢ્યાં છે મને શું શીખવવા આવી છો ? છોકરાઓને તો ડોસીમા અનસુયાની નજદિક જવા દેતા નહોતા. સાવકી મા તો વેરણ છે એવી છોકરાઓના હૃદયમાં ડોસીમાએ મંત્ર ફૂંક્યો હતો. છોકરાઓના એ તિરસ્કારને પાત્ર હતી.

અનુસુયાને એકાએક સૂઝી ગયું જો ઘરમાં સંસ્કાર લાવવા હોય તો વૃદ્ધ સાસુને અનુકુલ બનાવવી જોઈએ. એના અભાવને જીતવો જોઈએ. ડોસીમાને વશ કરવાથી આખા ગૃહના વાતાવરણને ઉચ્ચ અને શુદ્ધ બનાવી શકાશે. પરંતુ એ જુના સંસ્કારવાળી

બાઈના સ્વભાવને વશ કરવું એ સહેલી વાત નથી. વૃદ્ધા કોઈની વાત સાંભળે તેમ નહોતા. અત્યંત આગ્રહ અને નિશ્ચય ધરાવતા હતા. કાયદો ભારે કઠીન હતો. પોતાની સત્તા અને નિરંકુશ આધિપત્યને કદી પણ તોડવા દે તેમ નહોતું. વાત કરવા પહેલાં તો ડોસી ડચ્યું ભરતા હતા. એને કઈ રીતે વશ કરવી?

આપોઆપ પ્રસંગ અનસુયાના હાથમાં આવી પડ્યો. ડોસીમાએ પ્રસાદની મીઠાઈ વધારે પ્રમાણમાં ખાધાથી એમને દસ્ત થયાં. ડૉક્ટરની દવા કોઈ દિવસે ઘરે ચાખી નહોતી. એટલે વૈદ્યને બોલાવી દવા કરી. પરંતુ પથ્યાપથ્યની દરકાર વગરના વૃદ્ધ શરીરમાં આરામ થયો નહિ. શરીરમાં બળ હતું ત્યાં સુધી ડોસી પાયખાને ઉઠી જતાં હતાં. પરંતુ નિર્બળતા આવતા એમનાથી ઉઠાતું નહોતું. નોકરો નિરંકુશ હતાં. બોલાવતાં પણ સમય કાઢી નાંખતા હતા. બીછાનું બગડી જતું હતું વસ્ત્રો પણ બગડતા તે વારંવાર બદલાવવા માટે ચાકરો બહુ સમય લગાડતા હતા. ધીમે ધીમે રોગ ફેલાયો. અશક્ત શરીરવાળા જાજ-રમાન સ્વભાવના ડોસી શડો પાડી ચાકે ત્યારે કોઈ નોકર મોઢું દેખાડે; વૃદ્ધાનો સ્વભાવ એવો જ છે, એમ જાણી એમના ઠપકા અને આકરાં શબ્દોની કિંમત નોકરોને રહી નહોતી ડોસી બેદરકારી અને સેવાના અભાવથી પીડાવા લાગ્યા.

એક દિવસ ડોસીએ ખુબ શડો નાંખી. નોકરો જમતા હતા. કોઈ આવ્યું નહિ. વૃદ્ધાના કપડાં અને બીછાનું તદ્દન અસ્વચ્છ થઈ ગયા હતા. માંખીઓ ચારે તરફ બમણતી હતી. ડોસીએ અર્ધો કલાક બુમો પાડી છતાં કોઈ આવ્યું નહિ, ડોસી અકળાઈ રોવા લાગ્યા. એકદમ અનસુયા ગભરાઈને પોતાનું ગુંથણકામ પડતું મૂકી બહાર નીકળી આવી.

શું છે મા? કેમ ગભરાવો છો?

આ પીટયા નોકરડા કોઈ આવતાં નથી. મારાં કપડાં તથા બીછાનું બગડી ગયાં છે. શડો પાડી થાકી ગઈ છું. વૃદ્ધાએ રોતાં રોતાં કહ્યું.

અનસુયાએ મધુર શબ્દોમાં એનું સાંત્વન કર્યું. પોતે અભરાઈ ઉપર ગડી વાળેલાં સાસુનાં કપડાં લઈ આવી. પોતાને હાથે સાસુના અંગો ધોયાં, કપડાં બદલાવ્યાં. બીછાનાની ચાદર બદલાવી દીધી. વૃદ્ધાને આરામથી સુવાડી એને ઓઢાડયું. માંખીઓ હેરાન કરતી હતી એટલે પોતાના રૂમમાંથી પંખો લાવી પંખો નાખવા માંડયો. સાસુએ વહુ તરફ આભારની દૃષ્ટિએ જોયું. એ સેવા એના નબળા શરીરને ગમી. તે દિવસથી સાસુની સેવાનો ભાર અનસુયાએ ઉપાડી લીધો. નોકરોને બદલે સાસુનું બધું કામ જાતે કરવા માંડયું.

અનુસુયાએ સાસુ પાસે હવે વધારે વખત ગાળવા માંડયો. દવા પણ પોતાના હાથથી ખવરાવતી. એના માટે પથ્ય ખાવાનું બનાવવાની વરદી પણ એજ આપતી હતી. મુસંબીનો રસ કાઢી પીવરાવતી હતી. કપડાં ધોવરાવવા તેમની વ્યવસ્થા કરવી તે ઉપર પણ દેખરેખ એનીજ હતી. બીછાના પાસે બેસીને પોતાની દીલરૂબા લઈને અનુસુયા વગાડતી હતી. મીરાંબાઈ, સુરદાસ, તુલસીદાસના ભજનો બહુ મધુર હલકથી ગાઈ સંભળાવતી હતી. રાત્રે નિયમિત રીતે ભાગવત વાંચી સંભળાવતી હતી. બીછાનું બરાબર પાંચ છ વખત ઝટકાવીને સાફ કરાવતી હતી. સાસુના સર્વે અંગો ભીના ટુવાલથી સાફ કરાવી ને સુકા ટુવાલથી લુછરાવી નાંખતી હતી. ઠાકોરજીના પ્રસાદ તરીકે મીઠાઈને બદલે તાજા ફળોનો રસ દેવા માંડયો. દવા પણ નિયમિત પાવા લાગી. દર્દીની જાતે વૈદ્યની સૂચના પ્રમાણે સારવાર ઉપર દેખરેખ રાખવા માંડી એના બીછાના ઉપર ધોયેલી સાફ ચાદરો પથરાવા લાગી એનાં કપડાં પણ સાફ

રહેવા લાગ્યા, ઓરડો પણ ત્રણ વખત ફીનાઈલથી લોવાવા માંડ્યો. દર્દીના બીછાના પાસે નાનાં ટેબલ ઉપર દવાની શીશી, પ્યાલી અને દર્દીની સારવારની વસ્તુઓ સંભાળથી મુકાતી હતી. રાત્રે ધૂપ પણ થતો. એટલે માંખીઓની પીડા ઘણે દરજ્જે ઓછી થઈ ગઈ.

વૃદ્ધાને ભાડુતી સેવા બદલ સાચા દીલની સેવા મળી. તેને જરા પણ અનુસુયા ઓછું આવવા દેતી નહિ. શરૂઆતમાં ક્યારે ક્યારે અણસમજણથી સાસુ ચીડાઈ આકરાં શબ્દો કાઢી બોલતા. પરંતુ અનુસુયા તેનો કાંઈ જવાબ આપતી નહિ. મૂંગે મોઢે રોગીણીની શુશ્રુષા કરતી હતી. આથી ડોસીમાને શરમ આવી પશ્ચાતાપ થતો હતો. "હું જ મોઈ એવી છું. વહુ તો બિચારી ગાયની જેમ એક પણ વેણ કાઢતી નથી, એમ એને થતું, ધીમે ધીમે ડોસીનો પ્રેમ પોતાની ખરા અંતઃકરણથી સેવા કરનાર તરફ વળ્યો. ડોસી પાસે બેઠેલી વહુ પાસે પેટની વરાળ અને સુખદુઃખની વાતો કરવા લાગ્યા. અનુસુયા સાસુની વિશ્વાસ પાત્ર બની. એ બહુ મધુર સ્વરે ટુંકા જવાબ આપતી સાસુની વડીલતાની મર્યાદાનું પુરૂં સાંચવણું થતું હતું. વહુની વર્તણુક રીતભાત અને આજ્ઞા આપવાની રીતથી સાસુને પાકી ખાત્રી થઈ કે વહુ બુદ્ધિમાન, હેતાળ અને વ્હાલસોઈ છે. પોતાનું કર્તવ્ય બરાબર સમજે છે.

નોકરો બધાં પોતાના કર્તવ્યને યોગ્ય રીતે સંભાળતા નહોતા. એ કોયડો ભારે મુશ્કેલ હતો. ઠપકાની અસર નહોતી. કામે મુકો તો પાંચ મીનીટના કામને અર્ધો કલાક લગાડે, મોઢે બોલે નહિ. પણ પાછળથી ટકા કરે. કામમાં પણ દૈવત નહિ. વેઠ જેવું કામ કરે. તેઓ પ્રમાણમાં વધારે હતાં. પરંતુ ઉપર યોગ્ય દેખરેખ નહિ હોવાથી સફાઈદાર કામ કરતા નહોતાં. ઓરડાઓમાં ઝાડુ કાઢે પણ ખૂણામાં કચરો અને બારીક રજ પડી હોય. કપડાંમાં ખૂબ સાબુ નાંખી ધૂવે પણ ડાઘા જાય નહિ. વધારે પડતા સાબુના ઉપયોગથી કપડાં તરત ફાટી જાય. સરસ સજાવેલ હોલમાં ફરનીચરની નીચે કચરો પડયો હોય. વારનીસ ઉપર ડાઘા પડયા હોય. હોલના ઉપર ખૂણે ઝારાં બાંધ્યા હોય. હોલના મોટાં ગાલીચાંમાં મહિનામાં એક વખત ધૂળ ઝટકાય નહિ કિંમતી ચિત્રોના કાચ ઉપર પણ ઝાંખા ડાઘા જોવામાં આવે. મોટું ઘડીઆળ હતું પણ તેને કોઈ ચાવી આપી ચલાવતું નહોતું. મોટા હોલના ભોંયતળીઆને પણ ફર્નીચર હટાવીને ફીનાઈલના પાણીથી કોઈ ધોતું નહિ.

રસોડામાં પણ એજ અવ્યવસ્થા હતી. વાસણો ઘણાં હતાં, છતાં સમયસર કોઈ ઉપયોગી વાસણ મળે જ નહિ. કેટલાં છે, અને કેટલાં ખોવાઈ ગયાં તેની કોઈ પૂછપરછ કરે નહિ, કેટલાકમાં સહેજ મરામત કરાવવા જેવું હતું. પરંતુ તે એક ખૂણે ખડકી રાખ્યાં હતાં. રસોઈઆને વરસમાં બે ત્રણ વખત ધોતીઆ મળતાં છતાં એનાં રસોડામાંનાં વસ્ત્રોને અને સ્વચ્છતાને ઘણું છેટું હતું. રસોઈઆની જનોઈ તો મેલથી તદન કાળી થઈ ગઈ હતી. પાણીના ઠામોની આસપાસ લીલું લુગડું પીટાડેલું નહોતું. પાણીના પીવાના ઠામમાં નોકરની ઈચ્છા હોય તોજ પાણી ગરણામાંથી ગાળી નંખાતું હતું. નહિ તો એમજ ચાલતું હતું. રસોડાના ખાળનું ઢાંકણું તૂટી ગયું હતું. તેમા રસોઈઓ બધો કચરો ફેંકતો આથી ખાળમાંથી દુર્ગંધ નીકળતી હતી. પરંતુ તેની કોઈને પરવાહ નહોતી. દેખરેખની ખામી સર્વત્ર દેખાઈ આવતી હતી.

સ્નાનઘર પણ ભારે લપસણું હતું. થોકબંધ સાબુ અને ફિનાઈલ વપરાતાં હતાં છતાં સ્નાનઘરમાં અજાણ્યો માણસ લપસી જાય એટલી લપસાણ હતી. સ્નાનઘરની બારીમાં બે કાચ તુટી પડયા હતા ને સમરાવવાની

કોઈ ને ફુરસદ નહોતી. બારીમાં કેટલાક મહિના સુધી કોઈએ ધૂળ ખંખેરી નહોતી. સ્નાનઘરની બે ખીલીઓ ભાંગી ગઈ હતી. પરંતુ તેના કરતાં પણ સંડાસની હાલત વધારે ખરાબ હતી. સંડાસની કૂંડી એકદમ મેલી હતી. ઉપર જાળાં બાઝયાં હતાં. એવી ઊંચી બારીમાં ધૂળના પડ વળેલ હતાં. સંડાસમાંથી ચાલુ બદબો નાસીકાને સ્પર્શ કરતી હતી.

કોઠારમાં પણ સંપૂર્ણ અવ્યવસ્થા હતી. ઊંચું ધાન્ય આવતું છતાં એમાંથી ઝીણી કાંકરી અને કસ્તર પુરાં કોઈ સાફ કરતું નહોતું. ચોખાની મોટી પોલાદની કોઠીમાં સફાઈને અભાવે ધનેડાં પડ્યાં હતાં. કોઠારમાં ઉંદરોએ દરો કર્યાં હતાં પણ તે પુરાવવાની કોઈને ફુરસદ નહોતી. કોઠારમાં કેટલું ધાન આવે છે, કેટલું ખપે છે, કેટલું ચોરાય છે, તેનો કાંઈ હિસાબ નહોતો. દેખરેખ વગર ખૂબ પોલ ચાલતી હતી. શાક દરરોજ એક રૂપિઆનું જોઈતું હતું. પરંતુ એમાંથી રૂ. ૦|= થી રૂ. ૦|| રસોઇઆના ગજવામાં પડતા હતા. આથી ઘણી વખતે વાસી શાક પણ રંધાતું હતું. ઘી દૂધનો પણ ઠીક ઠીક બગાડ હતો, ખાંડ, સાકર, ગોળ પણ કેટલા આવ્યા ને કેટલાં વપરાણાં તેનો હિસાબ નહોતો. ડોશીમા પાસે ભંડારની ચાવી રહેતી. પરંતુ વૃદ્ધા પૌત્ર પૌત્રી અને દર્શનમાંથી આ સર્વે ઉપર દેખરેખ રાખવા જેટલો સમય મેળવી શકતાં નહિ. ક્રમશઃ



## સમુદરને–



જાવું હો સમદરને પાર

સુકાની !

જાવું હો સમદરને પાર.

ક્ષિતિજે સંધ્યાને તિમીરે આવરી,
સોહન્તી ચંદાથી શરદ વિભાવરી
અંતરમાં સ્વપ્નોની હાર.

—સુકાની૦

સાગર સંગીત મ્હારા હૈયું નચાવતું
ત્હારે કો ગીત જૂની પ્રીતને જગાવતું
હૈયામાં કોના પુકાર ?

—સુકાની૦

સાગરની પાર એક સમદરની કુંજમાં
રમવાને રાસ નવા ફૂલડાના પૂંજમાં
કુદરતનો વાગે સિતાર !

—સુકાની૦.

વિદ્યુત મ્હેતા.

# મુલ

નાટિકા

લેખક : પુષ્કર ચંદરવાકર.

: પાત્રો :

રૂખી
ગંગામા
ભીખલો
બબલો
હમીર

[ આત-ઘરની નાનકડી ચાલી છે. બધા ઘરો બેઠેલ ઘાટના છે. ઈંટોથી ચણેલ છે. ભીંતોની લાલ ઈંટો ડોકિયાં કરી 'આવું' 'આવું'ની બાંગ આર્દ્ર સ્વરે પુકારી રહ્યાં છે. છાપરું નળિયાંથી મઢેલ છે. આગળનું ઑાતિયું તદ્દન ભાંગી ભુક્કા થઈ ગયું છે. બેઉ પડાળના નેવાં અવ્યવસ્થિતપણે મહાલી રહ્યાં છે. જેટલી સ્વતંત્રતા નેવાંએ લીધી છે તેમાંથી કેટલાય અંશે બઢતી સ્વતંત્રતા ઑાતિયામાં છે. ને ઉપરના નળિયાએ તો છૂટની હદ જ ઓળંગી દીધી છે. તે હદ ઓળંગાવવામાં તેમને કેડ બાંધી મદદ કરનાર કૂતરો, ઘોઘર, સમળી ને છોકરાંના નામ ઉમેર્યા વગર ચાલે તેમ નથી.

છેડા પરની બે ઓરડીઓ અન્ય ઓરડીની તુલનામાં સુઘડ વ્યવસ્થિત ને ઠીક ભાસે છે. આંગણામાં છણાછણતી છીંકો આવે તેવી સ્વચ્છતા છે. મેંદીના બે છોડવા આંગણામાં લહેરી રહ્યાં છે. છોડવાને વીંટી એક પોથીની વેલ આડી અવળી થઈ ઠેઠ છાપરે ચઢી બેઠી છે.

છેડા પરનું ઘર રૂખીનું છે. બાજુમાં ગંગામાનું ઘર છે.

મહેમાન મેઘરાજાના પરતાપે ખરબચડી જમીનમાં પાણીનાં ખાબોકાડાં ભર્યા છે.

ગંગામા હાથમાં દાતરડું લઈ દાતરડાની ચાંચ વતી ધરતી કોરી રહ્યા છે. બાજુમાં મરકતો મેંદીનો રોપો પડ્યો છે. સૂરજ આથમું આથમું થઈ રહ્યો છે. ચોવીસ વર્ષની રૂખી પ્રવેશે છે. ]

**ગંગામા** : ( રોપાને બોંયમાં રોપતાં ) આજ તો વહેલી આવી કેમ ?

**રૂખી** : ( ઉચેથી શ્વાસ લેતાં. ) હા.

[ રોપણ ક્રિયા આગળ ધપે છે. ગંગામા રોપાના મૂળમાં માટી ધરોબે છે. ]

**ગંગામા** : કાં દીકરી ! ધનીમાના કાંઈ વાવડ.

**રૂખી** : કંઈ નથી.

**ગંગામા** : કંઈ નથી ?

**રૂખી** : સમાચાર કાંવે તો તો નાશી ગયા કહેવાય ખરા કે ? તો તો રીસામણું કે'વાય. રીસામણું ય પછી તો તેય ન કે'વાય, બહારગામ ગયાનું કે'વાય એ તો.

**ગંગામા** : ભીખલો આજ નથી આવ્યો હજુ ?

**રૂખી** : ક્યાંથી આવે એ બિચારો ! મૂઆ. આ હોટલવાળા ય આઠ વર્ષના છોકરાં પાસેથી કેટલું કામ કરાવે છે ! સવારના પાંચ વાગે છોકરાંને બોલાવે તો યં સાંજે પાંચ વાગે ન છોડે: ટાઢ હોય કે વરસાદ, હોય પણ રાતે દસ વાગે છૂટે: બિચારો ઊનો..

**ઊનો** : બાજરીઆજરીનો રોટલો ય ભાળતો નથી. આવે છે ત્યાં હરી હીકરું થાય છે, રાંધણું ય કોઈ તેમને પૂછનાર જ નથી.

**ગંગામા** : રૂખી ! દીકરી !

[ ગંગામા શાંત બેસી રહે છે. ]

લે ! કંઈ નહીં દીકરી.

**રૂખી** : ના, હોઈ તે કહો ને !

**ગંગામા** : દીકરી નહીં, કાંઈ નહીં.

રૂખી : ત્યારે વેણુ કંઈ અમથું નીકળે ખરું કે ?

[ રૂખી ગંભીર બને છે. ]

ગંગામા : દીકરી ! ઓછું આવ્યું ? પૂછું ?

રૂખી : (મોં પર આછું હાસ્ય લાવતાં.) ત્યારે પેટ છૂટી વાત કરતાં હો તો સાડી.

ગંગામા : ભીખલો એના બાપ ધનીયાને કોઈ દા'ડો સંભારે છે ?

[ પડી ગયેલા મોંએ ભીખલો આવે છે. સમડીના રંગ જેવાં કપડાં છે. કપડામાં નથી કાગડાની કાળાશ કે નથી બગલાના રંગનો ઉજેશ. કપડા પર અસંખ્ય નાના મોટા ચાના ડાઘ છે. ચડ્ડી, બાંડિયું ને છ ખૂણીયા ટોપી રહી ગઈ છે.]

ભીખલો : (રૂખી પ્રત્યે.) મા ! ઘરે ચાલને !

રૂખી : ચાલો.

ગંગામા : (ભીખલા પ્રતિ.) ભીખલા ! કેમ મારી જોડે નથી બોલવું આજ ? રૂખીને કેમ ઘરે તેડી જાય છે ? લે કંઈક ખાવાનું.

[ ગંગામા ઓરડીમાં જાય છે. ઘરમાંથી ગોળનું દડબું લાવે છે. ભીખલો દડબા તરફ બેદરકાર રહે છે. તેની માનો સાડલો પકડી ઘર પ્રતિ તાણી રહ્યો છે.]

ભીખલો : મા ! ચાલને ખબર કાલ વાતું કરજે.

રૂખી : આ માની જોડે વાતો કર.

ભીખલો : (ભરાઈ ગયેલા હૈયે) પહેલાં ઘરે ચાલ પછી વાતું.

[ રૂખીને આ જાણુ થાય છે. રૂખી ઘર તરફ જાય છે.]

રૂખી : (ચાલતાં) મા ! બેસો લ્યો. છોકરાંને ઉનું કરી ખવડાવું. મોડેકથી આવજે ને !

ગંગામા : ભીખલા આવજે બેટા !

[ ભીખલો ચૂપચાપ મા જોડે ચાલી નીકળે છે. રૂખી પણ સાથે જ છે. રૂખી ઘર આવતાં ગજવામાં કુંચી શોધે છે.]

ભીખલો : મા ! બાપુ ક્યારે આવશે ?

રૂખી : ભીખલા ! કામ હતું બેટા ?

ભીખલો : ના, ના.

[ભીખલાને ડૂમો ભરાઈ આવે છે. ઓરડી પાસે પહોંચે છે. કુંચી મળતી નથી. રૂખી એકદમ પુત્ર સામું જુએ છે. ભીખલાનું માથું તેના મોં સામું કરી એકી ટસે જોઈ રહે છે.]

રૂખી : (ગદ્‌ગદ્ કંઠે.) ભીખા! વીરા ! કેમ રોવા જેવો થઈ ગયો છું ? ( ભીખો ડૂસકાં ભરે છે. પ્રત્યુત્તર મળતો નથી. ) ભાઈ! કેમ રડે છે. કોઈએ ગાળભેળ દીધી છે ? શેઠે માર્યો કર્યો છે ? નોકરીમાંથી કાઢી મેલ્યો છે ? શું છે ?

(ભીખલો નીચે બેસી જાય છે. રૂખી ગોઠણુ પર બેસે છે. )

રૂખી : નોકરી નથી થતી ? તો આપણે નોકરી નથી કરવી.

ભીખલો : ( રડતાં રડતાં ) મા ! નોકરી થાય છે. પણ ચાલીના ચોકીયાત હમીરાએ વાતવાતમાં કોઈ એના ભાઈબંધને કીધું કે રાંડને ફટવતો નહીં. નહીંતો ધનીયાની જેમ ઘર મેલવાના દી' આવશે. જો! ધનીયો ગયો આજની ઘડી ને કાલનો દી બાયડીના પાપે.

રૂખી : હમીરો ?

ભીખલો : ( જરા શાન્ત થતાં.) હા.

રૂખી : ભાઈ ! તું મોટો થઈશને ત્યારે પહેલેથી માંડીને તારા બાપુની વાત કરીશ. અત્યારે તું લીલાલ્હેર કરને !

ભીખલો : ( હઠીલાઈથી.) ના, કહેને પહેલાં તું.

રૂખી : ( તદ્દન શાન્ત થતાં. ) કહું ? ચાલીના છેડે વાણીયો રહે છે ને ? તે એના પૈસા માગતા હતા. તે...તે...પૈસા નહીં હોવાથી ગયા છે.

ભીખલો : પણ તેમાં તારો વાંક શો ?

રૂખી : જો. વાણીગો આવેલ ને ગોલફેલ ફળીયામાં ઊભો બોલતો તે મેં કીધું કે ભૂખ્યા રહીને પૈસા ભરી દ્યોને. લે રાત-પાળી વધારે કરીશું પણ જમને આંગણેથી કાઢોને.

ભીખલો : તેમાં તારો શેનો ગુનો ? તેં સારું કીધું.

રૂખી : હારતો. પણ કો'કે ચડાવ્યા કે સાળા બાયડીના ચીલે ચાલ છ. મરદ હો તો દેવું ભર્યાં પછી ગામમાં પગ મૂક. એટલે ગયા.

[રૂખી કુંચીને સાલ્લાના પાલવેથી છોડી ઓરડી ઉઘાડવા પ્રયત્ન કરે છે.]

ભીખલો : ઓહો! એમાં શું? પણ હજી દેવું છે!

રૂખી : (હસીને.) તારે કેમ ? શું કામ છે ?

ભીખલો : જો, મા ! આ મારા પાંચ રૂપિયા આવે છે ને તે એમને પાધરા આપી દેવા.

[રૂખી એકદમ હસી પડે છે. ભીખલો હાસ્યને સમજતો નથી. બાઘા જેવો રૂખી સામું જોઈ રહે છે.]

રૂખી : ભાઈ! તું તો જબ્બર ઉદાર નીકળ્યો! પણ રૂપિયો આપું છું તે બંધ થશે એ મને આપીશ બધા તો.

ભીખલો : (ગાંભીર્યથી) નહીં વેડફું અહીં તહીં, બીજું શું. સૌને હોય તેના જ ઉછાળા હોય છે ને!

[રૂખી જાણે પુત્રનું માનસ વાંચતી ન હોય તેમ અનિમેષપણે ભીખલા સામું જોઈ રહે છે.]

રૂખી : (માર્મિક રીતે.) સારું હો, હવે એમ કરીશું.

ભીખલો : કરીશું શું; કરવાનું જ.

રૂખી : (લુચ્ચાઈથી.) પણ ભરી દીધું હોય તો.

ભીખલો : તો તો કાલે જ બાપુને કાગળ લખી તેડાવવા. માડી! સરનામું આલ્ય બાપુનું. આજ હવે તો કાગળ લખવાનો.

[તાળું બાઝી ગયું છે. રૂખી રકઝક કરે છે.]

રૂખી : ભીખલા! આજકાલ તો રાયના બંગલેથી માંડીને તે રાંકની ઓરડી સુધી રકઝક થઈ રહી છે. જો આ તાળું સાક્ષી. ઉઘડતું નથી. ને રકઝક કરાવે છે. છે તે જબરું. [આછું સ્મિત કરે છે.]

ભીખલો : માડી! હવે તો કકડીને ભૂખ લાગી છે.

રૂખી : ભીખા ! વાંક છે બાપુ તારો. પણ એધે પડ્યું છે જેમ હમેશ પડ્યો છે તેમ. (તાળું ઉઘડે છે.) જો! જો. માન્યું ખરું. લે ગરમાગરમ આજ–તમે બોલો છો ને તેમ – કરી દઉં રોટલો.

ભીખલો : ઘઉંનો લોટ છે ઘરમાં ?

રૂખી : હા, વીરા.

ભીખલો : ત્યારે આજ ઘઉંનો જ રોટ[લો] કરને ! ઘણા દા'ડે નીરાંતે ખાઈએ.

[ઘરમાં રૂખી પ્રવેશે છે. ભીખ[લો] બારણે શાખ પકડી બહાર ઉભો છે આ[મ] એવી રીતે છે કે ઓરડીની ધણી ખ[ા]... ઢીલચાલની ચાડી ખાય છે. ઘર[માં] ઘનઘોર અંધારું જામી ગયું છે. રૂ[ખી] કોડીયું પ્રગટાવે છે.

રૂખી નામના અજવાળામાં[થી] ઉંબરમાં આવે છે. હાથમાં કાગળ[ની] ટોપલીમાં ઘઉંનો લોટ ને પાણી છે. પા[ણી] એટલું બધું પડ્યું છે કે ટોપલીને ભીંજ[વી] નાખી છે. લોટ તો ઉપરથી વહેવડાવ[ી] કાઢ્યો છે ઘણો ખરો. ]

રૂખી : (નિસાસો નાખતાં) હે ભગવાન આટલો ય અમી છાંટો તો આપ્યો મારા લોટને ય ઠેકાણે પાડી દીધો.

રૂંછડાવાળી ઉંચી દીવાલની કાળી ટોપી છે. કાળો ગરમ-મેળામાંથી ખરીદેલ-કોટ રહી ગયો છે. લાંબો ને પહોળા પાયજામો લેધો છે. મોટી મોટી મૂછો છે. હાથમાં ઝીણી નેતરની સોટી 'ચમ' 'ચમ' ચીરો નાખી રહો છે.]

**હમીર :** (રોફ બંધ રીતે.) રૂખલી! ભાડું લાવ.

**રૂખી :** (ઓરડીમાંથી જ.) મારો પગાર મીલમાંથી નથી થયો. આક દી' રહીને આવજે ને!

**હમીર :** શું? શાહજાદીની દીકરી પાછળ ધક્કા ખાવા કાં?

**રૂખી :** હાથમાં પૈસા નથી એટલે!

**હમીર :** પૈસા નથી? પેલા તારા સગલા વાણીયાને તો ઝટપટ આલી આવછ તે અતારે પૈસા નથી! છોકરાંને સમજાવજે. આ હમીરકાકા નહીં સમજે.

**રૂખી :** (અત્યંત નમ્ર ભાવે.) કોઈ દી' રકઝક કરી છે? આજ હાથમાં પૈસા નથી તે વાયદો આપું છું.

**હમીર :** નહીં ચાલે. કાયદા પાસે નહીં ચાલે. મારો કાયદો ના કહે છે.

**રૂખી :** હમીર! ભાઈ! આજે તો લોટ પલળી ગયો.

**હમીર :** (બેદરકારીથી) પલળી જાય.

**રૂખી :** નળીયા નથી આપ્યાં લાગતા હજી.

**હમીર :** (ક્રોધથી) નથી આપ્યાં એમ કહે છે? તારા માટે થઈ હવે તો મારે નળીયાં ચાળવાનું શીખવા માણસને વલાયત મોકલવો પડશે.

**રૂખી :** ભાઈ! વલાયત વગર વલાયતની કાં વાત કરૂં છું. પણ સારી રીતે નથી ચાળ્યાં.

**હમીર :** ગોળ નાખો તેવું ગળ્યું થાય. આલી બત્રી ફદુડી. મારે તો એટલા આ બુટ ઘસાવવાના થાય છે. સમજી. રૂખલી! જબરી પાકી છું. ભાડાની વાત ઠીક ઉડાવી દીધી એમ કરીને.

**રૂખી :** હમીર! અચુક આવતા અઠવાડિયે લઈ જજે.

**હમીર :** એક વાર કીધું. અમે નવરા બાબર નથી. તે વારે વારે તારી પાછળ ભમવા નીકળીયે.

**રૂખી :** નથી પણ, ઉછીતા આલે...

**હમીર :** નથી? ન હોય તો રાચ વેચ. ઠામ ઠીકરૂં વેચ, છોકરાને વેચ ને તેમ છતાંય ન ભરાય તો પંડયે વેચાય, પણ મારે તો વેળાસર ભાડું જોઈએ.

**રૂખી :** ભાડું આલવાની ના પાડું છું?

**હમીર :** ના ક્યાં પાડે છે? આ તો હસુકલા કહે છે. પણ ખબર નહીં હોય કે આ તો સધીનું લેણું છે. જમ જમીન થવા આવશે તો ય હું નથી છોડવાનો.

**રૂખી :** (કરગરતાં) વીરા! સાત પૈસા રોકડા ગજવામાં પડ્યા છે. એમાં ચાર દા'ડા રોડવવાનું છે. લે, જો. જૂઠું બોલતી હોઉં તો!

[રૂખી ગજવામાંથી પૈસા કાઢી બતાવે છે.]

**હમીર :** તમે લોક રસ્તા વાળનારની મસીઆઈ છો તેની મને ક્યાં નથી ખબર કે તમારા ચાળાએ હું ધડકું! વળી દમ ભીડાવવા ય શીખ્યાં છો. ગંગડી ડોશી કાલ શેઠ પાસે મારી રાવ લઈ ગઈ હતી કાં?

**રૂખી :** ભાઈ! મને શી ખબર?

**હમીર :** શી ખબર! (ખડખડાટ હસતાં) એ શું કરી લીધું? જો ડીલ સામું જો. બચકું ક્યાંય ભર્યું છે? કે પાતળો થયો છું? બે વેણ કઈ કાઢી મેલ્યા શું કરે? પણ જોઈ લ્યોને હવે. તારું આજ ભાડું લીધા વગર નહીં જાઉં.

**રૂખી :** ભીખલાના સમ ખાઈને કહું છું કે સાત પૈસા સીવાય કંઈ રોકડું નથી.

**હમીર :** તું તો હેવઈ ગઈ છું.

**રૂખી :** એકના એક છોકરાના સમ ખાવા.

**હમીર:** એટલે જ ધનીયાને કાળા કાન કરી કાઢ્યો ને! ચૂડલાનું સુખ ન ઇચ્છ્યું ત્યાં વળી આ છોકરાનું શું!

[ રૂખીનાં આંખમાં આંસુ આવે છે. આડું મોં કરી આંસુ લૂછી કાઢે છે. ]

**રૂખી:** હમીર! મારું અખેપાતર આ ઘંટી લઈ જા. બીજું તારી ભાડા પેટે નથી તને પોહાય તેમ.

**હમીર:** એ ઠીક કહ્યું. છાતીએ બાંધી ગામમાં ફરાય. દુનીઆ આખી મને હવે બરાબર ચાલીના ચોકીઆત તરીકે જાણે. ( રૂદ્ર સ્વરૂપ લેતાં ) અલ્યા, શરમાતાં નથી વગર ભાડે ઘરમાં રહેતાં!

**રૂખી:** ઘંટી રાખ્ય ઘેર. પૈસા આપ્યે છોડાવી જઈશ.

**હમીર:** ( છણકો કરતાં ) ન જોઈએ.

[ રૂખી ઉભડક પગમાં માથું નાખી વિચારમાં પડી છે. ઉંબર વચ્ચે છે. હમીર ઘરમાં દાખલ થાય છે. બધું આડું અવળું ફેંદે છે. અંદરથી રાચરચીલું ફેંકે છે. ગોદડાં ફેંકે છે. ઘે ભરી કાઢેલ ખાબો-ચીઆમાં આવતાંકનું તે પડે છે. બે થાળીઓ ઉપાડી ફેંકે છે. કચરાની કચરોટ ફેંકતાંજ ની વિષ્ણુપદને પામે છે. દાણા ભરવાનાં હાલ્લાં તથા લોટ ભરાવાનું હાલ્લું ફેંકે છે, તે સર્વે નિમકહરામ નીકળે છે. પાણીનો ગોળો ફેંકે છે તે રૂખી પર પડે છે, રૂખીને તરબોળ કરી મેલે છે. ઓમાંથી ઘરની ઘરવખરી સર્વે ફેંકી

( ઉંબરમાં આવીને ) ઉઠી માનસર ચાલી જા, નહીં તો તું ય ગોળાની જેમ ફસાઈ જવાની.

[ રૂખી બેફાટ રડતી હોય છે સાંભળી ગંગામા આવે છે. ] ઉઠ ઢાંગીલી, નહીં તો ઉપાડીને ફેંકીશ.

[ હમીર નીચે નમે છે. રૂખી પકડે છે. ] ભાગ અહીંથી. તારા જીવતા પાપ માટે આ નથી.

[ ગંગામા લગોલગ આવી પહોંચે

**ગંગામા:** શું છે હમીર યાં?

**હમીર:** જાવ ડોશીમા જાવ. ચોવટ ઘડા ન હોય. ભગવાન ભજો. પાપ ધોવે તો કો'ક દી પાપ ફરી વળશે.

[ રૂખી બેફાટ રડ્યે જાય છે. સુઝી ગઈ છે. ]

**રૂખી:** ( રડતાં ) ગંગામા, આજ માનવી રામ ગયા છે. મને એકને જ બળવા દોને!

[ હમીર હસે છે. ઉપરના શ ચાળા પાડે છે. ને 'રામ' શબ ભાર દઈ પુનઃ ઉચ્ચારે છે.

ગંગામા મૂર્તિવત્ થઈ ધીજી છે. રૂખી આડી થઈ આક્રંદ કરી રહી

( પડદો. )

# નવ વરવધૂને—



[ શાર્દૂલ વિક્રીડિત. ]

ગાતાં મંગલ ગાન આ મન બધાં, આંખો વદે આશિષો,
વેરે પુષ્પ પથે પથે કર, ભરી મોદે ભર્યાં સ્નેહીઓ,
પ્રાચીમાં પ્રકટી ઉષા–અરુણ આ, આવી ઊભી વ્યોમમાં,
સંસારે સહુ શોભતાં વિલસતાં, એવાં ઊભો પ્રેમમાં.

卐

બોલે મંગલ બોલ કૈં અલિ ગણો, પદ્મો કરે આરતી,
દોડે હર્ષ ભરી બધે અનિલને, શોભા ધરે વ્યોમથી,
આરાધે સુર મંડલો મધુસ્વરે, યોગીજનો પ્રાર્થતા,
સંસારે ડગ માંડતાં શિવ–ઉમા, જેવાં રહો શોભતાં.

卐 卐

વાગે ઢોલ મૃદંગ દિશપટમાં, મેઘો કરે વંદના,
નાચે ભાવ છટા ભરી અભિનયે, વિદ્યુલ્લતા તાનમાં,
હર્ષે રંગકલા જડયા ગગનમાં, દેવો બધા હર્ષથી,
લક્ષ્મી–કાંત સમા રહો ! વિચરતાં, સોહંત સંસારમાં.

卐 卐 卐

રક્ષો ધર્મ ! સદાય કાલ તમને, શુદ્ધિ ભરી ચિત્તમાં,
રક્ષો અન્ન ! સદાય કાલ તમને, શક્તિ ભરી અંગમાં,
રક્ષો વિત્ત ! સદાય કાલ, આવી બધા વૈભવો,
રક્ષો ઈશ ! સદાય કાલ તમને, છેદી બધાં સંકટો.

卐 卐 卐 卐

—સરસ્વતીચંદ્ર મજમુદાર

# માનવતા અને જાતિયતા

અનુવાદક—કેશવલાલ કાશીરામ જાની, બી. એ, એસ. ટી સી.

ઘણાં વર્ષ પહેલાંની વાત છે. મથુરામાં હોમ સાહેબ કલેક્ટર હતા. તેમની મડમ ગુજરી ગઈ હતી. ફક્ત પાંચ વર્ષનો એક દીકરો હતો — જેમ્સ. સાહેબનો અન્તકાલ નજીક આવ્યો ત્યારે તેમણે પોતાના પરમ મિત્ર પંડિત કમલાકિશોર શાસ્ત્રીને બોલાવ્યા, અને પોતાના પુત્રનો હાથ તેમના હાથમાં મૂકી બોલ્યા, "ડિયર શાસ્ત્રી! હવે મારી છેલ્લી ઘડીઓ છે મારી પાસે આ સાડાત્રણ લાખ રૂપિયા છે તે લો. આ છોકરાને આપનો જ પુત્ર માની ખૂબ ભણાવજો. આઈ. સી. એસની પરીક્ષા જરૂર પાસ કરાવજો. આ જ મારી અંતિમ ઈચ્છા છે."

(૨)

શાસ્ત્રીજીને હરિપુરના જમીનદાર તરીકે વાર્ષિક ત્રીસ હજાર રૂપિયાની આવક હતી. તેમણે જેમ્સને પોતાનો પુત્રજ માન્યો. દૈવયોગે શાસ્ત્રીજીને કંઈ સંતાન નહોતું. તેમણે જેમ્સનું હિન્દુ નામ રાખ્યું — લલિતકિશોર પંડિત. લલિતને ત્રણ શિક્ષકો ભણાવવા આવતા. સંસ્કૃત, હિન્દી, ઉર્દૂ અને અંગ્રેજીનું શિક્ષણ શરૂ થઈ ગયું હતું. જેમ્સ કોઈકવાર અંગરખું અને ધોતિયું પહેરતો, તો કોઈ કોઈવાર કોટ પાટલૂન પહેરતો, તે હિન્દી સ્પષ્ટ બોલી શકતો અને હિન્દુ છોકરાઓની સાથે હિન્દી રમતો, રમતો. 'લલિત' કહીને બોલાવે તો જવાબ દેતો, અને જેમ્સ કહીને બોલાવતાં પણ હોંકારો દેતો. તેનાં બન્ને નામ પડી ગયાં તે પંડિતજીને પિતાજી અને પંડિતાણીને 'મા' કહેતો. જ્યારે લલિતે એન્ટ્રન્સ પાસ કરી ત્યારે પંડિતજી છેલ્લા શ્વાસ લેતા હતા. તેમણે પોતાની સ્રીને કહ્યું, "હવે હું તો જાઉં છું! રામ રામ! રોશો કકળશો નહિ, લલિતને આઈ. સી. એસની પરીક્ષા જરૂર પાસ કરાવજો. તેને વિલાયત મોકલજો ત્યાં તે બી. એ. પાસ થઈ આઈ. સી. એસ. નો અભ્યાસ કરશે, મારા મિત્ર હોમ સાહેબની અંતિમ ઇચ્છા જરૂર પુરી કરજો. સારી જાગીર વેચાઈ જાય તો ફિકર નહિ! તેને આપણા દીકરાની જેમ જ રાખજો. જેમ્સને નામે સાડાત્રણ લાખ રૂપિયા બેંકમાં જમા છે તેને અડશો નહિ. તે મોટો થાય એટલે તેને સોંપી દેજો."

(૩)

જેમ્સ વિલાયત ગયો. ત્યાં પાંચ વર્ષ તે ભણ્યો. પહેલાં ઑક્સફર્ડ યુનિવર્સિટીની બી. એ. ની પરીક્ષા પાસ કરી, અને પછી આઈ. સી. એસ. ની પરીક્ષા પણ પસાર કરી. તેની ધર્મમાતા હજારો રૂપિયા નિયમસર મોકલતી રહી. કેમ જાણે પેટનો દીકરો જ હોય! દીકરો પરદેશમાં દુઃખી ન થાય, એટલે જેમ્સ જ્યારે ૫૦૦ મંગાવતો ત્યારે તે ૭૦૦ મોકલતી. આ બાજુ ગુમાસ્તાઓએ હિસાબમાં ધમાધમ કરવા માંડી. કેટલુંક જમા જ ન કર્યું, અને આપ્યું તે કરતાં વધુ ઉધારતા ગયા. ગામમાં બીજા ત્રણ જમીનદાર—મિશ્રજી, દુબેજી અને લાલાજી—હતા, તેમણે પૈસા ધીરીને પાંચ વર્ષમાં બધી જમીન પોતાના નામ ઉપર કરાવી લીધી. નોકરોએ બે ત્રણવાર ચોરીનું બહાનું કાઢી શાસ્ત્રીજીનું બધું રાચરચીલું પોતાના ઘર ભેગું કરી દીધું. રહ્યું ફક્ત મકાન, અને વૃદ્ધા. એ વખતે મિ. જેમ્સ સાહેબ કલેક્ટર નીમાઈ મથુરા આવ્યા. આઠ દિવસ મથુરામાં રહી ડિસ્ટ્રીક્ટમાં નીકળવાનો હુકમ કરી દીધો. સૌથી પહેલા હરિપુર ગયા, કે જ્યાં પોતે લલિત તરીકે બાલ્યાવસ્થામાં રમ્યા હતા. ગામ બહાર એક બાગમાં પડાવ નાખ્યો. સવારમાં ધોતિયું

અને કોટ પહેરી હાથમાં સોટી લઈ, માતાના દર્શનાર્થે નીકળ્યા. ઘરમાં અંદર જઈ સાદ પાડ્યો, 'મા!'

"લલિત! આવ્યો બેટા?" કહેતીકને વૃદ્ધા બહાર આવી. માતાએ પુત્રને છાતી સરસો ચાંપ્યો. પ્રેમાશ્રુનો વરસાદ વરસ્યો. માતા અને પુત્ર બન્ને રડી રહ્યાં હતાં પાંચ વર્ષે બન્ને મળ્યાં!

(૪)

માતા—બેટા! આઈ. સી. ઍસ. થયો ને?

જેમ્સ—હે માતાજી! આપની કૃપાથી!

માતા—હવે હું નિશ્ચિંત થઈ. તારા પિતાજી મરતી વખતે કહી ગયા હતા, કે બધી મિલ્કત ફના થઈ જાય તો પણ લલિતને વિલાયત મોકલી આઈ. સી. ઍસ. બનાવજે.

માતા બેસી ગઈ, અને જેમ્સ તેના ખોળામાં માથું મૂકી જમીન પર સુઈ ગયો. માતા તેના માથા પર હાથ ફેરવતી ફેરવતી બોલી, "તેં પત્રમાં લખ્યું હતું ને કે તેં લગ્ન પણ કરી લીધું છે? વહુ ક્યાં છે?"

લલિત—વહુ બંગલે છે. તેણે તમને બોલાવ્યાં છે. આજથી તમારે મારી પાસે મથુરામાં જ રહેવાનું છે. યમુનાજીમાં રોજ સ્નાન કરવું, અને દ્વારકાધીશનાં દર્શન કરવાં.

માતા—ઠીક બેટા! પણ વહુ એમ તો નહિ કહેને કે "મારો પતિ અંગ્રેજ છે ને તેની માતા હિન્દુ કેમ?"

લલિત—નહિ. મેં તેને બધી વાત કરી છે. તે તમારી ખૂબ સેવા કરશે.

માતા—તને ભૂખ લાગી હશે.

લલિત—હા મા! ઘણી ભૂખ લાગી છે. તમારા હાથની રોટી આજ પાંચ પાંચ વર્ષ થયાં મળી નથી. હું જ્યારે જ્યારે જમવા બેસતો ત્યારે ત્યારે તમે યાદ આવતાં.

માતા—તને કઢી અને ભાત બહુ ભાવે છે, તે જ બનાવું ને?

લલિત—હા, હા. તે જ બનાવો!

વૃદ્ધા એક નાનું વાસણ લઈ પાડોશીને ત્યાં છાશ માગવા દોડી. મોકો મળવાથી જેમ્સ ઊઠ્યો, અને આખું ઘર ફરી વળ્યો. આખું ઘર ખાલી! બધો સામાન સ્વાર્થીઓએ ઘર ભેગો કર્યો હતો! તરવાર, ખુરસી, કપડાંલત્તાં, પલંગ, કંઈ પણ રહેવા દીધું નહોતું. ઘરની આ સ્થિતિ જોઈ જેમ્સને ઘણો અફસોસ થયો.

(૫)

"પાંચ વર્ષે આજે ધરાઈને જમ્યો" કહી જેમ્સે ભોજન સમાપ્ત કર્યું. પછી નીચે મુજબ વાતચિત થઈ.

જેમ્સ—માતાજી, જાગીર તો સલામત છે ને?

માતા—ના, બેટા! કરજમાં ડુબી ગઈ છે!

જેમ્સ—કરજ શા માટે કર્યું?

માતા—કરજ ન કરું તો તને શું મોકલું?

જેમ્સ—અને આવક?

માતા—વહીવટ કરનારાઓએ કહ્યું કે દુકાળ પડ્યો છે, એટલે આમદાની વસુલ થતી નથી.

જેમ્સ—આઈ રી! વાર, ઘરનો સામાન ક્યાં?

માતા—ત્રણ વાર ચોરી થઈ, બેટા!

જેમ્સ—ત્યારે તો મારે લીધે તમે બધી રીતે બરબાદ થયાં. મારે માટે તમે ફકીરી ધારણ કરી. ધિક્કાર છે મને!

માતા—ના, બેટા! મેં તો મારા પતિની ઇચ્છા, તારા પિતાની ઈચ્છા અને તારી ઈચ્છા પુરી પાડવા સિવાય કંઈજ કર્યું નથી. આજે તને જોઈને હું કૃતાર્થ થઈ છું. માલમિલ્કત અને જાગીરનો બીજો શો ઉપયોગ થઈ શકત? મેં તો સર્વસ્વ આપી દઈ તને ખરીદી લીધો છે! તું જ મારી મિલ્કત! મારે હવે શાની જરૂર છે? બે મુઠ્ઠી ચાવલ! તે તો તું આપશે જ! અને કદાચ ન આપે તો સદાવ્રત માગી લઈ આવીશ!

જેમ્સ—રામ રામ ! મા, મા ! આ તું શું બોલે છે !

(૬)

ધર્મમાતાને સાથે લઈ જેમ્સ મથુરા પહોંચ્યો. બંગલામાં તેમને માટે એક જૂદો જ ઓરડો કાઢી આપ્યો, અને તેમાં સારામાં સારું ફર્નિચર મૂકાવ્યું. એક સ્ત્રી નોકર અને એક પુરૂષ નોકર તેમની તહેનાતમાં કાયમ રહે એવી વ્યવસ્થા કરી. માતાજીની રસોઈમાં જેમ્સ પણ કદી કદી સામેલ થતો. મડમનું ખાણું તો બટલર જ કરતો. મડમ માતાજી સાથે બહુ સુશીલતાથી વર્તતી. બધાં આનંદમાં રહેવા લાગ્યાં.

થોડા વખત પછી કલેક્ટર સાહેબે કલમ નં. ૪૨૦ અનુસાર વારંટ છોડ્યાં. હરિપુરના ત્રણે જમીનદાર અને બધા બદમાસ ગુમાસ્તા અને નોકરોને ગિરફતાર કરી લઈ જવામાં આવ્યા. કલેક્ટરની સાધ્વી માતાને ઠગવાનું ફળ કેવું મળે છે તે સમજાવવા માટે બધાને એક માસ અટકમાં રાખ્યા. એક દિવસ જમીનદારોએ સાહેબને સંદેશો મોકલ્યો, "હજૂરની એમ મરજી હોય તો અમારા મુદ્દલ રૂપિયા આપો, વ્યાજ નથી જોઈતું; અને બધી જમીન છોડાવી લો. અને કદાચ મૂળ રૂપિયા પણ ન આપવા હોય અને જમીન લઈ લેવી હોય તો પણ મંજૂર છે. હવે અમારાથી આ સહન થતું નથી !"

બદમાસ નોકરોએ વિનંતિ કરી, "આપના મકાનનો સામાન નષ્ટ ન થઈ જાય એટલા માટે જ અમે તે લઈ ગયા હતા, અને આપ આવો એટલે આપને તે સોંપવાનો જ હતો. હુકમ કરો એટલે બધું રાચરચીલું પ્રથમની માફક જ ગોઠવી દઈએ. અમે તો આપના પિતા શાસ્ત્રીજીના નિમકહલાલ સેવક ! ચોરોથી બચાવવા માટે જ અમે આમ કર્યું છે. તો ક્ષમા કરો !

હરામખોર ગુમાસ્તાઓએ કહ્યું, "એ વર્ષોમાં પેદાશ સારી નહોતી થઈ એ તો ચોક્કસ. પણ વરસ બહુ સારું છે. આ વરસમાં બધું લેણું વસુલ થઈ જવા સંભવ છે. અમને એક વર્ષની મુદત આપો એટલે બધો હિસાબ ચુકવી શકીએ."

સાહેબે બધાને છોડી મૂક્યા. બધા લેણદારોએ વ્યાજબી હિસાબે રૂપિયા ચુકવી દીધા.

બધી જમીન પાછી મેળવી સાહેબે પંડિતાણીજીના નામ પર ચડાવી દીધી. બદમાસોએ બધો સામાન પાછો આપી દીધો. ગુમાસ્તાઓએ બધું લેણું ધીમે ધીમે જમા કરી દીધું.

માનવતા પાસે જાતીયતા તુચ્છ છે. *

* મૂળ લેખક—મુખિયા શ્રી વિધા ગરજી.

# બળાત્કાર પ્રસંગે બહેનોએ શું કરવું?

## ગામડામાં જઈ સાદાઈથી રહો;

## આત્મરક્ષણનું બળ અને હિંમત કેળવો

### સોલ્જરી ત્રાસ અંગે ગાંધીજીની સૂચનાઓ

આપણે જોઈએ છીએ કે પશુ–મનુષ્યે લજ્જા છોડી છે. શરીરે હૃષ્ટપુષ્ટ એવા મદમસ્ત સોલ્જરો કે સિપાહીઓ દુકાનો લુટે છે ને સ્ત્રીઓની લાજ લુંટતાં પણ શરમાતા નથી રાજ્યસત્તા આવે સમયે રાંકડી બને છે. એણે ઉભું કરેલું લશ્કર પોતાની પાશવી હાજતો પૂરી પાડશે જ; ને રાજ્યસત્તા આંખ આડા કાન કરશી. જ્યાં બધાજ સોલ્જર કે સિપાહી છે ત્યાં (તે દેશમાં) તેઓની આ ટેવ તે પ્રજાની ટેવ ગણાય. એટલે સોલ્જર અમુક છૂટ લે એમાં કંઈ શરમ નહિ મનાય; તે લગભગ સભ્યતાનું રૂપ લે.

#### ઘાયલની સેવા

પણ હિન્દુસ્તાન આ ટેવને સાંખે અથવા તેને સભ્યતા ગણે તે સમય પ્રાપ્ત થતાં તો જમાના જોઈએ.

એક બહેનના પત્રમાં નીચેના પ્રશ્ન મારી પાસે આવ્યા છે.

"૧ કોઈ રાક્ષસરૂપ મનુષ્ય રસ્તે જતી બહેન ઉપર હુમલો કરે ને સફળ બળાત્કાર કરે તો તે બહેનના શિયળનો ભંગ ગણાય કે?

૨ આવી બહેન તિરસ્કારને પાત્ર છે? તેનો બહિષ્કાર કરાય કે?

૩ આવી સ્થિતિમાં આવતી બહેને શું કરવું?

હું માનું છું કે વસ્તુગે તો શિયળભંગ થયો એમ કહેવું જોઈએ. પણ જેની ઉપર સફળ બળાત્કાર થાય તે સ્ત્રી કોઈ પણ પ્રકારે તિરસ્કારને કે બહિષ્કારને પાત્ર નથી. તે દયાને પાત્ર છે. એવી સ્ત્રી તો જખમી થયેલી છે; તેથી જેમ જખમીની સેવા કરીએ છીએ તેમ તેની સેવા કરવી જોઈએ.

#### બળાત્કાર અને નામોશી

ખરો શિયળભંગ તો તે સ્ત્રીએ કરાવ્યો કહેવાય કે તે ભંગમાં સંમત થઈ હોય. પણ જે સ્ત્રી તેનો વિરોધ કરવા છતાં ઘવાઈ હોય તેના શિયળનો ભંગ થયો એમ કહેવા કરતાં તેની ઉપર બળાત્કાર થયો એમ કહેવું વધારે બંધ બેસે છે. 'શિયળભંગ' શબ્દ નામોશીનો સૂચક છે. જેના શિયળનો બળાત્કારે ભંગ થયો છે તેને વિષે કશી નામોશી ન માનીએ તો આવા કિસ્સા છૂપા રાખવાનો રિવાજ પડ્યો છે તે દૂર થાય. તે દૂર થતાં લોકોમાં છુટથી એની સામે ઉહાપોહ થઈ શકે.

#### ગામડામાં વસવું ઘટે

શહેરોમાં રહેનારી સ્ત્રી માત્રની ઉપર આજે જોખમ તો છે જ, અને તેથી પુરૂષોને તેઓને વિષે ચિંતા સેવવી પડે છે. તેથી મારી સલાહ એવી છે કે બીકથી નહિ પણ સાવધાની ખાતર સ્ત્રીઓએ ગામડાંમાં જઈને વસવું ને ત્યાં ગામડાંની અનેકવિધ સેવા કરવી. ગામડાઓમાં ઓછામાં ઓછું જોખમ હોવાનો સંભવ છે. એટલું યાદ રાખવું ઘટે છે કે ગામડામાં ધનિક બહેનોએ સાદાઈ અને ગરીબીમાં રહેવું પડશે. જો ત્યાં તેઓ ઘરેણાં ને કીંમતી પોશાક પહેરી પોતાના ધનનું પ્રદર્શન કરશે તો તેઓ એક જોખમમાંથી મુક્તિ મેળવી બીજું વહોરશે. એવું પણ બને કે ગામડામાં એકને બદલે બે વહોરે.

માણસ પાસે નથી કરાવતો ? જીવવાનો લોભ તજીને જીવન ભોગવવું એ સહજ ધર્મ થવો જોઈએ.

હરિજનબંધુમાંથી ] —ગાંધીજી

## વિધવાનો હક

મુંબઈની હાઈકોર્ટે વિધવાના વારસા હકને લગતો એક મહત્વનો ચૂકાદો આપ્યો છે.

બાઈ સદા નામની એક વિધવાએ તેના સ્વર્ગસ્થ ધણી જીજીભાઈના પુત્ર તરીકે પટેલ દીપસીંગને દત્તક લીધો હતો. જીજીભાઈ ને અદેસંગ નામનો એક ભાઈ હતો બે છોકરીઓ મૂકીને અદેસંગ મરણ પામ્યો હતો. અને તે વેળા તેની ધણીઆણી ગર્ભવતી હોવાથી પાછળથી તેને એક છોકરો અવતર્યો હતો. આ છોકરો બે વર્ષ રહીને મરણ પામ્યો હતો.

બાઈ સદાએ દીપસીંગને દત્તક લીધો તે પહેલાં પોતાના ધણીની સઘળી મિલકત તેની છોકરીઓને આપી દીધી હતી. અને અદેસંગની મિલ્કત માધવસંગ હરિભાઈ પટેલને આપી હતી. કારણ કે બાઈ સદાના મરણ પછી અદેસંગના નજદિકના વારસ તરીકે માધવસંગ હતો.

દીપસીંગે તે પછી અદેસંગની મિલ્કતનો કબ્જો મેળવવા માટે પટેલ માધવસંગ સામે દાવો માંડયો હતો અને તે માટે તેણે એવું કારણ આપ્યું હતું કે જીજીભાઈના એક દત્તક તરીકે અદેસંગની મિલ્કતનો તે વારસો હતો. નીચલી કોર્ટે બાઈ સદાની હયાતિ સુધી અદેસંગની મિલ્કતનો કબ્જો વાદીને આપવાનો હુકમ કર્યો હતો. તે સામે પટેલ માધવસંગે અપીલ કરી હતી.

ના. જજોએ ચૂકાદો આપતાં જણાવ્યું હતું કે હિંદુ કાયદા પ્રમાણે એક વિધવા કોઈ મિલ્કતની વારસદાર બને તે તેના તરફથી કોઈ છોકરો દત્તક લેવામાં આવે તો વારસાને લગતી ચાલુ ગોઠવણમાં તેનાથી કંઈ ફેરફાર થઈ શકે નહિ. આથી નીચલી કોર્ટે આ કેસમાં વાદીને અદેસંગની મિલ્કતનો લાભ બાઈ સદાની હયાતિ સુધી, આપવાનું ફરમાવ્યું છે. કારણ કે નીચલી કોર્ટે એમ માન્યું છે કે એક દત્તક દીકરો તેની માના સઘળા હક્કો ધરાવે છે. પણ કાયદા પ્રમાણે તો એક સગોત્રી તરીકે એક વિધવાને ફાળે જો કોઈ મિલ્કત ગઈ હોય તો તે મિલ્કત માટે તે વિધવા તરફથી દત્તક લેવામાં આવેલો દીકરો તે મિલ્કત માટે દાવો માંડી શકે નહિ. કારણ કે એક સગોત્રી વિધવા મિલ્કતના વારસાની ગોઠવણમાં કંઈ ફેરફાર કરવાનો તેમજ તેની

# વિવિધ વાનીઓ

● સંપાદક: શ્રી. બિન્દુ ●

[ આ વિભાગ આ અંકથી ચાલુ કરવામાં આવ્યો છે. દરેક બહેનો આ વિભાગ માટે વાનીઓ લખી મોકલશે એવી આશા છે. સં. ]

### બટાકાના પાપડ

૨ાા શેર બટાકા, આખું જીરૂ, મરચાં કે મરી, મીઠું પ્રમાણસર.

બટાકાને પાણીમાં બાફવા પછી છુંદી નાંખી, ચારણીથી (પિત્તળની) ચોળી નાંખવા, ને ઝીણો બારીક છુંદો કરવો. પછી મરચાં વાટવાની નીશાપર પાછા વાટી ખુબ બારીક કરવા, અને ત્યારપછી ઉપર લખેલો મસાલો નાંખી ખુબ ચોળી કણેક જેવું કરવું ને લુંઆ પાડી તેલ ચોપડી, કાંસાની થાળી પર પાતળા વણવા ને કપડાં પર સુકવવા. સાધારણ સુકવી લઈ લેવા, બહુ ન સુકવવા. પછી તેલમાં તળી ખાવામાં લેવા. બટાકા ચીકાસવાળા હોય તે સરસ થાય છે. બટાકા સફેદ ને ચીકાસ વગરના હોય તો ઉપર મુજબ કરી લુઓ લઈ કપડા પર મુકી તેલ કે પાણીનો હાથ ફેરવી ગોળ ચક્કર ફેરવતાં જવું, ( વાડકો ફેરવીને પણ મોટા થઈ શકશે ) પછી સુકાવવા દઈ, કપડાંને ઉંધી બાજુથી ( પાછલી બાજુથી ) પાણી છાંટવું, ને થોડીવાર રહી ઉખેડવાથી પાતળાને સરસ પાપડ થશે. જે ઘણા સ્વાદવાળા હોય છે.

### ૨ બટાકાની જલેબી

બટાકા ૧ શેર, ખાંડ ૦ાા શેર કેશર, એલચી માફકસર

બટાકાને બાફી, છોલીને, ચારણી પર (છુંદો કરી) ચાળી ખુબ ઝીણા કરી, ખુબ મસળી તૈયાર કણેકને કરી રાખવી, ને એક તપેલામાં ચાસણી તૈયાર કરવી, ( એકતારની ) એટલે પાતળી. તેમાં કેશર, એલચી નાંખવાં, ૦ા કટકા લીંબુ નચોવવું. એક કાણાવાળી (સેવના સંચાનું પિત્તળનું ) ચણાના લોટની ચકતી તેમાં રહે તે મુજબ મુકી, ઉપરથી મશીનને દાબવું, તેને ગોળ ગોળ ફેરવી, જલેબીનો આકાર પાડવો, અને આગળથી ઘી પેણીમાં કકડાવવું. તાપ સાધારણ રાખવો, ને ઉથલાવવી, અને ચાસણી ઉની રાખવી, જેમ થાય તેમ ચાસણીમાં નાંખવી, એક ઘાણ નાંખવા પહેલા બીજાને કાઢી, થાળીમાં મુકતા જવું આ મુજબ બધીજ કરવી. આ જલેબી ફરાળમાં પણ ખાઈ શકાય છે. —શ્રી વિમળાબેન દવે.

### ખજુર, કેળાંની રાખ

નાનાં બચ્ચાંને ભાર રહ્યો હોય ત્યારે ઝાડા ઉલટી વિગેરે ઉપદ્રવો બહુ થાય છે. અને ઘણી વખત અનેક દવા કરવા છતાં પણ મટતું નથી. તેથી બાળક બહુ હેરાન થાય છે. ઘણી વખત ડોકટરની દવાથી પણ જલ્દી આરામ થતો નથી. તો તે વખતે શા ઉપચાર-દવા વિગેરે કરવાથી જલ્દી આરામ થાય! વાંચ્યું છે કે જે વસ્તુનો ભાર રહ્યો હોય તેની રાખ પાવાથી મટે છે. પણ કેળાં, ખજુર જેવી ચીજોની રાખ શી રીતે બનાવાય! તેમાંથી તો પ્રવાહી નીકળે છે. આ વિષે સ્વાનુભવ કોઈ લખી જણાવશે તો અનેક બહેનોને ઉપયોગી થશે.

—ગુજરાતી સમાજ.

### પાણી-પુરી અને પકોડી

પૂરી પકોડી વેચનારાઓ જે પાણી પકોડી બનાવે છે. તેની રીત નીચે મુજબ છે.

**પાણી બનાવવાની રીતઃ**—પૂરીના પ્રમાણમાં પાણી લઈ તેમાં થોડી આમલી મીચોવવી અને મીઠું, લીલાં અથવા સુકાં મરચાં, ફુદીનો અને જરા ખાંડેલું જીરૂ નાખવું.

**પકોડી બનાવવાની રીતઃ**--ચણાનો લોટ જેટલી પકોડી બનાવવાની હોય તેના પ્રમાણમાં, લઈ, તેમાં મીઠું, સુકાં મરચાં, હળદર તેમજ જરા ખારો નાખી સાધારણ જાડું કબકાં પડી રહે એવું ખીરૂં બનાવવું, અને ૧૦-૧૫ મિનીટ રહેવા દેવું. અને પછી તેને તેલમાં તળવું. ખીરૂં ચમચાથી રેડવું. પકોડી થાય એટલે પાણીમાં નાંખવી. અને થોડીવાર રહેવા દઈ કાઢી લઈ, દહીં તેમજ ચટણી લઈ ઉપરથી મીઠું, અને સુકા મરચાં ભભરાવી ખાવી. સ્વાદ બહુ સરસ લાગે છે. હું તો ઘણી વખત કરૂં છું. કારણ કે જ્યારે પણ કરવી હોય ત્યારે થઈ શકે છે અને મહેનત થોડી પડે છે. —અમીબાળા વકીલ.



### કોળીજનો શીરો

**બનાવવાની રીતઃ**-એક કોળીજ લઈ તેના સુકાઇ ગયેલાં છોતરાં કાઢી નાંખી ઘણી જ બારિક સમારી નાંખવી પછી તેને બાફી નાંખવી. પાણી કોળીજ બફાવા પુરતું જ લેવું. પછીથી આ બારિક કટકીઓને ઘેણીમાં નાંખી તેમાં પ્રમાણમાં ખાંડ નાંખવી. પછી લોટના શીરાની જેમ ખાંડ એકરસ થઈ જાય એટલે ઉતારી નાંખવો. આ કોળીજનો શીરો ખાવામાં સ્વાદિષ્ટ લાગે છે. —સરોજબેન પાઠક.

### પાપડીનું ઉંધીયું

ઉંબરીઉં-એટલે કે-ઉંધીયું બનાવવાની રીત. નવવધુને તથા જે બેનોને તેની ખબર નહિ હોય તેમને ઉપયોગી થઈ પડશે.

ઉંબરીઉં બનાવવાને વાસ્તે નીચે મુજબ ચીજો લો.

| | |
|---|---|
| દાણાવાળી પાપડી | ૧ શેર |
| કોથમીર | ૨ પૈસાની. |
| લસણ | ૩ આખા કડા |
| લીલાં મરચાં | ૫ નાનાં |
| કોપરૂં | ૧ પૈસાનું |
| ગોળ | ૨ પૈસાનો |
| રતાળુ કંદ | ૦। શેર |
| મીઠો કંદ | ૦। શેર |
| બટાકા | ૦। શેર |
| રવૈયા વેંગણ ઝીણાં | ૦।। શેર |
| અજમો | ૨ ચમચી |
| ધાણાજીરૂં | ૧ ચમચી |
| હળદર દળેલી | ૧ ચમચી |
| મીઠું | ૧ ચમચી |

વગરજ ઉંબરીઆમાં નાંખવાનું છે. બધું બે ત્રણ પાણીથી સાફ ધોવું. રવૈઆં કુમળાં ને જેમ બને તેમ ઝીણાં લેવા. રવૈઆં ધોઈને તેના ઉપરના ભાગ પરથી બે કાપ મુકીને ડીટીયાં સાથે ચાર ચીરીઆં વળગાડેલા રાખો. મીઠા કંદના અને રતાળુ કંદના બબ્બે ઈંચના ઉભા કટકા કાપો. હવે કોથમીર, મરચાં અને કોપરૂં વાટી નાંખો. એ વાટેલા મસાલામાં ધાંણાજીરૂ, અજમો, મીઠું, હળદર એ બધું મેળવીને મસાલો એક કરો. એ એક કરેલા મસાલામાંથી ચોથા ભાગનો મસાલો લઈને રવૈઆનાં ચીરીઆંમાં ભરો, અને કપડાં સીવવાના દોરાથી એ ચીરીઆંઓને ત્રણ ચાર આંટા લપેટીને બાંધી લો.

હવે એક કોરી તપેલી એલ્યુમીન્યમની લો, અને તેમાં મીઠું તેલ નાંખો. એ તેલમાં બાકીનો બચેલો મસાલો અને ગોળ નાંખીને એક કરો. હવે એક પછી એક શાક અંદર નાંખતાં જાઓ અને તેલ મસાલામાં તેને લપેટતાં જાઓ. લસણુંનાં કડાં બી આખાજ નાંખો. હવે અરધા પ્યાલાથી એક પ્યાલા જેટલું પાણી નાંખો અને રકાબી ઢાંકી દઈને ઉંબરીઉ સારી રીતે ચઢવા દો. તપેલીમાં ઉંબરીઉં ચોંટી ન જાય તે જોવું, એક કટકા વડે તપેલીને બેઉ બાજુએથી ચુલા પરથી બેઉ હાથે ઉંચકીને બેઉ બાજુએ હલાવવી. ચુલાની આંચ જેટલી રાખવી જોઈએ તે કરતાં જો મોટી હશે, તો પાણી બળી જશે, ને ઉંબરીઉં બરાબર ચઢયા વગરનું રહી જશે. માટે તપેલીનાં ઢાંકણાં પર થોડું થોડું પાણી નાંખતાં રહેજો, ને તપેલીની અંદર ઉંબરીઉં ચઢવા પહેલાં જ પાણી સુકાઈ ગયેલું જણાય, તો ઢાંકણા પરનું ગરમ પાણી બબ્બે ત્રણ ત્રણ ચમચા તપેલીમાં નાંખતાં રહેજો. એ ઉંબરીઉં તીખું, મીઠું, મસાલેદાર ઘણું સરસ લાગે છે, ને સારી રાતે બનાવ્યું હોય તો ફરી ફરીથી ખાવાનું મન થાય છે.

સ્ત્રીશક્તિમાંથી] સુમનબેન વકીલ

છીએ તેટલી અને તેવી રીતે આપણી ફરજો પણ અદા કરવાની રહે છે. નિખાલસ નિષ્પક્ષપાતી ન્યાયદૃષ્ટિ કેળવવા માટે દરેક મનુષ્યે 'દરેક પ્રશ્નને બે બાજૂઓ હોય છે'– એ સૂત્ર જીવનમાં વણી લેવું અત્યંત આવશ્યક છે. નહિં તો પછી એક-પક્ષપાતી ઉપર છેલ્લી દૃષ્ટિથી આપણું માનસ ઘણું–સંકુચિત બની જાય છે.

તમારે માટે જોવા લાયક આદર્શ ચિત્ર તો હું મારા સ્વતંત્ર મત મુજબ સનરાઈઝ પીક્ચર્સનું 'ઘરની લાજ' ને ગણું છું. ઘણું જ સુંદર ચિત્ર છે, વસ્તુ ( Plot ) બહુ સુંદર છે. વાર્તાનું વહન એકધારૂં છે. ફોટોગ્રાફી જરા ઝાંખી છે. સંગીત બહુ ધીમું પણ પ્રસંગને અનુરૂપ નૈસર્ગિક છે. આપણી સ્ત્રીઓ ગઝલ લલકારે એ આવકારદાયક છે. રા. ન્હાનાલાલે અકબરશાહની બેગમ–સલીમાબાનુ પાસે 'આ ઝીન્દગીના જહાજે' જેવી સુંદર ભાવવાહી ગઝલ ગવરાવી છે, તે યાદ છે, ના? પરંતુ ગઝલ ગાવામાં એની ઢબ. અભિનયમાં દેખાતી બાલિશતા સ્ત્રીત્વને લજવતી નથી? સંવાદો બહુ સ્વાભાવિક છે. ચિત્રના કેટલાંક કરુણ દશ્યો તો અમુક હૃદયમાં સ્થાન જમાવી દે એવાં છે નાયક સુરેન્દ્રના પિતા માણેકલાલ ( જગદીશ શેઠ)નો અભિનય હૃદય વેધક છે. Irony of Fate જેને કહીએ છીએ તેવું આ ચિત્રમાં સચોટ નિરૂપણ થયું છે. સમજૂ અને સુશીલ ઈલા વૃદ્ધ પતિ સાથે પરણી દુઃખી થવું એના કરતાં નાસી જવામાં સુખ માને છે, ત્યારે કમનસીબે એને નીતિનાશને માર્ગે ચડેલા, સ્વચ્છંદી દારૂડીયા પતિ સાથે પાનું પડે છે. બીજું, આંખની બીમારીથી પીડાતા પિતાની પાસે બેઠેલા ડોક્ટરને સદ્‌ગુણી પિતા કહે છે." "અગર, ડોક્ટર, હું ન સારો થાઉં તો પણ શું! આ મારો પુત્ર છે એજ મારે તો આંખ સમાન છે?" જ્યારે એજ પુત્ર સટ્ટાના છંદમાં પરાયી સ્ત્રીના ફંદામાં, મગજના તોરમાં, ગરીબ બિચારા અંધ પિતાને 'ચાપટ' મારી ચાલ્યો જાય છે! ત્રીજું પિતાની શીળી ગૃહકુંજમાં ઉછરતા, ગીતદ્વારો કહે છે, "ભાભી મારે તો એવો પતિ જોઈએ કે જે મારી સાથે સીનેમા જોવા આવે. ફરવા આવે બહુ ઉંચો નહિ. તેમજ બહુ નીચો પણ નહિ; ઘરડો હોય તો તો મને શરમ જ આવે અને હું બોલાવું ત્યારે મારી પાસે દોડતો આવે" વિ. જ્યારે, ભાવિ પતિની સ્વતંત્ર પસંદગીના આવા વિચારો સેવતી બાળાને આખરે એક ઘરડા સાઠ વર્ષના શ્રીમંત જોડે પરણવું પડે છે અને ક્ષયરોગના ભોગ થવું પડે છે. આપણા રૂઢ જૂનવાણી વિચારકોને આ પરિણામ ઉપરથી માર્ગદર્શન મળશે. ખરેખર, કેટલાંક ચિત્રપટો ઘણી વખત વ્યવહાર-જીવનના અગત્યના સામાજીક પ્રશ્નો સચોટ રીતે છોડી જાય છે, 'તલાક' ચિત્રમાં પણ છૂટાછેડા કે લગ્ન વિચ્છેદના પ્રશ્નની બે બાજૂ સારી રીતે સફળતાથી દર્શાવવામાં આવી છે.

માણેકલાલ શેઠ ( જગદીશ શેઠ )ની તથા ઈલા ( શ્રી શાન્તા હુબલીકર )ની ભૂમિકા આર્ય સંસ્કારને છાજે એવી તેજસ્વી છે. ઈલા ઘરની લાજ ખાતર, વૃદ્ધ અને અંધ શ્વસુરની ખાતર બધું દુઃખ સહન કરે છે અને પતિના દુર્ગુણો અણછાજતી વર્તણુંક તેની કુટેવ વિ. ઉઘાડા નહીં પાડતાં, મનમાંજ રાખવા અને છૂપાવવા શક્ય એટલા ઉપાયો આદરે છે. પતિના સટ્ટાની વાત આશ્ચર્યચકિત સસરા પૂછે છે, "રાની, સુરેન્દ્ર, સટ્ટો રમે છે એ વાત તેં મને કહી પણ નહિ?" ત્યારે, સમજુ સુઘડ અને વ્યવહારદક્ષ ઈલા જવાબ આપે છે. "પિતાજી, તમને કહેવાથી શો ફાયદો? કહેવાથી ઘરની લાજ જાય!" વિ. બીજે પ્રસંગ, પતિને પરાયી સ્ત્રી જોડે સૂતેલો જોઈ હેબતાઈ જતી ઈલા તેના ઉપર દ્વારનો પડદો ઢાંકી દે છે.

# ચાલુ બનાવોની માહિતી

શ્રી. કેશવપ્રસાદ સી. દેસાઈ બી. એ. એલએલ બી.

**રાજ્યબંધારણ**

હિંદનું રાજ્યબંધારણ હજીયે પ્રજાપક્ષી નથી તે કારણથી હિંદના આગેવાનો ફરીયાદ કરે છે. અત્યારે હિંદ યુદ્ધ કાર્યોમાં સીધી અને આડકતરી ઘણી જાતની મદદ કરે છે. ઈંગ્લેંડ અને અમેરિકા પ્રજાસત્તાના સિદ્ધાંતની ખાતર યુદ્ધ લડે છે એમ વારંવાર જાહેર થાય છે. આવે વખતે હિંદમાંજ પ્રજાસત્તા ના હોય તે સામે ફરીયાદ થાય તે સ્વાભાવિક છે. કોંગ્રેસ મુસ્લીમલીગ, હિંદુ મહાસભા, વિનિતપક્ષ, અને બીનપક્ષી આગેવાનો, સૌ હાલના હિંદી રાજ્યબંધારણ સામે તો સખ્ત ફરીયાદ કરે જ છે. કોઈ સંપૂર્ણ સ્વતંત્રતા માગે છે, તો કોઈ સાંસ્થાનિક સ્વરાજ માગે છે. કોઈ હાલને હાલ માગે છે, તો કોઈ હમણા જાહેરાત થાય તેથી સંતોષ પામવાનું કહે છે, અલબત્ત જ્યારે કોઈ દેશનો બચાવ કરવાની વાત હોય ત્યારે જો તેના વાસીઓ એ દેશને પોતાનો માનતા ન હોય તો બચાવમાં જોઈયે તેટલો જોસ આવે નહિ. પણ એક તુટેલું ઝુંપડું પણ પોતાનું સ્વતંત્ર હોય તો તેનો માલીક તેના બચાવ માટે તન મન અને ધનથી મહેનત કરે. અત્યારે યુદ્ધની પરિસ્થિતિ ગંભિર થઈ છે. યુદ્ધ હિંદને બારણે આવી પહોંચ્યું છે. બ્રહ્મદેશમાં રંગુનનો કબજો શત્રુએ લીધો છે. ઉત્તર બ્રહ્મદેશમાં ખૂનખાર જંગ જામ્યો છે. સીલોનમાંથી પરદેશી સ્ત્રી બાળકોને ખસી જવાનો હુકમ થઈ ગયા છે. આવી પળે ઈંગ્લંડના પ્રધાનમંડળને હિંદના રાજતંત્રમાં સુધારા કરવાનો વિચાર આવ્યો છે ખરો. હિંદના અગીયાર પ્રાંતોમાંથી સાત પ્રાંતોમાં કોંગ્રેસ બહુમતી ચુંટણીમાં આવી હતી. રાજકીય કારણોસર આ પ્રાંતોમાંથી કોંગ્રેસ પ્રધાન મંડળોએ રાજીનામાં આપ્યા ત્યારથી બીજી ચુંટણી કરવાનું સરકારે યોગ્ય ધાર્યું નથી. એનો સાર એટલો જ કે સરકાર પણ માને છે કે કોંગ્રેસ પ્રધાનોના મતને લોકોનો ટેકો છે, આટલા મોટા લોકમતની અવગણના કરીને આ સાત પ્રાંતોનો વહીવટ ગવર્નરે પોતાને જ હસ્તક રાખ્યો છે. આ પરિસ્થિતિ લોકશાહી તંત્રને અનુકૂળ તો નથી જ. હવે ઈંગ્લંડના પ્રધાનમંડળે સર સ્ટેફર્ડ ક્રીપ્સ નામે તેમના એક સાથીને ઈંગ્લંડથી હિંદ મોકલવાનું નક્કી કર્યું છે. (આવી ગયા છે.) તેઓના મત લોકશાહી તરફ—સમાજવાદ—તરફ છે. તેઓ રશીયામાં બ્રિટિશ એલચી હતા. હિંદ પણ આવી ગયા હતા. હિંદ આવવાનું કારણ હિંદનો લોકમત જાણવાનું હતું. હિંદી આગેવાનોના મતોથી તે જાણીતા છે. એટલે તેઓ અને તેમની મારફતે બ્રિટીશ પ્રધાનમંડળ હિંદી લોકોની અભિલાષાઓ તો જાણે જ છે. પરંતુ હજીયે ત્યાંના લોકો લઘુમતીઓનાં વાલી હોવાનો દાવો કરે છે. દેશી રાજ્યો જોડેના

જુના કરારે મુજબ તેમને મિત્ર રાજ્યો ગણી તેમની પ્રજાઓ માટે કાંઈ થઈ શકે નહિ એવાં સૂચન કરે છે. જો તેઓની મનોવૃત્તિ હજુયે એવી જ હશે તો તો સર સ્ટ્રેફર્ડ ક્રીપ્સ અહિં આવીને કાંઈ કલ્યાણ કરે તે શંકાસ્પદ છે. છતાંયે આપણે પૂર્વગ્રહ બાંધવો જોઈયે નહિ અને તેમનું શું કહેવું છે તે જાણી લેવું જોઈયે. આવે સમયે જાતજાતના આગેવાનો બહાર આવે છે. તેઓ સર્વ સાચા આગેવાન હોતા નથી. માટે પ્રજાએ સાવધાન રહેવું. તથા હિંદી પ્રજા એક અને અભેદ જ છે તેના પુરાવા આપોઆપ મળે તેવું કરવું.

અત્યારે યુદ્ધને લીધે બંદરી મોટાં શહેરો તેમજ જે શહેરોમાં મોટાં કારખાનાં હોય તેવાં શહેરોની વસ્તિને ડર લાગવા માંડયો છે કે કદાચ શત્રુ તરફથી ત્યાં બોંબમારો થાય. આ બીકને લીધે ઘણાં લોકો આવાં સ્થાનોમાંથી બહાર જાય છે.

**ગામડાં**

આ સમયનો લાભ લઈને આપણા આગેવાનો એક પદ્ધતિસરની યોજના કરે તો ઘણો લાભ થાય. જે સુશિક્ષિત ભાઈઓ તથા બેનો સ્થળાંતર કરવા ઈચ્છતા હોય તેમને માટે અમુક મોટાં ગામડાંઓમાં વ્યવસ્થા કરી આપવાનું આ યોજનામાં હોવું જોઈયે. જો આવી વ્યવસ્થા થાય તો તે લોકો તે ગામડાંઓમાં જવા લલચાય. અત્યારે તો બધાં સુરત, વડોદરા, નવસારી, ભરૂચ, એવા શહેરો તરફ નજર ફેરવે છે. કારણ કે ત્યાં અમુક સગવડો હોય છે અને વિશેષ સગવડો મળશે એમ આશા રહે છે. તે ઉપરાંત નાનાં ગામો કે ગામડાંઓ વિશે તેમને માહિતી પણ હોતી નથી. પરિણામે સુરત, વડોદરામાં ઘરોનાં ભાડાં એકદમ વધી ગયાં છે, અને વસ્તિ એકદમ વધી જતાં પાણીની તાણ પડે અને જનસુખાકારીમાં વાંધો આવે તેવો પણ ભય રહે છે. તેને બદલે જો મહાસભા સમિતિઓ તરફથી સુરત, ભરૂચ, ખેડા, પંચમહાલ અને અમદાવાદ, એ દરેક જીલ્લાના ગામડાઓમાં અમુક કુટુંબો માટે વ્યવસ્થા થશે એમ જાહેર કરવામાં આવે તો શહેરોની ભીડ ઓછી થાય અને ગામડામાં વસ્તિની આમદાની થાય. ત્યાં રહેઠાણ, પાણી, અને ચોકીદારીની વ્યવસ્થા થવી જોઈયે. આવનારા લોકો પૈસા તો ખરચવા તૈયાર હશે. આ પૈસાનો વિનિમય ગામડાઓમાં અને આસપાસના ભાગોમાં થશે તો લાભ છે. પરંતુ શહેરમાંથી આવેલા સુશિક્ષિત ભાઈ બેનો પાસે પ્રૌઢ શિક્ષણનું તથા જ્ઞાનપ્રચારનું કામ બહુ સહેલાઈથી લઈ શકાશે. મહાત્માજીએ મહાસભાની બેઠક ગામડામાં ભરવાની નીતિ અખત્યાર કરાવી. તેના હાર્દમાં એમ હતું ગામડાનાં લોકોને મહાસભાનો સંદેશો મળે, તે સાથે શહેરીઓ ગામડાનાં સંપર્કમાં આવે. આ બીજો હેતુ સાધવા માટે હાલનો સમય ઘણો અનુકૂળ છે. "ગામડે જાવ" એવા ફક્ત પોકાર જ કરવાથી કાંઈ અત્યારના શહેરો ખાલી કરનારાં ત્યાં જશે નહિ. પણ તેમને માટે વ્યવસ્થા કરવામાં આવે તો જ તેઓ ગામડામાં જવા લલચાય. ત્યાં ગયા પછી તો તેઓમાનાં ઘણાં ખરાં નવરાં જ હશે એટલે તેમને કોઈને કાંઈ કામ સોંપી શકાશે. શાળાઓ અને કોલેજોની પરીક્ષાઓ આપી દીધાં પછી ઘણુંયે યુવક-યુવતીઓ મુંબઈ છોડશે. બે લાખ ગુજરાતીઓ મુંબઈમાંથી ગુજરાતમાં જશે. આમાંનાં પચાસ હજારની પણ વ્યવસ્થા ઉપર જણાવ્યા મુજબ થાય તો ઓછામાં ઓછા પાંચ હજાર કામ કરનારાં ગામડાંઓમાં મળી શકે. ત્રણ માસ આ લોકો ત્યાં રહે તો નિરક્ષરતા નિવારણનું તથા પ્રૌઢ શિક્ષણનું કામ કરીને પચાસ હજાર માણસોને તેઓ લખતાં વાંચતાં શીખવી શકે શહેરો ખાલી થાય છે તે વખતે આ દૃષ્ટિએ આ બાબતનો વિચાર થવો ઘટે છે.

જાણવા જોગ—

# સ્ત્રી સમાચાર.

અમદાવાદમાં અ. હિં. મહિલા વિદ્યાપીઠનો રજત મહોત્સવ પ્રેમાભાઈ હોલમાં શ્રીમતી હંસા મહેતાના પ્રમુખપદે ઉજવવામાં આવ્યો હતો. શરૂઆતમાં શ્રી. વિદ્યાબ્હેને જણાવ્યું હતું કે, આ વિદ્યાપીઠમાં તમામ શિક્ષણ માતૃભાષા દ્વારા આપવામાં આવે છે. શ્રી માવલંકરે જણાવ્યું હતું કે, આવી વિદ્યાપીઠની ઘણી અગત્ય છે. તેમાં સુધારાને સ્થાન છે. પરંતુ તે હજી પ્રયોગાવસ્થામાં નથી. ડૉ. રાવે પણ ભાષણ આપતાં જણાવ્યું હતું કે, હું સહશિક્ષણનો વિરોધી નથી. છતાં સ્ત્રીઓ માટે ખાસ સંસ્થાઓ હોય તેમ માનું છું. આજ સુધી આ વિદ્યાપીઠ ચાલુ રહી છે તે તેની ઉપયોગિતા બતાવે છે. શ્રીમતી હંસા મહેતાએ ત્યાર બાદ જણાવ્યું કે, આપણા પ્રાંતમાં એક જ વિદ્યાપીઠ છે, તેને બદલે ગુજરાત, મહારાષ્ટ્ર અને કર્ણાટક માટે જુદી વિદ્યાપીઠો જોઈએ. તોજ માતૃભાષા દ્વારા શિક્ષણ આપી શકાય. સ્ત્રીઓ માટે પણ બીજી વિદ્યાપીઠ હોય તો તે બધી રીતે આવકારદાયક છે. આખાય મહોત્સવની વ્યવસ્થામાં શ્રીમતી ગુલાબ હઠીસીંગ તથા માલવિકા દિવેટીયાએ સારો જેવો ફાળો આપ્યો હતો.

*

સ્વ. શેઠ બજાજને સ્થાને શ્રીમતી જાનકી દેવી બજાજની ગૌસેવા સંઘના પ્રમુખ તરીકે વરણી કરવામાં આવી છે.

*

અમદાવાદનાં કુમારી હેમલતા હરિચંદ્ર હેગીષ્ટેને અમદાવાદ જીલ્લા વકીલ નિમવામાં આવ્યા છે.

*

રંગુન અને માંડલે વચ્ચે આશ્રિતોને લઈ જતી એક આગગાડી પર બોમ્બ પડ્યા હતા. ત્રણ બ્રિટિશ સ્ત્રીઓ મારી ગઈ હતી અને બાળકોને રક્ષણ રપળે લઈ જતી એક શિક્ષિકાએ પોતાની જાતનું બલિદાન આપ્યું હતું. તમામ બાળકો બચી ગયાં હતાં.

*

વિલાપારલા કુમારીકા અને સ્ત્રી મંડળનો વાર્ષિક રમતગમતનો મેળાવડો યોજવામાં આવ્યો હતો. આ પ્રસંગે વિવિધ રમતગમતોની હરિફાઈ પછી પ્રમુખશ્રીને હસ્તે ઇનામોની વહેંચણી કરવામાં આવી હતી.

*

કાઠિયાવાડના સલાયા ગામમાં એક સગર્ભા યુવતીએ સાસરીયાના ત્રાસથી કંટાળી પોતાની ત્રણ દીકરીઓને કુવામાં નાખી પોતે આપઘાત કર્યો છે.

*

વોશિંગ્ટનમાં દેશને માટે સક્રિય સેવાઓ હજારો અમેરિકન સ્ત્રીઓએ માંગણી કર્યાથી, પ્રતિનિધિ સભાએ મંગળવારે બ્રિટિશ ધોરણે સ્ત્રીઓની લશ્કરી સહાયકારી દળની સ્થાપના કરતો ખરડો પસાર કર્યો છે.

*

ડભોઈની મંગળા નામની બ્રાહ્મણ વિધવા સામે વિધવાવસ્થામાં તેણે જન્મ આપેલા છોકરાને મારી નાખી તેની લાશને વગે કરવાના આરોપસર કેસ થયો છે.

*

ચરોડાની દીવાનાશાળામાં આવાંબાઈ હોરાબજી કુંપર નામની પારસી સ્ત્રીનું ગઈ તા. ૧૫ મીએ અવસાન થયું હતું.

*

દિલ્હીમાં વડી ધારાસભામાં હિન્દુવારસા કાયદામાં સુધારો કરવાને લગતું બીલ રજુ થનાર છે. આ બીલમાં પુત્રીઓને પુત્રના જેટલો જ સમાન વારસા હક્ક કાયદેસરની જ્વાબદારી નાંખવાની જોગવાઈ કરવામાં આવી છે.

*

અમદાવાદ મ્યુનીસીપાલીટીને શાહપુર વોર્ડમાં મેટરનીટી હોમ ખોલવા માટે ૨૫૦૦૦ રૂા.નું દાન શ્રી. મંગળદાસ નગીનદાસ તરફથી મળ્યું છે.

*

માર્ચ માસમાં કુ. ઇંદીરા નહેરુનાં લગ્ન મી. ફીરોઝ ગાંધી સાથે અલ્હાબાદ મુકામે થઈ ગયાં છે. લગ્ન પ્રસંગ બહુ જ સાદાઈથી ઉજવવામાં આવ્યો હતો.

*

સુરત જીલ્લામાં અંબામા ખાતે તા. ૨૦ મીએ રાજકુમારી અમૃતકુંવરને હસ્તે એક મહિલાતાલીમ કેન્દ્ર ખુલનાર છે તેમાં મુસ્લીમ બાનુઓ વધુ લાભ લેતી થાય એ ઈરાદે દશ સ્કોલરશીપોની ઓફર કરવામાં આવી છે. આવી જ ઓફર સિંધી બાનુઓ માટે પણ કરવામાં આવી હતી અને એ સિંધી મહિલાઓ એનો લાભ લેશે.

પ્રેસ ઉપર જતાં ખબર મળે છે કે શ્રીમતી હંસા મહેતાને હસ્તે તાલીમ કેન્દ્ર ખુલ્લું મુકાયું છે—કાર્યભાર શ્રી. મૃદુલા સારાભાઈને હસ્તે છે.

*

સુરત સુધરાઈનાં સભ્ય શ્રીમતી ગુણવંતીબેન ઘીયાના રાજીનામાથી તેમની ખાલી જેડક માટે ફક્ત શ્રીમતી જ્યોત્સનાબેન શુક્લની જ ઉમેદવારી નોંધાઈ હોવાથી તેઓ બીનહરિફ ચૂંટાએલાં જાહેર થશે.

*

જલાલપોરમાં હરિજનનિવાસમાં આ અઠવાડીએ આગ લાગતાં એક વિધવા હરિજન બાઈનું છાપરું, તમામ ઘરવખરી સાથે બળી ગયું હતું.

*

નડિયાદની વિઠ્ઠલ કન્યા વિદ્યાલયની ભૂમિ પર સ્વ. જીવકોરબાઈ મફતલાલ કન્યા વિદ્યાભુવનનું ઉદ્ઘાટન સરદાર શ્રી વલ્લભભાઈ પટેલના શુભ હસ્તે થયું છે.

*

નવસારીના ભીલ વિસ્તારમાં પ્રેમમાં પડેલાં ભાભી અને દીયરે આ અઠવાડિએ આપઘાત કર્યો છે. બાઈનું નામ પુંજી છે. અને તેના દીયરનું નામ ભાણા ગોવિંદ છે આ બને વચ્ચે ઘણા સમયથી પ્રેમ હતો. મોટાભાઈ અમરાને આ વાતની ખબર પડતાં તેણે ભાણાને ઠપકો આપ્યો, પરિણામે ભાણાએ આંખે પાટા બાંધીને કુવામાં ઝંપલાવ્યું અને બીજી બાજુ પુંજીએ ભીલના હોજમાં પડતું મૂકયું. બને જણા ડુબી મર્યા હતાં.

*

અમદાવાદમાં અખિલ હિંદ મહિલા પરિષદની શાખાની વ્યવસ્થાપક સમિતિની ચૂંટણી શેઠોડે ફલ્યના મકાનમાં કરવામાં આવી

હતી. સભ્યોનો ઉત્સાહ સારો જણાતો હતો. શ્રી વિદ્યાબેન નીલકંઠે પોતાનું પ્રમુખ તરીકે નોંધાયેલું નામ પાછું ખેંચી લીધું હતું. તેથી શ્રી. સવિતાબેન ત્રિવેદી પ્રમુખ તરીકે ચૂંટાયેલાં જાહેર થયાં હતાં. ઉપપ્રમુખ તરીકે ડો. મિસ ભેડારા, સ્થાનિક મંત્રી તરીકે મિસ શીરીન કાબિના; કોષાધ્યક્ષ તરીકે મિસીસ જાલમા વખારીઆ બીનહરિફ ચૂંટાયાં હતાં. ચૂંટાયેલા વ્યવસ્થાપક સભ્યોનાં નામો નીચે પ્રમાણે છે; શ્રી. લીલા મણીભાઈ દેસાઈ, મિસ ભાગલીયા શ્રી. મૃદુલાબેન, શ્રી. શારદાબેન મહેતા, શ્રી. વિદ્યાબેન નીલકંઠ, શ્રી ઈન્દુમતી મહેતા, શ્રી. પુષ્પાબેન મહેતા, શ્રી. વિનોદિની નીલકંઠ, શ્રી. ગીદવાણી, મિસ મનસુરી, મિસ પેરીન મીસ્ત્રી, મિસીસ દીના આસાના, મિસ દવાવાળા, મિસ કાબિના શ્રી. ઉદયપ્રભા મહેતા; શ્રીમતી દીના કામાએ પોતાનું નોંધાયેલું નામ પાછું ખેંચી લીધું હતું.

*

મુંબઈમાં બાબુલનાથ રોડ ઉપર રહેતી રમાબાઈ નામની ૨૦ વર્ષની ઉંમરની એક દેવદાસીનું ગયા અઠવાડીએ ભેદી ખૂન થયું છે. એના સંબંધમાં પોલીસે તપાસ શરૂ કરી છે.

*

વડોદરાની દશા શ્રીમાળી જ્ઞાતિની એક શિક્ષિકા બહેને આ અઠવાડીએ નરસંડામાં સ્નેહલગ્ન કર્યું છે, તેનું નામ રત્નપ્રભા છે. લગ્ન કરનાર યુવાન દશા પોરવાડ જ્ઞાતિના શ્રી. રસિકલાલ કેશવલાલ છે.

*

અમદાવાદમાં કાલુપુર કાલુશાની પોળમાં રહેતા ટાકરશી નામના એક શખસની બબુ નામની બાવીસ વર્ષની સ્ત્રી ગયે અઠવાડીએ સગડી સળગાવતાં સળગી ઉઠતાં આખા શરીરે દાઝી જવા પામી હતી. તરત જ તેને બચાવી લેવામાં આવી હતી અને સારવાર માટે હોસ્પિટલમાં ખસેડવામાં આવી હતી. ત્યાં પાછળથી તે મરણ પામી છે.

*

મુંબઈ શહેરમાં ઉતરી પડેલા ગોરા સોલ્જરો પ્રજાજનોની જે રંજાડ કરી રહ્યા છે અને ખાસ કરીને શહેરની બહેનો પ્રત્યે જે અસભ્ય વર્તન દાખવી રહ્યા છે, એ સામે વિરોધ પ્રદર્શિત કરવા મુંબઈની સંખ્યાબંધ મહિલા સમાજો અને સંસ્થાઓના આશ્રય હેઠળ વિઠ્ઠલભાઈ પટેલ રોડ પર આવેલા ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળના વ્યાખ્યાન ખંડમાં શ્રીમતી હંસાબહેનને પ્રમુખપદે મહિલાઓની એક સભા મળી હતી.

*

અમદાવાદમાં એક સગીર બાળાનું અપહરણ કરવા માટે ગયે અઠવાડીએ શહેરકોટડા પોલીસે છોટનખાન નામના મુસ્લિમ સામે કરેલા કેસનો ચૂકાદો આપતાં મેજીસ્ટ્રેટે છોટનખાનને ચાર માસની સખત કેદની સજા ફરમાવી છે.

# સીને જગત્

મુંબઈમાં નવાં ચિત્રોમાં 'ખિલોના' ત્રીજ અઠવાડીયું જાય છે અમર પીક્ચર્સની પ્રથમ સામાજિક કૃતિ મુંબઈના પ્રસિદ્ધ થીએટર ઓપેરા હાઉસમાં તા. ૨૧ માર્ચથી રજુ કરવામાં આવી છે. જૂની સાગર કંપનીમાં દિગ્દર્શક તરીકે પોતાની કારકીર્દિ શરૂ કરી આગળ વધતાં સારી ખ્યાતિ મેળવનાર શ્રી સર્વોત્તમ બદામીએ આ ચિત્રના દિગ્દર્શનમાં સારી સફળતા પ્રાપ્ત કરી છે. પ્રધાન પાત્રોમાં શ્રીમતિ સ્નેહપ્રભા અને જયરાજની જોડી છે. જ્યારે પ્રભાદેવી, પ્રતિમાદેવી, કનૈયાલાલ, મુકરજી, પેરી અને પટેલ સફળ સાથ આપી રહ્યાં છે. વાર્તા શ્રી વજુ કોટકની લખેલ છે અને સંગીત માટે શ્રી ખેમચંદ પ્રકાશ જીમ્મેદાર છે. આ ચિત્રની સફળતા અને ગુણદોષનો આગામી અંકમાં ઉલ્લેખ કરીશું.

ઝુલા.

બોમ્બે ટોકીઝની આ કળાકૃતિ લોકોના આદરને પાત્ર નીવડે છે. આ ચિત્રનું કલાવિધાન ખરેખર રોચક અને આકર્ષક છે. શ્રી લીલા ચીટનીસના નામથી સીને જગત્માં કોઈ ભાગ્યે જ અજાણ્યુ હશે. શ્રી અશોક કુમાર પણ કીર્તિવંત કળાકાર છે. પ્રધાન ભૂમિકામાં શ્રી લીલા ચીટનીસ અને અશોક કુમારની જોડી લોકોને આલ્હાદ આપે છે. શાહનવાજ, વી. એચ. દેસાઈ, કરૂણાદેવી સજ્જ સાથ પૂરે છે. આ ચિત્રનું એક આકર્ષણ તેનાં ત્રણ મનોરમ નૃત્યદ્રશ્યો છે. અસરકારક છે અને આકર્ષક છે. સંગીત રચનામાં શ્રી પ્રદીપજી અજોડ છે. 'આજ મોરી નાવ ચલી રે' 'આજ મોસમ સલોના' લોકોને મ્હોંએ રમી રહ્યાં છે. નાચની સફળતા માટે મુમતાજ અલિ અને શાહજાદી જવાબદાર છે. કળાના શોકીનો માટે આ કૃતિ આવકાર દાયક છે.

ડોક્ટર.

અગિયારમા અઠવાડિયામાં પ્રવેશ કરે છે. ન્યુ થીએટર્સના નવા દિગ્દર્શક શ્રી સુબોધ મિતરની આ નવીન કૃતિ હૃદયરંજક છે. જનસેવાના ઉચ્ચ આદર્શને આ ચિત્ર ઉત્તમ રીતે રજુ કરે છે. સાથે પ્રેમની કરૂણતા અને પ્રબળ અસર આંખે તરી આવે છે. અમરનાથ એક જમીનદારનો આજ્ઞાંકિત પુત્ર છે. એક ગરીબની કન્યાને અન્યાય થતો જોતાં તેનું હૈયું-તેની ઉદાર ભાવના ઘવાય છે અને પોતાના શ્રીમંત પિતાના ક્રોધની પરવા ન કરતાં તેની સાથે લગ્ન કરે છે. શ્રી પંકજ મલ્લિક જેમણે સંગીત દિગ્દર્શક તરીકે સારી નામના મેળવી છે તે, અહિત ચૌધરી, પન્ના, ભારતી, જ્યોતિ અને પ્રકાશ પોતાનાં કામને યોગ્ય ઈન્સાફ આપે છે. અભિનયની છાપ પાડે છે.

ભરતમિલાપ

પ્રકાશ પીક્ચર્સનું પૌરાણિક બોલપટ આઠમા અઠવાડિયામાં પણ ગીરદી જમાવી

રહ્યું છે. દશરથ રાજા ખૂદ કૈકેયીને જણાવે છે કે 'रामादपिहि तंमन्ये धर्म तो वल्वतरम्" અર્થાત કે રામના કરતાં પણ ભરતમાં ધર્મભાવના વધારે બળવાન છે. એનું સુંદર પ્રતિપાદન આમાં જણાય છે. કથાનક કંઈક ટુંકું હોવાથી કેટલોક ભાગ સુસંબદ્ધ જણાતો નથી. છતાં આ બોલપટ દરેક હિંદુને જોવાલાયક છે. ભાવના કરતાં કર્તવ્ય શ્રેષ્ઠ છે એ ઉત્તમ રીતે આલેખાયું છે. ભવ્ય સેટીંઝ નયનરંજક છે પણ કોઈ સ્થળે કળા ખાસ દર્શાવવાના હેતુથીજ યોજવામાં આવેલાં સ્પષ્ટ જણાય છે. નામાંકિત નટી શ્રી દુર્ગા ખોટે, શ્રી શોભના સમર્થ, શ્રી શાન્તા કુમારી, શ્રી વિમળા, શાહુ મોડક, પ્રેમ અદીબ, ઉમાકાંત, નિંબાલકર વગેરેનું કામ દિલકશ છે. દિગ્દર્શન શ્રી વિજયભટ્ટ અને કલાવિભાગ શ્રી કનુદેશાઈને આભારી છે.

રાજારાણી.

અત્રે પિકચર્સ કૃત 'રાજારાણી' સાતમા અઠવાડિયામાં પ્રવેશે છે. સયુક્ત કુટુંબથી વિટંબનામાંથી મૂક્ત થઈ રાજારાણી બનવાના સ્વપ્નાં સેવનાર નવપરિણીત દંપતિના સંસારનો હાસ્ય ઉપજાવે તેવો ચિતાર છે મુખ્ય પાત્રોમાં શ્રી વનમાલા, મઝહર, ત્રિલોક કપૂર છે. દિગ્દર્શક નઝમલ હુસેનન કરી.

પ્યાસ.

સામાજીય બોલપટ છે. સો પ્રત સમયમાં આપણું જીવન દાંભિક બનતું જાય છે. જીવનના દંભપર સર્ચલાઈટ ફેંકી ગ્રામ્ય જીવનની સરળતા સમજાવે છે. ગ્રામ્યજીવન અને શહેરી જીવન, ગરીબી અને શ્રીમંતાઈ, ઉદારતા અને હાથસંકોચ વગેરેની તુલના આ ચિત્રમાં અચ્છી રીતે આલેખવામાં આવી છે. જાણીતા કળાકાર: સ્નેહપ્રભા, શમીસ, ઈશ્વરલાલ, નઝીર પોતપોતાની ભૂમિકાને રોનક આપે છે. સંગીતને શ્રી ખેમચંદ પ્રકાશે યોજ્યું છે. જ્યારે દિગ્દર્શન શ્રીરામ દરિયાનીએ કરેલ છે.

ઉજાલા.

નાટયગૃહની પાશ્ચાદ ભૂમિકા ઉજાલાની વાર્તાનો પાયો છે અને લોકોનાં ધ્યાન ખેંચતી બીના એ છે કે ત્રણ વર્ષના લાંબા ગાળા પછી હિંદી સીને જગત્‌ની રૂપ સુંદરી નસીમ પોતે સ્થાપેલી તાજમહેલ પીકચર્સની પ્રથમ કૃતિમાં દેખાદે છે. પોતે નૃત્યકળા નિપૂણ પણ છે. એ દાખવવાની તક શ્રી નસીમને આ બોલપટમાં સાંપડી છે. જેમાં તે પોતાના કાવ્યનો સારો પરિચય આપે છે. પ્રધાન પાત્રોમાં શ્રી રતનબાઈ, પૃથ્વીરાજ, મુબારક, મીરઝાં મુશર્રફ વગેરે છે. વાર્તા શ્રી કમાલ અમરોહી જે જાણીતા નાટય લેખક છે તેમની છે. ડાયરેકશન કે. એમ. મુલ્તાનીનું છે.

આપના ઘર.

શ્રી દેવકીબોઝ હિંદના પ્રથમપંક્તિના દિગ્દર્શક છે. તેમનું નામ સર્વત્ર જાણીતું છે. કળામય દિગ્દર્શનમાં તેઓ સિદ્ધ હસ્ત છે.

તેમની કળા જોવાની તક પ્રેક્ષકોને આ ચિત્રમાં સોરકો ચિત્રોના ઉત્પાદકોએ સાધી આપી છે. પીડાતી માનવતાની સેવા કરવામાં, સમાન હકને વાંછતી પુરૂષવર્ગ સામે બંડ જગાવતી એક સ્ત્રીના જીવનને અનુપમ રીતે આંકવામાં આવ્યું છે. પ્રસંગો મનોહર છે, દિગ્દર્શક પોતાની ખૂબીનો ઉમદા પરિચય આપે છે. પાત્રોમાં શ્રી શાન્તા આપ્ટે શ્રી માયા બેનરજી, વિમલા, શ્રી ચંદ્રમોહન, નિંબાલકર, ગોપ, આદિ છે. સંગીત શ્રી. એચ. બાલીએ યોજ્યું છે. ગોથા આવાડિયામાં અજબ આ-કર્ષણ જમાવે છે.

**સફેદ સ્વાર.**

એડવાન્સ ફિલ્મ રાઈટ્ઝનું સફેદ સ્વાર. માર-ફાડ દાખવતા ચિત્રો જોવાની ઉત્કંઠા સેવનારને આનંદ આપે તેવું છે, એક દેશી રાજ્યનો દિવાન પોતાની રાક્ષસી મહત્વકાંક્ષા પૂરી કરવા રાજાનું ખૂન કરે છે. અને રાજગાદી પોતાને કબજે લે છે. રાજનો ખજાનચી રાજભક્ત છે. ને ખજાનો બતાવવા ના પાડે છે. તેનાપર અત્યારની ઝડીઓ વર્ષાવવામાં આવે છે. તેના પુત્રને મારી નાંખવામાં આવે છે. સફેદ સ્વાર નામનો નવયુવક અત્યાચારીઓનો સામનો કરવા બહાર પડે છે. નવીન યાજ્ઞિક, રાધારાણી, આગા, સાવાણી, શાહજાદિ મુખ્ય પાત્રોમાં નજરે પડે છે. ચોથા અઠવાડિયામાં શોકિનોનેઆકર્ષે છે.

**તાજમહેલ.**

મોગલસમ્રાટ શાહજહાનાં પોતાની પ્રિય-તમાના પ્રેમનું સ્મૃતિચિન્હ અને તેની અમરગાથા હિંદના ઈતિહાસ જાણનાર સારી રીતે જાણે છે. મુમતાજનું સ્મૃતિ મંદિર 'તાજમહેલ' દુનિયાની એક અજાયબી લેખાય છે. આ વાર્તાને કચકડાની પટ્ટીમાં ઉતારવામાં મોહન પીકચર્સે સારી સફળતા સંપાદન કરી છે. ચિત્ર ઈતિહાસને અનુસરે છે. મુખ્ય કામ શ્રી સરોજીની, ઈંદુરાણી, મુબા-રક, ફકીરમહંમદ અને એસ નઝીરને સીરે જાય છે. આ ચિત્રનું દિગ્દર્શન શ્રી નાનુભાઈ વકીલે કર્યું છે.

---




શ્રી કેશવપ્રસાદ દેસાઈ

નવાં વિવેચનો.

લેખક : નવલરામ ત્રિવેદી. પ્રકાશક : ગુર્જરગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. પાનાં ૨૫૬ પાકું પૂંઠું કીંમત સવા બે રૂપિયા.

ગુજરાતમાં વિવેચન પ્રથા વિસ્તૃત થતી જાય છે તે એક સુભાગ્ય છે. સાહિત્ય વૃદ્ધિ માટે ફક્ત લખાણ જ જરૂરનું નથી, પણ લખાણ ઉચ્ચકોટીનું હોવું જોઈએ. લેખકો—ભવિષ્યના લેખકો—ને સીધે રસ્તે રાખવામાં વિવેચકોનો મોટો હીસ્સો હોઈ શકે. ભૂતકાળના લેખકો પરત્વેની તેમની વિવેચના—તેમજ ટીકાની અસર ભવિષ્યના લેખકો ઉપર થયા વિના રહે નહિ. આ ઉપરાંત વિવેચક બીજું પણ કાર્ય કરે છે. તે પ્રજાને સાહિત્ય—પ્રસિદ્ધ થયેલું સાહિત્ય—તેના શુદ્ધ અર્થમાં સમજાવવા યત્ન કરે છે. કેટલાયે સાહિત્ય રત્નોની ખુબીઓ સામાન્ય વાંચક સમજી શકયો નથી હોતો. વિવેચકની મદદથી તે આ ખુબીઓ પીછાની તે સાહિત્યરત્ન ભોગવી શકે છે. વિવેચનો ખંડનાત્મક પણ હોઈ શકે. અમુક પ્રકારના સાહિત્યનું ખંડન થાય તે સામે કોઈ વાંધો પણ ના લઈ શકે. છતાંયે ખંડનમાં વિવેકબુદ્ધિ રાખવી ઈષ્ટ છે. સખ્ત પ્રહારોથી ઉગતા લેખકો છુંદાય નહિ તે જોવાની જરૂર છે. તેમને વિવેચકો વાળી શકે તેજ ઈષ્ટ છે. પ્રચારાત્મક વિવેચનો તો જરાયે ઉત્તેજવા યોગ્ય નથી. શ્રી. નવલરામનાં વિવેચનો નથી ખંડનાત્મક કે નથી પ્રચારલક્ષી. તેઓની દૃષ્ટિ અભ્યાસની છે. ".નવાં વિવેચનો" નવલકથાનાં ઐતિહાસિક દર્શનથી શરૂ થાય છે. તેમાં અન્ય દેશ અને પ્રાંતની નવલકથાના વિકાસની ઉડતી રૂપરેખા છે. ત્યાર પછી ગુજરાતી નવલકથાના વિકાસનું પ્રકરણ છે. પછી સરસ્વતીચંદ્રનું પાત્રા લેખન, ગુજરાતનું હાસ્ય, વીરનર્મદ, સુધારા કાન્તની કવિતા, કલાપિ, નાનાલાલનાં નાટકો, ઈંદુકુમાર, આત્મલગ્નની ભાવના, ગુર્જર સાહિત્યમાં નારી જીવનનું પ્રતિબિંબ, પ્રગતિમાન સાહિત્ય, ઐતિહાસિક નવલકથા, વગેરે વિષયો ઉપરની ચર્ચા જરૂર વાંચવા અને વિચારવા જેવી છે. અલબત્ત અમે લેખકના દરેક મંતવ્ય સાથે મળતા થઈયે ધીયે તેમ માની લેવાનું નથી. દાખલા તરીકે " વણપાંગરી મહેચ્છાઓ " માં વિપરીત વસ્તુના વિસ્તારી વર્ણનનું કારણ જણાવે છે કે : " અનેક પુરૂષો વિદ્યાના કજોડાનું જે કષ્ટ સહન કરતા હતા તેનો બદલો લેવા લેખકાએ અભણ પતિની દુઃખી યતી વિદ્યાવિલાસિનીઓ સર્જી...અવળવાણીમાં પુણ્ય પ્રકોપ પ્રકટ કરી આપણા અનેક લેખકાએ આંતરીક આશ્વાસન સાધ્યું છે. " આ મંતવ્યની સાથે સૌ કોઈ મળતું થશે નહિ. હું તો તે નથી જ કબુલ કરતો. શ્રી. નવલરામમાં અને તેમનાં લખાણોમાં હાસ્યધ્વનિ છે, કટાક્ષ નહિ પણ રમુજવૃત્તિ છે, એટલે તેમનાં લખાણો વાંચતાં કોઈને ભાર લાગે તેમ નથી. આ નવાં વિવેચનોથી જુના લેખકોનાં શિષ્ટ પુસ્તકો નવી હોંસથી વંચાશે એમ આશા રહે છે સાજા

પાઠશાળામાં હવે "ગુજરાતી" સાહિત્યનો પદ્ધતિસર અભ્યાસ થાય છે એટલે તેમાં પણ વિદ્યાર્થીઓને "નવાં વિવેચનો" મદદરૂપ થશે.

### ભગિની સમાજ રજત મહોત્સવ ગ્રંથ.

મુંબાઈની સ્ત્રી સંસ્થાઓમાં આગળ પડતું સ્થાન ધરાવનાર "ભગિની સમાજ"નો રજત મહોત્સવ ફેબ્રુઆરી માસમાં ઉજવાયો. તે પ્રસંગે આ સ્મારક ગ્રંથ પ્રસિદ્ધ થયો છે. ભગિની સમાજ પત્રિકામાં રજત મહોત્સવ લેખમાળા આવી હતી તે બધા લેખો ઉપરાંત મહોત્સવ પ્રસંગે મહાનુભાવોના આવેલા પ્રોત્સાહક સંદેશાઓ, તેમજ સંસ્થાની પ્રવૃત્તિને લગતી છબીઓ આ અંકમાં છે. લેખમાળા જુના અને નવા કાર્યકરોને હાથે લખાઈ છે. તેમાં સંસ્થાનો કેટલો એક ઈતિહાસ તથા કાર્યકર્તાની ભાવનાઓ સમાયેલી છે.

### સ્વાતિ.

લેખક: "કોલક" ગુરૂનિવાસ, નેહરૂરોડ, વીલાપારલા; પાનાં. ૧૨૪. કીંમત. દોઢ રૂપિયો.

"કોલક" ઉપનામથી લખનાર શ્રી. મગનલાલ લાલભાઈ દેસાઈના કાવ્યોનો આ સંગ્રહ છે. આમાં ૭૩ કાવ્યો છે. વિષયોની પસંદગીમાં અપાર વિવિધતા છે. ફ્લાઈંગ રાણીમાંથી જોયેલી સંધ્યા, મચ્છરદાની પર પડેલાં પતંગીયાં, સ્વ. કવિવર ટાગોર, ડોસીનું અવસાન, કવિ મંડળીની કલ્પના રેંટીયો, બ્લેકઆઉટ, જુહુ. અને તાજમહેલ વગેરે નામાવલિ જોતાંજ વિષયોની વિવિધતાની ખાત્રી થશે. શ્રી. કોલક કવિ છે તે સાથે કવિતા પ્રેમી પણ છે. "માધુરી" માસિક પછી "કવિતા"ના તંત્રી મંડળમાં તે જોડાયા છે. "માધુરી"માં પણ કવિતાને સાહિત્યમાં ઉચ્ચ સ્થાને સ્થાપવાના તેમના પ્રયાસો જાણીતા હતા. આ સંગ્રહમાનાં કાવ્યો સુંદર છે. સામાન્ય દશ્યો, સાધારણ બનાવો, અદના મનુષ્ય, એ સર્વમાં શ્રી. કોલકને કવિતા રચવાનો વિષય મળી આવે છે. તેમનામાં સહાનુભૂતિ છે. આદર્શ છે. અને કાવ્ય રચનાનો પ્રેમ છે. તેઓ જુના ઢાળને અપનાવી શકે છે. મંદાક્રાંતાને શિખરણી પર પણ તેમને ભાવ છે, અને સોનેટ પણ સ્વીકારી શકે છે. સરળ શબ્દાવલિમાં સુંદર ચિત્ર દશ્યમાન કરવાની કળા તેમને પ્રાપ્ત થઈ છે. કલ્પનાના રંગથી સામાન દશ્યો તેઓ કાવ્યમાં ઉતારી શકે છે. હજી તેમની કાવ્યધારા વહેતી છે. તે સુંદર છે અને સુંદરતર થાય તેવા ચિહ્ન આ કાવ્ય સંગ્રહમાં છે.

### પરિમલ.

લેખક: રમણિકલાલ જયચંદભાઈ દલાલ, પ્રકાશક: ગૂર્જરગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તા અમદાવાદ. પાનાં ૧૬૭, સુશોભિત પુંઠું. કીં. રૂ. ૨-૦-૦

રમણિકલાલ દલાલની ટુંકી વાર્તાઓ અવાર નવાર માસિકોમાં ધ્યાન ખેંચતી હતી, પરંતુ તેમણે આટલી બધી કવિતાઓ લખી હશે તેની તો ઘણાને ખબર નહી હોય. મને પણ ખબર નહોતી. એટલે આ પુસ્તક જોઈને મને પણ આશ્ચર્ય આનંદ થયો. કવિતાઓ બે વિભાગમાં વહેંચાયલી છે. પ્રથમ વિભાગમાં મોટે ભાગે મૌલિક કાવ્યો છે. અને બીજા વિભાગમાં ઘણું ખરું અંગ્રેજી કાવ્યોના અનુવાદો છે. સુંદર અનુવાદ કે સુવાચ્ય ભાષાંતર જો ઉત્તમ કાવ્યોનું થયું હોય તો તે જરૂર આવકાર લાયક છે. અને રમણીકલાલના કાવ્યાનુવાદો એ રીત આવકાર પામે છે. તેમણે મૂળકાવ્યો ઉત્તમ જ પસંદ કરેલાં છે, ભાષાંતરમાં કેવળ

તરજુમીયા ન બની જતા મૂળના ભાવ ઉતાર્યા છે, હોમરના ગ્રંથ ઈલીયડના ભાષાંતરથી અંગ્રેજ કવિ પોપ મહાકવિનું સ્થાન પામ્યો છે. સંસ્કૃત કાવ્ય અને નાટકાના ગુજરાતી અનુવાદ છગનલાલ પંડ્યા, કે. હ ધ્રુવ, બ. ક. ઠાકોર, નાનાલાલ, વગેરે પ્રખર સાક્ષરોએ કર્યા છે. પ્રથમ વિભાગમાં પચ્ચાસ કાવ્યો છે. બીજામાં એકવાન અનુવાદો છે. દરેક કાવ્ય લખ્યાની તારીખ અનુક્રમણિકામાં આપી છે તે યોગ્ય જ થયું છે. જન્મભૂમિના જયગાન અને એવા ઘણાંયે કાવ્યોમાં લેખકનું દેશાભિમાન દર્શન દે છે. પુસ્તકનો વિસ્તૃત પરિચય પ્રો. ચતુરભાઈ પટેલે કરાવીને વાંચક વર્ગને ઘણી મદદ કરી છે. તેમના કહેવા પ્રમાણે આ કાવ્યોનાં બે સેરો મુખ્ય છે. પ્રેમ અને પ્રકૃતિ કુટુંબ પ્રેમના કેટલાએક કાવ્યો ફરી ફરી વાંચવા ગમશે. પ્રકૃતિ નિરૂપણમાં કેટલાંક કાવ્યોમાં સુંદર રીતે થયું છે. પુસ્તકને અંતે ટુંકુ ટીપ્પણ આપી લેખક દરેક કાવ્ય વિશે કાંઈને કાંઈ કહ્યું છે તેથી વાંચકનું કામ સરળ બને છે.

**ભાવના.**

લેખક : મનોરમા મંગળજી શાસ્ત્રી. દરબારગઢ વાંકાનેર, પાનાં પર કીં. ૦–૬–૦.

હૃદયથી કરેલી પ્રભૂતી પચ્ચીસ પ્રાર્થનાઓનો સંગ્રહ આ નાનકડા પુસ્તકમાં છે. ભાષા ભાવનાથી પૂર્ણ છે. અને જો કે આ પ્રાર્થનાઓ ગદ્યમાં જ છે તો પણ દરેક પ્રાર્થનાને એક એક કાવ્ય કહી શકાય તેમ છે. આ પ્રાર્થનાઓનું સત્ત્વ તેનું ટુંકાણ છે. આ ભાવનાઓ સર્વ સનાતન છે, જો કે તે અર્વાચીન શૈલીમાં આલેખાઈ છે.

**ખંડરનો ગરૂખો.**

લેખક : ભગીરથ મહેતા. પ્રકાશક : નગીનદાસ અને માણેકલાલ. માલ્ડન હાઉસ, ન્યુ મરીનલાઈન્સ, મુંબઈ. પાના. ૧૬, કીં ૦–૩–૦.

પૂંઠેથી પૂંઠા સુધી નાનકડાં કાવ્યો સમાવતી આ નાનકડી ચોપડી છે. કાવ્યો મઝાના છે.

**રાસ જ્યોતિ.**

લેખક : સૌ : પનિષ્ટી મજમુદાર. નવયુગધર્મ કાર્યાલય. લાઠી, પાનાં ૧૪. કીંમત. ૦–૧–૬.

જુના ઢાળોમાં રચાયલા રાસોનો આ નાનકડો સંગ્રહ છે. લેખક બહેનનો રાસરચના ઉપર કાબુ સારો છે.

**ભગવદ્ ભજનમંજરી.**

પ્રકટકર્તા : પંડિત હિંમતરામ શર્મા સીક્કાનગર ઈ. બ્લોક મુંબઈ નંબર ૪. પાનાં ૧૬૨. કીં. ૧–૦–૦.

કર્મકાંડના, સેવા પૂજાના, અને અન્ય ભક્તિના ભજનોનો આ સંગ્રહ છે. ભાવિકજનો માટે ઘણો ઉપયોગી થઈ પડશે. આવાં ભજનો કોઈ સાહિત્ય દષ્ટિયે જોઈ શકાય નહિ. પ્રકટકર્તાએ આ ભજનોના લેખક કોણ છે તે દર્શાવ્યું નથી. પરંતુ એમ લાગે છે કે કેટલા એક પ્રાચીન અને મુખપરંપરાગત હશે, અને કેટલાં એક તેમણે પોતે રચ્યાં હશે.

**ગીત રજની**

લેખક : બાળકૃષ્ણ ભટ્ટ. પ્રકાશક. જીવનલાલ ઍન્ડ સન્સ, મુંબઈ ૨. પાનાં ૪૮. કીં. ૦–૮–૦.

લેખક બાળમાનસના અભ્યાસી અને સંગીતના જાણકાર હોવાથી આ નાની પુસ્તિકામાં તેમણે રચેલા બાળગીતો બાળકોમાં ઘણો આદર પામશે એમ લાગે છે. એમાં નૃત્ય

ગીતો છે અને કુચગીત પણ છે. એમાં દેશભક્તિનાં ગીત છે અને રમત ગમતનાં પણ છે. કાવ્યોની નીચે નાનાં પણ યોગ્ય ચિત્રો મુકેલાં હોવાથી બાળકો વધુ આકર્ષાશે.

**દૂધ.**

લેખક: ડૉ. મોતીચંદ કુરજી ઝવેરી. બાળઉછેર જ્ઞાન. અને બાળઉછેર ગીતામંજરી. આ ત્રણે પત્રિકાઓ પ્રકાશ પ્રેસ, જામનગર, તરફથી પ્રસિદ્ધ થઈ છે. દરેકની કીંમત એક આનો છે. ઉપયોગી જ્ઞાનનો પ્રચાર કરવાની આ રીત ઈષ્ટ છે. બાળ ઉછેર ગીતમંજરીમાં જુની પદ્ધતિયે નવું જ્ઞાન આપ્યું છે. ગામડાંમાં આવી પત્રિકાઓનો પ્રચાર થાય તે ઈચ્છવા યોગ્ય છે.

**તેજછાયા.**

લેખક: જ્યમનગૌરી પાઠકજી. મળવાનું ઠેકાણું યુગાન્તર કાર્યાલય. ગોપીપુરા, સુરત. પાનાં ८४+२१. કીંમત સવા રૂપિયો.

ગુજરાતનાં સ્ત્રી લેખકોમાં શ્રી. જ્યમનગૌરીનું સ્થાન ઉંચું છે. તેમનાં કાવ્યોનો આ સંગ્રહ ત્રણભાગમાં વેંચાયો છે. ૧. છંદ કાવ્યો. ૨. ગીત કાવ્યો. ૩. રાસ કાવ્યો. સંસ્કૃત છંદોમાં રચાયલો પ્રથમ ભાગતો જુદો તરી આવે છે. તેમ ગરબે ગાવામાં રાસ કાવ્યો પણ અનુકૂળ છે. બીજા ભાગમાં બન્નેનું મિશ્રણ છે એમ કહીયે તો ચાલે. સર્વ કાવ્યો ઉંચા પ્રકારના છે. રાગમધુરા છે અને ભાષા સંસ્કારી છે. શ્રી. કેશવ હ. શેઠે, પુસ્તકની શરૂઆતમાં લંબાણ તત્ત્વ દર્શન કરી વાંચકોનો માર્ગ સુગમ કરી આપ્યો છે. આ તત્ત્વદર્શન વિદ્વત્તાથી, સહાનુભૂતિથી, તેમજ નિષ્પક્ષપાતિથી લખાયલું જોઈ આનંદ થાય છે.

**પ્રકંપ.**

લેખક: હરિકૃષ્ણ વ્યાસ, પ્રકાશક; સ્વરસ કાર્યાલય. લાઠી. પાનાં ૯૬. કીંમત ०-१२-०

નવ ટુંકી વાર્તાઓનો આ પુસ્તકમાં સંગ્રહ કરાયો છે. આ સર્વ વાર્તાઓ સામાયિક પત્રોમાં પ્રસિદ્ધ થઈ ગયેલી છે તેથી કાંઈ તેમના આકર્ષણમાં ઘટાડો થતો નથી. લેખકની કલમ કસાયલી છે અને ગુર્જર સાહિત્ય પ્રત્યે તેમને પ્રીતિ છે. આ સંગ્રહમાની વાર્તાઓમાં ભાષાંતરો પણ છે. મૌલિક તેમજ અન્ય, સર્વ વાર્તાઓમાં કાંઈ ને કાંઈ છે. અફલાતુનની વાર્તાનો વિષય કાંઈક ચર્ચાસ્પદ છે. અને લેખકે ચીતરેલું માનસ સ્વાભાવિક હોવા વિશે ઘણાને શંકા થાય તો નવાઈ નહિ.

ગાંડીવનું




વર્ષ ૨૩ મું :: એપ્રિલ ૧૯૪૨ :: અંક ૪



## – તારલિયાના ઝુમખા –

અમે તેજ કેરાં બાળ,  
અમે નિત્ય રમતિયાળ,  
તારલિયાનાં ઝુમખા.—  
આભ બાગનાં રસાળ,  
અમે ફૂલડાના ફાલ,  
તારલિયાનાં ઝુમખા.—  
કોઈ નાના મોટા કોક,  
ઉગીએ ગગનને ગોખ,  
તારલિયાનાં ઝુમખા.—  
અમે આભ કેરી ખાટે,  
ઝૂલીએ જ ઝગમગાટે,  
તારલિયાનાં ઝુમખા.—  
અમે દીવડા આકાશી,  
સદા રહીએ પ્રકાશી,  
તારલિયાનાં ઝુમખા.—

ચંદ્રકાન્ત મંગળજી ઓઝા.

# જ્ઞાન પરબ

લેખક : શ્રી અભયકુમાર

વખતઃ—સવારના ૮ વાગ્યાનો.

સ્થળઃ—વૃદ્ધ બાઈ બાળપુસ્તકોનો ગંજ ખડકી બેઠાં છે. મેજ ઉપર ખડીઓ અને હોલ્ડર પડ્યાં છે. બાઇ કોઇના આગમનની રાહ આતુરતાથી જોઈ રહ્યાં છે.

બાઈ બોલ્યાં:—કેમ હજુ કોઈ આવતું નથી? જગતને હજી જ્ઞાનની ભૂખ અને તરસ નથી લાગ્યાં? માનવીને પાણી વિના નથી ચાલતું, જમ્યા વીના નથી ચાલતું તો પુસ્તકો વીના કેમ ચાલતું હશે?

બપોર થાય છે.

હજી કોઇ જ્ઞાન તરસ્યું દેખાતું નથી.

સાંજનો પહોર થયો.

ડોશી છાજલી કરી જુએ છે. દૂરથી એક બાળક આવતું દેખાય છે. ડોશીને મનમાં ટાઢક વળે છે.

ડોશી બોલ્યાં:—હા, આવ્યું તો ખરું.

બાળક ડોશીથી જાણે ભયભીત થતું હોય તેમ દોડી જાય છે. ડોશીને નીરાશા થાય છે.

બીજું બાળક આવ્યું. તેણે હીંમત કરી.

૨ જું બાળ બોલ્યું:—ડોશીમા, આ શાની ચોપડીઓ? કેટલી બધી સુંદર? એમાં શું છે?

ડોશી કહે:—એમાં? એમાં તો અવનવી વાતો. જ્ઞાન આપે એવી વાર્તાઓ. દીલના અંધાર ઉલેચે એવી એ વાતો. જીવનમાં જ્ઞાનના દીવડા પ્રગટે એવી એ વાતો. વાંચવી છે?

બાળકઃ—મને એક પુસ્તક આપશો?

ડોશીમાઃ—શા માટે નહીં? પુસ્તકો બાળકો વાંચે. રસભેર. વાંચે. વાંચનના બાળકો રસીયાં બને માટે તો બેઠી છું, બા.

ડોશીમા પુસ્તકની નોંધ કરે છે. બાળક પુસ્તક લઇ હરખાતું હરખાતું દોડી જાય છે.

પુસ્તક લઈ જનાર બાળક બીજાં બાળકને જાણ કરે છે.

ત્રીજું બાળક આવે છે. ચોથું આવે છે. પાંચમું આવે છે. સુરજ ઉગે ને બાળકોની હારની હાર દેખાય છે. ડોશી રાજી રાજી થઇ જાય છે. ડોશીમાના જ્ઞાનપરબની વાતો ઘેર ઘેર ગાજતી થાય છે. ચારે દીશામાંથી ચાર પરીઓ આવે છે. શ્વેત કપડામાં સજ્જ. ડોશીમા પાસે બેસે છે. ડોશીમાના જીવનકાર્યની પીછાન કરી લે છે.

૧ લી પરીઃ—મા, આ કાર્ય છોડશો નહીં. વખતનો વ્યય થશે. પૈસાનો વ્યય થશે. મહેનત પડશે અને જીવનમાં નીરાશા પણ આવશે. આ કાર્ય છોડશો માં.

૨ જી પરીઃ—જ્ઞાન એ તો જગતના અમુલ્ય ભંડારો કરતાં પણ શ્રેષ્ઠ. પૈસા ચોર ચોરી જાય, લુંટારા લુંટી જાય, કીડા ખાઇ પણ જાય, અને વખત જતાં પૈસાને કાટ પણ ચડે. જ્ઞાન કોઇ નહીં ચોરે કે કોઈ નહીં લુંટે.

૩ જી પરીઃ—એક દીવો બીજા દીવાને સળગાવશે, બીજો ત્રીજાને અને ત્રીજો ચોથાને. એક દીવો લાખો દીવાને પેટાવે. પણ પ્રથમ દીવો પોતાનું નુર ઓછું કરતો નથી. જ્ઞાનપરબમાંથી પીનાર સહુ તૃપ્ત થશે, પણ પરબની ગોળી ઓછી થવાની નથી. મા, જગતનાં બાળકોની તરસ છીપાવે રાખો. આ મહાપુણ્યનું કાર્ય કરતાં રહેજો.

ચોથી પરીઃ—મા, માનશો ? અમે દીશા ઘુમ્યાં. પર્વતો અને ખાડા ટેકરા ખુંદયા પણ પ્રકાશ ના દેખાયો. જગતમાં પ્રકાશનું ટપકુંયે ના જડયું. અમે ઉડયા જ કર્યું. દુરથી તમારા જ્ઞાનમંદીરનો પ્રકાશ ઝળહળતો દેખાયો. અમને “હાશ” થયું. અમે હોંશભેર ઉડયાં. તમારૂં જીવનકાર્ય નીહાળીએ છીએ અને ખુબ આનંદ થાય છે.

ડોશીમાઃ—બેટાઓ, મેં તો પુરી ધગશથી આ કાર્ય ઉપાડયું છે. સંકટો આવશે અને એની નીરાશા પણ મળશે. પણ તમ સરીખડાંના આશીર્વાદથી હું મારી મજલ કાપતી રહીશ. બાળકો તો આવતી કાલના જગત સ્તંભો છે. તે સ્તંભો ઉપર તો જગત ટેકાએલું છે. હું બાળકોને જ્ઞાન નહી પીરસું તો કોણ પીરસશે ?

બાળકોનું ટોળું જમા થઈ જાય છે. પરીઓ કબાટો ઉઘાડે છે. અંદરથી પુસ્તકો કાઢી બાળકોને મનગમતાં પુસ્તકોની લ્હાણુ કરે છે. દરેક બાળક ઉંચકાય એટલાં પુસ્તકો ઉંચકી જાય છે.

૧ લી પરીઃ—બાળકો બેસી જાઓ. આજે આપણે ડોશીમાને ફુલગજરાથી વધાવીએ. ડોશીમાના જીવનકાર્યનો ઉલ્લેખ કરી ફુલહાર પહેરાવે છે. સહુ બાળકો તાળીઓથી જ્ઞાનમંદીરને ગજવી મુકે છે; પરીઓ વારાફરતી ડોશીમાને વંદન કરે છે. બાળકો આવી ડોશીમાની ચરણુરજ લે છે. સહુ વીખરાય છે.

એકલાં ઉભાં છે, ડોશીમા આંખમાં મોતી ટપકે છે. દીલમાં હર્ષ માતો નથી. તે જ્ઞાનમંદીરના દેવની પુજા કરે છે. જ્ઞાનમંદીર મંજીરા અને તંબુરાના રણકારથી ગાજી ઉઠી છે.

# ભીખો વાણિયો

તેનું નામ હતું ભીખો પણ કામ હતાં ઉદાર! ગામડાના ગરીબ લોકોને કોઇ પૈસા ન ધીરે પણ કોઇને જરૂર પડી હોય ને અર્ધી રાતે પૈસા લેવા આવે તોય ભીખો વાણિયો આપે. ને વ્યાજ પણ બહુ થોડું લે. તથા પૈસાની ઉઘરાણી કે ઉતાવળ જરાયે ન કરે. ગરીબ માણસને મળે ત્યારે પૈસા આપે. કોઈને ગળે બેસીને પૈસા ન કઢાવે. ભીખો વાણિયો ગરીબોની તિજોરી હતો

ભીખો વાણિયો શરીરે ઠીંગણો હતો પણ તેનાં કામ વિરાટ હતાં. કોઇ ગરીબને કોઈ સરકારી–દરબારી સિપાઈડાં સતાવતાં હોય કે કોઈ માથાભારે માણસ દબાવતો હોય તો લોકો જાય ભીખા વાણિયા પાસે. ને તે રસ્તો બતાવે તેમ કરે એટલે તેનું કામ થઇ જાય! ભીખો વાણિયો ગરીબોનો વિસામો હતો.

ભીખા વાણિયાનો રંગ કાળો હતો પણ તેનું અંતર ધોળું હતું. ગામમાં નિશાળ, લાયબ્રેરી, હવાડો, કૂવો, ધર્મશાળા, ચબૂતરો, મંદિર બધાના વહીવટ તે કરે ને ચોખ્ખા હિસાબ રાખે. જરાએ ગોટાળો ન થવા દે. અને આખા ગામને તેમાં રસ લેતાં કરે. ભીખો વાણિયો ખૂબ પ્રમાણિક ને ઉત્સાહી હતો.

ભીખો વાણિયો પૂજા કે ટીલાંટપકાં ન કરે પણ રોજ સાંજે જીવતા દેવ જેવાં ગામનાં છોકરાંને ભેગાં કરીને રમાડે ને કોઈ કોઇ વાર તેમને ઉજાણી પણ આપે. ભીખો વાણિયો બાળકોનો ભક્ત હતો.

ગુલાબચંદ માસ્તરના ભીખો ગામના સુખે સુખી ને ગામના દુઃખે દુઃખી રહેતો. ગમે તેને ગમે તે જાતની મદદ જોઈએ તો તે ભીખા વાણિયા પાસેથી મળતી. કોઈ આશરો ન આપે તેને ભીખો વાણિયો મદદ કરે. ખરેખર, ભીખો વાણિયો ગુલાબચંદ માસ્તરનો નહિ પણ આખા ગામનો દીવો હતો!

પણ જ્યારે ભીખા વાણિયાને માથે દુઃખ પડયું ત્યારે તેણે કોઇની મદદની આશા ન રાખી. ને જ્યાંથી જ્યાંથી જેટલું જેટલું દુઃખ પડયું, તેટલું તેટલું તેણે મુંગે મોઢે ધીરજથી સહન કર્યું!

ધન્ય છે એ વણિક વીરને! રતિલાલ રા. અધ્વર્યુ

# બાલભક્ત પ્રહ્‌લાદ

હિરણ્યકશ્યપુ નામે એક રાક્ષસ રાજા હતો, તે ભગવાન સાથે ખૂબ વેર રાખતો હતો. તેણે પોતાના રાજ્યમાં ભગવાનને ભજવાની સખ્ત મનાઈ કરી હતી.

તેને ત્યાં એક પુત્રનો જન્મ થયો. તેનું નામ પ્રહ્‌લાદ. પ્રહ્‌લાદ નાનપણથી જ ભગવાનના ભક્ત હતા. ભણવા માટે તેને નિશાળે બેસાડવામાં આવ્યા ત્યારે તેઓ નિશાળમાં પણ ભણવાને બદલે ભગવાનનું ભજન કરતા. તેની સંગતથી નિશાળના બીજાં બાળકો પણ ભક્ત બની ગયાં.

હિરણ્યકશ્યપુને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તે ઘણો ગુસ્સે થયો. ભગવાનનું ભજન છોડી દેવા તેણે પ્રહ્‌લાદને બહુ સમજાવ્યા, સખત ધમકીઓ આપી, પણ પ્રહ્‌લાદજીએ પરમેશ્વરનું ભજન છોડયું નહિ.

તેથી વધારે ગુસ્સે થઈ પ્રહ્‌લાદને મારી નાખવાનો તેના બાપે નિર્ણય કર્યો. તેણે તેને એક વખત પર્વતની ટોચ ઉપરથી પછાડયા, પણ ભગવાને તેને ઝીલી લીધા.

બીજી વખત તેના ગળામાં ઝેરી સાપ પહેરાવવામાં આવ્યો, પણ સાપને બદલે ગુલાબનાં ફૂલના હારથી પ્રહ્‌લાદ શોભી રહ્યા.

ત્રીજી વખત તેને આગના મોટા ભડકામાં ફેંકી દેવામાં આવ્યા. પણ આગે પ્રહ્‌લાદને બાળ્યા નહિ!

ચોથી વખત તેના ઉપર ગાંડા હાથીઓ કૂદાવવામાં આવ્યા, પણ પરમેશ્વરની કૃપાથી પ્રહ્‌લાદને ગાંડા હાથીઓ ફૂલ જેવા હળવા લાગ્યા!

હિરણ્યકશ્યપુએ ઘણા ઉપાયો કર્યા, પણ પ્રભુની કૃપાથી પ્રહ્‌લાદને કશી અડચણ આવી નહિ.

હવે અત્યંત ગુસ્સે થઈને હિરણ્યકશ્યપુએ એક લોઢાનો થાંભલો ધગાવીને લાલચોળ કરાવ્યો. પછી પ્રહ્‌લાદને બોલાવી કહ્યું 'પ્રહ્‌લાદ તું ભગવાનની ભક્તિ છોડી દે નહીં તો આ ધગતા થાંભલાને બાથ ભરી લે.

પરમેશ્વર ઉપર અત્યંત વિશ્વાસ રાખીને પ્રહ્‌લાદે ધગધગતા લોઢાના થાંભલાને બાથ ભરી. બાથ ભરતાંની સાથે જ થાંભલો ફાટયો, અને તેમાંથી પરમેશ્વર નરસિંહરૂપે પ્રગટ થયા. શરીર માણસનું પણ મોઢું અને નહોર સિંહના એવા રૂપમાં ભગવાનને જોઈ પ્રહ્‌લાદ પ્રેમથી તેના પગમાં પડયા. પણ હિરણ્યકશ્યપુ બીહીને ભાગ્યો: નરસિંહ ભગવાને તેને પકડી પાડી પોતાના નહોરથી ચીરી નાખ્યો.

ભગવાને બાળક પ્રહ્‌લાદને અનેક આફતમાંથી બચાવ્યા. સત્યનો જય થયો ને પાપીનો નાશ થયો.

મણિશંકર હરિશંકર દવે.

## બાલપણ

ઈલા-નીરૂ, બંધુ બેની
સાથ રમે બે બાલુડાં
માબાપોનાં માનીતાં એ
થાતાં કદી ના કજીઆમાં
બાપા આવે, ખાવું લાવે
ભાત ભાતનાં દિનોમાં
મેવા મિઠાઈ લઇ આપે તવ
નિજાનંદે હરખાતાં
નવ વસ્ત્રો રોજ પ્હેરી સારાં
ખાવા પાણું નિત્ય નવાં
દિન દિન જોઇએ સારૂં સારૂં
હોંસ ધરે ઊર મલકાતાં
માતા વ્હાલ ધરી બોલાવે
સુંદરતાને ઓપાવે
પસો આપી નિત્ય નિશાળે
જાતાં શિક્ષણ લેવાને
સાંજ પડયે છૂટીને આવી
બાલવૃંદ થઇ ખેલંતાં
નિર્ભયતામાં દિન ગુજરી
જીવન-પગલે ચાલંતાં
વાળું ત્યાગી, લેશન પાઠી
નિંદ્રા ખોળે સૂઈ જતાં
ઉષા કેરો પગરવ થાતાં
સ્વચ્છ થઈ ઇશને ભજતાં

ઠાકોરલાલ પ્ર. બ્રહ્મભટ્ટ.

## ઘોડાપૂર

" ઘોડાપૂર કેવું હોય ?" વિનુએ પૂછ્યું. શિયાળાની રાત હતી. ઓટલા પર ફળીઆનાં છોકરાંઓ વિનુના બાપા કને બેઠાં હતાં. સમસમ પવન વાતો હતો. "કેમ વળી પૂર હોય તે ઘોડાપર બેસીને આવે તેનું નામ ઘોડાપૂર." મેં જંપલાવ્યું. બધાં ખડખડાટ હસી પડયાં. મને કંઈ સમજણ ન પડી.

તાજેતરમાં જ ઘોડાપૂર આવ્યું હતું અને તેથી દરેક ફળીયામાં અને ઘરમાં ઘોડાપૂર વિષે જ વાત થતી હતી. શાન્ત રાત્રીમાં ચન્દ્ર પોતાના શિતળ કીરણ વડે બધાંનું મન પ્રફુલ્લીત બનાવતો હતો

"મોટાભાઈ તમે જ કહો," ને મેં માગણી કરી. મોટાભાઇએ વાત શરૂ કરવા માંડી.

"બધાં પોતપોતાનાં શયનગૃહમાં નિંદ્રાદેવીનાં ખોળામાં હતાં. આકાશમાં એક પણ વાદળું નહોતું, લોકોને કયાંથી ખબર હોય કે તેમને માથે મોતના નગારાં વાગે છે ? એટલામાં ભયની વ્હીસલ વાગી. પાણીતો વધતુ જ ચાલ્યું બન્ને કાંઠા ભરાઈ ગયાં. તોએ પાણી તો ચઢવાજ માડયું અને છેક છેવટે શહેરમાં દાખલ થયું. ગરીબોનાં ઝુંપડામાં પાણી પેસી ગયું. પ્રભાતમાં વહેલાં ઉષાએ દર્શન દીધાં. અને પછી અરુણે,

ને માણસો ચોંકી ઉઠયાં, "શુ શહેરમાં પાણી ? શુ શહેરમાં પાણી ?" એમ દરેકનાં મોઢામાંથી શબ્દો ઉચરાતા હતા. સવારમાં માણસસમૂહ સાબરમતીના કીનારા પર ઘોડાપૂર જોવા ઉમટયાં." પણ ત્યાં તો અમને ઝોકાં આવવાં માંડયાં એટલે મોટાભાઇએ વાત બંધ કરી, અને અમે સૂઈ ગયા. તે દિવસે સ્વપ્નાં પણ તેનાંજ આવ્યાં.

નૈમિષ શાહ. (ઉ. વ. ૧૨)

હીરાબાઇનું

હલકસર્યું મીઠું ગળું

આર્યનૈતિક નાટક સમાજના

લોકપ્રિય નાટક

# નસીબદાર

ના ગાયનોમાં સંગીતનું

સુમધુર વાતાવરણ જમાવી

જાય છે............

●

જનતાનો લાડીલો નટ

મા. અશરફખાન

નસીબદારના બે ગાયનો

રજુ કરે છે.

એમ.એમ. ⎰ જ્યાં કલા કલ્પના થાકે
૭૨૧૫ ⎱ રાકીથી ઉદ્‌ગમ
ખાડું ખુલે

●

બહાર પડી ચૂકી છે



હીરાબાઈ

સાંભળો

# યંગ ઇન્ડીયા રેકર્ડઝ

ડી. એ. ⎰ પ્રીતમજી અમારા છે
૬૯૩૫ ⎱ જરા આઘા લ્યો લોચન

ડી. એ. ⎰ એક વાત પૂછું દિલની
૬૯૪૦ ⎱ સાહ્યબાએ મોકલી વેણીગુલાબની

●

એપ્રીલ ૧૯૪૨



ભરતમિલાપનું એક દશ્ય.

પ્રકાશ પીક્ચર્સ

ભરત મિલાપ

અને

ગણેશ પીકચર્સ

રેડીઓ સીંગર

ના ગાયનો હજુ નથી

સાંભળ્યા?




સચિત્ર મફત કેટલોગ માટે

—લખો:—

ધી નેશનલ

ગ્રામોફોન રેકર્ડ

મેન્યુ. કંપની લિમિટેડ

૧૧૦, મેડોઝ સ્ટ્રીટ,

મુંબઈ–૧

# શ્રી બોધ

| મે ૧૯૪૨ | અનુક્રમણિકા<br>છૂટક નકલ આઠ આના | વર્ષ ૮૬<br>અંક ૫ મો |
| --- | --- | --- |



**ગ્રાહકોને:—**

(૧) જેમણે હજુ સુધી ભેટ પુસ્તક મંગાવ્યું નથી તેમને અનુક્રમે ભેટ પુસ્તક વૃંદાવન અગર સહચરીની શોધમાં મોકલી આપવામાં આવશે.

(૨) 'શ્રીબોધ' કાર્યાલયમાંથી દરેક જાતના પુસ્તકો મળી શકે છે. ગ્રાહકોને સારૂં કમીશન આપવામાં આવે છે.

'જ્ઞાનવર્ધક પુસ્તકમાળા'
ના ગ્રાહકોને

ચાલુ સાલનું બીજું પુસ્તક શ્રી કનૈયાલાલ મુનશીકૃત કોનો વાંક ? કી. રૂ. અઢી બહાર પડી ગયું છે. અને જો આ પુસ્તક ન જોઈતું હોય તો અણહિલવાડનો યુવરાજ (ઉત્તરાર્ધ) પણ બહાર પડનાર છે. તે મળશે. ગ્રાહકો બન્નેમાંથી જે જોઈશે તે મંગાવી શકે છે. ત્રીજું પુસ્તક શ્રી અમૃતલાલ ત્રિવેદીનું સામાજીક સર્જન.

જસવંતી–હીલનાડંખ છપાય છે. તે આ માસની આખરમાં બહાર પડશે.

વ્યવસ્થાપક.




વાર્ષિક લવાજમ

| દેશ | પરદેશ | પરદેશ |
| --- | --- | --- |
| ૫-૦-૦ | ૫-૮-૦ | ૬-૮-૦ |

(નવ શીલીંગ)

'જ્ઞાનવર્ધક પુસ્તકમાળા'
ના ગ્રાહકોને
ચાલુ સાલનું બીજું પુસ્તક શ્રી કનૈયાલાલ મુનશીકૃત કોનો વાંક? કી. રૂ. અઢી બહાર પડી ગયું છે. અને જે આ પુસ્તક ન જોઈતું હોય તો અણહિલવાડનો યુવરાજ (ઉત્તરાર્ધ) પણ બહાર પાનાર છે. તે મળશે. ગ્રાહકો બન્નેમાંથી જે જોઈશે તે મંગાવી શકે છે. ત્રીજું પુસ્તક શ્રી અમૃતલાલ ત્રિવેદીનું સામાજીક સર્જન.

જસવંતી–હીલનાડંખ છપાય છે. તે આ માસની આખરમાં બહાર પડશે.
વ્યવસ્થાપક.

## નવાં પુસ્તકો

| | |
|---|---|
| છાયાનટ (ર. વ. દે.) | ૨–૮ |
| ત. રાજમાતા | ૩–૮ |
| સુરેખા | ૨–૮ |
| અવંતીપતિ | ૨–૮ |
| સહચરીની શોધમાં | ૧–૮ |
| કીર્તિ કથાઓ | ૨–૦ |
| સુવાસચંદ્ર (શરદબાબુ) | ૨–૮ |
| ઈલા | ૩–૮ |

'સ્ત્રીબોધ કાર્યાલય'
પીરમશા રોડ–અમદાવાદ.

વાર્ષિક લવાજમ

| દેશ | પરદેશ | પરદેશ |
|---|---|---|
| ૫-૦-૦ | ૫-૮-૦ | ૬-૮-૦ |

(નવ શીલીંગ)

# સ્ત્રી બોધ

મે ૧૯૪૨ | અનુક્રમણિકા | વર્ષ ૮૬ અંક ૫ મો
છૂટક નકલ આઠ આના



ગ્રાહકોને:—

(૧) જેમણે હજુ સુધી ભેટ પુસ્તક મંગાવ્યું નથી તેમને અનુક્રમે ભેટ પુસ્તક વૃંદાવન અગર સહચરીની શોધમાં મોકલી આપવામાં આવશે.

(૨) 'સ્ત્રીબોધ' કાર્યાલયમાંથી દરેક જાતના પુસ્તકો મળી શકે છે. ગ્રાહકોને સારૂં કમીશન આપવામાં આવે છે.

# બલિદાન

[ નવલિકા ]

લેખક: શ્રી. રણજીત મ. શેઠ

'પ્રેમને ધનિક અને ગરીબ બન્ને સરખાં છે. ગૌરાંગી!' નદીના જળમાં કાંકરા નાંખતા વિરાટ બોલ્યો.

'પૈસાદાર કરી શકે એ ગરીબ નહિ કરી શકે.'

'મને એમ જ લાગે છે કે પૈસાની શેહમાં તણાઈને તું એવું બોલે છે. તું અમરના ઉજળી દુનિયા રૂપી આરસીમાં મોહક પ્રતિબિંબ નિહાળે છે જે કેવળ ભ્રમ છે.'

'અમર કરી શકે તે તું એક મજૂર નેતા પણ ન કરી શકે.'

નદીની રેતીમાં આંગળી વતી આકૃતિ દોરતી ગૌરાંગી બોલી.

'જો. ગૌરાંગી! આ સરિતામાં હું અને અમર સાથે ઝૂકો મારીએ. પાણી બન્નેને ડુબાડી દેશે. એને ઊંચનીચનો ભેદ નથી. પ્રેમ અને પાણી બન્ને સરખાં!' વિરાટ નદીના ખળખળ વહેતા નીર તરફ આંગળી ચીંધી બોલ્યો.

'જગતની એ જૂની થઈ ગયેલી શીલસૂરી છે. વિરાટ! હવે નવી શોધ.' સમીરલહરીથી ઊડતા પોતાના વાળના જુલ્ફાં સમારતી ગૌરાંગી બોલી.

'ત્યારે મેં આજે જાણ્યું કે તારો પ્રેમ મોહની વિજળી સમાન હતો, જે ઘડીકમાં પલક ને ઊડી જાય.'

'હા–હા–હા. દારૂડીયાનો પ્રેમ!' ગૌરાંગી ખડખડાટ હસી પડી.

'હસમા. ગૌરાંગી! મને દારૂની લતમાંથી તું છોડવી શકે છે. એ તારા પ્રેમનું કામ છે.



જેવી રીતે નૂરજહાંને જહાંગીરને વીસ પ્યાલી પરથી એક પર આણ્યો...' વિરાટ ગંભીરપણે બોલ્યો.

'દારૂડીયાની વાત અને અજવાળી રાત; બન્નેનો ભરોસો શું?'

'તું કહે તો આજ ઘડીએ હું મદિરા ન પીવાનું પણ લઉં.'

'સર્પ દેડકાને ન ખાવાની પ્રતિજ્ઞા કરે તો પણ દેડકો તો એના ભક્ષકથી આઘો જ રહેને!'

'બસ. બસ. આ ડીબેટીંગ સોસાયટી નથી. દારૂડીયાની વાતમાં ભલે વિશ્વાસ ન હોય પણ હું તને કહું છું સ્વાર્પણ વગરનો પ્રેમ કૃત્રિમ ફૂલ જેવો છે. પ્રેમ સ્વાર્પણ માગે છે. ગૌરાંગી!'

'હા–હા–હા. એક દારૂડીયાના મુખમાંથી સ્વાર્પણ જેવો શબ્દ! કેવળ અસંભવિત દારૂડીયા અને સ્વાર્પણ વચ્ચે બે ધ્રુવના જેટલું અંતર છે.'

# વ્હાલમનાં સોણલાં

[ રાસ ]



(૧)
ખિ! વ્હાલમનાં સોણલાં છે મીઠાં મીઠાં!
એના સોણલે ફાલે છે ઉર—વેલ:
વ્હાલમનાં સોણલાં છે મીઠાં મીઠાં!—સખિ!

(૨)
ધુર સોણલાં એ સ્વર્ગીય સુખડાં સીંચે:
રો જીવડો ઝુલાવે અનેરી હીંચે:
આત્મ—વલ્લરી પ્રફુલ્લી લ્હેરાય.
વ્હાલમનાં સોણલાં છે મીઠાં મીઠાં!—સખિ!

(૩)
ના સોણલે જ પ્રીતિને પાંખો ફૂટે:
પાંખો ઉડંતાં આકાશે શીખે:
ભીતિ—ડુંગરા ઉલ્લંઘી જવાય.
વ્હાલમનાં સોણલાં છે મીઠાં મીઠાં!—સખિ!

(૪)
ના સોણલે ધીરજની ધારા વહે:
રું પ્રાણ—પંખેરું કલ્લોલે ફૂદે:
શીળા શાંતિ—શીકરો છંટકાય.
વ્હાલમનાં સોણલાં છે મીઠાં મીઠાં!—સખિ!

(૫)
ના સોણલે શી પ્રેરણાની જ્યોતિ જગે:
ન્ય નવલાં કૈં જોમ—તેજ પૂરે હૃદે:
મારો આત્મ—દીપક પ્રગટાય.
વ્હાલમનાં સોણલાં છે મીઠાં મીઠાં!—સખિ!

(૬)
ર—વીણાના તાર ઉઠે સોણલે ઝણી:
ન્ય ગીતડાં સુરીલાં કૈં ઉઠે સ્ફુરી:
નિજાનંદની હો મસ્તીઓ મણાય!
વ્હાલમનાં સોણલાં છે મીઠાં મીઠાં!—સખિ!

(૭)
ના સોણલે ભાવિના ભણકારા ઉઠે:
ારા ભાગ્ય—સિતારાની ઉષા: ઉગે:
જીવન—ભાગ્ય—રવિ દર્શન થાય.
વ્હાલમનાં સોણલાં છે મીઠાં મીઠાં!—સખિ!

(૮)
લગનની સફલતા એ સોણલે દીઠી:
ધન્યની ઘડિ શી હશે આથી મીઠી?
પ્રભુતામાં મુજ પગલાં મંડાય.
વ્હાલમનાં સોણલાં છે મીઠાં મીઠાં!—સખિ!

ચન્દ્રશંકર ધિરજરામ પંડ્યા.

# બલિદાન

[ નવલિકા ]

લેખક: શ્રી. યશવંત મ. શેઠ

'પ્રેમને ધનિક અને ગરીબ બન્ને સરખાં છે. ગૌરાંગી!' નદીના જલમાં કાંકરો નાંખતો વિરાટ બોલ્યો.

'પૈસાદાર કરી શકે એ ગરીબ નહિ કરી શકે.'

'મને એમ જ લાગે છે કે પૈસાની શેહમાં તણાઈને તું એવું બોલે છે. તું અમરની ઉજળી દુનિયા રૂપી આરસીમાં મોહક પ્રતિબિંબ નિહાળે છે જે કેવળ ભ્રમ છે.'

'અમર કરી શકે તે તું એક મજદૂર નેતા પણ ન કરી શકે.'

નદીની રેતીમાં આંગળી વતી આકૃતિ દોરતી ગૌરાંગી બોલી.

'જો. ગૌરાંગી! આ સરિતામાં હું અને અમર સાથે ભૂસકો મારીએ. પાણી બન્નેને ડુબાડી દેશે. એને ઊંચનીચનો ભેદ નથી. પ્રેમ અને પાણી બન્ને સરખાં!' વિરાટ નદીના ખળખળ વહેતા નીરતરફ આંગળી ચીંધી બોલ્યો.

'જગતની એ જૂની થઈ ગયેલી ફીલસુફી છે. વિરાટ! હવે નવી શોધ.' સમીરલહરીથી ઊડતા પોતાના વાળના જુલ્ફાં સમારતી ગૌરાંગી બોલી.

'ત્યારે મેં આજે જાણ્યું કે તારો પ્રેમ મોહની વિજળી સમાન હતો, જે ઘડીકમાં પલકે ને ઊડી જાય.'

'હા-હા-હા. દારૂડીયાનો પ્રેમ!' ગૌરાંગી ખડખડાટ હસી પડી.

'હસમા. ગૌરાંગી! મને દારૂની લતમાંથી તું છોડાવી શકે છે. એ તારા પ્રેમનું કામ છે.



જેવી રીતે નૂરજહાને જહાંગીરને વીસ પ્યાલી પરથી એક પર આણ્યો...' વિરાટ ગંભીરપણે બોલ્યો.

'દારૂડીયાની વાત અને અજવાળી રાત; બન્નેનો ભરોસો શું?'

'તું કહે તો આજ ઘડીએ હું મદિરા ન પીવાનું પણ લઉં.'

'સર્પ દેડકાને ન ખાવાની પ્રતિજ્ઞા કરે તો પણ દેડકો તો એના ભક્ષકથી આઘો જ રહેને!'

'બસ. બસ. આ ડીબેટીંગ સોસાયટી નથી. દારૂડીયાની વાતમાં ભલે વિશ્વાસ ન હોય પણ હું તને કહું છું સ્વાર્પણ વગરનો પ્રેમ કૃત્રિમ ફૂલ જેવો છે. પ્રેમ સ્વાર્પણ માગે છે. ગૌરાંગી!'

'હા-હા-હા. એક દારૂડીયાના મુખમાંથી સ્વાર્પણ જેવો શબ્દ! કેવળ અસંભવિત દારૂડીયા અને સ્વાર્પણ વચ્ચે બે ધ્રુવના જેટલું અંતર છે.'

'તું ભલે મને ન ચાહતી હોય! ગૌરાંગી! મારા તારા વિષેનો પ્રેમ શુદ્ધ છે. હું તારે માટે બલિદાન આપી શકું છું.'

'એ બધી શબ્દની ઝમક છે જે ફક્ત કાગળ પર જ શોભે! વળી નારંગત પત્નીનો પુત્ર પણ છે.'

'હેજ, એમાં શું?'

'એટલે જ હું કહું છું કે તારો પ્રેમ અગ્નિની ચિનગારી છે અને હું ઘાસ છું...એ બન્નેને નહિ બને...' કહી ગૌરાંગીએ જવા માટે પૂંઠ ફેરવી.

'તો ભલે. પણ જતાં પહેલાં તારી પાસે એક ચીજ હું માગું છું. આપીશ તું?'

ગૌરાંગી ઊભી રહી. એને મન વિરાટ એકાદ આલિંગન અગર બહુ બહુ તો એકાદ ચુંબન માગશે. એટલે એણે પૂછ્યું, 'શું?'

'તારી મુદ્રા–વીંટી.'

'બસ. એ જ માગ્યું! લે.' કહી ગૌરાંગીએ વીંટી કાઢી આપી.

'એમ નહિ. તું મારી આંગળી પર પહેરાવ.'

ગૌરાંગીએ તેની ટચલી આંગળી પર વીંટી પહેરાવી.

'બસ. હવે તું જઈ શકે છે.' હૃદયની વેદના પર અંકુશ મૂકી વિરાટ બોલ્યો. ગૌરાંગી ગઈ—તે તેને જતી જોઈ રહ્યો—દેખાતી બંધ થઈ ત્યારે નદીની રેતીમાં 'ધબ' દઈને બેસી ગયો—તેની આંખ પશ્ચિમાકાશના સૂર્ય પેઠે રાતીચોળ હતી.

વિરાટ મજૂરમંડળનો નેતા હતો. એનાથી ભલભલા ધ્રૂજતા. ભાષણ કરવાની છટા—એનું વક્તૃત્વ બળ માનવહૃદય પર ધારી અસર ઉપજાવતું. ગૌરાંગી એ કોલેજ જીવનમાંથી સાંપડેલું અણમોલું મોતી હતું. ગૌરાંગી પ્રથમ એના પ્રેમમાં પડી. પણ પાછળથી લક્ષ્મીની શેહમાં અંજાઈ અમર નામના લક્ષાધીપતિની પાછળ ખેંચાઈ. વિરાટ અને અમર બન્ને એક જ વયના—અરે! એક જ કદ અને લગભગ મળતા ચહેરાવાળા પાંત્રીશ વરસના યુવાનો હતા. પણ બન્ને વચ્ચે આસમાન જમીનનો ફેર હતો. એક નિર્ધન હતો બીજો લક્ષ્મીપતિ! ગૌરાંગી બન્નેની વચ્ચે ઊભી હતી. એ કઈ બાજુ જવું? એક બાજુ લક્ષ્મીની છોળ બીજી બાજુ નિર્ધનતા છતાંય ઔદાર્ય—પ્રભુતાનો અંશ! એક બાજુ વિલાસ વૈભવ બીજી બાજુ સદાય બેદરકારીભર્યું મોહક સ્મીત! એક દાઝ-ડીયાનું કારણ એને મળ્યું. એણે વિરાટને—વિરાટ હૃદયના વિરાટને—તજી દીધો...અને લક્ષ્મીનો પાલવ પકડ્યો—એ અમરને પરણી કે જેણે પાછળથી મદિરાને પોતાનો મિત્ર બનાવ્યો. ગૌરાંગીને પોતાનું સ્ત્રીત્વ કચડાતું લાગ્યું. વિરાટને તજી દીધા બદલ તેને પશ્ચાતાપ થયો.

*

આજ કેટલાક દિવસ થયા આજુબાજુના શહેરોમાં અસંતોષ વધતો જતો હતો. ધનિકોની આપખુદ સત્તાનું જોર વધતું જતું હતું. એક ધનિકે એક ગરીબના પુત્રને પોતાની ઘોડાગાડી તળે કચડી નાંખ્યો હતો. તેના પર કામ ચાલ્યું અને તે નિર્દોષ છૂટી ગયો. એક મીલમાલિકે બે ગરીબ યુવતીઓ પર બળાત્કાર કર્યો. તેથી મજદૂરોના અસંતોષે ઉગ્ર સ્વરૂપ પકડ્યું. ક્રાંતિ! ક્રાંતિ! ક્રાંતિ! પરિવર્તન જોઈએ છે! સત્તાધીશોની સત્તા નાબુદ કરો! કોઈ મોટું નથી! કોઈ ઊંચ નથી તેમ નીચ નથી! કોઈ ધનિક કપડા પહેરીને જન્મ્યો નથી! શા માટે તેને ઊંચો ગણવો? આવી બૂમ સંભળાતી હતી. કેટલાય ધનિકો, મીલમાલિકો અને અધિકારીઓ, જેઓ પોતાને ઊંચા લોહીના ગણાવતા તેમનો પત્તો નહતો. શહેરમાં જ્યાં હોય ત્યાં 'વિષધર મંડળ'નું નામ બોલાતું. એ મંડળનો સ્થાપક હતો

તક્ષક—જેનું નામ લેતા ભલભલા ધ્રુજતા—મજૂર મંડળને સંગઠિત કરી એ દુનિયાનું પરિવર્તન કરવા માંગતો હતો. મજૂર મંડળને પોતાના પક્ષમાં લઈ એણે સત્તાધીશોની આપ ખુદ સત્તા—જહાંગીરી—દાદાગીરી—સામે બંડ ઉઠાવ્યું. એણે મજૂર મંડળનું નામ 'વિષધર મંડળ' રાખ્યું. એ મંડળનું સ્થાન શહેરથી ઘણે જ દૂર એક ભોંયરામાં હતું. શહેરની બહાર લગભગ વેરાન જેવો ભાગ હતો. તેની વચ્ચે એક પરબડી હતી. જતા આવતા લોકો એમાં ઘડીક વિશ્રાંતિ લેતા. તેમાં એક વૃદ્ધ માણસ વિરંચી પડી રહેતો. એજ પરબડી નીચે એક ભોંયરૂં હતું. સામાન્ય રીતે આમાં કોઈનેય વ્હેમ કે કંઈ શક પડતો નહિ. એ ભોંયરામાં આખુંય નગર હોય એમ 'વિષધર મંડળ' પોતાના કુટુંબ કબીલા સાથે પડી રહેતું. એમનું એજ રહેઠાણ સ્થાન હતું. એ વિષધર મંડળના કાર્યકર્તા પોતાનો સરદાર ચૂંટી કાઢતા. એના હુકમ અને શિસ્તપાલનનો ભંગ કરનાર એક જ ગોળીથી વિંધાઈ જતાં—એ મંડળનો સરદાર હતો તક્ષક. એના હાથ નીચેનું સ્થાન હતું વિરાટનું! એને સૌ નાયક કહી સંબોધતા. નીતિનાં કડકમાં કડક નિયમોનું પાલન એ એનો જન્મસિદ્ધાંત હતો. એ સિદ્ધાંત આગળ પિતૃપ્રેમ કે મિત્રાચાર બધાય સગપણો ગૌણ બની જતાં.

'નાયક તમને બોલાવે છે' એક દિવસ વિરાટને એક અનુચરે કહ્યું.

'કોણ?'

'તક્ષક સરદાર! કહે છે કે હમણાં જ બોલાવ.' વિરાટ અનુચરની પાછળ ચાલ્યો. એણે પાયજામો પહેર્યો હતો. ઉપર સફેદ બાસ્તા જેવો કોટ હતો અને તેના પર પટો હતો. તેની અંદર એક રીવોલ્વર અને એક બાજુ ખંજર હતું. મક્કમ પગલા ભરતો એ તક્ષક પાસે આવી પહોંચ્યો. તક્ષક ઘડીભર એના વિષધર મંડળના ભવિષ્યના સરદારની વીરત્વ ભરી ચાલ અને આંખોમાં નિશ્ચલ ધ્યેયનું તેજ જોઈ રહ્યો. તક્ષક પાસે થોડે દૂર વિરાટનો પુત્ર સિંહલ ઊભો હતો.

'કેમ તક્ષક! અત્યારે કંઈ મારૂં કામ?'

'નીતિના નિયમો તું આવા પાળે છે—પળાવે છે?' તક્ષકે પૂછ્યું.

'કેમ શું થયું?' પૂછતાં વિરાટનો દેહ અજબ વિરશ્રીથી શોભી રહ્યો.

'જો આ તારો સિંહલ!' તક્ષકે સિંહલ તરફ આંગળી ચીંધી કહ્યું, 'આજે એણે એક અહિંની યુવતી પર નજર નાંખી...'

'શું કહ્યું? સિંહલે નજર નાંખી? એમ?' એક રાડ પાડી વિરાટ બોલ્યો. એની આંખ લાલ થઈ ગઈ. તેણે રીવોલ્વર કાઢી અને ઘોડા પર હાથ મૂક્યો...એક...બે...ત્રણ...

ત્રણ કહેતાં સિંહલ અત્યારે પરલોકમાં હોત પણ વિરાટનો હાથ પાછળથી તક્ષકે પકડ્યો હતો, 'ભાઈ વિરાટ! શાબ્બા...શ...! સિંહલ નિર્દોષ છે. મેં તારી કસોટી કરી હતી. તારાજ ઘડેલા નિયમો તું અપવાદમાં નથી કાઢી નાંખતો એ મેં જોયું.' કહી તક્ષકે તેની પીઠ થાબડી.

એજ તક્ષક અને વિરાટે ધનિકોની આપખુદ સત્તાનું ખંડન કરવા ક્રાંતિકારક પગલું લીધું. સત્તાધીશો, મૂડીવાદી અને ધમંડીઓનું એમના વિષધર મંડળના કાર્યકર્તાઓ હરણ કરતા. એક રાત એમને એમની ભોંયરાની જેલમાં પૂરતા અને બીજે દિવસે મંડળના સભ્યો વચ્ચે તેમની કતલ થતી. બહારથી આ ક્રાંતિ રક્તવિહીન ક્રાંતિ ( Bloodless Revolution ) જેવી દેખાતી. આ વિષધરના કાર્યવાહકો અને એમનું સ્થાન શોધવા ઘણાએ પ્રયત્ન કર્યા. કેટલાક પોલિસના હાથમાં સપડાયા પણ એ કાર્યવાહકોએ એમના મંડળની માહિતી ન આપતાં મૂંગે મોંએ ફાંસી સ્વીકારી.

'આજ કેટલા આપખુદીઓને પકડયા ? શત્રુ !' વિરાટે સિગારેટ સળગાવતા એક રાત્રે એના અનુચર શત્રુઘ્નને પૂછ્યું.

'ઓગણીસ...'

'બધાય કેદની હવા ખાય છે કે !'

'હા. જી.'

'એમના ફોટાનું આલ્બમ લાવ. એમના મુખ પર તરવરતી સત્તા મારે જોવી છે.'

'જી. લાવું' કહી આલ્બમ લાવીને તેણે વિરાટના મેજ પર મુકયું અને નમન કરી બહાર ઊભો.

વિરાટે પહેલું પાનું ઉઘાડયું એ ફોટામાં આપખુદી અને સત્તાની લગામ હાથમાં રાખી ચાબખા મારીને જુલમ ફેલાવતો અમલદાર રાઘવાચાર્ય મોંમાં ચૂંગી રાખી બેઠો હતો. વિરાટ ઘડીભર ફોટા તરફ જોઈ હસીને બોલ્યો, 'બિચારો ! કાલે એની સત્તા અહિં જ નાબુદ થશે.'

બીજો...ત્રીજો...ચોથો...એમ બાર ફોટા ગયા. તેરમા ફોટાને જોઈ વિરાટ ચમકયો. એનાથી બોલાઈ ગયું. 'અમર ! ગૌરાંગી—એની ગૌરાંગી—નો પતિ ?...' કાંઈ પણ વિચાર કર્યા વગર એ ઊઠયો. એનો એક હાથ ખંજરની મૂઠ ઉપર દૃઢતાપૂર્વક વળગી રહ્યો હતો. અગીઆર વાગી ગયા હતા. એ કેદખાના આગળ ગયો. ત્યાં કોઈ પહેરો ભરી રહ્યું હતું. ઓણે એના તરફ ધારીને જોયું અને બોલ્યો, 'કોણ, સિંહલ !'

'હા. પિતાજી. કેમ અત્યારે કંઈ કામ પડયું ?'

'કંઈ નહિ બેટા. જો આમ આવ.' કહી તેને પોતાની પાસે બોલાવ્યો અને તેના કાનમાં કંઈ કહ્યું.

'નહિ...નહિ...પિતાજી એ નહિ...બ... તમારી...જગા...એ...હું...ઉં...'

'સિંહલ ! નાદાની ના કર.' વિરાટનો ધીમો પણ સત્તાવાહી અવાજ સંભળાયો.

'પણ તમારે...બદલે...હું...મ...'

'બસ થયું હવે ! જો...મારો અને એનો દેહ...એક સરખો...પકડાય નહિ...હું કહું તેમ કર...' કહી વિરાટે તેના કાનમાં વાત કહી. કચવાતે મને સિંહલે તેના પિતાના કહ્યા પ્રમાણે કર્યું. તેરમા નંબરના કેદી અમરનું બારણું અર્ધું ઉઘડયું અને તરત બંધ થયું. વિરાટ અંદર દાખલ થયો. માથે હાથ દઈને બેઠેલો અમર એને જોઈ ચમકયો. વિરાટની ભૂતના જેવી અડગતા અને નિશ્ચયાત્મક આંખો જોઈ અમર પાછો હઠયો...વિરાટ કે ભૂત ? તેને આશા ન હતી કે વિરાટ આવે વખતે દેખા દેશે. વિરાટ મક્કમતાપૂર્વક બે ડગલા આગળ વધ્યો.. અમર ધ્રુજ્યો.

'આમ આવ—અમર...તારા મોજાં કાઢ...કોટ...અને આ...મારા...પહેર...' અમર એના પ્રભાવથી પાળેલા કૂતરા માફક કંઈ બોલીજ ન શકયો. હુકમ પ્રમાણે એણે કપડાં ઊતાર્યાં અને વિરાટના એણે પહેર્યાં.

'તું શું મને ભગાડી દેશ...એ બનેજ નહિ ..મારું ન...સી...બ.' કંઈક વારે અમર બોલ્યો.

'ચૂપ...' વિરાટનો ધીમો સત્તાવાહી અવાજ આવ્યો. 'આ કાગળ અને પેન્સીલ લે...અને હું લખાઉં તેમ લખ...' વિરાટે આપેલા કાગળ પેન્સીલ લઈ અમર લખવા નીચે હળ્યો.

'શું લખું ?'

'લખ.'

'મેં તને કહ્યા પ્રમાણે...મારી ફરજ બજાવી. મારું બલિદાન આપી તને વૈધવ્યમાંથી મુક્તિ આપી. હજુ પણ હું તને ચાહું છું...' વિરાટ લખાવતા થોભ્યો તેણે જમણો હાથ અમરના મોં તરફ ધર્યો.

'તારા હાથમાં હથિયાર છે?' ચમકીને અમરે પૂછ્યું.

'ના. આગળ લખ.'

'તને સુખી કરવા હું આ કરું છું અને તું સુખી થજે એજ મારી અંતિમ અભિલાષા.

લિ. કહી વિરાટ અટક્યો

'કોની સહી કરું?' અમરે પૂછ્યું.

'કોઈની નહિ...રહેવા દે...' કહી વિરાટે તેનો હાથ અમરના નાક આગળ ધર્યો. હાથમાંના રૂમાલમાંથી ક્લોરોફોર્મની ઉગ્રવાસ આવી અમર એકદમ ઉછળ્યો પણ વિરાટે બળ પૂર્વક તેને દબાવી દીધો રૂમાલ નાક પાસે વધુવાર ધર્યો અને અમર બેભાન થઈ ગયો વિરાટે કાગળ નીચે પોતાની સહી કરી નીચે 'વિષધર મંડળી' લખ્યું અને ગૌરાંગીની વીંટી લપેટી અમરના ખીસામાં મૂકી દીધો અને તાળી પાડી. સિંહલે અંદર પ્રવેશ કર્યો.

'આને આ શરનામે ઘોડાગાડીમાં નાંખી આવવાનું બહાર બેઠેલા વિરંચીને કહેજે... તે બધું કરશે...લે આ મારા નામનું કાર્ડ... ચોકીમાંથી તને પસાર થવા દેશે...'

'પિતાજી.. આ...બધું...' સિંહલે ગળગળા થઈ પૂછ્યું.

'બેટા...તું નસમજે...પ્રિયતમા માટે સ્વાપર્ણ...એ કંઈ બહુ નવાઈની ચીજ નથી...જ્ન વખત જાય છે...' સિંહલ બે પગલા ગયો એટલે પાછું વિરાટે કહ્યું, 'અને આમ જો નીતિના નિયમનું ઉલ્લંઘન થાય નહિ મને ફાંસી દે તે વખતે મારે મોં એ કકડો વિંટજે...કારણ પૂછે તો કહેજે કે કેદીની એવી છેલ્લી ઇચ્છા છે...અને...અને ...બેટા ..' વિરાટે સિંહલને ઊંચક્યો અને તેના લલાટમાં એક ચુંબન કર્યું. સિંહલની આંખમાં એક આંસુનું બિંદુ બાઝી ગયું હતું.

ઘડીઆળમાં એક વાગ્યો અને બારણું બંધ થયું.

રાત્રે ત્રણ વાગે ગૌરાંગીના ઘર આગળ એક ગાડી થોભી અને અંદર બે માણસો એ બારણું ઉઘડાવી એક બેભાન માણસને ઘરમાં આણી જાણે કંઈ બન્યું ન હોય તેમ ચાલ્યા ગયા.

ગૌરાંગી આભીજ બની ગઈ તેણે અમરને બેભાન જોયો ઘડીભર તે અવાક્ બની ગઈ થોડીવાર પછી તેણે અમરના ખીસ્સા બહાર દેખાતો પત્ર કાઢ્યો. અંદરથી એક વીંટી બહાર પડી—વિરાટને આપેલી વીંટી જોઈ એને ધ્રાસ્કો પડ્યો કાગળ ખોલી વાંચ્યો અને 'મા...રા... વિ...રા...ટ!' કહી તે ઢળી પડી.

બીજે દીવસે કેદીઓને ફાંસી દેવાઈ ગયા પછી તક્ષક ને નેરમા નંબરના બીજ કેદીનું મોં જોવાની ઉત્કંઠા થઈ એણે મોં પરનું વસ્ત્ર ઉઘાડ્યું અને એના મુખમાંથી એક શબ્દ નિકળી પડ્યો 'વિરા...ટ...!' વિરાટ શબ્દ સાંભળી બધા ઊભા થઈ ગયા.

'હા. સરદાર પિતાજીએ પ્રિયતમા... માટે...બ...લિ...દા...ન' સિંહલ વધુ ન બોલી શક્યો તે બેભાન થઈને પડ્યો. તેની આંખમાંના આંસુ સુકાઈ ગયા હતા.

'વિરાટ...! ભા...ઈ! આવું...મોઘું બલિ...દા...ન...!' તક્ષક બોલ્યો અને તેના મૃત દેહ પાસે બેસી ગયો.

અત્યારે કે અમુક સમય પછી હિંદને યુદ્ધના દાવાનળમાં અગ્નિસ્નાન કર્યાં સિવાય છૂટકો જ નથી, ત્યારે યુદ્ધજન્ય પરિસ્થિતિનો સ્રીવર્ગને પણ કંઈક ખ્યાલ આવી શકે એ માટે એક સોવિયેટ ચોપાનિયામાંથી 'One of Many'નું આ અવતરણ વાચનીય ગણાશે.

# દાવાનળની ભીતરમાં

લેખકઃ

## ચિરંતન ભાવે

મધ્યમ કદની અને ચાળીસની વયની એ જાજરમાન રશિયન સ્રી છે. એનું નામ મેરિયા આન્દ્રીયેવના એલેક્સીયેવા. ઈસ્રા જિલ્લાના ગાનીખીનો નામના ગામડાની એ વતની છે. ગોળ ગુલાબી ચહેરો, ભૂરી આંખો, ટૂંકું અને પહોળું નાક તથા ગાલનાં કંઈક ઉપસેલાં હાડકાં એના મનોધૈર્યની જાણે સાક્ષી પૂરે છે. ઘેરા વાદળી રંગનું જાકીટ, માથે બાંધેલી શાલ અને પગમાં ફેલ્ટ બૂટ એ એનો પોશાક છે. જગતભરની ગામડી ભાષાની જે વિશિષ્ટતા છે તે મુજબ મંદ અવાજે ખપ પૂરતા જ શબ્દો તે બોલે છે

મોસ્કોના ત્રેહગોર્નાયા મેન્યુફેક્ચુરાના આમંત્રણથી તે ત્યાં ગએલી. જર્મન આક્રમણની બધી વિગતો તેને ત્યાં પૂરી પાડવાની હતી. એની જિંદગીમાં મોટી મંડળી સમક્ષ પહેલી જ વાર આવું નિવેદન કરવાનું આવ્યું હતું. છતાં શાંતિથી, યોગ્ય શબ્દ માટે ક્યાંક પળેક થોભતી તે પોતાનું નિવેદન કરતી ગઈ આખા ખંડમાં નિઃસ્તબ્ધ શાંતિ પથરાઈ ગઈ હતી. એની આસપાસના ચહેરા પર વિષાદ વ્યાપતો જતો હતો. અને એના ગ્રામવાસીઓ પર ગુજરેલાં વીતકોની દર્દનાક કથા એ સંભળાવી રહી હતી.

'પ્યારા બિરાદરો,' એ બોલી, 'વિચાર તો કરો કે અમારા ઘરોની હવે માત્ર રાખ જ બાકી રહી છે. સાઠ જેટલાં ઘરો, એટ જ વાડા ને નાનાં નાનાં સામૂહિક ખેતરો- એમાંનું કંઈ રહ્યું નથી. જર્મનોએ બધું સળગાવી મૂક્યું. અમારા ગામમાં એમણે કે રીતે પ્રવેશ કર્યો એનું બયાન મારાથી શ શકે તેમ નથી. સવારથી માંડી આખો દિ એ દિવસે ગોળીબારો થતા રહ્યા હતા.'

'મેં મારાં બાળકોને સંભાળી લઈ ખ ભણી દોટ મૂકી ઘર પાછળના વાડામાં અ એ પહેલેથી ખોદી રાખી હતી.- પરંતુ ત પહોંચતાં જ જોયું કે ખાઈનાં રક્ષકદ્વારો ખો નાખીને એક જર્મન સૈનિક ત્યાં ઊભો હતે માંજરી આંખના એ સૈનિકે મને જોતાં મારા સામે બંદૂક તાકી. પછી કુંદા મા મારી અમને કહેવા લાગ્યો, 'રૂસ સુવ્ અહીંથી ચાલ્યા જાઓ, રૂસ સુવ્વરો અહીં ચાલ્યા જાઓ!' જર્મન સૈનિકનું માર પ્રથમ જ દર્શન હતું અને મેં સાંભળેલા પ્રથમ જ જર્મન શબ્દો હતા.

'અમને ત્યાંથી કાઢી મૂકવામાં આ એટલું જ નહિ પણ ફરી ઘરમાં જવા પણ ના પાડી દેવામાં આવી. જર્મન સૈનિકો એને પોતાનો મુકામ બતાવી દીધો હતો. સૈનિકો ઘરમાં રહ્યે રહ્યે અંદરની જણસોને નાશ કરી રહ્યા હતા. મારી અને મારા પતિન જીવનભરની કમાઈ પર વિનાશ ઊતરતો હતો.

'પછી મારાં મરઘાં બતકોનો ફેંસલો કરી નાખ્યો અને એ રાંધવા મંડ્યા. અફસરો માટે અમારા ભૂંડની પણ કત્લ કરી નાખવામાં આવી. મેં થોડાક બટાટા મારી સાથે લેવાની ઈચ્છા દર્શાવી પણ મને એમણે બહાર હડસેલી કાઢી એક મારી પીઠમાં સંગીનનો છેડો ભોંક્યો અને એ પર બધા ખડખડાટ હસી પડ્યા.'

'પછી હું મારાં બાળકો અને થોડાંક ગામવાસીઓ સાથે જંગલમાં નાસી છૂટી વરસતા બરફ વચ્ચે ત્રણ અઠવાડિયાં સુધી અમે બેજાર અથડાતા રહ્યા. થોડાઘણા ઘઉં અમારી સાથે હતા. એને આગમાં શેકીને અમે ખાતા એ જ અમારો ખોરાક. અને ઓગળેલો બરફ એ જ અમારું પીણું. નાનાં છોકરાં ભૂખ અને ઠંડીથી રડતાં રહેતાં. એમાંના બે તો એ ત્રાસથી જંગલમાં જ અવસાન પામ્યાં.

'કેટલીક સ્ત્રીઓએ ઘેર જઈ થોડોક ખોરાક લાવવાની તજવીજ કરવા માંડી, પણ જંગલને છેડે પહોંચતાં જ જર્મનો સામેથી ગોળીઓ વરસાવતા. અમારામાંની બે સ્ત્રીઓ સગર્ભા હોઈ, જંગલમાં જ તેમણે બાળકોને જન્મ આપ્યો. પરંતુ જન્મ પછી થોડા જ કલાક એ બાળકો મરી ગયાં.'

'ગામ નહોતાં છોડી ગયાં એમનું કમનસીબ તો અમારાથી પણ ચડે તેવું હતું. જર્મનોના સિતમો કરતાં તો ભૂખ અને ટાઢ વેઠવી સારી. કેટલાં બધાં માણસોને એમણે મારી નાખેલાં! એક ખેડુત પિતાપુત્રને તો વિમાનવિરોધી તોપ સાથે બાંધી એ તોપ એટલે સુધી તો ખેંચાવેલી કે બંને બેહોશ બની જમીન પર ઢળી પડેલા. ગામનાં સામૂહિક ખેતરોનો પ્રમુખ કોણ હતો એ જાણવા માટે કેટલાંયને એમણે ગોળીએ ઉડાવી દીધેલાં. અને એ ફાશિસ્ટોએ સ્ત્રીઓ પર ગુજારેલો અત્યાચાર? એ તો કહેવા જેવો જ નથી.'

'અમે નિરાશ અને મૃતપ્રાય: બની ગયાં હતાં ત્યાં એક દિવસ ઓચિંતા અમારી નજીક કેટલાક બાર સંભળાયા. પહેલાં તોપોનો અને પછી મશીન—ગનોનો એ અવાજ હતો. અમારા હૃદયમાં નવી આશા આવી અને ગામ તરફ દોટ મૂકી. અમે જોયું કે અમારું ગામ ભડકે બળી રહ્યું હતું નાસતા જર્મનોએ તેને આગ લગાડી દીધી હતી.'

'પરંતુ અમારે આગ નહોતી જોવી—એ વિનાશનો અમને વિચાર નહોતો આવતો. અમારી આંખ તો આગળ આવ્યે જતા લાલ લશ્કર પર મંડાઈ હતી. સામસામી અગ્નિવર્ષા ચાલુ હતી છતાં અમે તો ઘડીકમાં હસતાં તો ઘડીકમાં રડતાં ગામ તરફ દોડવા લાગ્યાં. એ વખતે અમારામાં જે ઉત્સાહ અને આનંદ આવી ગયેલાં એ તો સો વરસ હું જીવું તોય ભૂલાય તેમ નથી.'

મેરિયા આન્દ્રીયેવનાની જબાન એટલા ટૂંક નિવેદન પછી ખામોશ બની અને સર્વત્ર શાંતિ પથરાઇ રહી. એનો પહોળો ચહેરો ઘડીવાર પછી ઊંચો ઊછળ્યો ત્યારે તેના હોઠ પર સ્મિત અને આંખોમાં તેજ નાચી રહ્યાં હતાં.

# ગુજરાતની નારી

—શ્રી. 'ચન્દ્રિક'—

અનુપમ જ્ઞાનગૌરવથી ઝળકતો ભારતવર્ષનો માનવી સ્વાસ્થ્ય અને સૌન્દર્યની દૃષ્ટિએ સર્વશ્રેષ્ઠ મનાતો પણ સમયના વહેણની અસરમાં જેમ ભારતનું ભૂતપૂર્વ જ્ઞાનગૌરવ વિસરાયું અને ભારતની કળાકૌશલ્યનું વિસ્મરણ સધાયું છે તેમ સ્વાસ્થ્ય પ્રત્યે પણ સંપૂર્ણ ઉદાસિનતા કેળવવામાં આવે છે.

હિન્દુસ્તાનની વર્તમાન પરિસ્થિતિ આર્થિક દૃષ્ટિએ અતિશય બેહાલ બનતી જાય છે. પ્રતિદિન પોતાના વિશાળ બાહુ વધુ ને વધુ વિકસિત કરતી બેકારી અનેક કુટુમ્બોને ભીષણ કંગાલીયતનાં અવનવાં દર્શન દર્શાવે છે. આ અસહ્ય પરિસ્થિતિને નિવારવા તરફડીયાં મારતા માનવીને, શક્તિના પ્રમાણની અવગણના કરીને પણ, પરિશ્રમ કરવાની ફરજ પડે છે. પરિશ્રમના પ્રમાણમાં આવશ્યક પૌષ્ટિક અન્ન લેવાય તો એ પરિશ્રમ જરાય દુઃખકર ન નીવડે. પણ બેકારીના પરિણામે નીપજતી આર્થિક અવનતિ આડી ઊતરે છે. પરિણામ એ આવે છે કે સ્વાસ્થ્યની દૃષ્ટિએ માનવી દિનપ્રતિદિન ઊતરતી કક્ષામાં મૂકાય છે.

જીવનનિર્વાહની પ્રાપ્તિ અર્થે મેળવાતું શિક્ષણ વિદ્યાર્થીને બોજારૂપ બને છે. એ શિક્ષણપ્રાપ્તિની સાધનામાં તે બાલ્યવયથી જ શરીરસ્વાસ્થ્ય પ્રત્યેની ઉપેક્ષાવૃત્તિ તરફ ઢળે છે. નિર્ણિત શિક્ષણક્રમનો અસહ્ય બોજ ઊઠાવવામાં શારીરિક નિર્માલ્યતા પ્રાપ્ત કરવા છતાં આવશ્યક નિર્વાહ પૂરતી આર્થિક પ્રાપ્તિના અયકામણમાં નિરાશા અનુભવાય છે. પરિણામે શિક્ષણના બોજાના પ્રભાવે મળેલી નિર્માલ્યતાની અભિવૃદ્ધિ સ્વાભાવિક બને છે. બેકારીના પંજામાં ગુંગળાતા આ વર્ગ પ્રત્યેની સ્થાપિત સત્તાની ઉપેક્ષાના કારણે આ કોકડાનો ઉકેલ વિષમ બને છે.

આવશ્યક ધાન્ય પેદા કરવાની જવાબદારી ધરાવતો ખેડુતવર્ગ એક બાજુ શાહુકારી શોષણ અને બીજી બાજુ વધારે પડતા જમીન મહેસુલના ભારણથી દયાજનક પરિસ્થિતિ ભોગવે છે. આ નિર્માલ્યતાના પ્રતાપે રસકસધારી પૃથ્વી છતાં તેને કેળવવામાં સાધનો અને શક્તિની અપેક્ષાએ જોઈએ તેટલું ફળ નથી મળતું એ જાણીતી વાત છે.

ભારતવર્ષના અન્ય વિભાગોની સરખામણીમાં ગુજરાત કુદરતી દૃષ્ટિએ ઉચું સ્થાન ધરાવે છે. ગુજરાતમાં પ્રત્યેક સ્થળમાં વિના પ્રયત્ને પ્રાપ્ત થતી સ્વચ્છ હવા કુદરતની અમોલી બક્ષીસ છે. શહેરી જીવનની ધીચતા અને અનારોગ્યતાપૂર્ણ પ્રદેશની બહાર આવતાં મળતી સ્વચ્છ હવા તન્દુરસ્તીની દૃષ્ટિએ ખાસ જરુરની છે. એમાં શંકાને સ્થાન નથી. કુદરત બક્ષ્યા સ્વચ્છ વારિનો પણ ગુજરાતમાં અભાવ નથી. કેટલાય પ્રદેશોમાં વરસાદની ખેંચ અને તેના પરિણામે નીપજતો પાણીનો અભાવ દુઃખદ પરિસ્થિતિ નીપજાવે છે. ગુજરાત તેનાથી મુક્ત છે. હિન્દુસ્તાન ખેતીપ્રધાન દેશ છે. પણ એ દેશમાં સર્વોત્તમ ખેતીની સઘળી જરૂરિયાતો માત્ર ગુજરાતમાં જ મળે છે. સારામાં સારો કસ ધરાવતી જમીનો ઓછી મહેનતે પણ વિપૂલ ધાન્ય નીપજાવે છે. એ જમીનો કેળવવાનાં ઉમદા સાધનો પણ ગુજરાતમાં જ સર્જાય છે. અને ખેતીના કામને ઉપયોગી બળદની સર્વોત્કૃષ્ટતા સ્થાપિત કરવા માટે બળદની જનેતા ગાયનું દેવીની પેઠે પૂજન આદરવામાં ગુજરાત ગૌરવ ધરાવે છે. આમ

કુદરતનું લાડીલું ગુજરાત, જો બીજી અડચણો દૂર થઈ શકે તો, શારીરિક અને માનસિક સ્વાસ્થ્યની સર્વોચ્ચતા ધરાવનાર માનવીનું નિવાસસ્થાન બને એ નિર્વિવાદ છે. આજે તો ગુજરાત પણ ગુલામીનાં બન્ધનમાં ઝકડાઈ શોષણનો સાક્ષાત્કાર સાધી રહ્યું છે. અનેક આવરણોથી ઘેરાયેલો માનવી, કુદરતની અણમૂલ બક્ષીસો છતાં, શારીરિક અને માનસિક યન્ત્રણાઓનો ભોગ બને દિનપ્રતિદિન ગાઢ બનતી જતી ગુલામીની ચૂડ તેને નિરૂપાય બનાવી અધઃપતનના પન્થે આગળ ને આગળ ધપવાની ફરજ પાડે છે.

પ્રવર્તમાન બેકારીનાં અંગભૂત પરિણામોના પ્રતાપે નીપજતી દયાજનક પરિસ્થિતિનાં નિવારણ સાધવામાં થતો વિલંબ પ્રતિપળે વધુ ને વધુ દુર્દશાનાં દર્શન દર્શાવે છે. જનતાનો અર્ધો જેટલો ભાગ નારી દેહધારી છે. નારી સમૂહ પોતાની નિર્બળતાનો ઉહાપોહ આદરી, એ નિર્બળતા દૂર કરવાને બદલે, ઉદ્યમહીન બનવાના બહાના તરીકે તેને આગળ ધરે છે. બાળકો અને વૃદ્ધો પણ, ઉંમરનાં કારણ આગળ ધરી, ઉદ્યમ વિનાનું જીવન જીવવામાં સાર્થકતા સમજે છે. તે સિવાય, સાધુ-સંન્યાસી, પંડ્યા-પૂજારી, ભાટ-ચારણો અને સામાન્ય ભિક્ષુક વર્ગ પણ બીલકુલ ઉદ્યમહીન જીવન ગાળી અન્યના ઉપર બોજરૂપ બનવામાં ગૌરવ લેખે છે, એટલે કમાનાર એક અને ખાનાર આઠ એવી પરિસ્થિતિ ઉત્પન્ન થાય ત્યાં બેકારીની અભિવૃદ્ધિ કેવી રીતે અટકે?

એક કે બીજી રીતે બેહાલ બનતો જતો પુરુષવર્ગ આજીવિકાના ચિન્તાગ્નિમાં શેકાતો હોવાના કારણે શારીરિક સ્વાસ્થ્ય પ્રત્યે આવશ્યક લક્ષ આપી ન શકે એ દેખીતું છે. આર્થિક કંગાલિયતના કારણે રસકસવની પૃથ્વીના પેટાળમાંથી સર્વોપયોગી ધાન્ય વિપૂલ પ્રમાણમાં મળતું હોવા છતાં એ ધાન્યના ઉપયોગથી

# અનસુયાએ બાળકોને કેમ સુધાર્યાં?

[ ગતાંકથી ચાલુ ]

શ્રી. ડુંગરશી સંપટ



બંગલો મોટો હતો, તેમજ બગીચો પણ મોટો હતો, બે માળી કામ કરતા હતા. અનેક જાતના ફુલો બગીચામાં થાતા હતાં પરંતુ સર્વત્ર અવ્યવસ્થા હતી. શેઠને પોતાનો બગીચો જોવાની કે દેખરેખ રાખવાની ફુરસદ ન હતી તેમ જ્ઞાન પણ ન હોતું. માજી પણ માત્ર "પીટયા, માલી ફુલ પણ હવેલી અને મંદિરે પુરાં પહોંચાડતા નથી એવી હમેશાં ફરિઆદ કરતા હતાં. ગુલાબના ફુલો ઘણાં થતાં હતાં પરંતુ કયાં જતા હતા તે માલીઓ સિવાય કોઈ જાણતું નહોતુ. બગીચાની અંદર પપૈયાં, કેળાં, જામફળ, નારીએરના વૃક્ષો હતા પરંતુ બંગલાના માલીકના કુટુંબ માટે અર્ધા ફળો મળતા હતાં. અર્ધાં ઉપડી જતાં હતા. વેલો સરખી કપાતી નહોતી. ફુલોના છોડવા આડા અવળા હતાં. વ્યવસ્થા દેખરેખ ને અભાવે બધુ અવ્યવસ્થિત હતી.

એક મોટર અને એક ગાડી ઘોડો એમ બે વહાનો હતાં. મોટરનો ઉપયોગ શેઠ કરતા હતા. ગાડી શેઠની માતાને હવેલી અને મંદિર દર્શન માટે આવતી હતી. અનુસુયા માટે વાહન નહોતું. છોકરાઓ દાદીમા સાથેજ ફરવા જતા હતા મોટરનો ડ્રાઈવર મરાઠો હતો. દેખરેખના અભાવે એ પેટ્રોલની ચોરી કરતો હતો. મોટર રીપેર કરવા જતી ત્યારે પણ એને દલાલી મળતી હતી. મોટર સાફ કરવાના સાધનો જલદી ખલાશ થતા હતાં. મોબીલ ઓઈલનો ડબો પણ જલદી ખલાશ થતો હતો. ઘોડાવાળો પોતાને હાથે દાણાની કોઠીમાંથી ઘોડા સારૂ દાણો કાઢતો હતો. કેટલો કાઢે છે તે કોઈ ને ભાન નહોતું. અર્ધોદાણો ભાડુતી ગાડીવાળાઓને તબેલે વેચતો હતો. દેખરેખને અભાવે સર્વત્ર પોલ ચાલતી હતી.

અનુસુયાએ વૃદ્ધ સાસુ સાથેનો પરિચય ઘણો વધારી દીધો હતો. સારી સેવાથી ડોસીમાની તબીઅત સુધરવા માંડી હતી. દસ્ત હવે બંધ થયાં હતાં.

પરંતુ અશક્તિ ઘણી હતી. ડોસીમા હવે પથારીમા બેઠે કે સુતે વહુ પાસે ઘણી વાતો કરતા હતા. વહુ એના વિશ્વાસનું પાત્ર બની હતી. અનુસુયાએ પૂજ્ય ભક્તિ ભાવથી સાસુને પોતાની કરી લીધી. સાસુના શરીરમાં શહેજ શક્તિ આવતાં એમને પોતાની સાથે લઈને દર્શને તેડી ગઈ. એમના પુજા પાઠની સર્વે સામગ્રીઓ પણ જાતે જ તૈયાર કરી આપતો

# ધોવાનું સહેલું બન્યું!

તમારા કપડા સાથે પૈસાનો પણ બચાવ કરો. સ્વસ્તિક ૭૭૭ ધોવાનો સાબુ વાપરો એનાથી કપડાં વધુ સફેદ અને ચોકખા થાય છે. સ્વસ્તિક ૭૭૭ સાબુની એકજ ગોટી બીજા કોઇ પણ સાબુઓ કરતાં વધારે કપડા ધુએ છે.—આ સાબુ તમારા કપડાને બીલકુલ હાનીકારક નથી.

ચોરી, ચોરસા અને લોટામાં બધે વેચાય છે.




# સ્વસ્તિક ૭૭૭ સાબુ

સ્વસ્તિક ઑઇલ મિલ્સ, લિમિટેડ, મુંબઈ ૧૫

રાતના ડીસ્ટ્રીબ્યુટરઃ—મગનલાલ પુરૂષોત્તમદાસ એન્ડ કો. બરોડા એન્ડ કલોલ.

હતી. ડોશીમાની તબીઅત સુધરી પરંતુ આગળ જેવું સ્વાસ્થ્ય હવે વૃદ્ધ શરીરમાં આવ્યુંજ નહિ. એમનાથી હવે વધારે હરીફરી શકાતું ન હતું તે જલદી થાકી જતા હતાં. વૃદ્ધત્વે હવે શરીર ઉપર આક્રમણ કર્યું હતું.

વહુ બેટા આમ આવો આ ચાવીનો ઝુમખો લ્યો.

મા, ભલે તમારી પાસે રહ્યો. માવિત્રજ ચાવીઓ સાંચવે.

બેટા, હું તો હવે પાકું પાન છું. વૃદ્ધ શરીરનો શું વિશ્વાસ? તું સંભાળ.

મા, એની ઉતાવળ શું છે? હમણાં તો રાખો.

બેટા મને હવે નિરાંતે મારા વ્હાલાની ભક્તિ કરવા દેવી છે કે છેવટ સુધી આધર વ્યવ્હારના કાદવમાં ડુબાડી રાખવી છે. તારું ઘર હવે તું સંભાળ હું તો હવે એક મીનીટ પણ સંભાળીશ નહિ. વૃદ્ધાએ ચાવીઓના ઝુમખાને વહુ તરફ ફેંકી દીધો.

ડોસીમા ધીમે ધીમે સંસાર વ્યવ્હારમાંથી મન ખેંચતા ગયાં એઓ માંડમાંડ ગાડીમાં બેસી હવેલીએ દર્શને જઈ આવતા હતા. બાકી આખો દિવસ માળા લઈ બીછાનામાં બેઠા બેઠા " શ્રીકૃષ્ણ શરણ મમ " નો મંત્ર ઉચ્ચારતા હતા.

સૌથી મોટો પ્રશ્ન બંને બાળકોનો હતો. બાળકોને દાદીમાએ લાડે ચડાવ્યાં હતાં. મોંમાથી માંગે તે વસ્તુઓ આપવાની ટેવ હતી. બાળકો પણ લાડમાં બગડી રીસાળ, મારકણાં, રોતડીયા, ચીડીઆ અને કજીઆખોર થઈ ગયાં હતાં નોકરો ઉપર તો હાથમાં જે ચીજ આવે તે ફેંકતા હતા. જરાવાત ન રહે તો મોટો ઉત્પાદ જગાવી દેતા હતા. ખાવા પીવામાં ભારે ચટણા બન્યા હતા. પરિણામે બીમારી વગરનો કોઈ મહિનો પસાર થતો નહોતો. ક્યારેક પેટ દુઃખે, ક્યારેક અપચો થાય, દસ્ત થાય. શરદી અને તાવનો વારંવાર ઉપદ્રવ તો ચાલુજ રહ્યા કરતો હતો. ડોક્ટરોની દવાઓના બાટલાં દરરોજ આવતાં. બાળકોના શરીરમાં નજર ન લાગે તે માટે દોરા, તાવીજો મોટા પ્રમાણમાં બાંધ્યાં હતાં. દરરોજ ભટજી મહારાજ એમને નજર ન લાગે તે માટે જાપ જપતા હતા. દાદીમા વારંવાર ગ્રહોના મંત્રો જપાવતા હતાં. પરંતુ છોકરાંઓની તંદુરસ્તી આ સર્વે ઉપાયોને ગાંઠતી નહોતી.

અનુસુયાએ પોતાની સર્વે શક્તિ આ બાળકોનો પ્રેમ સંપાદન કરવામાં વાપરવાં માંડી. એણે પોતાની ભરતગુંથણની પ્રવૃત્તિઓ ઘટાડી દીધી. તેને બદલે અનેક જાતના મોન્ટેસરી પદ્ધતિના રમકડા લઈ જાતે બાળકોની સાથે રમવા માંડયું. ધીમે ધીમે રમતગમતમાં એમને ઉત્સાહ દેવા માંડયો. પોતે એમને લૉન ઉપર તેડી ઉપર તેડી જઈ ત્યાં પોતાને અડવાની તાળીઓ વગાડવાની, ઢીંગલીઓના ઘરો માંડવાની લપસણી ઉપર લપસવાની, દોડવાની, કૂદવાની, ટીંગાવાની, નાના ઝાડો ઉપર ચડવાની કસરતો રમતગમત સાથે કરાવવા માંડી. બધી રમતોમાં શાસ્ત્રીયતા આણી. બાળકોને પણ રમતો કેમ રમવી તેની ટેવો પડવા લાગી. જરાપણ દબાણ કર્યા વગર, ધમકાવ્યા વગર બાળકની સાથે બાળક અને મિત્ર થઈ એણે શીખવવા માંડયું. એમની સ્વતંત્રતામાં જરાપણ સીધી રીતે આડે આવે જ નહિ.

બંને બાળકોને બહારથી મંગાવેલી મીઠાઈ ભજીઆં, કચોરી, ઢોકળાં અને દહીંવડા ખાવાની કુટેવ હતી. એમની તબીયત આથી બગડતી હતી. અનુસુયાએ ઠાકુરજીને ધરાવ્યા વગર કોઈ ચીજ ખવાય નહિ એવી સ્ફુરણા એમને ઉત્પન્ન કરાવી. પછી ભગવાનને તો બહાર બઝારની ચીજ ધરાવાય નહિ. ઘરની ચીજ જ ધરાવાય એવી ગાંઠ બેસાડી દીધી. તે માટે મહારાજને કહી જાત જાતની વસ્તુઓ

તૈયાર રખાવતી હતી. ધીમે ધીમે કાકુરજીને તો ફળફુલ બહુ ગમે છે એટલે ફળફુલ ખાવાની એમને ટેવ પાડી. એણે આ બાળકોના મનમાં કોમળ અને પ્રેમમયી લાગણીઓ રહે છે તેને ઉત્તેજન આપ્યું બાળકો પોતાની નાની સ્વેચ્છાથી જ નિયમાધિન, વ્યવસ્થિત અને સ્વાધિન બને એવી યુક્તિઓ અમલમાં મૂકી.

એક નાનું ટબ લઈ એમાં ઢીંગલા અને ઢીંગલીઓને કેમ નવરાવવા, ક્યાં અને કેવી રીતે સાબુન લગાડવું, આંખ ઉપર સાબુન કેમ ન લાગે તેની રમત દરરોજ બેઉ સાથે કરવા માંડી તે પછી શરીર કેમ લુછવું તે પણ સાથે રહીને જ બતાવ્યું એમને નવરાવ્યા પછી કપડાં કેમ પહેરાવવા તે પણ શીખવ્યું. કેમ કોટ પાટલુન પહેરાવાય, કેમ તેના બટન દેવાય એ સર્વે ધીમે ધીમે ઢીંગલીઓ અને ઢીંગલા ઉપર કરવામાં આવતું હતું. આ સિવાય ઢીંગલા ઢીંગલીઓને જમવા બેસાડતા હતા. જમવા વખતે કેમ બેસવું, કેમ પલોઠી વાળવી. ધીમે ધીમે ચાવીને ખાવું, એઠું મુકવું નહિ, વધારે વખત માંગવું નહિ. એ સર્વે રીતો અનુસુયાએ રમતગમતમાં શીખવી દીધી. બાળકો મારથી, ઠપકાથી કે વારંવાર ટકટક કરવાથી ઉલ્ટાં વધારે ચીડીઆ બને છે. તેઓને કોઈ વસ્તુની ના પાડો તો તે મોટો ભેંકડો તાણે છે. જે વસ્તુ ખાવાની ના પાડો તે વસ્તુ પ્રથમ ખાય છે.

બાળકોને વશ કરવાની આવી રમતગમતનો ઉલ્હાસ છે. બાળકોને અનુસુયાએ ઢીંગલી ઢીંગલાના કામો કરવાની પ્રવૃત્તિઓમાં નાંખ્યાં. એમને પોતાનામાં શ્રદ્ધા ઉત્પન્ન કરી. એમની સંભાળનારી બાઈને બીજું કામ સોંપી દિવસના ચાર પાંચ કલાક બાળકોની સાથે રમતગમતમાં ગાળવા માંડ્યા. બાળકોને કોઈ વાતની ના નજ કહેવાય. પરંતુ પોતાની મેળે જ સ્વતંત્ર વિચાર અને સ્ફૂરણાથી કામ કરવા લાગે એવી ટેવો પાડી. આથી બને બાળકો પોતાની મેળે જ સ્નાનગૃહમાં જઈ નાહી આવતા. સાબુન પણ પોતાની મેળેજ લગાડતા હતા. શરીર લુછવાનું પણ પોતાની મેળેજ કરતા હતા. ધીમે ધીમે એઓ પોતાના વસ્ત્રો પણ સ્વચ્છ પહેરતાં શીખ્યાં. બટન પણ પોતે બંધ કરે. બાળકોને હવે આ પ્રવૃત્તિઓમાં આનંદ આવવા લાગ્યો. પોતાનો સ્વતંત્ર વિકાસ થવા માંડયો હોંસે હોંસે કામ કરવા લાગ્યાં.

બાળકોને અનુસુયાએ હજીપણ વિશેષ તાલીમ આપી. નાની ઢીંગલી ઢીંગલાના વસ્ત્રો પોતે શીવી આપ્યાં. તેમને માટે નાના કબાટો મંગાવ્યાં એ કબાટમાં સંભાળ અને સ્વચ્છતાથી વસ્ત્રો યોગ્ય રીતે ઘડી કરી કેમ ગોઠવાય તે રમત રમતમાં બાળકોએ પોતેજ કરવા માંડયું. એમાંથી એક પગલું આગળ વધીને

મરદ પુરો બદમાસ હોય છે. આ બદમાસને લઈ જાઓ ?

ત્યારે પેલી સ્ત્રી બોલી—મને પણ મારા પતિની સાથે કેદ કરો. હું પતિવ્રતા સ્ત્રી–બીજી જગ્યાએ નહિ રહું ?

**દીવાન**—પતિવ્રતા! ભલા આહીર કોમમાં પતિવ્રતા આવી ક્યાંથી ? પણ–શું કહ્યું–બિહારી આ પતિવ્રતા છે ! યા અલ્લા !

**બિહારી**—સરકારને શી ખબર! પતિવ્રતા સ્ત્રી ઉંચી કોમમાં હોય છે. આહીર–ધોબી–ચમાર એવી નીચી કોમમાં પતિવ્રતા સ્ત્રી કદી હોય જ નહિ !

**દીવાન**—પણ મારી માસી મરતા સુધી પતિવ્રતા હતી. પોતાના પતિ સાથેનું વર્તન એવું હતું કે વાહવા. પતિને પોતાના પહેલાં ખવડાવતી, ઉંઘાડતી. પતિના પહેલાં જાગતી. વાતચીત કરે ત્યારે જાણે ફૂલ વરસતાં ન હોય! વિધવા થયા પછી પાંચ વરસ સુધી જીવતી રહી હતી. પણ કોઈની તાકાત નથી કે તેનું મોઢું સરખું પણ જોઈ શકે!

પેલી સ્ત્રીએ કહ્યું–પતિવ્રતા સ્ત્રી વિધવા થઈ શકતીજ નથી. તે પતિની સાથેજ બળી મરે છે.

**દીવાન**—તોબા! તોબા પણ–શું કહ્યું બિહારી! પતિ પાછળ બળી મરવું એ શું પતિવ્રતા નારીનો ધર્મ છે? બળી મરવું એ તો સ્ત્રીઓ ઉપર એક જાતનો જુલમ છે.

**બિહારી**—હું મલ્લાહ જાતનો છું. મારી કાકી પતિવ્રતા હતી તેના હાથથી બનાવેલા જારના રોટલા પણ એવા મીઠા લાગતા કે જાણે અંદર ખાંડ ન નાંખી હોય! નીચ કોમમાં પણ પતિવ્રતા હોય છે. ધર્મનો પટો કંઈ ઉંચી કોમને લખી આપેલો નથી ! પણ હા આહીરની જાતીમાં પતિવ્રતા હોય જ નહિ.

**દીવાન**—પણ–જરૂર હોય જ. નહિ ! આહીર અને વળી પતિવ્રતા !

**બિહારી**—નહિ સાહેબ! ચાવી આપો.

દીવાનજીએ ચાવી આપી. કોટડી ખોલી. રામનાથને કોઈ પણ ગુન્હા વગર પૂરી દીધો. પેલી સ્ત્રીને દીવાને પૂછ્યું.

તારું શું નામ છે પણ–શું કહ્યું ?

સ્ત્રીએ ઉત્તર આપ્યો—'રામપ્યારી'

**દીવાન**—દેખ રામપ્યારી. તું આરામથી મારા ખંડમાં સૂઈ જા. સવારે તમોને ઘેર જવા દઈશું. એક રાતની મુસીબત શું કંઈ મુસીબત છે ?

(૩)

રાત્રે દશ વાગે દીવાનજીએ રામપ્યારીને પોતાના ખંડમાં બોલાવી.

**દીવાન**—પણ–શું કહ્યું ! રામપ્યારી ! સાચે સાચુ કહેજે આ આદમી તને ભગાડી લાવ્યો છે ? . .

ખૂંટીપર લટકતી એક તલવાર પર નજર ગઈ. જાણે મુડદાને અમૃત ન મળ્યું હોય! એકદમ તલવાર ઉતારી લીધી. ચણીવાનો કછોટો વાળ્યો. તલવાર મ્યાનમાંથી કાઢી પોતાના માથે લગાડી કહેવા લાગી. 'જગદમ્બા! તારા વિશ્વાસ પર બેઠી છું. બચાવજે!' તરત બારણા ઓથે ભરાઇ ગઈ. જેવો દીવાનજી અંદર આવ્યો કે તરત રામપ્યારીએ તલવાર તેના પેટમાં ઘોંચી દીધી. દીવાનજી પડી ગયો. રામપ્યારીએ લાશને પલંગ નીચે સરકાવી દીધી, અને ફરી બારણા ઓથે સંતાઈ.

જ્યારે બહુ વાર થઈ અને દીવાનજીએ સીટી ન વગાડી ત્યારે ખુદ બિહારી ત્યાં આવ્યો, અને ઓરડામાં નજર કરવા લાગ્યો પણ ઓરડો શાંત દેખાવાથી શી ગરબડ છે; તે જોવા માટે અંદર પેઠો તેવો જ રામપ્યારીએ તલવારનો ઝટકો માર્યો. સતીનો હાથ! એક જ ઝટકે બિહારી ગરદન રહીત થઈ ગયો. રામપ્યારીએ બિહારીની લાશ પણ દીવાન સાથે મુકી દીધી. રામપ્યારી વિચારવા લાગી કે જો હુ કદાચ બારણાં બંધ કરી દઈશ તો બાકીના ચાર જણ કંઈ ગોટાળો સમજી બારણાં ઉતારી નાખશે તો આ મામલો બગડશે માટે બારણાં બંધ ન કરતાં ફરી બારણા પાછળ ભરાઈ ગઈ. એક કલાક પછી એક સિપાઈ આવ્યો તેની પણ તેવીજ દશા કરી. એમ ચારે જણને એક એક કલાકના અંતરે રામશરણ કર્યા. અને દરેકની લાશ દીવાનજી પાસે પલંગ નીચે સરકાવી દીધી. લોહીથી ખંડ ભરાઈ ગયો. બારણાં બંધ કરી સાંકળ મારી જમીન પર સુઈ ગઈ. લોહીયાળ નાગી તલવાર પાસે રાખી લીધી.

બાદશાહ અકબર અને બીરબલ રાત્રીના સમયે શહેરમાં ફરી ફરીને પ્રજાને પોલિસ હરકત કરે છે કે કેમ તેની તપાસ કરતા હતા. તે દિવસે બેઉ વ્યક્તિ ફત્તેહપુરસીક્રી ગયા હતા અને એક મામલાની તપાસ કરતા હરિપુરની ચોકીપર આવ્યા, એક ચોકીદાર પહેરો ભરી રહ્યો હતો. બીરબલે ચોકીદારને દીવાનને બોલાવી લાવવા મોકલ્યો. ચોકીદાર ગયો તો ઓરડો બંધ દીઠો.

**ચોકીદાર**—દીવાનજી! એ દીવાનજી! બહાર બાદશાહ અને વજીર સાહેબ આપને યાદ કરે છે!

જ્યારે કોઈએ જવાબ ન આપ્યો ત્યારે ચોકીદારે બારણામાં એક લાત મારી મોટેથી બુમો પાડવા લાગ્યો. અને અંદર કોણ છે એમ ચિડાઈને બોલવા લાગ્યો.

**રામપ્યારી**—કોણ છે? હું રામપ્યારી છું!

**ચોકીદાર**—દીવાનજીને જગાડો.

**રામપ્યારી**—એ હવે નહિ જાગે. કોઈ દિવસ નહિ જાગે. એ તો મોટી નિન્દ્રામાં પડયા છે.

**ચોકીદાર**—બારણાં ઉઘાડો.

**રામપ્યારી**—બાદશાહને અહીં બોલાવી લાવો તે પછી બારણાં ઉઘાડીશ. કહેજે એક સ્ત્રીએ દીવાનજીનું ખૂન કર્યું છે.

ખૂનનું નામ સાંભળી ચોકીદાર ગભરાઈ ગયો. બાદશાહને દરેક હકીકતથી વાકેફ કર્યા. બેઉ જણ ઘોડા ઉપરથી ઉતરી ઓરડા પાસે આવ્યા.

**બીરબલ**—બેટા. બારણાં ખોલ! બાદશાહ સલામત સામેજ ઉભા છે. હું બીરબલ છું કોઈ જાતનો ડર નથી. બારણાં ઉઘાડો.

બારણાં ખોલવામાં આવ્યાં. લોહીથી ખરડાએલી નાગી તલવાર લઈ રામપ્યારી બહાર આવી. છૂટા કેશ અને શરીર પર લોહીના ડાઘ જાણે સાક્ષાત કાળકા.

**બીરબલ**—શો મામલો છે? કહીશ બેટા!

રામપ્યારીએ બધી કહીકત કહી ચોકીદારોની પણ જુબાની લીધી. છએ લાશ બહાર કાઢવામાં આવી.

(૫)

અકબર—મહારાજ સાહેબ ! આગ્રાથી ત્રણ કોશ દૂર જ્યારે આવા બનાવ બને છે તો પછી આગ્રાથી દૂર કેવા બનાવ બનતા હશે ?

બીરબલ—બાદશાહ સલામત ! દીવા તળે જ અંધારૂં હોય છે.

અકબર—તેના પતિને બોલાવો !

કોટડીમાંથી રામનાથને બહાર કાઢ્યો. બાદશાહ અને બીરબલને સલામ કરી એક તરફ ઊભો રહ્યો. બાદશાહે તેને પૂછ્યું તો રામનાથે પણ રામપ્યારીએ કહેલી બધી હકીકત કહી. છ લાશ જોઈ તે ગભરાઈ ગયો, અને વિચારવા લાગ્યો કે જરૂર અમોને ફાંસીને માંચડે ચઢાવશે.

બીરબલ—બેટા તેં ખરી કરી ! પોતાના સતીત્વની રક્ષા માટે છ આદમી તો શું છસો માર્યા હોત તો પણ વાંધો નહોતો. આ કંઈ ગુન્હો નથી.

અકબર—ગુન્હો ! આ બેઉનો કંઈ પણ ગુન્હો નથી. ગુન્હો છે આ બદમાશ સિપાઈઓનો મારી પ્રજાની સાથે સિપાઈ લોકો આવો ભયંકર વર્તાવ કરે છે, અને રક્ષક મટી ભક્ષક થાય છે. મહારાજ ! આપ સૈન્યમાં આવા કુત્તાઓને શામાટે દાખલ કરો છો ? ધિક્કાર છે મારી બાદશાહી પર ! આવી બાદશાહી કરતા ફકીરી લાખ દરજ્જે સારી છે.

બીરબલ—સિપાઈની જગ્યાજ એવી છે કે જેમાં દાખલ થયા પછી ગમે તેવો સારો માણસ હોય પણ તે ખરાબ થાય છે.

અકબર—તમો બેઉને છોડી મૂકવામાં આવે સુખેથી ઘેર જાઓ.

બીરબલ—બેટા ! જે તારા હાથમાં તલવાર છે તે તને ભેટ આપવામાં આવે છે.

અકબર—આટલું ઈનામ બસ નથી. મહારાજ ! આ સ્ત્રીને જ્યાં તેની સાસરો થાય છે તે ગામ ઈનામ તરીકે આપો !

બીરબલ—જેવો હુકમ ! ખુદાવંદ.

રામનાથ અને રામપ્યારી પોતાને ઘેર ગયાં. બીરબલે ઈનામની સનંદ રામનાથ ઉપર મોકલી.

ધન્ય છે. આવી સતીને ! ભારતમાતા આવી જ સતીઓને જન્મ આપે !*

* સુચિત

# વિવિધ વાનીઓ

સંપાદક શ્રી. બિન્દુ

[ ગતાંકથી આ વિષય ચાલુ કરવામાં આવ્યો છે. દરેક બહેનોએ પોતપોતાની આવડતની વાનીઓ લખી મોકલવી. ]



### બટાકાની પેટીસ

બટાકા ૧ શેર
વટાણા ૨ શેર
કોપરું ૧ વાટી
(ખમણેલું લીલું)
કોથમેરી,

લીંબુ, આદુ, મરચાં, દ્રાક્ષ મીઠું પ્રમાણસર રીતઃ—બટાકા એક શેરને બાફી છોલી નાંખી બારીક છુંદો કરી તેને મસળી કણેક જેવો કરવો. વટાણા લીલાને છોલી એક તપેલીમાં તેલ, મુકી, હીંગ, મીઠું નાખી વઘારવા અને થોડો સંચોરો ( ખારો ) નાખી સગડી પર થોડે તાપે ચઢવાં દેવું. (તપેલું ઢાંકી રાખવું) બરોબર બફાય જાય પછી નીચે ઉતારી છુંદી નાખવાં અને કોપરું કોથમરી, આંદુ મરચાં, ને કીસમીસ નાખી, લીંબુ નીચોવી હલાવી નાના ગોળા વાળવા અને બટાકાની કણેકમાંથી એક લુઓ લઈ પુરી ( થાળીપર તેલનો હાથ દઈ) .ક તેમાં વટાણાના ગોળા મુકી ઉપરથી સ કરી ગોળ ગોળ હાથમાં ફેરવી તૈયાર ક બધા ગોળા કરી રહી. સગડી પર કઢ તેલ મુકી વધારે કડક તાપ રાખી તળી જે ખાવામાં ઘણા લ્હેજતદાર થાય છે.

### બટાકાનો બીરંજ

બટાકા એક શેર, ખાંડ અર્ધો શેર, પ્રમાણસર કેશર સગવડસર.

રીતઃ—પહેલાં બટાકાને છીણીથી છં નાખવા. પછી એક તપેલીમાં ઘી નાખી સ પર આછા તાપે ઘી ઊનું કરવું, ઘી ગ થયેથી છીણેલા બટાકાની કળીઓ તેમાં ન દેવી. ને ઢાંકી રાખવું. તાપ વધારે પડતો તો ઓછો કરી નાખવો બરોબર બફાઈ પછી કેસર ને ખાંડ નાંખી દેવા. ચાસણી બરાબર થાય પછી તેમાં એલાયચી, ચારોળી અને બદામની ઝીણી ચીરી (બા બદામની) કરી નાખવી. પછી ઉતારી ખાવ કામમાં લેવો, આ બીરંજ ઘણો સ્વાદીષ્ટ છે. અને ફરાળમાં ખાવા કામ આવે છે.

સૌ. વિમળાબેન દ




શ્રી. કેશવપ્રસાદ સી. દેસાઈ બી. એ. એલએલ બી.

**અંગ્રેજી દૂત**

હમણાંનો બહુ જ ગવાયલો બનાવ તો ઈંગ્લંડની યુદ્ધ કેબીનેટનો દૂત હિંદમાં આવ્યો હતો. ઘણાએ વખતથી સર્વત્ર એમ કહેવાતું હતું કે વર્તમાન યુદ્ધમાં હિંદિઓ જીગરથી ભાગ લે તે માટે તેમને હિંદમાં એવા રાજકીય હક્કો આપવા જોઈએ કે જેથી હિંદીઓને એમ લાગે કે હિંદ હવે પરદેશીના હાથમાં નથી પણ તેમનું પોતાનું છે. એમ થાય તોજ દરેકે દરેક હિંદી પોતપોતાની રીતે યુદ્ધકાર્યમાં મદદ આપે. આ કારણથી તેમજ અમેરિકા વગેરે અન્ય દેશોને બતાવી આપવાના હેતુથી ઇંગ્લંડની હાલની યુદ્ધ સમિતિએ નક્કી કર્યું કે હિંદમાં તેમનો પ્રતિનિધિ આવે અને હિંદી નેતાઓ જોડે અંગત વાટાઘાટ કરીને, મોટા ભાગને સંતોષે તેવું રાજબંધારણ હિંદ માટે જાહેર કરે. આ હેતુથી સર સ્ટેફર્ડ ક્રીપ્સને અમુક જાહેરાતો લઇને હિંદ મોકલ્યા. સર સ્ટેફર્ડ અગાઉ હિંદ આવી ગયા હતા. તેમના મિત્રો હિંદના રાજદ્વારી વર્ગોમાં પણ હતા. રશીયામાં એલચી તરીકે જઈ તેમણે ઈંગ્લંડના હિતમાં સુંદર કાર્ય કર્યું હતું. તેઓ એક પ્રખર સમાજવાદી તરીકે જાણીતા હતા. સિદ્ધાંતની ખાતર તેમણે પોતાના પક્ષ–પાર્ટી–ની પણ દરકાર કરી નહોતી, અને એકલે હાથે બ્રીટીશ પાર્લામેંટમાં તેઓ ઝઝુમતા હતા. રશીયાના તેમના કામથી અંગ્રેજી પ્રજામાં તેઓ પ્રિય થયા, અને તેમને યુદ્ધ કેબીનેટમાં દરજ્જો મળ્યો. અત્યારે હાઉસ ઑફ કૉમન્સ–આમની સભાના તેઓ લીડર છે. વડા પ્રધાન વીન્સ્ટન ચર્ચીલ પછી બીજે નંબરે તેઓ અંગ્રેજ પ્રજામાં લોકપ્રિય છે. આવા ગૃહસ્થ હિંદ માટે રાજબંધારણીય દરખાસ્તો લઈને આવે તેથી હિંદમાં ઘણો ઉત્સાહ વ્યાપ્યો હતો. હિંદ આવીને તેમણે જુદા જુદા રાજદ્વારી પક્ષો સાથે જુદી જુદી ચર્ચા કરી. રાઉંડટેબલ કૉન્ફરન્સમાં તો સર્વ પક્ષોનો શંભુમેળો હતો. તે કરતાં આમ જુદી વાતચીત કરવાના ફાયદા ઘણા છે. તેમાં વિચારોની આપ લે થાય. અમુક બાબતો ખુલ્લા દિલથી ચર્ચાય. આમ થોડા દિવસની વાટાઘાટ પછી સર સ્ટેફર્ડ ક્રીપ્સે પોતાની દરખાસ્તો દેશ સમક્ષ રજુ કરી.

**દરખાસ્તો.**

આ દરખાસ્તોમાં ત્રણ બાબતો હતી. પ્રથમ તો અંગ્રેજી પાર્લામેંટ જાહેર કરે કે યુદ્ધ પછી તરત જ હિંદનો કારભાર હિંદીઓને સોંપાશે. જો હિંદને બ્રિટીશ સામ્રાજ્યમાં રહેવું નહિ હોય તો તેને છુટા પડવાનો પણ અધિકાર રહેશે. રાજ્યકારભારની સર્વ સત્તાઓ હિંદનાજ હાથમાં રહેશે. બીજી વાત એ હતી કે હિંદ પોતેજ પોતાનું રાજ્યબંધારણ ઘડી લેશે. યુદ્ધ પછી તરતજ તે માટે પ્રતિનિધિ સભા મળશે. પ્રાંતિક ધારાસભાઓએ ચુંટેલા પ્રતિનિધિઓ તેમા બેસશે.

દસ સભાસદનું એક પ્રતિનિધિમંડળ ચુંટાશે અને ચુંટણી પ્રેફરન્સ મતથી થશે એટલે દરેક પક્ષ અને લઘુમતિને ચુંટાવાની તક મળશે. દેશી રાજ્યના પ્રતિનિધિઓ પણ આ પ્રતિનિધિ સભામાં તેમની વસ્તિના પ્રમાણમાં આવશે અને તેઓ પણ હિંદનું ભાવિ બંધારણ ઘડવામાં પોતાનો હિસ્સો આપશે. ત્રીજી વાત એ હતી કે ઉપર જણાવ્યા મુજબની પ્રતિનિધિ સભા બંધારણ તૈયાર કરે ત્યાર પછી જો કોઈ દેશી રાજ્યોને તેમાં દાખલ થવું ના હોય તો તેઓ બહાર રહી શકે, તેમ થતાં તેમનો સબંધ બ્રિટન સાથે આજ માફક રહેશે. તેજ પ્રમાણે જો કોઈ પ્રાંત કે પ્રાંતો આ બંધારણ કબૂલ કરે નહિ તો તેઓ પણ બહાર રહી શકશે. બહાર રહેલા પ્રાંતો પોતાનું જુદું ફેડરેશન બનાવી શકશે. પરંતુ બહાર રહેલા દેશી રાજ્યો પોતાનું જુદું ફેડરેશન બનાવી શકશે નહિ. આ પ્રમાણે સર સ્ટેફર્ડ ક્રીપ્સની લાવેલી દરખાસ્તો હતી.

**દરખાસ્તના ગુણદોષ.**

આ દરખાસ્તોમાંથી જે પહેલો ભાગ હતો તે તો હિંદની માંગણીને ઘણે ભાગે સંતોષે તેવો હતો. હિંદનો સર્વ કારભાર તેના પોતાના જ હાથમાં આવે. બ્રિટીશ સંસ્થાનો જેવાજ હક્ક તેને રહે. તેને અંગ્રેજી સામ્રાજ્યમાં ન રહેવું હોય તો જુદું પડી શકે. પરદેશ નીતિ, યુદ્ધ, વેપારી કરારો, વગેરે સર્વ બાબતો ઉપર તેનો આબાધિત અધિકાર રહે આમ પ્રથમ કલમ તો ઉત્સાહ ફેલાવે તેવી હતી, પરંતુ ત્યાર પછીની બાબતો ઘણી વાંધા ભરેલી હતી. બંધારણ ઘડવામાં દેશી રાજ્યો સામેલ થાય. તેમના પ્રતિનિધિઓની સંખ્યા વસ્તિના પ્રમાણમાં આવે, એટલે કુલ સભાના લગભગ ત્રીજા ભાગ જેટલા પ્રતિનિધિ દેશી રાજ્યોના આવે. આ પ્રતિનિધિ પ્રજાએ ચુટેલા નહિ પણ રાજાઓએ જ નીમેલા આવે કારણકે દેશી રાજ્યોમાં પ્રતિનિધિ સભાઓ નથી અને જે રાજ્યોમાં છે ત્યાં તે પ્રજાનું પ્રતિનિધિત્વ ધરાવતી નથી. એટલે આ વિભાગ પ્રગતિમાનના જ હોય, પરંતુ બહારની લાગવગ તેમના ઉપર લાગે. વળી આ લાગવગ લાગ્યા પછી જે બંધારણ તૈયાર થાય તેમાંથી પણ છુટા પડવાનો હક્ક તેમને રહે, એટલે એમ બને કે આ બંધારણ બને તેટલું નરમ કર્યા પછી પણ તેઓ ચાલી જાય અને પોતાનો નબળો વારસો મૂકતા જાય. આ બાબત સ્વીકારવા યોગ્ય નહોતી. જે પ્રાંતોને છુટા પડવું હોય તે પણ છુટા પડી પોતાનો સમૂહ બાંધે તે વાત પણ વાંધા ભરી હતી. બંધારણ ઘડવામાં ભાગ લીધા પછી નક્કી થયેલા બંધારણમાંથી છુટા પડવાનો હક્ક વ્યાજબી ગણાય નહિ. આ ઉપરાંત આ સર્વનું પરિણામ એ આવે કે ત્રણ હિંદુસ્તાન થાય. મૂખ્ય બંધારણ તળેનું હિંદ, છુટા પડેલા પ્રાંતોનું હિંદ, અને દેશી રાજ્યોનું હિંદ. આપણે કહીયે છીયે કે હિંદ એક અને અભેદ્ય છે. દોઢસો ઉપરાંત વર્ષોથી અંગ્રેજી તંત્રે હિંદને એક જ અભિન્ન દેશ તરીકે જ ગણી તેના ઉપર રાજ્ય કર્યું છે. આપણી રીત રસમો અને આપણા વિચારો તે ધોરણ ઉપરજ ઘડાયા છે. એટલે આ ભાગલાઓની વાતથી તો ઘણા આગેવાનોને આઘાત જ લાગ્યો. વિનિત પક્ષના આગેવાનોએ કહ્યું કે રાઉન્ડટેબલ પછી હિંદનું બંધારણ જે ૧૯૩૫ ના કાયદાને નામે પ્રસિદ્ધ થઈ અમલમાં આવ્યું તેમાં પણ શરૂઆત એમ કરી છે કે હિંદ તે સમગ્ર એક જ દેશ છે અને તે રીતે તેનો વિકાસ સાધવા આ બંધારણ ઘડવામાં આવ્યું છે. નવી દરખાસ્તોથી આ સમગ્રતા તુટે છે. નવાઈ જેવી વાત તો એ છે કે

કરી છે. મહાસભા, હિંદુ મહાસભા, મુસ્લીમ લીગ, સીખ, હરિજન એ સૌએ આ દરખાસ્તોને નકારી છે. અંગ્રેજ સરકારે આ દરખાસ્તો હવે પાછી ખેંચી લેવામાં આવી છે, અને એ પ્રકરણનો હાલ તરત તો અંત આવ્યો છે.

**સત્તાનો ત્યાગ**

મહાસભાના આગેવાનોએ આ ચર્ચાઓ દરમ્યાન એમ જણાવ્યું કે અંગ્રેજી સલ્તનત સત્તાનો ત્યાગ સાચા દીલથી કરવા માંગતી હોય તો નાની વિગતો અત્યારે જોવાની જરૂર નથી. આ સત્તાના ત્યાગનો પુરાવો તેણે હમણાં જ આપવો જોઈયે. ભવિષ્યમાં સ્વતંત્ર સત્તા આપવાના વચન અથવા જાહેરાત સાથે ચાલુ યુદ્ધમાં હિંદ પૂર્ણ મદદ આપે તેવી માંગણી અંગ્રેજે કરી હતી અને સાથે એમ પણ જાહેર કર્યું હતું કે અત્યારનું યુદ્ધ સંચાલન તો યુદ્ધ સમિતિના હાથમાં જ રહે. મહાસભાના આગેવાનો એ અત્યારથી જ હિંદમાં રાષ્ટ્રીય સરકારની સ્થાપના માંગી અને યુદ્ધના સંચાલનમાં પણ ભાગ માંગ્યો. આ બાબતો સર સ્ટેફર્ડ કબુલ કરી શકયા નહિ, અને હૃદયપલટાની આટલી સાબિતિ મળે નહિ તો મહાસભા આગળ ચાલવા તત્પર હતી નહિ. આમ અત્યારે તો આ અતિ ઉપયોગી પ્રશ્ન બાજુએ મુકી દેવાયો છે. છતાંયે પંડિત જવાહરલાલ, ચક્રવર્તી રાજગોપાલાચારી, બાબુ રાજેંદ્રપ્રસાદ, વગેરે નેતાઓએ જાહેર કર્યું છે કે અમે બહારના હુમલા કે કોઈ પણ બહારની સત્તા હિંદ ઉપર આવે તે પસંદ કરતા નથી, અને હિંદી પ્રજા આ સૌનો સામનો કરે તે ઈચ્છીયે છીયે. દેશના આંતરિક બચાવ માટે ટૂકડીઓ સ્થાપવાની યોજના પણ તેઓ ઘડે છે.

**આનંદશંકરભાઈ**

જુની અને નવી સંસ્કૃતિ વચ્ચેના ફલ રૂપ, પ્રાચીન પ્રણાલિકામાં ઉછરેલા અને અર્વાચીન વિદ્યામાં પારંગત, રૂઢીગ્રસ્ત નહી છતાં યે જુનવાણી, સુધારકોની હરોળમાં નહી બેસનાર છતાંયે પ્રગતિમાન, આધુનિક શિક્ષણ પામેલા છતાંયે ધર્મનિષ્ટ એવા આપણા આચાર્ય આનંદશંકરભાઈના મૃત્યુથી બૃહદ ગુજરાત શોકમાં ડુબ્યું છે. ગુજરાતમાં સાહસિક વેપારીઓનો ટોટો નથી. ગુજરાતમાં ક્રોડપતિઓ પણ થઈ ગયા છે અને હજીએ છે, ગુજરાતમાં બુદ્ધિશાળીઓની ખોટ નથી, પરંતુ શુદ્ધ વિદ્વાન અને કેવળ વિદ્યા વાસંગીઓ ગુજરાતમાં તરી આવતા નથી. આનંદશંકરભાઇને આપણે શુદ્ધ વિદ્વાન અને વિદ્યાવાસંગી કહી શકીયે તેવા હતા. બનારસ વિદ્યાપીઠના આચાર્ય અને પ્રોવાઈસ ચાન્સેલર તરીકે તેમણે આંતર પ્રાંતીય પતિષ્ઠા મેળવી ગુજરાતની આબરૂ વધારી હતી.



ઈ. સ. ૧૮૬૯ માં તેમનો જન્મ થયો હતો. તે વડનગરા નાગર ગૃહસ્થ હતા. ધર્મનિષ્ઠ પિતાના એકના એક પુત્ર હતા.

સૂર્યના કીરણનો પણ સ્પર્શ ન થાય એ સ્ત્રી સુખાકારી ક્યાંથી ભોગવી શકે. એ શારીરિક અને માનસિક નિર્માલ્યતાની મૂર્તિ બનતી ગઈ. એની દુનિયાનું વર્તુલ ન્હાનું બનતું ગયું. અને એમાં એ સંતોષ માનતી થઈ. જ્યારે એક સમયે પ્રાચીન યુગની વીર રજપુતાણીઓ રણભૂમિઓમાં વાઘણની જેમ ઘુમવામાં અભિમાન લઈ શકતી.

આજના યુગમાં જ્યારે પશ્ચિમની સ્ત્રી પુરુષોના સ્થાન અને જવાબદારી સંભાળતી થઈ છે ત્યારે હિન્દની સ્ત્રી, પરદામાં છુપાઈ રહે એ શોભે નહિ એ સુત્રને અનુસરી થોડા દિવસ પુર્વે બીલખા રાજ્યના મહારાણીએ આ રિવાજનો ત્યાગ કર્યો છે. બીલખાના મહારાજાને તેમજ રાણીસાહેબને અમારા અનેક ધન્યવાદ. ઘણાએ ન્હાના મોટા દેશી રાજ્યોમાં હજુ સ્ત્રીઓ પરદામાં રહે છે, તો તેઓ બીલખાનાં રાણીસાહેબાનું દૃષ્ટાંત લઈ



પોતાના રાજ્યમાંથી આ રિવાજને તિલાંજલી આપશે એવું ઇચ્છીએ છીએ. જેમ ચાંગ શેક પોતાના પતિને દરેક જાતના અટપટા પ્રશ્નો ઉકેલવામાં સાથ આપી શકે તો શું દેશી રજવાડાની મહારાણીઓ પોતાની પ્રજામાં રસ લઈ તેમની ઉન્નતી ન સાધી શકે ? અમે ઇચ્છીએ છીએ કે રાજસ્થાનની સ્ત્રીઓ પણ દુનિયાની અન્ય સ્ત્રીઓ સાથે આગેકુચ કરે.

(ભગિનીસમાજ પત્રિતમાંથી)

## આંતરજ્ઞાતીય લગ્નો

આંતરજ્ઞાતીય લગ્નોમાં મોટે ભાગે રૂપસૌન્દર્ય જ મુખ્ય આકર્ષણ હોય છે. પરિચય ગમે તેટલા લાંબા કાળનો હોય છતાં તે યુવકયુવતી રૂપસૌન્દર્યમાં જ એવાં મુગ્ધ થઈ ગએલાં હોય છે કે તેઓ એકબીજાના ગુણ વિષે પરિચય પામી શકતાં નથી. એવો પરિચય તો લગ્ન થયા પછી તેઓ એકબીજાની સાથે ઠરીને રહે છે ત્યારે જ થાય છે. પછી તો અનેક પ્રસંગોમાં એ બે વચ્ચે ઘર્ષણ શરુ થાય છે, અને તેમાંથી અનિષ્ટ પરિણામ પણ આવે છે. એવું લગ્ન વિચ્છિન્ન કરતાં તેઓ શરમાય છે. લોક મશ્કરી ને ટીકા કરશે એવો તેમને ભય લાગે છે અને તેથી એ કડવું બનેલું લગ્નજીવન જેમતેમ કરીને નિભાવ્યે જાય છે. આથી સમાજમાં આ પ્રકારે નિષ્ફળ નીવડેલાં લગ્ન બહુ ઓછાં જ પ્રકટ થાય છે, બાકી નિષ્ફળ નીવડે તો છે જ. જુદી જુદી નાતોનાં વાતાવરણ અને સંસ્કારમાં પણ અમુક ભેદ હોય છે અને યુવક અને યુવતી પોતપોતાની નાતના વાતાવરણથી અને સંસ્કારથી એવાં જકડાઈ ગએલાં હોય છે કે તે એમ જલદી ખંખેરી શકાતાં નથી અને તેથી લગ્ન થતાં સુધી તો તેમને 'ઊજળું એટલે દૂધ' દેખાય છે, પણ પછી જ ખરું ઘર્ષણ શરુ થાય છે. આથી કોઈએ એમ સમજવાનું નથી કે હું આવાં વિવર્ણ લગ્નોથી વિરૂદ્ધ છું. ઊલટું હું તો दुहिता दुर्हिता दूरेहिता दोग्धेर्वा (દીકરીનું લગ્ન દૂર કરવું એ હિતજનક છે, માટે પણ એનું નામ દુહિતા છે) ॥ ૩૦૪ ॥

પણ યુવક-યુવતીએ યુવાનીમાં એકબીજાના રૂપસૌન્દર્યમાં જ મુગ્ધ ન થઈ જતાં તેમની ગુણસામગ્રી તરફ અવશ્ય નજર કરવી ઘટે. એ જો પોતાના જીવનને અનુકુળ થશે એમ લાગે, અનુભવીઓની સલાહ પણ અનુકુળ લાગે તો લગ્ન કરવામાં જરાય દોષ નથી.

કેટલાક એમ માને છે કે જૂનું એટલે સોનું અને નવું એટલે કથીર, ત્યારે વળી કેટલાક એમ માને છે કે નવું એટલું સોનું અને જૂનું એટલું કથીર, પણ આ બંને મંતવ્યો એકાન્તિક અને અર્ધસત્ય છે. વિવેકપૂર્ણ વિચાર કરી જેમાંથી જેટલું સારું જડે એટલું સ્વીકારવું અને ખોટું લાગે તેટલું ત્યજવું એ જ મધ્યમ આર્યમાર્ગ છે. આજે એવી સ્થિતિ થઈ પડી છે કે પ્રાચીન માર્ગીઓ આજનાં નવીનોએ પોતાની પસંદગીએ કરેલા લગ્નને તિરસ્કારી કાઢે છે, ત્યારે નવીન માર્ગીઓ મા-બાપોએ બાળપણમાં કરાવેલાં પોતાનાં લગ્નને નિષ્ફળ નીવડતાં માને છે અને વળી કેટલાક તો પ્રથમ વારની પત્નીને તરછોડીને રૂપસુંદર યુવતી સાથે નવીન લગ્ન કરીને તે નવીન લગ્ન સફળ થયું એમ માને છે. એ બંને માર્ગ સર્વથા સાચા નથી, સર્વથા ખોટા નથી. મા-બાપોએ પોતાનાં સંતાનોના બાળપણમાં કરાવેલાં લગ્નનું એક પરિણામ તો એ આવે છે કે નાનપણમાં પરણેલી કન્યા પોતાના સાસરાના સંસ્કારથી અને વાતાવરણથી નાનપણમાંથી જ રંગાય છે અને તેથી મોટી થતાં સાસરીઆને અનુકૂળ જ બની ગએલી થઈ જાય છે, ત્યાં તેને કશું અતડું લાગતું નથી. પણ તેનો પતિ જો બહારગામ રહીને કોલેજમાં ભણે અને તેથી ઘરના સંસ્કારથી અને વાતાવરણથી છૂટો પડીને શહેરી બની ગયો હોય તો તેને પોતાના ઘરનાં સૌ માણસ અને ખાસ કરીને પત્ની ગામડીઆ લાગે અને જો તેનામાં સંજોગોને અનુકૂળ થવાની અને પત્નીને નિભાવી લેવાની વૃત્તિ ના હોય તો એનું મા-બાપોએ કરાવેલું લગ્ન તેને નિષ્ફળ લાગે. જો એનામાં એવી ઉન્નત વૃત્તિ હોય તો પોતાની સ્ત્રીને નિભાવી લે અને તેને ઉચ્ચ સંસ્કાર આપે; અને એમ એ લગ્નને સફળ બનાવે. નવીનો પોતાની પસંદગીથી લગ્ન કરે છે. ત્યારે શરૂઆતમાં સૌ પીળું એટલું સોનું દેખે છે, સ્ત્રીના રૂપ-સૌન્દર્યથી મુગ્ધ બને છે, પણ ત્યાં તો સ્ત્રી યે ભણેલીગણેલી અને મતસ્વાતંત્ર્યને માનનારી હોવાથી, બંનેમાં નજીવા કારણે મતભેદ ઊભા થાય છે અને પછી તો વારંવાર ઘર્ષણ થવા લાગે છે. આખરે એ લગ્ન એવું તો નિષ્ફળ અને દુઃખદ થાય છે કે પ્રાચીનોએ કરેલાં બાળલગ્નની નિષ્ફળતાને ય ભૂલાવી દે! ત્યારે કોઈ પણ એક પ્રણાલી ઉપર ખૂબ વિશ્વાસ મૂકીને તેને ન અનુસરવું, પણ બુદ્ધિપૂર્વક વિવેકપૂર્વક વિચાર કરી જે સારું લાગે એ સ્વીકારવું એ જ કર્તવ્ય હોય.

(પાટીદારમાંથી)

## ચંદા—ચાંદલિયો

શ્રી નવીન આર. આચાર્ય

રાગ:—દેશ     તાલ:—દાદરો.

પૂનમની ચાંદની ને,
ચમકે ચાંદલિયો,

દેવે ચમકંત કોઈ—
હીરો, સાહેલડી;

વરસે એ જોત-સ્રોત,
રૂપેરી, વાદળે,

પ્રકટાવે પ્રેમ જ્યોત
હીરો, સાહેલડી

ઝળહળતા તારલા
ઝાંખા કો આભમાં

ઝળકાવે ઉર આશ
હીરો, સાહેલડી;

હસતી શી ચાંદની ને
ખીલતો ચાંદલિયો

હસતો હસાવતો,
હીરો, સાહેલડી

રાગ—દેશ તાલ—દાદરો માત્રા—૬

(સ્વરકાર:—સોમનાથ વ્યાસ પટપટ)

| × | ० | × | ० |
|---|---|---|---|
| મ પ પ | ની ડ ની | ની સાં ની | સાં ડ સાં |
| પૂ — ન | મ, ની – | ચાં — દ | ની — ને |
| પ ની સાં | રેં સાં રેં | નીં ડ ધ | પ ડ ડ |
| ચ મ કે | – ચાં – | દ — લિ | યો – – |
| પ નીં નીં | ધ ધ મ | પ મ મ | ગ ગ રે |
| દે – વે | – ચ મ | કં — ત | કો — ઈ |
| ગ રે રે | પ મ ગ | રે ગ રે | સા નીં સા |
| હી – રો | – સ – | હે — લ | ડી – – |

અંતરો

| | | | |
|---|---|---|---|
| પ રેં રેં | રેં રેં ડ | રેં ડ ગં | રેં ગં મં મં |
| ઝ ળ હ | ળ તા – | તા — ર | લા — એ |
| મં ગં ગં | રેં સાં રે | ની ડ રે | સાં ડ ડ |
| ઝાં – ખા | – કો – | આ — ભ | માં – – |
| પ ની સાં | રેં ની ધ | પ ધ પ | મ ગ રે |
| ઝ ળ કા | – વે – | ઉ – ર | આ – શ |
| રે ગ રે | પ મ ગ | રે ગ રે | સા નીં સા |
| હી – રો | – સા – | હે – લ | ડી – – |



## મુંબઈની ઑફીસ બદલી છે.

અમારી જીવનલાલ એન્ડ સન્સની ઑફીસ ૧૨૯ પ્રિન્સેસસ્ટ્રીટ ઉપરથી ખાલી કરીને વીલાપારલા લજપતરાયરોડ, શ્રી સરસ્વતી પ્રાસાદમાં લઈ ગયા છીએ તો બધો પત્ર વહેવાર વીલાપારલા ના શરનામે કરવો:—

## જરૂરી સૂચના

'શ્રીબોધ'ના જે કોઈ ગ્રાહક પોતાનું રહેઠાણ બદલે કે તુરત અમારી અમદાવાદની ઓફીસમાં ખબર આપી દેવી. અગર જો ખબર નહિ આપે અને પાછળથી અંક નથી મળ્યાની ફરીયાદ કરશે તો ઓફીસ તે માટે જવાબદાર નથી.

આપી હતી. તેઓ શુદ્ધ નડીયાદી સાક્ષર હતા, ધર્મનીષ્ટ હતા, અભ્યાસી હતા, અને કર્તવ્ય પરાયણ હતા.

દિવાનબહાદુર અંબાશંકર ઉત્તમરામ મલજી બીજા પ્રકારના લોકસેવક હતા. ધંધે વકીલ હતાં પણ ભરૂચમાં મીલ સ્થાપી હિંદની ઔદ્યોગિક પ્રવૃત્તિમાં તેમણે રસ લીધો હતો. પરંતુ તેમનું યાદ રહી જાય તેવું કામ તો સહકારી ક્ષેત્રમાં હતું. ગુજરાતમાં સહકારી પ્રવૃત્તિના તેઓ આદ્ય પુરૂષ હતા, અને પુખ્ત વયે તેમનું મૃત્યુ થયું ત્યાં સુધી તેઓ "સહકાર" ક્ષેત્રમાં પોતાની સેવાઓ આપતા હતા. ખેડુતોમાં સહકાર તેમણે પ્રવેશ કરાવ્યો હતો. તેમને ઋણમુક્ત કરવા માટે જમીન ગીરો માટેની સહકારી બેંક સ્થાપવામાં તેમણે આગેવાનની ભર્યોભાગ લીધો હતો. સમસ્ત હિંદના સહકારી મંડળોમાં તે માન પામતા હતા. અભ્યાસી, ખંતીલા અને કર્તવ્યનીષ્ટ મલજી સાહેબને ગુજરાતના સહકારીઓ યાદ કરશે અને તેમના મરણનો શોક કરશે. ગુજરાતની પ્રતિષ્ટા બહારના વિભાગોમાં ફેલાવવામાં દિ. બા. મલજીયે પણ હીસ્સો આપ્યો છે. તેઓ જ્ઞાતિયે બ્રહ્મક્ષત્રીય હતા અને અકબરના મહેસુલ પ્રધાન ટોડરમલજીના સીધા વંશજ હતા.

યુદ્ધની પરિસ્થિતિને લીધે હજી પણ ઘણી ગભરામણ મુંબઈ અને અન્ય વિભાગના ગુજરાતીઓમાં જોવામાં આવે છે. કોઈ પણ બાબતમાં ગભરાઈ જવું તે તદ્દન નકામું છે.

**ગભરામણ.** મુશીબતો આવવાનો ભય હોય તો તે સામે તૈયારી કરવી તે યોગ્ય છે. પણ ગભરાટથી વર્તવું તે તદ્દન અયોગ્ય છે. મુંબઈ છોડીને જેઓ જાય તેઓ પણ યોજના પૂર્વક જાય તેમાં લાભ છે. આમ તેમ દોડી જઈયે તો થોડા વખતમાં કંટાળીને પાછા ફરવું પડે. જેઓને મુંબઈમાં રહેવાનું છે તેઓ બોંબ સામે કેમ રક્ષણ કરવું તેની પૂર્વ તૈયારી કરે, અને વારંવાર તે માટેની ટેવ પણ પાડે. અગમચેતીથી દુઃખ ટાળી શકાય. ગભરામણથી તો દુઃખમાં વધારો થાય.

ધરપકડ કરી છે. સાથે તેની દાદીની પણ ધરપકડ કરી છે.

×

રાજકોટની કુમારી ઊષા ઉમીઆશંકર વ્યાસ નામની બાળા રાષ્ટ્રિય ભાષાની પહેલી પ્રારંભિક પરિક્ષામાં હિંદભરના ૯૫૬૭ વિદ્યાર્થીઓમાં સૌથી પ્રથમ નંબરે ઉત્તીર્ણ થઈ છે, ને એકસોમાંથી અઠાણું માર્ક મેળવ્યા છે.

×

અમદાવાદમાં સારંગપુર રણછોડજીની પોળમાં રહેતા નાગરભાઈ વાલજીભાઈ નામના સખ્સની સ્ત્રી લક્ષ્મી સગડીની ઝાળને સાડી લાગી જતાં આખા ઘરમાં દોડાદોડી કરતાં ઘરને આગ લાગી હતી ને પોતે બળીને ભડથું થઈ ગઈ હતી. આ બનાવ અંગે પોલીસ તપાસ ચલાવી રહી છે,

×

બંગાળામાં સીરાજગંજમાં એક ૯૦ વર્ષનો ડોસો પ્રેમદાસ સરકાર મરણ પામતાં તેની ૮૨ વર્ષની સ્ત્રી પણ તેની પછવાડે થોડી જ વારમાં મરણ પામી હતી જેથી બન્નેને એકજ ચિત્તામાં અગ્નિદાહ દીધો હતો.

×

આણંદ નજીક વડતાલના વહાલા કાભાઈ અને તેની પત્નીએ માલગાડી નીચે કપાઈ મરવાનો પ્રયાસ કર્યો હતો.

×

કલકત્તામાં મીસ લીલા રોયની ધરપકડ થઈ છે.

×

અમદાવાદની ખીજડાની પોળમાં રહેતા હર્ષદરાય બળવંતરામ બક્ષીએ રાજામહેતાની પોળમાં રહેતા શ્રી. સોમચંદ દોરીવાળાનાં પુત્રી બેન સુભદ્રાએ આ લગ્ન કર્યાં છે. પરણનાર યુવક ડુંગરગરા નાગર જ્યારે યુવતી જૈન છે.

# સીનેજગત

આ મહિનામાં પાંચ નવો ચિત્રો મુંબઈના સીનેમાની રૂપેરી ચાદર પર ચમકવા શરૂ થયા છે. ૧ સનરાઈઝનું 'માલન', ૨ વિનસનું 'કીર્તિ' ૩ ન્યુ હંસનું 'મહિલાપારણા' ૪ હિંદ પીકચર્સનું 'સોસાયટી' ૫ ભારત પીકચર્સ કૃત 'હીરકી બીઆં' ૬ પંચોલી પીકચર્સનું 'ખાનપાન' ન્યુ વેસ્ટ એન્ડમાં શરૂ થઈ જશે.

માલણ : લેમીંગ્ટન ટોકીઝ.

છબીલદાસ શેઠ વિષય લંપટ હતાં તેમણે એક યુવતિને પોતાના સપાટામાં લીધી, યુવતિને ગર્ભ રહ્યો. છબીલદાસ શેઠે યૌવનની બહાર લૂંટ્યાં પછી તેને ધૂતકારી કાઢી. યુવતિમાં વૈરની આગ ભભૂકી ઉઠી તે છબીલદાસની છોકરી કિશોરીને ઉઠાવી ગઈ અને એક માળીને ત્યાં ઉછેરવા મૂકી. પડોશનો મોહન કિશોરી જે માળીને ત્યાં મોટી થઈ તેના પ્યારમાં પડ્યો. પણ કામી છબીલદાસની નજર એ દુલારી–કિશોરી–પર પડતાં તેણે તેનું ઝુંપડું બાળી નંખાવ્યું. દુલારીને નવાં માણસ તરીકે પોતાને ત્યાં લઈ ગયા. આણી તરફ મોહન નોકરી માટે ફાંફાં મારવા લાગ્યો. નિરાશ થતાં મંદીરની પૂજારણ બસો રૂપિઆ આપે છે. જેના વડે તે દુલારી સાથે લગ્ન કરે તે. પરંતુ છબીલદાસ જે જાગીરદાર છે તે મોહન પર ચોરીનું તહોમત મુકે છે અને જેલમાં ધકેલે છે. અને દુલારી પર બળાત્કાર કરવા કાવત્રું રચે છે. જમીનદાર છબીલદાસની બૈરી પોતાના ધણીને સજ્જન માને છે પણ એકાએક તેને છબીલદાસનો ત્રાગડો બતાવે છે. તે વચ્ચે પડે છે છબીલદાસ પીસ્તોલ તાકે છે તે તેની નાની દીકરી, ઇંદિરાની છાતી વીંધી નાંખે છે. પછી ભેદ ખૂલે છે. પૂજારણ જેને જમીનદારે ફસાવી હતી, તે તેની પુત્રીને ઉઠાવી ગઈ હતી અને તેજ માલણ છે એમ જાહેર કરી જમીનદારની જ છોકરી નીકળતાં છબીલદાસ આંખો ફોડી પ્રાયશ્ચિત કરે છે.

વાર્તા સીનેમા સ્ટોરીના એક વખતના ઈજારદાર શ્રી મોહનલાલ દવેની છે. વાર્તા સામાન્ય પ્રેમકિસ્સો છે. કેટલાક પ્રસંગો સારા યોજાયા છે. દુલારી મોહનનો પ્રેમ. મોહનનો હાથ કમાડમાં દબાય છે તે. કંગનનો પ્રસંગ રૂચિકર છે. ડાયરેક્ટરે આ લખાણમાં સામાન્ય મર્યાદા તરફ દુર્લક્ષ કર્યું છે. જો કે તેઓએ પહેલાં કરતાં સારી પ્રગતિ સાધી છે. પ્રધાન પાત્રોમાં : શાંતા દુબલીકર, રતનબાઈ, બળવંતસિંહ, મીર્ઝા મુન્શરફ, કલ્યાણી, બેબી તારા, અલકનંદા, રોઝી, બળવંતસિંહ અને શાંતાની જોડીનું કામ સુંદર છે. રતનબાઈ પવિત્ર પત્નીની ભૂમિકામાં ચમકે છે. જગદીશ પહેલાંની ચમક દાખવતો નથી. મીર્ઝા મુન્શરફનું કામ દિલને અસર ઉપજાવે છે. ફિલ્મ સામાન્ય કોટીની પણ મનોરંજક છે. ડાયરેકશન વિષ્ણુકુમાર વ્યાસનું છે.

## કીર્તિ

હરિણી નાના ગામડામાં કુદરતી જીવન ગાળે છે. તે તેની માશીને ત્યાં મુંબઈ આવે છે. માશીને સુગંધા નામની દીકરી છે તેને દેવદત્ત ચ્હાય છે અને સુગંધા પણ તેનામાં લુબ્ધ થાય છે પણ એક તર્કશાસ્ત્રના પ્રોફેસર

સુગંધાને પોતાની કરવા મથે છે. પણ હરિણીને જોઈ દેવદત્ત સુગંધાને વીસરે છે. પ્રોફેસર પાંસેથી માસી જાણે છે કે હરિણીને લીધે દેવદત્ત સુગંધા પ્રત્યે બેદરકાર બન્યો છે. એટલે તે હરિણીને કોઈની સાથે પરણાવા ઈચ્છે છે અને પછી તેનાં લગ્ન ગોપાળશાસ્ત્રી સાથે કરી નાંખે છે. દેવદત્ત આ જાણતો નથી, પણ ગોપાળશાસ્ત્રી તેના પિતા છે એટલે જેને પોતાની પત્નિ કરવા ઈચ્છતો હતો તે તેની માતા થાય છે. તર્કશાસ્ત્રના પ્રોફેસર તર્કમાં જ ગોથાં ખાય છે અને દેવદત્ત સુગંધાને વરે છે. શ્રી. મોતી ગીંગણેકર સારા નવલકથાકાર અને પત્રકાર છે. કથામાં ઇંગર્ઇન્ટરવલ પછી જામે છે.

લલિતાની અભિનયકળા દિલકશ છે. આભ્યસંસ્કારો સુંદર દાખવે છે. શાસ્ત્રી તરીકે શેઠીનું કામ પણ તારીફ લાયક છે. ને ફેશનેબલ યુવતિ તરીકે સુગંધા ઠીક કામ કરે છે. માસી તરીકે સુનીતિનો અને પ્રોફેસર તરીકે સુશીલકુમાર ઠીક ઠીક છે.

ડાયરેક્ટરે વાર્તા ટુંકાવી હોય એમ લાગે છે. હરિણીને કેમેરામાં ન ઝડપતાં સેન્ટ્રલ સ્ટેશન પર ઝડપવી વગેરે ન્યુનતા છે. પણ ફોટોગ્રાફી સુંદર છે. જેમાં ગુંજાલ સફળ થાય છે, વીનસનું પ્રથમ પ્રયત્ન એકંદરે ઠીક છે.

## કીસકી બીબી–સુપર-સીનેમા.

હિંદી ફિલ્મ ઉદ્યોગે આટલી પ્રગતિ સાધ્યા પછી આવાં અર્થહીન ચિત્રો કેમ ઉતરતાં હશે એની શંકા સહજ થઈ આવે છે. કોઈ વિદેશી ચિત્રની છાયા તો નહીં હોય એમ પણ કોઈને લાગે તો નવાઈ નહીં. એક ડોક્ટરના જીવનની આસપાસ વાર્તાનું વણું ગોઠવવામાં આવ્યું છે. ડોક્ટરને સંતાન ન હોવાથી બીજીવાર લગ્ન કરવા તૈયાર થાય છે. જેની સાથે લગ્ન કરવા ઈચ્છે છે તેની સાથે વેવીશાળ કરેલ માણસ ડોક્ટર સાથે સ્પર્ધામાં ઉતરે છે. ડોક્ટર કન્યાનો હાથ મેળવવા વિજયવંત નીવડે છે પણ લગ્ન કરે ત્યાર પહેલાં ખબર મળે છે કે તેની પત્નીએ પુત્રનો જન્મ આપ્યો છે. આથી ડોક્ટર એ કન્યાના પ્રથમ પતિ સાથે લગ્ન કરી આપે છે. જેની સાથે વેવીશાળ કરવામાં આવ્યું હતું તે આવતાં કોની સાથે પરણાવવાનો સવાલ રહેતો નથી. આ વાર્તા પાછળ ફિલ્મ બરબાદ કરવામાં આવી છે.

ગાયનોમાં કંઈ નવિનતા પણ નથી વાર્તા જેવી નિરર્થક છે તેવા જ તેના પંચીઝ છે. પરિણામે આખુંય ચિત્ર બનાવોનો ખોરો ખીચડો હોય તેવું બની ગયું છે.

## મહિલા પારખુ—સેન્ટલ

ચિત્રા ગ્રેજ્યુએટ છે. તેને મુંબઈમાં એક જમીનદારના પુત્ર મી. ધનંજય સાથે પરિચય થાય છે. ચિત્રા નવીન યુગના નવીન વિચારોને સેવતી હતી. લગ્ન ન કરવાં અને સંતતી ઉત્પાદન ન કરવી એવી તેની માન્યતા હતી. ધનંજય સાથેનો પરિચય પ્રેમમાં પલટાતાં ચિત્રા તેની સાથે લગ્ન કરે છે. આણી તરફ ધનંજયના પિતા ધનંજયને માટે કન્યા જોવા બીજે ગામ ગયા હતા. પાછા આવતાં પુત્રના પરાક્રમથી ગુસ્સે થાય છે પણ અંતે કન્યાનો સ્વીકાર કરે છે. આ વૃદ્ધ માણસને દાદા થવાની હોંશ હતી. પણ ચિત્રા તો સંતતિ-

નિયમનને માનનારી હતી. એને એક બ્હેનપણી હતી તે પણ તેના જેવી સંતતિ નિયમનના સાધનો વેચનારી. એ ચિત્રાને મળવા ગઈ ત્યાં એક સભા ગોઠવાઈ. ચિત્રા તેની પ્રમુખ બની. 'બર્થકન્ટ્રોલ'ની પ્રતિજ્ઞા લેવડાવવાનું નક્કી થયું. ચિત્રાના સસરા ગુસ્સે થયા. ચિત્રા મુંબઈ ગઈ. તેનો પતિ પણ સ્વતંત્ર ધંધા માટે મુંબઈ ગયો. ચિત્રા ગર્ભવંતી થઈ અને એક બાળકનો જન્મ આપ્યો. સસરાએ પૌત્રને જોવા ઈચ્છા કરી. ચિત્રાએ ગામ જવાની ના કહી. ધનંજયને એક ભાઈ હતો. તે બાળકને ઉઠાવી ગામ લઈ ગયો. ચિત્રા બાળક જવાથી બાવરી બની. આખરે જમુના ખુલાસાથી ધનંજય ચિત્રાને લઈ ગામ ગયો. બાળક જોઈ માતૃહૃદય કમળ માફક ખીલી ઉઠ્યું.

વાર્તા અત્યારના એક મહત્વના પ્રશ્નની આસપાસ ગુંથી છે. 'બર્થકન્ટ્રોલ'ના વા સુધરેલામાં જોરથી વાવા લાગ્યો છે. આમ કરવામાં માતૃત્વની ભાવના નષ્ટ થાય છે. ને તે આવશ્યક છે. સમાજને તે પોષક છે આ સારી રીતે સમજાવ્યું છે. જો કે દિગ્દર્શનમાં એકાદ બે ન્હાની ક્ષતી થઈ છે પણ એકંદરે આ ચિત્ર બધાંને જોવા ગમે તેવું અને બોધદાયક છે.

શાન્તા હુબલીકર લાક્ષણિક ઢબથી કામ કરી જાય છે. બાબુરાવ પેંઢારકર પોતાના વ્યક્તિત્વની છાપ પાડે છે. દિનકરનું કામ દિલજીત છે. જ્યારે કુસુમ પણ જીગરને આનંદ આપે છે. ચિત્ર રસમય અને બોધક છે.

**સોસાયટી—નોવેલ્ટી.**

સર પ્રતાપનો પુત્ર શિકારે જાય છે. ત્યાં વીણાને જોઈ તેના પર મોહી પડે છે. પણ વીણા શામુને પરણવાની હતી. તેનું આ પરણવાનું બાજુએ રહી જાય છે અને રવિ તેને પરણી શહેરમાં આવે છે. પિતાની ખોફ તેના પર ઉતરે છે. રવિ પોતાની સ્ત્રીને સુધરેલા સમાજને અનુકુળ કરવા નૃત્ય, ગીત નાટક, સિનેમાની તાલીમ આપે છે વીણ ઇંઈક સ્વતંત્ર સ્વભાવની બને છે. પતિપત્ન વચ્ચે મેળ તુટે છે, અંતે એક ગ્રામ્ય સ્ત્રીન પતિભક્તિથી મેળ સધાય છે.

સિતારા અભિનયમાં ઓપ દાખવે છે નઝીરનું કામ ઠીક ઠીક છે, ગોપનું કામ પ્રેક્ષકોન દિલને અસર કરે છે, અલકનંદાને બુદ્ધિ કે અભિ નય દાખવવા અવકાશ મળ્યો નથી, ચિત્ર આ મનોરંજક છે. સામાન્ય જનતાને રૂચીકર છે

**ઝુલા—રોકસી**

રોકસીમાં હજી લોકોનું આકર્ષણ છે. શાહ નવાઝ અને શ્રી દેશાઈની જોડીનું આકર્ષણ સાથે કરૂણાદેવીનો સુંદર સાથ ઉપરાંત પ્રદી પનાં ગીતો ઉપરાંત મુમતાઝ અને શાહઝાદીન દર્શનીય હંદ નૃત્યો છે.

**અપના ઘર—કૃષ્ણ ટોકીઝમાં**

હિંદના અગ્રગણ્ય દિગ્દર્શક દેવકીબોઝન આ કૃતિએ સફળતા મેળવી છે. પ્રધાન ભુમિ કામાં શાંતા આપ્ટે, ચંદ્રમોહન છે. વાર્તાના રસમ અનન્ય ઉમેરો કરે છે. અને અભિનયની મોહ છાપ પાડે છે. માયા બેનરજી, વિમલા, વસિષ્ટ નિંબાલકર, ગોપ, રંગમાં વિવિધતા આણે છે

**ખિલૌના—રોયલ ઓપેરા હાઉસ**

આર્થિક વિષમતા માનવજીવનને વિઘા તક છે, તેનો ઉત્તમ ખ્યાલ આપતી આ ફિલ્મ લોકાદરને પાત્ર નીવડી છે. પ્રધાન ભુમિકામ જયરાજ, સ્નેહપ્રભા, પ્રભા, કનૈયાલાલ, સતીશ પ્રતિમાનો સુમેળ સુંદર જામ્યો છે. દિગ્દર્શન સફળતાથી થયું છે. સંગીત મનોહારી છે

**ખાનદાન—ન્યુ વેસ્ટ એન્ડ**

પંચોલીનું આ પિક્ચર તા. ૨૫ મીથી ન્યુ વેસ્ટ એન્ડ અને એક્સેલસીયરમાં રજુ થનાર છે એની વિગતવાર સમાલોચના આવતા અંકમાં આપવામાં આવશે.

---



**બાલશકિત ગ્રંથાવલિ**

સંપાદકો : ઇન્દુલાલ કોઠારી અને કીરતન લટકારી. (બાલશકિત) કાર્યાલય મોડાસા. ( એ. પી. રેલ્વે )

આ ગ્રંથાવલિનાં ચાર પુસ્તકો અમને મળ્યાં છે.

(૧) ઉંદરમામા કીંમત પાંચઆના (૨) **પોપટની મુસાફરી** કીંમત પાંચ આનાં (૩) **ચાંદામામા** કીંમત ૭ આના (૪) લોકનાયકો કીંમત પાંચ આના ચારે પુસ્તકોમાં કાંઈ ને કાંઈ વિશેષતા છે. "ઉંદરમામા"ના લેખક મસ્તફકીર છે. તેમણે એક ઉંદર આગેવાનની જીવન કથા તેમની રમુજી શૈલિમાં આલેખી છે. વાર્તા હાસ્ય અને કટાક્ષથી ભરપૂર છે. તેમાં ઉંદરોના સ્વભાવ વિગેરેનું આલેખન છે. વૈજ્ઞાનિક દષ્ટિ તેમાં નથી પરંતુ હાસ્યરસમાંઅતિવિવેક જળવાયો છે અને બાળકો હોંસથી વાંચે તેવી રીતે આ વાર્તા લખાઈ છે. "પોપટની મુસાફરી" કીરતન લટકારીએ લખેલી છે. પ્રદેશોમાં ઝાડ ઉપર વસતાં પ્રાણીઓની માહિતી આપવાના હેતુથી પોપટની મુસાફરીની કથા આરંભાઈ છે. આવાં પ્રાણીઓનું અતિપ્રાથમિક અને બાળકને પચે તેવું વર્ણન આ પુસ્તમાં છે. વર્ણન શુષ્ક નથી થઈ ગયું તે તેની વિશેષતા છે. આ પ્રકારનું વર્ણન હિંદના પ્રાણીઓનું અપાય તો બાળકો પોતાના જ્ઞાનને અમલમાં મુકી નિરીક્ષણ વૃત્તિ પણ કેળવી શકે. ત્રીજું પુસ્તક "ચાંદામામા" નાગરદાસ પટેલે લખ્યું છે. તેમાં વૈજ્ઞાનિક દષ્ટિ રખાઈ છે. ચંદ્ર તરફ એરોપ્લેનનો પ્રવાસ થયો છે અને ત્યાં જઈને એરોપ્લેન પાછું પણ ફર્યું છે. આ મુસાફરીની કથામાં અગત્યની માહિતી આપેલી છે. બાળકોને રસ પડે તેવી શૈલિ ઢબમાં આપી વાર્તા કહેવાઈ છે. ચિત્રોની મદદ પણ લેવાઈ છે. ચોથું પુસ્તક "લોકનાયકો"ના લેખક હસનજી મણિભાઈ દેસાઈ છે. આ પુસ્તકના પાંસઠ પાનામાં નવ અગ્રગણ્ય હિંદીઓના બાળપણની કથા છે. સ્વામી વિવેકાનંદ, જગદીશ બોઝ, ગોખલે, તિલક, બંકીમ, રવિન્દ્રનાથ, જવાહરલાલ, વિદ્યાસાગર, અને રાનડેના બાળપણના રસીક અને બોધક પ્રસંગો બાળકો બહુ આનંદથી વાંચશે.

આ ચારે પુસ્તકો જોઈને બાળસાહિત્યના વિવેચકોને આનંદ થશે. જુની લોકકથા કે ગમે તેવી વારતા, વસ્તુ વિનાની કે રસ વિનાની પણ બાળવાર્તામાં અત્યારે ચલાવી લેવામાં આવે છે તેને બદલે આવા પ્રકારની વાર્તાઓ કે કથાઓ આવે તો બાળકોને મઝા પડે, લાભ થાય, અને તેમના પિતાના પૈસાનું યોગ્ય વળતર પણ મળે. બાલશક્તિ ગ્રંથાવલિના સંપાદકોને આ માટે ધન્યવાદ ઘટે છે. બાળકો તરફથી તેમને એટલું ખાસ કહેવાનું કે યોગ્ય સાહિત્ય મેળવવામાં મુશ્કેલી નડે તો વરસના ૭ ને બદલે ચાર પુસ્તકો આપજો પણ બાળકોને ગમે તેવાં પુસ્તકો આપી તેમને અન્યાય કરશો નહિ

**સંગીત પ્રવેશ પોથી ભાગ ૧.**

યોજક : રતિલાલ અધ્વર્યુ. સ્વરાંકનકાર : ભોગીલાલ પાનાચંદ શાહ. ઠેકાણું : જંગલમંગલ આશ્રમ, પોલારપુર (ભીમનાથ) કાઠીયાવાડ કીં. ૦–૮–૦

એકસો બાળગીતો અને તેની સરગમ આ પુસ્તકમાં છે. બાળકો શરૂથી શાસ્ત્રીય સંગીત શીખી શકે તે ઇચ્છવાયોગ્ય છે.

**બોલીઓ મત**

લેખક : દીનેશ ઠાકોર, પ્રકાશક : નવચેતન સાહિત્ય મંદિર, ભદ્ર અમદાવાદ પાનાં ૪૦.

નાની નાની સાત બાળવાર્તાઓ આ નાનકડી ચોપડીમાં છે. વાર્તાઓ બાળકને ગમે તેવી છે.

**મુસોલિની**

લેખક : શારદાપ્રસાદ વર્મા. પ્રકાશક : યુગાન્તર કાર્યાલય, ગોપીપુરા, સુરત પાનાં ૩૨. કીં. ૦-૨-૬.

મુસોલિનીનું અતિ ટુંકું પણ માહિતીપૂર્ણ જીવનચરિત્ર છે. કિશોરો માટે તે ઉપયોગી થશે. શારદાપ્રસાદે આવાં જીવનચરિત્રો લખવાની કળા હાથ કરી છે.

**મોઢાનો બગીચો**

લેખક : ડો. જીલા. પ્રકાશક : મેસર્સ જીલા બ્રધર્સ, વાડી સ્ટ્રીટ, નવસારી.

નાનાં બાળકોના દાંતની સંભાળ કેવી રીતે લેવી તે ટુંકામાં ચિત્રો સહિત આ પુસ્તકમાં સમજાવ્યું છે. ડો. જીલા દાંતની બાબતોમાં બહુ રસ લે છે અને તે સંબંધી તેમણે ઘણું સાહિત્ય લખ્યું છે અજ્ઞાનના પ્રચાર માટે તો એમણે ભેખ લીધી હોય એમ લાગે છે. દરેક જણે આ પુસ્તક વાંચવું જોઈએ.

**મસ્ત ફકીરનો હાસ્યવિલાસ**

*લેખક : મસ્તફકીર. પ્રકાશક : નવયુગ પુસ્તક ભંડાર પાકું પુઠું પાનાં ૨૨૦ કીં. રૂા. ૩ :*

ગુજરાતમાં હાસ્યરસના લેખક તરીકે મસ્તફકીર જાણીતા છે. નિત્ય જીવનના પ્રસંગોમાંથી અથવા જાહેર જીવનના અંગોમાંથી રમુજી તત્ત્વો શોધી તેમાંથી કાંઈ ને કાંઈ હાસ્ય રસપૂર્ણ વાર્તા કે શબ્દચિત્ર ઉપજાવી કહાડવાની કળા તેમણે પ્રાપ્ત કરી છે. આ પુસ્તકમાં ત્રીસ વાર્તાઓ છે. તેમાંની કેટલીએક તો ખરેખર હસાવી નાંખે તેવી છે, જ્યારે કેટલીએક વાર્તાઓમાં ખાસ હાસ્ય રસ જેવું નથી પણ શબ્દ પ્રયોગથી વહોરા કે પારસીની કાલી તોતડી ભાષાથી કે એવી જ રીતે હાસ્ય ઉત્પન્ન કરવાના પ્રયત્ન થયા છે. શ્રીયુત મસ્તફકીર લખવા ઉપરાંત કોઈ કોઈવાર સભાઓમાં મુખવાર્તા કહી શ્રોતાઓને હસાવે છે પણ ખરા. આવી વાર્તાઓ કહેવાય ત્યારે આ બીજા પ્રકારની વાર્તાઓથી પણ સભામાં ખૂબ હસાહસ થાય. પરંતુ વાંચવામાં તે ઉચ્ચ હાસ્યરસવાળી લાગે નહિ. આ બધા સાથે એક વાત ખાસ કહી શકાય તેવી છે તે એ કે શ્રી. મસ્તફકીર પરભાષામાંથી તફડંચી કરનાર વર્ગમાં નથી. જેવું છે તેવું બધુંજ તેમનું પોતાનું મૌલિક છે. છુટક ખરીદનારને આ પુસ્તકની કીંમત વધારે પડશે તેમ ભય છે.

**કુવારા**

લેખક : જંબુકાકા. પ્રકાશક : બાલકૃષ્ણ પ્રભાશંકર પુરોહિત. રાજપીપળા, કાચું પુંઠું પાનાં ૯૪. કીં. ૦-૧૨-૦

રાજપીપળા સમાચાર નામે અઠવાડીક પત્રમાં લખાયલા હાસ્યરસિક લેખોનો આ સંગ્રહ છે. લેખોમાં રસની જ મૂળ ખામી છે તો હાસ્યરસ તો ક્યાંથી જ હોય! કેટલો એક પ્રયત્ન હાસ્યાસ્પદ છે. છતાંયે કોઈ કોઈ લેખમાં અને કોઈ કોઈ રેચળ જણાઈ આવે છે કે લેખકમાં હાસ્યરસ જન્માવવાની આવડત છે ખરી.

સ્વાબાધનું




વર્ષ ૨૩ મું :: મે ૧૯૪૨ :: અંક ૫



## ગાવડી

ગોરી ગાવડી, મોરી માવડી,
એને હૈયે અમૃતની તલાવડી;
ગોરી ગોરી ગાવડી.

હાંરે એ તો ચારો ચોંપથી ચરતી,
સીમમાં ફરતી,
રંજાડ ન કરતી રે,
ગોરી ગોરી ગાવડી.

હાંરે એ તો ખોળ કપાશીઆ ખાતી,
વાછરડાંને ચ્હાતી,
વારી વારી જાતી રે,
ગોરી ગોરી ગાવડી.

હાંરે એનાં દૂધનાં મૂલ્ય ન થાતાં,
દેવ દુર્લભ ગણાતાં,
સદાય સુખદાતાં રે,
ગોરી ગોરી ગાવડી.

: ચંદ્રકાન્ત મંગળજી ઓઝા. :

# ભાઇથી સવાઇ બેન

માથોડું ઉંચી વંડીની પાછળથી લાલ ચટક ફૂલ ઝૂલાવતી દાડમી, સફેદ ફૂલના ગર્ભશધરી ઉભેલ સરગવો ને પાકા થએલાં લાલ પાનની બદામડી જોઇ કોઇને એમ થાય કે અંદર નાનો એવો સુંદર બગીચો લાગે છે. પાસેથી પસાર થતાં કોઇવાર કિચુડ કિચુડ ને ખળળ ખળળ અવાજ સંભળાતો.

ઘણાં વર્ષો પહેલાંની વાત છે ત્રીસ. વર્ષ પહેલાં એ ભરજુવાન હતી; માત્ર વીસ જ વર્ષની એની ઉમ્મર હતી ને એ વિધવા થઇ. કોળીની દીકરી એટલે નાતરિયું વર્ણ ગણાય ને ફરીવાર ઘર કરી શકે. એક ઠેકાણેથી માગું આવ્યું. ઘર સારૂં હતું. પૈસે ટકે સુખી હતું, ઘરની ખેડ હતી સો વીઘા જમીન હતી. પાંચસો રૂપિયા ભાઇને મળતા હતા પણ બેનનું મન ઉદાસ હતું. તેને બીજું ઘર કરવાનો ને સુખી થવાનો લગીરે હરખ ન હતો મનમાં જરાએ ઉમળકો ન હતો. કાકા કાકીએ હીરીને ઘણું-સમજાવી ને કહ્યું કે "આપણાથી વાણીઆ બ્રાહ્મણ પેઠે બેસી ન રહેવાય. બીજું ઘર કરવું પડશે. ભાઇને ઘરે પાંચ દિવસ સારા લાગીએ. ઘડપણમાં કોણ ચાકરી કરશે? તારો સવારથ, સમજ ને અમારૂં કહ્યું માન તો સારૂં." વગેરે કહી કાકા કાકીએ મામાએ લાગતા વળગતા સ્નેહીએ કુટું-બીએ ઘણું ઘણું સમજાવ્યું. પણ હીરી એકની બે ન થઈ ને હીરીને પૂછ્યા વિન શણગારાઇને આવેલા વરરાજા નીચે મોઢે રવાના થઇ ગયા.

હીરાને સાસરે જવાનું નહોતું ગમતું એમ નહિ. એ કંઇ કામની કાયર નહતી એનામાં આવડતની ખામી ન હતી એનામાં રહેવાની પૂરી ત્રેવડ હતી. પણ સાસરે નહિ જવાનું કારણ એ પોતે જ જાણતી હતી. એને એમ કે હું સાસરે જાઉં તો મારા ભાઇનું કોણ? એને કોણ સાચવે? એની કોણ સંભાળ રાખે? એને કોણ પહેરાવે, ઓઢાડે? એને કોણ નવરાવે ધોવરાવે? એને કોણ ખવરાવે પીવરાવે? ભાઇ સશક્ત હતો હાથ પગમાં જોર હતું, શરીર કદાવર ને મજબુત હતું પણ કમનશીબે એનં આંખોનું તેજ હણાઇ ગયું હતું. લાલ આંખો દેખાય પણ આછા પ્રકાશ સિવાય એને કંઇ દેખાતું ન હતું.

બેન ખાતર ભાઇ કુંવારા રહ્યા. સાં ભળ્યા નથી, ભાઇ તો ન ગમતું હોય તે પણ બેનને ગમે ત્યાં પરણાવી દેતા હોય છે પણ આ તો બેન જુવાન વયે પોતાન જીવનભરના સુખનો ભોગ આપી ભાઇ ખાતર પીએર રહી. સુખી માબાપની હોય તો ખુશીથી રહે. ભર્યું ભાદર્યું ઘર હોય પૈસો ટકો હોય, સાધન સામગ્રી હોય

શાચરચીલું હોય, બાપનો પૈસો બેઠાબેઠા ખાવાનો હોય તો તો ઘણીએ બેન દીકરીઓ પીએર રહી જવા તૈયાર હોય છે. પણ અહિં તેવું કશું ન હતું. અહીં તો જાતે કમાઈને, મજૂરી કરીને ભાઈ-બેનનું ભરણપોષણ કરવાનું હતું.

હીરાબેન સરસ મજાની વાડી કરીને કુવા કાંઠે નાની એવી ચરખી ગોઠવી રેંટ માંડી દીધો. આંખો વિનાનો સશક્ત ભાઈ લજ્જળિયાત વર્ગની જેમ બેઠા બેઠા ખાવા ખાવા ઇચ્છતો ન હતો. ભાઈ ચરખી ચલાવતો, ને બેન ક્યારા કરી ઝાડને તથા શાકભાજીને પાણી પાતી. શિયાળામાં મૂળા, મોગરી, ડાંબો, તાંદળજો, મેથી, રીંગણાં, ટામેટાં વ૦ વાવતાં ને ચોમાસામાં તુરિયાં ભીંડા, મકાઈ, ગલકાં, ગુમખડી, વાલ, ચોળા વ૦ વાવતાં. ગાય માટે રજકોને ચાસટિયો, ગાજર ને ચાર વાવતાં. બેન રોજ શાક વેચવા જાય. ગાયનું દૂધ વેચે, શાકભાજી ખાય ને વાડીનું કામકાજ કરે. ઉનાળામાં કામ ન હોય ત્યારે છૂટક મજૂરીએ જાય. સડકનું કામ કરે, મકાનની મજૂરી કરે, વાડી ખેતરનાં કામ કરે, મકાનની મજૂરી કરે, વાડી ખેતરનાં કામ કરે, ખાણનું કામ કરે. કોઈ કામની શરમ નહિં! કહેશે કામમાં કંઇ મેણું છે!

ત્રીસ વર્ષ ભાઇબેન સાથે રહ્યાં, ત્રીસ વર્ષ સુધી બેને ભાઈને હેતથી રાંધીને જમાડયું, એને નવરાવ્યો. કપડાં ધોઈ દીધાં, ખાટલો પાથરી દીધો. આમ નાનું મોટું બધું કામ બેન અત્યંત પ્રેમથી ઉલ્લાસથી કરતી. બેનને ભાઈ માટે લાગણી હતી, ને ભાઈને બેન માટે લાગણી હતી. બેનને એમ કે શી વાત તે ભાઈ! ને ભાઈને એમ કે શી વાત તે બેન!

ભાઈને મરી ગયા ત્રણ વરસ થઇ ગયાં હતાં. નાના ભત્રીજાને મોટો કરી પરણાવ્યો. ભત્રીજો એવો નીકળ્યો કે ફઇને મદદ કરવાને બદલે સામી આશા કરે. પોતાની વહુને સાથે જુદો જઇને રહ્યો. ગાય વીંઆય એટલે હીરા બેનને પેટમાં દાઝે કે "ગમે તો પણ મારા ભાઇના છોકરાં છે ને?" દૂધ ખાવા સૌને તેડી આવે. ભાઈ બેન સાથે રહેતાં મહેનત મજૂરી કરતાં ને આનંદમાં દિવસો ગાળતાં. રાત્રે ભાઈ એક તારા ઉપર ભજન ગાતો ને બેન માળા ફેરવતી. રામનામ જપતી જાય ભજનો સાંભળતી જાય.

ભાઇએ એક વર્ષ પહેલાં જ દેહ છોડયો. ઉપવાસ કર્યો; અન્નજળનો ત્યાગ કર્યો, ભાઇએ સમાધી લીધી: ભાઇ દેવ થઇ ગયો. ભાઇ માટે જીવન સુખનો ભોગ આપનારી બેન એકલી રહી ગઈ. ભાવના લાગણી પ્રેમ વ૦ શબ્દો વાપરવા સહેલા છે પણ કરી બતાવવું ભારે અઘરૂં છે. કોળી જેવી કોમની એક અભણ બાઇ જેને આપણે અજ્ઞાન ને અસંસ્કારી માનીએ છીએ એવી કોમની એક બાઇ આટલી હદે આપ ભોગ આપી શકે છે. દીર્ઘદૃષ્ટિથી વિચાર કરી શકે છે, ને વિચાર પ્રમાણે આચરણ કરી ઉચ્ચ સેવામયને આદર્શ જીવન ગુજારે છે, એ નાની સૂની વાત નથી. આમાં ભાઈબેનો ભાગ્યે જ પ્રકાશમાં આવે છે. કારણ તેઓ પોતાની ફરજ સમજીને આત્મ સંતોષ અર્થે જ કાર્ય કરતાં હોય છે. આવાં સાચાં ને મુંગાં ભાઈબેનો ઘણે ઠેકાણે પડયાં હોય છે, પણ તેમને જાણવાની કે ઓળખવાની જીજ્ઞાસાને સહાનુભૂતિ હોય તોજ આવાં માણસોને જાણી શકાય છે ને. તેમનો પરિચય સાધી શકાય છે.

હેમુભાઇ

# વીરમતી

ચાવડા વંશમાં જન્મેલા બીરજની બેન વીરમતી બાળપણમાં જ ભાઈની સાથે રહી શસ્ત્રો વાપરતાં શીખી હતી. અસ્ત્રશસ્ત્રમાં નીપૂણ ઉદયાદિત્યના પુત્ર જગદેવની સાથે તેનું લગ્ન કર્યું હતું.

ઉદયાદિત્યને બે રાણીઓ હતી. તેમાં સોલંકી રાણીએ જગદેવને જન્મ આપ્યો અને સોલંકી રાણી પર રાજા હરહંમેશ અસંતુષ્ટ રહેતો તેથી તેમને ઘણાં જ દુઃખો સહન કરવાં પડતાં. આ કારણથી જગદેવ કંટાળી પોતાના બાહુબળથી આજીવિકા મેળવવા નીકળી પડયો.

રસ્તામાં વીરમતીનો મેળાપ થયો. તે બહાદુર સ્ત્રીએ પોતાના બાહુબળ વડે વાઘ અને વાઘણને ઠાર કરી જગદેવને બચાવ્યો.

વીરમતી હથિયાર વાપરવામાં ને ઘોડેસ્વારી કરવામાં કુશળ હતી. સ્વરૂપવાન હોવાથી એક ગુણીકાએ તેને અનીતિના અખાડામાં ધકેલવા માટે કાવત્રૂં રચ્યું પરંતુ પતિપરાયણ સ્ત્રીએ પોતાની તલવારનો સ્વાદ ગ્રાહક બની આવનાર કોટવાલના પુત્રને ચખાડી મૃત્યુલોકમાંથી સદાને માટે તેને વિદાય આપી. કોટવાલને તેના ખબર પડતાં તે બહાદુર સ્ત્રીને પકડવા ને દુઃખ દેવા સિપાઈઓ દોડાવ્યા. પરંતુ વીરમતીએ ખુલ્લી તલવારે તેમનો સામનો કર્યો ને સિપાઇઓને પણ તલવારનો સ્વાદ ચખાડયો.

આ હકીકત સિદ્ધરાજના જાણવામાં આવતાં તેણે જાતે આવી સ્ત્રીઓ પોતાના શિયળ માટે કેવાં કાર્યો કરે છે તેની તારીફ કરી જગદેવને નોકરી આપી પોતાના રાજ્યમાં રાખ્યો.

હિંમતલાલ રા. અધ્વર્યુ

# ચાંદલીઓ

ચાંદીના ગોળા શો ચળકે આકાશે ચાંદલીઓ
ધીમો ધીમો મીઠું મીઠું મલકે આકાશે ચાંદલીઓ
છોડે શીતળ તેજના ફૂવારા આકાશે ચાંદલીઓ
દીસે વરસે શું દૂધતણી ધારા આકાશે ચાંદલીઓ
તરુલતા અમિરસ ઝીલે આકાશે ચાંદલીઓ
તેને નીરખીને પોપણી ખીલે આકાશે ચાંદલીઓ
એ તો વાદળીની ઓથે છૂપાયે આકાશે ચાંદલીઓ
તેને ભાળી સાગર ઉભરાએ આકાશે ચાંદલીઓ
જોઈ રહેતી એકી ટશે ચકોરી આકાશે ચાંદલીઓ
ઘૂમે ચોકમાં ગરબે ગોરી આકાશે ચાંદલીઓ

રતિલાલ ગૌરીશંકર ઓઝા

" પ્રકટ થએલ " મારો બાગ "માંથી "

# ખાડો ખોદે તે પડે

એક રાજા હતો તેને એમ થયું કે શિયાળ બધા પ્રાણીઓમાં લુચ્ચું છે તો તેને એક વખત લાગમાં લઈએ તો સારુ એવો વિચાર કરી બાણ, તીર લઈને જંગલ તરફ ચાલતો થયો જંગલમાં આધે દૂર દૂર સુધી ગયો - ત્યાં તેણે એક ઉંડો ખાડો ખોદયો અને તેના ઉપર લીલું ઘાસ ઢાંકી દીધું. પછી માંસનો એક ટૂકડો તેનાઉપર મૂકયો. અને પછી રાજા પાસેના ઝાડ ઉપર સૂઈ ગયો થોડીવારે એક શિયાળ ત્યાંથી જતું હતું તેની નજર માંસના ટૂકડા ઉપર પડી. શિયાળને એમ થયું કે કોઈક માણસે અહીં કાંઇકકાવત્રું કર્યું લાગે છે, તે વિના આવા અઘોર જંગલમાં માંસના ટૂકડો હોય નહિ. શિયાળ આવો વિચાર કરી એક બાજુ ઉભું રહ્યું. થોડીવારે સામેથી એક વાઘ આવતો હતો તેણે આ માંસનો ટુકડો જોયો. અને મોઢામાં પાણી આવ્યું. તરત તે માંસનો ટૂકડો લેવા ગયો. ત્યાં તો ઘાસ અને માંસનો ટુકડો એક બાજુ ઉછળી પડયા, અને વાઘ ખાડામાં પડયો બહાર શિયાળ ઊભું હતું તે આ માંસનો ટુકડો ખાઇ ચાલતું થયું. પેલા ઝાડ ઉપર સૂતેલો રાજા ઝબકી ઊઠયો અને ઝાડ ઉપરથી ઉતરી કાંઇ વિચાર કર્યા વગર એકદમ ખાડામાં કૂદી પડયો. અંદર શિયાળને બદલે વાઘ હતો. વાઘ ભૂખ્યો હતો તેથી તે રાજાને ફાડી ખાઇ ગયો.

હિરાલાલ વિદ્યારામ પાઠક
(ઉ. વ. ૧૨)

# વીરમતી

આવડા વંશમાં જન્મેલા બીરજની બેન વીરમતી બાળપણમાં જ ભાઈની સાથે રહી શસ્ત્રો વાપરતાં શીખી હતી. અસ્ત્રશસ્ત્રમાં નીપૂણ ઉદયાદિત્યના પુત્ર જગદેવની સાથે તેનું લગ્ન કર્યું હતું.

ઉદયાદિત્યને બે રાણીઓ હતી. તેમાં સોલંકી રાણીએ જગદેવને જન્મ આપ્યો અને સોલંકી રાણી પર રાજા હરહંમેશ અસંતુષ્ટ રહેતો તેથી તેમને ઘણાં જ દુઃખો સહન કરવાં પડતાં. આ કારણથી જગદેવ કંટાળી પોતાના બાહુબળથી આજીવિકા મેળવવા નીકળી પડયો.

રસ્તામાં વીરમતીનો મેળાપ થયો. તે બહાદુર સ્ત્રીએ પોતાના બાહુબળ વડે વાઘ અને વાઘણને ઠાર કરી જગદેવને બચાવ્યો.

વીરમતી હથિયાર વાપરવામાં ને ઘોડેસ્વારી કરવામાં કુશળ હતી. સ્વરૂપવાન હોવાથી એક ગુણીકાએ તેને અનીતિના અખાડામાં રોકવા માટે કાવત્રું રચ્યું પરંતુ પતિપરાયણ સ્ત્રીએ પોતાની તલવારનો સ્વાદ ગ્રાહક બની આવનાર કોટવાલના પુત્રને ચખાડી મૃત્યુલોકમાંથી સદાને માટે તેને વિદાય આપી. કોટવાલને તેના ખબર પડતાં તે બહાદુર સ્ત્રીને પકડવા ને દુઃખ દેવા સિપાઈઓ દોડાવ્યા. પરંતુ વીરમતીએ ખુલ્લી તલવારે તેમનો સામનો કર્યો ને સિપાઇઓને પણ તલવારનો સ્વાદ ચખાડયો.

આ હકીકત સિદ્ધરાજના જાણવામાં આવતાં તેણે જાતે આવી સ્ત્રીઓ પોતાના શિયળ માટે કેવાં કાર્યો કરે છે તેની તારીફ કરી જગદેવને નોકરી આપી પોતાના રાજ્યમાં રાખ્યો.

હિંમતલાલ રા. અધ્વર્યું

# ચકલી રાણી



ચકલી રાણી
કેવી શાણી ?
કેવી શાણી
ચકલી રાણી
એવી શાણી
ખઈ જાય ધાણી
પી જાય પાણી
મીઠી છે વાણી
કદી ના રીસાણી
ચકલી રાણી
ને ગયા...જાણી?

દાઉદભાઇ ઘાંચી

# સંધ્યા ટાણું

બાલ કાવ્ય :

આથમણાં ડુંગરની ધારે.
ધીરે ધીરે સૂરજ સરકે,
આકાશે રંગોળી ખળકે,
તેજ કિરણની આભાઝળકે,

સંધ્યા ટાણું થાતું જાય.
અંધારૂં ઊતરતું જાય. ૧

ધીરે ધીરે તારક ઊગે,
થોડે થોડે પંખી ઊડે,
સીમાડેથી ધેન વળે છે,
કોસ તણાં કિચૂકાર શમે છે.

સંધ્યા ટાણું થાતું જાય.
અંધારૂં ઊતરતું જાય. ૨

મંદિર મંદિર શંખ ફુંકાયે,
ઝાલર ઘંટાનાદ સુણાયે,
ઘર ઘર દીવા પેટવાયે,
બાળક સૌ આનંદ હરખે,

સંધ્યા ટાણું થાતું જાય,
અંધારૂં ઊતરતું જાય. ૩

—ભારદ્વાજ

# વાઘનો ભેટો

રણછોડ અને ત્રીકમ બંને ભારે બહાદુર હતા. ભડના દીકરા કોઇથીય ડરે નહિ. કાળી રાત્રે જંગલમાં જતાં ઘણીવાર તેઓને હિંસક પ્રાણીનો ભેટો થઇ જતો. પણ તેઓ તેની જરાય દરકાર કરતા નહિ.

એકવાર તેઓ બન્ને એક ગામથી બીજેગામ જવાને રાત્રે રવાના થયા. જંગલમાંથી પસાર થવાનું હતું. અજવાળી રાત હતી. બંન્નેએ એકએક કડીયાળી ડાંગ લીધી અને વાતોના ઝપાટા દેતા બન્ને ચાલી નિકળ્યા.

લગભગ બારેક વાગ્યા હશે રણછોડ અને ત્રીકમ બન્ને ચાલ્યા જાય છે; ત્યાં તેઓએ જરા ખખડાટ સાંભળ્યો. કંઇ પ્રાણી હોય તેવું લાગ્યું. બંન્ને જણા ઉભા રહી આજુબાજુ જોવા લાગ્યા, ત્યાં તો થોડે દૂરથી ઝાળામાંથી એક વાઘ બહાર નીકળતો દેખાયો.

કોઈ વખત જ્યારે આપણને વાઘ, દીપડાનો ભેટો થાય ત્યારે જો આપણે હિંમત રાખી તેની સામે ઉભા રહીએ તો તેઓ આપણને જરાય ઈજા કર્યા વગર આપણી પાસેથી જ પસાર થઇ જાય. પણ જો આપણે ડરીને નાશવાનો પ્રયત્ન કરીએ તો જરૂર તેઓ આપણને ફાડી ખાય.

ત્રીકમ અને રણછોડ બન્ને ડાંગ તૈયાર રાખીને ઉભા રહ્યા. વાઘ તેઓની નજીક આવવા લાગ્યો. ત્રીકમ સામે જોઈ તે ઘૂરકવા લાગ્યો. ત્રીકમ બહાદુર હતો; પણ કોણ જાણે કેમ, આજે તે ડરી ગયો. વાઘ તેની નજીક જ આવતો હતો

ત્રીકમ ઉભો હતો તેની નજીક જ એક ઉંચું ઝાડ હતું. ત્રીકમે ઝાડ પર ચડી જવાનો વિચાર કર્યો. કારણ કે નીચે ઉભવાથી વાઘ કદાચ તેના પર હુમલો કરે તેવો ભય હતો.

વાઘ ત્રીકમની લગોલગ આવી ગયો. ત્રીકમે ઝાડ પાસે જવા માટે પગલાં ઉપાડ્યાં. રણછોડ સમજી ગયો કે વાઘ જરૂર ત્રીકમ પર હુમલો કરશે. ત્યાં તો વાઘે ત્રીકમ પર તરાપ મારી. રણછોડે સમયસૂચકતા ન વાપરી હોત તો ઘડીકમાં જ વાઘ ત્રીકમને મારી નાખત.

વાઘ ત્રીકમ પર તરાપ મારે ત્યાં તો રણછોડે ખૂબ જોરથી ડાંગ વાઘનાં માથામાં મારી. વાઘ પાછો હઠી ગયો, છંછેડાયો અને ત્રીકમને છોડી તે પોતાને છંછેડનાર તરફ કૂદયો.

ત્રીકમ તો ગભરાઈ ગયો. અને ભયનો માર્યો એકદમ ઝાડ પર ચડી ગયો. પણ રણછોડ બહાદુર હતો. તેને અનેકવાર આવા પ્રસંગો બની ગયા હતા. તે તો તૈયાર જ હતો અને ફરીવાર વાઘ તેના પર તરાપ મારે તે પહેલાં તો ખૂબ જોરથી બીજો ફટકો વાઘનાં માથામાં લગાવ્યો.

વાઘનું બધું જોર હણાઇ ગયું. તે નાઠો અને પાસેના ઝાળામાં સંતાઇ ગયો. ત્યાર પછી જ ત્રીકમ ઝાડ પરથી નીચે ઉતર્યો.

રણછોડે ત્રીકમને તેની ભૂલ સમજાવી. અને કહ્યું કે, કોઈવાર આવા પ્રાણીનો ભેટો થાય તો જરાય ડરવું નહિ. કારણ કે, આપણે ડરીએ તોજ તેઓ આપણને નુકશાન કરે.

ત્રીકમને પોતાની ભૂલ માટે પસ્તાવો થયો. પછી બન્ને મિત્રો ફરીથી વાતો કરતાં કરતાં પોતાને જવાનું હતું તે ગામ તરફ ચાલ્યા. દેવાયત સોની.

કલકત્તાની કોયલ

રતનબાઇ

શ્રી ગણેશ પીકચર્સના

સામાજિક સર્જન

# રેડીઓસીંગર

ના

ગાયનોની રેકર્ડઝ દ્વારા

જી. પી. ૧૦૫૧ થી ૧૦૫૪

ચાર રેકર્ડઝના સેટ

ઉપર

કંઠના હીરા માણેક જૂલવે છે.

●

અકાશ પીકચર્સનું

મહાન ધાર્મિકચિત્ર

## ભરત મિલાપ

ના ગાયનોની રેકર્ડઝ સાંભળો.




મે ૧૯૪૨

●

# યંગ ઇન્ડીયા રેકર્ડઝ

વંદે માતરમ્ દ્વારા

લોકપ્રિય બનેલ લેખ

## એ કહેનારી ઉપડી ગઇ

ને ડી. એ. ૬૭૭૫ રેકર્ડ પર

રજુ કરે છે

●

રત્નકુમાર વ્યાસ

ડી એ. ૬૭૪૩

જ્યાં ત્યાં સુધરેલે ઘેર ઘાલ્યું

અને

અંતરને કંકુ પેરે ઉજાળ્યું

સ્વ૦ વિહારીના

બે કાવ્યો રજુ કરે છે.

●

ચંદુ, દરૂ, રમણપાર્ટી

ડી. એ. ૬૭૪૨

## એકજ બેન છે

ભાગ ૧-૨

●

હીરાબાઇએ ગાયેલા

## નસીબદાર

નાટકના ગાયનોની

રેકર્ડઝ હજુ નથી સાંભળી ?

ઓર્ડર તાકીદે નોંધ વો

# ધી નેશનલ ગ્રામોફોન રેકર્ડ મેન્યુ. કં. લિ.

૧૧૦, મેડાઝ સ્ટ્રીટ, મુંબઇ-૧.

પ્રકાશકઃ—ચંદ્રકાન્ત છગનલાલ મહેતા, 'શ્રીબોધ' કાર્યાલય, પીરમશા રોડ—અમદાવાદ

મુદ્રકઃ—મણિલાલ છગનલાલ શાહ, નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ, ઘીકાંટા રોડ—અમદાવાદ

# શ્રી બોધ

| જુન ૧૯૪૨ | અનુક્રમણિકા<br>છુટક નકલ આઠ આના | વર્ષ ૮૬ અંક ૬ ઠો |
|---|---|---|



卐






વાર્ષિક લવાજમ

| દેશ | બહારદેશ | પરદેશ |
|---|---|---|
| ૪-૪-૦ | ૪-૮-૦ | ૫-૪-૦ |

(આઠ શીલીંગ)

ગૃહસ્થ કુટુંબો-સ્ત્રીઓ અને બાળકોનું માનીતું ને જૂનામાં જૂનું માસિક પત્ર—



તંત્રીઃ
કેશવપ્રસાદ સી. દેસાઇ
બી. એ. એલએલ. બી.
પુતળીબાઈ કાબરાજી

મંત્રીઃ
ચંદ્રકાન્ત જીવનલાલ મહેતા
પીરમશારોડ, અમદાવાદ.
લજપતરાયરોડ, વીલાપારલા.

વર્ષ ૮૬ * અંક ૬
જુન
૧૯૪૨
સળંગ અંક : : ૧૦૨૫

# અભિનંદન

બે સાક્ષરોને આ મહિને અભિનંદન આપવાનો પ્રસંગ આવ્યો છે તે આનંદની વાત છે. દીવાન બહાદુર શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી અત્યારે ગુજરાતી સાહિત્યના ભીષ્મ પિતાસમ આપણી વચ્ચે છે. પોણી સદીની તેમની ઉમર આ વર્ષે થાય છે તેથી આપણે તેમને હર્ષાભિનંદન આપીયે તે યોગ્યજ છે. હજીયે એક જુવાનની માફક તેઓ જાહેર સંસ્થાઓમાં કાર્ય કરે છે. મુંબાઈ વિદ્યાપીઠ, મહિલા વિદ્યાપીઠ, સાહિત્ય પરિષદ, ફાર્બસ સભા, અનેક ટ્રસ્ટો વગેરેમાં તેઓ પોતાની કાર્ય કુશળતાનો લાભ આપે છે. તેઓ હજી પણ આપણને પોતાના અનુભવ અને અભ્યાસનો લાભ આપ્યા કરે તેવી ઇચ્છા આપણે રાખીશું. બીજા સાક્ષર શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈ આ વર્ષે વન પ્રદેશ પામે છે. અડધી સદી તેમણે તેમના જીવનની વીતાવી છે તે પ્રસંગે આપણે આનંદ પ્રદર્શિત કરી તેમને અભિનંદન આપીએ તે સ્વાભાવિક છે. લાંબી નવલકથાના શિષ્ટ લેખક તરીકે તેમણે ગુજરાતને સંખ્યાબંધ નવલકથાઓ આપી છે આ નવલકથાઓમાં વિવિધતા અને વિશિષ્ટતા બન્ને છે. વેશ્યા જીવન, ભીલ જીવન, ઠગ જીવન, સમાજના પ્રશ્નો, રાજકીય ઈતિહાસ વગેરે તેમની નવલકથાઓમાં નજરે પડે છે. એમની કલમ હજીયે ભીની છે. એમની પ્રવૃત્તિઓ હજી પણ શક્તિથી ધડકે છે. વન પ્રવેશથી તે વધુ વેગવતી થાય અને હજી બીજી પચીસી સુધી તેનો પ્રસાદ આપણને મળો.

કેશવપ્રસાદ દેસાઈ

☆

# અભિનંદન*

લેખિકા : સૌ. હસુમતી ધીરજલાલ દેસાઇ



રાગ : મિશ્ર સારંગ. તાલ–દાદરા હિંચ

પૂર્વાર્ધ પુર્ણ કીધા, ઉત્તરાર્ધે પદ દીધા;
ઉજવી ઉત્સવ સુવર્ણ સ્નેહી કુલડાં ધરે.

ઋતુ શરદ્ વસંત આવ્યુ યુગયુગના અવકાશ,
તવ આત્મની 'જ્વલંતજ્યોત' સ્મારક પ્રકાશ;
'સુધા' લેખિનિ છલકાય, 'અક્ષય 'કિર્તિવંત કાય.
ગર્જે જયકાર જનતા વંદન કરે. ઉજવી૦

માનવ ઉર વાંચી ' એણે ' જગની સમીપ ધર્યું,
' જીવનસાહિત્ય 'થી ' નિહારિકા ' એ ભ્રમણ કર્યું;
સુત 'વસંત' એ લખાય, 'રમણલાલ 'થી ઓળખાય,
સત, સંયમ, સંસ્કાર આત્મ આત્મમાં ભરે. ઉજવી૦

' પંકજ ' ખિડાય ' પૂર્ણિમા 'ના પ્રકાશથી,
છેડે ' ઠગ ' કાનુડો ' બંસરી ' ' ક્ષીતિજ ' થી;
અહા! ' કોકિલા ' દે સાથ, ગોપિકાના ' હૃદયનાથ ',
' સુવર્ણરજે ' માનવતા મનડાં હરે. ઉજવી૦

' રાજકુમારો પરી ' ' સંયુક્તા ' શે સતાવતી,
' શોભના ' અંજની ' ' છાયાનટ ' બતાવતી;
' શિરિષ ' ' જયંત' ઉચરાય,' પત્રલાલસા ' ઉભરાય,
બિંદુ ' ઝાકળ ' શાં નેણલેથી નિતરે. ઉજવી

' શંકિત હૃદય ' ' સ્નેહયજ્ઞ ' જોને આદરે,
' દિવ્યચક્ષુ ' ' ભારેલો અગ્નિ ' ન્યાળે ઘરેઘરે;
' ગ્રામલક્ષ્મી ' ' ચતુર્થસાજ ' ગ્રામોન્નતિ ' ને કાજે;
' હૃદયવિભૂતિ ' ' તેજચિત્રો ' ચિતરે. ઉજવી૦

---

* સાક્ષરવર્ય શ્રીયુત રમણલાલ વસંતલાલ દેસાઈના વનપ્રવેશ સુવર્ણ મહોત્સવ પ્રસંગે રચેલું. વૈશાખ વદ ૧૨ સંવત ૧૯૯૮.

# વીરપુરની મીનલ વાવ——————શ્રી. ઉમેશ કવિ

૧

અહિં રહ્યું હજી એજ ભૂલાયલું
સુભગ સ્મારકનું અવશેષક,
પ્રતિક—શાશ્વત નારી ઉરે ભર્યાં
પરમ મંગલની શુભ કામના

૨

રણઝુઝયા દેહ શી શિર્ણા, વિસ્મૃતિ પુણ્યકેરી કે।
કાળની દિર્ઘ છાયામાં રોળાતી સ્વપ્નભોમ શી,

૩

ભગ્ન, જિર્ણા,જર્જરિતુતાસમૃદ્ધિના શેષ ચિહ્નશી
પથારી મૃત્યુની મુંગી સિદ્ધની સાંમ્ય શાંત કે।.

૪

નિરખતો સ્મરૂં તીનલદેવિ કે
નિરખું ગાળ નવો ખડકયો પડયો
સ્મરૂં અખૂટ ભર્યાં જળરાશી જ્યાં
તળિયું દેખીરહું ડહોળાયલું.

૫

નજરમાં ફરતી રુળિયામણી
લલિત શિલ્પકલા પથરાયલી
પણ સજીવ ભળે પનિહારીઓ
પગથિયે પગ જાળવી મૂકતી

૬

ઉતરતાં ચડતાં ન ઉલ્લાસ કે
ચપલ યૌવનના ચમકાર કૈં
રસભરી અભિપ્રેષિત ગોઠડી
હૃદયમુગ્ધ, નહિ ધિરિ મંત્રણા!

૭

જડ-ક્રમે સર્પ પાસ જળે ભરે
ધિરજથી ધરતે જઈ ઠાલીયાં
વિષમરૂપ ચડાવ વટાવીને
સભય રિપર્ધિત વાહિતે સંચરે

૮

કલ્પું શે નવલાં ઉદ્ઘાટને
મુદિત મીનલ સંનિધ સિદ્ધને
ત્યમ કસાધરને ધરું શે મુખે
વિનિત અર્ધ્ય અનશ્રુ-વિષાદમાં:

૯

હતાં સગર્ભા શ્રમભાર રાણી
પિડા ભર્યાં દીન પૂરા પછીના
પ્રતાપિની ગુર્જર રાજમાતા
મૃણાલદેવિ ચિરધન્ય કુક્ષા.

૧૦

કૌભાન્ડપૂરે* ત્યહીં નાથ સિદ્ધ
વિરાજતા વીરપુરી વિરાગે,
વિરામ કીધો પ્રણમી પદે ધર્યો
વિશોક પ્રસ્તા મહિષી મૃણાલે

૧૧

અસુખકારી વિગર્ભની પીડથી
ત્વરિત મુક્ત થયાં કૃતવીરસુ
વિષદ પાવનકારી પ્રસાદ શું
બિરદ દઇ "સિધરાજ"નું બાળને

૧૨

રચ્યો ન પ્રાસાદ, ન દેવદેરૂં
ન માર્ગ કિલ્લો નવ ધર્મશાળા
સુહાગ આભૂષણની સ્મૃતિ
આ ધરી પદોને ગહપૂરીણોના

૧૩

પ્રસાદ શાં ભવ્ય નવાણુ માંહે
મૃણાલની ખંડિત મૂર્તિ રૂપે
હજી ધવાડે જયદેવ નાનો
પડયાં નિરાંતે લઈ સોડ સૂતાં

૧૪

દુકાળઘેર્યા દિવસો થયા પૂરા,
ઢળે ચડયા વાદળ છાંપડા અને
થશે હિલોળે ચડતાં વળી ફરી
નવીન વર્ષા-જલ મેઘ સીંચ્યાં.

૧૫

તથાપિ ભાંગ્યાં, વિખરાયલાં, ખરર્યાં
કલેવરે ના કદિયે ફરી હશે
અભંગતા પૂર્ણ સુશ્લિષ્ટતાની જરીક
ઝાંખી ! ભવિતવ્યતા અહો !

* વિરપુરનું પ્રાચીન નામ

સમાજના કેલવરને એક કીડો કોતરી ખાય છે- આ કીડો ઉજળાં કપડાંમાં સજ્જ થઈ ભલભલા સમાજના થાંભલાઓને પણ ઉધા રસ્તે દોરી જાય છે. આ કીડો છે મ્હોટી પેઢીઓના મેનેજરોનો, મીલોના સંચાલકોનો, શેર-બજારના ખેરખાંઓનો, ને છેવટે છેવટે

# કોણ જવાબદાર?

શ્રી. ભગવાનલાલ મહેતા.



રાતના અઢીનો ડંકો ભદ્રના ટાવરમાં પડ્યો. ત્યાંસુધી હું નદીની રેતીમાં બેસી રહ્યો હતો. અને હવે ટાઢે જ્યારે પોતાનો ચમકારો બતાવવાની શરુઆત કરી ત્યારે ઉભો થયો ને ચાલવા માંડ્યો. વીક્ટોરીયા બાગ પાસે આવ્યો તો બધુંય સુમસામ. આવી ટાઢમાં કોણ બહાર હોય! પેલા લાલ લીલા દીવામાંથી પીળો દિવો ચાલુ હતો. બીજા મ્હોટા ઝુમ્મર જેવા દિવાઓ બળતા હતા ને વાતાવરણ વધારે શૂન્યકાર કરતા હતા. પણ અનવર જમાદાર તો પેલા સ્ટેન્ડ પાસે ઉભો જ હતો. તે મ્હારી રખડુ ટેવોથી પરિચીત છે. હાથમાં લાઠી, ઓવરકોટથી શરિર ઢાંકીને પેલા બાંકડા ઉપર તે બેઠેલો હતો. તેણે મને સ્હામેથી આવતો જોયો એટલે—

"ક્યોં બાબુજી. નદીકી રેતસે થકે?

"અનવર અબ તો ઘર જાના ચાહીયે," મ્હેં જવાબ આપ્યો ને બન્ને ખડખડાટ હસી પડ્યા...થોડીવાર અનવર પાસે હું ઉભો રહ્યો. તેને પણ કાંઈક એકલું એકલું લાગતું હતું. તેણે બીડી કાઢી ને મ્હને એક ધરી મ્હેં ના પાડી.

"લીજીયે, બાબુજી ઠંડમેં બીડી ઠીક રહતી હય."

"નહિ મેં પીતા ભી નહિ."

પાસે તાપવા સળગાવેલી તાપણીમાંથી એક અંગારો લઈ તેણે બીડી ચેતાવીને ધુમાડા કાઢવા લાગ્યો...તેને લડાઈનો મામલો વધારે સંભળાવતો હતો.

"બાબુજી. કલ મૈને છાપેમેં સુના કે લડાઈ તો રંગુન પર આ પહુંચી."

"હા. છાપા હૈસા કુછ કરતા હય."

આમ' વાતો કરી, હું અનવરથી છુટો પડ્યો ને ત્રણ દરવાજા તરફ આગળ વધ્યો.. દૂરદૂર જતાં અનવરને કાંઈક કોઈકવાર બોલતાં સાંભળતો:—

"બેચારા ભલા આદમી હય...હય તો અચ્છા ઘરેનેકા લેકીન મગજ સહજ......"

પાછળના શબ્દો હું સાંભળી શક્તો નહિ.

અનવરથી છુટો પડ્યો ને સંસાર-સુધારા હોલ પાસે આવ્યો...સ્હામે મીશન હાઈસ્કુલ પંજેટીનો પેટ્રોલ સ્ટેંડ ને પેલા ચોકનું મ્હોટું ઝુંમર; બધુંય મનુષ્યના અવરજવર વગર સુમસામ લાગતું હતું. સીનેમાના છેલ્લા ખેલનાં માણસો તો ક્યારનાંયે ઘેર પહોંચી ગયાં હતાં. પ્રેમાભાઈ હોલ પાસેના ફુટપાથ ઉપર ખૂણામાં દશબાર. ભીખારીયો ટુંટીયુંવાળી પડ્યાં હતાં...હું આ બધુંય જોતો કાંઈક વિચારમાં ચાલ્યો આવતો હતો. એવામાં ભૂલમાં મ્હારો પગ કોઈના શરીર ઉપર પડ્યો:—"યા ખુદા! મર ગયા." તેણે બુમ પાડી. હું અટક્યો. જોયું તો એક ઘરડો ફકીર રડી રહ્યો હતો. ભૂલથી મ્હારો પગ તેની છાતી ઉપર પડ્યો હતો.

"સાંઈ. માફ ફરમાઈયે......"

"સુવ્વર. અંધા થા? દેખા નહિ?" ઘડપણમાં પણ મોગલાઈનું જૂનું તેજ હજુય ફકીરની જીભ ઉપર હતું. વાદવિવાદ કરવો ઠીક નહિ લાગવાથી મ્હેં ચાલતી પકડી. પાછું વાતાવરણ શાન્ત થઈ ગયું.

આદર્શની બાંગ પોકારતા સમાજને કેળવણી આપી ઉત્કૃષ્ટ કરવાનો દાવો કરતા શાળા મહાશાળાના સંચાલકોનો. આવા નર–રાક્ષસો નીતિની બાંગ પૂકારતાં પૂકારતાં કેવાં અધમ કર્મો કરે છે તેને વફાદાર રીતે ચીતરવાનો આ વાર્તામાં આછો અધુરો પ્રયત્ન છે

હવે ત્રણ વાગ્યા હશે. ત્રણ દરવાજામાં દાખલ થયો. દવા બજારમાં કંઈક ઝાંખું અજવાળું હોય છે. ત્રણ દરવાજે ઊભાં ઊભાં આપણી નજર પાનકોરના નાકે આવેલા મ્હોટા દિવા ઉપર પડે છે. પેલો કેસરી દિવો સ્થીતપ્રજ્ઞની માફક ઝળકતો હતો...ઠેઠ રીચી-રોડ સુધી કોઈજ નહોતું. હવે મ્હને પણ કાંઈક બ્હીક લાગવા માંડી. મ્હેંય તારાઓ ગણવામાં તથા ચાંદનીનું સૌન્દર્ય પીવામાં થોડી મૂર્ખતા કરી હતી તે હવે હું સમજ્યો. આટલા મોડાં બહાર રખડતા ફરવું એ ઠીક નહિ એમ મનમાં પણ થવા માંડ્યું...આમ વિચાર કરતો કરતો આગળ વધતો હતો ત્યાંતો...પાનકોર નાકામાંથી એક બાઈ નીકળી...ને ઝડપથી નદી તરફ ચાલવા લાગી...હું એકાંત ભેંકાર રાત્રીના એ બાઈ ને જોઈને ચોંકયો..."શું કોઈ ભાગેડું હશે ?" મ્હારા મનમાં વિચાર આવ્યો...પણ વિચાર આવતાં તરતજ તેની પાછળ પાછળ હું ચાલવા લાગ્યો...તે પણ સમજી ગઈ કે હું કોઈ પોલીસ ઓફિસર હોઈશ એટલે મ્હારાથી જેમ બને તેમ જલ્દિ નાસી છુટવા માટે વધારે ઝડપી રીતે તેણે ચાલવું શરૂ કર્યું.

પણ આખરે લાલદરવાજા તરફના મેદાનમાં એકબીજાની લગોલગ આવી પહોંચ્યાં.... મ્હેં ધીમી બૂમ પાડી.

" ઊભી રહે. "

પેલી સ્ત્રી અટકી પડી તેની છાતી ઉપર તેણે કાંઈક બાંધી રાખ્યું હતું...હું તેની પાસે આવ્યો....

" આટલી મોડી રાતની કયાં જાય છે ?" તે કાંઈપણ બોલી શકી નહિ...

" કહેને કયાં જાય છે ? "

હવે તે ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી તથા મેદાનના સળીયાને અઢેલીને રડતી ઉભી.. મ્હારી નજર હવે જ તેના મોઢા ઉપર પડી શકી..

તે કોઈ સારા કુટુંબની યુવતી હશે. મ્હોઢું સૌન્દર્યપૂર્ણ હશે પણ કાંઈક ચિંતાએ સુકાયેલું હતું...રસ્તા ઉપરના વીજળીક રોશનીના દિવાનો પૂરો પ્રકાશ તેના મોઢા ઉપર પડતો હતો....હવે મ્હને પણ મ્હારી ઉતાવળ માટે મનખેદ થયો:—

" બ્હેન હું તમારો ભાઈ જ છું. કહો કયાં જાઓ છો ? " મ્હેં બની શકે તેટલી નરમાશથી પૂછ્યું. ત્યાંતો તેની છાતી ઉપરનું ન્હાનું બાળક રડવા લાગ્યું...તેને તે શાન્ત પાડવા પ્રયત્ન કરવા લાગી, છતાં પણ બાળકે તો રડવું ચાલુજ રાખ્યું. હવે મને ગભરામણ થવા માંડી " આવી સ્થિતિમાં જો કોઈ મ્હને જોઈ જાય તો ?" મ્હારા માટે શું ધારે ?

આખરે બાળકને શાન્ત પાડવા મ્હેં તેને મ્હારા હાથમાં લઈ લીધું તે ત્રણથી ચાર માસનું સુંદર રૂષ્ટપુષ્ટ બાળક હતું. મ્હારી કાંડા ઉપરની ઘડીઆળ મ્હેં તેના કાને ધરી, ને ઘડીયાળના કટકટ અવાજે તેના મૂખ ઉપર હાસ્ય વેરાયું... તેની માતાને પણ હસવું આવ્યું. મ્હારા આ વર્તનથી તેને પણ કાંઈક વિશ્વાસ બેઠો. બાળકને મ્હારા હાથમાં રાખીને મ્હેં પૂછ્યું.

" તમારો ઈતિહાસ કહેશો તો હું ઉપકૃત થઈશ. તથા મદદ કરવા જેવું હશે તો મ્હારાથી બનતી મદદ કરીશ."

મ્હારા આ શબ્દોએ તેને વિશ્વાસ આવ્યો, તે થોડીવાર મ્હારા સ્હામું ઉંચુ ઉંચું જોઈ રહી તે પછી એક ઉંડો શ્વાસ લઈને બોલી.

## વિધવાની વિનંતિ

વિધવા તણાં અમ દુઃખની
ઝાંખી કરો, ઝાંખી કરો;
મુજ બાળકોનાં દુઃખની
વાતો સુણો, વાતો સુણો;
હું છું તમારી બ્હેનડી,
નિર્દોષ નારી છું ખરે!
વિધવા તણાં અમ દુઃખની,
પરવા નહિ તમને ખરે!—૮.
મુજ બાળકો ભૂખ્યા રૂવે,
ને રોટી માટે ટળવળે;
એ ભૂખ્યાના કંઈ દુઃખની
તમને ખબર ક્યાંથી પડે?
રેંટિયોને ઘંટી એ બે,
મુજ જીવનના સ્થંભ છે;
અન્ય ધંધામાં ખરે 'રે,
આબરૂના દંભ છે.—૧૬.

## વિધવાનો રેંટીયો

વિધવા ચલાવી રેંટિયો
રોટી આપો બંધુઓ!
દેશની આબાદી કાજે
ખાદી પહેરો બંધુઓ!
ખાદી પ્હેરી પ્રેમથી
આબાદ રાખો દેશને;
વસ્તુ સ્વદેશી વાપરી
વિધવા ઉગારો ઘરઘરે.—૨૪.
એ મીલનાં ભૂગળાં મહિં
મુજ કાળ જો દેખાય છે;
રેંટિયા રૂપી શસ્ત્ર પાસે
કાળ નાશી જાય છે.
રેંટિયો બતલાવી અમને
જીવન અર્પ્યું છે ખરે!
ઓ મહાત્મા ગાંધી તમોને
લાખ વંદન હો ખરે!—૩૨.

દેવાયત સોની

"મ્હારી કથા બહુ જ વિચિત્ર છે. તે અહિં કહી શકાય તેવી નથી."

"તો ચાલો તમારે ઘેર!" મ્હેં કહ્યું.

"મારે ઘર પણ હવે નથી." તેણે જવાબ વાળ્યો.

"તો ચાલો મ્હારે ઘેર." મેં માગણી કરી.

આ સાંભળતાં તો તે થોડીવાર પાછી ફરીથી મારા સ્હામું જોઈ રહી. પણ મારી આંખોમાં નીખાલસતા તથા સહૃદયતા જોઈ મારી સાથે આવવા કબુલ થઈ.

જીવનમાં ચારે બાજુથી નાસીપાસ થયેલો મનુષ્ય સત્યાસત્યની લાગણી સમજી શકતો નથી ચારે બાજુથી દુઃખમાં પડેલો હોવાથી તે પોતાના હિતસ્વીઓને પણ પીછાની શકતો નથી. પરિણામે જગતમાં સર્વે મનુષ્યો પોતાનાં દુશ્મનો છે તેમ માનતો થાય છે. સ્ત્રીમાં આ લાગણી કંઈક વધારે વ્યાપક હોય છે. સર્જન કાળથી સ્ત્રી દબાતી આવી છે. સ્ત્રી દરેક વખતે સહન કરે છે ને તેને સહન કરવામાં સાધનભૂત પુરુષ હોય છે. પુરુષ નફ્ટ હોય છે; પુરુષ સ્ત્રીના જીવનની બરબાદીનું કારણ છે. એ સત્ય હોય કે નહિ પણ આવી બાબતોમાં જવાબદારી પુરુષ તથા સ્ત્રીની સરખીજ છે.

સ્ત્રી સામાન્યરીતે શરમાળ હોય છે, તેની શરમાળતા પાછળ કાંઇક ખોટું અભિમાન પણ પોષાતું હોય છે. પુરુષ શરમાળ નથી. તે તડને ફડ કરનાર છે, તે અભિમાનનો ગુણ કેળવી શકતો નથી. સ્ત્રી તરફ તેની લાગણી કંઇક કુણી હોય છે. તથા કોઈ કોઈ વખત સહૃદયતા કેળવતાં તેનામાં સ્ત્રી પ્રત્યે દયા ઉપજે છે.

શું આ વાત ઉપર કોઈ પુરુષને દયા ઉપજી હશે? શું કોઈએ તેની ખોટી શરમનો ગેરલાભ લીધો હશે? શી ખબર.

હું ને તે સ્ત્રી ચાલવા લાગ્યાં. મારા ઘેર આવી પહોંચ્યાં. મેં ઘર ઉઘાડયું. બત્તી કરી

તે ઘડીયાળમાં ચારના ટકોરા થયા. મેં પહેલાં તો ચાહ કરી. અમે બન્નેએ પીધી. પેલું બાળક તો ક્યારનુંય ઉંઘી ગયું હતું... પણ મેં કહ્યું "હવે તમારી વાત કહો."

પેલી બાઈએ વાત શરુ કરી.

"મારું નામ યશોધરા. હું એક કુળવાન માતપિતાની પુત્રી છું. તમેં જો આજે મળ્યા ન હોત તો હું નદીમાં પડી બાળક સાથે આપઘાત કરત."

"શા માટે?" મ્હેં પૂછ્યું.

તેણે થોડીવાર શ્વાસ ખાધો પછી વાત શરૂ કરી......

"મ્હારાં માતાપિતાનું નામ હું આપીશ નહિ...પણ પીતાજી અમદાવાદના એક બહુજ આગળ પડતા શેઠ છે...અમદાવાદના પાંચ મહાજનોમાં તેમનું નામ પૂછાય છે...અમે ચાર ભાઈબ્હેનો છીયે ત્રણ ભાઈને એક બ્હેન હું...મ્હોટાભાઈનું શેર-બજાર ઉપર દલાલીનું કાર્ડ છે. ન્હાનો બી. એ. માં અભ્યાસ કરે છે. વચેટભાઈ એક મીલમાં સ્પીનીંગ માસ્ટર છે... જરા પેલી બ્હારી બંધ કરોને...ટાઢ વાય છે."

મ્હેં ઉભા થઈ બારી બંધ કરી...ને પાછો આવી ખુરશી ઉપર બેઠો. તેનો શ્વાસ ભરાઈ આવ્યો હતો...તે થોડીવાર મૌન રહી. હું સમજી શક્યો કે તેને ક્ષય લાગુ પડ્યો હશે...

"હાં તમારી વાત આગળ ચલાવો." મ્હેં કહ્યું.

"પણ તમે કોઈને આ વાત કહેશો નહિ. તેવા સોગન ખાઓ તો જ હું કહું નહિતર નહિ." તેણે કહ્યું...તેને કદાચ લાગતું હતું કે તેની વાત હું બહાર કોઈને કહી દઈશ.

"જાઓ, કોઈને તમારી વાત નહિ કહું." મ્હેં કહ્યું.

તેણે થોડીવાર આમતેમ જોયું. તેની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં...ને પછી પોતાની કહાણી તેણે શરુ કરી.

## સંધ્યાએ સોનેરી બાગમાં



આવજે રે, આવજે રે,
સંધ્યાએ સોનેરી બાગમાં
સ્મૃતિઓના ફુલસમી બાગમાં પરાગ છે,
સારસ નિનાદ મધૂર શારદની સાંજ છે.

રેલજે રે, રેલજે રે,
કોમળ કો ગીતો સુરાગમાં.
સંધ્યાએ સોનેરી બાગમાં.

સરવરમાં સંધ્યાના રંગો પથરાય છે.
હંસોની હાર દૂર રમવાને જાય છે.

ખેલજે રે, ખેલજે રે,
ચેતનના નૃત્ય મ્હારા બાગમાં
સંધ્યાએ સોનેરી બાગમાં.

કમળોની પાંખડીઓ શાને કરમાય છે?
જીવન વસન્ત સખી જોને વહી જાય છે!

છેડજે રે, છેડજે રે,
સુંદરસિતાર દિવ્યરાગમાં
સંધ્યાએ સોનેરી બાગમાં.

[ વિબુધ મ્હેતા ]

"બરાબર આજથી પાંચ વર્ષ ઉપર અમારા મકાનના વચલા માળે એક આધેડ વયનો પુરુષ રહેવા આવ્યો...તેનું કુટુંબ તો હતું. બે ત્રણ છોકરા એકાદ બે છોકરિયો બીજી વારની પત્ની વગેરે. દેખાવમાં તો તે બહુજ કાળો તથા ચાલો લાગતો. સવારના તે નાહીં-ધોઈને પોતાના કામે ચાલ્યો જતો તે રાત-નાજ ઘરમાં દેખાતો તે સિવાય કદી પણ અમારા જોવામાં તે આવતો નહોતો...તે એક શાળાનો કર્તાકારવતા હતો."

"કેવી શાળાનો?" મેં પૂછ્યું.

"એ હું નહિ કહું, પણ તમે સમજો છો." તેણે જવાબ વાળ્યો.

"હાં પછી?" મ્હેં કાંઈક નહિ સાંભળેલી તેવી વાત સાંભળવાની તૈયારી કરવા માંડી હતી.

"તેનો કંઠ બહુજ સુમધુર હતો. તે વખતે મ્હારી ઉંમર ૧૭ વર્ષની. હું મેટ્રીકમાં અભ્યાસ કરતી હતી. તથા પોષ મહિનો આવતાં મ્હારી પ્રાથમિક પરિક્ષાની તૈયારી માટે હું રાતના મોડે સુધી વાંચતી હતી...સવારના મ્હારા શિક્ષકો ભણાવીને જતા બપોરના શાળામાં ભણી ને રાતના મ્હારા આખાય કોર્સનું હું પુનરાવર્તન કરતી..."

"ત્યારે તમે મેટ્રીક થયાં છો ખરું?" મ્હેં પૂછ્યું.

"હા. એથી જ હું કોલેજમાં પણ ભણી ચૂકી છું." તેણે જવાબ વાળ્યો...

ઘડીયાળમાં સાડા ચારનો ટકોરો પડ્યો. હજી રાત ત્રણ કલાક બાકી હતી. આવી સુશિક્ષિત બાઈ આમ જીવન ઉપર કંટાળો બતાવી છેલ્લો માર્ગ ગ્રહણ કરે તે મ્હને બહુજ નવાઈ ભર્યું લાગ્યું.

"હા તમારી વાત આગળ ચલાવો." મ્હેં કહ્યું.

"મેટ્રીકના અભ્યાસસમય ખાસ મ્હારે તે વખતે બાયરનનાં કાવ્યો તથા સ્પેન્સરની ફેરી ક્વીનનાં થોડાં પ્રેમ કાવ્યો ભણવાનાં હતાં. બાયરનની થીરેઝા તથા બોટામાર્ટનાં પ્રેમ-પ્રસંગો વાંચતાં મ્હારો રોમાંચ કોઈ કોઈ વખત ઉભા થઈ જતાં. એમાય શાળામાં મ્હારા શિક્ષકો પણ કાંઈક રસભર્યું કાવ્ય વિવેચન કરતા... રાતના જ્યારે હું એકાંતમાં મ્હારા ઓરડામાં પડતી ત્યારે તે બધુંય યાદ આવતાં મ્હારા હૃદયમાં ઝીણી ઝીણી ઝણઝણાટી થતી...મ્હને પણ મ્હારા કાવ્ય શિક્ષક માટે પક્ષપાત બંધાઈ ગયેલો...પછી તો એવું થયેલું કે તે એક દિવસ શાળામાં ના આવે તો મ્હારો જીવ તેમને જોવા તલપાપડ થઈ જતો...જાણે હું બોટામાર્ટ ને તે રેડક્રોસ નાઈટ...જાણે હું એમીલાને તે ડોન જુવાન...પણ તે બિચારા તો તદ્દન નિર્દોષ હતા. મ્હારા માટે તો તેમને લગારે ખ્યાલ પણ નહિ હોય..."

પણ પાછો યશોધરાને ઉધરસ ચઢી તેથી તેનું મુખ લાલ લાલ થઈ ગયું. શ્વાસ ભરાઈ આવ્યો. હું શાન્ત ચીત્તે તેના સ્હામુંજ જોઈ રહ્યો...મ્હને આ સ્ત્રીની દયા આવી...કોઈના જીવનને ભારરૂપ કરવાનો મનુષ્યને શો અધિકાર? હું આવા વિચારોમાં અટવાયો હતો ત્યાં તો પાછું તેણે શરુ કર્યું:-

"પછી તો સ્વપ્નાં પણ મ્હને તેમનાંજ આવે તેનો હાસ્યયુક્ત ચહેરો-દરેકની સાથે હસીને વાત કરવાની રીત, તથા પોતાના વિષય પરત્વેનું પ્રભુત્વ મોહક છટા...બધુંય મ્હને બહુ જ ગમતું. હું મનમાંને મનમાં તેમને પૂજતી. તે યુવાન હતા. તેમનું નામ દઈ હું તે પવિત્ર આત્માને અપવિત્ર કરીશ નહિ." તેમ બોલતાં તો તેની આંખોમાં બોરબોર જેવાં ઉન્હાં આંસુ ઉભરાઈ આવ્યાં...

"પણ રડવાને હવે શું કારણ છે?" મ્હેં પૂછ્યું.

"ભાઈ તમે પાપી હૃદયની ઉષ્માનો પરિ-

તાપ જાણતા નથી. એટલે મારા રડવાનો તમને કાંઇ અર્થ દેખાતો નથી." તેણે કહ્યું...

"હું શાન્ત જ રહ્યો...છતાં પણ મ્હારા હૃદયમાં કાંઇક અજ્ઞાન સાયુજ્ય વિચારધારા શરુ થઇ..." શું આ સ્ત્રીએ પેલા યુવાન શિક્ષકને દગો દીધો હશે?" પણ પાછી તેણે પોતાની કથની શરુ કરી...

"તેમના મોહ-પાશમાં અંધ બન્યા પછી મ્હારું ચિત્ત મ્હારા અભ્યાસમાં કાંઇ ખાસ ચોંટતું જ નહિ...બિચારાએ મ્હારા વર્ગમાં પાછળ પડવાનાં કારણોની તપાસ માટે એકાદ બે વખત બોલાવીને પૂછ્યું 'યશોધરાબ્હેન કેમ હમણાં તબિયત ઠીક નથી કે શું?' 'કેમ કાંઇ ઓછું વાંચો છો?' 'તમારો અભ્યાસ પહેલાંના જેવો નથી જ.' વગેરે પૂછેલું, પણ મ્હારામાં તેમના નીખાલસ સ્વભાવને ઉંધો અર્થ કરવાની ખોટી તર્ક શક્તિ હતી. પરિણામે હું મનમાં માનતી થઇ કે હું મ્હારી રીતભાતમાં ફાવી છું...હવે તો તે મ્હારા જ છે. વગેરે એથી કરીને વર્ગમાં પણ તેમના સ્હામું જ હું જોઇ રહેતી...તેમની જ મુખચર્યાનું દર્શન કરવા હું વધારે ને વધારે ખેંચાતી ગઇ... પણ તે તો મ્હારી આ સ્થિતિથી તદ્દન અજ્ઞાત હતાં...તેમણે તો ઉંચી આંખ કરીને પણ મ્હારી સ્હામું જોયું નહોતું..."

"હાં પછી?" મને વાતમાં ઘણોજ રસ પડતો હતો.

સામાન્યત યુવાન શિક્ષકો તથા શાળાઓની બાળાઓની કોઇ કોઇ બાબતોમાં જેવું બને છે તેવો આ કીસ્સો મને લાગતો હતો. તથા મ્હારા મગજમાં આમ કેમ થાય છે તેના અંકોડા એકએક કડીબદ્ધ બંધાતા જતા હતા.

શાળાઓમાં કોઇ કોઇ વખત આવા પ્રસંગો બની જાય છે. કોઇ શિક્ષકની ભલમનસાઇ તથા ઉદાર દિલનો ઘણીય વખત ગેરલાભ ઉઠાવવામાં આવે છે તો કોઇ બાળાના જીવનના નામને ખરાબ રસ્તે તગડી મૂકવામાં પણ ઊર્મિનો આવેગ કાંઇ ઓછો ભાગ ભજવતો નથી...પરિણામે ઘણીય વખત શિક્ષક બિચારો નિર્દોષ હોય તોય દોષનો ટોપલો તેના માથે ઓઢાડવામાં આવે છે.

"એ બિચારા અવિવાહીત હતા...તેમના દિલને કોઇ મ્હોટો આઘાત લાગ્યો હશે તેમ તેમની વાતચીત ઉપરથી મને લાગતું. તથા તેના માટે તેઓ દરરોજ ગમગીન એકલા પડતાં રહેતા, એટલું જ નહિ પણ જીવનમાં તેમણે પોતાની ગમગીની ભૂલવા માટે પુસ્તકોનું વાંચન બહુજ વધારેલું. ને જ્યાં કાંઇ નવી વાત અમારા અભ્યાસમાં આવે ત્યાંતો તે એવા બીજા હજારો દાખલા ટાંકે. આવે વખતે તે બહુજ ખુશખુશ થઇ જાય...ને પછી પોતાના જીવન પ્રસંગમાંથી આડકતરી રીતે એવા દાખલા પાછા ટાંકી બતાવે...હું તેમના જ્ઞાનથી પણ

ઘેલી થયેલી...કાક તથા મંજરી જેવુંજ કાંઇક..." પાછી તે શ્વાસ ખાવા થંભી મ્હેં જોયું કે ઘડીયાળમાં પાંચ થયા હતા.

"બીજો કપ ચાહ પીશો એમ?" મ્હેં પૂછ્યું.

"હા."

ને અમે પાછી ફરીથી ચાહ પીધી, પછી તેણે વાત શરુ કરી. "પણ મ્હારા હજારો પ્રયત્ન છતાં તેમને હું મેળવી શકી નહિ... જ્યારે રાત્રે હું વાંચતી ત્યારે તેમની જ છબી મ્હારી નજર સ્હામે તરતી...પણ તેવામાં એક દિવસ કાંઇક થાકેલા ને ઉશ્કેરાયલા મગજે હું મ્હારી અગાશીમાં ફરતી હતી. રાતના બાર થયા હશે. પિતાજી, ભાઈઓ, રસોયો વગેરે સૂઈ ગયા હતા.' પેલા નીચે રહેતા આધેડ વયના પુરુષ પણ જાગતા હતા. તેમનો પરિવાર બહાર ગામ ગયો હતો...એટલે તે વ્હારીમાં એકલા બેઠા હતા...તે સીતાર ઉપર પોતાનો હાથ અજમાવી રહ્યા હતા...હું માનું છું ત્યાં સુધી તે રસીક હતા તથા કાંઇક સ્ત્રીસ્વભાવના અંચળા હેઠળ પોતાની લીલા ફેલાવતા હતા સભ્ય શાળાનો સંચાલક મ્હેં થોડીવાર પહેલાં જ બીટોમાર્ટની રેડક્રોસ નાઈટ પાસે પ્રેમ યાચના વાંચી હતી...તેના વિચારોથી મ્હારું મગજ ધમધમી રહ્યું હતું...તે સીતારના સ્વરે મ્હારું દિલ બહેકાવ્યું. હું સાવચેતીથી નીચે ઉતરીને પેલા પુરુષના ઓરડાના બારણામાં જઈ ઉભી. તેમને તે વાતની ખબરજ નહોતી... થોડીવાર સુધી હું આગળ જવું કે પાછળ તેનો વિચાર કર્યા વિના તે પુરુષને જોતીજ ઉભી રહી. કહોને કે હું ભાન ભૂલી ગઇ હતી... ત્યાંતો સારંગની ગત પૂરી કરી તે પુરુષે સીતાર બંધ કરીને મ્હારા સ્હામી જ તેમની નજર પડી...તે મ્હને જોઈને ચમક્યો પણ તેની નજર પડતાં તો હું પાછી દોડીને મ્હારા ઓરડામાં ભરાઈ બેઠી ને ધ્રુસકે ધ્રુસકે રોઈ..."

પણ તે દિવસ પછી તે કહેવાતો સભ્ય શાળાનો સંચાલક મ્હારા પ્રત્યે વધારે ને વધારે ધ્યાન આપવા માંડ્યો...પછી તો સવારના હું શાળાયે આવવા નીકળું તો તે પોતાના બારણામાં ઉભો હોય. અથવા સાંજના હું કાંઈ બહાર જતી હોઉં તો મ્હારી સાથે જ નીચે ઉતરે... તથા મ્હારા સ્હામું તાકી તાકીને જ જુવે... ખરેખર તે પુરુષ મારી પાછળ ગાંડો હતો તેમ હું સમજી શકી.

(વધુ આવતા અંકે)



# સ્ત્રી ને કોમીવાદ

પ્રયોજક : રમણીકલાલ જયચંદભાઈ દલાલ
બી. એ. એલએલ. બી. વકીલ

પુરુષો પોતાનું નાગરિકત્વ કેમ વિસરી જાય છે! પોતાને જગતની નજરે હાસ્યાસ્પદ કેમ બનાવે છે? મુસ્લીમો કે હિંદુઓ, ખ્રિસ્તીઓ કે પારસીઓ—આપણે બધા જ હિંદીઓ નથી? લગભગ દરેક હિંદી સમાજમાં કોમીતત્વ વધારે વજન ધરાવતું જણાય છે હિંદની ખ્યાતી મુખ્ય આદર્શ હોવો જોઈએ છતાં એ દૂર ને દૂર જતો જણાય છે. શા માટે?

એક ઉત્સાહી પ્રચારક બોલી ઊઠયો—"આપણે કોમની જરૂર છે." આ સામાન્ય વાક્ય હિંદના કોમીવાદની જડ સમજાવે છે. પુરુષોમાં છે એટલો સ્ત્રીઓમાં આ ભિન્નભાવ નથી.

મતાધિકારના ઉપયોગ વખતે અખિલ હિંદ મહિલા પરિષદ, હિંદ મહિલા સમાજ ને હિંદની રાષ્ટ્રિય મહિલા સભાએ હિંદની ત્રણ મુખ્ય સ્ત્રીસંસ્થાઓએ નીચેનો નિર્ણય બહાર પાડયો હતો. "આપણી સંપીલી હારમાલામાં કોમીવાદની બદીની આપણને જરૂર નથી. એટલે શ્વેતપત્રની યોજના આપણે અવગણીએ છીએ ને તેને નાંખી દેવા આપણે આપણું સઘળું હીર ખરચીશું. આડકતરી યોજનાથી સ્ત્રીઓ ફીડરલ એસેમ્બલીમાં ચૂંટાય એ યોજનાને આપણે કદી પણ સ્વીકાર કરીશું નહિ. આપણે વિવિધ પક્ષોનાં પ્યાદાં બનવાનું સાફ ના પાડીશું. કોઈ પણ કોમની સગવડ ખાતર બીજા પર દબાણ લાવવા અમો તેમની પડખે નહિ ઉભા રહીએ. શ્વેતપત્ર અમોને એ પરિસ્થિતિમાં મૂકવા માગે છે. એટલે એ વાત અમે કદી પણ કબુલ કરીશું નહિ. ઉલટું અમે તો સીધી ચૂંટણી માગીએ છીએ. કોમીવાદની ગંધ પણ એમાં અમે ઈચ્છતા નથી. માત્ર અમારી લાયકાતથી જ અમો દેશની વહીવટી સભાઓમાં અમારું સ્થાન પ્રાપ્ત કરવાની અમે તમન્ના રાખીએ છીએ, ને અમને ખાત્રી છે કે અમે સફલ થઈ શું જ."

પરિષદોની વિષયવિચારિણી સભાઓમાં, મહિલામંડળની સંસ્થાઓમાં કે સામાજીક કાર્યોમાં સ્ત્રી પોતાની સમાજ સેવક તરીકેની લાયકાતથી જ ચૂંટાય છે. એ મુસ્લીમ, હિંદુ કે ખ્રિસ્તી છે તેથી એને કદી પણ સ્થાન મળતું જ નથી.

પુરુષોએ સ્ત્રીઓનું અનુકરણ કરી પોતાનો કોમીવાદ ન છોડી દેવો જોઈએ? રાષ્ટ્રિય હિત માટે તેમણે સંગઠન ન કરવું જોઈએ? જ્ઞાતિ, જાતિ, ધર્મ વિગેરે ભેદભાવો ભૂલી સ્ત્રીઓની પેઠે એક ધ્વજ નીચે તેમણે કેમ એકઠા ન થવું જોઈએ?

# અનસુયાએ આખા ઘરને કડક ચાહની ટેવ કેમ મૂકાવી

લેખક : શ્રી. ડુંગરશી સંપટ.

[ ગતાંકથી ચાલુ ]

બાળકોએ ચાહ પીવી મૂકી દીધી તે પાછળ પણ અનસુયાએ સારી મહેનત અને યત્નો કર્યા હતાં. રામમહારાજ એમનો રસોઈઓ હતો. એણે સૌને કડક ચાહ પીવાની આદત પાડી દીધી હતી. ગરમપાણી ને ચૂલે મૂકે પાણી જ્યારે ખૂબ ઉકળી જાય એટલે અંદર ઊંચી ચાહની મોટી મુઠીઓ ભરીને નાખે ચાહને ચૂલા ઉપર દશ પંદર મીનીટ સુધી ખદબદતા પાણીમાં ઉકળાવીને આપે. આથી ચાહ ખૂબ રંગ લઈ ટેસ્દાર બને. ચાહની અંદરમાં રહેલો ટેનીન નામે ઝેરી પદાર્થ ઉકળવાથી બહાર નીકળી ચાહની સાથે મળી જાય. રામમહારાજ ખસખસના ડોડવા પણ સુગંધ માટે અંદર ઉકાળે આથી એની ચાહ એક વખત પીએ તે પાછો સ્વાદ ભુલી જ શકે નહિ. એ ચાહ પીનારને જળોની પેઠે ચોંટી રહે. સમયસર ચાહ ન મળે તો પીનારને ભારે તલપ થાય. ક્યારે ચાહ મળે એવી ભારે તલપ થયાજ કરે. એ ચાહ પીએ ત્યારે જ એને સ્ફૂર્તિ આવે. આ બંધારણ જેને ચોંટે તે એ ચાહનો ગુલામ થઈ રહે. રામમહારાજે આ ચાહના જોરે પોતાનું મહારાજ આસન દૃઢ બનાવ્યું હતું.

અનસુયાના પતિ રમણલાલ, સાસુ, બાળકો સર્વે આ કડક ચાહના હેવાયા ભક્ત હતા. રમણલાલને તો આવી ચાહ પીધા વગર પાયખાનું ઉતરે જ નહિ. ચાહ પીધા વગર ડોસીમા હવેલીએ પહોંચી દર્શન કરવા જેટલી સ્ફૂર્તિ મેળવી શકે નહિ. ચાહ પીધા વગર બાળકો પણ બીછાનું છોડીને ઉઠવાની વાત કરે નહિ. ઉંઘણસી થઈને પડ્યાં રહે. ચાહ તૈયાર થાય કે દાતણ પાણી કર્યા વગર માત્ર પાણીના કોગળા કરી ચાહદેવીની ભકિત કરે. સમજુ અનસુયાએ આ ચાહની ગુલામગીરીમાં આખા કુટુંબને ફસાયલું જોયું. એણે કડક ચાહનાં દુર્ગુણો વિષે ઘણું વાંચ્યું હતું. એના બાપુજીએ પણ એવી કડક ચાહ અને શરીરના સ્વાસ્થ્યને કેટલું મોટું નુકશાન કરે છે તે વિષે વાતચીત કરી હતી. એણે ચાહનું આધિપત્ય પોતાના કુટુંબમાં જોયું.

પોતાનાં વ્હાલાંઓ અને પ્રિય પાત્રોને ચાહના ફંદામાં સપડાયેલા જોઈ અનસુયાએ એમને એ કારાગ્રહવાસમાંથી મુક્તિ અપાવવાના પ્રયત્નો કરવાનું માથે લીધું. એણે ચાહ હવે પોતે બનાવશે એવી વરધી રામમહારાજને આપી નોકર આઈમસનો સ્ટવ(ચૂલો)સળગાવી આપતો હતો. અનસુયાએ હમેશના જેવી કડક ચાહ પોતે બનાવી સૌને પીવરાવી. એ સમજતી હતી કે એકદમ સુધારો કરીને સાદી ચાહ પીવરાવીશ તો સૌની અભ્યાસની જુની ચાહ વગર કોઈને ચાલશે નહિ. તેના પતિને જ પ્રથમ પાયખાનું ઉતરશે નહિ. ડોસીમાને હવેલીએ પહોંચવા જેટલી ખોટી સ્ફૂર્તિ સાદી ચાહથી આવશે નહિ. જુની કુટેવો એક ઘા અને બે ટુકડેથી સુધરે નહિ. એને માટે લાંબા સમયના યત્નો અને ધીરજની જરૂર છે.

રામમહારાજ ચૂલા ઉપર પંદર મીનીટ સુધી ચાહ ઉકાળતો હતો. બીજે દિવસે અનસુયાએ ઘડીઆળ પાસે રાખી તેમા અર્ધી મીનીટ ઘટાડી દીધી. ત્રીજે દિવસે વળી અર્ધી મીનીટ ઓછી કરી. દશ દિવસે દશ મિનીટ સુધી ચાહ ઉકાળવાનું આણી દીધું. ફરી ત્રણ ચાર દિવસો સુધી દશ મીનીટ ઉકાળવાનું ચાલુ રાખ્યું. પોતાના પતિ અને સાસુ પાસે કડક ચાહના અવગુણો વર્ણવવા માંડ્યા. મહાત્મા ગાંધીજીના ચાહ વિષેના લેખો એમને વાંચી સંભળાવવા માંડ્યાં. આ રીતે માનસિક ભૂમિકા તૈયાર કરી, ચાહ ઉકાળવાના સમયમાં દરરોજ

અર્ધી મીનીટનો કાપ મુકવાનું ફરી ચાલુ કર્યું. છેવટે પાંચ મીનીટ જ ચાહ ઉકાળવા જેટલા સુધારા ઉપર એણે ચાહને પહોંચાડી દીધી. દરમ્યાનમાં કડક ચાહ વિરૂદ્ધ એનો પ્રચાર યુક્તિથી પ્રસંગોપાત ચાલુ હતો.

ધીમે ધીમે એકજ મિનીટ ચાહ ઉકાળવા સુધી એણે સ્થિતિ આણી મૂકી. સહેજ બર-બડાટ શરૂઆતમાં થતો. પરંતુ અનસુયાએ યુક્તિથી કડક ચાહ વિરૂદ્ધ એવડો પ્રચાર ચાલુ રાખ્યો હતો કે કોઈ જાતનો બળવો થયો જ નહિ. જાજરમાન ડોસીને ઉલ્ટ અનસુયાએ પોતાના પક્ષમાં સમજાવીને લઈ લીધા ચાહ આસામમાં ઉગાડવામાં આપણા હિંદી મજુરો ઉપર કેવો જુલમ થાતો હતો. ગોરમીટીઆ પદ્ધતિથી મજુરોને લલચાવી પછી તેમની સાથે કેવો સખ્ત વ્યવ્હાર કરી એમને દુઃખ આપવામાં આવતું હતું તે એણે ડોસીમા પાસે વાંચી સંભળાવ્યું. શ્રી ઠાકુરજી આવી ચાહ આરોગે નહિ એવી રીતે એણે ડોસીમાને ખૂબ ખૂબ ઠસાવી દીધું ડોસીમા એની ચાહની વિરૂદ્ધ લડતમાં હવે સહકારી બન્યાં.

એના પતિને ચાહ ખૂબ ચોંટી હતી. કડક ચાહ પીધા વગર એને પાયખાનું ઉતરતું જ નહોતું. ચાહ પીધાં વગર એને ભયંકર સુસ્તી લાગતી હતી.. દલાલીનું કામ એને સુઝતું જ નહિ. રમણલાલ ઘરની ચાહ પીધા પછી ફરી શેર બજારમાં જતા હતા. ત્યાં પણ શેર બજા-રમાં છુટકીઆ ચાહવાળા પાસે દિવસમાં ચાર પાંચ કપ પીધા વગર એમની દલાલી કરવાની અને શેરના બદલા કરવાની બુદ્ધિ તીવ્ર થાતી નહિ. રાત્રે જમ્યા પછી એક કલાકે ચાહ પીધા પછી જ એમને નિદ્રા આવતી હતી. ચાહની આજે એમને વીસ વરસો જગજુની મૈત્રિ અને સોબત હતા. ચાહ એમની માલિક બની બેઠી હતી. એઓ પોતે જ કહેતાં કે ચાહની ટેવ તો હવે સ્મશાનમાં લાકડામાં બળીશ ત્યારે જ છુટશે. તેઓ પાકા બંધાણી હતા. એમના એક ડોક્ટર સન્મિત્રે ચાહ છોડી દેવા જણાવ્યું હતું. એમણે ત્રણ ચાર વખત ચાહ છોડવા નિશ્ચય કરી પ્રયત્નો કર્યા હતા પરંતુ ચાહ વગર પગ ઘસડાવવા માંડ્યા. એથી ફરી એ ચાહરૂપી ડાકણને સંગ્રહવી પડી હતી.

રમણલાલ પોતાની બીજી પત્ની અનસુયાને અનુકુલ રહેતા હતા. એને પ્રસન્ન રાખવાની મનોવૃત્તિ ધરાવતા હતા. છતાં અનસુયાનો ચાહનું બંધન છોડવાના આગ્રહને માન આપી શકવાની સ્થિતિમાં નહોતા. અનસુયાએ આ સ્થિતિમાં પરાજય સ્વીકાર્યો નહિ. તેણે વધારે વ્યવસ્થિત પ્રયત્નો કરવાનું માથે લીધું. અખંડ ધીરજથી આ કામ એણે ઉપાડ્યું. ચાહનું બંધન કેમ છૂટે તે માટેના સતત પ્રયત્નો પતિના ઉપર સીધી ફરજ ન નાંખતા કરવાનું એણે સ્વીકાર્યું. અનસુયાએ ચાહનું બંધન કેમ છૂટે તેનું સાહિત્ય ભેગું કરીને વાંચવા માંડયું. છેવટે એણે વ્યવસ્થિત કાર્ય પ્રણાલી નક્કી કરી લીધી.

રાત્રે સુતી વખતે એક દિવસે પતિને એણે કાળી દ્રાક્ષનું પલાળેલું પાણી પીવડાવ્યું. ઘરમાં પણ હવે એણે ચાહ ચૂલા ઉપર ઉકા-ળવાની રોજની ટેવ ટ્રોડ એક માસમાં તદ્દન બંધ કરી દીધી હતી સૌને સાદી અને કડક નહિ એવી ચાહ મળતી હતી. ટોપ નીચે ઉતાર્યા પછી જ એ ગરમ ઉકાળેલા પાણીમાં ચાહ નાંખી અનસુયા પોતાની જાતી દેખરેખ નીચે એને ગળણીમાં ગળાવી પીવડાવતી હતી. રમણલાલને કડક ચાહનો અભ્યાસ હતો. થોડા દિવસ એણે ચાહ ટેસ્ટદાર નથી થાતી એવી ફરિયાદ કરી. પરંતુ ધીમે ધીમે એને સાદી ચાહની આદત પડવા લાગી.

આજે તમને ચાહ પીવા નહિ મળે. એમજ પાયખાને જઈ આવો.

એગ કેમ બને ? મને દસ્ત સાફ નહિ ઉતરે, આખો દિવસ મારો બગડશે કાંઈ કામ થઈ શકશે નહિ.

તમે આજે ચાહ પીધા વગર જ જાઓ મેં જાદુ કર્યું છે. તમને દસ્ત બરાબર સાફ આવી જશે.

શ્રદ્ધા વગર રમણલાલ સંડાસે ગયા. કાળી દ્રાક્ષના પલાળેલા પાણીના પ્રભાવથી એમને સાફ પાયખાનું આવી ગયું. એમણે હરખાતાં હરખાતાં બહાર આવી વધાઈ આપી.

અનસુયાએ બહુજ ધીમેથી કાળી દ્રાક્ષનું પાણી દિનપ્રતિદિન ઓછું કરી છેવટે તદ્દન બંધ કરી દીધું. પરંતુ રમણલાલને તેની છેવટે જરૂર પડી નહિ. અને સવારે ચાહની ટેવ છૂટી ગઈ. બદલામાં દૂધ પીવા લાગ્યા.

તમે બજારમાં કેટલી વખત ચાહના કપ પીઓ છો. અનસુયાએ એક દિવસ પૂછ્યું.

એનું ઠેકાણું નહિ. દલાલો અને વેપારીઓ આવે એટલે ચાહના કપ તો મંગાવવા જ. પાંચ ૭ વખત પીવાતી હશે.

મારી એક વિનંતિ માન્ય કરશો ? ચાહ સ્વાસ્થ્યને માટે તો સારી નથી એ આપ જાણો છો મારી ખાતર ત્રણ વખતથી વધારે ચાહના કપ કોઈપણ સંજોગમાં બજારમાં ન પીવા એનું વચન ન આપો ? મારી એકજ માંગણી ન સ્વીકારાય ?

રમણલાલ લહેરમાં હતા, એમણે એ સ્વીકારી લીધી. પત્નિ પાસેનો નાનો બોલ પાછો ન પડે તે માટે સંભાળપૂર્વક એઓ આ ઠરાવને વળગી રહ્યા. મજબુત મન એક વખત કર્યું એટલે વ્યસનને પલાયન કરવા સિવાય છુટકો જ નહિ.

ધીમે ધીમે ૭ માસના અંતરમાં રમણલાલને પત્નિના દબાણથી ચાહનું બંધન છોડી દેવું પડયું. એમની જિંદગી બેહાડુ નહોતી. આખો દિવસ દોડધામ કરવી પડતી હતી. આથી એમને બંધકોષ લાગુ પડયો નહિ. ક્યારે માથું ખૂબ દુઃખતું તે ચાહનું બંધન છુટવાથી દુઃખતું બંધ થયું.

આખા ઘરમાં હવે દૂધનો જ ઉપયોગ થતો. ચાહને કોઈ નજદિક જતું નહિ. અનસુયાએ મોટા મનથી આનો સર્વયશ સાસુજીને આપ્યો.

ક્રમશઃ

# સ્ત્રી કેળવણી

સંસારરથના બે ચક્રરૂપે અવનીતલ પર ફરતાં નર અને નારી યુગલને ત્યારેજ પોતાનો માર્ગ સુલભ લાગશે, જ્યારે તે માર્ગ કેળવણીના પ્રખર શાસ્ત્રે સમથલ થયો હશે. તેમનામાં રહેલી સંગ્રહિત શક્તિઓ ત્યારેજ બહાર આવી વિકાસ પામશે જ્યારે તેમને કેળવણીનો આંતરિક આવેગ મળશે. સ્ત્રીઓના કોમળ માનસમાં વસી રહેલી શુદ્ધ પરિમલ જાહેર જીવનની મંદતા દૂર કરશે; જગત્સેવોના પુનિત પાઠોની પૂર્ણાહુતિ કરશે; જો તેમને કેળવણી પ્રાપ્ત થશે તો.

શૈશવની સુખભરી સુંવાળી સેજે પોઢતી નવકન્યાના ભાવી માર્ગના કંટકો કેળવણી સત્વરે દૂર કરશેઃ સમાજના કાળા કલંકરૂપ વૈધવ્યમાંથી ઉપસ્થિત થતી વિટંબણાઓને અંકુરીત અવસ્થામાંજ કેળવણી ડામી દેશે. મસ્તીના પૂર આણતું યૌવન તેનામાં સાહસિક અને સબળ મનોવૃત્તિનું સિંચન કરશે અને વિલાસ અને અધોગતિના માર્ગ પરથી તેને ઉપાડી લેશે.

કેળવાએલ માતાની ગોદમાંથીજ જગતને મુગ્ધ કરનાર વૈજ્ઞાનિકો, શૂરવીર દેશભક્તો, શિસ્તપ્રિય દેશસેવકોએ પોતાની જ્વલંત કારકીર્તિનો આરંભ કર્યો છે. કેળવાયેલ માતા પોતાના બાળકને સ્તનપાન સાથેજ સંસ્કારનું પાન કરાવે છે અને પોતાના બાળકને જગતના વિશાળ કાર્યક્ષેત્રમાં ઘુમતો મૂકી દે છે. આદર્શ માતાનો સ્નેહભીનો ઉત્સંગ જગતને કામધેનુ કે કલ્પતરૂની ખોટ પૂરી પાડે છે તેના સુસંસ્કારની છાપ પ્રિય બાળક પર પડયા વગર રહેતી નથીઃ તેના જીવનનો આદર્શ બાળકના કોમળ માનસમાં ઉતર્યા વગર રહેતો નથી.

"જે હસ્ત ઝુલાવે પારણું તે જગત પર શાસન કરે" એ ઉક્તિ સ્ત્રી શક્તિનો સાચો ચિતાર ખડો કરે છે. દેશની માતાઓજ દેશનું સાચું ઘડતર ઘડે છે. તેમનો સેવાભાવ સંકુચિત વિસ્તારમાં ગોંધાઈ જતો હોવાથી તેની અગત્ય ઓછી નથી કારણ કે તેજ લાંબા વખતે પણ પ્રચંડ શક્તિરૂપે જગત પર નજરે પડે છે. કેળવણીથી સ્ત્રી એક પ્રણયપોષક પુતળી મટી સમાજનો ઉદ્ધાર કરનાર જાગૃતજનોની સહગામી બને છે; તેની સેવાનો લાભ સારુંય જગત ઉઠાવે છે.

સ્ત્રીઓને કેળવણી આપવાનો ઈન્કાર કરવો એ મનુષ્યજાતિનો ઉચ્છેદ કરવા બરાબર છે. બાલસ્વભાવનું સાચું જ્ઞાન, લલિતકળાનો અભ્યાસ. પ્રતિકુળ સંયોગોનો સબળ સામનો કરવાની અખૂટ શક્તિ એ સ્ત્રી કેળવણીના પ્રમાણભૂત અંગ છે. તેથી જ નેપોલિયન જેવા જગતવિજેતાએ સ્ત્રી કેળવણીની મૂક્ત કંઠે પ્રશંસા કરી છેઃ—

"કહે નેપોલિયન દેશને કરવા આબાદાન
ખરી રીત તો એજ છે દો માતાને જ્ઞાન."

"મૃદુતમ"

# ગુજરાતની નારી

શ્રી. "ચંદ્રીક"

શહેરીજીવન ગાળતી મધ્યમવર્ગની નારીને ભાગ્યે જ ખૂલ્લી હવા મેળવવા ફરવા જવાની કલ્પના આવે છે. સામાન્યત ઓછી આવકથી જીવનનિર્વાહ ચલાવવાનો હોઈ નારીને માટે સ્વાભાવિક રીતે જ અસ્વચ્છ મહોલ્લાના અનારોગ્ય વાતાવરણનો ઉપભોગ કરવાનો હોય છે. વળી આ વર્ગના નારીસમૂહને નોકર રાખવા જેટલી ગુંજાસ નહિ હોવાના કારણે ઘરકામ કરવાની ફરજ પડે છે. પણ તે માટે ભાગ્યે જ મહોલ્લાની બહાર નીકળવું પડે છે. એટલે એ જ અનારોગ્ય હવામાનમાં તેમને જીવન ગુજારવું પડે છે. શારીરિક શ્રમની દષ્ટિએ ઘરકામથી તેમને પૂરતો વ્યાયામ પ્રાપ્ત થતો નથી. અને માત્ર નાટક સીનેમા જોવાના પ્રસંગ સિવાય ઘરબહાર વિચરવાનો પ્રસંગ તેમને મળતો નહિ હોવાથી તેમની શરીરસંપત્તિ પણ સંતોષકારક નથી હોતી.

આ બાબતમાં શહેરીજીવન ગાળતી મધ્યમ વર્ગની મહિલાઓની પરિસ્થિતિ દયાજનક હોય છે. કનિષ્ઠવર્ગ કે જેમાં મજૂરવર્ગની સ્ત્રીઓનો સમાવેશ થાય છે; એ વર્ગની વનિતાઓ આ વર્ગની પ્રમદાઓ કરતાં વધુ સુખી છે. કારણ કે, તે વર્ગના નરક–કુંડ સમ નિવાસસ્થાનોમાં તેમને ઘણો જ ઓછો સમય ગાળવાનો હોય છે. જ્યારે મધ્યમ વર્ગના નારી સમૂહને તો ગૃહમાં ગોંધાઈ રહેવા વિના અન્ય ઉપાય જ હોતો નથી. બહારનું કંઈ જ કામ તેમને કરવાનું હોતું નથી–કનિષ્ઠ વર્ગની નારી જે કાર્ય કરે છે અગર તેના જેવું અન્ય કામકાજ કરવામાં નારીવર્ગની હીણપત સમાયેલી છે એમ માનવામાં આવે છે. અને માત્ર ખૂલ્લી હવા મેળવવા માટે બહાર ફરવા જવું એવો તો



ખ્યાલ પણ નથી હોતો. કદાચ કોઈને તેવો ખ્યાલ આવે તો જમાનાની જૂની નિર્બળતાના વિચારો તેને ઘેરી લે છે. બહાર નીકળતાં જ કદાચ બેશરમ ગુંડાઓ હેરાન કરે. એવાં ધ્યાન તેમને કંપાવે છે. અને એ હુમલાનો સામનો કરવા જેટલી શારીરિક શક્તિ કે માનસિક સાહસના અભાવે ઘરબહાર પગ મૂકવાનું કાર્ય અસંભવિત બને છે. આમ ખૂલ્લી હવા અને પૌષ્ટિક ખોરાકના અભાવે મધ્યમવર્ગની નારી કરુણાજનક હાલત ભોગવે છે.

હવે કનિષ્ઠવર્ગની પરિસ્થિતિ વિચારીએ. મધ્યમવર્ગથી ઊતરતી કોટિના તમામ જનસમૂહને કનિષ્ઠવર્ગમાં ગણી શકાય. આ વર્ગની આવક ધનિક અને મધ્યમ વર્ગની દષ્ટિએ તદ્દન નજીવી છે, પરન્તુ આ વર્ગના જીવનનિર્વાહનું ધોરણ પણ તદ્દન નીચું હોવાના કારણે આર્થિક દૃષ્ટિએ તેમને વધારે શોષાવાની ફરજ પડતી નથી. આ વર્ગનો નારીસમૂહ

મુખ્યત્વે, મજૂરી કરીને અથવા બીજી રીતે નોકરી વિગેરેથી પુરુષવર્ગને સહાયભૂત થતો જોવામાં આવે છે. આમ આ વર્ગની પ્રમદાઓ પુરુષવર્ગની સાથે ખભા મીલાવીને કામ કરતી હોવાથી તેમને ઘરબ્હાર વિચરવાના અનેક મોકા પ્રાપ્ત થાય છે. એટલે તેમને નરક કુંડ સમ ઘરમાં ઘણો ઓછો વખત ગાળવાનો હોય છે. છતાંય કલુષિત વાતાવરણ જીવનનું હલકામાં હલકું ધોરણ અને ઓછી આવકના કારણે અતિશય અનારોગ્ય નિવાસસ્થાનનો પ્રભાવ તેમની શરીરસંપત્તિ ઉપર સ્પષ્ટ દેખાય છે. શારીરિક શ્રમ ઉઠાવતાં હોવા છતાં અવનતિપ્રેરક વ્યસનો અને સ્વચ્છતા કે સુઘડતાની અભિરુચિની અવગણના તેમના શરીરસ્વાસ્થ્યને અસર કરવામાં સફળતા મેળવે છે.

આ વર્ગની વનિતાઓ મોટે ભાગે અશિક્ષિત હોઈ ઉન્નતિની કલ્પના માત્રથી વિમુખ રહે છે.



શારીરિક શ્રમ ઉઠાવવા છતાં એ શ્રમને પહોંચી વળવા માટે જરૂરી પૌષ્ટિક ખોરાક મેળવવાનું તેમને ભાન નથી હોતું. આર્થિક દૃષ્ટિએ પૌષ્ટિક ખોરાક નિયમિત પ્રાપ્ત જ્યાં મધ્યમવર્ગની મહિલાઓ માટેય શક્ય નથી હોતો ત્યાં કનિષ્ઠવર્ગ માટે તો તેની પ્રાપ્તિની સંભાવના પણ શક્ય ન હોય એ દેખીતું છે. છતાં જે આછીઅધુરી આવકમાં આ વર્ગની મહિલાઓને જીવન ગુજારો કરવાનો હોય છે. એ આવકનો મોટો ભાગ દુર્વ્યસનોમાં વપરાય છે. પરિણામ એ આવે છે કે વ્યસનમાં ડૂબ્યા રહી જીવનની ક્ષીણતા કરવામાં તેઓ કૃતકૃત્યતા અનુભવે છે. આ પરિસ્થિતિ તેમની શરીરસંપત્તિ ઉપર ભયંકર અસર નીપજાવે છે. અને પોતાની અન-આવડતના કારણેજ તેઓ પોતાનો વિનિપાત નોતરે છે એમ જણાઈ આવે છે.

સામાન્ય રીતે શહેરીજીવન વિલાસી વાતાવરણથી આચ્છાદિત હોય છે. ઓછી આવકમાં બહોળો ભભકો દર્શાવવાની તમન્ના, હોટલ ભોજન અને નાટક સીનેમાના શોખ માનવીને અધઃપતનની ઊંડી ગર્તામાં ધકેલવા સમર્થ નીવડે છે. આ પરિસ્થિતિના પ્રતાપે પુરુષવર્ગનું જીવન જ જ્યાં ક્ષુલ્લક બનતું હોય ત્યાં નારીજીવનની તો વાત જ શી? પુરુષને અને તેટલી સર્વ પ્રકારની સગવડતાઓ આપી પોતે અગવડતાના બોજા નીચે કચરાવામાં આર્યાવર્તની નારી ધન્યતા અનુભવે છે. એટલે ઓછી આવકમાં પુરુષની બહોળી જરૂરી વાતોનો બની શકે તેટલી સુગમતાપૂર્વક ઉકેલ સાધવામાં આર્યનારી નિજ જીવનની કૃતાર્થતા માને છે, આ માન્યતાના પ્રતાપે પુરુષવર્ગ સમક્ષ પોતાની આપત્તિનાં રોદણાં રડીને તેમને નષ્ટ ભ્રષ્ટ કરવામાં કારણભૂત બનવાને બદલે અગવડતાઓને પોતાની જાત ઉપર વહોરી લઈને જીવન ગુજારતી નારી તેની શરીરસંપત્તિની ભયંકર અવહેલના કરવામાં કારણભૂત નીવડે છે.

હવે આપણે ગ્રામજીવન ગાળતી નારીની પરિસ્થિતિ વિચારીએ. ગામડાનો ધનિક વર્ગ શહેરના ધનિક જેટલો આર્થિક દૃષ્ટિએ ઉન્નત નથી હોતો. તે સાથે શહેરી જીવનના ખર્ચાળ વાતાવરણમાંથી મળેલી મુક્તિના કારણે તેની આવશ્યકતાઓ શહેરીજીવનના પ્રમાણમાં ઘણી ઓછી હોય છે એટલે શહેરીજીવનની દૃષ્ટિએ ઓછી આવક છતાં તે સુન્દર ગ્રામજીવન જીવી શકે છે અને આ વર્ગને ગ્રામદૃષ્ટિએ, ધનિક વર્ગ અગર ઉત્તમવર્ગમાં મૂકવામાં સહેજ પણ મુશ્કેલી નથી આવતી.

સાધારણ ગ્રામજીવન ગાળતી નારીને ખુલ્લી હવા સ્વાભાવિક રીતે મળે છે. ગુજરાતનું ગ્રામજીવન એટલે મુખ્યત્વે ખેડુત જીવન. અને ખેડુત નારી એટલે અંગમહેનતનું સર્વાંગસુન્દર પ્રતીક. પ્રાતઃકાળના નિન્દ્રાત્યાગના સમયથી તે રાત્રિપર્યન્ત એક કે બીજી રીતે તેને શારીરિક શ્રમ ઉઠાવવાનો જ હોય છે. ઢોરનું વાસીદુ વાળવું, પાણી ભરવું, દળવું, ખાંડવું એ તો તેને મન સહજ થઈ જાય છે. ઉપરાંત, પુરુષવર્ગને ખેતીના કાર્યમાં સદાસર્વદા સહાયક બનવા તત્પર રહેવામાં એ પોતાની ફરજ અદા કરે છે. આમ શહેરી જીવનની વિલાસિતા કે મધ્યમ જીવનના પ્રમાદથી અલગ રહી શારીરિક શ્રમમાં ગૌરવ લેખતી ખેડુત નારી શરીરસંપત્તિની દૃષ્ટિએ, ગુજરાતના નારીવર્ગની સરખામણીમાં, સર્વોત્તમ સ્થાન ધરાવે છે. છતાં આ વર્ગનો નારીસમૂહ તંદુરસ્તીની સર્વશ્રેષ્ઠ કક્ષાનો નથી.

ખેડુતવર્ગની બેહાલ પરિસ્થિતિ એટલી બધી ચર્ચાઈ છે કે તેનું પિષ્ટપેષણ અત્રે નિરર્થક લાગે છે. આ બેહાલ પરિસ્થિતિના પ્રતાપે જગતના તાત મનાતા ખેડુતને સખત પરિશ્રમ કરવા છતાં જીવનનિર્વાહમાં અનેક મુશ્કે-

સ્ત્રીઓનો સામનો કરવાની ફરજ પડે છે. સામાન્ય પોષણ પુરતા પણ ખોરાકની ખામી હોવાના કારણે ખોરાક પ્રમાણે મળતી પુષ્ટિ ખેડુતને સ્વપ્નવત્ બને છે. આ અસહ્ય સ્થિતિના કારણે ખેડુતવર્ગની નારી સર્વોત્તમ તંદુરસ્તી લાભ મેળવવા અસમર્થ બને છે.

ખેડુતજીવનની દુર્દશાનું એક બીજું કારણ તેની અશિક્ષિતતા છે. આ અશિક્ષિતતાના પ્રતાપે ચુસાતા ખેડુતની નારી તેની દુર્દશામાં અણધાર્યો ઉમેરો કરે છે. શિક્ષણના અભાવે સ્વચ્છતા કે સુઘડતા તેને માટે કલ્પનાતીત બને છે. બાળ ઉછેરની આવશ્યકતાઓ તે વિચારી શકતી જણાતી નથી. પરિણામે, બાળકો પ્રત્યે સંપૂર્ણ દુર્લક્ષ દાખવવામાં આવે છે. શિક્ષણના અભાવે નીપજતાં આ પરિણામ ખેડુતવર્ગની નારીની શરીરસંપત્તિ નિર્બળ બનાવવામાં અગત્યનો ભાગ ભજવે છે. તે સાથે



રોગની માવજતના શિક્ષણના અભાવે બીન અસરકારક અને કેટલીક વખતે તો તદ્દન ઉલટ અસર નીપજાવનારા અનેક ઉપાયોની યોજનાના કારણે રોગના અટકાવને બદલે રોગવૃદ્ધિની સફળતા સધાય છે.

ગ્રામજીવન ગાળતી પ્રજામાં ખેડુતવર્ગ ઉપરાંત વેપારીવર્ગ અને મજૂરવર્ગનો પણ સમાવેશ થાય છે.

ગામડાનો વેપારી ગ્રામજીવનમાં અગત્યનો ભાગ ભજવે છે. અન્ય સમસ્ત પ્રજાના તારણહાર સ્વરૂપ એ સર્વશ્રેષ્ઠ મનાતો હોવા છતાં તેની આવશ્યકતાઓ, ગ્રામ–વાતાવરણને અનુસરીને નજીવી હોય છે. એટલે આ વર્ગની મહિલાઓને ઘરકામ ઉપરાંત ખાંડવાનું, દળવાનું વગેરે શારીરિક શ્રમનાં સર્વ કાર્યો ફરજીયાત ઉઠાવવાનાં હોય છે. ગામડાની ખુલ્લી હવાનો લાભ પણ તેમને આપોઆપ મળે છે અને ખેડુત વર્ગની દૃષ્ટિએ તેમની આર્થિક પરિસ્થિતિ ઉચ્ચ હોવાના કારણે તેમને સાધારણ પૌષ્ટિક ખોરાક પણ મળે છે. આમ છતાં અશિક્ષિતતા, અસ્વચ્છતા અને રોગની માવજતનો અભાવ તેમ બાળઉછેર પ્રત્યેની ઉપેક્ષાવૃત્તિ તેમની શારીરિક સંપત્તિને જોખમમાં મૂકવામાં ઓછો વધતો ભાગ ભજવે છે એ વિસરી શકાય તેમ નથી.

ગામડાની મજુર વર્ગની નારી ખેડુતવર્ગની નારીની પરિસ્થિતિમાં દર્શાવ્યા પ્રમાણે જ ખુલ્લી હવા અને શારીરિક શ્રમના ઉપભોગ કરવા છતા આર્થિક કંગાલિયતનો કરુણ ભોગ બને છે. મજુરીના સમયમાં તેમને ઓછી આવક પણ હોય છે. અને એ આવકમાંથી મુશ્કેલીથી તેમનો જીવનનિર્વાહ ચલાવી શકાય છે. પણ જે વખતે મજુરી નથી મળતી તેવે સમયે તેમની કંગાલિયત પ્રત્યે દૃષ્ટિ ઠેરવતાં પણ કંપારી છૂટે છે. અને ખાવાને અનાજની જ્યાં તુટ હોય ત્યાં વસ્ત્રોની તો વાત જ શી!

તે ઉપરાંત અશિક્ષિતતા અને તેનાં પરિણામો તો ઊભાં જ હોય છે. આમ આ વર્ગના નારીસમૂહની શરીર સંપત્તિ નિર્માલ્ય જણાય છે.

માનવ સમૂહનો એક ભાગ મદાંધ જીવન ગાળે છે. આ જીવન શહેરી જીવનથી તેમ ગ્રામ્યજીવનથી નિરાળું હોવાના કારણે આ જીવન ગાળનાર વર્ગના પણ ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ ભાગ પાડવામાં આવે તો જ સાચી પરિસ્થિતિનો ખ્યાલ આવી શકે.

ઉત્તમ કક્ષાના એટલે ધનિક વર્ગના ગણાતા માનવી સામાન્યતઃ સુખી હોય છે. શહેરીજીવનના ધનિકવર્ગના પ્રમાણમાં આર્થિક દૃષ્ટિએ ઊતરતા હોવા છતાં આ વર્ગને જીવાતું જીવન મોજમઝાથી ગાળવામાં જરાય મુશ્કેલી નથી લાગતી. સ્નેહસમૂહ રાંધવા વગેરેનું સામાન્ય ઘરકામ કરતી હોવા છતાં બાકીનું કામ નોકરવર્ગથી લેવામાં ગારવ લેખે છે એટલે સામાન્ય હલનચલનના કારણે આપોઆપ આવી મળતો શરીરશ્રમ તેઓ ઉઠાવે છે. આ સિવાય બીજું કાર્ય જીવનમાં તેમ બહારની ખૂલ્લી હવા પ્રાપ્ત કરવામાં તકેદારી રાખનાર નારી વર્ગ તંદુરસ્તીની દૃષ્ટિએ નિર્માલ્ય નથી હોતો. તદ્દન એદીખાઉ વનિતાઓ, શહેરીજીવન જીવતી ધનિક ગૃહિણીની માફક; શરીરસંપત્તિની દૃષ્ટિએ ખામી ભર્યું જીવન ગાળે છે.

મધ્યમકક્ષાના માનવસમૂહનાં જમાઉધાર પાસાં સરખાં થતાં હોય છે એટલે આ વર્ગની પ્રમદાઓ ઘરકામથી પ્રાપ્ત થતો શારીરિક શ્રમ મેળવે છે. કેટલીક વખત આબરૂદાર કુટુંબની બાહ્ય મર્યાદાઓના પ્રતાપે તેમને નોકરવર્ગથી લાભ લેવાના પ્રસંગ પ્રાપ્ત થાય છે. આર્થિક સમતુલા જાળવવાની ખાતર પૌષ્ટિક ખોરાકની મહત્વાકાંક્ષા નીર્મૂળ નીવડે છે, છતાં આ વર્ગની વનિતાઓની શરીરસંપત્તિ સન્તોષકારક હોય છે.

કનિષ્ઠ કક્ષાનો માનવસમૂહ ઓછી આવક છતાં અન્ય વર્ગની સરસાઈ સાબીત કરવા મથન કરે છે, પરિણામ એ આવે છે કે બાહ્ય દૃષ્ટિએ સમકક્ષાની પરિસ્થિતિ બતલાવવાનાં લોભમાં જીવનની અનેક આવશ્યકતાઓને વિસારવાની તેમને ફરજ પડે છે. આની વધારે અસર મહિલાઓને થાય છે અને સરળતાથી ચાલી શકે તેવા જીવનનિર્વાહમાં પડતાં ગાબડાંની પૂર્ણતા સાધવાના હેતુથી પૌષ્ટિક ખોરાકને તિલાંજલિ આપવી પડે છે. ઘર કામથી નીપજતાં શારીરિક વ્યાયામના પ્રભાવે નીપજતું શરીર ખોરાકની પૌષ્ટિકતાના અભાવના પરીણામ સ્પષ્ટ દર્શાવી આપે છે.

( વધુ આવતા અંકે )

૧૯૨૦નું નોબલ ઈનામ જીતનાર નોર્વેજીયન નવલકથા સમ્રાટ ભયંકર નટ

# હમસુમ

## જેને ન વાંચનાર એક વખત શિષ્ટ લેખાતો

શ્રીયુત ભગીરથ મહેતા



**ભૂ**ખ પારાવાર આપત્તીઓનો સામનો કરનાર, મોચીને ત્યાં કંઈક વર્ષો સુધી નોકરી કરનાર અને તેમાંથી પૈસા બચાવી કવિતાની કિતાબ છપાવવાનો ઈરાદો રાખનાર, માછી-મારને ત્યાં ઓછું મળેલ છતાં નોકરી મેળવનાર આજના નોર્વેજીયન નવલકથા સમ્રાટ અને ૧૯૨૦ના નોબલ ઈનામ જીતનાર નટ હમસુમે ઉમદાકોટિનું નહિ પરન્તુ સાહિત્યકાશમાં ગર્જના કરતા સમર્થ એવું નવલપુષ્પ ભૂખ સર્જ્યું.

ભૂખ. હા, લેખકને ભૂખ લાગી હતી તેનું બ્યાન આ કથામાં છે. મ્યુનિસિપાલીટીના ફાનસ નીચે, ચીંથરેહાલ અવસ્થામાં, ભૂખ્યા, તંત્રીઓની લખાણો પાછા વાળવાની ઉદારતા છતાં લેખકને લખવું છે. લેખકની આ કથા છે અને લેખક જ્યાં રહે છે તે ક્રીસ્ટીઆનીયાની અને ત્યાં લેખક જે નિહાળે છે તેની અહીં કંપારી છૂટે તેવી રીતે પેશ થયેલી કથા છે. અને છેવટે ક્રીટીઆનીઆને છેલ્લી સલામ ભરી લેખકને ગામ છોડી જવું પડે છે ત્યાં સુધી તેને માથે પડતી આપત્તીઓની આ વાર્તા છે અને એટલે જ એનું નામ પણ છે ભૂખ. અને લેખકને લાગેલી ભૂખ તે વખતનો સમાજ સમજી ન શકે તો કયું આશ્ચર્ય? આ પ્રથમ કથાને બળેજ લેખક ભયંકર લેખાય તોય નવાઈ શી? આવા ભયંકર લેખકને ન વાંચવામાંજ સમાજ તો પોતાની શિષ્ટતાને સાચવતાં સમજ્યો છે ને? એને સાચી વાતો પ્રત્યે ક્યાં છે લક્ષ?

અલબત્ત, સમાજને જ ગુન્હેગાર ગણવાથી ભૂખ જેવા "પુસ્તકથી" કંઈ લેખક પ્રતિષ્ઠા જમાવી શકે તેમ નો, વાર્તામાં માત્ર સાચી વાતો હોય તો તે વાર્તા નથી. જો તેમાં કવિતાના મોંઘા અને ઉંડાણો ખોળતા તત્ત્વો નથી તો નથી કોઈ લખાણો માટે જીવન. એટલેજ હમસુમે સૌના આશ્ચર્ય વચ્ચે ઉમદા કોટિના પુસ્તકો એક પછી એક આપવા માંડયા. તેને થયું કે તેણે સમાજનું ધ્યાન પોતાની તરફ ખેંચ્યું છે અને સમાજને જે સાચી વાતો કહેવાની તેની ફરજ હતી તે તેણે અદા કરી છે એટલે Mysterier, ૧૮૯૨માં તેણે આપ્યું આ પુસ્તક પણ Hunger જેમ સમાજને ભડકાવનાર તો હતું જ પરંતુ તેની સાથે જ

બે પ્રાથમિક દશામાં લખાયલા પુસ્તકોથી ચઢીઆતા બે પુસ્તકો બીજાં આવતાં વિવેચકો તાજ્જુબ થયાં...New Ground અને RRdaktor Lynge. જેમ જેમ લેખકની શૈલીનું ઘડતર થયું તેમ તેમ તે આબાદ બનતી ગઈ પરંતુ જેમ અનેક લેખકો વિષે બને છે તેમ જ્યારે શૈલીની અને નવલકથાના કે કવિતાના લેખનના કે તેની ખુબીઓના તત્વો હાથ આવ્યા પછી પ્રેરણા જલદી હાથ નથી આવતી તેમ આ લેખકને વિષે બનેલું. અઢારસો ચોરાણુંમાં હમસુમના સો પુસ્તકોમાં ચઢીઆતું Pan પુસ્તક મળ્યું. એ કવિ હતો અને તેને સરસ્વતી વરી હતી એટલે અહીં સઘળાં તત્વો તેને બક્ષાયલા સ્પષ્ટ દેખાય છે. અને જે નવલકથા અગર જે સર્જન સર્વ બંધનોને તોડી ફોડી નાખી પોતાને માટે નવાજ રીતરિવાજો સર્જે છે તે મહાન જ લેખકોના હાથે થાય છે તેમ હમસુમને હાથે Pan માં થયું. તેને વિષે અનેકો એમ કહે કે: "આ અમને સમજાતું જ નથી." પરંતુ આ સમજવાની એક જ રીત છે. આ નવલકથાકારોએ બંધનો તોડ્યાં છે અને ફાવે તેવી સ્વતંત્ર રીતે સર્જન કર્યું છે જે ત્યારે જ સમજાય કે જ્યારે તમે તે સમજવા પ્રયત્ન કરો અને માત્ર બંધનો તોડી નાખવામાં આવ્યાં છે કહી તેને વગોવો નહીં તો કારણ કે બંધનો તોડવા માટે જ હોય છે ને?

*

પૈસાદારની પુત્રી અને ગરીબ છોકરો બંને બાળપણમાં સાથે ખેલે છે પણ સમાજના બંધનોને કારણે તેમને છૂટા પડવું પડે છે... આ તદ્દન સામાન્ય, ખૂબ જ વગોવાયલ, કોઈ પણ ઊગતો લેખક આ વસ્તુ લઈ તે ઉપર તેની વાતનું ઘડતર ન કરે તેવી વસ્તુ ઉંચકી, સાદી અને સરળ વસ્તુમાં બીજાંઓ જે ચમત્કાર આણી શકે તે ચમત્કાર આણે છે અને માનવું આવશ્યક છે કે આમ હમસુમ જ કરી શકે Victoria માં ત્યાર પછી તે Munken vendt મળે છે અને બીજા કેટલાંક ચિત્રો The Last Joy એક ગંભીર અને કરુણ વાર્તા છે જે તેનું મથાળું કહે જ છે

*

Growth of the Soil...આ હમસુમને મહાન લેખકોની હરોળમાં મુકનાર કૃતિ ગણી શકાય. અહીં લેખક આખું જગ સર્જતા માલુમ પડે છે અને Isak, તેનું એક પાત્ર માણસના પ્રતિનિધિ રૂપ કોઈ ન ગયા તે સ્થળે જઈ ત્યાં મંગળ કરે છે અને માત્ર જંગલનું મંગલ કરે છે તેમ કહ્યાનો અર્થ કશો જ નથી કારણ કે *Isak* તો આખો સંસાર માંડે છે, મંડળી કરે છે અને ત્યાં તો ગામ થાય છે અને પછી સર્જનમાં જે જે થાય છે સૌની પ્રસાદી આ મહાન ગ્રંથમાં મૂકવામાં આવી છે.

*

*જે લેખકને શિષ્ટ સમાજ વાંચવામાં પોતાનું* મહત્વ ગણતો તે લેખક એક પછી એક ભૂખથી માંડીને, The growth of the Soil જેવાં મહાન અને કવિતામય સર્જનો આપી ગયો. જગતના મહાન લેખકોને જ ફાળે જાય છે તે નોબલ નામ મેળવી આપણે અતિ જુજ અભ્યાસ કરીએ તેટલો જ અભ્યાસ કર્યા છતાંય જગતને ઉન્નતિને પથે વિચરવા અને સદા યૌવનની તાઝગીભર્યું રાખવા હમસુમે પોતાની ઈશ્વરદત્ત શક્તિનો ઉપયોગ કર્યો.

## જરૂરી સૂચના

'સ્ત્રીબોધ'ના જે કોઈ ગ્રાહક પોતાનું રહેઠાણ બદલે તેમણે તુરત અમારી અમદાવાદની ઓફીસમાં ખબર આપી દેવી.

—મંત્રી

# લગ્ન અને સ્નેહ

શ્રી. માલવિકા દિવેટીયા.

[ શ્રી. માલવિકાબ્હેન દિવેટીયા આ સાથેનો લેખ પ્રગટ કરતાં અમે ખુશ છીએ. તેમની કલમમાં ન્હાનાલાલની અસર છે-કાંઈક સચોટતા કેળવાતી જતી લાગે છે. વિચારો ઠરેલા છે-પણ કલમ ધ્રુજતી છે. હાથ બાંધણી બેસતાં એક બહુજ આશાસ્પદ લેખીકા તરીકે ગુજરાતી સ્ત્રી લેખીકાઓમાં સ્થાન મેળવે તેજ હાલના તબકકે તો અમારી અભિલાષા. ]

લગ્ન એટલે શું ?

કવિશ્રી ન્હાનાલાલના શબ્દોમાંઃ—

" સંસારમાં સ્નેહનાં સ્વર્ગ સરજાવે;
એક બીજાની સફલતા સધાવે;
અને કલ્યાણ પંથની પ્રેરણાઓ સમા
પરસ્પરને પ્રભુતામાં પ્રેરે;
એ લગ્નવ્રતની મહાદીક્ષા. " (ઇન્દુકુમાર.)

વળી કવિશ્રી કહે છે કેઃ—

" વર્ત્તે પૃથ્વીની પરિમલ કુંજે તો
સ્નેહલગ્ન તેજ સાક્ષાત્ સ્વર્ગ લોકઃ "
(ઇન્દુકુમાર)

લગ્ન એ, બે હૃદયોને જોડનારી, પવિત્ર ગ્રંથી છે. લગ્નની ભાવના ઘણીજ પવિત્ર છે. લગ્ન એ બંને જીવનને જોડનારી પ્રેરણાત્મક દૈવી સાંકળ છે. અને દિને દિને તે દૈવી સાંકળ વધુ ને વધુ મજબૂત થતી જાય છે. આમ લગ્ન એ એક અખંડ જ્યોત છે, અને તે જ્યોત પ્રેમરૂપી તેલનાં સિંચનથી ઝળુકતી જ રહે છે. પણ લગ્નની ભાવના ફરતી જતાં સ્નેહ–લગ્ન ચર્ચાસ્પદ બનતાં જાય છે. ખરી રીતે તો સ્નેહ–લગ્ન એટલે કવિ કહે છે કેઃ—

" માનવીના હૃદયઉદ્યાનમાંથી કાંટા નીંદવા "
(ઇન્દુ૦)

તેને બદલે અત્યારે તો લોકોના વિષરૂપી કાંટા એટલા બધા વધી ગયા છે કે તેને નીંદવાને બદલે વધુ ઉમેરાતા જાય છે.

હાલનાં કહેવાતા સ્નેહલગ્નમાં તો લગ્નનો આદર્શ બિલકુલ સચવાતો જ નથી. પહેલાં તો પરણનાર પક્ષ કહે છે, " આપણે આદર્શ લગ્ન કરીશું. " પરંતુ લગ્ન પછીની સ્થિતિ જુદી જ હોય છે. અને એ પ્રેમ પણ એવો તો ખોવાઈ જાય છે કે પછી ફરી જડતો જ નથી. લગ્નનો આદર્શ એટલે શું ? તે જ કેટલીક વખત દંપતિ સમજી શકતાં નથી. મનુષ્ય આદર્શ–જીવન, જીવવા પ્રયત્ન કરે એટલે શું ? મનુષ્ય ઉન્નતિના માર્ગમાં પ્રયાણ કરે, મનુષ્યનું હૃદય સ્ફટિક જેવું પારદર્શક હોવું જોઈએ અને તે જ મનુષ્ય આદર્શ લગ્ન કરી શકે. તેમાં દંભ જેવી વસ્તુને તિલાંજલી આપવી ઘટે છે. જ્યાંસુધી દંભ, ઈર્ષા, અસુયા વગેરે લગ્ન–જીવનમાં છે, ત્યાં સુધી પ્રેમનું સ્થાન હૃદયમાં સંભવી શકતું નથી. પ્રેમ એ કંઈ મામુલી વસ્તુ નથી કે જ્યાં જોઈએ ત્યાં મળે. તેને માટે તો ગૂઢ શકિત જોઈએ છે, તેને માટે કેટલાંએ બલિદાન આપવાં પડે છે. પ્રેમ કર્યો થતો નથી, પ્રેમ સ્વયંભૂ છે. પ્રેમનો ઝરો હૃદયમાંથી ક્યારે ફુટશે, કઈ બાજુ અને કઈ વખતે ફુટશે તેની મનુષ્યને જાણ પણ નથી રહેતી. એ પ્રેમરૂપી ઝરણમાંથી નીસરતી અનેક ટશરો અનેકવિધ સંદેશાઓ પ્રેરે છે તેજ સાચો સ્નેહ છે. બલિદાન પછીનાં પ્રેમમાં જે આત્માનો આનંદ સમાય છે તે અવર્ણનીય છે. બંનેનાં આત્માનું ઘર્ષણ થાય છે અને તે ઘર્ષણ પુરેપૂરું થાય, તેમાંથી જ્યોત પ્રગટે, તે જ્યોત તેમના જીવનને અને

સમસ્ત વિશ્વને અજવાળી શકશે કે નહિ ? તે જ્યોત અખંડ રહેશે કે નહિ ? તેની દંપતિને ખાત્રી થાય, કસોટીને કિલ્લે ચઢી શુદ્ધ જીતીને આવે ત્યારે જ તે આદર્શ લગ્ન ગણી શકાય.

હવે આપણે લગ્નમાં દેહસંબંધની સ્હેજ ચર્ચા કરી લઈએઃ—

લગ્નમાં દેહસંબંધ ન જ હોય એ સંભવી ન શકે, પણ તેનું સ્થાન ઘણું જ ગૌણ હોવું જોઇએ. સાચો સંબંધ તો આત્માનો છે. આત્માનો સંબંધ અનંતકાળ સુધી ટકવાનો છે, તેથી જ પ્રેમને શાશ્વત કહ્યો છે. પ્રેમ તે તો અનાદિ અને અનંત છે. સૂક્ષ્મરૂપે બંને આત્માને ભવોભવ જોડી રાખે છે. તે તો ભવોભવનો આપણો ઋણી છે.

ત્યારે સાચો પ્રેમ કોને ગણી શકાય ? જેમાં અંતરની સહાનુભૂતિ હોય, અન્યોન્યમાં વિકસિત થવાની ભાવના, એકને બીજા વગર શૂન્યતા–એકલવાયાપણું લાગે તેવી લાગણી અને આત્માનું અનંત ઐક્ય આવા પ્રેમને તૃપ્તિની બીક નથી. કવિશ્રી કહે છે ગમે તેટલા દિવસો થાય છતાં પણ—

"સ્નેહ કદી સકાતો નથી."
"સ્મરણ માત્રે સ્નેહ થઈ શકે છે."

(ઈ–દુ૦)

કહેવાતાં સ્નેહલગ્નમાં પુરુષની વૃત્તિ ભ્રમર જેવી હોય છે. પરંતુ તેવા ભ્રમરોથી છેતરાઈ જતી હાલની કેટલીક કેળવાયલી યુવતીની તો બહુજ વિષમ સ્થિતિ છે. શું તેમને કેળવણીમાં આજ બક્ષિસ આપી છે, કે ગમે તેમ પુરુષ તેમનો ઉપયોગ કરે છતાં પણ તેણે સ્હામા થવાની તાકાત ન બતાવવી ? ના, એવું કાંઈજ નથી. કેળવણીએ આવું કાંઈ આપ્યું નથી, પણ એનો અર્થ જૂદો જ ઘટાવવામાં આવ્યો છે. કેળવણીમાં તો સ્હામાની આત્મપરીક્ષા કરવાની રીત શીખવી છે. પરંતુ તે કરતાં ક્યાં કોઈ શીખે છે ? સમર્પણની ભાવના એટલી બધી આગળ પડતી આવી જાય કે બધું જ અર્પણ કરી દે છે. શું કરવા જેવું છે, અને શું નહિ ? તેનું ભાન પણ હોતું નથી, ત્યારે તો ખરે અત્યંત ખેદની વાત થઈ પડે છે. આમાં કેળવણીનો બિલકુલ દોષ નથી પરંતુ કેળવણીથી ઘડાયેલા લેવલા માનસને દોષ છે, તેમ માનીએ તો ખોટું નહિ.

એક ધર્મબંધન તરીકે લગ્નની પવિત્રતા દિવસે દિવસે ઓછી થતી જાય છે, તે શોચનીય વસ્તુ છે. સ્નેહમાં શિથિલતા આવતી જાય છે. એના કરતાં તો પૂર્વજો સારાં હતા કે ભલે તેઓ "સ્નેહલગ્ન" ન કરતાં છતાં 'લગ્નસ્નેહ' ની ભાવના તો હતી જ, જેથી તેઓને દુઃખી થવાનો પ્રસંગ ઓછો આવતો જ્યારે હવે તો સ્નેહલગ્ન થવા લાગ્યાં, અને લગ્ન પછી, સ્નેહ અને લગ્નનું વિભાગીકરણ થઈ ગયું. લગ્નની ગ્રંથી તો પવિત્ર છે. તે ગ્રંથીને ટકાવી રાખવા આત્માની પવિત્રતા જોઈએ છે.

કવિશ્રી ન્હાનાલાલ કહે છે તેમઃ—

"સ્નેહનાં સિંહાસનો હૃદયની દેવભોમમાં હોય." (જયા-જયંત) તેને માટે વ્યક્તિએ પોતે જ પ્રમાણભૂત થવું જોઈએ. મને તો લાગે છે કે પક્ષીઓમાં કેટલીક વખત સાચો સ્નેહ નિહાળી શકાય છે, ત્યારે શું મનુષ્યનાં મનની સ્થિરતા એટલો સ્નેહ ટકાવવાને માટે શક્તિમાન નથી ?

લગ્નની ભાવના સામાજીક પણ છે, અને નૈતિક પણ છે. લગ્નની અંદર સંકુચિતતા આવી ગઈ છે. લગ્નથી આત્માનો વિકાસ થવાને બદલે કેટલીક જગ્યાએ વિનાશ થાય છે, તેનું કારણ આત્માની વિશાળતા જે લગ્નજીવનમાં હોવી જોઈએ તે નથી પણ તેને બદલે સંકુચિતતા, નીચ મનોવૃત્તિ વગેરે છે. આત્માની

વિશાળતા તે તો લગ્નનું એક આવશ્યક અંગ છે, ત્યારે તેને કેમ વિસારવી જોઈએ ?

લગ્નની અંદર કુટુંબ સંસ્થાનો સમાવેશ થવો જોઈએ. પરિણીત દંપતિ વચ્ચે સ્નેહ ઘણો જ હોય પરંતુ આધુનિક પત્નીને કુટુંબ સેવા કરવી પસંદ નથી પડતી, પરંતુ તેણે સમજવું જોઈએ કે જે કુટુંબની એને સેવા કરવાની છે તે તો તેના પ્રિયજનનાં જ કુટુંબી છે, તો શું તેના પ્રિયજન ખાતર પણ તે સેવા ન બજાવી શકે ? લગ્ન પછી આમ કુટુંબકલેશ ઉદ્‌ભવ પામવાથી નવદંપતિનાં હૃદયમાં ઝેરનાં બીજ રેલાય છે, તેથી સ્નેહમાં વિસંવાદિપણું આવી જાય છે.

સ્નેહલગ્નમાં તો બે પવિત્ર આત્માનું સંયોજન જ જીવન સંગીત બની રહે છે. તેથી જીવનનું મીઠું, મધુરું, અમૂલ્ય, સંગીત જે કોઈપણ ઠેકાણે જડવું મુશ્કેલ છે તે સાંભળી શકાય છે. તેથી જો લગ્નમાં વિસંવાદિતા આવશે તો તે સ્નેહ–સારંગીના તાર તૂટી જશે અને તેનું સંગીત બેસૂરું લાગશે. પોતે તો નહિ સાંભળી શકે, પરંતુ બીજાને પણ તે મધુરું સંગીત સાંભળવાની તક એળે જશે. તેથી આત્માનો સ્નેહ-સંગીતને વિરમવા ન દેવું જોઈએ, તે તો અનેરી પ્રેરણા આપશેઃ—

નિસર્યું ગીત જીવન કેરું ઉરે,
શુચિ, રમ્ય, અનંત, અનાદિ સ્વરે;
જ્યહિં સ્નેહ–સુકાન–વિણા ય કરે,
ત્યહિં ન્યાળું પ્રિયે રસસ્રોત વહે.

કવિશ્રી ન્હાનાલાલ કહે છે કેઃ—

"સ્નેહ છે જ સત્કર્મની પ્રેરણા"

(જયા–જયન્ત)

લગ્નમાં નર અને નારી બંનેની પરસ્પર સહાયતાની જરૂર પડે છે. લગ્નમાં સ્નેહી દંપતિ સાથે રહી તેમના સંસારની પ્રજાની, સમાજ તરફની જવાબદારી સ્વીકારે છે. દંપતીએ યાદ રાખવાનું છે કે તેમણે તો સમાજને એક વિભૂતિ અર્પવાની છે. તેથી તેને ઉછેરતાં જો પોતાનાં જીવનમાં વિસંવાદિતા આવે તો સમાજની ભાવિ પ્રજા ઉપર તેની સંસ્કૃતિની ખરાબ અસર થશે. તેથી ઘણી જ દીર્ઘદૃષ્ટિ વાપરીને લગ્નનો સંબંધ સ્વીકારવાની જરૂર છે. આ વિકાસમાં સામાજીક ઐક્યની ભાવના એટલી બધી વધે છે કે દરેક વ્યક્તિ પોતાની શ્રેષ્ટ શક્તિઓને સમસ્ત મનુષ્યજાતિના હિત ખાતર ખીલવવાનો યત્ન કરે છે.

પુરુષની પ્રેમ ભાવના એક જ સ્ત્રીના સ્નેહમાં પરિણમે છે. તેથી એક પત્નીત્વ લગ્ન વધુ આવશ્યક છે. બાળકોનાં દૃષ્ટિબિંદુથી જોતાં જણાશે કે એક પત્ની હોય એવા કુટુંબમાં શાંતિ અને સ્નેહમાં બાળક ઉછરશે.

સમાન હક્કનો દાવો જ્યાં જરૂરી છે ત્યાં તો તે યોગ્ય જ છે, પ્રરંતુ દરેકમાં તેનો દાવો કરવા જતાં કેટલીક વખત લગ્ન સુખમાં અંતરાય આવે છે, અને કેટલીક વખત છૂટા છેડા માટે અદાલતનો આશરો લેવો પડે છે. જેમ સ્નેહલગ્નમાં બે આત્માનું ઐક્ય થઈ એકતાર બની રહે છે, તેમ બન્ને આત્મા જો પરસ્પર સ્નેહથી ન જોડાઈ શકે તો એટલી જ હદસુધી દુઃખી થઈ જાય છે. જુના જમાનામાં લગ્નમાં જે દૃઢ શ્રદ્ધા હતી તે આધુનિક દંપતિમાં નથી. પરિણામે ગુણદોષ વિવેચનની ભાવના આવી ગઈ છે. પરિણીત જીવનમાં સુખ આપવાની જે અનંત શક્તિ છે, તેને કોઈ નિહાળતું નથી, પરંતુ તેની ખામીઓ જ બધાંય જુવે છે.

આવા જીવનના પડઘા અત્યારની નવલકથામાં પણ ચિતારરૂપે નજરે પડે છે. પ્રેમના સરલ પંથમાં મુશ્કેલી ચીતરી પછી તે મુશ્કેલી ટળી જતાં દંપતિનું સુખી જીવન ચીતરવામાં આવતું, તેને બદલે હવે કથન તદ્દન જુદું જ હોય છે. અત્યારની નવલકથા લગ્ન–જીવનથી

શરૂ થાય છે, અને પછી અનંત સુખમાં સ્વપ્ન જોતાં બંનેનાં હૃદયમાં ધીરે ધીરે ઉત્પન્ન થતી જુદાઈનો ચિતાર બતાવે છે. લગ્નસંસ્થા શિથિલ થતી જાય છે. જેથી તેમાંથી આત્મા ઉડી ગયો છે અને માત્ર બાહ્ય વિધિ રહ્યો છે.

સમાન હકનો સિદ્ધાંત કેટલીક વખત બાળકનાં જીવન ઉપર કાપ મૂકે છે. માતાઓને એમ થાય છે કે બાળકને શું તેઓ પોતે જ ઉછેરે! પિતા કેમ ન ઉછેરે? તે પ્રશ્ન માતાને ઘણો મુંઝવી રહે છે. પરંતુ જે બક્ષિસ ઈશ્વરે સ્ત્રીને અર્પી છે, તેનો સંપૂર્ણ ઉપયોગ કેમ ન કરવો? અલબત્ત, તેમાં પુરુષની મદદ જોઈએ. માતા બાળકને જેવી સુંદર રીતે ઉછેરશે, કેળવણી આપશે તેવી પિતા આપી શકશે? સ્ત્રીને એક વિભૂતિ ઘડવાની અમૂલ્ય તક આપી છે તેને શા માટે સ્ત્રીએ અપનાવી ન લેવી જોઈએ? સમાનહક્ક સિદ્ધ કરતાં પરિણામ એ આવે છે કે બાળક માતાની કેળવણીથી વિમુખ રહીને આયાની કેળવણીને પામે છે. તેથી તેનામાં ઉચ્ચ સંસ્કારનો અભાવ હોવાથી બાળક જેને સમાજનો હક્ક છે, તે આખીય ભાવના નષ્ટ થાય છે. અને તેથી સમાજને ધોકો પહોંચે છે. દંપતિ સમાજ પ્રત્યેની ત્હેમની ફરજમાંથી ચૂકે છે. બાળક એટલે શું? તે કવિશ્રીના જ શબ્દોમાં કહીશું તો બધું ભાવનાપૂર્ણ લાગશે કવિશ્રી ન્હાનાલાલ કહે છે કેઃ—

"માતાપિતાની લગ્નવેલ પાંગરે,
તેનાં પ્રફુલ્લ પુષ્પ તે સંતાન."
(ઈન્દુ૦)

તેથી જ દંપતિને યાદ આપવાનું કે તેમની લગ્નવેલીમાંથી જે સુંદર પુષ્પ થાય તે પુષ્પને વધુ ખીલવવામાં, વિકસાવવામાં ઉભયે પ્રેમરૂપી સિંચન છાંટવું પડશે, નહિ તો તે છોડવો સુકાઈ જશે. તે પુષ્પ પ્રેમરૂપી દૃષ્ટિથી સુંદર ખીલશે અને તેની સુવાસ ચોમેર ફેલાશે.

આમ માતાપિતાએ પોતાનાં જીવનની સુવાસ બાળક મારફત આખા જગતને અર્પવાની છે જેથી જગતનાં માનવીઓ સુંદર ઉપવનો રચે.

હવે આપણે જોઈશું કે પ્રેમ એ લાગણીની વસ્તુ છે. લગ્નને કાયદાની સાંકળથી બાંધી લેવા જે યત્ન કરવામાં આવે છે, તે યોગ્ય નથી. સાચું લગ્ન કાયદાથી મુક્ત હોવું જોઈએ.

કવિશ્રી ન્હાનાલાલ કહે છે તેમઃ—

"જીંદગી એટલે કલ્યાણ યાત્રા."

તેથી લગ્નમાં કલ્યાણ ભાવનાની આવશ્યકતા છે. લગ્નમાં કેવા આવશ્યક ગુણો છે તે સ્હમજવું જોઈએ. સહનશીલતા એ ઓછે વત્તે અંશે સ્ત્રીમાં જરૂરી અંગ છે, પરંતુ આધુનિક યુવતિઓમાં તે ભાગ્યે જ નજરે પડે છે. સહનશિલતા અગર ક્ષમાવૃત્તિનો અર્થ એવો થયો છે કે દબાઈ જવું, પણ તેમ નથી. સ્નેહથી સ્હામાનું મન જીતી કામ પાર પાડવાની કલા તો ઈશ્વરે સ્ત્રીને જ અર્પી છે, તેથી સ્ત્રીઓ એ દૃષ્ટિ કેળવશે તો વાંધો નહિં આવે. હૃદયના ઉંડા પ્રેમથી ઉત્પન્ન થયેલાં લગ્નમાં વિધિએ એક અણુમાત્ર પણ સુખ ઓછું કર્યું નથી.

કેટલીક વખત યુવકો પસંદગીમાં છેતરાઈ જાય છે. તેમ ના થાય તે માટે ઉભયે પુરતી તપાસ કરીને પસંદગી કરવી ઘટે છે. યુવતિઓ પુરુષની કપટજાળમાં સ્હેલાઈથી ફસાઈ જાય છે, અને પાછળથી દુઃખી થાય છે. પહેલાં તો યુવાનની વૃત્તિમાં સ્નેહજાળ ભાસે છે પરંતુ અંતે તે સ્નેહજાળ કપટજાળમાં ફેરવાઈ જાય છે. આમાં દોષ યુવાનનો તો પૂરો જ છે પરંતુ યુવતીની પોતાની પણ તેમાં ખામી ગણાય. શા માટે તે વધારે ચોક્કસ રહેતી નથી અને એકદમ ઝંપલાવી દે છે? એ ઉપરથી જણાશે કે યુવતીએ કેટલીક વખત કેટલી મોહાંધ બને

છે? જો સાચો સ્નેહ હશે તો તેનો નાશ જલ્દી નહિ થાય. પણ જો પરપોટો હશે તો તે તુર્ત જ ફુટી જશે. જો સ્નેહ એકાએક થાય છે તેનો વિનાશ પણ એકાએક જ થાય છે. સાચા પ્રેમમાં પશ્ચાતાપ, ઉણપ કે કંઈપિણુ હોવા પામતું જ નથી. વળી એકબીજાના દોષો માટે ક્ષમા અપાઈ ચૂકેલી હોવાથી તેઓનો આત્મા સંતુષ્ટ રહે છે. સાચો પ્રેમી અને સારાં વસ્ત્રથી સજ્જ થયેલો, મધુર વચનો બોલનાર અને હૃદયમાં હલાહલ વિષથી સુશોભિત થયેલો પુરુષ એ. બે વચ્ચેનો પ્રેમ યુવતી પારખી શકશે; ત્યારે જ લગ્ન-જીવન સુખી નીવડશે. જે યુવક યુવતી ઉપર સાચો સ્નેહ રાખે જેને પોતે પોતાનો સમસ્ત પ્રેમ અર્પણ કરે, એવાને પોતાની સંસારયાત્રાના સાથી તરીકે પસંદ કર્યાથી સ્ત્રી ગૃહજીવનમાં સુખનાં બીજ રોપશે. ઉર્મીના પહેલાં ઉછાળામાં ઉતાવળમાં એકદમ લગ્ન કરી દેવામાં આવે છે તે લગ્નો દુઃખી થાય છે આથી જ સ્નેહલગ્નને કલંક લાગે છે.

"અન્યોન્યની ઇચ્છાને વળગીને રહેવું તેજ પ્રેમાગ્નિને સદૈવ પ્રજ્વલિત રાખવાનું ઈંધન છે."

કવિશ્રી ન્હાનાલાલ કહે છે કેઃ—

"સ્નેહનાં ઝરણ આડી પાળ બાંધી,
નથી સુખી થતાં માતપિતા
કે નથી સુખી કરતા સંતાનોને."
(જયા-જયન્ત)

આથી સ્હમજાશે કે માબાપો અને ઉભય પરણનારે બહુજ બારીકાઈથી વિચાર કરવાનો છે. એ કંઈ જીંદગીનો ન્હાનો સુનો પ્રસંગ નથી, કે જેમ તેમ જીવન વેડફી નાંખવું.

અત્યારે સ્નેહલગ્નમાં શું થાય છે? સ્ત્રીની દશા એક કુસુમ જેવી થાય છે. ખીલેલું પુષ્પ ઘણું જ આકર્ષક લાગે છે તેથી તેને આપણે ચૂંટીએ છીએ. તેની સુવાસ લઈ પાછળથી તે સુરભિ પુષ્પને, કરમાવા માંડે એટલે ફેંકી દઈએ છીએ. તેની અનંત સુરભિ જે આપણા અંતરમાં રહી છે તેનાથી આનંદ નહિ લઈએ. તે પુષ્પ ઉપરનો આપણો મોહ ઓછો થઈ જાય છે. ખિલેલા પુષ્પને વખાણીશું પણ કરમાયલાના સ્હામું પણ નહિ જોઈએ, તેવીજ સ્ત્રીની અવસ્થા લગ્ન પછી થાય છે. લગ્ન પહેલાં તે સ્ત્રીની સુવાસ અપનાવી લેવા માટે વધૂ પડતો સ્નેહ બતાવે છે, પરંતુ તેની જીવન સુવાસ લીધા પછી તેના તરફની પ્રેમવૃત્તિ શિથિલ થતી જાય છે. એક બે સંતાનની માતા બન્યા પછી તે દંપતિ વચ્ચે સ્નેહ સંબંધ રહેતો નથી પરંતુ દેહસંબંધ જ રહે છે. કારણ કે યુવતિની આકર્ષક શક્તિનો ઓપ ઉતરી ગયા પછી પુરુષનો મોહ નાશ પામે છે. શું સ્નેહલગ્નમાં આ વાત સંભવે? કદી નહિ. જ્યાં સાચો સ્નેહ છે ત્યાં તો પ્રેમીની ગમે તે અવસ્થા હોય, માનસિક, શારીરિક કે આર્થિક, છતાં પણ તે અનંત પ્રેમનો પ્રવાહ સતત ઉભયનાં હૃદયમાં વહ્યા જ કરે છે. પ્રેમીની દરેક અવસ્થામાં અન્યને તેમાં નવિનતા ભાસે છે. બાળક તે પ્રેમીઓનાં સ્નેહનું પ્રતિક છે, તેઓનાં સ્નેહસ્મરણની શૃંખલા છે જે જીવનને અનેરી જ્યોતિ આપે છે.

અંતે એજ કે જે પ્રેમ અવિચળ અને અનંત છે તેજ સાચો સ્નેહ ગણી શકાય. જે દંપતિ એવા સ્નેહલગ્ન માણે છે; તેજ સાચું દામ્પત્ય જીવન જીવી જાણે છે. આપણે આરંભમાં કવિશ્રી ન્હાનાલાલનાં શબ્દોમાં કર્યો તો સમાપ્તિ પણ તેમના ઓજસભર્યા ભાવવાહી શબ્દોથી કરીશું કેઃ—

"જ્હાં જ્હાં સ્નેહલગ્ન છે,
ત્હાં ત્હાં સંસારમાં સ્વર્ગ જ છે."

(ઇન્દુકુમાર).

# પ્રેમ પરીક્ષા——————————શ્રી જલ્લીસ

[ પત્ર ૧ લો ]

અમદાવાદ,
પી. ઓ. બોક્ષ ૩૭.
તા.........

વ્હાલા જગદીશ,

તમે પણ ખરાં, ગયા તે ગયા જ ! જેમ ઊંટનાં શિંગડાં ગયાં તેમ. પત્ર સરખો પણ ન લખ્યો, તમને શી ખબર કે અહીં મારી કેવી સ્થિતિ હશે ? આપ તો લંડનની ઠંડી હવામાં લ્હેર કરતા હશો, તેથી આપને ક્યાંથી ખ્યાલ હોય કે વિમલા આપના નામનું રટણ કરીને રાતદિવસ પસાર કરે છે ? તમે તો જતી વખત પણ બહુ થોડો વખત મળેલા; જેથી મનનાં દ્વાર ઉઘડે અને તેમાંથી પ્રેમગોષ્ઠી રૂપ રસ ઝરે તે પહેલાં તો 'મારે ઘણી ઉતાવળ છે, તૈયાર થવાનું છે' એવાં બ્હાનાં કાઢી છટકી ગયેલા. આપના છેવટના "હું તને મારા સાચા હૃદયથી ચાહું છું" આટલા શબ્દો પર જ મારી જીવનદોરી છે. તમે ગયા ત્યાર પછી તમારા તરફના કંઈ સમાચાર નથી, અને તમારા પત્ર માટે તો બિચારા પોષ્ટમેનને તો કેટલો મુંગો શાપ સહન કરવો પડતો હશે ? વળી આપે જતી વખતે કહેલું કે 'હું પહોંચીશ કે તરતજ મારો પત્ર તને મળશે.' શું તમે હજી સુધી પહોંચી શક્યા નથી ? કે પછી ત્યાંના વાતાવરણમાં મને ભૂલી ગયા છો ? ગમે તેમ પણ તમારા પત્રદર્શનની મને ઘણીજ અભિલાષા છે. તો આ પત્ર મળે તેમ કરવા તમારી કલમને તસ્દી આપશો.

નાનોભાઈ પ્રવીણ મઝામાં છે અને તમને દરરોજ યાદ કરે છે, ત્યાંના વાતાવરણ વિષે લખજો અને તમારું શરીર સંભાળજો.

સમયના અભાવે વધુ નહિ લખું.

એજ, પત્રદર્શનાભિલાષી,
વિમલા

[ પત્ર ૨ જો ]

ઈન્ડીયન સ્ટુડન્ટસ કલબ,
લંડન
W. C. 4
તા..........

પ્રિય વિમલા,

સંગીતના પિરિયડ ભરીને હાથમાંની દિલરૂબાના તારને ઝણઝણાવતો મનમાં કંઈ ઝણઝણતો હું આવ્યો અને દ્વાર ઉઘાડતાં જ તારા પત્રનાં દર્શન થયાં. તારા હસ્તાક્ષર વાંચી હૃદય-દિલરૂબાના તાર ઝણઝણ્યા. અને પછી તો "ફોડ્યું કવર ઝટ વાંચવા!" પત્રની લીટીઓ જેમ જેમ વાંચતો ગયો તેમ તેમ હૃદય તારી સમીપમાં આવવા દોડ્યું.

તું લખે છે કે 'અહીં મારી કેવી સ્થિતિ હશે, તેનો ખ્યાલ આપને ક્યાંથી આવે ?' શું તું એમ સમજે છે કે કોઈપણ સંજોગોમાં જગદીશ તને ભૂલી જાય ? નહિજ, તે

બનતું શકય નથી. ફક્ત વખતના અભાવે જ પત્ર લખાયેલો નહિ. અને તેની માફી યાચું છું કે 'સ્ત્રી એ ક્ષમાની મૂર્તિ છે, અને પુરુષ કરતાં તે વધારે માફ કરી શકે છે.'

વળી 'મારા નામનું રટણ કરીને તું રાત્રિદિવસ પસાર કરે છે' એ પણ જાણ્યું. એ બાબત સત્ય તેમજ સ્વાભાવિક છે. કવિશ્રી કલાપીના શબ્દોમાં 'માણ્યું તેનું રટણ કરવું એય છે એક લ્હાણું.' આપણે વિયોગના સમયમાં ધૈર્ય રાખવું જોઈએ. મેઘદૂતનો યક્ષ પત્નીથી વિરહ પામી રામગિરિ પર જેમ તેમ દિવસો ગાળે છે અને પત્નીને સંદેશો કહાવે છે કે 'થોડા મહિના જેમ તેમ કાઢ પછી આપણે તેનો બદલો વાળી દઈશું.' એજ પ્રમાણે આ પત્રદૂત માર્ફતે હું તને એજ સંદેશ પાઠવું છું.

આવતી વખતે ઉતાવળ હતી તેથી તને બરાબર મળી શકાયું નથી; પણ પત્રોદ્વારા આપણે એકમેકને મળી શકીશું. હું માનું છું તેમ પિતાજી આપણી વચ્ચેના પત્રવ્યવહારમાં કંઈ અયોગ્ય તો નહિ માને.

પ્રવીણકુમારને મારી સલામ કહેજે. અને આ સાથે અહીંના કેટલાક 'સ્નેપ શોટસ' મોકલું છું તે તેને આપજે. પત્ર ઉતાવળથી લખું છું કારણ કે કોલેજમાં જવાનો સમય થઈ ગયો છે. બીજી વખત વધુ લખીશ. ઘરે બધાંને મારા યથાયોગ્ય ચિનુભાઈને મારું સરનામું આપજે. પત્રની લંબાઈને અનુલક્ષીને તું પણ લાંબો પત્ર લખે એજ ઇચ્છા. હું અહીં મઝામાં છું. શરીર પણ સારું થયું છે અને વજન બશેર જેટલું વધ્યું છે.

એજ, વિયોગી,
જગદીશ

# સતી કમળા

શ્રીમતી કમળા રાવ

ઇ. સ. ૧૮૧૮ ના સમયની આ વાત છે. તે સમયે હિંદ પર કંપનીની સત્તા હતી. બંગાળામાં મહેસુલ વસુલ કરવાનો કંપની તરફથી હુકમ થયો હતો. મુર્શિદાબાદમાં મહેસુલ વસુલ કરવા માટે દેવીસિંહ નામનો માણસ મૂકવામાં આવ્યો હતો. તેને મહેસુલ વસુલ કરવાનું તેમજ માફી જમીન ઉપર નવું મહેસુલ દાખલ કરવાની કુલ સત્તા આપવામાં આવી હતી. દેવીસિંહ જુલમી અને વ્યભિચારી હતો. એણે ઘણાં ભયાનક કામો કર્યાં હતાં. હજૂ પણ બંગાળામાં તેના ભયાનક કામોની કથા સાંભળવામાં આવે છે. તેણે કરેલા કામોમાંની એક ભયાનક વાત નીચે આપી છે.

મુર્શિદાબાદ શહેરમાં જગન્નાથ ભટ્ટાચાર્ય નામનો એક પવિત્ર બ્રાહ્મણ રહેતો હતો. એની સ્ત્રીનું નામ કમળાદેવી હતું. કમળાદેવી દેખાવમાં જેટલું સુંદર હતી તેટલી જ પવિત્ર પણ હતી. સ્ત્રી ત્રણ પ્રકારની હોય છે; કોઈ સ્ત્રી દેખાવમાં સુંદર હોય અને સાથે પવિત્ર પણ હોય, બીજી દેખાવમાં બેડોળ પણ મન ચોકખુ હોય; ત્રીજી દેખાવમાં ઘણી સુંદર હોય અને કામો વેશ્યા કરતાં પણ ખરાબ હોય. કમળા પહેલા પ્રકારની સ્ત્રી હતી. તે પતિવ્રતા નારી હતી. પોતાના ત્રણ પુત્ર અને પતિ સાથે સુખથી જીવન વ્યતીત કરી રહી હતી. ઈર્ષા કરવા જેવું જગન્નાથનું સંસારનાવ ચાલતું હતું. બાદશાહ અકબરની આપેલી એકસોએક વીઘાં જમીન જગન્નાથને મહેસુલથી પર હતી. ઘરમાં લક્ષ્મીનો વાસ સારો હતો. અન્નપૂર્ણા દેવીની જગન્નાથના કુટુંબ પર કૃપા હતી. રાત્રે પૌરાણીક કથાઓ થતી. અતિથીનો સતકાર સારી રીતે કરવામાં આવતો હતો. ત્રણે પુત્રો સંસ્કૃત અને બંગ ભાષાનો અભ્યાસ કરતા હતા. તેઓનાં નામ-રામનાથ અને વિષ્ણુનાથ, ત્રણેય સુંદર, ચારિત્ર્યવાન્ અને વિનયી હતા.

એક દીવસ કર્મસંજોગે દેવીસિંહના જોવામાં કમળા આવી. તેણીનો સુંદર દેખાવ જોઈ તે મોહિત થયો. બીજે દીવસે દેવીસિંહે જગન્નાથને કચેરીમાં બોલાવ્યો અને કહેવા લાગ્યો: "જગન્નાથ, આપના ઉપર કંપનીનો સખત હુકમ આવ્યો છે. આપની માફી પર વીઘાના ત્રણ રૂપિયા લેખે ત્રણ વરસનું મહેસુલ બાકી કાઢવામાં આવે છે. એકસો એક વીઘા પર નવસો નવ રૂપિયા બાકી નીકળે છે. ત્રણ દીવસની અંદર મહેસુલના રૂપિયા ભરી જાવ નહિ તો જપ્તી કરવામાં આવશે, માલિકના હુકમ પ્રમાણે અમારે ફરજ બજાવવી પડે!"

જગન્નાથની માફી પર કંપનનો રોષ નહોતો અકબરે આપેલી માફી કંપનીએ પણ માન્ય રાખી હતી. તેના અમલદાર જેવી સરકાર એટલી બધી જાલિમ નહોતી. આમાં કંપનીનું નામ હતું અને દેવીસિંહને પોતાનું કામ કાઢી લેવાનો મનસુબો હતો.

જગન્નાથે ત્રણ દિવસમાં પાંચસો પાંચ રૂપિયા ભેગા કરી સરકારમાં જમા કરાવ્યા. બાકીના રૂપિયા માટે મુદત માગી. દેવીસિંહે કહ્યું: તમારા જેવા પૈસાદાર માણસને મુદત કેવી? કાલે સવારેજ જપ્તી થશે!"

સવાર થતાં જ દેવીસિંહે જગન્નાથનું મકાન ઘેરી લીધું. દેવીસિંહના સિપાઈઓ મકાનમાં પેસીને ઝવેરાત, લુગડાંલત્તાં, અનાજ, છેવટે બળતળ પણ જપ્તીમાં લેવામાં આવ્યાં. તેના ઘરમાં કંઈપણ વસ્તુ રહેવા દીધી નહિ. બધું થઈને ત્રણ હજાર રૂપિઆનો સામાન હરાજીમાં લીધો, પણ તેની કિંમત ફક્ત ત્રણસો લખવામાં આવી. એકસો ચાર રૂપિઆ જગન્નાથ ઉપર બાકી કાઢવામાં આવી. દેવીસિંહે જગન્નાથને કેદ કર્યો, અને જ્યાં સુધી બાકીની રકમ જમે ન કરાવે ત્યાં સુધી જેલની હવા ખાવા પૂરી રાખવાનો હુકમ કર્યો. ધર્માત્મા જગન્નાથ પોતાનું સર્વસ્વ આપીને કંઈપણ



# વિવિધ વાનીઓ

સંપાદક શ્રી. બિન્દુ

## ચોકલેટ

ચોકલેટ છોકરાંઓને તેમજ મોટાંઓને ઘણી ભાવે છે. હરતાં ફરતાં ચોકલેટ ખાવામાં સૌને મોજ પડે છે. બજારમાં આ વસ્તુ મળે છે. પૂરંતુ એમાં ઘણી બનાવટો હોય છે. સારી બનાવટની ચોકલેટ ઘણી મોંઘી પડે છે. અને હલકી જાતની છોકરાંને નુકસાન કરે છે. આથી ઘેર બનાવવી હોય તો સસ્તી પડે અને ચોકખો, ઉત્તમ માલ બને. રીતઃ પહેલાં ગોળ (એક શેર)ની ચાસણી કરવી. ચાસણી પાકી થાય એટલે તેમાં ૦। શેર માખણ નાંખવું. તેને બરાબર હલાવી એકરસ કરી ચુલા પરથી નીચે ઉતારી નાંખવું. પછી તેમાં ખમણેલું અને નીચોવી નાંખેલું સુકું કોપરું અડધો શેર નાંખવું. ફરીથી આ મેળવણીને ચુલા પર ચડાવવી. તાપ ધીરો રાખવો. થોડીવારે બધું રવા જેવું છૂટું લાગશે. એટલે પછી ચુલા પરથી નીચે ઉતારી દેવું. એક થાળીમાં માખણનો હાથ ચોપડવો અને તેમાં એ બધું ઢાલવી દેવું પછી નાના ચોરસ જેવાં કાપા પાડવા. ઠરે એટલે કટકા છુટા પાડી બરણીમાં ભરવા, આ ચોકલેટ સ્વાદિષ્ટ લાગે છે.

**નયનબેન વકીલ**

## ફરસીપુરી

ફરસીપુરી બનાવવાની રીત.

| | | | |
|---|---|---|---|
| ઝીણો રવો | શેર ૧ | મેંદો | શેર ૦। |
| ઘી | ,, ૦।। | ધોયેલા ચોખાનો લોટ | ૦)૮ |

મીઠું, જીરું, મરી, હળદર એ બધું પ્રમાણુસંર.

રીતઃ–રવો તથા મેંદો સાથે લઈને પાશેર ઘીનું મોણ નાંખવું. મીઠું, મરી, જીરું, હળદર સુમારે નાંખવું. મરી ગરગરાં વાટીને નાંખવાં લોટ કઠણ પલાળી રાખવો.

ધોયેલાં ચોખાનો લોટમાં દોઢ ચમચો ઠરેલું ઘી જરા વધારે નાંખવું, અને નરમ પદાર્થ–સાટો બનાવવો.

પલાળેલા લોટના (કણેકના) નાના નાના ટુકડા કરી નાંખવા. શેરના ત્રીશ ચાળીસ ભાગ બનાવવા તૈયાર સાટો બનાવ્યો છે અંદર નાંખીને લોટ સારો કેળવવો, તેના લૂઆ પાડી, નાની અને જાડી પુરી બનાવવી. ચૂલા ઉપર પેણીમાં ઘી મૂકી ગરમ થાય ત્યારે તૈયાર પુરી ધીમે તાપે તળી લેવી.

**નલિની સ્માર્ટ**

## બદામનો મગજ

બદામનો મગજ બનાવવાની રીત.

| | | | |
|---|---|---|---|
| બદામ | શેર ૦।। | એલચી | તોલો ૧ |
| માવો | ,, ૧ | ખસખસ | ,, ૨ |
| ખાંડ | ,, ૧।। | જાવંત્રી | ,, ૦।। |
| ઘી | ,, ૦।। | ચારોળી | ,, ૨।। |
| જાયફળ | નંગ એક | પિસ્તા | ,, ૨।। |

વરખ થોડા

રીતઃ–બદામ ગરમ પાણીમાં પલાળી, છોતરાં ફોલી, ઝીણી ખાંડી ભૂકો બનાવવો. ચૂલા ઉપર તપેલીમાં ઘી મૂકી, ઘી ગરમ થાય ત્યારે તૈયાર બદામનો ભૂકો અંદર નાંખી હલાવી, થોડા વખત પછી માવો અંદર નાંખવો. માવો તથા બદામ રંગે લાલ થાય ત્યારે ઉતારી ચારોળી વિણીને, પિસ્તાંની કાતરી કરીને, એલચી કરગરી વાટીને વીણીને અને જાયફળ, જાવંત્રી વાટીને અંદર નાંખવાં.

ખાંડની ત્રણ તારી ચાસણી બનાવી. નીચે ઉતારી થોડો વખત હલાવી, જરા ઠરે પછી શેકેલી બદામ વગેરે નાંખી હલાવી થાળીમાં સરખું ઢારી દેવું, ઉપર વરખ ચોટાડી જોઈએ તેવા કકડા પાડી લેવા.

**વિમળા મહેતા**



# બંધન કે નિર્બળતા?

'કુમારિકા એટલે કાચની બરણી' એવી હિંદુઓની માન્યતા છે. પણ કાચ તો સહેજ ટકોર વાગતાં ફૂટી જાય છે, તેમ દરેક કુમારિકા એમ જલદી ફૂટે એ વાત કોણ સાચી માને?

કાચની સાથે સરખાવનાર આ સમાજ કુમારિકાનો ભોગ લે છે. તે તેનું સર્વસ્વ લૂંટી એ નિર્દોષ બાળાને દુઃખી કરતાં અચકાતો નથી, તેના જેવું ક્રૂર કોણ હોઈ શકે? દરેક સમાજમાં કાળું મોઢું હોય છે, તેમ આ જાતિમાં હોય તો તેમાં નવાઈ નથી; પણ દરેકને એક જ નજરે જોઈ દરેક સંબંધે એક જ પ્રકારનો અભિપ્રાય બાંધવો તેમાં તેની કેટલી મૂર્ખાઈ-સમાએલી છે! હે ઘાતકી સમાજ, તું યાદ રાખજે કે 'દગો કોઈનો સગો નથી.' દરેક કુમારિકા હાલમાં જુદા જુદા ધ્યેય ઉપર દોરાઈ રહી છે, તેમાંથી કોઈક તો તારું મસ્તક નીચે નમાવશે જ.

કુમારિકાને નિર્બળ બનાવનાર પુરુષજાતિ છે. તેણે તૈયાર કરેલાં સમાજનાં બંધને કુમારિકાને સમાજની બેડીમાં બાંધી રાખી છે, તે બેડી તૂટશે નહિ ત્યાં સુધી આ બેનો કોઈને મદદરૂપ થઈ શકશે નહિ. જ્યાં સુધી તેમને આ બેડીમાંથી મુક્ત કરવામાં નહિ આવે અને તેમની મદદ લેવામાં નહિ આવે ત્યાં સુધી આપણો હિંદ ભાગ્યે જ સાચી સ્વતંત્રતા મેળવી શકશે.

કુમારિકાની બાલ્યાવસ્થા આનંદમય હોય છે, પણ કિશોરવયમાં પ્રવેશ થતાં જ તેને બેડી પહેરાવવામાં આવે છે. બાલ્યાવસ્થામાં તેને બંધન વિષેનું જરા પણ જ્ઞાન કે ભાન નથી હોતું, ત્યારે તેની હિંમત તથા શક્તિ પણ અદ્ભુત હોય છે. તેને બંધનની બેડી પહેરવી પડે છે કે તરત તેની અદ્ભુત શક્તિનો અંત આવે છે. સમાજની સાથે તેને અંધારામાં રાખવા માતાપિતાના પ્રયત્નો શરુ થાય છે. આમ તેને નિર્બળતાને પગથીએ ઉતારવામાં આવે છે. માતાપિતા પોતે જ પોતાની બાળાને નિર્બળતાને પ્રથમ પગથીએ ઉતારે છે. ખરુ જોતાં માતાપિતાએ પોતાની પુત્રી હિંમતવાન થાય અને તેની શરીરતાને પગથીએ પ્રગતિ થાય તેવો માર્ગ લેવો જોઈએ. તેમણે વિચાર કરવો જોઈએ કે બંધનથી બેને કેટલા ગેરફાયદા છે.

પુરુષો તો સ્ત્રીઓને ગુલામડી તરીકે રાખે છે. ખરેખર! સ્ત્રી એ કોઈ પુરુષનું હસ્તગ્રહણ કર્યું, તેમાં જાણે તેણે મોટો ગુનો કર્યો હોય તેમ સમાજ સમજે છે. પુરુષની આજ્ઞા સિવાય તેનાથી ક્યાંય જવાય નહિ, તેમજ કોઈ પણ પ્રવૃત્તિમાં ભાગ લઈ શકાય નહિ! આથી સ્ત્રી કોઈ પણ પ્રગતિ કરી શકતી નથી, તેની હિંમત મરી જાય છે અને છેવટે નિર્બળ બની રહે છે. આવી ગુલામગીરીમાં સ્ત્રીઓ આગળ ક્યાંથી વધી શકે?

હે નિષ્ઠુર સમાજ, તારાથી સ્ત્રીસ્વાતંત્ર્ય જોઈ શકાતું નથી, તો પછી સ્ત્રીકેળવણીને શા માટે પસંદ કરે છે? જો સ્ત્રીને કેળવણી આપવામાં ન આવે તો જ તે તારી ગુલામગીરી

સ્વીકારે. તારી શોભામાં વધારો કરવા તું સ્ત્રીને કેળવણી આપે છે, પણ જેટલી શોભા છે તેટલું જ સંકટ સહન કરવાનું છે. એટલું તું યાદ રાખજે. બિચારી ગરીબ સ્ત્રીઓની જિંદગી કેટલી દુઃખમય છે તેનો કોઈને ખ્યાલ નથી. વળી તે એટલી નિર્બળ છે કે તેઓ પોતાના પગે ઊભવા શક્તિમાન નથી. વળી કેળવાએલી સ્ત્રીઓએ સંકટ સહન કરવાં પડે છે, તેનું કારણ એ છે કે સમાજનાં બંધને તેનું સાચું સ્વાતંત્ર્ય છીનવી લીધું છે. સ્ત્રી-સંસ્થામાં રહીને જેઓ કેળવણી લે છે તેમને પણ તે સંસ્થાનાં બંધનો નિર્બળ અને કોમળ બનાવે છે. આથી તેવી સ્ત્રીઓમાં પણ શૌર્ય જણાતું નથી.

સ્ત્રીઓ ઘણી મોટી મોટી અભિલાષાઓ ધરાવે છે, પણ તેનો અમલ કરવા શક્તિમાન નથી. દરેકના બંધનને હદ હોવી જોઈએ. પણ સ્ત્રીના બંધનને હદ નથી જણાતી. આ બંધનની બેડી તોડવા કુમારિકા આગળ પગલું ભરવાની હિંમત કરશે તો જરૂર સફળતા મળશે. પ્રથમ તો અવિચારી સમાજ ગમે તેવા આરોપ મૂકે તેને સહન કરવાની શક્તિ કેળવવી જોઈએ. તે સિવાય આગળ વધી નહિ શકાય, હે પાપી સમાજ, તું યાદ રાખજે, કોઈક એવો અવતાર પ્રગટ થશે કે તે સમયે તારા પાપનો ઘડો છલકાયા અને ફૂટયા વગર નહિ રહે.

આ સમાજના ઘણા માનવીઓ આ પ્રકારની ટીકાઓ છપાવવા અને બોલવા શક્તિ ધરાવે છે, પણ તેનો અમલ કરવાની શક્તિ કોઈ બતાવતું નથી. હજારો પુરુષો સ્ત્રીસ્વાતંત્ર્ય અને પરદાનિષેધ ઉપર મોટા મોટા અભિપ્રાયો ભાષણો દ્વારા રજૂ કરે છે, પણ તે પુરુષો સ્વાર્થી બની સમાજની બેડીમાં પુરાઈ રહે છે, તે કેટલી અફસોસની બીના કહેવાય! તે ઉપરાંત હાલની કેળવાએલી બેનો આ બંધનની બેડી તોડવાની હિંમત ધરાવતી નથી તે પણ ઘણું જ દયાજનક ગણાય. આટલી શક્તિ કેળવી શકે નહિ તો પછી કેળવણી લીધેલી શા કામની? ફક્ત સમાજમાં કેળવણીનું પ્રદર્શન કરવા અને ખોટું અભિમાન ધરાવવા સૌ કોઈ કેળવણી લેતું હોય તેમ સાબિત થાય છે, કારણ કે હજુ યુવકો સ્ત્રી મેળવવા માટે જ પોતાના દેહનું લીલામ કરવા તૈયાર હોય છે અને યુવતીઓ પોતાના જીવનમાં મદદની આશાએ પોતાના પતિની ખરીદી કરે છે. આવી રીતે યુવાનોની પદવી બજારમાં લીલામ થતી વસ્તુઓના જેવી માની શકાય. અરે! આ પ્રસંગોનો અંત લાવનાર કોઈ નથી!

કુમારિકાને તો બંધન વડે પૂરી નિર્બળ બનાવી મૂકી છે, એટલે તેઓ કશું કરી શકતી નથી. કેળવણી મેળવ્યા છતાં તેઓ આવી બેડીમાં બંધાઈ રહે છે. પણ તેમણે તો આ બંધનો તોડી પોતાની નિર્બળતાનો અંત લાવવા કોશિશ કરવી જોઈએ. તેઓ આ નિર્બળતાનો અંત લાવશે તોજ આ અવિચારી સમાજને જાગ્રત કરી આ દુનિયામાં કંઈક હિતકાર્ય કરવાની શક્તિ પ્રાપ્ત કરશે. તેમજ હે સમાજ! તું ક્યાં સુધી અંધકારમાં ભટકયા કરીશ? હવે યાદ રાખજે કે કોઈ એવી વ્યક્તિ કાચની બરણીને બદલે લોખંડનો હથોડો બની તારા બંધનને તોડીને તેમજ તારા ગર્વનો ઘડો ફોડી તારું મસ્તક નીચે નમાવશે. તું પૂરેપૂરી ખાત્રી કર્યા વગર નિર્દોષ પ્રાણીને દુઃખી કરીશ તો જરૂર તે પાપનું કડવું ફળ ઈશ્વર તને ચખાડશે અને તે પણ તેટલું જ કડવું થઈ પડશે.

હે વાચક, આ ઉપર વધુ વિવેચન ન કરતાં મારી તને નમ્ર વિનંતિ છે કે તું આ સમાજ સાથે અંધકારમાં ન ભટકતાં જાગ્રત થઈ સમાજને જાગ્રત કર, કોઈના ઉપર ખોટા આરોપ મૂકવાનું સાહસ ન ખેડતાં સર્વને સમાન દૃષ્ટિએ નિહાળી સ્ત્રીજાતિને તેની ઉન્નતિમાં સાથ આપ.

જાગ પ્રવાસી નિંદ તજીને, દુઃખમય છે સંસાર
દુઃખ કાપીને સુખ આપજે સફળ થશે અવતાર.

(પાટીદારમાંથી) કમુ પટેલ

# સ્વાધીન ચીનની સ્વાધીન સ્ત્રીઓ

## યુદ્ધના મોખરા પાછળનું તેમનું કાર્ય

પહેલાં પુરુષોના જ ઈજારારૂપ ગણાતાં ક્ષેત્રોમાં હવે સ્ત્રીઓ પણ દુનિયાભરમાં આગળ આવી રહી છે. ચીનમાં પણ એમજ બની રહ્યું છે. જ્યાં પુરુષોના ઈજારા હતા તેવા ઘણાં ક્ષેત્રોમાં સ્ત્રીઓ પગપેસારો કરી રહી છે. મેદામ ચાંગ કાઈ-શેકના નેતૃત્વ તળે ચીનની સ્ત્રીઓ એવાં કાર્યો કરી રહી છે, કે તે માટે પુરુષો પણ ગૌરવ લે.



મેદામ ચાંગ કાઈ-શેક

ચીનમાં યુદ્ધ કાર્યોમાં રોકાએલી સ્ત્રીઓ બે વર્ગોમાં વહેંચાએલી છે. બુદ્ધિજીવી સ્ત્રીઓ, મેદામ ચાંગ કાઈ-શેક, સ્ત્રીશિક્ષકો અને ઘણી ખરી વિદ્યાર્થીનીઓ સંપૂર્ણ રાષ્ટ્રભાવનાથી પ્રેરણા પામેલી છે. બીજો વર્ગ વૈવિધ્યભર્યાં કારણોથી પ્રેરાએલો છે, રાષ્ટ્રપ્રેમ, આજીવિકા અને આત્મરક્ષા.

છેલ્લાં બે કે ત્રણ વર્ષો દરમ્યાન સ્ત્રીઓના છુટક છુટક હુમલાઓ કરતાં ટોળાઓએ નિયમિત સૈન્યો સાથે રહીને લડત ચલાવી છે. તેનો અર્થ એવો નથી થતો કે ચીન પોતાના સંગ્રામો જીતવા માટે સ્ત્રીઓ પર અવલંબે છે પણ તે ચીની સ્ત્રીઓની હિંમત અને આત્મભોગની તેમજ હળવાં સૈન્ય-કાર્યોમાં તેમની ઉપયોગિતાની સાબિતી આપે છે.

યુદ્ધ-સંજોગોને અંગે નિરાધાર બનેલાં બાળકોની સંભાળ રાખવાનું બીજું કાર્યક્ષેત્ર પણ તેમણે સાધ્યું છે. હવાઈ હુમલા પછી તુરતજ યુવતીઓની ટોળી બોમમસ્ત વિભાગોમાં દોડી જાય છે અને મૃત માબાપોનાં બાળકોને બચાવી લે છે. આ "નવી માતાઓ" યુદ્ધ રાહત સંસ્થાની સભ્યાઓ હોય છે જેનું અગ્રસ્થાન મેદામ ચાંગ કાઈ-શેક ધરાવે છે. ૧૯૩૯નો મે મહિનો "મૃત્યુનો મહિનો" હોવાથી જાપાની વિમાનીઓએ ચુંગકીંગ પર બોમ્બવર્ષા કરીને ૨૦,૦૦૦થી પણ વધુ લોકોને મારી નાખ્યા હતા અને ૩૦,૦૦૦ પણ વધુ બાળકોને નિરાશ્રિત કરી મૂક્યાં હતાં; ત્યારે તે બાળકોની સલામતી માટે સ્થળાંતર કરવાનો પ્રશ્ન વિકટ બની ગયો હતો. કારણ કે મળી

શકતાં બધાં વાહનો રોકાઈ ગયાં હતાં. પણ મેડામ ચાંગ કાઈ-શેકે આ પ્રશ્નનું નિરાકરણ કર્યું. હજારો બાળકોને પગરસ્તે શહેર બહારના વિસ્તારોમાં મેડમ શેક લઈ ગઈ, અને પોતે માર્ગ પર ઉભી રહી એક લાલ ધજા ફરકાવવા માંડી. જ્યારે વાહન ચલાવનારાઓએ આ લાલ ધજા ફરકાવતી વ્યક્તિને ચીનની પ્રથમ મહિલા તરીકે ઓળખી કાઢી ત્યારે આ નિરાધાર બાળકોને તેમનાં નિયત સ્થળે લઈ જવા સિવાય બીજો કોઈ માર્ગ ન રહ્યો.

એકજ વર્ષના ગાળામાં સ્ત્રીઓની નૂતન જીવન યુદ્ધ ગ્રામ્યસેવા ટુકડીએ ગામડાંઓની ૧૧,૩૮૮ સ્ત્રીઓને ૮૬ જીલ્લાઓમાં નાગરિક તાલીમ આપી, ૩૭,૬૪૦ ગ્રામ્યજનોને ઔષધાલયોની સેવા આપી, ૧૫,૭૩૩ લશ્કરી ભરતીમાં દાખલ થનારાને ગાતાં અને પાટાપીંડી કરવા શીખવ્યું, ૫૧,૫૭૦ મોટી વયના આશ્રિતો અને ૫૮,૩૦૬ ગ્રામ્ય-બાળકોને ચારિત્ર તેમજ ગીત ગાવાનું શીખવ્યું અને ૨૫,૦૦૦ જખમી સૈનિકોની સારવાર કરી.

મેડામ ચાંગ કાઈ-શેકના શબ્દોમાં કહીએ તો, "ચીનની પુનર્રચનાનો કોઈ પણ અહેવાલ, જાપાની આક્રમણ સામે રક્ષણ-પ્રવૃત્તિમાં ચીનની સ્ત્રીઓએ ભજવેલા ભાગના ઉલ્લેખ વિના સંપૂર્ણ નજ કહેવાય. કારણ કે, પ્રથમ તો નૂતન વિચારો પશ્ચિમ કરતાં ચીનમાં વધુ ક્રાંતિકારક લાગે છે. કે તે ઝડપથી સ્વીકારી લેવામાં આવે છે કે તે ઝડપ જેટલી ગૂંચવનારી છે તેટલીજ અસરકારક છે. બીજું, પોતાની મર્યાદામાં રહીને પણ ચીની સ્ત્રીઓએ શીખી લીધું છે કે પોતાની નૈસર્ગિક વલણ અને જરૂરિયાતોથી, સદાય બદલાતા રહેતા સંજોગોને અનુકૂળ કરવા માટે પોતાની કુદરતી શક્તિઓને શી રીતે કેળવવી ?"




શ્રી. કેશવપ્રસાદ સી. દેસાઇ બી. એ. એલએલ. બી.

ચાલુ જમાનામાં જમીન અને દરીયા માર્ગે માલની આવકજાવક એટલી સરળતાથી થાય છે કે તે ક્યાંથી આવે છે અને ક્યાં જાય છે તે પણુ આપણુને ખબર પડતી નથી.

**ખોરાકની તજવીજ**

આપણી ખાધા ખોરાકીની પણુ ઘણી ચીજો દુરથી આવે છે. યુદ્ધને લીધે સ્ટીમરો અને આગગાડીઓની તાણુ પડી છે તેથી આ બાબત તરફ આપણું ધ્યાન દોરાયું છે. હીંદમાં રંગૂનથી ચોખાનો મોટો જથ્થો આવતો હતો. ઘઉંનો કેટલોએક જથ્થો ઓસ્ટ્રેલીયાથી આવતો હતો. બટાકા અને કાંદા ઇટાલીયી આવતા હતા. આ બધી આવકની હવે મુશ્કેલ થઈ છે. પરિણામે ખોરાકની તાણુ પડે છે. આ ઉપરાંત શત્રુ કેદીઓ તથા આપણાં લશ્કરો જે હિંદમાં છે તેમની ખોરાકી પણ પુરી પાડવાની છે. આ કારણુને લીધે સરકાર ખોરાકની તજવીજમાં છે. તે માટે પ્રથમ યત્ન તો એ થવા લાગ્યો છે કે અનાજની ખેતી વધારવી. આપણા દેશમાં રૂનું વાવેતર મોટા પ્રમાણુમાં છે. અહિંથી પરદેશ ખાતે જે રૂ નિકાસ થતું હતું તે નિકાસ બંધ થઈ છે. તેમાંયે ટુંકા તારના રૂની તો જરાયે ખપત નથી. એટલે સરકાર તથા આપણા આગેવાનોએ ખેડુતોને એવી સલાહ આપવા માંડી છે કે જે લોકો ટુંકા તારના રૂની ખેતી કરતા હોય તેમણે આ વખતે રૂને બદલે અનુકૂળ અનાજ વાવવું જોઈએ. આમ વખત જતાં અનાજ વધારે મળશે. હાલ તુરતને માટે અનાજના બિનજરૂરી સંગ્રહ ઉપર અંકુશ મુકાયો છે. અનાજની તાણુ હોય તે વખતે વેપારીઓ માલ દબાવીને મોટાભાવ બોલાવે નહિ તે માટે ભાવ ઉપર પણુ અંકુશ મુકાયા છે. ઘઉંની તાણુ હોય તેવા પ્રદેશમાં જુવાર કે બાજરી વાપરવાની સલાહ અપાઈ છે. આમ અનેક જાતની તજવીજ ચાલે છે. ખેતીની ખરી કીંમત અત્યારે અંકાઈ છે. હિંદ જેવા દેશમાં ખાધા ખોરાકીની તાણુ પડેજ નહિ. લશ્કરી વધેલી વસ્તિ અને ઈરાન જેવે સ્થળે અનાજ મોકલીયે તો પણુ તજવીજથી આપણા દેશમાં અનાજની તંગી પડે નહિ.

આ પ્રસંગે કેવળ પ્રચાર કામથીજ સંતોષ માનવો જોઈયે નહિ. "વધારે અનાજ વાવો" એવી બુમ પાડવી તે ઠીક છે. પણુ તે સાથે ખેડુતને સારાં બી આપવાની વ્યવસ્થા

**મદદ અને માહિતી**

કરાય તો અનાજનો પાક ઉત્તમ થાય. જેમ અનાજ ઉત્તમ તેમ તેમાં પોષક તત્ત્વો વધારે આવે અને તેનો જથ્થો ઓછો જોઈયે. ખેડુત પોતાનું ખેતર વધારે સારૂં કરે, તે માટે મહેનત અને ખર્ચ કરે; કે તરત જ તે જગાનું મહેસુલ એકદમ વધારી દેવામાં આવે છે. આ હકીકતને લીધે પણુ ખેડુતો વધુ સારી ખેતી કરતાં અચકાય છે. આ વિષયમાં પણુ સરકારે ખેડુતોને અગાઉથી ખાત્રી આપવી જોઈયે. આ ઉપરાંત જ્યારે અનાજ ઓછું હોય ત્યારે અનાજનો બગાડો ના થાય તે માટે લોકોને ખાસ ચેતવણી અને શીખવણી આપવી જોઈયે. નાતનાં

જમણો આવે પ્રસંગે મુલતવી રહેવાં જોઈયે. આવાં જમણોમાં બગાડ પુષ્કળ થાય છે. પરંતુ જ્યાં સુધી મોટી હોટલોમાં ખાણી પીણી અને નાચતમાસા બંધ ના થાય ત્યાં સુધી નાતવરા સામે પ્રતિબંધ કરવાનું મુશ્કેલ થાય. જર્મનીમાં વર્ષોથી હોટલોમાં વાનીઓ અમુકથી વધારે નહોવી જોઈયે એવો કાયદો છે. આવા અંકુશોનો વિચાર અત્રે થઈ શકે.

આ ઉપરાંત એક બીજી વાત પણ ધ્યાનમાં લેવા જેવી છે. ખોરાકમાં કયા પોષક તત્વોની જરૂર છે, અને રાંધવામાં આ તત્વો કેવી રીતે સાચવવા જોઈયે તેનું જ્ઞાન ફેલાવવું જોઈયે અને જરૂર પડતાં તે માટે કાયદા પણ કરવા જોઈયે.

**પોષક તત્વો** ઇંગ્લંડમાં હમણાં જ કાયદો કરવામાં આવ્યો છે કે પાંઉ, ડબલરોટી, વગેરે ચીજો સફેદ આટામાંથી બનાવીને વેચી શકાશે નહિ. ઘઉંનો ઘણો જ બારીક મેદો થાય તે સફેદ થાય છે. તેમાંથી થુલુ નિકળી જાય એટલે જ તે સફેદ મેદાના પદાર્થો દેખાવમાં સુંદર થાય છે અને ખાવામાં સુંવાળા રહે છે. પરંતુ ઘઉંનું પોષક તત્વ થુલામાં મોટે ભાગે ચાલ્યું જાય છે. જ્યારે ખોરાકનો જથ્થો પુરતો ના હોય ત્યારે આવું પોષક તત્વ નકામું જવા દેવાનું પરવડે નહિ. આ કારણથી જ અંગ્રેજ સરકારે આ નિયમ કર્યો હશે. "છાલા સાથેના ઘઉંનો ખોરાક કૉડલીવર અને મારમાઇટ બને ભેગા કરીયે તેના કરતાં એ સરસ ખોરાક છે." એમ ખોરાક નિષ્ણાત ડૉ. મેકારીસે જણાવ્યું છે. ઇંગ્લંડના પ્રખ્યાત ત્રૈમાસિક પત્ર "ક્વાર્ટરલી રીવ્યુ" માં ૧૯૪૦ માં એક લેખ આવ્યો હતો તેમાં નીચે પ્રમાણે લખાયું હતું: "ઘઉં દળવાની અજ્ઞાનપૂર્ણ રીત દૂર કરીને ઘઉંના ઉપયોગમાં કરકસર કરવી જોઈયે. ઘઉંનો અતિ પોષક ભાગ છાલાં તરીકે નિરૂપયોગી ગણીને ફેંકી દેવામાં આવે છે. અજ્ઞાન જનતા સફેદ મેંદાની માગણી કરે છે માટે ઘઉંના પોષક તત્વો ડુક્કરોના ખોરાક માટે જાય છે. યુદ્ધના સમયમાં સરકારે આ વિનાશક ફેશન બંધ કરાવવી જોઈયે." યુદ્ધ સમયે સ્થપાયલા ખોરાકી પ્રધાનમંડળોએ વારંવાર જાહેર કર્યું છે કે આખા ઘઉંનો આટો અથવા બ્રાઉન આટો વાપરવાથી ૮૫ ટકા ઘઉં ઉપયોગમાં આવે છે. જ્યારે સફેદ આટામાં ૭૩ ટકા ઘઉંનો ઉપયોગ થાય છે, માટે પરદેશની આયાત ઓછી કરવા તેમજ પોષક તત્વો ઉપયોગમાં લેવા બ્રાઉન આટો વાપરો. લોકોએ પડેલી ટેવ દૂર ના કરી એટલે બહારનું બી (૧) વીટામીન સફેદ આટામાં ઉમેરાય એવી યોજના ઇંગ્લંડમાં થઈ. ઘઉંના વીટામીન દૂર કરી બહારથી વીટામીન દાખલ કરવાની આ મૂર્ખાઈભરી રીત હતી. આ મૂર્ખાઈભરી રીત લોકપ્રિય કરવા પાછળ હજારો પાઉંડની રકમ વેડફી દેવામાં આવી. ચારે તરફથી વૈજ્ઞાનિકો અને આહારશાસ્ત્રીઓએ બ્રાઉન આટા માટે દબાણ કર્યું ત્યારે ખોરાકી પ્રધાનમંડળે જણાવ્યું કે કેટલાએક વજ્ઞાનિકોના જણાવ્યા પ્રમાણે આટામાના વીટામીન શરીરમાં આમેજ થતા નથી અને તેથી આંતરડા ઢીલા પડી જવાનો સંભવ છે. પરંતુ છેવટે સફેદ આટાની બંધી કરનારો કાયદો ત્યાં થયો છે. આ ઉપરથી હિંદી સરકારે પણ ધડો લેવો જોઈયે. મહાત્મા ગાંધી હાથની ઘંટીએ ઘઉં દળવાનો આગ્રહ કરે છે તેનું એક કારણ ઘઉંના પોષક તત્વો સાચવવાનું છે ખોરાકમાં સુધારણાના કાયદાઓ અન્ય દેશોમાં પણ થાય છે. જર્મનીમાં બટાકા સંબંધમાં એવો કાયદો થયો છે કે જાહેર ખાણાવાળાઓમાં અઠવાડીયામાં ત્રણ દિવસ છોડાવાળા બટાકાજ રાંધવા જોઈયે. પ્રજાને પણ બટાકાના છોડા ફેંકી ના દેવાની સલાહ અપાઈ છે. એ છાલામાં પોષક તત્વો છે. રાષ્ટ્રવાદી ચીનમાં આછા છડેલા ચોખા વાપરવાનું

ફરજીયાત છે. ચોખાને પોલીશ કરી ચકચકાટ બનાવવાથી તેનું પોષણતત્ત્વ ઓછું થાય છે અને વપરાશ વધે છે. ગાંધીજી પણ હાથે છડેલા ચોખાની ભલામણ કરે છે. ચોખાની કુશકીમાં પોષણ ચાલ્યું જાય છે તે વાત આપણા દેશમાં પણ સમજાવવી જોઈએ. ખોરાકની અછત તથા માલ લાવવાની મુશ્કેલીના આ જમાનામાં આવી બાબતો તરફ સરકારે તેમજ આગેવાનોએ લક્ષ આપવું જોઈએ.

થોડા સમય પર મહાસભાની મહાસમિતિ અલ્લાહબાદમાં મળી હતી તેમાં રાજાજીના ઠરાવથી ઓળખાતા ઠરાવની ચર્ચા થઈ હતી. ચક્રવર્તી રાજગોપાલાચારી મહાસભાના એક મુખ્ય નેતા છે. મહાસભાએ પ્રધાનપદાં લીધાં હતાં તે સમયે તેઓ

**રાજાજીનો ઠરાવ.**

મદ્રાસના વડા પ્રધાન હતા. છેલ્લા કેટલાએક સમયથી તેમને એમ લાગ્યા કરે છે કે દેશમાં દિવસે દિવસે હિંદુ અને મુસલમાન વચ્ચે જુદાઈ વધતી જાય છે. આ જુદાઈનો લાભ પરદેશીઓ લે છે અને કહે છે કે તમે હિંદમાં એકતા આણો એટલે અમે તમે માંગો તેવું રાજ્યબંધારણ આપીએ. રાજાજી આ સંબંધમાં લાંબા વખતથી મનન કરે છે. અને લાગે છે કે છેવટે કંટાળીને તેમણે મદ્રાસની ધારાસભાનાં મહાસભા પક્ષની સભામાં એવો ઠરાવ રજુ કર્યો કે પક્ષાપક્ષી દુર થાય અને ઐક્ય સ્થપાય તે હેતુથી "હિન્દના ભાવી બંધારણના ઘડતર સમયે મુસ્લીમ લીગ તરફથી જુદા પડવાનો આગ્રહ થાય તો લીગના એ દાવાનો સ્વીકાર કરવાની અને હાલની કટોકટીનો તોડ કઢાવવા માટે સમાધાન કરવા અને રાષ્ટ્રી તંત્રની રચના કરવાના ઉદ્દેશથી મંત્રણા કરવા મુસ્લીમ લીગને આમંત્રણવી" આ ઠરાવથી હિંદમાં ઘણો ખળભળાટ મચ્યો છે. મહાસમિતિએ આ ઠરાવ ના મંજુર કર્યો છે અને રાજાજીએ કોંગ્રેસ વર્કીંગ કમીટીમાંથી રાજીનામું આપ્યું છે. અલબત્ત હિંદ એક જ દેશ છે અને તેના ભાગલા પાડવા જેવા એક પણ કામને મહાસભા ટેકો ના આપે તે સ્વાભાવિક છે. પરંતુ રાજાજીની દૃષ્ટિએ એમ લાગ્યું કે સમસ્ત દેશના કારોબારમાંથી છુટા પડવાનું કોઈ પણ પ્રાંત સ્વીકારશે નહિજ. પાકીસ્તાન શબ્દ સામાન્ય મુસ્લીમ જનતાનું આકર્ષણ કરવા જ વપરાય છે, પણ તેની પાછળ કશી જ વ્યવહારૂ યોજના નથી જો એકવાર પાકીસ્તાનની ઇચ્છા હોય તો તમે લઈ શકો છો એમ કહીએ તો મુસ્લીમો કાંઈ જ લઈ શકવાના નથી અને તેમનો તાત્કાલિક વિરોધ જતો રહી દેશમાં ઐક્ય સ્થાપવાનો સંભવ છે. રાજાજીના આ મત સાથે મહાસભાના કેટલાએક સભાસદો મળતા થાય છે. હિંદુ મુસલમાન ઐક્ય કોઈપણ રીતે સ્થપાય તેવા હેતુથી, હાલની તંગ પરિસ્થિતિથી કંટાળીને તેમણે આ ઠરાવ રજુ કરેલો. પરંતુ એમાં સિદ્ધાંતની બાબત આવવાથી બાંધછોડ ના કરી શકાય એમ મહાસભા માને. ક્રીપ્સ યોજના પ્રસંગે આ બાબત ઘણી ચર્ચાયેલી એટલે રાજાજીનો ઠરાવ શાંતિથી ચર્ચાય તેવો સંભવ હતોજ નહિ. મહાસભાને પ્રમુખે લીગ સાથે મંત્રણા કરવા તૈયારી બતાવી છે અને દરેક પક્ષના પાંચ પાંચ સભાસદો ભેગા મળી આ બાબત ચર્ચે તેવી ઇચ્છા જણાય છે.

આપણા સમાજમાં લગ્ન બાબતમાં શિક્ષિત વર્ગમાં અસંતોષ પ્રવર્તે છે અને તેમાં વારંવાર રૂઢીભંગના બનાવો બન્યાજ કરે છે. આવા બનાવોમાં

**લગ્ન**

ભિનજ્ઞાતી લગ્ન વધુ સામાન્ય બન્યા છે અને તેની તો ચર્ચાયે થતી નથી. આંતરજ્ઞાતિ ઉપરાંત વર્ણાંતર લગ્ન પણ થાય છે: આંતર પ્રાંતીયલગ્ન પણ થયાં છે, પરંતુ ભિન્નધર્મી વચ્ચે ભાગ્યેજ લગ્ન થાય છે. થોડા સમય

ઉપર પંડિત જવાહરલાલ નહેરૂનાં પુત્રી ઇંદીરાનાં લગ્ન ફીરોજગાંધી નામે પારસી યુવક સાથે થયાં છે. આ લગ્નથી લોકોમાં ચર્ચા ચાલી છે. આવાં લગ્નો ના પસંદ રૂઢીની નજરે કે ધર્મની નજરે થાય છે. પરંતુ આ લગ્નમાં કદાચ રાજકીય નજરે પણ વિરોધ થયો હશે એમ લાગે છે. અત્યારે વાતાવરણમાં હિંદુ અને મુસલમાન એ રાજકીય પક્ષો થઈ ગયા છે. તેની અસર આ વિરોધમાં દેખાઈ આવે છે. રાજકીય નજર લગ્નની બાબતમાં આણવી જોઈયે નહિ. અલબત્ત બાહ્ય નજરે તો આ ચર્ચા ધર્મના ધોરણ ઉપર થાય છે. હિંદુ ધર્મને હાની પહોંચે છે એવો પોકાર કરવામાં આવે છે. પણ આ પોકાર કરનારની પુરી પરીક્ષા કરવામાં આવે, અથવા તેમની દલીલો તપાસવામાં આવે તો જણાઈ આવે છે કે રાજકીય પરિસ્થિતિને લીધે જ તેમનો વિરોધ તીવ્ર બને છે. શાંતચિત્તે અત્યારે હિંદમાં પ્રવર્તતી ધાર્મિક પરિસ્થિતિનો વિચાર કરશો તો જણાશે કે મોટે ભાગે ધર્મનીતો ઉપેક્ષાજ થાય છે. કર્મકાંડ, આચાર, સ્પર્શાસ્પર્શ, મૂર્તિપૂજા, ભોજનવ્યવહાર, આ બધી બાબતોમાં મનાતો ધર્મ અથવા ચાલતો આવેલો ધર્મ કેટલાં પાળે છે! હાલના શિક્ષિત યુવકો અને યુવતીઓમાં આવા ધર્મ પ્રત્યે તો ઉદાસીનતા યા ઉપેક્ષાજ નજરે પડે છે. આ બધી બાબતો ઉપરની ઉપેક્ષા હવે સમાજને સદી ગઇ છે તો કેવળ લગ્નની બાબતમાં જ ધર્મનો આગ્રહ ક્યાં સુધી ટકશે. વ્યક્તિગત જોઈયે તો અતિશ્રદ્ધાવાન કુટુંબની શ્રદ્ધાળુ કન્યા ધર્મમાં ઉપેક્ષાવૃત્તિ ખુલ્લી રીતે ધરાવતા યુવક સાથે પરણાવવામાં કોઈને વાંધો નથી. જૈન અને વૈષ્ણવો, વૈષ્ણવ અને પ્રાર્થના સમાજી લગ્નોમાં પણ કોઈને વાંધો નથી. આર્યસમાજી સાથેના લગ્નમાં પણ વાંધો નથી. એટલે એમ લાગે છે કે રાજકીય વાતાવરણને લીધે હિંદુ અહિંદુ લગ્ન સામેનો વિરોધ તીવ્ર દેખાય છે. હવે શિક્ષિત યુવક યુવતીઓ પોતેજ લગ્ન કરતા હોવાથી બે જણ પોતપોતાની ભૂમિકા, માન્યતા, શીલ, આચાર, વગેરેથી તો માહિતગાર હોય તે માની લેવાનું છે. ઘણુંખરું આ બન્નેજણ ધર્મ પ્રત્યે સંપ્રદાય: પ્રત્યે ઉપેક્ષાવૃત્તિ ધરાવનારાં જ હોય તે સ્વાભાવિક છે. આમ સમાન કોટીના બે જણ લગ્ન કરે તેમાં મોટો ખળભળાટ કરવાની શી જરૂર છે? તેનું કારણ પણ શું છે. સમાજરચાનામાં વખતો વખત ફેરફાર થાય છે તેમ આમાં પણ થાય તે કુદરતી છે. ઘણી ખરી બાબતોમાં આપણે માત્ર ઉપેક્ષા ધર્મી બની ગયાં છીયે અને માત્ર લગ્નની જ બાબતમાં આપણે સંપ્રદાય નીષ્ટ રહેવાનો આગ્રહ કરી શું તો તેનો કાંઈ પ્રભાવ પડવાનો નથી.

સમાજ રચનામાં અત્યારે લગ્નનું સ્થાન શું છે તેનો પણ વિચાર કરવાનો છે.

**અનિયંત્રણા**

ગુજરાતતો નાતોનો સાગર છે. જ્ઞાતિમાંજ લગ્ન વ્યવહાર થવો જોઈયે તેવો આગ્રહ ત્યાં સેવાય છે. પરિણામે પુરુષ અને સ્ત્રીઓની વ્હેંચણીમાં કૃત્રિમતા આવી ગઈ છે. કોઈક નાતોમાં કન્યાઓ વધી પડી છે, ત્યારે બીજી નાતોમાં કન્યાઓની અછત છે. આ કૃત્રિમતાને પરિણામે કન્યાઓ વેચાય છે, હલકી ગણાતી નાતોમાંથી કન્યાઓ આણવામાં આવે છે, વગેરે અનેક અનિષ્ટો નજરે પડે છે. તે સામે હિંદુસભા કે આર્યસમાજ કે સનાતન ધર્મસભાનો પોકાર સંભળાયો નથી. પરંતુ એકાદ આંતર કોમી લગ્ન થાય ત્યારે આ પોકાર સંભળાય છે વાવ્ય પ્રાંતોમાં ડૉ. ખાન સાહેબનાં પુત્રીએ એક ખ્રીસ્તિ સજ્જન સાથે લગ્ન કર્યાં. પરિણામે તેઓને રાજકીય નેતાપણામાંથી ખસવું પડયું. એટલે હિંદુ કે મુસલમાનમાં ધર્મ કે સમાજની દૃષ્ટિયે આવાં લગ્ન વિચારાતાં નથી પણ અર્વાચીન રાજ્યધારણને લીધે તે રાજકીય દૃષ્ટિયે જ જોવાય છે, તે અયોગ્ય છે.




અક્કલકોટના રાજા સાહેબ શ્રીમંત વિજયસિંહ મહારાજનાં લગ્ન વડોદરાના સયાજીરાવ મહારાજનાં પૌત્રી મહારાજકુમારી નિર્મળારાજે સાથે મુંબઈમાં થયાં હતાં.

×

જેતપુરની જુબેદા નામની મેમણબાઈએ બાળહત્યાના ગુનાસર જન્મદેશનિકાલની સજા થઈ છે.

×

અમદાવાદમાં નવચેતન હાઈસ્કુલ તેમજ શેઠ ચીમનલાલ ન. છાત્રાલયના વ્યાયામ-શિક્ષક શ્રી રણછોડભાઈ હ. પટેલ અને પાટડીના પટેલ જ્ઞાતિનાં શ્રી સુભદ્રાબેન જે કન્યાશાળાના શિક્ષિકા છે તે બન્ને તા. ૬-૫-૪૨ના રોજ લગ્નગ્રંથીથી જોડાયાં છે.

×

અમદાવાદમાં સાંકડીશેરીમાં રહેતા માણેકલાલ લક્ષ્મીશંકર નામના એક બ્રાહ્મણની ધનલક્ષ્મી નામની યુવાન સ્ત્રી ચહા બનાવતાં સાડીનો છેડો સ્ટવને અડી જતાં તે આખા શરીરે ગંભીર રીતે દાઝી જવા પામી હતી. હોસ્પીટલમાં પાછળથી તેનું મરણ થયું હતું.

×

સુરતના રાણી તળાવની પટવા શેરીના ઉમેદરામ પરશુરામની પત્ની બાઈ મણી સ્ટવ સળગાવતા અકસ્માત દાઝી જવાથી મરણ પામી છે.

×

સુરતના જાણીતા વોરા કુટુંબનાં ૭૫ વર્ષની ઉંમરે જીવનલીલા સંકેલી લેનાર સ્વ. અનસૂયાબેન વોરાના અવસાનથી સુરતની પ્રવૃત્તિના ઇતિહાસનું પહેલું પ્રકરણ સ[illegible] છે. એમનું જીવન જેટલું ધન્ય રહ્યું, તે[illegible] એમનું અવસાન પણ સુધન્ય રીતે જ થ[illegible] પામ્યું છે. સુરતના વિવિધ સ્ત્રી મંડળો, સંસ્થાઓના સ્થાપક-પ્રેરક તરીકે એક જે[illegible] અને પ્રવાહી વક્તા તરીકે, મહીલાં વિદ્યા[illegible] આદિ તરીકે, એસંટ રોયના એક ઉત્પ[illegible] તરીકે અને શહેરના જાહેર જીવનને ધ[illegible] સેવારત સુપુત્રોમાં દાતા તરીકે સ્[illegible] જીવન ખરેખર ધન્ય બન્યું છે.

×

રાયડીપાટી (રાજુલા) એક આયરે પરણેતરને પોતે બીજી વખત પરણવાની કરતાં બાઈને આઘાત લાગ્યો. ધણીની હાજરીમાં માવતરથી લાવેલ કરીયાવર તે બળી મરી. આડોશીપાડોશી ભેગા બાઈએ કહેલ કે 'મારા ધણીને કહેજ હવે સુખેથી બીજી કરે.'

×

અકોલામાં શ્રી ચિરંજીલાલ બિયા[illegible] પુત્રી કમળાનાં શ્રીયુત શ્રી કરણ સાયદા સા[illegible] લગ્ન વૈદિક વિધિ મુજબ ભારે ધામધૂ[illegible] થયાં હતાં.

×

જુનાગઢનાં ના. નવાબ સાહેબનાં મ[illegible] કાકા આદીલખાનજીનાં બેગમ સાહેબાનું સાન થતાં શોક દર્શાવવા માટે રાજ્યની કચેરીઓ બંધ રહી હતી. શહેરમાં પણ સ[illegible] હડતાલ પડી હતી.

×

ગૌહતીથી ખબર છે કે મહિલા સમિતિના ા વિભાગના મંત્રી શ્રીમતી સુચેતા કૃપ- . ચાલુ માસના અંતે પ્રચારાર્થે આસા- પ્રવાસ ખેડશે. મહામંત્રી આચાર્ય કૃપ- . હાય તેમની સાથે જાય તેવો સંભવ છે.

×

અમદાવાદના રહીશ મનુભાઈ જેશીંગભા- એક પર બીજી પત્ની કરતાં વીસા પોર- જૈન જ્ઞાતિમાં ભારે ચકચાર પ્રસરી છે.

×

અમદાવાદમાં આ વર્ષે ચાર હજાર કરતાં વધુ લગ્નો થયાં છે.

×

સરહદ પ્રાંતના માજી વડાપ્રધાન ડૉ. ખાન ની દીકરીએ એક હિંદી ખ્રિસ્તી ફલાઈટ કુંવર જસવંતસિંહ સાથે લગ્ન કર્યાં છે.

×

આણંદની બ્રાહ્મણ બાઈ કાન્તાએ ડેમો- લના પાટીદાર ઈશ્વરભાઈ ફૂલાભાઈ સાથે પુનર્લગ્ન કર્યાં છે.

×

બરવાની રાજ્યના દીવાન સર. હરીલાલ એન. ગોસલીયાના પુત્ર શ્રી રણજીત ગોસલી- યાના લગ્ન આગ્રા યૂની. ની એક ગ્રેજ્યુએટ નાગર બ્રાહ્મણ કુમારિકા નલિની પંડિત સાથે સ્પેશીયલ મેરેજ એક્ટ પ્રમાણે લગ્ન થયા છે રણજીત ગોસલીયા જ્ઞાતે વણિક જૈન છે.

×

જાણીતા ખેલાડી મુબારકઅલીના લગ્ન મશુદા અખ્તર સાથે થયા છે. મશુદા અખ્તર પણ ટેનીસમાં ખૂબ રસ લે છે.

×

અમદાવાદમાં નૃત્ય શીખવવા માટેનો ક્લાસ "ભારતીય કલા મંદિર"ના નામે તા. ૧૭-૫-૪૨ ના રોજ લેડી વિદ્યાગૌરી નીલકંઠના પ્રમુખપદે ખોલવામાં આવ્યો હતો. નૃત્યો ભાઈશ્રી કામીનીશંકર શીખવશે. તેમાં ગમે તેટલી ઉંમરની સ્ત્રીઓ લાભ લઈ શકશે અને ૧૨ વર્ષની અંદર બાળકો પણ લાભ લઈ શકશે.

×

નાગર ગૃહસ્થ અને સુરતના રહીશ શ્રી સુશીલકુમાર બટુકરામ મુન્સીનાં લગ્ન શ્રી મહિપતરામ ખાનસાહેબની પુત્રી કુ. વસંતપ્રભા સાથે સીવીલ એકટ પ્રમાણે થયા છે.

×

મોતા ગામની એક અનાવિલ બાળવિધવા યુવતીએ સુરત જીલ્લાના બહુધાન ગામના એક જૈન યુવક સાથે વડોદરાના આર્ય સમાજ હોલમાં લગ્ન કર્યાં છે યુવતી બહુધાન કન્યાશાળામાં શિક્ષિકા છે.

×

હિન્દી સ્ત્રી તળીમો વિના બેદભાવે હવે લશ્કરી ભરતીમાં જોડાઈ શકશે એમ સરકારે જાહેર કર્યું છે.

×

મદ્રાસ એ. આર. પી. દળમાં લગભગ ૧૨૫૦ મહિલા જોડાઈ છે.

×

બારડોલી તાલુકાના શિકેર, વરાડ અને હરિપુરા ગામના ત્રણ આધેડ ઉંમરના પાટીદારે તેમની એક પત્ની હયાત હોવા છતાં બીજીવાર વરઘોડે ચડવા તત્પર બન્યા છે. ત્રણે ઉમેદવારો ૪૦-૫૦ વર્ષની ઉંમરવાળા છે. તેમને શોધેલ કન્યાની ઉંમર ૧૫ થી ૨૦ વર્ષ વચ્ચે છે. તેમની જ્ઞાતિમાં આથી ખળભળાટ મચ્યો છે.



## સ્વર્ગોનું દોહન

પ્રકાશક: પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લી. પોસ્ટ બોક્ષ નંબર ૧૦ વડોદરા બોર્ડ પટી પૂંઠું પાનાં ૫૦૪ કીં. રૂ. ૧–૮–૦

સ્વ. અમૃતલાલ સુંદરજી પઢીયાર ને કવિ નાનાલાલે સૌરાષ્ટ્રના સંત કહ્યા છે. જનતા તેમને સ્વર્ગોના સ્રષ્ટા તરીકે ઓળખે છે. કારણકે સ્વર્ગસ્થ નામ સાથે સંકળાયેલા ચૌદ પુસ્તકો તેમણે રચ્યા છે. આ પુસ્તકો ઘણા લોકપ્રિય નિવડયા હતા. સાદી ભાષા, સીધું લખાણ, ઘરગથ્થુ દૃષ્ટાંત, અને આપણા દેશમાં પ્રચલિત માન્યતાઓ ઉપર ભાર, એ સ્વ. પઢીયારના પુસ્તકોની વિશેષતાઓ છે. એમાં ધાર્મિક તત્ત્વજ્ઞાનની ચર્ચા નથી પણ નિત્ય જીવનના સાદા સચ્ચારિત્રની વાતો છે. ઓછું ભણેલાંઓ પણ હોંસથી વાંચે એવાં એ પુસ્તકો છે. પરંતુ આટલાં બધાં પુસ્તકો મેળવવાં અને વાંચવાનું ઘણાં ખરાંથી બની શકે નહિ, એટલે સ્વ. મોતીભાઈ અમીને એમ વિચાર કર્યો કે એ સૌ પુસ્તકોમાંથી ચુંટેલા ભાગો લઈને તેનું દોહન કરીને એક જ પુસ્તક પ્રસિદ્ધ કરવું. પરંતુ ત્યારપછી મોતીભાઈ પોતે જ સ્વર્ગસ્થ થયા. તેમના સ્મારકની યોજના થઈ તેમાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાનું ઠર્યું અને તે યોજનામાં પ્રથમ પુસ્તક પઢીયારનાં સ્વર્ગોનું દોહન પ્રસિદ્ધ કરવાનું ઠર્યું. આ દોહનનું કાર્ય નાજુકલાલ ચોકસીએ બહુજ ઝીણવટથી કર્યું છે. પઢીયારનાં ચૌદ પુસ્તકોનો અભ્યાસ કરી તેમાંથી યોગ્ય દોહન કરવું તે કાર્ય ખરેખર મુશ્કેલી ભર્યું તે પણ તેમણે તે સંતોષકારક રીતે પાર ઉતાર્યું છે.

પુસ્તકનું વસ્તુ તો ઉત્તમ છે પણ સાથે તેની છપાઈ અને બાહ્ય સ્વરૂપ પણ સરસ છે. તેની કીંમત પણ રૂ. ૧–૮–૦ બહુ ઓછી કહેવાય. દોહનકારને તેમજ પ્રસિદ્ધ કરનારને ધન્યવાદ ઘટે છે.

તોજ તે ખંધારણું હિંદને લાભ કરી શકશે. શહેરી સ્વાતંત્ર્યથી જ હિંદનો ઉદ્ધાર થશે નહિ જે વાત લેખક આ પુસ્તકમાં કહી છે તે હવે ઘણુંખરું સ્વીકારાઈ છે જ. મૂળ સિદ્ધાંતમાં હવે કાંઈ વાંધો નથી. અને વિગતો તો વખત આવે ભરાશે. શ્રામીઝમ અને શ્રામવેદના વ્યાખ્યાતા અંગ્રેજી ભાષામાં પુસ્તક લખે છે, તેમને તે અંગ્રેજીમાં લખવું પડે છે, તે આપણી આધુનિક પરિસ્થિતિનો તાદૃશ ચિતાર આપે છે; ભાઈ. રામરાયે પોતેજ અંગ્રેજી સાથે ગુજરાતીમાં આ પુસ્તક લખવાને બદલે ગુજરાતી અનુવાદ અન્ય પાસે કેમ કરાવ્યો હશે તે સમજાતું નથી. આ પ્રકારના પુસ્તકોની કીંમત સસ્તી રહેશે તોજ તેથી પ્રચારનો અર્થ સરશે.

### કવિ-કીર્તિ

લેખક : મણિભાઈ ભુલાભાઈ પટેલ પ્રકાશક : સોનાવાલા હાઇસ્કૂલ, મહેમદાવાદ. પાકું પૂંઠું પાનાં ૧૩૫ કીં. ૧-૪-૦

લેખકના જણાવ્યા મુજબ તેમણે એમ. એ. માટે લખવા ધારેલા વિશાળ નિબંધ માના થોડા ભાગ આ પુસ્તકમાં મૂકયા છે. " કવિ કોણ હોઈ શકે " તે વિશે ટૂંક નિબંધથી શરૂઆત કરી, વાલ્મિકી, કાલિદાસ, ભવભૂતિ અને હર્ષવર્ધન એ ચાર મહાકવિનો ઉલ્લેખ હોય તેમ લાગે છે, પરંતુ પુસ્તકમાં વાંચકને લક્ષમાં રાખી લખાણ થયું હોય તેમ લાગતું નથી. કવિ અને તેમના પુસ્તકો વિશે જે હકીકત આપી છે તે પુરી નથી અને સાથે સાથે શેકસપીયરના તેમજ અન્ય અંગ્રેજી નાટક ને કાવ્યોમાંથી અંગ્રેજીમાં ઉતારા આપ્યા છે. આ ઉતારાના ભાવાર્થ પણ સાથે આપ્યાં નથી. લેખક મહેમદાવાદ સોનાવાળા હાઈસ્કુલના હેડમાસ્તર છે, એટલે કદાચ એમણે પોતાના વિદ્યાર્થીઓને જ લક્ષમાં રાખીને આ પુસ્તક લખ્યું હશે. પરંતુ સામાન્ય વાંચકને આ પુસ્તક ખાસ ઉપયોગી થઈ પડે તેમ લાગતું નથી. સોનાવાલા ગ્રંથમાળાના અન્ય પુસ્તકોમાં આ વાત ધ્યાનમાં લેવા વિદ્વાન લેખકને વિનંતિ કરવી ઘટે છે.

### પાસિફિક

લેખક : ભાસ્કરરાવ વિદ્વાંસ, પ્રકાશક : ધિ મહાગુજરાત પબ્લિશિંગ કું. મુંબઈ ૧. કાચું પૂંઠું પાનાં ૧૩૧ કીં. ૦-૧૨-૦

વર્તમાન યુદ્ધની વિગતો સમજવામાં ઉપયોગી થઈ પડે તેવું આ પુસ્તક છે. તે અભ્યાસપૂર્વક લખાયું છે અને માહિતીથી ભરેલું છે. જાપાન, અમેરિકા, વગેરેના પાસિફિક મહાસાગરમાંના હીતો અને તેમના હેતુઓની ચર્ચા વિદ્વત્તાપૂર્ણ કરેલી. પુસ્તકની ભાષા પણ વિષયને યોગ્ય છે. પાસિફિક મહાસાગરને " પ્રશાંત " મહાસાગર નથી કહ્યો તે સંતોષની વાત છે.

### પશુમાંથી દેવ

ભાષાંતરકાર : મોહનલાલ વિઠ્ઠલદાસ ગાંધી પ્રકાશક : જ્ઞાનવર્ધક પુસ્તકમાળા, વ્યવસ્થાપક : જીવનલાલ અમરશી મહેતા પીરમશારોડ, અમદાવાદ પાનાં ૫૬ કીં. ૦-૧૨-૦

જેમ્સએલનના અંગ્રેજી પુસ્તકનો આ સુંદર અનુવાદ છે. જેમ્સ એલનનું વલણ અધ્યાત્મવાદ તરફ છે. તેમને અર્વાચીન જમાનાના ઋષીનું પદ આપવામાં આવ્યું છે. મૂળ પુસ્તક " ફ્રોમ પેશન ટુ પીસ " ઈન્દ્રીય દમનથી શાંતિ છે તે આ પુસ્તકનો સંદેશ છે. મનનશીલ આત્માએ લખેલું આ પુસ્તક મનન કરવા યોગ્ય છે.

ઋતુ સામ્રાજ્ય

લેખક, સંગ્રાહક, અને પ્રકાશક : વૈદ્ય રવિશંકર જટાશંકર ત્રિવેદી તંત્રી વૈદ્ય કલ્પતરૂ અમદાવાદ. કાચું પૂંઠું પાનાં ૧૬૦ કીં. ૧-૮-૦.

વૈદ્યરાજ જટાશંકર લીલાધર ત્રિવેદીએ પોતાના વૈદકીય માસિક "વૈદ્ય કલ્પતરૂ"માં લખેલા કેટલાએક લેખોનો આ સંગ્રહ છે. ઋતુઓની અસર મનુષ્યના આરોગ્ય ઉપર થાય છે. ખાનપાન અને રહેણીકરણી ઋતુઓને અનુસરતાં હોવાં જોઈએ. કુદરતનો આ ક્રમ તે બાબતમાં સંભાળપૂર્વક વર્તન રાખવાથી દવાઓનું સેવન કરવું પડે નહિ. આ સર્વ લેખો વાંચવા ને વિચારવા ભલામણ છે.

જીવન પ્રવાહ

લેખક : ઇશ્વરભાઇ દેસાઇભાઈ પટેલ, પ્રકાશક : જીવાભાઈ દેસાઈભાઈ પટેલ, નાવલી (વાયા આણંદ) પાનાં ૧૮૮ કીં. ૧-૦-૦

મેટ્રીકમાં નાપાસ થયેલા એ અસંતુષ્ટ પણ તીવ્ર બુદ્ધિવાન કીશોરે લખેલું આ પુસ્તક છે. તેમાં હૃદયના ઉભરા, અને મનના વિચારો ઠાલવ્યા છે. પુસ્તકમાં યોજના નથી. ખાસ વિષય નથી પરંતુ સહાનુભૂતિ પૂર્વક વાંચનાર તેમાં લેખકની ઉર્મી બાજુનો તીવ્ર તનમનાટ જોઈ શકશે. ઉમર અને ભણતરના પ્રમાણમાં આ લેખકની બુદ્ધિ અને વિચાર શક્તિ માટે માન ઉત્પન્ન થાય છે. પરંતુ કલમ તેમજ મનન હજી અપરિપકવ છે દેખાઈ આવે છે. બંધુ ભાવે તેમને સૂચના કરવાની કે બીજું પુસ્તક લખવાને બદલે હ વાંચો, પદ્ધતિસર વાંચો, મનને નિયમમાં આણી વિચાર કરતાં શીખો, અને શાળા, પા શાળાનો અભ્યાસ ના કરવો હોય તો કર્મમાર્ગે વિચરો. પછી બીજું પુસ્તક લખો.

નાઝીરાજ

લેખક :- ચંદ્રભાઈ ભટ્ટ પ્રકાશક : પ્રગતિ સાહિત્ય મંદિર, રાજકોટ, પાનાં ૨૧ સચિત્ર કીં. ૧-૧૨-૦

ઉસ્લી લડાઈ પછી જર્મની વિસરાતું હતું. પણ ત્યાંના દેશપ્રેમીઓએ જુદી જુ રીતની તૈયારીઓ કરી એ દેશને ફરી યુદ્ધ વૃત્તિનો બનાવવાની તથા તેનો આર્થિક ઉદ્ધ કરવાની મહેનત કરી. આ બધામાં નાઝીવર્ગ અને હીટલર વધુ સફળ થયો, તેનું પરિણા તે આજનું યુદ્ધ છે. આ પુસ્તકમાં નાઝીરાજનો-હીટલરની આગેવાનીનો ઇતિહાસ લેખકે ઘણી મહેનતે, ઘણાં મૂળ પુસ્તકોમાંથી તે ભેગો કર્યો છે. અને તેમની સુંદર ભાષા અને રસમય ઢબે તે આપણને આપ્યો છે. રાજદ્વારી સાહિત્યમાં આ પુસ્તકથી ઉપયોઃ ઉમેરો થાય છે.

સ્ટેલીન

લેખક : સુદર્શન પ્રકાશક : સ્વસ્તિક બુક ડીપો, મંત્રી હાઉસ ઓપેરા હાઉસ મુંબ પાનાં ૩૨ ૦-૪-૦

આ નાનકડા પુસ્તકમાં ઉપયોગી માહિતી ભરી છે. ટુંકમાં ઘણું જાણવાનું મળે તે આ પુસ્તક છે.



વર્ષ ૨૩ મું :: જુન ૧૯૪૨ :: અંક ૬ ઠ્ઠો






પૃથ્વીના પાતાળથી
સાગરની સોડથી
આવી આકાશમાં
ઘર ઘર ને ગોખમાં
ઝબુક ચાંદા ઝબુક. ૧

ઉંચો આકાશે ગોળો
દેખાએ ધોળો ધોળો
જાણે રૂપાની થાળી
પૂનમની સાંજે ભાળી
ઝબુક ચાંદા ઝબુક. ૨

ચાંદા તું ચળકજે
ઝીણું ઝીણું મલકજે
આકાશ ઉજાળજે
અમને અજવાળજે
ઝબુક ચાંદા ઝબુક. ૩

અમાસે કાં સંતાય ?
બીજે તું વાંકો થાય,
આઠમે અડધો જણાય,
પૂનમે પૂરો દેખાય,
ઝબુક ચાંદા ઝબુક. ૪

ધોળામાં કાળું ભાળું,
કાળું કલંક કે છે?
ડોશી ને રેંટીયો?
શાને શરમાય છે?
ઝબુક ચાંદા ઝબુક. ૫

: શ્રી. : લાભશંકર લ. જોષી :

# બુઢિયો

[ રમૂજગીત ]

એક મોટો બુઢિયો આવ્યો સવારમાં;
વાનર સેનાને વળી લાવ્યો'તો સાથમાં.
ઘરમાં પેસીને એણે ધમ્મચક્કર માંડી;
ભાઈલાની ચોપડીનાં પાને પાન ફાડી;
ખટખડ એ હસતો'તો લહેરમાં...એક.

શીંકું તોડીને એણે ખાવાનું પાડ્યું,
રોટલીને શાક સાથે ઝાપટવા માંડ્યું;
જાણે હોય ઘર એના બાપનું!...એક.

ઝુમ્મરને તોરણ તરાપમારી તોડયાં,
કાચના રકેબી પ્યાલા ફટફટ ફોડયા;
'હુકહુક' બોલી રમ્યો રંગમાં...એક.

માસ્તર બનીને બેઠો ખુરશી પર રોફમાં,
લેખણ લઈ હાથમાં લખતો'તો નોટમાં;
મેં ડાકું કાઢ્યું'તો કર્યાં દાંતિયા...એક.

છીંકણીની ડબ્બી ઉઘાડી માંડયું સુંઘવા,
છીં છીં છીં છીંક ખાતો લાગ્યો એ કૂદવા;
મારા બાપુ જઈ પહોંચ્યા ઉતાવળા..એક.

બાપુની બૂમ સૂણી લાગ્યાં સૌ નાચવા,
એક પછી એક બધાં નાઠાં ઉતાવળાં;
મેં ફટ ફટ ફટ વાસ્યાં બારણાં..એક.

— શ્રી : બાલકૃષ્ણ છ. ભટ્ટ —

# ફત્તેહસિંહ પોલિશવાળો

'કેમ શેઠ, બૂટને પાલિશ કરું કે ?' આવો સવાલ બે ત્રણ દિવસને અંતરે મને એક યુવાન છોકરો સવારના નવ દસ વાગ્યે આવી પૂછી જતો. હું ફક્ત એની કને જ બૂટ સાફ કરાવું, એટલે ભાગ્યે જ તે પાછો કંઈ પણ પામ્યા વિના મારે ઘરેથી જતો. એ યુવાન તે ફત્તેહસિંહ બૂટ પોલિશવાળો હતો.

ફત્તેહસિંહ લગભગ અઢાર વર્ષની ઉંમરનો હતો. તેણે પાટી પર બિલકુલ ધૂળ નાંખી હતી. તેને ફક્ત બૂટ સાફ કરતાં જ આવડે. તેનાં માતપિતાએ તેને ભણાવવા અને સુધારવા ખૂબ મહેનત કરી, પણ તે જરીયે સુધર્યો નહિ. આખરે તેના વડીલોએ તેને આ ધંધો શીખવાડયો. ફત્તેહસિંહ જડ અને અભણ હતો.

જો કે તે મૂર્ખો હતો, પરંતુ તે એના ધંધામાં ખૂબ હોંશિયાર હતો. તે બૂટને પોલિશ લગાડી અને બ્રશ ફેરવી ચળકતા બનાવે. બૂટની અંદર પણ ધૂળની એક રજ પણ ન રહેવા દે. એક બૂટને સાફ કરતાં તેને ત્રણ ચાર મિનિટ લાગતી. ફત્તેહસિંહ એના ધંધામાં ધીમો છતાં હોંશિયાર હતો.

તે ચામડાની બધી વસ્તુઓ સાફ કરે. જેવા રંગનું ચામડુ તેવા રંગનું પોલિશ તે વાપરે અને દરેક ચીજોને નવી નક્કોર જેવી બનાવે. તેના મહેનતાણામાં દર વસ્તુએ ફક્ત એક પૈસો લે. ફત્તેહસિંહ સહેલો અને સસ્તો ધંધો કરતો.

તેના માતપિતા જ્ઞાતિએ કાઠિયાવાડનાં ચારણ હતા. એટલે ચારણોની માફક તેને પણ કવિતા બનાવતા અને ગાતા જનમ્યો ત્યારથી જ આવડતું. તે બૂટને પોલિશ કરતો કરતો સિન્ધુડા, છપ્પા, ચોપાઈઓ અને કવિતા લલકારતો. એનાં દુહા એટલે પૂછવું જ શું. એ બૂટને સાફ કરી ઘરે જતો પણ એનાં દુહા તો મારા મનમાં સદાયે રમી રહેતા. આખો દિવસ હું એ સંભારી સંભારીને ગાતો. બીજા એવા સાંભળવા માટે, ક્યારે સવાર પડે અને ફત્તેહસિંહનાં દુહા સાંભળું એ માટે હું ઘણો આતુર રહેતો. સવાર વગર મને આખો દિવસ ચેન ન પડે. ફત્તેહસિંહ જાતનો ચારણ હતો.

તે બૂટો સાફ કરી પૈસા કમાય અને એનાં મોટેરા મીલમાં જાય; અને જેમ તેમ કરી પૈસો લાવી પોતાનું પેટ ભરે. કેટલાયે દિવસો તો અન્ન વગર તેઓને કહાડવા પડે. તેમને ન મળે પૂરું ખાવાનું કે ન મળે એક શરીર ઢાંકવા આખું લુગડું. ફત્તેસિંહનું કુટુંબ નિર્ધન હતું.

બિલકુલ પાસે પૈસા ન હોવાથી તેઓ પઠાણો કે મારવાડીઓ પાસેથી ઉધાર લે અને બમણું તમણું વ્યાજ ભરે. આથી આખું કુટુંબ પૈસા વગર હેરાન હેરાન થતું. રાત્રે મનને શાન્ત કરવા આખા ઘરનાં દારૂ પીતા. આવી રીતે ફત્તેહસિંહનું કુટુંબ નિર્ધન હોવાથી પૈસાદારોને હાથે કચડાઇ વિનાશને માર્ગે ચડયું હતું.

ખૂબ દારૂ પીવાથી અને પૂરતો ખોરાક ન મળવાથી ફત્તેહસિંહનું શરીર પણ છેક આવી રહ્યું હતું. હવે તેના શરીરમાં ફક્ત હાડકા રહેલા હતા. લોહી તો નામેય ન મળે. કહોને તેનું શરીર હાલતું ચાલતું હાડપીંજર હતું. ફીક્કો તેજ વિનાનો સફેદ ચહેરાવાળો, સુકકુ ભુઠ્ઠી હાડકાવાળું શરીરવાળો અને નિસ્તેજ આંખોવાળો ફત્તેહસિંહ હજી ય 'કેમ શેઠ, બૂટને પાલિશ કરું કે ? એમ પૂછતો મારે ત્યાં આવે છે. એને જોઇને મને તરત જ એમ વિચાર આવે છે કે તે ક્યારે પૈસાદાર થશે ?

વૈકુંઠરાય શ્રીપતરાય ઠાકોર

---

શબ્દ એક અર્થ અનેક

## " માથું "

(૧) માથું કાપીને પણ પાઘડી બંધાવવી. ( નુકસાનમાં ઉતરીને )
(૨) માથા દીઠ એક શેર ખોરાક જોઇએ ( માણસ )
(૩) કોઇક વખત તારું માથું ભાંગી નાખીશ. ( માર મારવો )
(૪) મનુ તો માથાનો ફરેલ છે. ( મિજાજી )
(૫) કનુ મારા માથા ઉપર ચઢી બેઠો. ( કહ્યું ન માનવું )
(૬) આ વાત સાંભળી સંતોક ડોશીનું માથું ફરી ગયું ( ક્રોધી બનવું )
(૭) પ્રતાપ કદી કોઇને માથું નહિ નમાવે. ( તાબે થવું )
(૮) આપની શિખામણ હું માથે ચઢાવું છું. ( કબુલ કરું છું. )
(૯) મારું માથું પાકી ગયું. હવે તો બસ કરો. ( કંટાળો આવવો. )
(૧૦) દેશનું માથું જળવાય તો વાંધો ન આવે. ( મુખ્ય મથક )

હિરાલાલ વિદ્યારામ પાઠક ( ૬-૫-૧૨ )

---



# બિચારો કાગડો

દરવર્ષે વસંત આવે ને પક્ષીઓ માળા બાંધે. કાગડા-કાગડી માળો બાંધવા માંડે ત્યારથી કોયલસમાજ બરાબર નોંધ કરી લ્યે કે અમુક અમુક સ્થળે ને અમુક ઝાડે કાગડાના માળા થયા છે. માળો પુરો થાય ને ઈંડા મૂકાય એટલે કોયલના હુમલા શરુ થાય. કાગડો કાગડી ડહાપણ વાપરીને બેસી રહેતા હોય તો કશો વાંધો નહિ, પણ કોયલ ફાવી જાય છે કાગડાના અભિમાનમાં કાગડાને એમ કે અમે તો બહાદુર જાત! સમડી ને શકરાને તગડી મૂકનારા!! કોયલ વળી શા હિસાબમાં! કોયલો લુચ્ચી, સંપીલી ને યુક્તિબાજ! દિવસોના દિવસો બગાડે માર ખાય પણ માળો બાંધવાની જાતે તસ્દી ન લ્યે! ને એકવાર ટેવ પડી એટલે ખલાસ! શ્રીમંત બૈરાંઓ નવરાં બેસી રહે, ટેલટપ્પા મારે, પણ રાતના એઠાં વાસણ ન ઉટકે! ધોબીના કપડાં ન આવે ત્યાં સૂધી ઘણી અગવડ પડે પણ જાતે ધોવાનું મન જ ન થાય. આમ શ્રીમંતને એશઆરામીની જેમ કોયલ વસંતની મઝા માણવા મોજશોખી ને હરામ હાડકાંની થઇ ગઇ છે ને હવે તો આદત પડી ગઈ, રૂઢિ બંધાઇ ગઇ; ને વર્ષો વીતી ગયાં એટલે કોયલ માળો બાંધવાનું ને બચ્ચાં ઉછેરવાનું કામે ભૂલી ગઇ છે. શ્રીમંત બાઇઓ નર્સ, આયા ને નોકરો પાસે જ બાળકો ઉછેરાવે છે તેમ કાગડો કાગડી કોયલના નોકર ને આયા છે. બચ્ચું પુરેપુરું મોટું થાય ઉડતાં શીખે ને ખોરાક ગોતતાં શીખે એટલે પોતે ઉપાડી જાય. પક્ષી જગતમાં દાદો ને ડાંડ ગણાતો કાગડો કાગડી કોયલ પાસે ભોટ ને મૂર્ખ સાબીત થાય છે. વસંત, ગ્રીષ્મ ને વર્ષા એટલે કુદરતમાં માણવાના ખાવા પીવા ખેલવા ને ગાવાના કોયલના દિવસો પૂરા થાય છે. એટલે તૈયાર બચ્ચાને પોતે ઓળખી પોતાની સાથે લઇ જાય છે.

પાસેના લીમડા ઉપર અઠવાડિયાથી કાગડો કાગડી બે મોટાં કોયલનાં કાળા-નરબચ્ચાંઓને ઉછેરી રહ્યાં છે. બચ્ચાંને એકાંતમાં સંતાડી રાખી પોતે ચણ ગોતી ત્યાં ખવરાવી આવે છે! કાગડા કાગડીને એમ કે મારા રૂપાળાં બચ્ચાંને કોક લઈ જશે એટલે સાથે જ નથી ફેરવતાં. ચકલી કાબર વગેરે તો પોતાનાં બચ્ચાંને સાથે જ ફેરવતાં હોય છે.

કાગડાભાઇ માટે હસવું તો એમ આવે છે કે રસ્તા ઉપર સુખેથી કોઇને પસાર થવા યે દેતા નથી! કુતરૂં, ગાય, છોકરો, છોકરી, આદમી કે બાઇ જે નીકળે તેની પાછળ પડે ને કકળાટ કરી; ચાંચો મારી તગડી મૂકે! સમડીને તો એ રસ્તે આકાશમાંએ આડી ઉતરવા ન દે! મનુભાઈ એક બે વાર બચ્ચાં જોવા ગયો તે હવે તેને ભાળે ને કાગડો

ગોળ આ બધું ખાધું. ખાધા પછી અમે બધા સ્ટેશન ગયા. ત્યાં ૪–૫ સાધુ હતા. તેમાંના એક સાધુને લાઠી ફેરવતાં સરસ આવડતું હતું. તથા મરાઠી ગાયનો પણ તેને આવડતાં હતાં માંડાવરથી બીલખા ટ્રેઈનમાં જવાનું હતું. ટ્રેઇન આવવાની એક કલાક વાર હતી. એટલે ગામમાંથી છાશ લાવી અમો બધાએ પીધી. પછી પા કલાકે ટ્રેઇન આવી અને ટ્રેઇનમાં અમો ચઢી બેઠા. અમે જે ડબામાં બેઠા હતા તેજ ડબામાં પેલો સાધુ બેઠો હતો, તે મરાઠી ગાયનો ગાતો હતો, તે સાધુ ગીરનાર જતો હતો. અને અમો બિલખામાં ઉતર્યા ત્યાં અમે રાત રોકાઇ રહ્યા. અને બીજે દિવસે સાંજના ચાર વાગે ગીરનાર ઉપર ચઢવાનું શરુ કર્યું હતું. ત્યાંથી અમો રામેશ્વર ગયા હતા. બીલખામાં આનંદાશ્રમ જોવા જેવું હતું તે અમો જોવા ગયા હતા; તે જોઈને અમો ૫-૧૫ વિદ્યાર્થીઓ ત્યાંથી રામેશ્વર ઉપડયા. ત્યાંથી ત્રણ ગાઉ થાય. બીજું તે કેડીનો રસ્તો હતો. અને તે જંગલમાંથી જાય. અમે જ્યાં અડધે આવ્યા ત્યારે ખીણમાંથી એક નદી વહેતી હતી, અને તેનું પાણી બહુ ચોકખુ અને મીઠું હતું. અમે જતા હતા. આથે એક લોકડી સુતી હતી. તે અમે બધાએ જોયું. રાત્રે આઠ વાગે રામેશ્વર પહોંચ્યા. દરેકે પોત પોતાનો નાસ્તો કરી લીધો. અને પછી અમે સૂઇ ગયા. સવારે ૭ વાગે ઉઠી ત્યાંથી અમે એક ભોમિયો લીધો હતો. અને અમારે દાતારને ડુંગરે જવાનું હતું. ત્યાં અમો ગયા ત્યાંથી કેડી જતી તે કેડીએ ચાલ્યા. અડધે ચાલ્યા ત્યાં કેડી ન મળે. એટલે અમો બધા મુંઝાયા, અને અમે બધા સીધે સીધા ચાલવા માંડયા. અમે ઉપર ચઢયા ત્યાં માણસો જતા હતા. તેમની સાથે અમે બધા ભેગા થઇ ગયા હતા. દાતાર ગયા. બધું જોઇને નીચે પાછા આવ્યા. તળેટીના ગામમાંની ધર્મશાળામાં ઉતર્યા હતા. ત્યાં સાત વાગી ગયા. પછી અમે બધાએ ખાધું પછી સૂઇ ગયા. સવારે ચાર વાગે ઉઠીને ગીરનાર ઉપર ચઢવા માટે તૈયાર થઇ ગયા. ચાલતાં ચાલતાં વચ્ચે ૩–૪ વખત વિસામો લેવો પડયો હતો, બધું જોતાં જોતાં સવારના છ વાગે ઉપર પહોંચી ગયા. અને વચ્ચે ઘણાય ખોટા સાધુઓ પાઈ પૈસાઓ માગે, ઉપર અમે ૫–૬ કલાક સુધી ફર્યા અને ત્યાંની વિગત અને શું શું થયું, શું શું જોયું. તે બધું મેં ઉપર લખ્યું તે પ્રમાણે છે. અમે બધું જોયું. અને પછી નીચે ઉતર્યા તે દિવસ અમારે મહાભોજન હતું. તે ભોજન કરી પછી અમે સુઈ ગયા, અને બીજે દિવસે ટ્રેઈનમાં ભાવનગર પહોંચ્યા. આ પ્રમાણે હમારી મુસાફરીનો અંત આવે છે.

"નરસિંહ".



# મૂર્ખ બિલાડો ને શિયાળ



ખુરશીમાં બેસી મૂર્ખ બિલાડો ચા પીતો'તો
સામે મોટું દર્પણ રાખી મૂખ એનું જોતો'તો.

એવામાં શિયાળ આવી કહે કરો મુજ કામ
નોકરી મારે કરવી છે. લઇશ હું થોડા દામ.

કરજે નિત તું ચા મારી, આપીશ રૂપિયા પાંચ
મૂછોને વળ દેતા બિલાડાભાઇનો ઉવાચ.

સારું સાહેબ, કહી ચાલ્યા શિયાળ ભરી સલામ.
શું કરવા છે પૈસા મારે ? ચાની સાથે કામ.

નિત બિલાડાંને ચા થોડી દઇ, પોતે વધુ પીતો
'સાહેબ ઉભરો આવ્યો, ને ઢોળાઈ ચા એવું કે'તો.

બિલાડાભાઈ થયા ગુસ્સે ને એક દિ મારવા દોડ્યા
સુંદર રકાબી પ્યાલા ફોડી, શિયાળ બંદા ભાગ્યા.

ઇન્દુલાલ હ. કોઠારી

---

# મોરલો

વનમાં તે મ્હાલતો પ્યારો રે મોરલો,
બોલતો રે ! કેવાં મીઠાં એ બોલ.

બાળક હરખાય છે સુણતાં સ્નેહથી,
નાચતો રે ! કેવો કરે કલ્લોલ-વનમાં.

મ્હારા એ ભાઇનો પ્યારો રે મોરલો,
શોભતો રે ! કેવા રંગે રસાળ-વનમાં.

નીલખું હું તો એની પ્યારી કળાને,
કરતો રે ! કેવી સુંદર કળા-વનમાં.

મ્હારા તો ઉપવનમાં ખેલતો મોરલો,
દીપતો રે ! કેવો મ્હારો બાગ-વનમાં.

આવે બાલુડાં કોઈ મ્હારા આંગણે,
સ્નેહથી રે દેખાડે તેની કળા-વનમાં.



સુરેશકુમાર પરીખ

# સબમરીન

બાળકો, તમે સબમરીન શબ્દ વર્તમાનપત્રોમાં અગર તો કોઇકને મોઢેથી સાંભળ્યો તો હશે જ. એ સબમરીન શું હશે, તેની રચના કેવી હશે અને તેનો શો ઉપયોગ હશે એ જાણવાનો તમે કદી પ્રયત્ન કર્યો છે?

આ સબમરીન ને પાણીની અંદર તરનારી સ્ટીમર છે. તેને ડુબકકીસ્તિ પણ કહેવામાં આવે છે. તે પાણી ઉપર એંજીનથી અને પાણીની નીચે વિદ્યુત્તથી ચાલે છે. તેમાં ટોરપીડો, દારૂગોળો વગેરે શત્રુઓની સ્ટીમરો તથા વહાણોનો નાશ કરવા માટે રાખવામાં આવે છે. તેની લંબાઇ ઠીક ઠીક હોય છે પણ પહોળાઈ બહુ થોડી હોય છે. તેમાં બીજી જગ્યાએ જતી વખતે મોટી મુશ્કેલી ઉભી થાય છે તેથી ખૂબ સાવચેતી રાખવી પડે છે. તેની બંને બાજુએ આવેલા છેડા ઉપર ટોરપીડો ગોઠવેલી હોય છે. તે ઉપરાંત તેમાં અનાજનો ભંડાર, રસોઈગૃહ આરામગૃહ, અમલદારો માટે રહેવાની જગ્યા તેમજ ખલાસીઓ માટે અલગ ખંડ હોય છે. સબમરીન દિવસે પાણીની અંદરના ભાગમાં તરે છે અને કિનારા પર આવેલા દેશનું દુશ્મનોથી રક્ષણ કરે છે.

તમને થશે કે પાણીની નીચે તરતી આ સબમરીનમાંના માણસોને કેવી રીતે ખબર પડે કે દુશ્મનો કયાં છે અને તેમના ઉપર કેવી રીતે દારૂગોળો છોડવો? તેમાં રહેલા માણસો કેવી રીતે શ્વાસ લેતા હશે? સમુદ્રની સપાટી ઉપર તેમજ દૂર શું બની રહ્યું છે તે જાણવા માટે 'પેરીસ્કોપ' (Periscope) નામનું યંત્ર વાપરવામાં આવે છે. સબમરીન પાણીની નીચે હોય છે ત્યારે એ યંત્રનો એક છેડો પાણીની સપાટીથી થોડે ઉંચે અને બીજો છેડો સબમરીનમાં હોય છે. આરસીઓની કરામતથી બહારનો દેખાવ જોઈ શકાય છે. અંદરના છેડાના હાથ પાસે એક અમલદાર બેસે છે અને બહાર શું બની રહ્યું છે તેની શોધમાં રહે છે. જ્યારે સબમરીન સમુદ્રની સપાટીથી થોડીક જ ઊંડી હોય છે ત્યારે ઝીણામાં ઝીણો અવાજ સાંભળી શકાય તેવા યંત્રની મદદથી દૂરથી દુશ્મનોની સ્ટીમરો કે વહાણો આવે છે કે નહીં તે જાણી શકાય છે. દુશ્મનનાં વહાણો પાસે આવી લાગે એટલે તેમના ઉપર ટોરપીડો છોડવામાં આવે છે. આ ટોરપીડામાં દારૂગોળો ભરેલો હોવાથી જ્યારે તે દુશ્મનોના વહાણો સાથે અથડાય છે ત્યારે તેમાં આગ લાગે છે અને તેનો નાશ થાય છે.

સબમરીનની અંદરનાં માણસો તેની અંદર પૂરેલી હવાનો ઉપયોગ કરે

છે. આ હવા ખલાસ થઇ જાય ત્યારે સબમરીન સપાટી ઉપર આવે છે. અને નવી શુદ્ધ હવા મેળવે છે.

સબમરીનને પાણીની અંદર ડુબાડવા માટે તેમાં યંત્રદ્વારા પાણી ભરવામાં આવે છે. પાણીથી તેનું વજન વધે છે અને નીચે ઉતરે છે. તે પ્રમાણે સપાટી ઉપર આવવા માટે બધું પાણી કાઢી નાખવામાં આવે છે. આથી તેનું વજન ઓછું થાય છે અને સપાટી ઉપર આવે છે.

સબમરીન પાણીની અંદર લગભગ બેથી અઢી દિવસ સુધી રહી શકે છે. તેની સપાટી ઉપરની ઝડપ કલાકના બે માઇલની હોય છે અને પાણીની અંદ. ઝડપ આશરે એક કલાકે એક માઈલ હોય છે. તે અંદરના ભાગમાં ૪૦૦ થી ૫૦૦ ફુટ નીચે જઇ શકે છે. પણ આટલે ઊંડે જતાં તે માત્ર ૧૫૦ થી ૨૦૦ ફુટમાં જ ફર્યા કરે છે.

જ્યારે પેરીસ્કોપમાંથી દુશ્મનનાં વહાણો દેખાય છે ત્યારે સબમરીનમાંથી ટોરપીડો છોડવામાં આવે છે. આ સબમરીન ટોરપીડો છોડીને તે સ્થળેથી જેમ બને તેમ જલ્દી અદ્રશ્ય થવા માટે નાસે છે. કેમકે દુશ્મન સ્ટીમરમાંથી તેનો નાશ કરવા 'ડેપ્થચાર્જ' નામનો ગોળો છોડવામાં આવે છે. એ ગોળામાં એવી જાતની વિશિષ્ટતા હોય છે કે તેની શક્તિ પાણીની અંદર પણ જેવી ને તેવી જ રહે છે, અને અમુક અંતર કાપ્યા પછી ફાટે છે. તે અંતરમાં જો સબમરીન સાથે ભેટો થાય તો સબમરીન હતી ન હતી થઇ જાય છે.

આ પ્રમાણે, લડાઈમાં સબમરીનનો ઉપયોગ કરવામાં આવે છે.

સુરેન્દ્ર દોશી.

## કોનો કઇ સાલમાં જન્મ ?

લખનારઃ—રમણ અંબાલાલ શાહ

| | |
|---|---|
| (૧) શ્રી. ચંદ્રવદન મહેતા | ઇ. સ. ૧૯૦૧. |
| (૨) શ્રી. દેશળજી પરમાર | „ ૧૮૯૪. |
| (૩) શ્રી. સુંદરમ્ | „ ૧૯૦૮. |
| (૪) શ્રી. સ્નેહરશ્મિ | „ ૧૯૦૩. |
| (૫) શ્રી. ઉમાશંકર જોષી | „ ૧૯૧૧. |
| (૬) શ્રી. બાદરાયણ | „ ૧૯૦૫. |
| (૭) શ્રી. ઇન્દુલાલ ગાંધી | „ ૧૯૦૫. |
| (૮) શ્રી. ઝવેરચંદ મેઘાણી | „ ૧૮૯૭. |
| (૯) શ્રી. પતીલ | „ ૧૯૦૭. |
| (૧૦) શ્રી. સુંદરજી બેટાઈ | „ ૧૯૦૪. |
| (૧૧) શ્રી. બળવંતરાય ઠાકોર | „ ૧૮૬૯, |

# તમને કેવા થવું ગમે ?

એક છોકરો હતો. તેનું નામ ગોપાળ. તે ખૂબ હોશિયાર હતો. નિશાળમાં પહેલો નંબર રાખે.

એક દિવસ તેની બાએ તેના માટે એક રોટલો બનાવ્યો. ખાંડ, દ્રાક્ષ, ટોપરૂં વિગેરે નાખીને ખૂબ મજાનો રોટલો તૈયાર કર્યો. ઘીથી તરબોળ ચોપડયો અને પછી પોતાના વહાલા દીકરા ગોપાળને ખાવા માટે નિશાળે મોકલ્યો.

ગોપાળ આવો સરસ રોટલો જોઈને રાજી રાજી થઈ ગયો. તે તો રોટલો લઈને નાચવા ને કૂદવા લાગ્યો. અને તરતજ એક બાજુએ જઈને કકડા કર્યા વિના આખેઆખો રોટલો દાંતથી કરડીને ખાવા લાગ્યો. નિશાળનો ઘંટ વાગ્યો ત્યાં સુધી ખાધો. વધ્યો તે પોતાની પાસે સંતાડીને બીજી વખતે ખાવા સારું રાખ્યો. સાંજે તે નિશાળેથી છૂટયો ત્યારે વળી થોડો ખાધો. ઘેર જઈને પણ બીજા ખાણા સાથે ખાધો અને કકડો વધ્યો તે લઈને રાત્રે સૂઈ ગયો તે રાત્રે જાગ્યો ત્યારે ય ખાધો. આમ ગોપાળને એ રોટલો એટલો ગમી ગયો હતો કે તે એકલોજ જ્યારે જ્યારે વખત મળ્યો ત્યારે ત્યારે થોડો થોડો કરીને ખાઈ ગયો.

બીજેજ દિવસે ગોપાળને પેટમાં દુઃખવા આવ્યું. માથું દુઃખવું શરૂ થયું અને તાવ આવી ગયો. ગોપાળ માંદો પડયો.

માબાપને ચિંતા થઇ. હરતો ફરતો છોકરો એકાએક માંદો કેમ થઇ ગયો ? નજર લાગી કે શું ? આડોશી પાડોશી ખબર લેવા આવ્યાં તેઓ કહે "અરે ! આ ગોપાળ કોઈ દિ માંદો ન પડે તે આજે એકાએક શું થઇ ગયું ?

ડૉકટરને બોલાવ્યો ડૉકટરે ગોપાળને જોઇને દવા આપી. કડવી દવા. ગોપાળને પીવી જરાય ન ગમી. પણ કરે શું ? તાવ હતો, એટલે દવા પીધા વિનાય કેમ ચાલે ?

થોડા દિવસે ગોપાળ સાજો થયો તે નિશાળે જવા લાગ્યો. પણ હવેથી તેની માએ નિશાળે રોટલો-નાસ્તા માટે મોકલવો બંધ કર્યો

બીજો એક છોકરો હતો તેનું નામ નારાયણ. તે પણ ગોપાળની નિશાળે જ ભણતો હતો.

નારાયણની માએ એક દિવસ તેને નાસ્તા માટે સરસ, મજાનો રોટલો મોકલ્યો. રોટલો જોઇ નારાયણ ખુશ થઇ ગયો. તેણે તેના મિત્રોને બોલાવ્યા અને કહ્યું. "ચાલો આપણે આ રોટલો ભેગા બેસીને ખાઇએ. મારી બાએ ખૂબ સરસ રોટલો મોકલ્યો છે."

મિત્રોને કટકો કટકો રોટલો આપી પોતે એક કટકો ખાધો અને થોડાક વધ્યો તે ત્યાં આવી પહોંચેલા એક ભૂખ્યા ભિખારીને આપી દીધો. આથી નારાયણને ખૂબ જ આનંદ થયો.

નારાયણની મા તેને દરરોજ એવોજ રોટલો મોકલવા લાગી.

લે. કાન્તિલાલ સુ. ઝવેરી.

# સ્ત્રીબોધ

| જુલાઈ ૧૯૪૨ | અનુક્રમણિકા<br>છૂટક નકલ આઠ આના | વર્ષ ૮૬ અંક ૭ મો |
|---|---|---|




કોણ જવાબદાર : આવતા અંકમાં આપવામાં આવશે.

## આમંત્રણ

બહેનો અને ભાઈઓ,

'સ્ત્રીબોધ' નો દર વર્ષે નવરાત્રીમાં ઉપયોગી થાય તેવો 'ગરબા અંક' આપવામાં આવે છે. છેલ્લા બે વરસ થયાં તે અંકો ઘણાજ વખણાયા છે તે આપ સૌ જાણો છો.

ઓક્ટોબરનો અંક 'ગરબા અંક' તરીકે બહાર પડશે.

આપના ગરબાઓ વહેલી તકે અમોને મોકલી આપશો. જેથી અમોને ક્રમવાર ગોઠવવામાં તેમજ ચિત્રો વગેરેમાં ઉપયોગી થાય એ હેતુથી આ અંકમાં જ જાહેર કર્યું છે. છેલ્લી ઘડીએ અમોને ઘણીજ ઉતાવળ કરવી પડે છે. માટે દરેક ભાઈ-બહેનોએ પોત પોતાની કૃતીઓ કાર્યાલયમાં મોકલી આપવી. —મંત્રી.




વાર્ષિક લવાજમ

| દેશ | બ્રહ્મદેશ | પરદેશ |
|---|---|---|
| ૪-૪-૦ | ૪-૮-૦ | ૫-૪-૦ |

(આઠ શીલીંગ)

'જ્ઞાનવર્ધક પુસ્તકમાળા'
ના ગ્રાહકોને


ચાલુ સાલનું બીજું પુસ્તક શ્રી કનૈયાલાલ મુનશીકૃત કોનો વાંક? કી. રૂ. અઢી બહાર પડી ગયું છે. અને હજુ આ પુસ્તક ન જોઈતું હોય તો 'અણહિલવાડનો યુવરાજ' (ઉત્તરાર્ધ) પણ બહાર પડનાર છે. તે મળશે. ગ્રાહકો બન્નેમાંથી જે જોઈશે તે મંગાવી શકે છે. ત્રીજું પુસ્તક શ્રી અમૃતલાલ ત્રિવેદીનું સામાજીક સર્જન.

જસવંતી-દીલનાડખ છપાય છે. તે આ માંસની આખરમાં બહાર પડશે.

વ્યવસ્થાપક.

## નવાં પુસ્તકો

| | |
|---|---|
| અણહીલવાડનો યુવરાજ ભા. ૧-૨ જો | ૪-૮ |
| ત. રાજમાતા | ૩-૮ |
| સુરેખા | ૨-૮ |
| અવંતીપતિ | ૨-૮ |
| સહચરીની શોધમાં | ૧-૮ |
| ક્રાંતિ કથાઓ | ૨-૦ |
| સુવાસચંદ્ર (શરદબાબુ) | ૨-૮ |
| ઇલા | ૧-૮ |

'સ્ત્રીબોધ કાર્યાલય'
પીરમશા રોડ-અમદાવાદ.

વાર્ષિક લવાજમ

| દેશ | પરદેશ | પરદેશ |
|---|---|---|
| ૪-૪-૦ | ૪-૮-૦ | ૫-૪-૦ |

(આઠ શીલીંગ)

# સ્ત્રી બોધ


જુલાઈ ૧૯૪૨ | અનુક્રમણિકા — છૂટક નકલ આઠ આના | વર્ષ ૮૬ અંક ૭ મો




કોણ જવાબદાર: આવતા અંકમાં આપવામાં આવશે.

## આમંત્રણ

બહેનો અને ભાઈઓ,

'સ્ત્રીબોધ' નો દર વર્ષે નવરાત્રીમાં ઉપયોગી થાય તેવો 'ગરબા અંક' આપવામાં આવે છે. છેલ્લા બે વરસ થયાં તે અંકો ઘણાજ વખણાયા છે તે આપ સૌ જાણો છો.

ઓક્ટોબરનો અંક 'ગરબા અંક' તરીકે બહાર પાડશે.

આપના ગરબાઓ વહેલી તકે અમોને મોકલી આપશો. જેથી અમોને ક્રમવાર ગોઠવવામાં તેમજ ચિત્રો વગેરેમાં ઉપયોગી થાય એ હેતુથી આ અંકમાં જ જાહેર કર્યું છે. છેલ્લી ઘડીએ અમોને ઘણીજ ઉતાવળ કરવી પડે છે. માટે દરેક ભાઈ-બહેનોએ પોત પોતાની કૃતીઓ કાર્યાલયમાં મોકલી આપવી. —મંત્રી.

'જ્ઞાનવર્ધક પુસ્તકમાળા' ના ગ્રાહકોને

ચાલુ સાલનું બીજું પુસ્તક શ્રી કનૈયાલાલ મુનશીકૃત કોનો વાંક? કીં. રૂ. અઢી બહાર પડી ગયું છે. અને જો આ પુસ્તક ન જોઈતું હોય તો 'અણહિલવાડનો યુવરાજ' (ઉત્તરાર્ધ) પણ બહાર પડનાર છે. તે મળશે. ગ્રાહકો બન્નેમાંથી જે જોઈશે તે મંગાવી શકે છે. ત્રીજું પુસ્તક શ્રી અમૃતલાલ ત્રિવેદીનું સામાજીક સર્જન.

'જસવંતી-હીલનાડખ' છપાય છે. તે આ માસની આખરમાં બહાર પડશે.

વ્યવસ્થાપક.

## નવાં પુસ્તકો

| | |
|---|---|
| અણહીલવાડનો યુવરાજ ભા. ૧-૨ બે | ૪-૮ |
| ત. રાજમાતા | ૩-૮ |
| સુરેખા | ૨-૮ |
| અવંતીપતિ | ૨-૮ |
| સહચરીની શોધમાં | ૧-૮ |
| કીર્તિ કથાઓ | ૨-૦ |
| સુવાસચંદ્ર (શરદબાબુ) | ૨-૮ |
| ઈલા | ૧-૮ |

'શ્રીબોધ કાર્યાલય' પીરમશા રોડ-અમદાવાદ.


વાર્ષિક લવાજમ

| દેશ | પરદેશ | પરદેશ |
|---|---|---|
| ૪-૪-૦ | ૪-૮-૦ | ૫-૪-૦ |

(આઠ શીલીંગ)


# શ્રી બોધ


જુલાઈ ૧૯૪૨ | અનુક્રમણિકા | છૂટક નકલ આઠ આના | વર્ષ ૮૬ અંક ૭ મો




કોણ જવાબદાર: આવતા અંકમાં આપવામાં આવશે.

## આમંત્રણ

બહેનો અને ભાઈઓ,

'સ્ત્રીબોધ' નો દર વર્ષે નવરાત્રીમાં ઉપયોગી થાય તેવો 'ગરબા અંક' આપવામાં આવે છે. છેલ્લા બે વરસ થયાં તે અંકો ઘણાજ વખણાયા છે તે આપ સૌ જાણો છો.

ઓક્ટોબરનો અંક 'ગરબા અંક' તરીકે બહાર પડશે.

આપના ગરબાઓ વહેલી તકે અમોને મોકલી આપશો. જેથી અમોને ક્રમવાર ગોઠવવામાં તેમજ ચિત્રો વગેરેમાં ઉપયોગી થાય એ હેતુથી આ અંકમાં જ જાહેર કર્યું છે. છેલ્લી ઘડીએ અમોને ઘણીજ ઉતાવળ કરવી પડે છે. માટે દરેક ભાઈ-બહેનોએ પોત પોતાની કૃતીઓ કાર્યાલયમાં મોકલી આપવી. —મંત્રી.

ગૃહસ્થો કુટુંબો-સ્ત્રીઓ અને બાળકોનું માનીતું ને જૂનામાં જૂનું માસિક પત્ર-




વર્ષ ૮૬ :: જુલાઈ ૧૯૪૨ : સળંગ અંક :: ૧૦૨૬ : અંક ૭



# સ્વર્ગીય પનિહારી

( ઢાળ : જનનીની જોડ સખી... )

એક વાદળી આકાશથી ઊતરીરે લોલ,
અમૃતે સિંચેલ એની કાય જોઃ
—પનિહારી એ સ્વર્ગ લોકની રે લોલ. (૧)

અને ભાલે છે શુક્રતણો ચાંદલોરે લોલ,
રૂડી દૈધા રમન્તી એને ગાલ જોઃ
—પનિહારી એ સ્વર્ગ લોકની રે લોલ. (૨)

વેણી સોહન્ત બીજ ચાંદનીરે લોલ,
વીજળીએ પૂર્યાં એમાં તેજ જોઃ
—પનિહારી એ સ્વર્ગ લોકની રે લોલ. (૩)

એને ઝાંઝર જડયા નભ તારલા રે લોલ,
સસરંગી મેખલા એને કેડ જોઃ
—પનિહારી એ સ્વર્ગ લોકની રે લોલ. (૪)

ઘડુલી મઢી છે એની હીરલે રે લોલ,
જલભરતી આકાશ ગંગા તીર જોઃ
--પનિહારી એ સ્વર્ગ લોલની રે લોલ. (૫)

નીર ભરતાં વધ્યાં તે એણે ઢોળિયાં રે લોલ,
એતો ધરતીને ખોળે સિંચાય જોઃ
—પનિહારી એ સ્વર્ગ લોકની રે લોલ. (૬)

રણજીત મ. શેઠ

# બાળપણની લહાણ

ભગવાનદાસ ઘડિયાળમાં સાતના ટકોરા થતાં જ ઝબક્યા. આંખો ઉપરના ચશ્મા નાક ઉપરથી ખસેડી કપાળ ઉપર ચઢાવ્યા. ઘડિયાળની નીચે જ કેલેન્ડર હતું. લાલ લાલ અક્ષરોમાં—

'૫—જાન્યુઆરી ૧૯૪૨!' લખેલું હતું.

સાઠ વર્ષ પહેલાં ભગવાનદાસનો જન્મ થયો હતો તે તેમને યાદ આવી ગયું. કેલેન્ડરમાં કેવી શક્તિ! પાછલી વાતોને મગજમાં રજૂ કરવાની એની શક્તિ સાચે જ પ્રશંસનીય ગણાય!

એક દિવસ પૂરો થતાં તેઓ તેમની રોજનીશી લખતા. એ ડાયરી દરરોજ સવારે લખતા કે ગઈ રાત્રિએ સૂતાં પહેલાં લખતાં. છતાં રાત્રે ન લખાય તો સવારે લખીને જ તેઓ દરિયાકિનારે ચોપાટી ઉપર ફરવા જતા. આ એમનો નિત્ય કાર્યક્રમ ભાગ્યે જ ફરતો.

કેલેન્ડરની તારીખ નીચે એમણે તરત ટપકાવી લીધું કે—

"આજે મને સાઠ વર્ષ પૂરાં થયાં!"

ઓ હ, કાળ કેટલી ઝડપે ઊડવા લાગે છે! કેટલી મહત્ત્વની વસ્તુઓ આટલા સમય દરમિયાન બની જવા પામી છે! ઘડિયાળ 'ટિક્ ટિક્' કરતું વખતની પાંખો ઉપર ઊડવા જ લાગે છે કે શું?

તારુણ્ય ગયું, જિન્દગીનાં મોંઘાં વર્ષો પણ ગઈ કાલની જેમ વીતી ચૂક્યાં છે. તેમને એક પછી એક ભૂતકાળનો ઈતિહાસ રજેરજ યાદ આવવા લાગ્યો.

સુખદુઃખના કંઈક ખાડાટેકરા વટાવતાં વર્ષો વહી જવા પામ્યાં હતાં, પાંત્રીસ વર્ષ સુધી સરકાર માબાપની નોકરી કર્યા બદલ ભગવાનદાસને માસિક સીત્તેર રૂપિયાનું આજે પેન્શન પણ મળતું હતું.

એમને એક પુત્ર પણ હતો. એમને જે આઠ છોકરાં હતાં તેમાંથી એક જ . ઉ જીવતો રહેવા પામ્યો હતો: કંઈ બાધ કંઈ દવાઓ અને કંઈક ચિંતાના ઉજાગ પછી એમને એક આટલો પુત્ર જીવતો રહ્યો આજે તે કલકત્તામાં સારી નોકરી ઉપર

તેની બચત અને ભગવાનદાસની ભેગી થતાં એક મકાન પોતીકું બનાવ સગવડ તેમને થઈ હતી. એના ઉપર પોતે પોતાના દિવસો અતિ સુખમાં નિ કરતા હતા.

હવે તેઓ 'હરિ હર' કરતા પ્રભુ ભુમાં તેમના દિવસો પૂરા કરતા હતા. 'પાંચ જાન્યુઆરી ૧૯૪૨'ના આંકડાને એકાએક વાચા ફાટી હોય તેમ અવાજ આ

"તારી જિન્દગીનો અંતકાળ સ આવ્યો છે: તેં બાળકનો સ્વાભાવિક આ ગુમાવ્યો છે ખરું?"

*

ભગવાનદાસના અંગેઅંગમાં ધ્રુજારી ગઈ. વીજળીનો આંચકો લાગે અને જે થાય તે આ શબ્દોથી તેમને થઈ. ક અવાજે તેમણે હાક પાડી—

'શરદ ..'

'કેમ બાપુજી?' શરદ જરાક ના સાથે દિવાનખાનામાંથી સ્લેટ અને પેન બહાર નીકળી આવ્યો. શરદને માથે તો શા તો બોજો હતો; ઉપરાંત તેને તેના દા બીક સંભાળવાની હતી. આજે રવિવાર છતાં સવારથી જ તેનું શિક્ષણનું કામ ચાલુ હતું.

'શરદ, આજે રવિવાર એટલે તારે ખરું ને? આજે મારી વરસગાંઠ છે. 

આજે આપણે મજા કરીશું. મેં એનો નિશ્ચય કરી લીધો છે. કેમ, તને ગમશે ને ?'

શરદ ભગવાનદાસનો ૭ વર્ષનો પૌત્ર, એને માટે આવો સરસ સોનાનો સૂરજ ભાગ્યે જ ઊગતો. વરસગાંઠને નામે પણ જો રજાની મગ્ન ચાખવાની મળતી હોય તો કોને ના ગમે ?

'પણ બાપુજી, તમે શી શી મજા કરાવશો, એ તો કંઈ કહ્યું જ નહિ !'

'એની શી જરૂર છે ! જો, તું જે જે કંઈ કહેશે તે તે બધું હું કરીશ, પછી છે કાંઈ ?'

'હું જે કાંઈ કહું તે પ્રમાણે તમે કરશો એ વાત કબૂલ કરતા હો તો દો વચન; કેમ, તાલી આપોને !' એમ કહી શરદે તેનો પોતાનો હાથ લાંબો કર્યો.

ભગવાનદાસે ૭ વર્ષના શરદના કોમળ હાથની હથેલીમાં પોતાનો હાથ તાલી આપતાં મૂક્યો, અને એમ વચનબદ્ધ તેઓ થયા. બન્ને એકબીજાને તાળી આપતા ખૂબ હસ્યા.

શરદે તેનો ક્રિકેટનો સામાન બહાર કાઢ્યો અને બંગલાની બહાર ખુલ્લી જમીનમાં સ્ટમ્પ પણ ખોસ્યા.

"બાપુજી, કેમ ઊભા છો ? આવોને, આપણે હવે ક્રિકેટ રમીશું !" દાદાને પૌત્રના એવડા ઘવાતી ઘડી આવી પહોંચી હતી.

"જુઓ, બેટિંગ કોને ભાગે જાય છે તે માટે હું આ ઠીકરું લઉં છું અને એક બાજુ ભીનું કરું છું. બોલો તમે—ભીનું કે સૂકું ?" એમ કહેતાં જીભ વડે શરદે એક બાજુ થૂંકવાળી કરી.

"સૂકું !" દાદાએ તરતજ કહી નાંખ્યું. શરદને દાદાનો વિશ્વાસ નહોતો. રખેને દાદા દોડી જઈ બાજુ ફેરવી નાંખે તો ? એટલે શરદ જ પોતે દોડી ગયો અને જોયું તો ઉપરની બાજુ સૂકી જ હતી. તેણે કહ્યું:—

"દાદાજી, તમે જ પહેલા આવો છો. ચાલો, બેટિંગ તમારી. ઘણીજ ઉદારતાથી શરદે પોતાના હાથમાંનું બેટ ભગવાનદાસના હાથમાં આપ્યું.

ભગવાનદાસે નાનપણમાં બેટ તો ખૂબ ખેલ્યા હતા. એટલે બેટિંગમાં તે સારું કામ આપે એ કુદરતી હતું. શરદને દોડાવી દોડાવી થકવી નાંખ્યો.

એટલામાં બૉલ સામેના બંગલાના કંપાઉન્ડમાં ગયો. એ બંગલામાં એક કૂતરો હતો. એની શરદને તો ઘણીજ બીક હતી. ત્યાં તો જવાય જ કેમ ? એણે રસ્તો કાઢ્યો. એણે કહ્યું:—

'નહિ, જેને ભાગે બેટિંગ જાય તેજ બીજા બંગલામાંથી જઈ દડો લઈ આવે, એવો અમારો નિયમ છે.'

ભગવાનદાસ હસ્યા અને વગર દલીલે એક બાળકની જેમ કદફૂક કદફૂક કરતા બોલ લઈ આવ્યા. પાછા વળતાં એક ખાડામાં તેમનો પગ પડ્યો. ઠીક ઠીક વાગ્યું. છતાં જાણે કશુંજ થયું નથી તેમ તેઓ દોડતા જ પાછા આવ્યા.

પણ આજે મજા કરવાની હતી. તેમને પૌત્રની ઈચ્છા પ્રમાણે કામ કરવાનું હતું અને એ શરત એમણે પાળી હતી એ એમને માટે ઓછો આનંદ નહોતો.

*

બેટિંગ પછી વિશ્રાન્તિ જોઈએ તે નિયમ મુજબ શરદે કહ્યું:

"બાપુજી, હવે ટિફિન જોઈએ."

"હા, ચાલો આપણે રસોડામાં !"

"એમ નહિ, તમારે હું કહું તેમ કરવાની શરત છે એટલે તમે મારી પાછળ પાછળ ચાલ્યા આવો અને હું જેમ કહું તેમજ કરવાનું !"

દાદીમા રસોડામાં બેઠાં બેઠાં કોપરું તૈયાર કરી રહ્યાં હતાં. ત્યાં શરદ પહોંચ્યો અને

## અસ્ત થતાં



ભાનૂ જ્યોતિ ક્ષિતિજ છૂપાયે,
પદ્મ પાંખડીઓ બીડાયે;
તિમિરદળ ગાઢાં ઉભરાયે
ભાનૂ અસ્ત થતાં.

સોનલરંગી સન્ધ્યા ડૂબે,
અનિલ લહરીઓ હાં! સ્થંભે,
નિરવતા સઘળે પથરાયે.
ભાનૂ અસ્ત થતાં.

જીવન જ્યોતિ જાય બૂઝાઇ,
અન્તર પદ્મ જતાં બીડાઈ;
ચેતન સર્વ ગયું હરાઈ.
જીવન નષ્ટ થતાં.

પુષ્પા શુક્લ

દાદામાની પછવાડે વળગીને ગાલ ઉપર એક ચૂમી લીધી.

શરદે ભગવાનદાસને નિશાની કરી કે એજ પગલે ચાલ્યા આવો.

દાદાને આ કહ્યું કરવું આકરું લાગ્યું, પણ પૌત્રને ... કરાવવી હતી એટલે એમાં બીજો કાંઈ ઉપાય નહોતો. એમણે શરદનું જ અનુસરણ કર્યું.

"તમને આજે થયું છે શું? કે 'સાઠી બુદ્ધિ નાઠી?'" ચિડાઈને દાદીમા બોલ્યા, બહેક ગર્જ્યાં.

"મને આજે સાઠ વર્ષ થયાં એટલે કદાચ તારું કહેવું સાચું પણ હો!"

"એટલું તો જુઓ કે નાના છોકરાની આગળ આ શું કરો છો?"

"પણ એજ નાના છોકરાને આજે હું મજા કરાવું છું!"

*

રવિવારનો દિવસ એટલે દાદીમા માટે ઉપવાસ દિન. ભાગવતકથા વગેરેમાં જ એમનો વખત જતો.

બને જમી લે તો દાદીમા દેવદર્શને જાય અને કથાવાર્તા સાંભળે. પણ ભગવાનદાસે જણાવ્યું કે–'અમે અમારી મેળે જમી લઈશું, તમારે જ્યાં જવું હોય ત્યાં જાઓ!'

અને દાદીમા ગયાં. કોઠાર ઉઘાડ્યો અને ખાવાની વસ્તુઓ એમણે બનેએ ખાવા માંડી. ખાવામાં કંઈ ઢંગ ધડો જ ના મળે! શરદ જેટલું કરે તેટલું ભગવાનદાસ કરે.

બપોરે શરદ પાસે ક્રિકેટના ચિત્રોનો આલ્બમ તૈયાર કરવામાં ભગવાનદાસનો વખત ગયો. શરદ જે કંઈ માગે તે ચીજ આપવામાં તેમનો બધો વખત ગયો અને સાંજ પડી.

સાંજે ચોપાટી ઉપર ઉપડ્યા. ત્યાં ભેળ ખાધી. નાળિયેરનું પાણી ઉદારતાથી બનેએ પીવા જ માંડ્યું.

"જુઓ પણે! એ તો રામ-લક્ષ્મણ!" શરદે બૂમ પાડી કહ્યું.

"એ તો આપણા નાનાલાલ અને આનંદશંકર! એમ તું રામ-લક્ષ્મણ શાથી કહે છે?"

"ભુલેશ્વરમાં બધા તેમને રામ-લક્ષ્મણ જ કહે છે. એ બને વચ્ચે રામલક્ષ્મણ જેવો પ્રેમ છે માટે!" શરદે ગંભીરતાપૂર્વક જવાબ આપ્યો.

" ઘડપણને કારણે તેઓ એક બીજાને આધારરૂપ છે. એમનો બંધુપ્રેમ વખાણવા જેવો છે!"

" અને જોયા પેલા મોટા મામો!" શરદે એક ખૂબ કૃશ અને અથળ ડોસા તરફ આંગળી કરતાં કહ્યું.

એમને માથે કાશ્મીરી ટોપી હતી અને લાંબો કોટ પહેરેલો હતો. આંખો ઉપર સોનેરી ચશ્માં હતાં. મોટા મામાની નજર એક મોટી છોકરી ઉપર પડતાં તેમણે તેને કહેવા માંડયું:

" કેમ છોકરી, તું અમદાવાદથી તું કયારે આવી? તારા બાપુજી શું કરે છે? તારી બુદ્ધિની તો વાતજ શી કરવી!"

પહેલા સવાલનો છોકરીએ ઠીક ઠીક જવાબ આપ્યો, પણ પાછલા સવાલનો જવાબ તે ખાઈ ગઈ. તે સ્મિત સાથે ત્યાંથી ચાલી ગઈ.

પણ મોટા મામા તો પાછળ પાછળ ચાલતા જ રહ્યા, એટલામાં બીજી બે કોલેજ કન્યકાઓ તેમની સામેથી આવતી જણાઈ. પાસે આવતાં તેમણે તેમને પણ એક પ્રશ્ન પૂછયો.

"કેમ કુસુમ, તું ગળ્યું મોં કયારે કરાવે છે?" તેને શરમ આવી અને કાંઈ જ બોલ્યા ચાલ્યા સિવાય આગળ નીકળી ગઈ. પાછળથી તેણે તેની સખીને કહ્યું.

" આને કરવું પણ શું? સ્ટેશન ઉપર બે ત્રણ પ્લેટફોર્મ દૂર હોઇએ તો પણ તે ઘાંટા પાડીને બોલાવ્યા સિવાય ઝંપશે જ નહિ! એમ કરવાનો એમનો શો આશય છે તેજ સમજાતું નથી."

ભગવાનદાસ આ બધું જોઈ રહ્યા હતા. એ તો એમના બનેલા દોસ્ત શરદ સાથે નાસ્તાપાણીમાં જ હતા.

*

અંધારું થઈ ગયું હતું. શેલડીના રસના પ્યાલા ઉપર પ્યાલા ઢીચ્યા હતા. શરદના આગ્રહ મુજબ લીંબુ, બરફ વગેરે લેવાં જ પડતાં. પેટ ભરાઈ ગયું હતું. ભગવાનદાસે પૂછ્યું:—

"હવે કંઇ રહે છે?"

"હા!"

"શું રહે છે?"

"કેમ? સિનેમાસ્તો!!"

## વીણો વીણો વીણનારા.

[ રાસગીત ]

• રાગ દુર્ગા •

જિંદગીમાં સોણલાં રૂપાળાં હો રા....જ!
વીણો વીણો ને વીણનારા.

ખીલી ઊદ્યાનમંહી, મઘમઘતી મંજરી,
વાગે સુંદર સખી સાગરની ખંજરી;
નિઃસીમગીત સુણનારા હો રા...જ!
વીણો વીણોને વીણનારા.

ગુંજે પ્રણયમંત્ર સારસની બેલડી,
ખેલે મયૂરસંગ ઢેલ અલબેલડી;
જીવનને સ્નેહ માનનારા હો રા...જ?
વીણો વીણોને વીણનારા.

અંધારીરાતમંહી ચમકે છે આગિયા,
વનવનમાં રંગભર્યાં ખેલે પતંગિયાં;
ઊડીને વ્યોમ-માપનાર, હો રા....જ!
વીણો વીણોને વીણનારા

ઊર્મિભરેલ મધુ અંતરના ગાનમાં,
નાચ્યાં રસલીન થઇ હૈયાં બેભાનમાં;
જીવનસિતારી છેડનારા હો રા....જ!
વીણો વીણોને વીણનારા.

[ વિબુધ મ્હેતા ]

"એમ ? ચાલો ત્યારે ! ખજાનચીની ફિલ્મ ચાલુ જ છે!"

બંને ગયા અને વિશ્રાંતિ આવતાં બેઠકો ઉપર ટોપી-મૂકી જગ્યા રીઝર્વ કરી. બંનેએ હોટલમાંથી 'સિંગલ' પીધા. વળી એક પૈસાની હાથીવાળી સીગારેટ પણ દાદાએ પીધી અને બંનેએ મસાલેદાર પાન પણ ખાધાં.

વચમાં ફિલ્મ પણ તૂટી. પિટ ક્લાસમાં ખૂમાખૂમ થઈ તેમાં બંનેએ સાથ આપ્યો.

આશરે સાડા નવ વાગે બંને ઘેર ગયા. દાદીમા જમવાની રસોઈ તૈયાર કરી રાહ જોતાં બેઠાં હતાં. 'નથી જમવું' કહી આશા બંધ કરી. શરદ તો દાદીમાના ખોળામાં જ તરત ઊંઘી ગયો.

પણ ભગવાનદાસને ઊંઘ નહોતી આવતી. હદ ઉપરાંત પેટમાં નાંખવામાં આવ્યું હતું એની એ ચિંતા હતી. રાત કેમ જશે તેની તેમને ચિંતા હતી.

*

સવારે સાત વાગ્યા છતાં ભગવાનદાસ હજી ઊઠ્યા જ નહોતા. શરદે દાદીમાને વાત કહી. આજુબાજુએથી માણસો એકઠાં થઈ ગયાં.

હાર્ટસ્પેશિયાલિસ્ટ–હૃદય નિષ્ણાતે આવી ભગવાનદાસને તપાસ્યા. ખૂબ તપાસ્યા પછી તેમણે કહ્યું:

"તેમના પુત્રને તાકીદનો તાર કરો."

આ શબ્દોથી ઘરમાં ચિંતા અને રડારોળ થવા લાગી.

ડૉક્ટરે પ્રિસ્ક્રિપ્શન લખી આપ્યું અને પછી કહ્યું : "કશી જ ચિંતા નથી. આ દવા આપતાંની સાથે જ બધું સારું થઈ જશે; છતાં દા દેવો તો હરિહાથ જ છે!" આટલું કહી પોતે મોટરમાં ચાલ્યા ગયા.

ભગવાનદાસની ડાયરી ત્યાં જ પડી હતી. એમાં લખ્યું હતું કે –'આજે મને સાઠ વર્ષ પૂરાં થયાં!' બાકીનાં પાન કોરાં જ હતાં.

બે દિવસો પછી કલકત્તાથી તેમનો પુત્ર આવતાં ડૉક્ટરને ફરી બોલાવવામાં આવ્યા.

શરદની તબિયત પણ ઠીક નહોતી. એણે મીઠી લેમન હમણાં જ લીધી હતી. તે ઔષધનો ડોઝ પી રહ્યો હતો.

ભગવાનદાસ શરીરે ધાબળો વીંટાળી બેઠા હતા. સૂંઠની લાપશી ધીરે ધીરે ખાઈ રહ્યા હતા. એટલામાં જ ઘડિયાળમાં સાત વાગ્યાના ટકોરા થયા.

તેમણે તેમના ચિરંજીવીને તરત જ હાકલ કરી—

"બાબુ, મારી દવાની બાટલી લાવ જોઉં!"

ડૉક્ટરોએ વારંવાર ડાયરીમાં લખેલું વાક્ય વાંચેલું અને તે ઉપરથી કહેલું વાક્ય તેમને યાદ આવ્યું.

"જો આપને હીરક મહોત્સવ ઉજવવો હોય તો આપે એક વાત બરાબર યાદ રાખવી જોઈએ કે, પેટને હદ ઉપરાંતનો બોજો આપવો નહિ."

☆

# મિસિસ ચર્ચિલ

મૂળ લેખિકા:
સૌ. માલિની શિરૂીકર



અનુવાદક:
શ્રી. કે. કા. જાની,
બી. એ., એસ. ટી. સી.

બ્રિટિશ સામ્રાજ્યના પ્રધાન મંત્રી મિસ્ટર વિન્સ્ટન ચર્ચિલને રાજકીય ક્ષેત્રમાં જે સફળતા મળી છે તેમાં તેની પત્નિ ક્લેમેન્ટિનનો સારો એવો હિસ્સો છે. ખુદ મિસ્ટર ચર્ચિલે પણ આ બાબતનો સ્પષ્ટ નિર્દેશ કર્યો છે. પોતાના આત્મચરિત્રમાં તેઓ કહે છે, "વિવાહ એ મારા જીવનનો એક અત્યંત મંગલ, આનંદદાયક અને સ્ફૂર્તિદાયક પ્રસંગ છે, આવી કર્તવ્ય દક્ષ અને પ્રેમાળ પત્નિ મળવાથી જ હું આટલો બધો આગળ વધી શક્યો છું."

મિસ્ટર ચર્ચિલ અને મિસિસ ચર્ચિલનો વિવાહ ઈંગ્લાંડમાંની પદ્ધતિ અનુસાર, પ્રેમવિવાહ હતો. ક્લેમેન્ટિન અને વિન્સ્ટનનો પરિચય બહુ વિચિત્ર રીતે થયો હતો. બોઅરવોરમાંથી પાછા આવ્યા પછી, અને ઈંગ્લાંડમાં એક શૂરવીર સૈનિક તરીકે નામ કાઢ્યા પછી. વિન્સ્ટન ચર્ચિલે ડંડી વિભાગ તરફથી પાર્લામેન્ટના સભ્ય તરીકે ઉમેદવારી નોંધાવી. આ માટેનું પ્રચારકાર્ય ચાલતું હતું તે દરમ્યાન ચર્ચિલને મિસ ક્લેમેન્ટિન હોઝિયરનો પરિચય થયો. ત્યાર પછી તેઓ બન્ને પ્રચારકાર્ય માટે સાથે નીકળ્યાં. હોઝિયર કુટુંબનું વજન ડંડી વિભાગમાં સારું હતું.

ક્લેમેન્ટિન અને વિન્સ્ટન ચર્ચિલનાં લગ્ન ૧૯૦૮ માં થયાં, અને તે વખતે ગવાયાં પણ ખરાં. કારણ કે મિસ્ટર ચર્ચિલ પ્રધાનમંડળમાં સૌથી નાના મંત્રી હતા, અને જૂદાં જૂદાં કારણોને લીધે તે પ્રસિદ્ધમાં આવ્યા હતા; એટલે સુધી કે વરવધૂને ઈંગ્લાંડના સમ્રાટ અને સમ્રાજ્ઞી તરફથી પણ તેમને લગ્નપ્રસંગે ભેટ મોકલવામાં આવી હતી.

મિસિસ ચર્ચિલ નિસ્પૃહ અને મિલનસાર છે. પોતાના પતિના કાર્યમાં સફળતા મળે તે માટે તે હંમેશાં ઝંખે છે. પતિને અખંડ સ્ફૂર્તિ આપવાનું કામ તે બહુ ઉમંગથી કરે છે. પોતાના પતિ વિષે તેમને ઘણું અભિમાન છે. છતાં પણ તેમને પોતાને પ્રસિદ્ધિ ગમતી નથી. આથી સાર્વજનિક સમારંભોમાં તે ચર્ચિલની સાથે ક્વચિત જ જોવામાં આવે છે. વિનયશીલતા એ તેમનો વિશિષ્ટ ગુણ છે.

"વિશ્રાંતિ મેળવવાનું ખરેખરું સ્થાન ઘર છે." એ મિસિસ ચર્ચિલ બરાબર સમજે છે, અને તેથી મિસ્ટર ચર્ચિલની દરેક હાજત પૂરી પાડવા તરફ તે પોતે જ લક્ષ આપે છે. મિસ્ટર ચર્ચિલની ચિરૂટ તરફ સુદ્ધાં તે ધ્યાન રાખે છે. મિસ્ટર ચર્ચિલ વિષે એક ઠેકાણે તેઓ લખે છે—"મરતી વખતે વિન્સ્ટન માટે મારે એક જ ભલામણ કરવાની હશે, અને તે એ કે તેને ખાવાપીવાનું બરાબર આપવું! કારણ કે વિન્સ્ટનને ઉમદામાં ઉમદા ખોરાક જોઈએ છીએ. જમણ તેમના દૈનિક કાર્યક્રમમાં એક મહત્ત્વનું અંગ છે,"

તથાપિ મિસ્ટર અને મિસિસ ચર્ચિલ રાજકીય અને સામાજિક બાબતમાં કોઈ કોઈ વાર જૂદા જૂદા મત ધરાવે છે. દાખલા તરીકે ઈંગ્લાંડમાં સફ્રેજેટ ચળવળને મિસિસ ચર્ચિલનો સાથ હતો, જ્યારે મિસ્ટર ચર્ચિલ તેના વિરોધી હતા. મિસ્ટર ચર્ચિલના સફ્રેજેટ વિરોધી મતને લીધે તેમને ઘણીવાર સભામાં અપમાન સહન કરવું પડ્યું હતું. એકવાર તો સફ્રેજેટોએ તેની છોકરી ડાયેનાને નસાડી મૂકવાનો પણ ઘાટ ઘડ્યો હતો. પરંતુ મિસિસ ચર્ચિલે પોતાનો મત કલુષિત થવા દીધો નહોતો. સારાંશ કે મિસ્ટર ચર્ચિલના પ્રચંડ વ્યક્તિત્વમાં મિસિસ ચર્ચિલે પોતાનું વ્યક્તિત્વ લોપાવા દીધું નથી.

મિસિસ ચર્ચિલની રહેણી કરણી સાદી છે એમ કહી શકાય તેમ નથી. તેમને કપડાંનો બહુ શોખ છે. સારાં સારાં કપડાં પહેરવાં અને સારામાં સારું ફર્નિચર વસાવવું એ

તેમને બહુ ગમે છે. એટલું જ કહેવું બસ છે કે ઈંગ્લાંડની સામ્રાજ્ઞી અને મિસિસ ચર્ચિલનો ડ્રેસમેકર એક જ છે.

યુદ્ધ શરુ થયા પછી તેમણે કપકાંતવામાં કરકસર શરુ કરી છે, અને આ બાબતમાં ઈંગ્લાંડના પ્રજાજનો પર તેમણે સારી છાપ પાડી છે. આ સિવાય બાગ, ફૂલઝાડ વિગેરેનો પણ તેમને શોખ છે.

લડાઈના ક્રાન્તિકારી સમયમાં ઈંગ્લાંડની સ્ત્રીઓ તરફથી ઘણી ઘણી અપેક્ષા રાખવામાં આવે છે. આવા દરેક કાર્યમાં મિસિસ ચર્ચિલ ઘણા જ ઉત્સાહથી ભાગ લે છે. તેઓ લંડનના મહાન સ્ત્રીપુરુષોના સંસર્ગમાં હંમેશ આવે છે, છતાં પણ દલિતવર્ગ તરફ સહાનુભૂતિ બતાવવાનું તે ભૂલતાં નથી. શ્રમજીવી વર્ગ તરફ પણ તે સારી લાગણી ધરાવે છે.

મિસ્ટર અને મિસિસ ચર્ચિલ કુદરત પાછળ ઘેલાં બને છે. કેન્ટ પ્રગણામાં ચર્ચિલનું એક રમ્ય કૉટેજ છે. ત્યાં તેઓ બન્ને ઘણીવાર રહે છે. અત્યારે તો યુદ્ધને અંગે ત્યાં જવું તેમને પોસાય તેમ નથી.

મિસિસ ચર્ચિલના રાજકીય મત એ મિસ્ટર ચર્ચિલના મતના પડઘા રૂપ નથી એ ઉપર કહ્યું છે. પણ આવો મતભેદ કવચિત જ જોવામાં આવે છે. રાજકારણમાં પ્રત્યક્ષ રીતે મિસિસ ચર્ચિલ કવચિત જ ભાગ લે છે. તેમના રાજકીય મતની અસર ઈંગ્લાંડના રાજકારણ પર થઈ હોય તો તે મિસ્ટર ચર્ચિલદ્વારા જ! મિસ્ટર ચર્ચિલ મહત્ત્વની બાબતમાં મિસિસ ચર્ચિલ સાથે ઘણીવાર ખાનગી ચર્ચા કરે છે અને મિસિસ ચર્ચિલ પોતાની સલાહ પણ આપે છે. પોતાનું દરેક મહત્ત્વનું ભાષણ મિસ્ટર ચર્ચિલ પોતાની પત્નિને વંચાવે છે અને તેની સલાહ પ્રમાણે તેમાં ઘટતા ફેરફાર કરે છે.

મિસિસ ચર્ચિલ પાર્લામેન્ટની લગભગ બધી બેઠકમાં હાજરી આપે છે, ખાસ કરીને મિસ્ટર ચર્ચિલનું જે દિવસે ભાષણ હોય તે દિવસે તેઓ સભાગૃહમાં જરૂર હોય જ. અને મિસ્ટર ચર્ચિલ પોતાનું ભાષણ શરુ કરતાં પહેલાં ગેલેરીમાં બેઠેલ પોતાની પત્નિ તરફ સસ્મિત વદને એકવાર નજર કર્યા પછી જ પોતાનું ભાષણ શરુ કરે છે!*

* સ્ત્રી ઉપરથી

## અર્ધાંગના

—સૌ. હસુમતિ ધીરજલાલ દેસાઈ.



[ ગઝલ ]

આ માનવીના મંદિરે દેવી અને કો' દેવતા,
આવી વસે માનવ સ્વરુપે એ તમે કાં' સેવતા,
દેવી બને ગૃહિણી સદા તનધન મનની ભાવના,
પણ દેવતા નહિ માનવી બનવા દિલેના ભાવના.
આશા નિરંતર દેવી નહિ ગૃહિણી સદા દાસી બને,
દાસદાસી જેવી સેવા ભાવના એ તો બને;
ગુલતાન થઈ માણી મઝા જીંદગી જીવી જશો,
દિલ કોડ દાસી ન પુરશે સાથી વિહોણા થઈ જશો;
સેવા ચહો પ્રિતિ ચહો ચાહો જીવન સખી ગણી,
ના આશા દાસી બને સદા સ્વામિત્વ પતિશાસ્ત્રે ભણી.
અપવાદ તો સૌમાં ભરી જીવન કસોટીમય કર્યું,
સ્ત્રી જાત સુગુણથી ભરી જીવન સદા ત્યાગે ભર્યું.
એ દેવતાના ટાહલામાં જીવન સુખના પરહરો,
સાચા તમે થઈ માનવી દામ્પત્યે માનવતા ભરો.
એ દાસી કે દેવી નહિ અર્ધાંગ, પદ સાચું ગ્રહી,
ગૃહરાજ્ય ધુરા વહન કરશો ઉભય કર કરમાં ગ્રહી.

# અનસુયાએ ભંડારમાં વ્યવસ્થા કેમ આણી ?

લેખક : શ્રી. ડુંગરશી વરમશી સંપટ.

[ ગતાંકથી ચાલુ ]

ભંડારમાં સવારના પહોરમાં શું જુવો છો ? દાતણ ચાવતાં ચાવતાં રમણલાલે પુછ્યું !

તમે ભલે આવ્યા. તમને કાંઇક ઉપયોગી અને વિસ્મય પમાડે તેવું દેખાડું. નાહીધોઈ માથું ઓળી તૈયાર થયેલી અનસુયાએ કહ્યું, અંદર ભંડારમાં આવો.

રમણલાલને ભંડારમાંની મોટી પત્રાની એક કોઠી ખોલી બતાવી. જુઓ આમાં ઘઉં ભર્યાં છે. અંદર કાંઈ દેખાય છે ?

અરર આમાં તો અનેક ધનેડાં દેખાય છે. આને તો બરાબર સાફ કરવા જોઈએ. નોકરોને સાફ કરવા કહી દેજો.

આવો બીજું કૌતુક જુઓ. એવું બીજી કોઠીનું ઢાંકણું ઉઘાડી બતાવ્યું, એમાં ચોખા હતા. હાથમાં ચોખા લઈ બતાવતાં અંદર સફેદ ઇયળો જોવામાં આવી.

સાલ્લાં નોકરો કરે છે શું ? હરામનો પગાર ખાય છે ? રમણલાલે કંટાળો ખાઈને કહ્યું.

કંટાળો ખાઓ માં. હજી ઘણાં કૌતુકો છે. આ ગોળની બરણીમાં જરા નજર નાંખો.

અંદર ક્રોણી કાળી મંકોડીઓ સુખેથી ગોળ ખાતી હતી. ખાંડની બરણીમાં કાળી કીડીઓ હતી. અથાણાની બરણીઓમાં સફેદ છારી બાઝી હતી. ઘી તાજુંજ આવ્યું હતું. છતાં બરણી સાફ બરાબર નહિ કરેલી હોવાથી ગંધ મારતું હતું. તેલની બરણીનું ઢાંકણું ખુલ્લું પડ્યું હતું. અંદર થોડાં માંખીઓના ચમો તરતાં હતાં. મીઠાની મોટી કોઠી મીઠાથી ભરેલી હતી, અંદર કરોડીઆએ ઝાળું બાંધ્યું હતું. કોઈ કોઠી કે બરણીમાં સ્વચ્છતા કે સુઘડતા દેખાતા નહોતા.

આ નોકરોને ફટકાવવા જોઈએ. હરામખોરો બીલકુલ ધ્યાન દેતા નથી. રમણલાલે થુંક ઝાળીમાંથી બહાર ફેંકતા ઉદ્‌ગારો કાઢ્યા.

અરે હજી તો ઘણું બાકી છે. ઉંચે જુઓ ચારે ખૂણામાં કરોડીઆઓએ તંતુઓના મહેલો બાંધ્યાં છે, જુઓ આ કોઠીઓની પછવાડે કેટલી ધૂળ અને કચરો પડયો છે. માંખીઓનો ગણગણાટ તો તમે સાંભળી શકો છો. આ તરફ ભીંત ઉપર વંદાઓએ સ્વરાજ્ય જમાવ્યું છે.

આ બધું જોઈને રમણલાલને કંમકમાં આવ્યાં. એઓ નોકરોને બોલાવીને ધમકાવવાને રાડ નાંખવા જતા હતાં. અનસુયાએ એમને અટકાવ્યાં.

જરા સાંભળો, એમાં નોકરોનો વાંક નથી. મારો જ દોષ છે. ગૃહિણીનું જ આ કામ છે, માટે મને ઠપકો આપો.

પણ એકલી ગૃહિણી શું તે કરી શકે ? ત્યારે નોકરો શું કામ રાખ્યા છે, એઓ પગાર લેતા નથી.

ગૃહિણીની દરેક વસ્તુ ઉપર દેખરેખ જોઈએ. એ સુઘડ હોય તો ઘર ઇન્દ્રાસન જેવું સ્વચ્છ અને પવિત્ર બની શકે. તમે દાતણની ચીરી કોગળા કરી આવો તો હું એક વાર્તા સંભળાવું. તમને ગમશે.

રમણલાલ દૂધનો વાટકો અને ચમચો લઈ પાટલા ઉપર બેઠાં. અનસુયાએ વાર્તાનો આરંભ કર્યો—

એક શહેરમાં બે મિત્રો. એક વાણિયો અને એક બ્રાહ્મણ. બંને એક અનાજની દુકાન ચલાવતા હતા. એઓ પ્રમાણિક અને મહેનતુ હતા. એમની દુકાન કામદુઘાની પેઠે એમના નિર્વાહ પુરતી પેદાશ આપતી હતી. બંને સંતોષી અને સુખી હતાં. એક દિવસ વાણીઆ ભાગીદારે

બ્રાહ્મણ બંધુને કોઈ પ્રસંગે પોતાને ઘરે જમવા નોતર્યો. બ્રાહ્મણ શીવશંકર દુકાન બંધ કરી વેણીદાસ સાથે એને ઘરે ગયો. ઘરનાં આંગણામાં પ્રવેશ કરતાં જ આંગણું વાળેલું, ઝૂડેલું ખૂબ સ્વચ્છ જોવામાં આવ્યું. આંગણામાં એક ખૂણે થોડાં ફુલોનાં છોડો અને જુઈની લતા જોવામાં આવી. નાની બેઠકમાં ગાદી ઉપર સફેદ ડાઘા વગરની ચાદર પાથરેલી હતી. બેઠકમાં જરાએ કચરો નહોતો. ખડીઓ પિત્તળનો માંજીને સાફ કરેલો ચળકતો હતો. ભીંતો ઉપર રૂપાળી ધોળી માટીનો પીછો ઝ્હારેલો હતો. સાદી અને સુઘડ બેઠક ખૂબ શોભતી હતી.

ખીંટીએ કપડાં લટકાવી બંને ઘરની પરશાળમાં આવ્યાં. એ પણ સાફ સ્વચ્છ હતી. એક તરફ પાણીઆરૂં હતું. તેના ઉપર માટીના ગોળામાં પાણી ભરેલું હતું. તેના ઉપર નીલાં કપડાના ટુકડા બરાબર ઢાંક્યાં હતાં. પાણીઆરા ઉપરની મોટી છાજલી ઉપરે ચકચકીત વાસણો સુવ્યવસ્થિત રીતે ગોઠવ્યાં હતાં. ઓટલા ઉપર પિત્તળનો મોટો લોટો ફુલ વાટકાથી ઢાંકેલો પડયો હતો. બંને મિત્રોએ હાથપગ ખાળમાં ધોઈ ટુવાલથી લોઈ નાંખ્યાં. પરસાળમાં હાથના વણેલ ચાકળાં લટકાવીને સુશોભીત કરી હતી. કયાંયે એક પણ કરોડીઆનું ઝાળું કચરો કે જંતુઓ જોવામાં આવતાં નહોતાં. સૌ સ્થળે સુઘડતા અને સ્વચ્છતા પ્રતિબિંબિત થતાં હતાં.

બંને મિત્રો પાટલા ઉપર બેઠા. બંગલામાં ચકચકીત પાણીથી ભરેલાં લોટા ઉપર ફુલ વાટકા ઢાંકીને મૂકયાં હતાં. સામે ફુલો ફુલદાનીમાં ગોઠવીને મૂકયાં હતાં. એક અગરબત્તી પણ સુગંધી ફેલાવતી બળતી હતી. બધો દેખાવ પ્રસન્ન હતો.

શીવુભાઈ, બધું ભોજન દૂધમાં તૈયાર કરાવ્યું છે. તમારે અંદેશો રાખવાનો નથી. શાક દાળ અમારી પાડોશણની છોકરીના હાથે તૈયાર કરાવ્યાં છે. ખાત્રી આપી.

. તમારી કાળજી હું જાણું છું. વગર આનાકાનીએ જમવા આવ્યો છું

પિત્તળની થાળીઓમાં બે જાતનાં ચટણી અને રાઈતાં મુકાયાં હતાં. ગર પુરીઓ પીરસાવા માંડી. ગરમ ગરમ પણ પીરસાયાં. સાદુ, સ્વચ્છ રીતે તૈયા સારી રીતે પકાવેલું, સ્વાદિષ્ટ ભોજ ગરમ વારંવાર મળવા લાગ્યું.

શીવુભાઈ અમારે ત્યાં બહુ ધીમેથી ચાવીને જમવાનો ચાલ છે. આનંદી વા માં જમવું એ, મને બહુ ગમે. વેણીદા

શીવશંકરે પ્રસન્નતા અનુભવી જવાબ આપતાં કહ્યું ભાઈ, ભાગ્યશાળ

બંને જમીને મુખવાસ લઈ બેઠક

વેણીભાઈ એક વાત પૂછું ? તમ ગમતી છે. પરંતુ આપણે લંગડીઅ અને ભાગીદારો છીએ. તમે અને માસીક ત્રીસ રૂપીયા સરખે ભાગે ઉપાડે છીએ. મને ત્રીસ રૂપિયામાં સરખો પણ ખાવાનો મળતો નથી. મહા કર પુરું કરું છું. તમે તો ઈન્દ્રાસન ભોગ તેની ચાવી મને બતાવશો ?

શીવુભાઈ, આમાં તમારી ભાભીન મોટી ઓથ છે. આપણે સાંજે દુક કસોજણ (મિશ્રદાણા) ઘેર લઈ છીએ. તમારે ત્યાં દરરોજ એનો ખીચડો છે તે હું જાણું છું. પરંતુ તમારી કસોજણમાંથી દરેક જાતના અનાજને જુદાં પાડે છે. એટલે અમે રોટલી, ચોખા જુદાં જુદાં ખાઈ શકીએ છીએ. ભાભીને સ્વચ્છતા ખૂબ ગમે છે. આથી ચળકતાં રાખે છે. આંગણું ખૂબ સાફ ર

પંદર પંદર દિવસે ઘરની ભીંતો ધોળી માટીથી લીંપી નાંખે છે. અમારાં કપડાં માટી અને ખારાથી હમેશાં ધોઈ સાફ રાખે છે. હમેશાં ઘરમાંથી કચરો વાળી તે સાફ કરે છે. પાણી ગરણે ગાળ્યા વગર પીતી પીવરાવતી નથી. સૌ વસ્તુનો કરકસરથી ઉપયોગ કરે છે. ખૂબ ઉદ્યોગી હોવાથી મારા ઘરને સ્વર્ગ બનાવી દીધું છે.

હું પણ અંધારે દુકાન ઉપરથી છૂટયા પછી કાનજીભાઈ કાપડીઆને ત્યાં એક કલાક નામુ લખું છું. આથી અમારાં પહેરવાનાં વસ્ત્રો ઉપર કાંઈ ખર્ચવું પડતું નથી. પાખીને દિવસે અર્ધો દિવસ હું દુકાને આવતો નથી. ત્યારે શાકવાળા ભગવાનનું નામું કરી આપું છું. આથી શાકના પૈસા બેસતા નથી. આમ પતિ પત્નિ ખૂબ સુઘડતા, કરકસર અને વિચારી જીવન ચલાવીએ છીએ. ઘરનો બધો આધાર સારી ગૃહિણી ઉપર છે. એટલે મારી ઘરવાલી સમજુ હોવાથી અમે સુખી છીએ. સારું સાદું ખાવાનું સ્વચ્છ વસ્ત્રો, સુઘડ ઘર અને સુખી સંતોષી જીવન ગલ્યાં છે. તમે પણ મારી ભાભીને ક્યારે ક્યારે ઘરે આવવા માટે મોકલો તો ? ધીમે ધીમે એમને અમારી રીતીઓ તમારી ભાભી બતાવશે. માણસ શીખીને જન્મતું નથી.

વારુ વેણીભાઈ તમારો આભાર થયો. હું જરૂર તમારી ભાભીને મોકલીશ.

નાથ, આ વાર્તા વિનોદ માટે કેવળ નથી પરંતુ એમાંથી ઘણું શીખવાનું છે. પંદર દિવસોમાં હું આ કોઠારને કેવો બનાવી મુકવાનાં કોડ રાખું છું તે જુઓ. કરશે બધું નોકરો માત્ર ગૃહિણીની દેખરેખ જોઈશે તે હું રાખવા માગું છું.

બીજે દિવસે જમ્યા પછી બે વાગે એણે નોકરોને બોલાવ્યાં. ઘઉં કોઠીમાંથી કઢાવી પોતે સાફ કરવા બેઠી. નોકરો પણ સાથે સાફ કરવા બેઠાં. ધનેડાં અને કાંકરા વીણી કાઢ્યાં. ધાતુની કોઠીને ખારાથી ધોઈ સાફ કરાવી, અનાજ તડકે સૂકાવવા નાંખ્યું. તડકે સૂકવી સાફ કરેલાં ઘઉં ફરી તે કોઠીમાં ભરી જુદાં ગેલેરોમાં મૂકયાં. એ પછી બીજે દિવસે ચોખામાંથી ઈયળ સાફ કરવામાં આવી.. ચોખાને તડકે સૂકવીને ધાતુની કોઠી માંજી તેમાં ફરી ભરી અંદર લીંબડો અને બરાસની ગોટી મુકી દીધી. બધાં અનાજો સાફ કરાવ્યાં, ઘીને ગરમ કરી સાફ કરેલી બરણીમાં નંખાવ્યું. તેલની પણ એજ વ્યવસ્થા કરી. ગોળ ખાંડને પણ પોતાની જાતી દેખરેખ નીચે સાફ કરાવ્યાં, નોકરો બેદરકાર હતાં. પણ ગૃહિણીની જાતીય દેખરેખ નીચે સાફ કરવું પડયું. અથાણાં પણ બરણીઓ સાફ કરી હાથ ધોઈને ફરી નાખ્યાં.

આખા ભંડારને ખાલી કરાવી ઝાડીને સાફ કરાવ્યું. મિસ્ત્રિને બોલાવીને ભંડારની ભીંતો ઉપર ઝાળાં સાફ કરાવીને ચૂનો દેવરાવ્યો. સર્વે કોઠીઓને વ્યવસ્થાસર કરી ગોઠવણી કરાવી દીધી. એને ખૂણે ખાંચરેથી પણ વાળવાની ગોઠવણ અને સાફ કરવાની ફરજ એક નોકર પર નાંખી.

દરરોજનું કેટલુ સીધું નીકળતું તેની કોઈને પરવાહ નહોતી. અનસુયાએ ગણત્રી કરાવી સૌના માપ ગોઠવીને સીધું કાઢવાની ફરજ નાંખી. પોતે જાતે ભંડારની ચાવી ખોલીને સીધું સામાન નિયત કરેલા પ્રમાણમાં નજર સામે કઢાવે. ચીલો ચાલુ થઈ ગયો તેમ દેખરેખ પણ સખ્તાઈને બદલે સૌમ્ય બની.

અનસુયાએ દર માસની પહેલી તારીખેજ બહારથી અનાજ, રસકસ અને મસાલા જોઈતા પ્રમાણમાં નોંધ કરીને મંગાવવા માંડયાં. એક મહિનો ચાલે તેટલા અનાજો મંગાવાય. બીજી વસ્તુ પણ મહિના પુરતી ઘરમાં મગાવી રખાવાય વચ્ચમાં મંગાવવાની જરૂર પડે જ નહિ.

ભંડારમાં અવ્યવસ્થાને બદલે વ્યવસ્થા, સુઘડતા સફાઈ અને નિયમિતતા આવ્યાં જોઈ તે રમણલાલ ખુશી થયા. ક્રમશઃ

# ગુજરાતની નારી

શ્રી. "ચંદ્રીક"

[ ગતાંકની ચાલુ ]

**શહેરી જીવન** અને ગ્રામજીવન વચ્ચે ઝોલાં ખાતા આ જીવન જીવતો નારીસમૂહ એક બાજુ શહેરના વિલાસી વાતાવરણથી સૌભાગ્ય જીવનની નષ્ટભ્રષ્ટતા નોતરે છે, તો બીજી બાજુ ઘરકામ વિગેરેના કારણે મળતો ફરજીઆત શારીરિક વ્યાયામ અને સ્વચ્છતા તેમ સુઘડતાની અભિરૂચી તેમનાં શરીરનો સંપૂર્ણ વિનિપાત થતો અટકાવે છે. આમ આ વર્ગનું સ્ત્રીજીવન, ધનિકવર્ગની આંગળીને વેઢે ગણી શકાય તેવી આળસુ મહિલાઓને બાદ કરતાં, શરીરસંપત્તિની દૃષ્ટિએ સુદૃઢ ગણી શકાય. શહેરીજીવનની વિલાસિતાનાં આકર્ષણથી અંજાવા છતાં એ વિલાસ માણવા જેટલી આર્થિક સબળતા ન હોવાના કારણે તેમજ સાચી સમજશક્તિના અભાવે પોતાનું શ્રેય સમજી શકાતું હોવાના કારણે આ વર્ગનું અધઃપતન અટકે છે એ નિર્વિવાદ છે.

મધ્યમ જીવન ગાળનાર એક વર્ગ હજુ રહી જાય છે: નોકરવર્ગ. નોકરી-પછી તે સરકારી હોય કે ખાનગી-કરનાર માનવીની આવક નિયમિત હોય છે એ ખરું. પણ એ આવકમાં વૃદ્ધિ થવાની સંભાવના પણ નિયમિત બને છે. પરિણામે એ આવકમાંથી કરકસર-ભર્યાં જીવનસિદ્ધાન્તો ઘડવામાં ન આવે તો અનિવાર્ય આવી પડતા અકસ્માત ખર્ચ પ્રસંગોનો સામનો શક્ય નથી બનતો. સ્વાભાવિક રીતે, જ્ઞાતિરિવાજ અનુસાર તેમ જ બાહ્ય ડામાડોળ ટકાવી રાખવાની ખાતર થતા બહોળા ખર્ચમાં કમીના નહિ થતી હોવાથી કરકસરના સિદ્ધાન્તો તંન્દુરસ્તીને અંગેની આવશ્યક વસ્તુઓને લાગુ પડે છે. સુવાવડ કે માંદગી જેવા પ્રસંગોએ આર્થિક તૂટનો પ્રભાવ દૃષ્ટિગોચર થાય છે અને નારીવર્ગની શરીરસંપત્તિને નિર્માલ્ય બનાવવામાં અગત્યનો ભાગ ભજવે છે.

આ સામાન્ય વર્ગીકરણના પ્રભાવે નીપજતી પરિસ્થિતિ ઉપરાંત ગુજરાતના નારીવર્ગની શરીરસંપત્તિ નિર્બળ બનાવવામાં આવશ્યક પાઠ ભજવતાં તત્ત્વોની વિચારણા માટે નારી-જીવનના ત્રણ સામાન્ય વિભાગ તરફ દૃષ્ટિપાત કરવાની આવશ્યકતા ઊભી થાય છે: કૌમાર્ય-જીવન, સૌભાગ્યજીવન અને વિધવાજીવન.

સમાજમાં પુત્રીનો જન્મ જ મોટે ભાગે આવકારહીન મનાય છે. ખાસ કરીને પુત્રી ઊમરલાયક થતાં જ પિતાનું ઘર છોડી અન્ય નિવાસસ્થાને પ્રાપ્ત કરનાર હોવાના કારણે આ માન્યતા ઘડાઈ હોય એમ લાગે છે. ગમે તેમ હોય, જન્મથી જ પુત્રી પ્રત્યેનું માતપિતાનું વર્તન ઉપેક્ષાભર્યું બને છે. બાલજીવન વટાવતા દરમ્યાન તેમના પ્રત્યેનું માતપિતાનું, આપ્ત-વર્ગનું તેમ સમાજના અન્ય સ્નેહીસબંધીનું વર્તન અને છોકરા અને છોકરીઓ વચ્ચેનો દર્શાવાતો તફાવત તેમના કુમળા મગજ ઉપર ઊંડી અસર કરે છે. સમજવાલાયક થતાં તેમને સ્પષ્ટ સમજાય છે કે જીવનની આંટીઘુંટીમાંથી પસાર થવા માટે અન્ય સાથની-અન્ય સ્ત્રી-જાતિની પણ-સહાય કે સહાનુભૂતિ મળે તેમ નથી. છેવટે એ ઉપેક્ષાવૃત્તિમાં તેઓ પણ સાથ પુરાવે છે અને 'દીકરીની માટી' માટે દરકારની જરૂર નથી એ ભાવના તેમના સિદ્ધાન્તોમાં વણાઈ જાય છે.

આમ વગર દરકારે ઊછેરવામાં આવતી બાળકી બાલજીવન વટાવી યૌવનના પગથારે પગ મૂકે તે પહેલાં તો તેને સમજાય છે કે તેનું જીવન એક અણજાણ પુરુષને આધીન થઈ

ચૂક્યું છે. જીવન એટલે શું, યૌવન એટલે શું અને લગ્ન એટલે શું, એ સમજાય તે પહેલાં તો તે પોતાને શ્વસુરપક્ષમાં પલોટાતી જુએ છે. પોતાના જીવનની કે પોતાના શરીરની કાળજી રાખવાનું તે શીખે તે પહેલાં તો પતિની તેમ પતિનાં સગાંસબંધીની કાળજી રાખવાનો ભાર તેને માથે આવી પડે છે. પતિ સાથેના પ્રેમપૂર્ણ વર્તનની કલ્પનાય ન હોય એવી નાનકડી બાળા પતિને કેવી રીતે રીઝવી શકે ? પરણતાં જ પૂરી સમજણ પ્રાપ્ત થયેલી માનીને તેના વર્તનમાં ડગલેપગલે ખોડ કાઢતી સાસુના કલેશ સર્વવિદિત છે. પરિણામ એ આવે છે કે સાહસ, સ્વાતન્ત્ર્ય અને સ્વાસ્થ્યનાં સોણલાં માનવાના સાચા અવસરે–યૌવનકાળમાં–કુટુમ્બકલેશનો ભોગ બની નીરસ જીવનનો ઢસરડો ખેંચવામાં જ કર્તવ્યની ઇતિશ્રી માનવાની તેમને ફરજ પડે છે.

બાળલગ્નનું ગંભીર પરિણામ નાની વયે બાળકપ્રાપ્તિમાં પરિણમે છે. પોતાના શરીર પ્રત્યેની, કુટુંબ પ્રત્યેની કે પતિ પ્રત્યેની ફરજો હજી પૂરેપૂરી સમજાતી ન હોય તેવી અજ્ઞાન અવસ્થામાં બાળકની માતા બનનાર નારી પાસે ઊમદા બાળઊછેરની આશા રાખી શકાય ? હજી તો બાળક એટલે શું એ જ જેને સમજાતું નથી હોતું તેવી બાળાને બાળક રૂપી જીવતું જાગતું રમકડું પ્રાપ્ત થતાં એ રમકડાને પોષણ આપવાની ભાવના જ જ્યાં ઉત્પન્ન ન થાય ત્યાં બાળકની માવજતની અપેક્ષા રાખવામાં આવે એટલે એ અણધાર્યા ભાર નીચે કચરાતી બાળાનાં યૌવન–સોણલાં અદૃશ્ય બની જાય અને તેને સ્થાને ભાવિને ભયંકર નિરાશા યુક્ત બનાવતી ચિંતાગ્નિ શરીરનાં અચૂક શોષણ સરજે એ નિર્વિવાદ છે. પ્રથમથીજ છોકરીઓને શિક્ષણ આપવામાં પછાત રહેલ ગુજરાત નિજ બાળાને સામાન્ય શિક્ષણથી જ વંચિત રાખવામાં ગૌરવ લેખે છે. ત્યાં જાતીય જ્ઞાન કે બાળઊછેરની માહિતીની સંભાવના ક્યાંથી હોય ? એટલે પેઢી દર પેઢી પ્રજાનાં જીવન શરીરસંપત્તિની દૃષ્ટિએ ઊતરતી કક્ષાના નીપજે એ સ્વભાવિક છે.

કોઈપણ રીતની ખાસ કાળજી વિના ઊછરતી બાળાના શરીરમાં રોગનાં અણુપરમાણું પ્રવેશ કરી વિકાસ પામે એમાં નવાઈ નથી. એ રોગી પ્રજા ભાવિ નાગરિકોના જન્મ અને ઘડતરમાં રોગવિકાસને મહામૂલી મદદ અર્પે છે. પરિણામે સુવાવડ જેવી કુદરતી સ્થિતિને પહોંચી વળવામાં ગુજરાતની નારીને સ્વાસ્થ્ય-વિહીન બનવું પડે છે. પ્રથમનો જ નબળો બાંધો, શરીર પ્રત્યેની ઉપેક્ષાવૃત્તિ, અણધારી આવી પડતી કૌટુમ્બિક ફરજો અદા કરવામાં ઉત્પન્ન થતા વિરોધો દૂર કરવા માટે ઉત્પન્ન થતાં ચિત્રવિચિત્ર માનસિક આન્દોલનો અને શિક્ષણનો અભાવ સુવાવડને ભયંકર ઘાતરૂપ બનાવે છે. શિક્ષિત દાયણોની તૂટ તેમ જે ગણીગાંઠી દાયણો મળી શકે તેમ તેમની મદદ લેવાની આર્થિક અશક્તિના પ્રતાપે સુવાવડની ભયંકરતામાં વધારો થાય છે. વધારામાં અનેક વહેમી માન્યતાઓ ઉમેરાય છે અને સુવાવડના સ્થાનની અસ્વચ્છતા પ્રસવવેદનાથી શિથિલ બનેલ નારીની ભાવિ ભયંકરતાની આગાહી આદરે છે.

સુવાવડ સમયની અસ્વચ્છતા અનારોગ્યતાના કારણભૂત બને છે. સ્વાભાવિક નીપજતી શારીરિક અશક્તિમાં આ અનારોગ્યતાનાં ઊંડા મૂળ કાયમી સ્વરૂપ ધારણ કરે છે. સર્વ વ્યાપી ક્ષયનું આ એક મહત્વનું કારણ છે. ક્ષયનાં કારણે થતાં સંખ્યાબંધ મરણોમાં સ્ત્રીનું સ્થાન ગૌરવપૂર્ણ બને છે એ અણજાણ છે ખરું ? નબળો બાંધો, શારીરિક સ્વાસ્થ્ય પ્રત્યેનું દુર્લક્ષ અને વિકાસ પ્રત્યેની સંપૂર્ણ ઉપેક્ષાના પ્રભાવે જરા જેટલી નબળાઈ પ્રગાઢ સ્વરૂપી

ભીષણતા દર્શાવી અકાળ મૃત્યુને નોતરે છે. ક્ષયનો રોગ વારસામાં ઊતરે છે એટલે માતા અગર પિતાનાં રોગ-તત્ત્વો સાથે જન્મ પામનાર બાળક પ્રતિદિનની નિર્બળતાનો ભોગ બને છે. આ રોગ પ્રત્યે પ્રથમથી જ પૂરતી તકેદારીથી કાળજીભરી માવજત થઈ તેનો સંપૂર્ણ નાશ થતા સુધી તેના તરફ દુર્લક્ષ ન થવું જોઈ એ. આ સમજણનો અભાવ અનિષ્ટ પરિણામ નીપજાવે છે.

જે સમાજમાં પડદાનો રિવાજ છે તે સમાજનો નારીવર્ગ અસ્વચ્છ હવાના ગુંગળામણથી અકળાય છે. પડદાના પ્રતાપે જેમ બને તેમ બહાર નીકળવાનું બંધ રાખવાનું જ મુનાસબ માનવામાં આવે છે. ન છૂટકે બહાર નીકળવાનો પ્રસંગ પડે તો પણ શ્વાસ લેવાના સ્થાનને આચ્છાદિત કરવાની ફરજ પડતી હોવાથી બહારની સ્વચ્છ હવા પ્રાપ્ત કરવાનું તેમને માટે આકાશકુસમવત્ નીકડે છે. પડદાના પ્રભાવે તેમને અન્ય મુલાકાતો પણ ભાગ્યેજ હોય છે. આમ શારીરિક અને માનસિક બંધનોથી રૂંધાતી નારી પરદાની પ્રથાનો ભોગ બની નિર્માલ્ય શરીરસંપત્તિ ધરાવવામાં સર્વોત્તમ ફાળો અર્પે છે. પડદાની પ્રથા વિરુદ્ધ ઊઠતો પ્રેરક પોકાર આજે એ પ્રથાને નાબુદ કરવા અવિરત મથન આદરે છે અને એની અસર પણ જણાય છે. છતાં હજુ આજે ય નારીસમાજના વિકાસને અવરોધી પડદાની પ્રથા ગુજરાતમાં અસ્તિત્વ ધરાવે છે અને જ્યાં સુધી તેની સદન્તર નાબૂદી નહિ નીપજે ત્યાં સુધી એ પ્રથાનાં અનિષ્ટોની ઓજવનની શરીરસંપત્તિ ઉપર થતી અસર દૂર થવાની નથી એ સત્યનાં દિગ્દર્શન દર્શાવે છે.

( અપૂર્ણ )

# કવિ અને કવિતા

— લેખક:-નવીન આર. આચાર્ય

કવિ એટલે ! જગતનિયંતા પરમેશ્વરની એક ખાસ કૃતિ. કલ્પનાનાં ઉત્તુંગ શિખરે ચ્હડી દિગંતોમાં દૃષ્ટિ ફેરવતો દિનેશ. અંતઃકરણના ભાવોને શબ્દોરૂપી જીવ્હા વડે આવિર્ભૂત કરતો કલાકાર. કોઈ પણ વસ્તુ કે વિષય પર પ્રકાશ પાડતો એ ચમકારો. વિચારોનો મહાસાગર, પ્રેરણાનો માનીતો. કલાનો પૂજારી. રસનો સાગર એવો એક ભાવનાભર્યો શબ્દ મહાન કાર્યો કરી રહ્યો છે.

કવિઓ શું કરી શકે છે તે જોઈએ. એક દુઃખી મનુષ્યને જોઈ કાં તો તેના દુઃખને ઉપમાઓ આપી વધારી મૂકે છે અથવા તો તેને પોતાના કલ્પનાના ઘોડે બેસાડી દિલાસો આપે છે. જેવી રીતે એક બાળક રમકડાના જુદા જુદા ભાગો લઈ તેમાંથી સુંદર બંગલો બનાવે છે, તેવી રીતે કવિ પણ શબ્દોરૂપી રમકડાં વડે, કવિતા કે કાવ્યરૂપી એક ભવ્ય મહેલ રચે છે. બાળકનો બંગલો ફક્ત દેખાવ પૂરતો જ છે–રહેવા યોગ્ય નથી હોતો; ફક્ત તેના કર્તાને કલ્પનાથી જ આનંદ આપે છે. તેવી જ રીતે કવિતારૂપી મહેલ હૃદયપ્રિય અને શબ્દપ્રિય હોય છે. કિંતુ તેનો વાંચનાર, તેના ઘડનાર જેવો ઉપભોગ કરી શકતો નથી. માત્ર વિચારો વડે જ તેના ભાવોને કળી શકે છે અને તે પણ ક્ષણિકજ.

આવા સમર્થ કલાકારનું જીવન જાણવું તે આવશ્યક છે. કવિઓ મનની કુદરતી પ્રેરણા ઉપરાંત, તેઓએ જાતે અનુભવેલું, જોએલું અથવા સાંભળેલું હોય તેને લીધે જ લખી શકે છે. ઘણી ખરી બાબતો સ્વાનુભવી હોય છે. કાવ્ય લખવા વખતે તેઓ એટલા બધા મગ્ન હોય છે કે કાવ્ય અને પોતે એજ વસ્તુ દુનિયામાં હોય'ની! એવે સમયે તેમને કંઈ બાહ્ય અંતરાય નડે તો તેઓ એટલા બધા દુઃખી થાય છે કે તે ઉપર બીજું કાવ્ય લખવું પડે! કલ્પના અને તરંગોના સામ્રાજ્યમાં રાચતા હોઈ ને તેઓના જીવના પ્રસંગો પણ તેવા જ બની જાય છે. તેમના હૃદયમાં દરેક જાતના ભાવો વિશેષ પ્રમાણમાં હોવાથી તેઓ લાગણી પ્રધાન બહુ હોય છે. કેમકે સહેજ દુઃખને તેઓ 'દુઃખનો ડુંગર' દેખે અને થોડાક સુખને સ્વર્ગીય આનંદ ભોગવે. કોઈ પણ કવિનાં અમુક કાવ્યોનો અભ્યાસ કરીએ તો તે ઉપરથી તેના હૃદયના ભાવો, તેના મનની સ્થિતિ અને જીવન વિષે આપણને ખ્યાલ આવી શકે છે.

કવિઓ વિષે વાત થઈ પરંતુ કવયિત્રિઓ માટે કંઈ ન વિચારીએ તો પક્ષપાતી હોવાનો આરોપ આપણા પર મૂકાય. તે આરોપથી બચવા થોડું સ્ત્રીકવિઓ વિષે પણ લક્ષ્યમાં લઈએ.

આપણી તરફ એટલે મુંબઈ ઈલાકામાં, આંગળીના વેઢાઓ વડે ગણી શકીએ તેવી એક પણ સ્ત્રી કવિ નથી. તે જરા શોચનીય છે: જ્યારે યુરોપમાં અમુક સ્ત્રીઓએ કાવ્યોના ગ્રંથો લખ્યા છે, ભલે થોડી સંખ્યામાં. આપણી પાસે શ્રી. નાનાલાલ, શ્રી. ખબરદાર તથા બીજાં સારા કવિઓ અને અન્ય ઉગતા લેખકો કાવ્ય–કારો છે: પણ તેઓની સાથે મુકાબલો કરી શકીએ તેવી એક પણ સ્ત્રી ખરી ? કોઈ એમ કહેશે કે પુરુષો ભણેલા હોય છે એટલે તમનું મગજ વિશેષ કેળવણી પામ્યું હોય પરંતુ આપણે જોઈએ છીએ કે આજકાલની સ્ત્રીઓ ક્યાં ભણેલી નથી–આ દલીલ હવે નકામી છે. આનું કારણ ન શોધીએ તે પણ સહન થતું નથી. એક વસ્તુ વિચારીએ કે સૌંદર્યનો વિષય લઈએ અને નૈસર્ગિક સૌંદર્ય ઉપરાંત સ્ત્રી સૌંદર્યથી પ્રેરાઈને પુરુષો લખતા હોય તો કોઈ પણ સ્ત્રી–કવિ નહિ હોય કે જેની દૃષ્ટિએ એક પણ પુરુષ સૌંદર્યવાન હોય ? આ એક મુંઝવણભર્યો પ્રશ્ન છે. કોઈ પણ રસ ઉપર સ્ત્રીઓએ કાવ્યો રચ્યાં હોય. તેમ ક્યાંય

— લખનાર —

વાડીલાલ શાહ,

ચકલાસીવાલા

# અંતર વ્યથા

" પત્ર ૧ લો "

શ્રીનિવાસ સોસાયટી,

રાજનગર.

" બ્હેન મીના ? "

" હું તને વિસરી ગઈ હતી, છતાં ઘણાક સમયે તારા ટુંકા નામની યાદ થઈ. આજે મારા હૃદય ઉપર મુંઝવણનો પત્થર પડ્યો છે, અને અંતરમાં ભયંકર વ્યથા થઈ રહી છે. તે તારી સમક્ષ પત્રમાં રજુ કરી છે તેની સાચી સલાહની આશા રાખું છું. "

" એક જ સ્કુલ અને એક જ ક્લાસમાં અભ્યાસ કરતાં આપણે બાલ-સાથી હતાં, સમય વહેતાં તું યોગ્ય ઉમરે પહોંચી અને **" પ્રભુતામાં પગલાં પાડયાં "** અને સઘળી સખીઓથી વિમુખ બની.

" મારાં માતા-પિતા "નું મારા ઉપર સંપૂર્ણ વ્હાલ છે. અને હું તેમની એક જ પુત્રી છું. તેઓને હું એક જ પુત્રી હોવાના કારણે મને મારા સ્વતંત્ર વિચારોએ ફરવા દીધી છે, અને મારા કોઈ પણ સ્વતંત્ર રાહમાં તેઓ કંટકરૂપ થયા નથી. તેઓને પુત્ર અગર પુત્રી જે ગણો તે હું પોતે જ છું. તે તારાથી અણજાણ્યું નથી.

" કોલેજમાં અભ્યાસ કરતાં કેટલાક યુવાનોની નજર મારા ઉપર ઠરી. તેમાં આપણો બાલગોઠીઓ " ઉમેશ " પણ છે. " ઘણાક યુવાનોની પ્રેમ પત્રીકાઓએ મારા દિલમાં દર્દ ભર્યું. તેમાં ઉમેશના પ્રેમપત્રોએ તો મારા હૃદય ઉપર તોફાન જમાવ્યું છે. હું સ્વતંત્ર વિચારોએ ફરી હોવાથી મારા સ્વતંત્ર વિચારોએ દર્દ-હીન જીવન જીવવાની આશા રાખતી હતી. હું સઘળા યુવાનોના પત્રોને હવામાં ઉરાડી દેવા તૈયાર છું. " છતાં ઉમેશના પ્રેમ પત્રને દિલથી છોડી દેવા મને મારું હૃદય ના કહે છે. "

" બહેન હું નથી સમજી શકતી કે આજનો યુવાન વર્ગ કોમળ ગણાતી, કુમારિકાઓ, કે જેઓને બહારના જગતનો જરા પણ અનુભવ નથી. તેવી કોમળ ગણાતી. કુમારિકાઓના દિલમાં યુવાનો નિષ્ઠુર બની પ્રેમદર્દ શા માટે ભરતા હશે ? "

" બ્હેન. "

" આજે મારા એકજ જીવન ઉપર અનેક પ્રહારો થઈ રહ્યા છે." મારે મારા ટુંકા જીવન ને કઈ દિશા તરફ પ્રગતિમાન કરવું તેની સૂઝ પડતી નથી, અબળાઓનાં જીવન જન્મથીજ પરતંત્ર હોય છે-જેમકે મૂગાં પ્રાણીઓને મૂંગે મહોએ સઘળું સહન કરવું પડે છે, તેમ આપણી અબળા જાતિને જીભ હોવા છતાં મૂંગે મહોએ સઘળું સહન કરી માતા-પિતા જે દિશા તરફ દોરે તે તરફ જવું પડે છે."

" મીના "

થોડાક દિવસ ઉપર મારા માત-પિતાએ મારા વિવાહની વાત ઉપસ્થિત કરી જ્ઞાતિના એક ધનાઢ્ય યુવાન વિનેશચંદ્ર સાથે સગપણ કરવા પેરવી કરી. તે યુવાન તાજેતરમાં વિલાયતથી પાછા સ્વદેશ સિધાવ્યા છે-અને પિતાજીની મુલાકાતે પધાર્યા હતા. તેમના બેનમુન ચહેરા સામે-મારી પ્રતિ છાયાએ વાર્તા-વિનોદ કર્યો તેઓ સ્વતંત્ર વિચારના અને શોખ-દિલ યુવાન છે તેમની સઘળી વાતો વિલાયત ની નારી હૃદયને નિરખી લોભાવે છે. મારા

માતા પિતાએ તેમની પુત્રીને સુખી કરવા માટે નિરખેલો નમુનો તેમના અને મારા વિચારે તો યોગ્ય જ છે.

આજે એક બાજુ બે યુવાન અને એક યુવતિનો પ્રશ્ન ખડો થયો છે. મનથી પુછતી હતી કે ઉમેશ સાથે પ્રેમ–બંધને બંધાઉં કે વિનેશ સાથે દેહ–બંધને જોડાઉં બન્નેની પ્રતિમાઓ મારા નયન સામે ખડી થઈ. ઉમેશનું દયામણું મુખ મારી પાસે પ્રેમ ભીક્ષા માગી રહ્યું છે. મારા હૃદયની યાચના કરી રહ્યો છે. જ્યારે વિલાયતના વંટોળે ચડેલ યુવાન વિનેશ સ્વતંત્ર વિચારોએ મોજશોખમાં જીવન વ્યતિત કરવાના ઈરાદે મારી દેહલત્તાને તેઓ તેમની સમક્ષ ખેંચી રહ્યા છે. જ્યારે ઉમેશ મારું દિલ ખેંચી રહ્યો છે ત્યારે વિનેશ મારો દેહ ખેંચી રહ્યો છે. બંન્ને યુવાનોમાંથી કોને નિરાશ કરવો અને કોને આશાવાદી બનાવવો તેની મને કાંઈજ સુજ પડતી નથી. મારી ધ્યાનમાં ઉમેશ જેટલો યોગ્ય છે તેટલો વિનેશ માતા–પિતાની અને મારી દ્રષ્ટિમાં સમાઈ રહ્યો છે.

મારા કોમળ હૃદયમાં બે યુવાનોએ દુઃખ ભર્યું. ન સમજી શકાય તેવા દર્દે મારું મન અસ્થીર બન્યું. મારા સુંવાળા રાહમાં કંટક પથરાયાં. અંતરમાં અતિ મુંઝવણ થવા લાગી. શરીર કૃશ અને અશક્ત થતાં મોજશોખ અને સ્વતંત્ર વિચારોએ મહાલતા મારા જીગર ઉપર જખ્મો થયા, અને અંતરમાં ભયંકર વેદના થતાં મારા સઘળા વિચારોને દૂર કરી મન પ્રફુલીત બનાવવા બંગલાના કંપાઉન્ડમાં આવી ગેરેજમાં જઈ મારી નાની કારમાં સ્થાન લઈ, કારને વિદ્યુતવેગે શહેરથી દૂરને દૂર હંકારી મૂકી.

"કાર આગળ વધતી ગઈ, તેમ મારી વિચારમાળા વધુ તેજ અને પ્રબળ બનતી ગઈ. ન સમજી શકાય તેવા વિચારોએ ઘેરો ઘાલ્યો. મગજ અસ્થીર બન્યું, અને હાથ પગ ખેંચાવા લાગ્યા. તેવી પરિસ્થિતીએ કારનું ગવર્નર કાબુમાં ન રહ્યું. નયન સામે એક આશા ભર્યા યુવાનનું જીવન મારી કાર નીચે છુંદાતું જણાયું, અને ન સમજી શકું તેવી પરીસ્થિતિએ કાર ઉથલી પડી.

"જ્યારે મારી આંખ ઉઘડી ત્યારે મને ભાન થયું કે હું એક હોસ્પીટાલમાં છું અને મારા કૉચ પાસે મારા માતા–પિતા ઉભાં હતાં. કેટલીક નર્સો અને ડૉક્ટરો દોડધામ કરી રહ્યા હતાં. હું કાંઈક બોલવા જતી. ત્યાં મને નહિ બોલવા માટે ડૉક્ટરે આજ્ઞા કરી" અને પાછી હું નિદ્રાધિન થઈ. જ્યારે હું જાગૃત થઈ ત્યારે





મારી પાસે કોઈ નહોતું. મે મારા કપડાં વ્યવસ્થિત કર્યા અને મારા બદનમાંથી એક ચિઠ્ઠી મલી તે વાંચવામાં હું લીન બની. એક વખત બે વખત એમ ફરી ફરીને વાંચવા લાગી. હજી તે ચિઠ્ઠી હું વાંચ્યાં કરૂં છું " તેમાં જે લખ્યું હતું. તે હું તને અત્રે લખું છું."

" નિર્દોષ બાલિકા ?"

" ઘણાક દિવસથી મે મારા દિલમાં એક ભયંકર દુઃખ ભર્યું છે." છતાં તે દુઃખને હું મારા જીવનમાં મોટામાં મોટું સુખ માની બેઠો છું. જે સુખ અને દુઃખના વિચારો મારા મનને બહારની ખુલ્લી હવામાં પ્રફુલ્લ કરવા ચાલી નીકર્યો હતો. કેટલેક દૂરથી પાછા ફરતાં મને જણાયું કે કોઈ મોટર કાર અવ્યસ્થિત રીતે ચાલી આવે છે અને જેમ બને તેમ જલ્દી તે કાર તરફ જવા માટે મે ઝડપથી ચાલવા માંડયું પણ જ્યારે હું તે કાર પાસે આવ્યો ત્યારે મારા દિલમાં આઘાત થયો. મને લાગ્યું કે હું કાંઈક મોડો પડયો. કાર ઉંધી પડી હતી અને તેની નીચે એક બાલિકા જખ્મી થઈ બેશુદ્ધ બની હતી. તે સિવાય તે સ્થળે કોઈ હતું નહી એવી સ્થિતી. તે કારને ત્યાં મૂકી તે અબળાને એટલે કે તમને પોતાને બચાવવા માટે તમારી દેહલતાને મોટર નીચેથી બહાર કહાડી એક ગરીબ ખેડુતના ગાલ્લામાં તમારા જખ્મી દેહને નાખી હોસ્પીટાલમાં સારવાર માટે મૂકી તમારા પિતાને ખબર આપી." હું આપને સારી રીતે ઓળખતો હતો અને ઓળખું છું મેં જે કર્યું છે તે ઉપકાર બદલ નહિ પરંતુ પ્રત્યેક મનુષ્યની ફરજ છે અને મેં મારી તે ફરજ અદા કરી છે." મને મારા હૃદય ઉપર ખાત્રી છે કે હું આપને કદિ પણ ભૂલી શકીશ નહિ.

લી.

તમોને જીવનભર સુખી જોવાની ઈચ્છા રાખતો એક —" યુવાન "

" બહેન મીના ?"

મારા આખા પત્રમાં મારી અંતર વ્યથા તારી સમક્ષ રજુ કરી છે. તથા મને નવું જીવન અર્પનાર તે યુવાનનો પત્ર પણ તને લખી મોકલ્યો છે. તે યુવાને તેની ઓળખાણ આપી નથી તેને મળવા મારૂં દિલ ઝંખી રહ્યું છે. હવે મારે ક્યા રાહ ઉપર મારા જીવનને દોરવું તેની યોગ્ય સલાહ આપીશ."

એજ લી.

" તારી બાલસખી—આશા."

# વેવલી

લેખિકા કુ. જ્યોત્સ્ના. ગોરધનદાસ ખંધડીઆ

"ભીખુ, આજ નિશાળેથી સીધો ઘેર આવજે, હોં ભાઈ, સાંજે જો તારા નાનાકાકા આવવાના છે એની સાથે ડાહ્યો થઈને વરતજે હોં."

પાણકોરાની થેલીનું મેલું દફતર ખભે ટીંગાડીને નિશાળે જતા ભીખુને એની બાએ શિખામણ આપી.

ઘણીવાર તો શિખામણ માત્ર શિખામણ તરીકેજ અપાય છે. પણ ભીખુની બાના શબ્દોમાં તો અંતરનો ઉકળાટ હતો. "જલું પાંસરું ઘેર" ની કવિતા પહેલી ચોપડીમાં ચાલી ત્યારે ગેરહાજર રહ્યો હોય કે કેમ પણ નિશાળેથી છૂટીને કોઈ દિવસ ભીખુ પાંસરો ઘેર ન આવતો. ફાનસ ઝાંખુ બળતું રાખીને એની મા ઘણીવાર તો મોડી રાત સુધી રાહ જોયા કરતી. ઠેઠ નિશાળીઓ ભીખુ ઘણીવાર તો બીજે દિવસે જમવા વખતે જ મોઢું બતાવતો. આખી રાત વિધવા માના વલોપાતનો પાર ન રહેતો.

ગામડા ગામમાં બ્રાહ્મણનાં એ જ ઘર એટલે પરશોત્તમ મહારાજ યજમાનવૃત્તિ કરીને જ નિભાવ કરતા. ભીખુ એકનો એક છોકરો. બાળપણમાં ખૂબ મોઢે ચઢાવેલો એટલે મોટો થતાં ભીખુની અવળાઈનો પાર નહોતો રહ્યો. આમ આખાં ગામનાં છોકરાં સાથે બાઝવું, મારામારી કરવી ને ઘેર આવીને રાવ ખાવી. ઘરમાં પણ કજિયાકંકાસ કરી મૂકવા, વખતસર ઘેર આવવું નહિ, નિશાળનું નામ લઈ કોઈ દોસ્તોને ઘેર જુગાર રમવા બેસી જવું.. એ બધા ભીખુના રોજના ધંધા હતા. રોજ રાત્રે ભાગવતના બે અધ્યાય વાંચવાનો પરશોત્તમ મહારાજનો નિયમ હતો. ઘણીવાર ઘોડી ઉપર ફાનસ મૂકીને, આસન પર બેસીને સામે પુસ્તકને ઘોડી પર મૂકેલી, ભાગવતની પોથી વાંચતા પરશોત્તમ મહારાજ પોથી બંધ કરી આંખ મીંચી જતા ને એક ઊંડો નિશ્વાસ નાખીને બબડતા, "મારે ય આ ધંધુકારી પાકયો છે."

બે વર્ષ પહેલાં પરશોત્તમ મહારાજ પણ નાની વયમાંજ ગુજરી ગયા એટલે આ સાપના ભારા જેવા દીકરાને સાચવવાનું એની મા એકલીને માથે જ આવી પડયું. સીધુપાણી અને દક્ષિણા પર નભતા બ્રાહ્મણના ઘરમાં મિલકત તો શું હોય? ત્રીસેક વર્ષની અભણ ગામડિયણ બ્રાહ્મણીએ ગામનાં દળણાં દળીને ને સીમનું કામ કરીને મા દીકરાનું પુરું કરવા માંડયું. આવા ઢોર જેવા છોકરા ઉપર પણ એને અજબ શ્રદ્ધા હતી, મોટો થતાં સમજુ થઈ જશે એવો કાંઈક અડગ વિશ્વાસ હતો. કોઈ વાર તોફાન છોડીને ભીખુ એને "બા" કહીને જરાક પ્રેમથી બોલાવે ત્યાં તો એ ઓછી ઓછી થઈ જતી. પરંતુ એવા પ્રસંગો ભાગ્યે જ આવતા. એકવાર એના બાપ જીવતાંજ બનેલું; પરશોત્તમ મહારાજે ખૂબ માર્યો હતો. માર મારી ઘરબહાર કાઢી ધમકી આપી હતી. તે રાત્રે ભીખુ રડતો રડતો એને વળગી પડયો હતો, "બા, બા, હું કમાઈશ ને તને ખવરાવીશ. તું મને ન છોડી દેતી હો" મારા બાપુ તો મને બહુ મારે છે." આ શબ્દોની સ્મૃતિ તો એને મોટા આધાર ને આશ્વાસનરૂપ થઈ પડતી.

ડહાપણ આવ્યું હોય કે કેમ પણ તે દિવસે તો ભીખુ નિશાળેથી સીધો ઘેર જ આવ્યો. ઓસરીમાં એક ખાટલા ઉપર ગોદડું પાથરેલ હતું ને એના ઉપર એના કોટને પાટલુનમાં સજ્જ કાકા બુટ ઉપર નાની સરખી સોટી પછાડતા બેઠા હતા. ઘરના ઉંબરમાં એની બા કપાળ સુધી ઓરું ઓઢીને બેઠી હતી.

"ગામડામાં રાખીને તો છોકરાને રખડેલ કરી મૂકયો હવે તો એનાં ભવિષ્યનો કાંઈ વિચાર કરશો કે નહિ!" તેના કાકાં બોલતા

હતા, "લ્યો, આ આવ્યો તમારો ભીખુ, મોંઘીભાભી, જોઈ લ્યો એના દેદાર."

મોંઘી ભાભીએ જવાબ ન દીધો.

"હું તો મારા ભાઈના કારજ માથે આવ્યો ત્યારે પણ કહેતો'તો ને વરસી વાળવા આવ્યો ત્યારે ય કહેતો'તો કે મોકલો મારી ભેગો. મારા બે છે એની સાથે ત્રીજો આ પણ ભણશે. પણ ત્યારે પણ તમે ન મોકલ્યો, નકર આજ બે ચોપડી આગળ થઈ ગયો હોત. આ તો ચૌદ વરસનો ઢગો હજી ત્રીજી ચોપડો ફાડે છે" ગ્રેજ્યુએટ થયેલા નાનાકાકા શહેરમાં માસ્તરગીરી કરતા હતા એમણે જરા તિરસ્કારથી કહ્યું.

"નાનાભાઈ" બોલ્યું હતું તેથી પણ જરા વધુ નીચું ઓઢીને મોંઘીએ કહ્યું, "યાં મોકલવો ઈ તો ઘેર જ મોકલાવો છે ને. અને સવિતાતો પોતાના પંડયના જણ્યા કરતાંય એને સારી રીતે સાંચવે તેમ છે. પણ પછી મારો એકલાં દિ' ન નીકળે."

"નહિતર તો તમને બહુ કામમાં આવી જાય છે ! હમણાં તમેજ નહોતાં કહેતાં કે ભાગી જાય છે ત્યારે તો બે બે દિ' સુધી ઘેર નથી આવતો ? ત્યારે કેમ બેઠાં રહો છો ! આંહીં તમને જરાય ગણકારતો નથી ને દિવસે દિવસે વધુ બગડતો જાય છે, ત્યાં મારો દાબ હશે તો સીધો લાઈનમાં પણ આવી જશે."

સાડલાનો માથા ઉપરનો છેડો હજી વધુ નીચો તાણીને મોંઘીએ કહ્યું, "નાનાભાઈ, ઈ બધુંય સાચું. પણ અટક્યાળો રહ્યો ને કાંઈદી' મારાથી છૂટો પાડ્યો નથી તી હવે પાડતાં મન નથી માનતું. એમને એમ મારી નજર આગળ રહેશે તો મોટો થાતાં એની મેળે બુદ્ધિ આવી જશે.

"તમારું નડે છે એજ ને ! મારો ગગો, મારો ગગો" કરીને આટલો તો બગાડ્યો ને હજીય નજર આગળ રાખવો છે ! આટલાં વરસ તો રાખ્યો, હું તો કાંઈ સુધારો એનામાં જોતો નથી" નાનાકાકાએ કચવાટથી કહ્યું "નિરર્થક લાગણીવેડા, બીજું કાંઈ નહિ" તે બબડ્યા.

ગામડિયણ વિધવા ભાભી દયામણું મોઢું કરીને નીચું જોઈ રહી હતી. "ના, ના, નાનાભાઈ, મારે એને નથી મોકલવો. મારી નજર હેઠથી નથી કાઢવો. એની મેળે સુધરી જાશે."

કાકામાં ભત્રિજાને સુધારવાની ખરેખર ધગશ જાગી હતી. ભાભીના એક એક વાક્યને દલિલથી તેણે તોડી પાડ્યાં. અમુક સવાલોના કશા જવાબજ નથી હોતા, દલિલોથી પર એવા થોડાક હૃદયના નિશ્ચયો હોય છે, જેમાં લાભ-ગેરલાભની વેપારી ગણત્રી ન પ્રવેશે એવા થોડાક સંબંધો હોય છે...ને એવું બધું કાકાને ગળે ઉતરે એમજ ન હતું. ભાભીના વિચારમાં એને મૂર્ખાઈ–વેવલાઈજ દેખાયા કરી. સહેજ સ્પર્શ થતાં ધ્રુજી ઉઠે એવી હૃદયતંત્રીના તાર એણે ક્રૂરતાથી હલબલાવી નાખ્યા.

આંસુ ઢાંકવા કે પછી ઓશિયાળાપણાની હીણપદ છૂપાવવા વિધવાએ છેડો હજીય નીચો ખેંચ્યો. હવે લગભગ આખું મોઢું ઢંકાઈ ગયું હતું.

"નાનાભાઈ, તમારું બહુ મન હોય તો ભલે આવજો. એની રાજીખુશીથી આવે તો મને બીજો શું વાંધો હોય ! એય તમારોજ છે ને ! ને એનેય કો'કની ઓથ હશે ત્યારેજ રે'વાશેને ! મારો જીવ જરાક એવો તે...બીજું તો કાંઈ નહિ, હોય ઈ તો. મને તો પછી એની મેળે ગોઠી જશે"

નાનાભાઈ અણગમાનો ભાવ મોઢા પર લાવીને આ અને એવી બીજી વાતો સાંભળી રહ્યા. ગામડિયણ ભાભી પોતે ને પોતે પોતાને આશ્વાસન આપતી હતી ને સમજાવતી હતી.

"મનનો સ્વભાવ રીયો તે ઘોડાં ઘડ્યા કરે. પણ તમારી વાતેય નાખી દીધા જેવી

# શાન્તી

શ્રી. બળવંતરાય જી. મહેતા

સુખ, દુઃખ, પ્રેમ, આશા, નિરાશા, અને હર્ષ-શોકથી ભરેલા પુરુષે પ્રતીજ્ઞા કરી કે જ્યારે મને શાન્તી મળશે ત્યારેજ હું આરામ લઈશ.

શાન્તીની શોધમાં તેણે બધા ધર્મગ્રંથો ઉકલી નાખ્યા, પરંતુ તેમાંથી તેને શાન્તી ન મળી બધા ધર્મમાં તેને કંઈને કંઈ દોષો દેખાયા.

યોગીઓની આજ્ઞાનું પાલન કર્યું પરંતુ તેમાં પણ તેને શાન્તી ન મળી પરંતું ઉલટી તેની અશાન્તી વધી પડી.

જ્યાં જ્યાં તેને મહાત્માના નામ સાંભળ્યાં ત્યાં જઈને તેના ઉપાય માટે પુછ્યું, તો બધાએ પોતપોતાના અલગ વિચારો દર્શાવ્યા, અને તેઓના બતાવ્યા પ્રમાણે માર્ગ ગ્રહણ કરવાથી પણ તેને શાન્તી ન મળી.

વરસાદ, નદી, સરોવરો, અને જંગલોના પ્રાકૃતિક સૌન્દર્યને જોયું પરંતુ ત્યાં પણ તેને શાન્તી ન મળી.

આખરે તે થાક્યો, તેને ઘણો શોક અને અસંતોષ થયો. અને મનમાં બબડ્યો કે, " શું મને શાન્તી નહિ મળે !"

આ તેનો વિચાર થોડીક્વારમાં અદ્રશ્ય થઈ ગયો.

" શું મને શાન્તી ફરી નહિ મળે "? પાછો તે બોલી ઊઠયો.

તેનો પણ કંઈ જવાબ ન મળ્યો.

" શું મને શાન્તી નહિ મળે ? " તે એકદમ જોરથી બોલી ઊઠયો.

" હા, મળશે "—એક ગંભીર સ્વર તેના કાન ઉપર અથડાયો.

તે એકદમ હર્ષથી બોલી ઊઠયો—" ક્યાં ? "

" શાન્તી આં પ્રમાણે પાગલોની માફક ફરવાથી મળતી નથી. શાન્તીનો જન્મ તારા જીવનમાંજ છે. શાન્તી માટે વન, પર્વતો અને નદી તળાવો શોધવાની જરૂર નથી.

શાન્તી તું જ્યાંથી આવ્યો છે, ત્યાંથી, તારા કર્તવ્યને શ્રેષ્ઠ રૂપમાં પાલન કરવાથી મળશે, અત્યાર સુધી તું તારા કર્તવ્યથી પ્રાણ બચાવીને ભાગતો ફરતો હતો, માટે જા; તારે શાન્તી જોઈતી હોયતો તું તારી ફરજ સમજી, તું તારા કર્તવ્યનુ પાલન કર."

તે ત્યાંથી ઉભો થયો, અને અનુભવ કર્યો કે શું આ વાત સાચી છે.

☆

થોડી જ છે ! ભણીગણીને મોટો થઈને લેન ઉપર ચડી જાશે તો એનું જ ભવિષ્ય સુધરશે ને ! હોય ઈ તો. હું તો મારે સીમનાં બે કામ વધુ કરીને ભૂલી જાઈશ કે ભીખલો નજર આગળ નથી. બે માળા વધુ ફેરવીને હું તો મારું મન વાળી લઈશ. "

ને બીજે દિવસે સવારે કાકોભત્રિજો જ્યારે જવા નીકળ્યા ત્યારે ખડકીના ઉંબરામાં ઊભાં ઊભાં એણે પાછી દે'રને ભલામણ કરી. "નાનાભાઈ, ભીખુને જાળવજો હો, તમને ભળાવું છું. બહુ આપલપોપલ રાખ્યા છે તી એને દસ્યનું ભાન નથી. ને તમે જો જો, ઈ ગમે ઈ કરે, પણ એના પેટમાં પાપ નથી હો.",

ભીખુને પાસે બોલાવી એણે દુખણાં લીધાં " ભીખુ. દીકરા, ડા'યો થઈ ને રે'જે હો, તારી કાકીને ક્નડતો નહિ, હો ભાઈ...." કહેતાં કહેતાં એણે છેડો મોઢા આડો ઢાંકી દીધો.

હાથમાં એક નાનકડી પોટલી લઈને જતા ભીખુને એણે દેખાયો ત્યાં સુધી જોયા કર્યો. એને બીક લાગી હતી કે ક્યાંક રાજીખુશીથી જવા તૈયાર થયેલો ભીખુ છેલ્લી ઘડીએ ફરી બેસશે, રોતો રોતો એને બાઝી પડશે. પણ એવું કાંઈ ન બન્યું.

ગાંડાં, અંધ કે અપંગની પરિચર્યા જ ઘણીવાર મનુષ્યનું જીવનકર્તવ્ય બની રહે છે

ને એ પરિચર્યા દૂર થઈ જતાં માણસનું જીવન અપંગ, હેતુ વિનાનું ને શૂન્ય બની જાય છે. ફળીમાંથી ઘરમાં આવતાં ઓસરીની કોર ઉપર જ એ બેસી ગઈ. એના દેહમાંથી જાણે ચેતન હરાઈ ગયું હતું.

ફળિયામાં બાંધેલી ગૌરી ગાય જાણે એની વ્યથા સમજતી હોય તેમ કરુણાથી એના તરફ જોઈ રહી.

(૨)

ભીખુ શહેરમાં કાકાને ઘેર આવ્યો. કાકાને લગભગ એની જ ઉંમરના બે છોકરા હતા. મધું અને કનુ. મધુ અંગ્રેજી ચોથી ને કનુ અંગ્રેજી બીજી ભણતા. એની બા સવિતા થોડું ભણેલી પરંતુ સુધરેલામાં ખપવા મથતી કાંઈક અભિમાની, સંકુચિત દષ્ટિની અને લોકો જેને પહોંચેલી કહે એવી સ્ત્રી હતી. પ્રથમ પરિચયે જ ભીખુથી જાણ્યે અજાણ્યે આ ચાવીનો ઝુમખો કેડે ખોસીને ફરતી કાકીની અને પોતાની અણઘડ, ભોળી માની સરખામણી થઇ ગઈ.

પહેલાં તો ભીખુને બહુ અકળામણ થઈ, આ નવા ઘરમાં, નવા વાતાવરણમાં કેવી રીતે બેસવું, કેવી રીતે બોલવું એનીજ તેને ખબર ન પડી. બાઘા જેવો તે એક આખો દિવસ તો એક ખૂણામાંજ બેસી રહ્યો. મધુ અને કનુ પણ આ ગામડિયા છોકરામાં કાંઈક નવીન જેવા જેવું ને હસવા જેવું હોય એમ દૂર ઊભા ઊભા એની સામે જોઈને, કાંઈક ધીમી ધીમી વાતો કરી હસ્યા કરતા હતા. જ્યારે એ રાત્રે એકલો પડયો ત્યારે એને રડવું આવી ગયું. જીવનમાં પ્રથમવારજ એ બેદરકાર છોકરાએ પ્રેમપૂર્વક એની માને સંભારી.

સ્થળનું અને વાતાવરણનું પરિવર્તન થતાં સ્વભાવની ઘડાઈ ગયેલી ટેવો ને રૂઢ લક્ષણો પણ સરળતાથી બદલાવવા માંડે છે. ભીખુને પ એમજ થયું. ગામડામાં એ કરતો એવાં અવિચારી તોફાન અને એની માને કરતો એવી પજવણી તો એ અહીં વિસરીજ ગયો. માત્ર એટલુંજ નહિ, પણ એકાદ અઠવાડિયું વીત્યું ને એનો ક્ષોભ કાંઈક ઓછો થયો પછી એણે આ નવી રહેણીકરણીને અને નવા વિચારોને અનુકૂળ બની જવાનો પણ નિશ્ચય કર્યો. થોડા દિવસોમાં જ એ નાદાન છોકરો સમજુ બની ગયો. મધુ અને કનુનાં સ્વચ્છ કપડાં જોઈ એને

## યાચના

શ્રી. ચંપકલાલ શાહ

પ્રભો ! મને એવી શક્તિનું દાન કરો કે જેથી હું મારા પોતાના અને બીજાના દુઃખોનો સારી રીતે સામનો કરી શકું; અને કષ્ટોનું સારી રીતે નિવારણ કરી શકું.

પરંતુ પ્રભુએ હસીને કહ્યું: હજુ તું તેને માટે યોગ્ય નથી.

હું નિરાશ ન થયો,
મારામાં શક્તિ વધી જ ગઈ!

પ્રભો ! મને એવી શક્તિ આપો, જેથી હું મારા પાપોનું નિવારણ કરી, તમારી ચરણરજ મસ્તક ઉપર ચઢાવી શકું, જેમાં હું સ્વાધીનતાની આરાધ્યદેવીને જીતી શકીશ.

મને એવું બળ આપો, જેથી મારે મદદની ભિક્ષા બીજા પાસે ન માંગવી પડે, મારામાં એવી શક્તિ લાવો, જેથી હું મારા દુઃખો બીજા ઉપર પડવા ન દઉં, અને તેના ઉપર હિંમતથી વિજય મેળવી શકું. જે જે અસત્ય વાતોનો મેં ભૂતકાળમાં ઉચ્ચાર કર્યો હોય તે, તે મહાન શક્તિથી મટી જાય !

પ્રભો !

હું આપની પાસે જ ભિક્ષા માટે હાથ લંબાવી શકું છું; બીજા કોઈની પાસે નહિં !

☆

પોતાનાં મેલાં કપડાની સૂગ આવી એ બંનેની શહેરી શુદ્ધ ભાષા જોઈને એને પોતાના ગામડિયા શબ્દોના ઉચ્ચારની શરમ આવી. એણે કાકાને આશ્રિત રહેવા પ્રયત્ન કર્યો, કાકી તરફ માનથી જોવા માંડયું.

લોઢું ઘડતા લુહારને કે સોનું ટીપતા સોનીને ખબર હોય છે કે અગ્નિમાં તપતી ધાતુની એક બરાબર યોગ્ય એવી પળ આવે છે કે જ્યારે એ તેને ગમે તે ઘાટમાં ઘડી શકે. મનુષ્યના જીવનમાંયે એવી પરિવર્તનની પળ હોય છે. ભીખુ પોતાના ગામડાના જૂના સંસ્કારો સ્થળાંતર થતાં ભૂલવા માંડયો હતો, એને નવું શીખવાનો નવી રીતે જીવવાનો ઉત્સાહ થયો હતો. એ વખતે જ જો કોઈએ એના તરફ ધ્યાન આપ્યું હોત, એને સહાનુભૂતિથી સમજવા પ્રયત્ન કર્યો હોત તો ભીખુ સુધરી જાત નવા અને સત્ય માર્ગે એ સહેલાઈથી વળી જાત, પરંતુ એ તક જ એને ન મળી. હાઈસ્કૂલનાં માસ્તર રહીને ગણિત શીખવતા શીખવતાં કાકા હવે આંકડા અને સંખ્યામાંજ વિચાર કરતા થઈ ગયા હતા. બાલમાનસનું પૃથક્કરણ કરી એને સમભાવથી સમજી લેવાની શક્તિજ એમનામાં નહોતી. પરિણામે ભત્રિજા પ્રત્યે પૂરતી સદ્ભાવના છતાં એના વિકાસને સમજીને એ પોષી ન શકયા.

ઘરની બાબતમાં તો એમને માથું મારવાની ટેવજ ન હતી. સવિતાની બુદ્ધિમત્તામાં અને વ્યવહારકુશળતામાં એમને એટલો વિશ્વાસ હતો કે સવિતાના નિર્ણયો એમને માન્યજ રહેતા. આમ ઘરમાં મુખ્ય કર્તાહર્તા કાકી જ હતાં એટલે ભીખુને ઝાઝો પનારો કાકી સાથેજ પડતો.

કાકીને "પોતાનું" અને "પારકું" નો ખ્યાલ બહુજ સ્પષ્ટ હતો. પરણ્યા પછી તરતજ સ્વતંત્ર જીવન શરુ કર્યાથી કે પછી એની સ્વભાવગત કોઈ ખાસીઅતને લીધે, પણ "પોતાનાં" તરીકેનો ખ્યાલ કરતાં એમાં એ ત્રણ વ્યક્તિનોજ સમાવેશ કરી શકતાં, મધુ કનુ ને એના બાપુજી. એ બાંધી લીધેલી હદમાં જ્યારે ચોથો ભીખુ દાખલ થવા આવ્યો ત્યારે એ હદ વિસ્તારીને એમાં ભીખુને ન સમાવી શકયાં. મધુ અને કનુને પણ માનો આ ગુણ થોડો થોડો વારસામાં મળ્યો હતો.

વિચારતાં શીખેલા ભીખુએ એ તરત પારખી લીધું. નિશાળેથી આવીને તરતજ મધુ અને કનુ નાસ્તો કરવા બેસી જતા ભીખુને કોઈ પૂછતું ય નહિ કે તને ભૂખ લાગી છે. ભીખુને સ્વાભાવિક રીતે જ ઈર્ષા થઈ ને જ્યારે એણે મોઢે ચડીને ખાવાનું માગ્યું ત્યારે કાકીએ તરતજ એની પાસે સ્હવારની વધેલી ઠંડી રોટલી ધરી દીધી.

પછી જ્યારે એક દિવસ ડબામાંથી મગજનો એક લાડુ ઓછો થયો ત્યારે કાકીના વચનોનો ને ગુસ્સાનો પાર ન રહ્યો. અનેકવાર કહી ચુકયા છતાં રાત્રે કાકીએ કાકાને ફરી કહી સંભળાવ્યા કર્યું "બીજાં બધાં લક્ષણ તો જાણ્યાં'તાં પણ એની મને ખબર ન હતી કે તમારો ભત્રિજો ખાવાનીય ચોરીઓ કરતો હશે."

સવિતાના શબ્દો ન માનવાને માસ્તર જરાય ટેવાયેલા ન હતા. ભીખુને સામે બેસાડીને એણે ખૂબ શીખામણો આપી. ભીખુ મનમાં ને મનમાં ધુંધવાઈ રહ્યો, કાકી તરફ એને અકથ્ય તિરસ્કાર જાગ્યો, મધુ ને કનુ એને દુશ્મન જેવા લાગ્યા.

પછી તો જ્યારે ને ત્યારે કાકીની ફરિયાદો કાકા પાસે ચાલુજ રહેતી. ભીખુએ કાકીને રીઝવવાના અને સારું લગાડવાના પ્રયત્ન કર્યા પણ એમાંય એને વાંકું જ વસ્યું. કાકા બિચારા શું કરે? ભત્રિજાને આગ્રહપૂર્વક ઘરમાં લાવનાર એજ હતા પણ ભત્રિજામાંજ એ યોગ્યતા ન હોય તો એ શું કરે? ને એને લીધે સવિતાને કેટલું બધું સહન કરવું પડતું હતું.

ને એમ વારેઘડીએ હડધુત થતા ને અપમાન પામતા ભીખુએ પછી ઈરાદાપૂર્વક અવળી રીતે વર્તવાનું શરુ કર્યું. થોડો વખત દબાઈ ગયેલી બાલપણની વૃત્તિ પાછી જાગી. સારા થવાનું છોડી દઈ એણે બને એવી રીતે કનડગત શરુ કરી. સુકલકડી મધુ કે કનુ એકલો હાથમાં આવે તો એને એકાદી લગાવી દેવાનુંય તે ચુકતો નહિ. એની મા આગળ કરેલાં તોફાન હેતુ વિનાનાં માત્ર અવિચારીપણે કરેલાંજ હતાં હવે એના તોફાનના મૂળમાં દ્વેષ ને ઈર્ષા હતાં. અણસમજુ રીતે અપકૃત્યો કરતા માણસ કરતાં ઈરાદાપૂર્વક ખોટું આચરતો માણસ વધુ ભયંકર હોય છે.

કાકીને હવે ઘરમાં ભીખુ અસહ્ય થઈ પડયો. આ સતત ફરિયાદો સાંભળીને હવે તો કાકા પણ કંટાળી ગયા હતા. એણે ગામડે ભીખુની બાને લખ્યું કે ભીખુના અટકચાળાપણાને હદ નથી રહી, આંહી આવીને તો વધુ બગડયો છે. તમે લખો તો આંહીની બોર્ડીંગમાં મૂકી દઈએ.

ગામડેથી થોડા દિવસમાં જવાબ આવ્યો. એમાં મોંઘીએ લખાવ્યું હતું "એને આંહી મૂકી જાવ મારી નજર આગળ ભલે રહેતો. બોર્ડીંગમાં કોણ જાણે શું થાય. મને ખબર જ છે ઈ મારા વિના નઈ સંચવાય. એને ભલા થઈને બોર્ડીંગમાં ન મૂકતા વગેરે. એકને એક કાગળમાં ફેરવી ફેરવીને પંદરવાર લખ્યું હતું. "એને આંહી મૂકી જાવ, મારી નજર હેઠળ ભલે રહેતો."

કાકા વિચારમાં પડી ગયા ભત્રિજાને સુધરવાની શું કાંઈ આશાજ નહોતી રહી? ઘણાય એવા માથાફરેલ છોકરા બોર્ડીંગમાં રહીને કેવા સીધા થઈ જાય છે? મોંઘી ભાભીનો તો સ્વભાવજ એવો છે તે લખ્યા કરે મોકલતી વખતેય કેટલી માથાકુટ કરી હતી. આમ વિચાર કરતા હજી તે કાંઈ ચોક્કસ નિર્ણય પર નહોતા આવ્યા પરંતુ એક પ્રસંગ બન્યો જેથી એનો જલ્દી નિર્ણય આવી ગયો. કાકીના રૂમાલને છેડે બાંધેલો એક રૂપિયો ખોવાયો.

ધુંધવાયા કરેલો કાકીનો ક્રોધાગ્નિ પ્રજ્વલી ઊઠ્યો એને એ ઘડીએ એણે ભીખુને ઘરની બહાર કાઢી મૂકવાનું કહ્યું. ખરેખરો ચોર ભીખુજ હતો કે પછી મધુ અને કનુએ ચોરીનું આળ એના પર સીફતથી ઓઢાડેલું એનો કાંઈ વિચાર કરવાનોજ બાકી નહોતો રહેતો. છંછેડાયેલાં ને ક્રોધથી કંપતાં કાકી ભીખુનું ટાંકું પકડીને ઘરને ઉંબરે ઉભાં રહ્યાં.

કાકા માટે હવે બીજો માર્ગ જ નહોતો રહ્યો. ભીખુને તે બોર્ડીંગમાં મૂકી આવ્યા.

મોંઘીએ જ્યારે એ સમાચાર વાંચ્યા ત્યારે એને શું થયું એ તો એ જાણે એણે એ કાગળનો જવાબ આપ્યો એમાં બચ્ચાંથી વિખુટી પડેલી પંખિણીના જેવો કરગરાટ હતો. "નાનાભાઈ મેં તમને ના લખાવીતી તોય કાં મૂકી આવ્યા? મેં આંહી મૂકી જવાનું લખ્યું'તું તોય કાં ન મૂકી ગ્યા? હજ્ય હું કહું છું કે આંહી મૂકી જાવ મારી નજર આગળથી એને છૂટો પાડોમાં."

(૩)

ચાર પાંચજ દિવસ પસાર થયા ને બોર્ડીંગના સંચાલકે તેમને બોલાવીને ખબર આપ્યા કે ભીખુએ નિયમનો ભંગ કરીને અમુક ચીજને નુકશાન કર્યું હતું ને પછી એની શિક્ષા થવાની બીકે કયાંય નાસી ગયો હતો. તપાસ કરાવી પણ પત્તો નહોતો લાગ્યો.

બે એક દિવસ સુધી કાકાએ ગામમાં ને આસપાસ માણસો દોડાવી તપાસ કરાવી, વર્તમાનપત્રમાં ખબર આપી પણ કાંઈ ભાળ મળી નહિ. જાતેજ એ ખબર ભાભીને આપવા એ ભારે પગે ગામડે જવા નીકળ્યા.

મોઢું આખું ઢાંકીને વિધવા ભાભીએ એ ત્રણ વાક્યો જ રટ્યા કર્યાં. એણે કોઈને દોષ ન દીધો, કોઈને મેણું ય ન માર્યું, "નાનાભાઈ, હું ના કહેતી'તી ને તમે એને ન લઈ ગ્યા હોત તો આવું ન થાત, હો. નાનાભાઈ, મારો કાગળ વાંચ્યા કેડેય એને મૂકી ગયા હોત ને તો ઈ ભાગી ન જાત, હો. ભીખુ સાવ એવો નહોતો, મારી નજર આગળ રહ્યો હોત તો સમજુ થઈ જાત, હો" એક શબ્દેય બોલ્યાવિના નાનાભાઈએ ખાટલા પર બેઠાં બેઠાં સાંભળ્યા કર્યું.

સાંજેજ એ ઘેર જવા નીકળ્યા સ્ટેશન ગામથી એકાદ માઈલ દૂર હતું. ધીમે ધીમે ચાલ્યા જતા નાનાભાઈના ગણીતી, વ્યવસ્થિત મગજમાં બે શબ્દો અથડાયા કરતા હતા ને અવ્યવસ્થા ઉપજાવતા હતા "નજર આગળ" "નજર આગળ"

સૂરજ ધીમે ધીમે નમતો હતો. કારતક મહિનાની ઢળતી બપોરે રસ્તાની બેય બાજુના ખેતરોમાં ઝૂકેલા બાજરાના મોલ વઢાતા હતા. ગામડાના ધૂળવાળા કાચા રસ્તા ઉપરથી જતાં કાબર ને હોલા બોલતા હતા એમાંય એને એમજ સંભળાયા કર્યું, "નજર આગળ રે'વા દીધો હોત તો?"

અસ્વસ્થ રહેવાને એ ટેવાયેલા ન હતા. સ્ટેશને ટીકીટ લઈને એ ટ્રેઈનમાં બેઠા બારીમાંથી બહાર નજર નાખતાં એમનાથી બોલાઇ જવાયું "નજર આગળ? ના......ના...ધૂન માત્ર, ઘેલછા, વેવલાઈ"

પાસે બેઠેલા ઉતારુનું ધ્યાન ખેંચાયું એ જોઈને એ ચૂપ થઈ ગયા, ને મગજમાંથી જાણે એ ખ્યાલ કાઢી નાખતા હોય તેમ કપાળ પરનો પરસેવો રૂમાલથી લુછી નાખ્યો.

☆

# હિન્દુ સમાજમાં સ્ત્રીનું સ્થાન

શ્રી. લલિતાબેન હરસુખરાય પટેલ

ચંદ્ર પોતાનો રુપેરી પ્રકાશ પૃથ્વી ઉપર પ્રસરાવી રહ્યો હતો. ગ્રામ્યજનો નિદ્રાદેવીની સોડમાં લપાયાં હતાં. નિર્જીવ શાંતિ પ્રસરી રહી હતી. તે વખતે એક સાધારણ ઘરમાં અંદરના ભાગમાં નાનો દીપક બળતો હોય તેવો આછો પ્રકાશ નજરે પડતો હતો. અંદરથી સ્ત્રીઓનો ન સમજાય તેવો અવાજ આવતો હતો. થોડી થોડી પળે કોઈ દુઃખી સ્ત્રીના દુઃખના ઉદ્‌ગારો પણ સંભળાતા હતા. તે દુઃખી સ્ત્રીને પ્રસૂતિનો સમય હતો. સામેના ઘરમાં એક ખાટલા ઉપર એક જાગતો પુરુષ ઊંઘવાનો ડોળ કરી પડી રહ્યો હતો. તે પેલી સ્ત્રીનો પતિ હતો. એટલામાં એક સ્ત્રીનો સ્પષ્ટ અવાજ સંભળાયો, "હાય! હાય! બાપ! પથરો અવતર્યો!" પેલા માણસે અવાજ સાંભળ્યો અને ઊંડો નિસાસો નાખ્યો. વાંચક, તું જ વિચાર કર કે જન્મતાંની સાથેજ – જેણે હજુ દુનિયાને જોઈ પણ નથી, ત્યાર પહેલાં પથરો થઈ ચૂકેલી નિર્દોષ બાળકીનું આ સમાજમાં શું સ્થાન હશે!

સાગરમાં જેમ નીરનો અભાવ અસંભવિત છે, તેમ માતામાં વિશુદ્ધ વાત્સલ્ય પ્રેમનો અભાવ અસંભવિત છે, પછી તે પૂત્ર હોય યા તો પુત્રી હોય; પણ માતાની ઊર્મિઓ બન્નેના તરફ સરખી રીતે વહે છે. તે પ્રમાણે જન્મનાર બાળકી ભલે દુનિયાને મન પત્થર હોય પણ માતાને મન તો પ્રભુએ અર્પેલો હીરો છે. માતાએ બાળકીનું નામ ગંગા રાખ્યું. પિતા કરતાં માતા હંમેશાં બાળકને વધારે ચાહે છે. તે પ્રમાણે ગંગા પ્રત્યે તેની માતા કાશીનો અનહદ પ્રેમ હતો. માતાએ ગંગાને રોજ નિશાળે મોકલવાનું શરુ કર્યું. ગંગા પોતાની અક્કલથી પોતાના અભ્યાસમાં આગળ વધી, અને ગુજરાતી અભ્યાસ પૂરો કર્યો. પિતાનો વિચાર બાળકીને આગળ ભણાવવાનો ન હતો. પણ શિક્ષકો અને માતાના આગ્રહે ગંગાનો અભ્યાસનું વહેણ ચાલું રાખ્યું. ગંગા પોતાની આવડતથી આગળ વધી. પણ એકાએક તેની વિદ્યાનું ઝરણું સુકાઈ ગયું. ગંગા ખરેખર ગંગા (નદી) જેટલીજ પવિત્ર હતી છતાં, સંકુચિત દૃષ્ટિવાળા પિતાને તેના ચારિત્ર્ય વિષે શંકા ઉપજતાં તેના અભ્યાસનો પ્રવાહ સુકાઈ ગયો, અને ગંગા તેટલાજ ઉત્સાહથી ઘરકામમાં જોડાઈ. કોઈ કોઈ વખત ગંગા પોતાની નિશાળની સહચરીઓને મળવા જતી તે પણ તેના પિતાને ન રૂચ્યું, અને ગંગાને ફરમાવવામાં આવ્યું, "તારે કોઈ પણ કારણસર ગામમાં ફરવા જવું નહિ. નવરાશના વખતમાં ઘરમાં બેસી ચોપડી વાંચવી." સરકાર પણ કોઈને વગર ગુને કેદની શિક્ષા કરતી નથી પણ પિતા કે જે પૂજનીય છે, તેમણે પોતાના શંકિત હૃદયની દાદ સાંભળી ન્યાયમાં પોતાની એક નિર્દોષ બાળાને કેદની શિક્ષા ફરમાવી. કેદ તો સારી કે જેમાંથી છૂટવાની આશા રખાય, પણ આ કેદમાંથી છૂટવાની આશા નહિ! ગંગા સમજણી થઈ હતી અને જાણતી હતી કે પિતૃગૃહની કેદમાંથી છૂટી પતિગૃહની કેદમાં સપડાવાનું છે.

ગંગાના પિતા ઘરડા અને અભણ હતા. કોઈ પણ ઘરડો અને અભણ માણસ આજના યુવાન વિષે સારા વિચારો ધરાવતો નથી. તે પ્રમાણે ગંગાના પિતાનું પણ હતું. તે ધારતા હતા કે આજનો યુવાન નીચમાં નીચ માણસ છે. ઉજળાં લુગડાં પહેરી, માથું ઉઘાડું રાખી, હાથમાં પ્રેમી યુગલોની નવલકથાઓ રાખી ધોતિયાનો એક છેડો ખભે નાખી ચોપાટી ઉપર લટાર મારવા સિવાય કંઈજ આવડતું

નથી. આ ઉપરથી ખાત્રી થાય છે, કે આવા કોઈ નવજવાનને ગંગાના પતિ તરીકે સ્થાપિત કરે નહિ. માટે તેમણે એક ત્રીસ વર્ષના સારા ગણાતા પૈસાદાર માણસને ગંગાના જીવનસાથી તરીકે પસંદ કર્યો. આ વખતે ગંગાની ઉંમર ચૌદ વર્ષની હતી. ગંગાને કોઈ હિતેચ્છુ તળાવમાં ભેગી થઈ ગઈ. તેણે ગંગાને બધું સમજાવ્યું. ગંગા ઘેર આવી રડવા લાગી. માતાપિતાએ રડવાનું કારણ પૂછ્યું. તેણે રડતાં રડતાં જવાબ આપ્યો, "તમે જે માણસ સાથે લગ્ન કરવા માગો છો, તે મારે કરવું નથી." પિતાએ જાણ્યું કે કોઈએ ભૂત વળગાડ્યું છે "સારું, ગંગા, તારે સુખી થવું છે કે દુઃખી!" "બાપા મારે તો સુખી થવું છે." "જો ત્યારે, તે માણસ પાસે પુષ્કળ પૈસા છે તારે જરા પણ કામ કરવાનું નથી, બધુંજ નોકર કરશે. તારે તો ફક્ત રસોઈજ કરવાની, એ તને પસંદ છે કે નહિ!" અંગ્રેજી કેળવણી પામેલી કઈ છોકરીને કામ કરવું ગમે છે! કોઈને નહિ. છતાં ગંગાને તો તે ગમતું હતું, સ્તાં જ્યારે ખાવા જેવી વસ્તુ મોંમાં આવીને પડે ત્યારે શા માટે ન ખાવી. ગંગાએ હા પાડી પિતાજી ખુશ થયા!

ચોથી વખત પરણવા તૈયાર થએલા રામા પટેલનું મન તલપાપડ થઈ રહ્યું હતું, માટે લગ્ન જલદી નક્કી થઈ ગયું, અને બ્રાહ્મણે મંત્રો સાથે મીંઢોળ બાંધી આપ્યું. ગંગાને સાસરે વળાવી. ગંગા રાજમહેલ જેવું ઘર જોઈ ખુશતો થઈ, પણ પોતાની ઝુંપડી સાંભરતાં રડી પડતી. કોને સ્વગૃહે પાછાં આવવાનું મન થતું નહિ હોય? ગંગા સ્વગૃહે પાછી ગઈ. થોડાકજ દિવસમાં ગંગાના પતિનો તાર આવ્યો, :"ગંગાને જલદી મોકલો, રામા પટેલ ગંભીર માંદગીમાં સપડાયા છે." ગંગા તરતજ પતિગૃહે પાછી આવી ગંગાએ પતિની માંદગી દૂર કરવા અનેક ઉપાયો યોજ્યા.

ગંગા પોતાના પતિની પાસે પંખો નાખતી બેઠી હતી તેવામાં કોઈ માણસે પૂછ્યું, "શું થયું છે?" ગંગાનું મન ચકરે ચઢ્યું હતું અને તેના ગળામાં ડુમો ભરાયો હતો; તેથી તે ચોકખી રીતે બોલી શકી નહિ. તેણે જવાબ આપ્યો, "તાર આવ્યો છે" ખરેખર ગંગા તો અજાણથી જ તાર બોલી ગઈ પણ ખરેખર તે તો યમરાજનો તાર જ હતો. તારમાં જણાવેલું હતું કેઃ—

સ્વાર્થનગરના રામા પટેલને જણાવવામાં આવે છે કે તેઓએ ઘણાં ઘણાં ખરાબ આચરણો કર્યા છે હવે તેઓને અને તેમનાં પાપી આચરણોને રહેવાનું આ પવિત્ર દુનિયામાં સ્થાન નથી તો તેઓએ જેમ બને તેમ જલદી અમારી અદાલતમાં જવાબ આપી જવા. આ તાર મુજબ થોડા દિવસમાં યમપુરીની અદાલતમાંથી સિપાઈઓ આવ્યા અને રામા પટેલને એક દુષ્ટ પળે પોતાની સાથે લઈ ગયા. તે દુષ્ટોને ક્યાં ખબર હતી કે આ બિચારી નિર્દોષ અબળાનું શું થશે? રામા પટેલનું પ્રાણ પંખી ઉડી ગયું. અને તેમના દેહને બાળી મૂક્યો. આ પ્રમાણે રામા પટેલ ચાલ્યા ગયા પણ ગંગાનું શું?

સહુ કોઈ થોડો વખત રડી શાંત રહ્યું. પણ ગંગાનું શું? થોડા વખત પછી ગંગાના તમામ અલંકારો ઉતારવા માંડ્યા. પ્રભુએ આપેલા માથાના રક્ષણ માટેના વાળ પણ લઈ લેવામાં આવ્યા અરે! અધમ સમાજ! તું ધોળા દહાડાનો ધાડપાડુ નહિ તો કોણ? જો તું ધાડપાડુ છું, તો પછી સરકાર પકડતી કેમ નથી? શા માટે પકડે! ન પકડે તેમાંજ તેનું કલ્યાણ છે. અરે! સરકાર તો સ્વાર્થની ખાતર પણ ન પકડે પણ ઓ હિન્દના નવયુવાનો! તમે શું કરો છો? જાઓ, અને લુંટાતી બાળાને બચાવો શું બચાવે. અરે! ધાડપાડુ ધિંગાણા વિના ક્યાં છોડે તેમ છે? અરે ધિંગાણું ન કરો, પણ સમજાવો, તેઓ નહિ તો તેમની પ્રજા જરૂર સુધરશે, અને રાક્ષસ ગણાતો સમાજ દેવ સમાન થશે.

ગંગા! બિચારી નિર્દોષ કે જેણે સંસાર શું છે, પતિ શું છે, અને જીવનનો કોઈ પણ લ્હાવો લીધો નથી તેવી નિર્દોષ બાળા પંદરમે

વર્ષે વિધવા રૂપી, હિન્દુસમાજથી તિરસ્કાર પામેલી પદવીને પામી. વિધવા એટલે તપસ્વિની મનોવિગ્રહ એનું આભૂષણ છે સેવા એ એનું સર્વસ્વ છે, અને ભક્તિ એ એની જીવનસખી છે. ઉપર પ્રમાણે ગંગાએ થોડો વખત ચાલી જોયું, પણ તે ભણેલ હોઈ તેના મનમાં અનેક વિચારો આવતા.

ગંગા વિચારતી કે આ હિન્દુસમાજમાં સ્ત્રીનું સ્થાન શું ? બાલપણમાં પિતા યુવાવસ્થામાં પતિ, વૃદ્ધવસ્થામાં પુત્રો અને કદાચ વિધવા બને તો સમાજ તેના ઉપર હકુમત ચલાવે છે એટલે કે સ્ત્રી એક ગુલામ છે. પુરુષો શું ઓછા સ્વાર્થી છે ? પુરુષો પોતાને ગમે તેટલી વખત પરણી શકે અને સ્ત્રી શું તેમ ન કરી શકે ? શા માટે નહિ ! સ્ત્રીએ પણ તેમજ કરવું જોઈએ. ત્યારે શા માટે સ્ત્રીઓ આમ દુઃખ ભોગવે છે ? તેનું કારણ સમાજ જાણે. તેણે સમાજની સામે થવાનો વિચાર કર્યો. પરિણામે સમાજની સામે થઈ તેણે બીજા પતિ સાથે પુન લગ્ન કર્યું.

ગંગાના લગ્નની સાથેજ આખા સ્વાર્થ-નગરમાં હાહાકાર મચ્યો, અને ગંગાને અધમ નફ્ટ અને ચારિત્ર્યહીન સ્ત્રી ગણી કાઢવામાં આવી અને ન્યાતની બહાર મૂકી. આ જોઈ ગંગા ગભરાઈ ગઈ અને તે વિચાર કરવા લાગી કે તેણે સારું કર્યું કે ખોટું ? વિશાળ જનસમુદાયનો બનેલો સમાજ પણ સારા ખોટાના ચોક્કસ નિર્ણય પર આવી શકતો નથી તો પછી, પંદર સોળ દિવાળીઓ દીઠેલું દિલ કયાંથી જ એની પારખ કરી શકે !

ગંગાએ સંસારનો લ્હાવો લૂંટવા માંડ્યો. તેને ત્રણ છોકરા અને એક છોકરી સંતાનમાં હતાં. તેની છોકરી ઉંમર લાયક થઈ એટલે તેના લગ્નની તજવીજ થવા લાગી પણ કોઈ માણસ તેની સામે સંબંધ બાંધવા તૈયાર થયો નહિ. તેનું કારણ એ હતું કે તે ન્યાતબહાર હતી. પોતાની છોકરીને કુંવારી તો રાખી શકે જ નહિ. માટે તેણે પોતાની બાબતનો નીવેડો આણવા જ્ઞાતિજનોનું પંચ બોલાવ્યું પંચ મળ્યું અને નિવેદન જાહેર કર્યુંઃ—

ગંગાએ સમાજના રિવાજોનું ઉલ્લંઘન કરી પુર્નલગ્ન કર્યું છે. તો તે હિન્દુ-સમાજની ગુનેગાર છે. આથી હિન્દુસમાજના ન્યાયાધીશ રુપ પંચ જાહેર કરે છે કે જો ગંગા ૧૦૦૧ રૂા. રોકડા દંડ પેટે આપે તો જ ગંગાના પાપનું પ્રાયશ્ચિત થાય, અને તોજ જ્ઞાતિ પણ તેનો સ્વીકાર કરે. ગંગાની આર્થીક સ્થિતિ સારી હતી, એટલે તેણે દંડના રૂા. ૧૦૦૧ ભર્યા અને જ્ઞાતિમાં દાખલ થઈ અરે ! ઓ ન્યાયાધીશો ? આવું નિવેદન જાહેર કરી તમે સાબીત કરી બતાવો છો કે, જેની પાસે ૧૦૦૧ રૂા. દંડના હોય તે ખુશીથી પુનર્લગ્ન કરી શકે. એટલે કે ગરીબોને માટે પુનર્લગ્ન કરવાની છૂટ નથી. શા માટે છૂટ નથી ? શું ગરીબી તે ગુનો છે ? નહિ ! નહિ ! ગરીબોને માટે પણ પુનર્લગ્ન કરવાની છૂટ હોવી જોઈએ પણ ઘાતકી હિન્દુસમાજ ક્યાં માને છે ? તેને તો પોતાની ટૂંકી દષ્ટિથી સ્વર્ગનું સુખ કયાંથી દેખાય ? અરે ! ઓ હિન્દુસમાજ તું આંધળો છે, તારે દિવ્યચક્ષુની જરૂર છે જ્યાં સુધી પ્રભુ તને તેવાં દિવ્યચક્ષુ નહિ આપે ત્યાં સુધી તું આખા હિન્દુસ્તાનને ગુલામીમાં રાખીશ.

હિન્દુસમાજમાં સ્ત્રીનું સ્થાન ગુલામ તરીકેનું છે. સ્ત્રી જાતિ જન્મે છે ત્યાંથી મરતા સુધી તિરસ્કારાય છે. પુરુષો તેને પોતાના સુખનું સાધન માને છે. સામાજિક બંધનો ઘડવામાં પણ પુરુષે પોતાની સ્વાર્થપટુતાનો ઉપયોગ કર્યો છે. સ્ત્રી જાતિને કચડાય એટલી કચડી, વે. સ્ત્રીઓ. પોતાના હક્કો. વગેરે. ન ઉઠાવે તે માટે તેઓને ઓછું શિક્ષણ આપવામાં આવે છે. મન માને એટલી વખત એક પુરુષ પરણી શકે પણ સ્ત્રી એકથી બીજી વખત લગ્ન ન કરી શકે, એ શું ઓછી સ્વાર્થવૃત્તિ છે ! પુરુષો સ્વાતંત્ર્યથીએ પર એવી સ્વચ્છંદતામાં વિહરે અને જેમના વડે ઘર સંસાર, દેશ અને જગત છે, તેવી સ્ત્રીઓને તેઓ સ્વતંત્રતા તો શું, પણ સમાનતા પણ ન આપે, તે તેમની સ્વાર્થવૃત્તિની પરાકાષ્ટા નથી !

# આષાઢનું પ્રકૃતિવર્ણન

'આષાઢસ્ય પ્રથમ દિવસે' ગગનમાં ઘનઘોર વાદળોની ઘટા છવાય છે અને વીજળીના ચમકારા તથા ગડગડાટ થતાં જ માનવીનું હૈયું ઉછળી પડે છે. મયૂરો થનગનાટ પૂર્વક કેકારવ કરતા વહાલી વર્ષાને સત્કારે છે. વર્ષભરની તૃષાતુર ધરા પણ હવે જળપાન કરવાની મઝા આવશે એમ માની પ્રફુલ્લ થાય છે. ઋગ્વેદના શબ્દોમાં કહીએ તો અષાઢ બેસતાં જ " પવનો વાય છે, વીજળીઓ પડે છે, ઔષધિઓ ઉંચી જાય છે, આકાશ પુષ્ટ થાય છે. + " ઋગ્વેદ પછી લોક પરંપરાએ ગવાતાં ગ્રામગીતોએ પણ વર્ષાના આ ભવ્ય વૈભવને આકર્ષક રીતે વર્ણવેલો છે. પ્રાચીન તેમજ અર્વાચીન કાવ્યસાહિત્યમાં પણ વર્ષાઋતુને સવિશેષ મહત્વ મળેલું છે.

આ ટૂંકા લેખમાં " અષાઢ " નું પ્રકૃતિવર્ણન લોકજીવનમાં–કાવ્યમાં કેવું ગૂંથાઈ ગયું છે તેનું વિહંગાવલોકન કરવા ઇચ્છા છે.

અષાઢના આગમન સાથે જ વિયોગી દંપતિને પોતાના વિયોગનું ભાન થાય છે. મેઘદૂતના યક્ષને, વ્રજની ગોપીઓને અને લોકગીતની લોક રમણીઓને–લોક રાધાઓને અષાઢમાં વિરહ વિહ્વલ થતી કવિઓએ ઠેકઠેકાણે ચિતરી છે, જેમકેઃ—

" આવ્યો આષાઢ ગાઢ આભલાં છવાયાં,
આંસુડે ચીર સૌ ભીંજાયાં સુહાગી દેવ !
એવાં શાં આળ રાજ માયા ઉતારી ! "
—( ન્હાનાલાલઃ રાસ ભાગ, ૧ )

ઉપરના કવિ ન્હાનાલાલના આષાઢી રસની મનોહર પંક્તિઓ આષાઢી વિરહની વ્યંજના પ્રગટ કરે છે. તેવી જ રીતે—

" કોરે મોર કળુકીઆ, વાદળ ચમકી વીજ "
રેહાને રાણો સાંભળ્યો, આઈ અષાઢી બીજ. "

અથવા·

" વરસ વળ્યાં વાદળ વળ્યાં, ધરતી લીલાણી
એક વીજાણંદને કારણે શેણી સુકાણી. "



[ ન્હાનાલાલ કવી ]

એ દુહાઓમાં અષાઢના પ્રકૃતિવર્ણન સાથે જ હૈયામાં પેદા થતી પ્રિયજન વિરહની વેદના મૂર્ત થયેલી છે. જેનો પતિ પરદેશ ગયો છે એવી એક વિરહ સ્ત્રી અષાઢી મેઘને ઠપકો આપતાં કહે છેઃ—

"વિજળી તું નિરલજ થઈ, મેવલા તું ય ન લાજ,
મારો ઠાકર ઘર નહિ, મધરો મધરો ગાજ ! "

તેવી જ રીતે રાસ રમવાનું નિમંત્રણ પાઠવતી રમણી ગાય છે...

" અષાઢે ચંદ્ર ઘણા વરસે
નદી નાળાં છલોછલ ઉભરશે.
વ્હાલો મારો કેમ કરી ઉતરશે !
આવો હરિ રાસ રમો વહાલા !
—( રઢિયાળી રાત : ભાગ ૩ )

રત્નેશ્વરના રાધા વિરહના બાર માસમાં અષાઢના વિરહનું સુંદર સુરેખ વર્ણન મળી આવે છે. જુઓ—

" અષાઢે ઘન ઉલટ્યો, ગયો ગ્રીષ્મ કાળ,
આમ રાયણ ઓગળે, ફૂલી જાંબુની ડાળ.
ઘોર ઘટા ઘન ગાજતો, મધુરે સ્વરમોર;
દાદુર બોલે કોકિલા, લાગે કર્ણ કઠોર.

---

+ ઋગ્વેદ મં. ૫. સૂ. ૮૬ જુઓ.

માંડી વરસે મેવલો, નાવલો પરદેશ;
વેશ વગોવ્યો વીઠ્ઠલે, લટ લાંબા કેશ.
પીતાંબર પગ પાવડી, ગાવડીઓ રે સાથ;
આ દહાડે હરિ આવતા, લકુટી લઈ હાથ."

આની સાથે મહાકવિ પ્રેમાનંદનું આજ માસનું વર્ણન સરખાવવા જેવું છેઃ—

"એની હજી હરિ નાવિયા, આવ્યો માસ અષાઢ
શામળીઓ મેલી ગયો, પહેલે લડાવી લાડ.
દોહલે દહાડા નિર્ગમ્યા, લાગી વિરહની ઝાલ;
મહિયર મારું વેગળું, સાસુ નણંદનું સાલ.
ઘોર ઘટા ઘન ગાજે રે, વાગે કામનાં બાણ;
મૂશળ ધારે વરસીને, ભરિયાં નદી નવાણ.
મોર કરે રે ટહુકડા, દાદુર બોલે બોલ;
વિજલડી ચમક્યા કરે, તરૂવર કરે કલ્લોલ.
પિયુ પિયુ કરી પોકારતો, પાપી બપૈયો પાસ;
મેં જાણ્યું આપે વધામણી, મોહન મળવાની આશ.
કોયલ કંઠ સુહાવે રે, બેઠી આંબાની ડાળ;
ત્યમ ત્યમ કામ કટારડી, વાગે છે હૈડા માંય.
એક અંધારી ઓરડી, અતિ અંધારી રાત;
કૃષ્ણ વિયોગે કામિની, રો તાં થયું પ્રભાત."

આમાં અષાઢના પ્રકૃતિ વર્ણનના ક્રમિક ઉઠાવની સાથે સાથે જ રાધાના વિરહની અવસ્થાનો વિકાસ દર્શાવેલો છે. આવી મનોહર રસભરી પંક્તિઓ વાંચતાં કયા રસિકનું ચિત્ત ડોલાયમાન નહિ થાય! આ વિરહ વર્ણન વાંચતાં જ પેલા લોકગીતની પંક્તિઓ યાદ આવી જાય છે :—

"અષાઢે ધમધોરિયા ને વાદળ ગાજે ઘોર,
બપૈયા પિયુ પિયુ કરે ને મધુરા બોલે મોર;
કે આણાં મોકલને મોરાર !"
—(રઢિયાળી રાતઃ ભા. ૩)

કવિ શોભણદાસે પણ આજ પરંપરાને અનુસરીને અષાઢ માટે આ પ્રમાણે લખ્યું છેઃ—

"આષાઢ માસે આવી મેઘ ધડૂકે, વહાલાજી;
વીજળીઓ ચમકે ને જોર ઝબૂકે, મારા વહાલાજી
ઘેર વળ્યા જે ગયા હતા પરદેશરે, વહાલાજી
પિયુજી મારાં કાનાં ઓઢાં લેશ, મારા વહાલાજી"
—(બૃ. કાવ્ય દોહન ગ્રંથ-૧ લો)

દૂર દૂરના પ્રવાસીઓ પણ અષાઢ માસ બેસતાં પ્રવાસેથી પાછા ફરે છે. આ પ્રિયમિલનની વર્ષા ઋતુમાં તો કોઈક શાપિત યક્ષ જેવા પુરુષો જ પરદેશમાં રહે. એક રસિક લોક કવિએ એક દુહામાં આ મનોહર વર્ષા ઋતુમાં કોણ પ્રવાસ કરે તે માર્મિક રીતે દર્શાવ્યું છેઃ—

"ડુંગરડા હરિયા હુવા, ચાવો લગ્યો ચંકાર;
તેરત ત્રણ જણ સંચરે, ચાકર, માગણ ને ચોર"

ધરતી હરિયાળી થઈ ગઈ હોય, મોર અને ચાતક બોલી રહ્યા હોય અને મેઘ વરસી રહ્યો હોય એવી ઋતુમાં પ્રવાસ કરનાર કાંતો ચોર હોય, માગણ હોય કે પછી પારકો હોય તે વિના આવી ઋતુમાં તે ઘરબાર ન નીકળે. આ પ્રસંગ પર રસિક ભવિષ્યની ગરજ સારે તેવો એક બીજો દુહો યાદ આવે છેઃ—

"ભોં ભીની ઘોડા ભલા, ડાબા ઉપડિયા."
(કાં) મરઘાનેણી મારવા, (કાં) ખગ વાવા ખડિયા

એક સખી બીજીને પૂછે છે કે વર્ષાઋતુની આવી કાદવવાળી ભોમ છે, આવો સુંદર ઘોડો છે, જેના ડાબલા આવી છટાથી ઉપડે છે. એ અસવાર આવી ઋતુમાં ક્યાં જતો હશે? બીજી સખી જવાબ આપે છે. કાંતો પોતાની મૃગનયની પ્રિયતમા સાથે સમાગમ કરવા અથવા તો રણભૂમી ઉપર ખડગખેલવા. મતલબ કે કોઈ ત્રીજા કામે તે આવી ઋતુમાં બહાર નીકળે નહિ.

પ્રાચીન કવિઓએ વિરહ વર્ણનમાં બાર માસની પ્રકૃતિલીલાને વર્ણવી છે તેવી જ સુંદર રીતે જ્ઞાની કવિઓએ પણ એ પ્રકૃતિ લીલાને જ્ઞાન માસના નામથી વર્ણવી છે. ઉદાહરણ તરીકે પ્રીતમદાસનું અષાઢ માસનું નીચેનું વર્ણન જોઈએઃ—

"આશાડે અમરિ તણા, વરસ્યા વરસાદ;
હરિ હરિ સઘળે થઈ રહ્યું, થાવર જંગમ જાત,
ચિત ચાતક રંગે રટે, બોલે મન મોર;

જ્યાં ત્યાં ચૈતન પ્રહલના, ઉગતા અંકોર.
સુખસાગર સેજે ઉછળ્યો, સરિતા શુભસાર
પ્રહ્લ નિરંતર જળ ભર્યાં, કોઈ ન પામે પાર.
માણે. મત્સ મગન થઈ, મરજીવા સંત;
પ્રીતમ પલક ન્યારી નહિ, રસિયા રસવંત."
—( બૃ-કાવ્ય દોહનઃ ગ્રંથ. ૧ લો )

આમાં મેઘને હરિરૂપે માની અષાઢની પ્રકૃતિલીલાને પ્રહ્લલીલા માફક વર્ણવેલી છે. રૂપકોની જટિલતા હોવા છતાંય સહજે જીભે રમવા લાગે તેવું મનોહર અને સરળ આ વર્ણન છે.

બેડાના ભાવસાર રત્નાના મહિનાઓમાં પણ અષાઢનું મનોરમ વર્ણન છે. તેની છેવટની ચાર પંક્તિઓ વિશેષ ધ્યાનપાત્ર છેઃ—

"લીલા.ચરણા અવનીએ ધર્યાં, તરુવર ધેરગંભીરઃ
પંખીડે માળા ઘાલિયા, જ્યાં ત્યાં ભરિયાં રે નીર.
જોગીડા પણ પંથ પરહરી, બેઠા એક આસન;
રત્નાના.સ્વામી રે શામળા, આવો જગના જીવન."

કવિવર રવિન્દ્રનાથ ટાગોરના "નવવર્ષા" નામક બંગાળી ગીતમાં વર્ષાસુંદરીનું મનોરમ વર્ણન છે. તેમાં અષાઢી વર્ષા આટેની નીચેની કલ્પનાભરી પંક્તિઓ આપણું ધ્યાન ખેંચે તેવી છે :—

"ઓગો પ્રાસાદેર શિખરે આજિકે
કે દિયે છે કેશ એલાયે
કબરી એલાયે ?
ઓગો, નવઘન-નીલ વાસખાનિ
બુકેર ઉપરે કે લયે છે ટાનિ
તડિત-શિખર ચકિત આલોકે
ઓગો કે ફિરે છે ખેલાયે ?
ઓગો પ્રાસાદેર શિખરઆ જિ કે
કે દિયે છે કેશ એલાયે ?"

અહોહો, આ મહેલના શિખર ઉપર પોતાના અંબોડાના છુટા કેશ કોણે વિખરાતા મૂક્યા છે? અરે! આ નવલ વાદળી રૂપી આસમાની ઓઢણીને પોતાના હૈયા ઉપર તાણી લઈને આ કોણ ઉભું છે! વીજળીની ચમકતી તેજ રેખાઓમાં આ કોણ રમવા નીકળ્યું છે?

નવવર્ષાનું કેવું સુંદર, મોહક, ભવ્ય અને કવિત્વભર્યું વર્ણન છે! કવિનો કલ્પના વૈભવ કેટલી ઉચ્ચ કોટીએ પહોંચી ગયો છે! આ આખુ મનોહર ગીત જીજ્ઞાસુઓને ગુજરાતી ટીપણી સાથે શ્રી. મેઘાણી કૃત "ઋતુગીતા" ના પ્રવેશકમાંથી મળી આવશે.

કોઈ કોઈ વાર બેસતા અષાઢમાંજ વર્ષા સુંદરી મનામણાં માગે છે. તેવે પ્રસંગે વર્ષા ઉપરજ જેનો જીવન નિભાવ છે તેવી પ્રજાનાં હ્રદય વિમાસણમાં પડે છે અને લોકહૃદય વર્ષાને પધારવા સરળ ભાષામાં પ્રાર્થના કરે છેઃ—

"આશી તમારી ટેવ હો. મેઘરાજા !
પેલી વીજળી રીસાઈ જાય છે
પેલી બાજરી સુકાઈ જાય છે
પેલી જારોનાં મૂલ જાય. છે
હો મેઘરાજા "

છતાંય જો વરસાદ નથી વરસતો તો પછી માલધારીઓ ગગનભણી નિઃસાસા નાંખતાં લલકારે છેઃ—

"નદીયું નિસાસા મોકલે, નહિ મયાળ મે,
વરસને કાળા મે! ગીર હાલી ગામાતરે."

નદીઓ નિઃસાસા નાંખે છે કેમકે ઉપરવાસના પ્રદેશમાં વરસાદ નથી થયો. તે સદેશો કહાવે છે કે હે કાળા મેઘ! હવે તો વરસ! તું નથી વરસતો તેથી આ ગીર પ્રદેશના માલધારીઓ ઢોર હાંકીને દેશાવર જવા તૈયાર થયા છે. લોક હૃદયની કેવી કરુણ આરજુ આ દુહામાં ઠાંસો ઠાંસ ભરેલી છે?

પણ પછી તો વરસાદની હેલી થવા માંડે છે અને લોક હૃદયમાં આનંદ આનંદ ઉછળી રહે છે.

"આષાઢ વરસે એલીએ, ગાજવીજ ઘમઘોર,

તેજી બાંધ્યા તરુવરે, મધુરા બોલે મોર.
મધુરા બોલે મોર તે મીઠા,
ધણમુલાં સાજન સપનામાં દીઠા.
કે' તમાચી સુમરો, રીસાણી ઢેલને મનાવે મોર
આષાઢ વરસે એલીએ ગાજવીજ ઘમઘોર."
-(ઋતુગીતો પૃ. ૮૮)

અષાઢ માસ અણુથંભ્યો વરસે છે-ગાજ-વીજ થાય છે તથા આકાશ ઘનઘોર છવાયું છે. અશ્વો તરવરી રહ્યા છે. મીઠા સ્વરે બોલે છે. એવી રાતે મેં મોંઘામૂલાં સાજન-પ્રિય-જનને સ્વપ્નમાં જોયાં. તમાચી સુમરો નામે કવિ કહે છે કે મોર પોતાની રીસાયેલી ઢેલને મનાવે છે. અષાઢની હેલી વણથંભી ચાલ્યા કરે છે.

વર્ષા ભારત-ખેતી પ્રધાન ભારતની માનીતિ ઋતુ છે. નર, નારી, બાળકો બધાને તે આનંદનાં અમૃતે નવડાવે છે. ખેડુત નર નારીઓ તો બાળકો સાથે એ વરસતા વરસાદમાં ખેતરમાં કામ કરતાં કરતાં આનંદ પૂર્વક ગીતો ગાય છે. શ્રી મેઘાણી કૃત "ઋતુગીતો" નામક સંગ્રહમાંથી નીચેનું તે પ્રકારનું એક લોકગીત ઉતારવામાં આવે છે. મારવાડનાં ખેતરોમાં કામ કરતી સ્ત્રીઓ ઓચીંતો વરસાદ આવતાં એકાદ ટેકરી પર ટોળે વળી આવાં ગીતો દ્વારા પોતાના પિયરમાં ભાઈ ભોજાઈ બરકતી દુવા મોકલે છે:-



[શ્રી ઝવેરચંદ મેઘાણી]

"કાળુડી કાળુડી હો બાંધવ મારા!
કાજળીઆરી રેખ,
ધોળીને ધારાશે બાંધવ મારા! મે વરસે.
વરસજે વરસજે હો મેહુડા! બાવાજી રે દેશ,
જડે રે માડીનો જાયો હળ ખેડે.
વાવજે વાવજે હો બાંધવ મારા! ડોડાળી જુવાર
ધોરે ને વવાડો નાના કણુરી બાજરી!
નીદણો નીદણો હો ભાભજ મારી! ડોડાળી જુવાર,
ધોરે ને નીંદાવો નાના કણુરી બાજરી!
વૂઠા વૂઠા હો બાંધવ મારા? આષાઢ હે મેઘ,
ભરિયા હો નાડાં ને વળી નાડડી.
ભીંજે ભીંજે હો બાંધવ મારા! બાજરીયો રે બીજ,
નાઈ રે ભીંજે હો સાવ ઓવની.
ભીંને ભીંને હો બાંધવ મારા માથારો પેચ,
ભાભજને ભીંજે રે ચૂડો વળી ચુંદડી.
ભીંને ભીંને હો બાંધવ મારા રેશમિયારી ડોર
ગીગો ને ભીંજે રે થારો પારણે.
નીપજે નીપજે હો બાંધવ મારા! ડોડાળી જુવાર,
થારે ને વાયોડાં સાચાં મોતી નીપજે."

અષાઢી મેઘની ઝડીમાં તરબોળ બની સ્નાન કરતી નારી મંડળી આ વખતે પોતાના મહિયરને યાદ કરી ભાઈની ખેતીમાં બરકત આવે ને તેને ત્યાં સાચાં મોતી પાકે એવી વણમાગી આશીષ પાઠવે છે.

આષાઢના આગમન સાથે નારી હૃદયમાં વિરહ વ્યથા હિંદી તથા બંગાળી લોકગીતોમાં પણ આપણી માફકજ ઉતરી છે. માનવ હૃદયનો તો બંગાળ, ગુજરાત કે વ્રજભૂમીમાં બધેય એકજ પ્રકારના ભાવો અનુભવે છે. નીચેની પંક્તિઓમાં અષાઢી વિરહ વ્યથાનું સંક્ષિપ્ત પણ સુંદર ચિત્રણ છે:—

"અષાઢ માસ બહુ બરસત મેહ!
પર્યો ફફોલા સારી દેહ!
બિરહ તન જ રિ ગૈ લાગી હૈ લુક!
બરખા કુહાર દિયોં તનફૂક!
સો કલ ન પરે રે—"

વિરહીણી નારી કહે છે-અષાઢમાં બહુ વરસાદ પડવાથી મારા સારા દેહમાં ફોલ્લા

ઉડી ગયા. વિરહથી દેહ સળગી ગયેલો હતો, તેમાં અષાઢી મેઘના ફુવારા લાગવાથી શરીર ઘણુ બળી રહ્યું છે. તેવી જ રીતે બંગાળીમાં પણ અષાઢના આગમન સાથે જુદાઈની ભાવના જાગૃત થતી બતાવેલી છેઃ—

" આષાઢ માસે તે દેખ ભરા નદીર પાની,
મામાર બાડી તે કાંદિ દિવસ રજની,
ડિંગા વાઈયા આસવે ધરે બાપ ચ્યરરાઈ;
આશાય બાંધિયા બુક રજની ગુયાઈ. "

અષાઢ માસમાં નદીમાં બહુ પાણી આવ્યું–હું મામાને ઘેર રહીને દિવસ રાત રડ્યા કરું છું. મછવો હંકારતા પિતા અને ભાઈ આવશે એ આશાએ છાતી વશ રાખીને રાત વીતાવું છું.

હીંદી, બંગાળી તેમજ ગુજરાતી અને બીજી ભાષાઓના સાહિત્યમાંથી અષાઢની મનોરમ પ્રકૃતિને લગતું ઢગલાબંધ સાહિત્ય મળી આવે તેમ છે. પરંતુ અહીં તો માત્ર અંગુલિનિર્દેશ પૂરતો જ હેતુ હોઈ વધુ વિસ્તાર આવશ્યક માન્યો નથી. આથી છેવટે આ લેખ પૂરો કરતા પહેલાં અષાઢ-વિષેનાં ચારણી ગીતોમાંથી એક બે ઉદાહરણોની નોંધ લઈએ.

" આષાઢ આતાં, મેત્ર માતાં, વાય વાતાં વાદળાં,
ધર નીરધારા, દુઃખી દારા, સામી મારા શામળા!
વાજંત્ર વાજે, ગેહેરી ગાજે, મેલ્ય માઝા માનને,
ભરપૂર જોબનમાંય ભામન કહે રાધા કાનને
જી ! કહે રાધા કાનને. "
—(ઋતુગીતો પૃ ૨)

અષાઢ આવતાં તો મેઘ માતેલો બન્યો. વાયુમાં વાદળ વહેવા લાગ્યાં. ધરતી પર પાણીની ધારા પડે છે અને તારી દારા દુઃખી થાય છે. હે મારા સ્વામી શામળા! આ વાજીંત્રો વાગે છે, ઘેરા નાદ ગાજે છે. માનિની હવે માનને મર્યાદા મેલી દે છે. એમ ભરજોબનમાં આવેલી ભામિની રાધા કાનને કહાવે છે.

રાધા કૃષ્ણની બારમાસીમાંથી જ આ જાતનું એક બીજું ઉદાહરણ લઈએ.

" વ્રજ વહીં આવણુંજી કે વંસ વજાવણાં
પ્યાસ બુઝાવણાંજી કે રાસ રમાવણાં :
રંગ રાસ રત ષટ માસ રમણી !
પિયા પ્યાસ બુઝાવણાં !
આષાઢ ઝરણાં ઝેર અંબર,
તપે તન તરણી તણાં;
વિરહણી નેણાં વહે વરણાં,
ગિયણ વિરહી ગાવણાં !
ચાખંત રાધા નેહ બાધા !
વ્રજ માધા આવણાં !
જી ! વ્રજ માધા આવણાં ! "
—(ઋતુગીતો પૃ. ૧૦)

હે પ્રભુજી ! વ્રજમાં આવો અને બંસરી બજાવો ! મારી પ્યાસ બુઝાવો અને રાસ રમાડો ! છ યે ઋતુના રંગને ઓપતા રાસ રમાડી પ્યાસ છીપાવો ! હે પ્રિયતમ ! આકાશમાંથી અષાઢી મેઘની ધારાઓ ઝરે છે. છતાં અમો તરુણીઓનાં અંગ તો વિરહવેદનાને લીધે તપીરહ્યાં છે. વિરહીણી ગોપીઓનાં નેત્રમાંથી અશ્રુ વારિ વહે છે. વિરહનાં ગીત ગવાય છે. રાધાજી કહાવે છે કે ઓ માધવ ! નેહથી બંધાયેલાંઓ પ્રિયતમ ! વૃંદાવનમાં આવો, એજી વૃંદાવનમાં પધારો !

ચારણોએ રચેલા વિરહના મરશીઆઓમાં પણ પ્રકૃતિ વર્ણન આવી જ સુંદર રીતે ગૂંથાયેલું છે. જેમકે—

"આષાઢ આયા, મન ભાયા, રંક રાયા રાજીએ,
કામની નીલાપેર્ય કંચવા, સણુવરા દન સાજીએ,
મગવરણુ ધરતી, તરણુ મેમત, કોયલ ઉગાવો કરે;
જસ લીયણ તણુ રત માલઝમ સતનવીસળ
સાંભરે.
જીય ! સતનવીસળ સંભરે.
મુને સતન વીસળ સંભરે
—( ઋતુગીતો પૃ. ૨૭ )

અષાઢ આવ્યો ને મનમાં ભાવ્યો. રંક રાજા સૌ રાજી થયા. કામીનીઓએ એ ઋતુમાં નીલા કચવા પહેરીને શણગાર સજ્યા છે. ધરતીનો રંગ મગના જેવો લીલોછમ બની ગયો છે. ઘાસ ઉગી નીકળ્યું છે.

અનાજના રોપ પણ ઉગી નીકળ્યા છે. આવી વર્ષાઋતુમાં મને એ જશ લેનાર, પીસળનો સુત માલો જામ સાંભરે છે, અરે, માલોજામ સાંભરે છે.

આમ ચારણ કવિઓએ પોતાનાં ઋતુગીતો–બાર માસમાં અષાઢને ખાસ મહત્વ આપેલું છે. ખરી રીતે જોઈએ તો અષાઢ માસ એ જ વર્ષનો મુખ્ય માસ છે. વર્ષા–વરસની શરૂઆત અષાઢથી જ થાય છે. અષાઢ રુડો જાય તો જ વર્ષ રુડું જાય. અષાઢે ધરતી પ્રફુલ્લ ન બને તો લોકની દશા મહા વસમી બની જાય. આથી અષાઢ એ વરસના મેરુદંડ જેવો મહીનો છે. પ્રકૃતિદેવી પણ એ મહીનો બેસતાં જ મસ્ત બની અવનવા શૃંગાર ધારણ કરી રમણાએ ચઢે છે. વાયુ, મેઘ, વાદળ, જળાશયો, ધરતી બધાં જ અષાઢ આવતાં ગાંડાતૂર બની જાય છે. અમૃત સરખા મેઘથી નદીનાળાં છલકાઈ જાય છે, મયુર અને ચાતકની ચીસોથી દિશાઓ ડોલવા લાગે છે, ધરતીની દેહ પર નીલી ઓઢણી ઓપી રહે છે, પ્રવાસીઓ પ્રવાસેથી પાછા ઘેર આવી પ્રિયજનોને ભેટે છે. સૌને આનંદકારી આવા રુડા અષાઢમાં એક વિજોગણી પ્રોષિતભર્તૃકા નારી જ પતિની વાટ જોતી દુઃખ પામે છે અને ભર્યા અષાઢમાં પણ તે બળ્યા કરે છે. તે પતિની વાટ જોતાં જોતાં જ બોલી ઉઠે છેઃ–

" ઉભી ઉભી નિરખું છું વાટ અલબેલરે !
એ રત આવીને રાજ ! આવજો ! "

(નાના નાના રાસ ભા. ૧)

આવી મનોરમ ઋતુમાં પણ કોઈક પતિને ફરજની ખાતર ચાકરી માટે બહારગામ જવું પડે છે. તે વખતે તેની કોડામણી પત્ની હઠથી તેને રોકે છેઃ—

" આભમાં ઝીણી ઝબૂકે વીજળી રે,
ઝીણા - ઝરમર વરસે મેહ
ગુલાબી નહિ જાવા દઉં ચાકરી રે ! "

આમ લોકસાહિત્યમાં અષાઢનું કાવ્ય જીવનનાં અનેક મનોરમ ચિત્રો ઉપસાવી આપે છે. તેના આસ્વાદ માટે તો શ્રી. મેઘાણીએ રજુ કરેલી લોકગીતોની આખી સૃષ્ટિનો પ્રવાસ કરવો જોઈએ. એ ગીતોમાં વર્ષાઋતુની મધુરી, સરળ કવિતા ઠાંસાયેલી પડી છે. એણે ઋગ્વેદથી માંડીને આજ પર્યંત અનેક કવિઓને નવલ માધુરીનું અમૃતપાન કરાવ્યું છે, અને ભવિષ્યમાં પણ કરાવશે.

આમ અષાઢી વર્ષાસુંદરીનું આ સંક્ષિપ્ત અવલોકન પુરું થાય છે. અંતમાં આપણે કવિવર ટાગોરની એક મધુરી કલ્પનાની નોંધ લઈએ—

" ઓ ગો નદીકુલે તીર–તૃનદલે
કે બસે' અમલ વસને
શ્યામલ વસને ?
સુદૂર ગગને કાહારે સે ચાય ?
ઘાટ છેડે ઘટ કોથા ભેસે જાય ?–
નવ માલતીર કચિ દલગુલિ
આનમને કાટે દશને,
ઓ ગો નદીકુલે તીર–તૃનદલે
કે બસે શ્યામલ બસને ? "

અરે, આ નદીતીરે, કાંઠાના ઘાસની ઉપર આ સ્વચ્છ નીલુડે વસ્ત્રે પેલું કોણ બેઠું છે ? દૂર આકાશમાં એ કોને જોઈ રહી છે ? એનો ઘડો ઘાટ પરથી ક્યાંય તણાતો ચાલ્યો જાય છે ? માલતી પુષ્પની કુમળી કાંપળીઓ દાંત વતી તોડયા કરતી, આ રીતે અન્યમનસ્ક બનીને બેઠેલી એ સુંદરી કોણ હશે ?

વાંચકોને ભાગ્યે જ કહેવાની જરૂર છે કે, પનીહારી રૂપે બેઠેલી વર્ષાસુંદરીને જ કવિવરે કલ્પનાભોમમાં આ રીતે મૂર્તિમંત કરેલી છે.

ભારતવાસીઓ વસંત કરતાં વર્ષાને વધુ ઓળખે છે. રંક, રાજા સૌનેય તે સરખી રીતે સ્પર્શે છે, સરખો આનંદ આપે છે અને અંતમાં ધનધાન્યદાત્રી મંગળ માતા સ્વરૂપ બની રહે છે.

જેઠાલાલ નારાયણ ત્રિવેદી




[ બહેનોએ પોત પોતાની આવડતની વાનીઓ 'સ્ત્રીબોધ' કાર્યાલય એ સરનામે મોકલી આપવી. તે અવારનવાર પ્રસિદ્ધ કરવામાં આવશે. ]

### કોળાની કચોરી બનાવવાની રીત.

૧ શેર કોળું, ૧ શેર લોટ, સારૂ દળદાર કોળુ લાવી તેની છાલ કહાડી તેને છીણવું. પછી સગડી પર તેલ રાઈ હીંગનો વઘાર કરી પેલા છીણને નવટાંક તેલ મૂકી સાંતરી કહાડવું પછી તેમાં મીઠું, મરચુ, હળદર, ગરમ મસાલો, દ્રાક્ષ, તલ, ટોપરૂં, લીંબુનો રસ, ખાંડ, આદુ મરચાં, કોથમીર, વીગેરે નાખી મસાલો હલાવવો.

ત્યારબાદ ઘઉંના લોટમાં મસાલો અને તેલનું મોણ નાંખી કણેક બાંધી મશાલાવાળી પુરી વણી એમાં ઉપરનો બધો સંભાર ભરવો ત્યાર પછી તેલમાં તળવી.

આ કચોરી ખાવામાં સ્વાદીષ્ટ લાગે છે.

### ગીલોડાના મગ ભરેલા સંભારીયા.

તાજાં કુણા એક શેર ગીલોડા લાવી તેને રવૈયાની માફક ચીરવા સાથે ઉગાડેલા પાશેર મગ લાવવા તે શાક બજારમાં વેચાય છે. એ મગમાં નીચે મુજબ મસાલો નાંખવો. મીઠું મરચુ, હળદર, ધાણાજીરૂં, ગરમમસાલો, લીલા મરચા, આદુ કોથમીર, ખાંડ, નાંખી સારાં હલાવી મસાલોને મગ એકઠાં કરવાં. તે મસાલો પછી ગીલોડામાં ભરવો ત્યારબાદ પાશેર તેલ મુકી રાઈ હીંગનો વઘાર કરવો તેમાં ભરેલા ગીલોડા નાખવા પછી ચઢી ગયા બાદ એક મોટા લીંબુનો રસ ઉપર નાંખવો. થોડીવાર પછી ઉતારવું.

આ શાક ખાવામાં સરસ લાગે છે.

**અ. સૌ. નિર્મળાબેન ચુડગર.**

### મઠની પુરી

મઠ લઈ તેને પાંચ છ કલાક પલાળી તડકે સુકવવા. કડક થાય ત્યાં સુધી સુકવવા. પછી ખાંડણીયામાં ખાંડી ફોતરાં ઉડાડી ઝીણા દળવા. ને તેમાં જીરૂં તથા મીઠું જોઈતા પ્રમાણમાં વાટીને નાખી લોટને દુધેથી કઠણ બાંધવો પછી તેને બે ત્રણ કલાક પલળવા દઈને ખૂબ ખાંડી મસળવું. પાતળા લુવા કરી તેને મોટી પુરી સરખા વણી પેણીમાં તેલ મુકી તળવાં. તેલ ઉપર ફીણ આવે એટલે ફેરવી તરત કાઢી લેવાં. આ મઠીયાં ચા સાથે પણ ખવાય છે,

**વિશાખા વકીલ.**

### વાલની દાળની વેડમી

વેડમી ચણાની દાળની મગની દાળની તેમજ તુવેરની દાળની બનાવાય છે. પણ મેં હમણાં વાલની દાળની વેડમી પણ બનાવી હતી. તે ઘણીજ સરસ બને છે. રીત બીજી વેડમી જેવી જ છે.

**જયંતિકા શરાફ.**




સંપાદક : શ્રી નલીનીબેન મહેતા

[ બ્હેનોએ જાણવા જોગ સમાચારો હોય તે કાર્યાલયમાં મોકલી આપવા. જે મજેથી પ્રસિદ્ધ કરવામાં આવશે. ] મંત્રી.

ગુજરાતી બાળકો માટેના જાણીતા શ્રી. ગિરિશભાઈ ભટ્ટનાં પુત્રી બાળાબેન ભટ્ટ છેલ્લી બી. એ. પરીક્ષામાં સેકન્ડ કલાસ ઓનર્સ સાથે ઉત્તીર્ણ થયાં છે.

+

પુષ્પાવતી મણીભાઈ વંશી ( તલંગપુર જી. સુરત ) ચાલુ સાલમાં લેવાયેલી મેટ્રીકની પરિક્ષામાં ફક્ત ૧૪ વર્ષની નાની વયે કુલ માર્ક ૫૦૨ મેળવી નવસારી સ્કુલોમાં પ્રથમ નંબરે પાસ થયાં છે.

+

મહા ગુજરાત આર્ટ એન્ડ કલચર સેન્ટર જેની ઉદ્‌ઘાટન ક્રીયા શ્રીમતી રુક્મણી એરૂંડેલને હસ્તે ગયા ઓકટોબરમાં વડોદરા ખાતે ગુજરાતમાં કળાનું સંશોધન કાર્ય કરવા તથા કલાકારોનું સંગઠન કરવાના આશયથી થયેલ છે. તેના આશ્રયે અમદાવાદમાં કથ્થક ભરત નાટ્ય અને નૃત્યના પ્રયોગો થયા હતા.

+

ખારની હોસ્પીટલમાં એક સ્ત્રીએ હાથણ જેવી કન્યાનો જન્મ આપ્યો હતો. અડધો કલાક જીવ્યા બાદ કન્યા મરણ પામી હતી. હોસ્પીટલના અધિકારીઓએ તેના શબને સાચવી રાખ્યું છે.

+

અમદાવાદમાં પીતાંબર દામજી સોની નામના માણસે ટુંકા પગારમાં બૈરા છોકરાંનું પોષણ ન કરી શકવાથી આપઘાત કર્યો છે.

+

ભોરના રાજકુંવરી અને કુરૂંદવાડના રાણી સાહેબ સૌ. વિજયા દેવી મેટ્રીકમાં પાસ થયાં છે.

+

નગોડના રાણી સાહેબને ત્યાં પુત્રી જન્મ થયો છે.

+

અમદાવાદમાં સાબરમતીના સ્ટેશન માસ્તર મી. ડાહ્યાભાઈના પુત્ર હરિપ્રસાદની યુવાન સ્ત્રી કુસુમે ગ્યાસતેલ છાંટી આપઘાત કર્યો છે.

+

અમદાવાદમાં ઢાળની પોળમાં રહીશ એક વણિકની સગીર બાળાનું અપહરણ થયું છે.

+

રીયાસતી મુસ્લીમ લીગની કારોબારીમાં હૈદ્રાબાદવાળા બેગમ સુગરા હુમાયુ અને ભોપાળવાળા મીસ બીલ્કીસ અહમદ હુસેનને લેવામાં આવ્યા છે.

+

યુક્ત પ્રાંતોમાં ૧૮૦૦ સ્ત્રીઓ એ. આર. પી.માં જોડાઈ છે. ઘેર ઘેર એ. આર. પી. નો સંદેશો પહોંચાડવા માટે બહેનો કાર્ય કરે છે.

+

મુંબઈની ભગિની સમાજને રજત મહોત્સવ પ્રસંગે ડૉ. પી. સી. ભરૂચા તરફથી રૂા. ૧૦૦૦) અને લેડી ધનવંતા મહેતા તરફથી રૂ. ૧૦૦) ભેટ મળ્યા છે.

સિદ્ધપુરના કાન્તાબેન મહિલા પુસ્તકાલયની એક સભા મળી હતી. જેમાં પુસ્તકાલયમાં પ્રમુખ લક્ષ્મી બહેનના પતિ ચીમનલાલ વિઠલદાસના અવસાન નિમીત્તે શોક ઠરાવ કરવામાં આવ્યો હતો.

+

મુંબઈમાં લીલા માણેક નામની બહેને આપઘાત કરવા માટે બેલાર્ડ પિયરના દરિયામાં ભુસકો માર્યો હતો. પણ ત્યાંનો ચોકીદાર પડવાનો અવાજ સાંભળી ત્યાં દોડી ગયો અને બહેનને બચાવી લીધી હતી.

+

અલ્હાબાદ ખાતે થોડા વખત ઉપર અખીલ હિંદ મહિલા પરિષદની સ્ટેંડીંગ કમીટીની એક બેઠક શ્રીમતી વિજ્યા લક્ષ્મી પંડિતને પ્રમુખ પદે મળી હતી. જેમાં કેટલાક ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા.

+

સુરતમાં તા. ૧૯–૫–૪૨ના શ્રી ઈંદુમતી મહેતાએ 'કમળાશંકર વ્યાખ્યાનમાળા'નું આ વર્ષનું વ્યાખ્યાન "આપણું રાસ સાહિત્ય" એ વિષય ઉપર આપ્યું હતું.

+

બ્રિટીશ હિંદમાં સ્ત્રીઓને વારસામાં હિસ્સો આપવાને લગતો કાનુની ફેરફાર કરવાને લગતું એક બીલ સરકારી ગઝેટમાં પ્રસિદ્ધ થયું છે.

+

પેટલાદના પ્રસુતિગૃહમાં એક હરિજન બાઈએ ત્રણ બાળકોનો સાથે જન્મ આપ્યો છે.

+

રાજપીપળામાં શ્રી મહારાણીને ત્યાં કુંવરનો જન્મ થયો છે.

+

અમદાવાદમાં પ્રેમ દરવાજા નજીક માટીની ભેખડ તુટી પડતાં સુરજ અને સદન નામની બે બાળાઓ દટાઈ ગઈ હતી. જ્યારે એક યુવાન સ્ત્રી દટાઈ જવા પામતાં ત્યાંથી પસાર થતાં એક ફકીરાણીએ તેને ખેંચી કાઢી હતી.




શ્રી. કેશવપ્રસાદ સી. દેસાઈ, બી. એ. એલએલ. બી.

**હિન્દુ કાયદો**

હિન્દુઓના વારસા અને લગ્ન વગેરે બાબતનો અંગત કાયદો હિન્દુ કાયદા તરીકે ઓળખાય છે. આ કાયદો એક ધારો નથી. જુનાં પુસ્તકો, મનુસ્મૃતિ, યાજ્ઞવલ્કય સ્મૃતિ, વગેરે ગ્રંથોને આધારે અને પરંપરાથી પ્રચલિત થયેલી રૂઢીઓને આધારે આ બધી બાબતો ચાલે છે. જુદા જુદા પ્રાંતોમાં જુદા જુદા ધર્મ પુસ્તકોનો આધાર લેવામાં આવે છે. પરિણામે હિન્દુ કાયદામાં અચોક્કસતા ઘણી છે, અને પરિણામે વારંવાર કોર્ટ કચેરીના ખીલા થયા કરે છે. તે ઉપરાંત જમાનાના વહેવા સાથે આચાર વિચારમાં પણ ફેરફાર થાય તેથી વારસા અને લગ્નની બાબતમાં હિન્દુ કાયદો સ્ત્રીઓને ઘણો અન્યાય કરે છે એવી ફરીયાદ પણ થાય છે, આ બધાં કારણોથી એવી માંગણી થયા કરતી હતી કે હિન્દુ કાયદાની અત્યારે પુનઃ રચના કરીને નવેસરથી તેની કલમબંધી થવી જોઈએ. વારસામાં સ્ત્રીઓને થતા અન્યાય દૂર કરવા તેમજ બાળલગ્નના પ્રતિબંધ માટે વખતોવખત જુદા જુદા કાયદાઓ વડી ધારાસભામાં પસાર થયા પણ છે. વારસા સબંધીના આ કાયદાઓ છુટક પ્રયત્નરૂપ હોવાથી તે સંપૂર્ણ નહોતા અને તેમના સબંધી ફરીયાદ વારંવાર સંભળાતી હતી. પરિણામે હિંદી સરકાર તરફથી હિન્દુ કાયદાના સુધારા માટે એક સમિતિ નિમવામાં આવી. આ સમિતિએ કેટલાએક પ્રશ્નોના ઉકેલ માટે એક જાહેર પ્રશ્નાવલિ પ્રસિદ્ધ કરી હતી. અને તેના ઉત્તર મળ્યા બાદ હિંદના મોટા શહેરોની મુલાકાત લઈને લોકમત જાણવા પ્રયત્ન કર્યો હતો. આ સમિતિના હેવાલ ઉપર વિચાર ચલાવ્યા બાદ હિંદી સરકારે જાહેર કર્યું કે હિન્દુ કાયદાની કલમવારી કરી તેને લિખિત સ્વરૂપ આપવાનો સિદ્ધાંત સ્વીકારવામાં આવ્યો છે. તદનુસાર હમણાં ખરડારૂપે તેના બે વિભાગ પ્રસિદ્ધ થયા છે. પ્રથમ વિભાગમાં વારસાનો કાયદો છે. દ્વિતીય વિભાગમાં લગ્નનો કાયદો છે. અત્રે આપણે લગ્નનો કાયદો તપાસીશું.

**હિન્દુલગ્નનો કાયદો**

આ કાયદાના ખરડામાં હિન્દુ લગ્ન બે જાતનું કલ્પ્યું છે. (૧) ધાર્મિક લગ્ન. (૨) કરારનું લગ્ન અથવા સીવીલમેરેજ. આ કાયદો તે હિન્દુ લગ્ન સંબંધી કાયદાના પ્રથમ પ્રકરણરૂપે છે. તેમાં અમુક સિદ્ધાંતોનો સમાવેશ કરવામાં આવ્યો છે. આ સિદ્ધાંતો સ્વીકારાય છે કે નહિ તે ઉપર પછીના પ્રકરણોનો આધાર રહેશે. આપણે અત્રે એ ખરડારૂપ કાયદાની કલમો જોઈશું:

કલમ (૧) નામઃ હિન્દુ કાયદો વિભાગ બે, (લગ્ન.)

(૨) વ્યાખ્યાઓ. "જ્ઞાતિ" મૂળચાર વર્ણોમાંની એક. "ગોત્ર" અને "પ્રવર"

આ બે શબ્દો ચાલુ અર્થમાંજ પરવાના છે. "સપિંડ" માતા તરફથી પાંચ પેઢી અને પિતા તરફથી સાત પેઢીયે. જેઓના વડીલ એક હોય તેઓ "સપિંડ" કહેવાય. જેની પેઢી ગણવાની છે તે પોતે પણ એક પેઢી ગણાય. "પ્રતિબંધ સગપણ" એટલે જેઓ વચ્ચે લોહીનો સંબંધ હોય, અથવા ભાઈબેન, કે કાકીભત્રિજો. આમાં તેમજ "સપિંડ" ગણવામાં હોરમાયું તથા દત્તક પણ ગણવાનાં છે. ગેરકાયદેસર પુત્ર પણ લોહીના સબંધમાં ગણાય.

(૩) લગ્નના બે પ્રકાર રહેશે. (અ) ધાર્મિક. (બ) કરારનાં લગ્ન.

(અ) ધાર્મિક લગ્ન

(૪) કોઈ પણ હિન્દુ નરનારી વચ્ચે નીચેના સંજોગોમાં જ ધાર્મિક લગ્ન થઈ શકશે.

(અ) લગ્ન સમયે બેમાંથી કોઈનો પતિ કે પત્ની હયાત હોવી ન જોઈએ. (બ) બન્ને એક જ "જ્ઞાતિ"ના હોવા જોઈયે. (ક) એમની "જ્ઞાતિ"માં "ગોત્ર" યા "પ્રવર"નું અસ્તિત્વ હોય તો તેઓ એક જ ગોત્ર કે પ્રવર ના હોવા ના જોઇયે. (ડ) તેઓ સપિંડના હોવા જોઈયે. (ઈ) જો કન્યાનું વય સોળ વર્ષનું ના હોય તો તેના વાલીની સંમતિ જોઈયે.

(૫) ધાર્મિક લગ્નમાં નીચેની બે ક્રિયાઓ આવશ્યક છે:

(અ) પવિત્ર અગ્ની સમક્ષ પ્રતિજ્ઞા. (બ) સપ્તપદી.

સપ્તપદીના સાતમાં પગલાને અંતે લગ્ન થઈ ગયું ગણાય.

(૬) કલમ ચાર અને પાંચમાંની શરતો હોવા છતાંયે જો કોઈ સ્થાનિક પ્રદેશના નિયમો અને પ્રચલિત રૂઢી મુજબ, અથવા કોઈ પણ સમૂહના રિવાજો મુજબ લગ્ન થયું હશે તો પણ તે કાયદેસરનું ધાર્મિક લગ્ન થયું ગણાશે. પરંતુ તેમાં એક અપવાદ એ રહેશે કે પરણનારને હયાત પત્ની કે પતિ હોવો જોઈયે નહિ.

(૭) ધાર્મિક લગ્ન થયાં પછી નીચેનાં કારણોમાંના એક યા વિશેષને લીધે તે ગેરકાયદેસર અથવા નહિ થયેલું ગણી શકાશે નહિ.

(અ) લગ્ન કરનાર વ્યક્તિઓ એક જ જ્ઞાતિની ના હોય. (બ) લગ્ન કરનાર વ્યક્તિઓ એક જ ગોત્ર યા પ્રવરની હોય. (ક) છેતરપીંડીના દાખલા સિવાય વાલીની મંજૂરી મેળવવામાં આવી ન હોય.

કરારનાં લગ્ન

(૮) કોઈ પણ હિંદુ, બુદ્ધ, શીખ, કે જઈન, સાથે, કોઈ પણ હિંદુ નીચેની શરતોએ કરારનાં લગ્ન (સીવીલમેરેજ) કરી શકે:

(૧) બેમાંથી કોઈને હયાત પતિ કે પત્ની હોય નહિ.

(૨) પુરુષને અઢાર વર્ષ પુરાં અને સ્રીને ચૌદ પુરાં થયેલાં વર્ષ જોઈયે.

(૩) એકવીસ વર્ષની અંદરનાં પરણનારાંએ તેમનાં વાલીની સંમતિ લીધેલી હોવી જોઈયે.

(૪) આ કાયદાથી બાધિત સગપણ તેમની વચ્ચે ના હોવું જોઈયે.

આ પછીની બીજી કલમોમાં સાક્ષી, નોંધણી, નોટીસ આપવાનું, વાંધો લેવાનું વગેરે છે. એમાં વિગતો છે અને સિદ્ધાંતનો પ્રશ્ન નથી. કલમ (૨૩) મા માં વાલી કોણ ગણાય તે નીચે પ્રમાણે છે:

(૨૩) લગ્નની બાબતમાં વાલી અનુક્રમે નીચેના ગણાશે.

(૧) બાપ.
(૨) મા.
(૩) બાપનો બાપ.
(૪) ભાઈ.
(૫) બાપ પક્ષનો પુરુષ સગો.
(૬) માનો બાપ.
(૭) મામો.

આ વિભાગમાં તો લગ્નક્રિયા સંબંધી જ કલમો છે. લગ્નને પરિણામે મળતા હક્ક કે ઉભી થતી જવાબદારીઓ સંબંધી જોગવાઈ બીજાં પ્રકરણોમાં આવશે. અત્યારથી તે બાબતો હાથમાં લઈ શકાય નહિ. દાખલા તરીકે આ પ્રકરણમાં એક પત્નીત્વની સાટી છે. તે સિદ્ધાંત સ્વીકારાય તો, અનેક પત્નીની બાબતમાં જોગવાઈ કરવાની જરુર રહે નહિ. જો તે ના સ્વીકારાય તો આગલી પત્નીને કેવા હક્કો આપવા તે વિચારવું પડશે. અત્યારે જે પ્રકરણ તૈયાર થયું છે તેમાં બે પ્રકારનાં હિંદુ લગ્ન માટે જોગવાઇ છે. ધાર્મિક અને સીવીલ હાલમાં પણ આવા બે પ્રકાર માટે જોગવાઈ છે જ. પ્રચલિત રુઢી મુજબ જે હિંદુ લગ્નો થાય છે તે અને સ્પેશીયલ મેરેજ એક્ટ મુજબ નોંધણીથી જે લગ્નો થાય છે તે.

**ખુલાસો.**

"ધાર્મિક લગ્ન"માં જે મોટામાં મોટો ફેરફાર કાયદા તરફથી કરવા ધાર્યો છે તે એક પત્ની વ્રતનો છે, અત્યારે આપણા સમાજમાં આ બાબતમાં અંધાધુની પ્રવર્તે છે. પરંતુ મનુસ્મૃતિમાં દંપતીએ એક બીજા પ્રત્યે વફાદાર રહેવાનું નિર્માણ કર્યું છે. અભ્યાસીઓ જણાવે છે કે હિંદુ શાસ્ત્રોમાં બીજી પત્ની કરવાનું અપવાદરૂપે જ હતું. સામાન્ય નિયમો એક પત્નીનો જ હતો. પત્નીમાં વંધ્યત્વ હોય, રોગ હોય, દુરાચાર હોય તો જ અથવા તો તે સંમતી આપે ત્યારે જ બીજી પત્ની કરવાની શાસ્ત્રોમાં રજા હતી. પરંતુ અત્યારે હિંદુઓના અમુક ભાગોમાં તો નિરંકુશ રીતે અને કાંઈ પણ વ્યાજબી કારણ સિવાય બીજી પત્ની કરવાનો રીવાજ થઇ ગયો છે. અલબત્ત હજી પણ ઘણીયે નાતોમાં એક પત્નીનો રીવાજ ફરજીયાત છે. અત્યારે સ્ત્રીવર્ગ ભાર દઈને એક પત્નીત્વ માટે માંગણી કરે છે. નોંધણીનાં લગ્ન માટેના સ્પેશીયલ મેરેજ એક્ટ (૧૮૭૨)માં આ સિદ્ધાંત સ્વીકારાયો છે. સરકારી પ્રશ્નોના ઉત્તરમાં પણ બહુમતી એક પત્નીત્વની તરફેણમાં છે. એટલે આ નવા ઘડાતા કાયદામાં હિંદુ માત્રને માટે એક પત્નીત્વ ફરજીયાત કરવામાં આવ્યું છે તે યોગ્ય જ છે.

**એક પત્નીત્વ**

હિંદુઓમાં વસીયતનામા સીવાય મરણ થયું હોય તો મરનારના વારસો કોણ થાય તે સંબંધી લખેલો કલમવાર કાયદો નથી. જુનાં ધર્મ પુસ્તકોને આધારે તથા પ્રચલિત રૂઢિયો પ્રમાણે આ વારસો નક્કી થાય છે. વારંવાર કચેરીમાં કજીયા થાય તેને પરિણામે અપાયલા હાઈકોર્ટના ચુકાદાઓથી પણ આ વારસો નક્કી થાય છે. લાંબા વખતથી હિંદુઓની માંગણી છે કે અનિશ્ચિતતા તથા કજીયા ટાળવા માટે હિંદુ વારસાના કાયદાને લિખિત સ્વરૂપ આપવું જોઈયે. આ ઉપરાંત સુધરેલા વર્ગની એક ફરીયાદ એ છે કે હિંદુઓમાં સ્ત્રીઓને વારસા હક્કમાંથી બાદ કરી છે તે યોગ્ય નથી. આ બધી ફરીયાદો સરકાર નિયુક્ત સમિ-

**હિંદુ વારસાનો કાયદો**

તેઓએ તપાસી હતી અને સુધારકો તથા ધારાશાસ્ત્રીઓના મતો તેમણે મેળવ્યા હતા. એ સર્વના પરિણામે " બિન વસીયત નામાના વારસાનો હિંદુ કાયદો " ઘડાયો છે. અને તેનો ખરડો લોકમત માટે પ્રસિદ્ધ થયો છે. ૩૦-૫-૪૨ના ગેઝેટ ઑફ ઈંડીયામાં પાંચમાં ભાગમાં તે છપાયો છે. હિંદુઓના અંગત અને પરંપરાએ ચાલતા કાયદાઓને લિખિત સ્વરૂપ આપી ધારાપોથી ઉપર મુકવામાં આવે, અને સ્ત્રીઓના વારસાના હક્ક સ્વીકારાય એ ફેરફારો યુગ પ્રવર્તી છે. સર્વ હિંદુ સુધારકે આ કાયદાના દરેક વિભાગનો અભ્યાસ કરવો જોઈએ અને તેમાં ખામીઓ હોય તે ટાળવા માટે અત્યારથી જ પગલાં લેવાં જોઈએ.

વારસાના કાયદામાં મૂખ્ય ત્રણ બાબતો ધ્યાન ખેંચે તેવી છે.

(૧) બ્રિટિશ હિંદુસ્તાનમાં વસતા સર્વ હિંદુઓ માટે એકસરખો જ કાયદો ઘડાય છે. અત્યાર સુધી "મયુખ" અને " મિતાક્ષરા !" તેમજ દાયભાગ વગેરે પ્રમાણે જુદા જુદા પ્રાંતોમાં કે જ્ઞાતિઓમાં વારસા હક્ક ભિન્ન ભિન્ન હતા તે હવે જતા રહેશે.

(૨) હિંદુ સ્ત્રીઓને વારસાનો હક્ક ન હોતો તે હવે અપાય છે.

(૩) હિંદુ સ્ત્રીનો પરિચિત હક્ક કેટલીએક મિલકતોમાં રહેતો હતો તે હવે જતો રહે છે. વિધવાને જીવતાં સુધી મઝીયારાના ઘરમાં રહેવાનો હક્ક તે આવી પરિચિત મિલકતનો જાણીતો દાખલો છે. તેવા હક્કોથી કચેરીઓના કજીયા ઘણાજ થાય છે, અને આવી મિલકતોથી લાભ કરતા હાની વિશેષ જણાય છે. આ ત્રણ મૂખ્ય ફેરફાર સાથે પ્રચલિત કાયદાને લિખિત સ્વરૂપ અપાયું છે. હિંદુ સ્ત્રીઓને વારસા હક્ક ન હોવાથી તેમને ઘણો જ અન્યાય થાય છે તે તો સર્વત્ર સ્વીકારાયું છે. આને લીધે ઉભી થતી આર્થિક પરતંત્રતાને લીધે તેમને માટે ઉમરમાં આવતાં જ લગ્ન ફરજીયાત થઈ પડે છે આત્મવિકાસના દ્વાર તેમને માટે બંધ થઈ જાય છે. અને તેમને સદાય પરતંત્ર અવસ્થા ભોગવવી પડે છે. આ કાયદાથી આ અન્યાય દૂર થશે.

જે વારસાનો કાયદો પસાર કરવાનો ખરડો પ્રસિદ્ધ થયો છે. તેની જાણવા યોગ્ય કલમો અત્રે આપી છે. વિધિ માટેની કલમો કે ખુલાસાઓ અત્રે આપ્યા નથી.

**કાયદાની કલમો**

કલમ. (૧) નામ વગેરે. (૨) વ્યાખ્યાઓ. (૩) આ કાયદો ખેતીની જમીનને લાગતો નથી તેમજ જે મનુષ્ય બ્રિટીશ હિંદનો વતની નથી એમ ઠરે તેની જંગમ મીલકતને પણ લાગતો નથી. પરંતુ બ્રિટીશહિંદની સર્વ સ્થાવર મીલકતને આ કાયદો લાગે છે. (ખેતીની જમીન પ્રાંતિક સરકારના કાબુમાં છે અને ત્યાં પણ તે જમીનને અવાજ કાયદાઓ લાગુ પાડવામાં આવશે તેવી આશા છે.)

(૪) હિન્દુ પુરુષના મરણબાદ તેની મીલકતના વારસ નીચે મુજબ થશે.

(અ) પાંચમી કલમમાં " ગણાવેલા " વારસો

(બ) " ગણાવેલા " વારસો પૈકી કોઈ ના હોય તેના " ગોત્રજ "

(ક) " ગોત્રજ " ના હોય તો " બંધુ " વર્ગ

(૬) "બંધુ"ના હોય તો દસમી કલમમાં જણાવેલાં સગાં.

(૫) હિન્દુના "ગણાવેલા" સગા નીચે પ્રમાણે છે,

પ્રથમ વર્ગ

(૧) વિધવા, પુત્ર, પુત્રી, અગાઉ મરણ પામેલા પુત્રનો પુત્ર, અગાઉ મરણ પામેલાં પુત્રના અગાઉ મરણ પામેલા પુત્રનો પુત્ર. (આ સર્વ વારસોને હવે પછી "સંયુક્ત વારસો" તરીકે ઓળખવામાં આવશે.

(૨) પુત્રીનો પુત્ર (૩) પુત્રની પુત્રી (૪) પુત્રીની પુત્રી

બીજો વર્ગ

(૧) માતા. (૨) પિતા. (૩) ભાઈ. (૪) ભાઈ નો પુત્ર. (૫) ભાઈના પુત્રનો પુત્ર. (૬) બહેન (૭) બહેનનો પુત્ર.

ત્રીજો વર્ગ

(૧) બાપની મા. (૨) બાપનાં બાપ. (૩) બાપનો ભાઈ. (૪) બાપના ભાઈનો પુત્ર (૫) બાપના ભાઈના પુત્રનો પુત્ર. (૬) બાપની બહેનનો પુત્ર.

ચોથો વર્ગ

(૧) બાપના બાપનીમા. (૨) બાપના બાપનાં બાપ. (૩) બાપના બાપના ભાઈ. (૪) બાપના બાપના ભાઈનો પુત્ર. (૫) બાપના બાપના ભાઈ ના પુત્રનો પુત્ર (૬) બાપના બાપની બહેનનો પુત્ર.

પાંચમો વર્ગ

(૧) માનીમા. (૨) માનો બાપ. (૩) માનાભાઈ. (૪) માનાભાઈ નો પુત્ર (૫) માના ભાઈના પુત્રનો પુત્ર. (૬) માની બહેનનો પુત્ર.

૬ "ગણાવેલા" વારસોમાંથી વર્ગ પ્રમાણે પસંદગી મળશે. એકજ વર્ગમાં અનુક્રમ પ્રમાણે પસંદગી મળશે. અને એક જ અનુક્રમમાં જેઓ આવે છે તેઓને બધાંને ભેગો વારસો મળશે.

૭. કલમ પાંચમાં પ્રથમ વર્ગના પ્રથમ અનુક્રમમાં જણાવેલા "સંયુક્ત" વારસોમાં વહેંચણી કરવા માટે નીચેના નિયમો પાળવામાં આવશે.

(અ) મીલકતદાર મરનારની વિધવા, અગર તેને એક કરતા વધુ વિધવા હોય તો સર્વ વિધવાઓ વચ્ચે, એક ભાગ મળશે.

(બ) દરેક પુત્રને એક ભાગ મળશે.

(ક) મરનારના અગાઉ મરેલા પુત્રના પુત્રો, તથા અગાઉ મરેલા પુત્રના અગાઉ મરેલા પુત્રના પુત્રોના ભાગ એવી રીતે પડશે કે મૂળ પુત્રને જો તે જીવતો હોત ને જે ભાગ મળત તેજ ભાગ તેના સર્વ વંશજો વચ્ચે મળે.

(ડ) મરનાર મીલકતદારની દરેક પુત્રીને અડધો ભાગ મળશે. કુવારી, પરણેલી, વિધવા, ગરીબ, કે તાલેવંત પુત્રી વચ્ચે ભેદ રાખવાનો નથી.

૮ (૧) "ગોત્રજ" અને "બંધુ" ઓના વારસાનો અનુક્રમ કલમ નવ પ્રમાણે (૨)

તેઓની સગાઈ ગણતી વખતે કેટલાક પેઢી છે યા કેટલામો વંશજ છે તેની અથવા પેઢી અને વંશ બન્નેની ગણત્રી કરવાની છે.

૯ "ગોત્રજ" અને "બધુ"નો અનુક્રમ નીચે પ્રમાણે નક્કી થશે. (૧) જેની ઓછી પેઢી હોય તેને વધારે પેઢી કરતાં પસંદગી મળશે. (૨) સરખી પેઢી હોય તો જે વંશાવતારમાં ઓછા વંશજ હોય તેને પસંદગી મળશે. (૩) પેઢી અને વંશનો આંકડો સરખો હોય તો મરનારની નજદીકથી જોતાં જેની પેઢી કે વંશમાં પ્રથમ પુરુષ હોય તેને પસંદગી મળશે. (૪) જ્યાં બન્ને સરખાં હોય અને પસંદગી કરી શકાય તેમ ના હોય ત્યાં તેઓ સરખે હીસ્સે લેશે.

૧૦–૧૧ ત્યાગીઓ સન્યાસીઓ વગેરે માટે વારસા નિયમો આપ્યાં છે.

૧૨ આપકમાઇનો ધન ઉપર એક મરદનો જેટલો અધિકાર છે તેટલોજ અધિકાર કોઈ પણ સ્ત્રીનો તેના સ્ત્રીધન ઉપર રહેશે એ વસીયતનામું પણ કરી શકશે એ પોતે સ્ત્રી છે તે કારણે તેનો હક્ક જરાયે ઓછો નહિ લેખાય.

૧૩–૧૪ સ્ત્રીધન માટે વારસોનો અનુક્રમ ઠરાવે છે.

૧૫ પૂરા લોહીના સગા પછીજ અડધા લોહીના (હોરમાન) સગાં આવે.

૧૬ માના પેટમાં બાળક હોય અને જીવતું જન્મે તેનો હક્ક તેના જેવા જ પ્રકારના બીજાઓ જેટલો જ રહે.

૧૭ કાયદેસર લગ્ન અન્યજ્ઞાતિમાં થયું હોય તો વારસા માટે તે જ્ઞાતિમાં થયેલા લગ્ન જેવું જ ગણાશે.

આ પછી બીજી પરચુરણ કલમો છે. ઉપર આપેલા સારરૂપ ખરડા ઉપરથી હિંદુ-વારસાના કાયદાની યોજનાનો ખ્યાલ આવી જશે.

દત્તકસબંધી

આ કાયદાની બીજી કલમમાં વ્યાખ્યાઓ આપી છે તેમાં "પુત્ર"ની વ્યાખ્યામાં જણાવ્યું છે કે "પુત્ર"માં દત્તકપુત્રનો ધ્યામુષ્યાયન પુત્રનો, અને કૃત્રીમ પુત્રનો સમાવેશ થાય છે. પણ "દાસીપુત્ર"નો સમાવેશ થતો નથી.

આ બાબત અર્વાચીન સુધારકોએ વીચારવા જેવી છે દત્તકપુત્રનો રીવાજ ધાર્મિક કારણોને લીધે છે, પરંતુ મુખ્યત્વે દત્તકપુત્ર લેવાય છે. મીલકતને કારણે હિંદુ વિધવાનો મીલકત ઉપર હક્ક ન હોવાથી, પોતાનો વહીવટ ચાલુ રાખવા માટે તે દત્તક લેવાને લલચાય છે. ધીમે ધીમે દત્તકનો રીવાજ ઓછો થતો જાય છે, અને જો વિધવાને વારસા હક્ક મળશે તો તે રીવાજ હજી પણ ઓછો થશે. છતાંયે વારસાના કાયદામાં પુત્રના અર્થમાં દત્તક પુત્રનો સમાવેશ ચાલુ રહેશે તો કોઈ કોઈ દાખલાઓમાં દત્તકની કડાકુટ રહેશે. પણ જો દત્તક ને વારસામાંથી દૂર કરવામાં આવે તો દત્તક લેવાની મોટી લાલચ જતી રહે. જેઓ વસીયતનામું કરવાનો હક્ક ધરાવે છે તેઓ ભલે દત્તક લઈને તેને સર્વસ્વ આપી દે. પરંતુ એક પુરુષને, દત્તક લઈને પોતાની વિધવાના વારસા હક્ક ઝુંટવી લેવાનો હક્ક હવે ચાલુ રહેવો જોઈ યે નહિ. ભલે ધાર્મિક બાબતો સર દત્તક વિધાન થાય. પણ વારસાના

કાયદામાંથી દત્તકનો હક્ક દૂર થવો જોઇયે. દાસીપુત્રનો હક્ક આ કાયદામાંથી દૂર થાય છે. તેજ પ્રમાણે દત્તકનું પણ થવું જોઈયે.

એકંદરે સ્ત્રીઓને અપાયલા વારસાના હક્કો સંતોષકારક છે. આ કાયદો પસાર થાય તે માટે સ્ત્રીવર્ગે અને સ્ત્રી સંસ્થાએ તો ખાસ લોકમત કેળવવો જોઈએ.

**જ્ઞાતિ**

જ્ઞાતિની વ્યાખ્યામાં તેનો અર્થ "વર્ણ" કરવામાં આવ્યો છે, તે તો બરોબર છે. પેટા જ્ઞાતિઓનું અસ્તિત્વ લગ્ન માટે નથી સ્વીકાર્યું. એટલે પેટા જ્ઞાતિઓની બહાર પણ એક જ વર્ણમાં લગ્ન થયું હોય તે સ્વીકારાશે. પરંતુ આ કાયદામાં એમ જણાવ્યું છે કે: ૪ (બ) પરણનાર બન્ને એક જ જ્ઞાતિનાં હોવાં જોઈએ. એક પત્નીત્વની બાબતમાં અર્વાચીન વિચારો પ્રમાણે કાયદાએ ચાલવું જોઈએ એવી દલીલો થઈ છે ત્યારે જ્ઞાતિની બાબતમાં આ સંકુચિતતા શા માટે? પ્રચલિત સમાજમાં, હાઈકોર્ટના ચુકાદાઓની રૂએ, જે ચુકાદા ધર્મ પુસ્તકો ધ્યાનમાં લઈને અપાયા છે, તેની રૂએ અનુલોમ લગ્ન તો ધર્માનુસાર ગણાયાં છે. બ્રાહ્મણ વર અને ક્ષત્રિય કન્યાનાં લગ્ન શાસ્ત્રોક્ત ગણાય છે, અદાલતે તેને ટેકો આપેલો છે, તે બાબતમાં આ પાછું પગલું લેવાની જરૂર શી છે તે સમજાતું નથી. અલબત્ત આવા લોકો માટે "કરારનાં લગ્ન" ખુલ્લાં છે. પરંતુ "ધાર્મિક લગ્ન" તરફ લોકવૃત્તિ સ્વાભાવિક રહેવાની જ. અત્યારે પણ સ્પેશીયલ મેરેજ એકટ પ્રમાણે થતાં લગ્નો માનાં ઘણાંમાં ધાર્મિક ક્રિયા કરાવવામાં આવે છે. એટલે "ધાર્મિક લગ્ન"માં પણ આંતરવર્ણ લગ્નની જોગવાઈ હોવી જ જોઈએ.

**ગોત્ર અને પ્રવર**

આ કાયદામાં "ગોત્ર" અને "પ્રવર"નો ઉલ્લેખ જોઈને તથા સગોત્ર લગ્નની અટકાયત જોઈને ઘણા સુધરેલા અને આગળ વધેલાઓને આશ્ચર્ય થશે. અત્યારે સગોત્ર લગ્ન કાયદેસર કરવાની માંગણી ઘણી તરફથી થાય છે. તેવે સમયે નવા ઘડાતા કાયદામાં સગોત્ર લગ્નનો પ્રતિબંધ ના હોવો જોઈએ. "સપિંડ"ની વ્યાખ્યા પણ ફરી ઘડવી જોઈએ. "લોહીના સબંધીઓ" વચ્ચેનો લગ્ન પ્રતિબંધ રાખીને બીજો પ્રતિબંધ ગોત્ર, પ્રવર, કે સપિંડનો દૂર થવો જોઈએ. નહિ તો સપિંડની વ્યાખ્યા સુધારીને ત્રણ કે ચાર પેઢીની જ કરવી જોઈએ. કરારનાં લગ્નમાં ગોત્ર, પ્રવર, કે સપિંડનો બાધ નથી તેમજ ધાર્મિક લગ્નમાં થવું જોઈએ.

**વાલીપણું**

કલમ (૨૩)માં વાલીપણાનો અનુક્રમ આપ્યો છે. આ અનુક્રમમાં એક આવકાર લાયક સુધારો એ છે કે બાપ પછી તરત જ મા ને વાલીપણું મળે છે. મીતાક્ષરામાં માનો અનુક્રમ પાંચમો છે. આ અનુક્રમ સબંધમાં એક સૂચના એ કરવાની છે કે પહેલો બાપ, પછી, મા. પછી બાપના બાપ, પછી ભાઈ ત્યાર પછી માના બાપ પાંચમાં અનુક્રમમાં આવે તો સારું. માના બાપને છેક પીતરાઈ સગા પછી રાખવા યોગ્ય નથી. ભાઈનો અનુક્રમ પણ બાપના બાપ ઉપર મુકાય તો ખોટું નથી. અલબત્ત તે માટે એકવીસ વર્ષ પુરા થયેલો જ ભાઈ હોય તેવી જોગવાઈ થાય તો યોગ્ય ગણાય.

આ વિભાગમાં સ્પેશીયલ મેરેજ ઍક્ટની જ કલમો મોટે ભાગે ઉતારી છે. હિંદુ, બુદ્ધ, શીખ, અને જૈન વચ્ચેનાં લગ્નોને જ તે લાગુ પડશે. અન્ય ધર્મીઓ સાથેના લગ્નને તે લાગુ પડશે નહિ. આમાંની કેટલીએક કલમોનો વિચાર પણ ફરી કરવો ઘટે છે.

કરારનાં લગ્ન

એકંદરે આપણે સૌએ આ કલમવારી હિંદુ કાયદાને આવકાર આપીશું. કલમવારીથી ચોક્કસતા આવે, અને તે એકધારો થાય. ધાર્મિક હિંદુ લગ્નમાં પણ સાથે સાથે નોંધણીની જોગવાઈ કરી હોય તો જરૂર લાભ થાય. અત્યારે લોકમત નોંધણીની તરફેણ કરે છે. બાળલગ્ન અને વાલીની સંમતિની બાબતો ઉપર નોંધણીથી સારો અંકુશ રહેશે. વળી કન્યાવિક્રય કરનાર વાલીઓ ઉપર પણ એક પ્રકારનો તેથી અંકુશ આવશે. આ બાબત પણ સાથે સાથે વિચારવા લાયક છે. લગ્નનો કાયદો એક અગત્યનો કાયદો છે. તે કલમબંધ થાય છે તે પ્રસંગનો લાભ લઈ હિંદુ સુધારકોએ તેને સંપૂર્ણ બનાવવા પ્રગતિમય બનાવવા યત્ન કરવા જોઈએ.

---

શ્રીબોધનું




વર્ષ ૨૩ મું :: જુલાઇ ૧૯૪૨ :: અંક ૭ મો



## બાલ ગુલાબ

(બાલગીત)

રમવા ગયાં'તાં અમે કુદરતના બાગમાં,
ખીલતી ગુલાબ કળી દીઠી જી . . . રે . . .,
વાયે ડોલંતી ને ધીમે ખીલંતી,
રમતી ગુલાબ કળી દીઠી જી . . રે . . . .
રમવા૦ . . .

પાસે જઇને અમે ઊભાં નીરખવા,
હરખે દર્શન કીધું જી . . . રે . . . .;
ખીલતી ગુલાબ કળી કુદરતના બાગમાં,
અડતાં ચૂંથાય એવી ભીતિ જી . . . રે . .
રમવા૦ . . .

રમતા ગુલાબ સાથે રમવું, ઘટતું;
રમી-ગમીને લ્હાણુ લેવી જી . . . રે . . .
ખિલતાં ગુલાબ ચૂંટી, ચોળી ચૂંથીને,
પુષ્પ પરાગ નહિ પામીએ જી . . . રે . .
રમવા૦ . . .

ખીલતા ગુલાબ સમાં બાળુડાં ખેલતાં,
ખેલી-કૂદીને રસ લૂંટતાં જી . . . રે . . .,
રમતાં બાળકને રોકી-ટોકીને,
જીવન સુવાસ નહિ પામીએ જી . . . . રે . .
રમવા ગયાં'તાં૦ . . .

—રતિલાલ. શ૦ અધ્વર્યુ.



# આનંદ

[બાલ કાવ્ય:]



આજ આ..નંદ આ..નંદ આ..નંદ છે.
આજ હળવે પવન દેવ હલકે છે.
આજ આછાં સુરજ દેવ ચળકે છે.
આજ વાડીનાં ફુલડાં મલકે છે.
આજ આ..નંદ આ..નંદ આ..નંદ છે.

આજ મેના પોપટ કિલ્લોલે છે.
આજ કોયલ ગીતડાં બોલે છે.
આજ મોર કલા કરી ડોલે છે.
આજ આ..નંદ આ..નંદ આ..નંદ છે.

આજ મીઠો આંબલિયો મો'રે છે.
આજ લીલો લીમડિયો ફોરે છે.
આજ જાંબુ-રાયણ-વન સોરે છે.
આજ આ..નંદ આ..નંદ આ..નંદ છે.

આજ સરિતા નીર આછરતાં છે.
આજ આબા ડુંગર હસતાં છે.
આજ ગગન ગોરું ગોરું ભાસે છે.
આજ આ..નંદ આ..નંદ આ..નંદ છે.

—ભારદ્વાજ

# મોરલાને



( બાલગીત )

ધીમે ધીમે નીચે તું આવ;
ઓ મોરલા! નીચે તું આવ.

તારી તે ઢેલને સાથ લાવ,
ઓ મોરલા! નીચે તું આવ.

નિત્ય નિત્ય દિન થાય જોતી તુજ વાટડી,
ડુંગરીઆની સામે જોઇ થાકે છે આંખડી.

મનોહર વાત કૈં સુણાવ;
ઓ મોરલા! નીચે તું આવ.

અંતરમાં તારી સાથ નાચવાના કોડ છે,
આવીને દેખ જરા મારી કેવી લોમ છે.

મારું આંગણું દીપાવ,
ઓ મોરલા! નીચે તું આવ.

મહેન્દ્રકુમાર મગનલાલ શાહ.




વીનુ અને કનુ ઘરમાં બેઠા બેઠા વાતો કરતા હતા.

કનુ–તારે બાપા છે ?

વિનુ–હા, અત્યારે અહીં નથી. મારાં માશીને ત્યાં ગયા છે.

કનુ–તારે કાકા છે? દાદા છે ?

વિનુ--હા, મારા બાપાને બીજા ત્રણ નાના ભાઈ છે તેમને હું કાકા કહું છું ને એક મોટાભાઇ છે તેમને દાદા કહું છું.

કનુ--તારે મામા કેટલા છે ? માશી છે ?

વિનુ–મારાં 'બા' ને એક ભાઈ છે તે મારાં મામા ને તેમનાં વહુ ને હું મામી કહું છું. મારાં 'બા' નાં બેન તે માશી ને માશીના વર તે માસા. મામા ને માશીનાં છોકરાં મસિઆઈ ભાઈ બહેન થાય. મારા બાપુજીના મારા મામા તે સાળા ને માશી તે સાળી ને તેમના વર તે સાઢુ કહેવાય.

કનુ–ત્યારે તારા બાપાને કેટલી બહેનો છે ? તે તારે શું થાય ?

વિનુ–મારા બાપાને એક બેન છે તેમને હું ફોઇબા કહું છું ને તેમના વરને ફુવા કહું છું. તેમના દિકરા દિકરીઓને મારાં ભાઈ બહેન ને મારા બાપુજીના તે ભાણેજ કહેવાય.

મારા બાપુજી પહેલા પરણ્યા હતા તેમને એક દિકરો છે તે મારે પિતરાઈ ભાઈ થાય.

કનુ–દૂધભાઇ કોને કહે ?

વિનુ–મા એક ને બાપ જુદા જુદા તે દૂધ ભાઈ.



# માતાનાં આંસુ

પરશુરામ એક ઋષિના પુત્ર હતા. તેમના પિતાનું નામ જમદગ્નિ હતું. માતાનું નામ રેણુકા હતું.

પરશુરામ બહુ જ પરાક્રમી હતા. બાલપણમાં પણ તે ફરશુથી લડવામાં કુશળ હતા. તેમનું મૂળ નામ રામ હતું. પણ ફરશુ લઈ ફરતા તેથી પરશુરામ કહેવાતા હતા.

એક દહાડો પરશુરામ વનમાં સમિધ લેવા ગયા હતા. જંગલમાં તેમનો આશ્રમ હતો. ત્યાં તેમનાં માતા-પિતા એકલાં જ ઘેર હતાં બીજો કોઈ શિષ્ય પણ ત્યાં હતો નહિ. એ વખતે પાસેના નગરના રાજા સહસ્રાર્જુનના પુત્રો આશ્રમમાં આવ્યા. તે ક્ષત્રિય હતા અને તેમને જમદગ્નિ સાથે વેર હતું. જમદગ્નિ ઋષિને એકલા જોઇ તેમણે કામધેનુ ગાય આપવા કહ્યું.

કામધેનું ગાય માગે તે વસ્તુને આપનારી હોય છે. ઘેર બેઠાં જે જોઇએ તે વસ્તુ માગવાથી કામધેનું પાસેથી મળી શકે છે. આથી ઋષિએ કામધેનું ગાય આપવાની ના પાડી. આથી ક્ષત્રિઓએ ગુસ્સે થઈ ઋષિનું માથું કાપી નાખ્યું ને આશ્રમ સળગાવી મૂકયો. આશ્રમનાં ઝાડ પાન કાપી નાંખી, બગીચો ખોદી નાંખ્યો. પરશુરામની માતા રેણુકા આ જોઈ જોરથી રડવા લાગ્યાં. રાજાના માણસોએ તેમને પણ ખૂબ ત્રાસ આપ્યો.

આખા આશ્રમમાં વાછરડાં ભાંભરવા લાગ્યાં. રેણુકા મહા આક્રંદ કરવા લાગ્યાં. રાજાના પુત્રો આ પ્રમાણે ખેદાન મેદાન કરી કામધેનું લઈને ચાલતા થયા.

કોમળ હૈયાના રેણુકા મરણ પામેલા ઋષિની પાસે બેસીને, હૈયાફાટ રડવા લાગ્યાં. એ નિરાધાર દશામાં રેણુકા માતાને પરશુરામ સાંભર્યા. મનમાં થયું કે, અત્યારે મારો વહાલો દીકરો પરશુરામ હોત તો જરૂર તેના બાપને બચાવત. એ નાનો છે, પણ રાજાના માણસો સાથે લડીને જરૂર એના બાપુને બચાવી શકત. અરે રે! પણ અત્યારે એ પણ નથી. "કયાં ગયો બેટા પરશુરામ!" બોલતાં રેણુકા માતા વધારે જોરથી રડવા લાગ્યાં.

પરશુરામ આજે સમિધ તથા ડાભ લેવા જરા આઘે ગયા હતા. તેમને આશ્રમમાં પાછા આવતાં બહુ વાર લાગી. રેણુકા માતાને કોઇ શાન્ત પાડનાર ન હતું. તે ચોધાર આંસુએ રડયા કરતાં હતાં.

રેણુકા માતાએ સાદ કરવા માંડયો: "બેટા પરશુરામ ધાજે. તારા પિતાની વહારે ધાજે! બેટા રામ! પરશુરામ જલદી દોડ. મારા પરાક્રમી પરશુરામ તું કયાં ગયો? જલદી આવ." આ પ્રમાણે આક્રંદ કરતાં કરતાં રેણુકા માતાએ પરશુરામને એકવીશ વાર હાક મારી. એકવીસ વાર પરશુરામને બોલાવતાં

માતાની આંખમાંથી એકવીશ આંસુ પડયાં.

બરોબર એકવીશમી વાર માતાએ સાદ પાડયો તેજ વખતે પરશુરામ આવી પહોંચ્યા. "માતાજી, શું છે? આ આશ્રમ કોણે સળગાવ્યો? મારા પિતાને શું થયું છે?"

"બેટા તું આવ્યો? પરશુરામ, તું આવ્યો?" માતાએ પરશુરામને છાતીએ દાબ્યો. પછી કઠણ છાતી રાખી કહ્યું: "બેટા, તારા પિતાને સહસ્ત્રાર્જુન રાજાના પુત્રો મારીને કામધેનું ગાય લઈ ગયા. તેમણે મને પણ માર માર્યો તથા આશ્રમમાં આગ લગાડી. બેટા, તું હોત તો તારા પિતાને બચાવત. તું કેમ ન આવ્યો? મેં તને એકવીસ વાર સાદ કરી આંસુ પાડયાં, ત્યારે તું આવ્યો દીકરા."

પરશુરામ ક્રોધથી લાલચોળ થઈ ગયો. તેની મોટી આંખમાંથી અંગારા પડવા લાગ્યા. તેણે મરેલા પિતાની સામે જોયું. છૂટા ચોટલાવાળી માતા રેણુકાને જોયાં. તેમના શરીર પર મારનાં ઢીમાં દેખાતાં હતાં. પરશુરામે સળગતાં આશ્રમનાં ઝુંપડાં જોયાં. ભાંભરતાં વાછરડાં જોયાં. ખેદાન મેદાન થયેલો બાગ જોયો.

આ બધું જોયું ને પરશુરામમાં ક્ષત્રિયનું તેજ પ્રગટયું. તેણે માતા રેણુકા સામે જોયું ને ફરશી ફેરવી ખભે કરી.

તેમણે માતાને કહ્યું: "માડી, તેં એકવીસ આંસુ પાડયાં ને મને એકવીસ વાર સાદ કર્યો ખરું? હું એ દુષ્ટ રાજાના પુત્રોનું વેર લઇશ. એટલું જ નહિ પણ પૃથ્વી ઉપરથી ક્ષત્રિયની જાતિને ઉખેડી ફેંકી દઇશ. માતા, તેં એકવીશ આંસુ પાડયાં છે, માટે પૃથ્વીને એકવીશ વાર નક્ષત્રિ (ક્ષત્રિય વગરની) ન કરું તો પરશુરામ નહિ. એકવીશ એકવીશ વ ક્ષત્રિયોના લોહીથી મારા પિતાનું તર્પ કરીશ. જો હું મારી પ્રતિજ્ઞા ચુકું તો 'રામ' નહિ. તારો પુત્ર નહિ."

પરશુરામની આવી પ્રતિજ્ઞા સાંભ રેણુકા કંપી ઊઠયાં પોતાના વ્હાલા પુ પરશુરામને પોતે શા માટે ચઢાવ્યો, એ તેમના મનમાં થયું? એ એકલો હુ રાજાઓને શી રીતે હરાવશે? એને કો ઓથ છે? આ પ્રમાણે વિચારી રેણુ માતાએ પરશુરામને શાન્ત કરવા બ મહેનત કરી. પણ પરશુરામે પોતા પ્રતિજ્ઞા ન બદલી.

પરશુરામે માતાનાં આંસુએ આંસુ પૃથ્વી નક્ષત્રી કરવાની પ્રતિજ્ઞા લીધી. પરશુ ખભે કરી પૃથ્વીમાં ઘૂમવા માંડયુ

માતા જનમ આપે છે. પોષણ ક છે. અને વ્હાલથી જતન કરે છે. માતાના આંસુ જોઈ કયો પુત્ર શાન્ત બે શકે? માતાનાં આંસુ જોઈને કાયરો પણ પાનો ચડે, તો પરશુરામ જેવા વ બાળકની છાતી હાથમાં શી રીતે રહે

પરશુરામે પોતાની પ્રતિજ્ઞા બરોબ પાળી. પિતાના વેરની પ્રતિજ્ઞા પાળી એકવીસ એકવીસ વાર પોતે એકલા ધરતીમાંથી ક્ષત્રિઓને શોધી શોધી કા નાખ્યા. એકવીસ એકવી વાર ક્ષત્રિઓ રાતા લોહીથી પિતાનું તર્પણ કર્યું.

ધન્ય છે એ વીર બાળક પરશુરામને પોતાની રાંક માતાનાં આંસુ લૂછી, તે દુઃખ ન મિટાવી શકે તે પુત્ર નથી પ પથ્થર છે.

આપણા દેશમાં ઘેર ઘેર પરશુરા જેવા વીર બાળક પાકે તો કેવું સારું તમે બધા પણ પરશુરામ જેવા પરાક્ર થાઓ, તો સૌ તમારાં વખાણ કરે.

જેઠાલાલ નારાયણ ત્રિવેદી.

# દુધી દુધવાળી

એ…ચાલો, એમ શેરીમાં બૂમો પાડતી સવારના પહોરમાં દુધી દુધનો તાંબડો લઈ ઘેર ઘેર દુધ આપવા દરરોજ આવતી. તે વખતે આખા ફળીયામાં એનો પહાડી અવાજનો મધુર રણકો ગાજી ઉઠતો, કુકડો પ્રભાતમાં કુકડે…કુક બોલી લોકને ઉંઘમાંથી જગાડે, તે પહેલા તો તે આવી દુધ આપી જતી.

તે મારા ગામથી બે ગાઉ દૂર આવેલા એક નાના ગામમાં રહેતી હતી. તેને ઘેર પચ્ચીસ ભેંસો હતી. લગભગ રોજ તે પચ્ચીસ ત્રીસ મણ દુધ વેચી અને ખૂબ પૈસા કમાતી.

તે હમેશાં ત્રણ વાગે ઉઠી, અને દાતણ પાણી કરી ભેંસો દહોવા બેસે. અને છ વાગ્યામાં તો તે બધા ગ્રાહકોને દુધ પહોંચાડી આવતી હતી.

તેનું દુધ આખા ગામમાં વખણાતું. એવું દુધ મીઠું અને જાડું, તેમાં એક પાણીનું ટીપુંએ ન મળે, જેવું દુધ દોહી રહે તેવું જ તે વેંચી નાખતી.

આખા શહેરમાં બીજા દુધવાળા તેના પ્રમાણીકપણા ઉપર દાઝે બળતા હતા અને તેના ગ્રાહકો કેમ તોડવા તે માટે તેઓ બધા ભેગા મળી ભાવમાં વારે ઘડીએ વધઘટ કરી, તેના ગ્રાહકોને સતાવી અને તેને બીજી ચીજોના ભાવમાં છેતરી તેના ધંધા પર કાતર મૂકતા. પરંતુ આથી દુધીને જરાએ દુઃખ થતું ન હતું તે તો પોતાનો ધંધો પ્રમાણિક પણે કરી રહી હતી.

પરંતુ તેના દુધનો ભાવ ગામ કરતાં ઘણો વધારે હતો. જ્યારે ગામમાં શેરનો એક આનો હોય ત્યારે તે બે આના લેતી, અને ઉનાળામાં તો તેથી પણ વધી અઢી આના ભાવ લેતી. તે તો દરેકને મોઢે જ કહેતી કે "મારે ત્યાં તો જેવો માલ તેવા પૈસા." બધા ગ્રાહકો પાસેથી એક સરખો ભાવ લેતી હતી.

તે હમેંશા પોતાના ગ્રાહકના છોકરાઓને થોડું થોડું દુધ મફત પીવા આપતી હતી. તેને છોકરાઓ ઘણા ગમતાં હતાં શેરીમાં સાંજે જેવી દુધ આપવા આવે કે તુરત જ છોકરાઓ ગમે તેવી રમત મૂકી દઈ વાડકો લેવા દોડતા. અને દરેકને થોડું થોડું દુધ આપતી એટલે તે છોકરાઓમાં માનીતી થઈ પડી હતી.

દરેક મહીનાની પહેલી તારીખે તે હીસાબ કરવા આવે અને બધાને ત્યાંથી પૈસા લઇ જતી. અને ભેંસો વગેરેનો ખર્ચ બાદ કરી નફો પોતે લેતી અને છુટથી પૈસા ખર્ચતી.

ગઇ સાલ તેણે પોતાના છોકરાનું લગ્ન ઘણી ધામધુમ સાથે કર્યું હતું તે વખતે જુદી જુદી જાતનું દારૂખાનું ફોડાવ્યું તથા તેના દરેક ગ્રાહકને લગ્નની મીઠાઇ વેંચી હતી.

શિયાળામાં દૂધ પીવાની લાલચે સવારના પહોરમાં ગામ તરફ અમે ફરવા જતાં, તે અમને પ્રેમથી એને ઘેર લઇ જતી, અને ઘાટા રગડા જેવું દૂધ ઉનું કરી અમને પાતી, લગભગ તેના ગામના બધા ખેડુતો એના ત્યાં મફત દૂધ લેવા આવતા હતા. અને દુધી દરેકને દૂધ આપતી.

હવે દુધી ખૂબ ઘરડી થઇ ગઈ હતી. તે હવે સવારના પહોરમાં દૂધ આપવા ઘેર આવતી નથી. ફક્ત મહીનાની છેલ્લી તારીખે પૈસા લેવા આવે છે. હવે તેના નોકરો ઘેર દૂધ આપી જાય છે. દરરોજ સાંજના શેરીએ રમતાં છોકરાઓ દુધીને બદલે નોકરો જોઇ દીલગીર થઇ રહે છે, હવે તેમને કોઇ દૂધ પીવા આપતું નથી, અને હજી પણ જ્યારે સવારના પહોરમાં અમે ઊઠીએ છીએ ત્યારે 'એ......ચાલો, એવું કોઇ બોલતું ન હોય તેવો ભાસ થાય છે.

લેખીકા: સૌ. લીલા દેસાઈ.

---

## ઉખાણાં

સંપાદક—શ્રી.જગદીશરાય ર. ઓઝા.

ઝાડ ઉપર હું નીપજું રહું હાટ મોઝાર
સારા માઠા અવસરે સહુને મુજ આધાર. (શ્રીફળ)

જળમાંથી હું નીપજું જળ લેપ્યે જીવ જાય
કરે મોરો ઉપયોગ સદા રંક અને વળી રાય. (મીઠું)

કાષ્ટ માંહેથી નીપજે ત્રણ પગ એ ને છે જ
નામ ધરે છે પ્રાણીનું શું એ કહો તમે જ. (લાકડાનો ઘોડો)

ઉનાળે ઉલટું વધે ચોમાસે સુકાય
એ આવે સુખ ઉપજે કે સમજાવો રાય. (જવાસો)

પિત્તળ પહેરે પદમણી ચાલે ઝાક ઝમાળ
વસવાયા ઘર નીપજે સોહે રાજ દરબાર. (વેલડું)

કાકાનો વાછડો કારેલો કરકર કોલસા ખાય
પુંછડીએ જો દબાવીએ તો ચીસ પમાડતો જાય. (એંજિન)

રાતા રાત રતનજીને ઉપર લીલા પાન
મૂળાનો પીતરાઈ ભાઇ ને અથાણામાં માન. (ગાજર)

ચતુરા ચંચળ અલબતી થાકી ગઇ કૈ દીશ
પાછી લાગી દોડવા જ્યારે છેદ્યું શિષ. (પેન્સિલ)

[ સૈનિક જાય છે. ]

( સંધ્યાનો વખત છે. રિચાર્ડના બીછાના પાસે તેના સૈનિકો ખિન્ન ભાવે બેઠા છે. હવે તેમના બચવાની કોઇ આશા ન હતી. )

પ્રહરી—મહારાજ આપને એક ફકિર મળવા ચાહે છે.

સૈનિક—આવવા દો.

( ફકિર પ્રવેશ કરે છે. )

( તેનાં લીલાં વસ્ત્રો અને ભવ્ય ચહેરો જોતા જ બધા જ આશ્ચર્યમાં પડી જાય છે. )

ફકિર—રાજા રિચાર્ડની બિમારીની હકીકત જાણી તેમને જોવા આવ્યો છું. ( જોઇને ) હાલ તો તબીયત ઘણી જ ખરાબ થઇ ગઇ છે, છતાં કંઇ ફીકર ચિંતા કરવા જેવું નથી, અગર જો આપ લોકો તેમની ચિકિત્સાનો ભાર મારા ઉપર છોડો તો હું તેમને સાજા બનાવી દઉં.

( ફકિર પ્રતિદિન સંધ્યા વખતે રિચાર્ડની છાવણીમાં આવતો અને આખી રાત તેમની પરિચર્યા કરતો. અને સવાર થવા પહેલાં દવાઓ આપી ચાલ્યો જતો ધીમે ધીમે એક બે કરતાં ત્રણ અઠવાડીઆ ચાલ્યા ગયા. હવે રિચાર્ડનું સ્વાસ્થ સુધરી ગયું હતું. આખરી દિવસે ફકિરે રિચાર્ડની જવા માટેની રજા માગી )

રિચાર્ડ—(કૃતજ્ઞ ભાવેથી. ) આપે મને મરતા બચાવ્યો છે. આ તમારો ઉપકાર હું જીવન પર્યંત ભૂલિ શકીશ નહિ. આપની અથાક મહેનતના બદલામાં હું અત્યારે કંઇ આપી શકું તેવી શક્તિ મારામાં નથી, છતાં શું આપ કૃપા પૂર્વક કંઇક ઉપહાર ગ્રહણ કરશો ?

ફકિર—( હસતાં. ) હું એક સાધારણ ફકિર છું, ફાટેલા તુટેલા કપડા અને પૃથ્વી એ મારી પથારી છે, હું ધન-રત્ન લઈ શું કરું, મને પુરસ્કારનો લોભ નથી. મારો પુરસ્કાર એ કે પરમાત્માએ આપને નિરોગી બનાવ્યા. આજ્ઞા આપો તો હું જાઉં- હવે રાત પુરી થઈ સવાર થવા આવ્યું.

રિચાર્ડ—આપ જો જવા જ ઇચ્છો છો તો જઈ શકો છો, પરંતુ હું આપને એક વાત પૂછવા ઇચ્છું છું, આશા છે તમે તેનો ખુલાસો કરશો.

ફકિર—કહો.

રિચાર્ડ—આપ પ્રતિદિન સંધ્યા ટાણે આવતા હતા અને સવાર થવા પહેલા ચાલ્યા જતા હતા તેનું શું કારણ છે? આપ આપનું સ્થાન બતાવો કોઇક વખત દર્શનનો લાભ મેળવી શકાય.

ફકિર—( ચહેરો ગંભીર કરી. ) અગર ન બતાઉં તો ?

રિચાર્ડ—( આતુરતાથી. ) આપને જો કોઇ આપત્તિ હોય તો ન બતાવશો.

ફકિર—મારા પરિચયથી તમોને આશ્ચર્ય-નહિ થાય ! હું આપનો પરમ શત્રુ સુલતાન સલાઉદ્દીન છું, જેને પરાજય કરવા આપ યુરોપથી આવ્યા છો.

રિચાર્ડ—વિસ્મયાભિભૂત થઇ ગયો.

ફકિર—(બનાવટી ચહેરો ઉતારી નાખે છે.) હવે આપને મારી વાતોમાં કોઇ સંદેહ નહિ લાગે.

(રત્નખચિત, વસ્ત્રભૂષણ અને કમરે લટકતી તલવાર જોતાં જ બધા જ સ્તબ્ધ થઇ ગયા.)

રિચાર્ડ—શત્રુ તરફ આપનો આવો વહેવાર!

સુલતાન સલાઉદ્દીન—મનુષ્ય તરફ મનુષ્યને છાજે તેવો વહેવાર મેં કર્યો છે. આપ મારી સાથે યુદ્ધ લડવા આવ્યા હતા. આપની બીમારીની વાત સાંભળી મારા હૃદયમાં ચિંતાએ પ્રવેશ કર્યો, આપ જો કે મારા શત્રુ છો છતાં મારા રાજ્યના આપ મહેમાન છો. આપને દુઃખ તે મારું જ દુઃખ કહેવાય.

રિચાર્ડ—આપ મનુષ્ય નહિ, દેવતા છો. આજથી આપ મારા પરમ મિત્ર છો. હું આપના મહાન ઉદાર હૃદયની સામે પરાજિત છું.

[આટલું કહેતાકને રિચાર્ડ સુલતાનને ભેટી પડયો.] *(સૂચિત)

## જાણવા જેવું—————— રતિલાલ ર. અધ્વર્યુ.

આપણે ત્યાં લગભગ બાર કલાકનો દિવસ ને બાર કલાકની રાત હોય છે. પણ દુનિયા પર એવાએ દેશ છે કે જ્યાં બે મહિનાનો દિવસ ને બે મહિનાની રાત હોય છે. પણ ત્યાં એટલી બધી ઠંડી ને એટલો બધો બરફ હોય છે કે લોકો ભાગ્યે જ ત્યાં જઈ શકે છે.

☆

દુનિયાના તમામ તાળાં ઉઘાડતી વખતે ડાબાથી જમણી તરફ ને બંધ કરતી વખતે જમણાથી ડાબી તરફ ચાવી ફેરવવાથી કામ આપે છે.

☆

દુનિયાના તમામ પેચ ઉઘાડતી વખતે ડાબાથી જમણી બાજુને બંધ કરતી વખતે જમણાથી ડાબી બાજુ ફેરવવાના હોય છે. (ફક્ત બે ચાવી વાળાં ઘડિયાળોમાં બંને બાજુ ચાવી ફેરવવાની હોય છે.)

☆

# પ્રમાણિક છોકરો

એક હતો છોકરો. ઘણી જ ગરીબ સ્થિતિનો. પણ એનું મન હતું ઉદાર, ને હતો એક વચની.

આ છોકરો ફ્રાંસમાં આવેલી બ્રીયાંની લશ્કરી શાળામાં ભણતો હતો. નાનપણથી જ તેને લશ્કરી તાલીમ લઇને મહાન સૈનિક બની દુનિયામાં નામના મેળવવાની ઇચ્છા હતી.

તેને ફળ ખાવાનો ઘણો જ શોખ હતો તે એક, ફળ વેચનારી બાઇ પાસેથી કાયમ ફળ ખરીદતો. કાયમના સહવાસથી કેટલીક વખત તેની પાસે પૈસા ન હોય તો પણ તે બાઇ તેને ઉધારે ફળ આપતી.

અભ્યાસ દરમિઆન તે બાઇનું તેની પાસે ઘણું લેણું થયું હતું. શાળા છોડતી વખતે તેણે તે બાઇ પાસે જઇને કીધું કે, હવે મારો અભ્યાસ પુરો થયો છે. મારી પાસે અત્યારે પૈસા નથી અને મારે મારા વતનમાં જવું છે હું તમારા લેણા પૈસા ત્યાંથી મોકલી આપીશ.

બાઇને તેનું તાલકું જોતાં જ ખાત્રી થઇ ગએલી કે આ કોઈ સાધારણ છોકરો નથી. મારા પૈસા એ ગમે ત્યારે આપશે જ. તેણે કહ્યું કે કંઇ હરકત નહિ ખૂશીથી વતનમાં જા. અને સગવડ થાય ત્યારે પૈસા મોકલજે. પછી એ પોતાને વતન ગયો.

સમય જતાં એ છોકરાની નાનપણની મુરાદ પાર પાડી એ ફ્રાંસનો સેનાધિપતિ થયો અને આખરે ફ્રાંસનો શહેનશાહ પણ થયો.

એક વખત તેને પેલી ફળ વેચનારી બાઇના પૈસા લેણાં રહી ગયાં છે એ વાત યાદ આવી, તરતજ સાદા વેશમાં તે સાથે બેજ માણસ લઇને બ્રીયાંની ગયો. આ વખતે પેલી બાઇ ઘરડી થઇ ગઇ હતી. તે તેને ઓળખી ન શકી. કયાંથી ઓળખી શકે, સમય પણ ઘણો થયો હતો. અને સ્થિતિમાં પણ ફેર પડી ગયો હતો.

તે છોકરાએ જઇને તે ડોસીને કહ્યું: કે, માજી, મારી પાસે તમારા પૈસા લેણાં છે તે યાદ છે ને? આજ હું આપવા આવ્યો છું, એમ કહી તેણે તેનાં લેણા પૈસા ચૂકવી આપ્યા, અને પોતાના ઉપર ઉપકાર કરનાર બાઇને રહેવા માટે એક નવું મકાન બંધાવી આપ્યું અને તેની જીંદગી સુધી તેની સંભાળ રાખી.

લોકોને આ વાતની ખબર પડી ત્યારે તેના પ્રમાણિકપણાનાં વખાણ કરવા લાગ્યાં,

એ છોકરો કોણ તે તમે જાણો છો,? એ છે ઈતિહાસે પ્રસિદ્ધ નરવીર નેપોલિયન બોનાપાર્ટ.

રતિલાલ ગૌરીશંકર ઓઝા.

પ્રકાશકઃ—ચંદ્રકાન્ત જીવનલાલ મહેતા, 'સ્ત્રીબોધ' કાર્યાલય, પીરમશા રોડ—અમદાવાદ
મુદ્રકઃ—મણિલાલ છગનલાલ શાહ, નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ, ઘીકાંટા રોડ—અમદાવાદ



## ડોંગરેનું બાલામૃત

છોકરાઓ માટે પુષ્ટીકારક દવા છે, તે નબળા
અને સુકાઈ ગયેલાં છોકરાંઓને સાજાં કરે છે.
આ બાલામૃતમાં છોકરાંઓના હાડકાં મજબુત
કરવાની ચીજો સમાયેલી છે. મધુર છે.

ભગવાન કૌટિલ્યનો અપૂર્વ ગ્રંથ કામસૂત્રનો શુદ્ધ સરળ અનુવાદ

# કામશાસ્ત્ર

[વાત્સ્યાયન તેજ ભગવાન કૌટિલ્ય]

**હવે ઠગાવાની ધાસ્તી નથી.**

કામશાસ્ત્રને ઘણાઓ તરફથી લોકોની આંખોમાં ધૂળ ફેંકવામાં આવી છે. કામશાસ્ત્રને બદલે તેની સાથે કંઈ સંબંધ ન હોય તેવાં પુસ્તકો આપવામાં આવે છે અને લોકોના પૈસા ઝુટવી લેવામાં આવે છે.

**જમાનો હવે ચાલી ગયો.**

લોકો હવે આવી ચાલબાજી સમજી ગયા છે. અને ફસાવા પહેલાં વિચાર કરે છે. પણ અસલ વાત્સ્યાયન ઋષિના કામસૂત્રમાં શું છે તે તેઓ જાણતા નથી.

**અસલ સંસ્કૃત પુસ્તક ગુજરાતી ભાષામાં.**

ઘણા વર્ષોની મહેનત પછી મૂળ સંસ્કૃત પુસ્તક અને તે પર કાશીના વિદ્વાન પંડિતે સુધારેલી બે ટીકાઓ જેમાં આપણા તે મહાનઋષિની બુદ્ધિ જણાય છે.

**ગુજરાતી ભાષામાં શુદ્ધ સરળ અનુવાદ.**

આખોય ગ્રંથ–મૂળ શ્લોક તેનું ભાષાંતર ને ટીકાનો પૂરેપૂરો અર્થ સમજાવતું, રસની છોળો ઉછાળતું અનેરું પુસ્તક.

**ઉપરાંત કંઈ નવીનતા છે.**

સાથે એજ કામશાસ્ત્રના વિષયને લગતાં નામાંકિત યૂરોપના લેખકોના પુસ્તકોમાંથી ટીપણીઓ અને સંસ્કૃતના જેવાજ ગ્રંથોમાંના ઉતારા.

**ગુજરાતી ભાષામાં વિરાટ વ્યાપાર.**

આ મહાન પુસ્તક હવે ગુજરાતી ભાષામાં બ્હાર પડનાર છે. તેની પાછળ અમોએ જર અને જહેમતની જરા પણ કચાશ રાખી નથી. ગુજરાતી ભાષામાં આવું પુસ્તક હજી સુધી બ્હાર પડ્યું નથી. તમારે ઠગાવાની બિલકુલ ધાસ્તી નથી. મૂળ ગ્રંથ શ્લોક, ટીકાઓ, ટીપણીઓ અંગ્રેજી ઉતારા સાથે બ્હાર પડે છે.

આ પુસ્તક બજારમાં જાહેર વેચાતું નહીં મળે.

**for Private Circulation only**

માટે

પ્રથમથી ગ્રાહક થનારને બે ભાગ માત્ર રૂપિયા છ માં આપવામાં આવશે.
તેની કિંમત રૂપિઆ આઠ અને ડીલક્ષ એડીસનના રૂા. દશ લગભગ રહેશે. ટપાલ ખર્ચ જુદું.
પ્રથમથી ગ્રાહક થનારે રૂપીઆ ત્રણ તુરત મોકલી આપવા.

## મેસર્સ જીવનલાલ અમરશી મહેતા.

પીરમશા રોડ, અમદાવાદ.

ફક્ત અગાઉથી જ નામ નોંધાવનાર અને પુખ્ત ઉંમરના માણસોને જ મળી શકશે.

# શ્રી બોધ

ઑગસ્ટ ૧૯૪૨ | છૂટક નકલ આઠ આના | વર્ષ ૮૬ અંક ૮ મો

## અનુક્રમણિકા



## આમંત્રણ

બહેનો અને ભાઈઓ,

'સ્ત્રીબોધ' નો દર વર્ષે નવરાત્રીમાં ઉપયોગી થાય તેવો 'ગરબા અંક' આપવામાં આવે છે. છેલ્લા બે વરસ થયાં તે અંકો ઘણાજ વખણાયા છે તે આપ સૌ જાણો છો.

ઓક્ટોબરનો અંક 'ગરબા અંક' તરીકે બહાર પડશે.

આપના ગરબાઓ વહેલી તકે અમોને મોકલી આપશો. જેથી અમોને ક્રમવાર ગોઠવવામાં તેમજ ચિત્રો વગેરેમાં ઉપયોગી થાય, એ હેતુથી આ અંકમાં જ જાહેર કર્યું છે. છેલ્લી ઘડીએ અમોને ઘણીજ ઉતાવળ કરવી પડે છે. માટે દરેક ભાઈ-બહેનોએ પોત પોતાની કૃતીઓ કાર્યાલયમાં મોકલી આપવી. —મંત્રી.




વાર્ષિક લવાજમ

| દેશ | સંસ્થાનો | પરદેશ |
|---|---|---|
| ૪-૯-૦ | ૪-૧૨-૦ | ૫-૮-૦ |

(નવ શીલીંગ)

ઉગરની અભિલાષા હતી, અને તે પ્રાપ્ત કરવા માટે સ્ત્રીબોધ દ્વારા તેમણે લોકમત કેળવવામાં કચાશ રાખી નહોતી. વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતાં તેઓથી સ્ત્રીબોધ માટે મહેનત ભર્યું કાર્ય થઇ શકતું નહોતું. પરંતુ મારાં સહતંત્રી તરીકે મને તેમની અનુભવ ભરી સુંદર સલાહ સતત મળતી હતી. આ સલાહની મને મોટી ખોટ પડશે. ગુજરાતી ભાષા માટે તેમને ઘણો પ્રેમ હતો. અને તેમનાં પારસી બંધુ ભગિનીઓ ગુજરાતી ભાષામાં રસ લે, તેનો અભ્યાસ કરે, અને ગુજરાતી સાહિત્યની ખીલવણીમાં પોતાનો વ્યાજબી હીસ્સો આપે એ જોવાની તેમને ઘણી જ હોંસ હતી. પારસીઓ અશુદ્ધ ગુજરાતી લખે તે તેમને જરાયે ગમતું નહોતું. તે સાથે હિંદુઓ પણ સરળ ગુજરાતી લખે અને પારસીઓ પણ સમજી શકે તેવી ભાષા લખે તો જ પારસીઓમાં ગુજરાતીનો પ્રેમ રહેશે એવી તેમની માન્યતા હતી.

મારાં તો તેઓ વડીલ અને શુભેચ્છક હતાં. પુખ્ત વયે પણ વડીલનાં મૃત્યુથી આઘાત થાયજ. તેમના ભલા અને વિદ્વાન પતિ શેઠ જહાંગીરજીને તો તેમનો વિયોગ અસહ્યજ થશે. તેમનાં દુઃખમાં અમારૂં સર્વનું દુઃખ સમાઇ જાય છે. પરંતુ જહાંગીરજી એવા ધીર પુરૂષ છે કે તેઓ પડ્યું દુઃખ સહન કરી શકે.

ગુજરાતી સાહિત્યમાં પુતળીબાઇનું નાનકડું પણ સ્થાન છે. ગુજરાતી સાહિત્યના આગેવાનો તે સ્વીકારશે એવી આશા છે. સ્ત્રીબોધની ખોટ તો અસહ્ય છે. અન્ય શુભેચ્છકો તે પુરવા મદદ કરશે એમ આશા છે. તેમના આત્માને શાંતિ ચહાવાનુંજ હવે તો આપણા હાથમાં છે.

કેશવપ્રસાદ દેસાઈ.

ગૃહસ્થી કુટુંબો-સ્ત્રીઓ અને બાળકોનું માનીતું ને જૂનામાં જૂનું માસિક પત્ર-




વર્ષ ૮૬ : : ઑગસ્ટ ૧૯૪૨ : સળંગ અંક : : ૧૦૨૭ : અંક

## આતમને આરે ઉભી જોતી'તી વાટડી

(રાસ)



આતમને આરે ઉભી જોતી'તી વાટડી
આવો અનન્તતાથી ઓજસનાં પૂર
હૈયું ઉજાળવા.

સરિતાને તીર બેઠી સુણતી'તી ગીતડાં
આવો અગમ્ય તમે સુરતાના સૂર
હૈયું જગાવવા.

આશાની પાંખ પરે ઉડતી'તી વ્યોમમાં
આવો ચળકન્ત તમે તારકનાં નૂર
હૈયું ઝગાવવા.

હૈયાના સરવરથી ઝરતી'તી પ્રેમસ્રોત
આવો ચકોર પ્રેમ પીવા મધુર
હૈયું હસાવવા.

સૌરભભર પુષ્પમાલ ગુંથતી'તી વાડીએ,
આવો નાચન્ત મત્ત વ્હાલા મયૂર
હૈયું નચાવવા.

ભીંજ્યો ન પ્રાણ મારો ભીંજી ના ચુંદડી,
આવો રસિક રાજ રેડો રસપૂર
હૈયું ભીંજાવવા.

નિશદિન વિયોગમાં રોતી'તી આંખડી,
રે'શો ના દેવ મારા હાવાં દૂર
હૈયું તલસાવવા.

ડાહ્યાભાઈ પટેલ

# મંગલાષ્ટકનો આદર્શ.

લેખકઃ-શ્રી. પ્રમોદ ઉમરવાડીયા.

અનાદિ કાળથી આપણી સામાજિક સંસ્થાઓ ચાલતી આવી. કુટુંબ-સંસ્થાઓ અને ઈતર સંસ્થાઓ સમાન લગ્ન-સંસ્થા પણ મનુષ્યની શારીરિક, આધ્યાત્મિક અને નૈતિક દ્રષ્ટિએ પરસ્પરની જરૂરને કારણે અસ્તિત્વનાં આવી અને વિકાસ પામી. પ્રીતિ, લાગણી, સંરક્ષણ અને કર્તવ્ય માટે સંયુક્ત કુટુંબ-સંસ્થા ઉત્તમ લેખાય છે તેમ મનુષ્યના આત્મિક સંબંધમાંથી પરિણમતા સ્નેહ, આનંદ અને સુખ-વૈભવ માટે લગ્ન પણ સમાજનું એક વિશિષ્ટ અંગ છે.

સ્નેહીઓનાં અને આપ્તજનોનાં લગ્ન પ્રસંગે જે ઉલ્લાસ થાય છે તે વ્યક્ત કરવા આપણે કર્તવ્ય લેખે કે વ્યવહાર લેખે, જવેલ-બૉકસ, સુન્દર પુસ્તકો, સંગીત વાદ્યો કે સોના-ચાંદીની ઈતર વસ્તુઓની ભેટ આપીએ છીએ. આ ભેટો તો જાણે આપણી યાદગીરી માટે, પરંતુ તેમના સુખદ્ પરિણીત જીવન માટે સદ્-ભાવનાઓ-વાંચ્છતાં આશિર્વાદના બે મંગલ શબ્દો ઉચ્ચારીએ છીએ. ઉપરાંત, આર્ય સંસ્કૃતિને ઉજાળનાર, ઉજ્જવળ, તેજસ્વી અને પ્રતિભાવંત આદર્શ પરિણીત જીવન જીવી ગએલાં આપણાં પૌરાણિક આદ્ય મહાજનો પણ સ્નેહીઓનાં સહજીવન દીર્ઘ અને મંગલકારી ઇચ્છે એવી શુભ ભાવના જે શબ્દો દ્વારા વ્યક્ત કરીએ છીએ તેને 'મંગલાષ્ટક' તરીકે ઓળખીએ છીએ. મંગલ શબ્દોથી ભર્યું ભર્યું, ચાર ચાર લીટીનું આઠ કડીવાળું સૂચ તે મંગલાષ્ટક. આઠ કરતાં ઓછી હોય તેને મંગલાચરણ કહીએ છીએ. નવીન-પ્રકારના મંગલાષ્ટક લેખે શ્રી. કનુ દેસાઈનું દાંપત્ય જીવનના સુન્દર પ્રસંગો આલેખતું ચિત્ર-આલ્બમ,

'મંગલાષ્ટક'-ઉપયોગ સાથે ભાવના અને કલાની દૃષ્ટિએ પ્રશંસા પામ્યું છે.

મોસમનું અનાજ ભરતી વેળા, કોઠીમાં પહેલો દગલો નાંખતાં શ્રી ગણેશનું નામ લઈએ છીએ, તેમ ઘણાં ખરાં મંગલાષ્ટકોમાં પરણનાર યુગલનું મંગલ ઇચ્છવા માટે શ્રી ગણેશનેજ આવાહન કરવામાં આવે છે. ત્યાર પછી રામ-સીતા, રાધા-કૃષ્ણ, શંકર-પર્વતી, વસિષ્ઠ અરુંધતી, વિષ્ણુ-લક્ષ્મી, સરસ્વતી, સારસ-સારસી, સાગર અને સરિતા, કમળ અને ભ્રમર, સૂર્ય અને ઉષા, ચંદ્ર અને ચંદ્રિકા જેવાં દાંપતિક યુગલો પાસે મંગલ વાંચ્છીએ છીએ. મંગલાષ્ટક એ કવિતાનું જ એક સ્વરૂપ છે. એમાં કલ્પના કરતાં ભાવનાને વિશેષ પ્રાધાન્ય આપવામાં આવે છે. :કવિતાનો પ્રકાર ખેડવો જરા કઠિન છે. એટલે સામાન્ય જનતાને એ પ્રત્યે હથોટી અને અભિરુચી ઓછી હોય એ સ્વાભાવિક છે. સર ઍડમન્ડ ગૅાસના પ્રશ્ન-' કવિતા એ લોકભોગ્ય કલા, ખરી ?'-ના જવાબ માટે સાહિત્યકારોમાં ઘણો-મતભેદ છે. કેટલાકને મતે લોકભોગ્ય છે અને કેટલાકને મતે લોકભોગ્ય નથી; જેને રસ અને આનંદ મળે છે તે જ કવિતાનો ઉપભોગ કરે છે. એ વિષે મતો ગમે તે હોય, તોપણ આપણી સ્ત્રીઓ પાસેથી એ પરત્વેના જ્ઞાનની-ખાસ કરીને પિંગળશાસ્ત્રના જ્ઞાનની-અપેક્ષા રાખવી વધારે પડતી છે. આ કારણથી જ આપણી સ્ત્રીઓને મંગલાષ્ટક લખવામાં અને ગાવામાં-મુશ્કેલી પડે છે. અને લખવા માટે એ વિશેના જાણકાર પાસે. 'મંગલાષ્ટક લખી આપોની' કરીને. આજીજી કરવી પડે છે.

અને ગાવા માટે મંગલાષ્ટકમાં વપરાયેલા છંદના અજ્ઞાનને કારણે તેનો રાગ બેસૂર અને કર્કશ બની જાય છે. ના ઈલાજે જેમ ફાવ્યું તેમ ગાઈ કાઢવું પડે છે. આથી એક તો છંદનું ખંડન થાય છે અને બીજું જે ઉન્નત ભાવનાઓ વ્યક્ત કરવામાં આવે છે તેનો

## જમુનાને તીર

નૃત્ય ગીત

[ઢાળ–'નાચો નાચો પ્યારે મનકે મોર'ને મળતો]

ચાલો ચાલો જમુનાને તીર!
આજ સખિ વાયે છે સ્નેહના સમિર.
ચાલો ચાલો.

આકાશે નીલરંગી, ઊષાની ભાત!
શરદ પ્રભાત!
વીતી હો રાત!
ચમકન્તા બેડલે હો ભરવાને નીર.
ચાલો ચાલો.

મ્હારા સ્વપ્નોમાં રાસ
મ્હારા અંતરમાં આશ
ઝગે જીવનમાં પ્રેમ પ્રકાશ!
સૂણવાને ગાન મધુર, મનડું અધીર.
ચાલો ચાલો.

બંસરીના સૂરમંહી મનડું મસ્તાન છે!
મોહનનાં રાધાને અંતરનાં દાન છે!
આશભર્યું લાગે રૂપાળું એ તીર.
—ચાલો ચાલો.

[ વિશુધ મ્હેતા ]

સ્પષ્ટ ઉલ્લેખ થઈ શકતો નથી. ઘણાં ખરાં મંગલાષ્ટકોમાં સુન્દર ઉપમાઓથી પરણનાર વ્યક્તિઓના વિશેષ નામ અંકિત કરી લઈ તેમના પરસ્પર સ્નેહ, લાગણી, સુખ વિ. ની ભાવના વ્યક્ત કરવામાં આવે છે. આથી વિશેષણોના અથાગ ભારને લીધે, જાણે સમસ્ત વિશ્વમાં–પરણનાર બે જ વ્યક્તિ સર્વગુણ સંપન્ન ના હોય એટલી કૃત્રિમતા લાગે છે અને મંગલાષ્ટકનો ઉચ્ચ આદર્શ ઘડીભર ભૂલી જવાય છે.

મંગલાષ્ટક મોટે ભાગે–'શાર્દૂલ વિક્રીડિત' છંદમાં જ લખાય છે. બીજા છંદોમાં પણ લખવામાં આવે છે. જો કે મેં 'વસંતતિલકા'માં વાંચ્યું છે પરંતુ તેમાં મંગલમય ભાવનાના આશિર્વચન કરતાં પરણનારની પ્રશંસા જ વધારે જણાતી હતી. ખાસ કરીને 'શાર્દૂલવિક્રીડિત' અને 'વસંતતિલકા'માં મંગલાષ્ટકો લખાતાં જોવામાં આવે છે. એટલે એની સુગેયતા અને ગાવાની ઢબ માટે સ્ત્રીઓએ એ બે છંદોના તાલ તથા યતિ એટલે કયાં અટકવું તે ધ્યાનમાં રાખી લેવાની જરુર છે. સૌથી પ્રથમ તો કયા છંદમાં મંગલાષ્ટક લખાયું છે તે અને તે છંદના તાલ અને યતિ જાણી લેવા જોઇએ. તાલબદ્ધ છંદ ગાવાથી માધુર્ય અને ભાવનાથી પવિત્ર વાતાવરણ અનુભવાય છે. બે ઘડી બેઠાં હોઈએ તો ઉઠવાનું મન ના થાય એટલી આલ્હાદકતા અને મનોરમતા હૃદયને છાવરી લે છે. મંગલાષ્ટક તાલબદ્ધ ગાવામાં ન આવે તો કઢંગુ લાગે છે અને સંમિલિત સાજનમંડળની કર્ણપ્રિયતા ઓછી થાય છે. 'વસંતતિલકા' અને શાર્દૂલવિક્રીડિત' ના તાલ અને યતિ સગવડ ખાતર, આપણે જોઈ લઈશું કે જેથી ગેયતાની મુશ્કેલી નડે નહિ. 'વસંતતિલકા' એ વર્ણમેળ એટલે અક્ષરમેળ છંદ છે. એમાં ચૌદ અક્ષર આવે છે. એ છંદ ગાતી વખતે પહેલા, ચોથા, નવમા અને તેરમા અક્ષર ઉપર તાલ આવે છે. અને આઠમા અક્ષર પછી યતિ એટલે અટકવાનું, 'શાર્દૂલવિક્રીડિત' પણ અક્ષરમેળ છંદ છે. એમાં ઓગણીસ અક્ષર આવે છે. એ છંદ ગાતી વખતે પહેલા, ત્રીજા, છઠ્ઠા, આઠમા દશમા, તેરમા, સોળમા અને સત્તરમા અક્ષર ઉપર તાલ આવે છે. અને બારમા અક્ષર પછી યતિ એટલે સ્હેજ અટકવાનું.

મંગલાષ્ટકનો ઉદ્દેશ આપણા પરણનાર આપ્તજનો પ્રત્યેની શુભ આકાંક્ષા કે આશિ-

વાંદ વ્યક્ત કરવાનો છે. અને એ રીતે આપણી પૂજનીય આર્ય વિભૂતિઓ પણ તેમનું મંગલ ઇચ્છે એવી ભાવના રાખીએ છીએ. તેમાં પરણનારના ભારોભાર વિશેષણોથી ગુણનિર્દેશ તેમનો કૌટુંબિક સંબંધ, સૌન્દર્ય વિ.ની અતિ શયોક્તિ ભરી મીમાંસા કરવામાં આવે એ ઇચ્છવાજોગ નથી. કારણ એથી આપણા ઉચ્ચઆદર્શમાં કૃત્રિમતા આવે છે, હૃદયની ઉત્કૃષ્ટ ભાવનાઓનું નિરૂપણ થતું નથી અને આપણું મંગલાષ્ટક ટીકાપાત્ર બને છે.

પ્રવર્તમાન યુગમાં ચોકબંધ મંગલાષ્ટકો પ્રસિદ્ધ થાય છે. નવી નવી ભાવનાઓ જાણવા મળે છે. એ પૈકી 'પુરુષ અને પ્રકૃતિ' તથા 'ગંગા નદીની પવિત્રતાની ભાવના લગભગ સામાન્ય થઈ પડી છે-જેવી કે,

"બ્રહ્માંડના સકલ સંચલાની આદ્ય
જે પાંગર્યાં મહતની સુદઢંખનાથી,
ને સ્ફુરતાં પુરુષ ને પ્રકૃતિ બની, તે
સાધી દિયો પરમ મંગલ આ પ્રસંગે."
(વસુધા).

શ્રી સુન્દરમના એ મંગલાષ્ટકમાં એક નવીનતા છે. આર્ય વિભૂતિઓને મંગલ ઇચ્છવાનું આવાહન છે તેમજ પરણનાર દંપતિને પરસ્પર મંગલ સાધવાનો આદેશ છે. ગંગા નદીની કુમારિકા સાથે સરખામણી આ રીતે છે.

"હિમાદ્રી નગરાજ હોય પરથી તે જે પિતા સૂર્યનઃ
સ્નાને ગાત્ર કરી પવિત્ર વહતી ધીરે પદે જાન્હવી,
તેવાં મંગલ શુદ્ધ સ્નાન વદને સંચારતી કન્યકા
સંસારે કરજો સદા અવરને પુણ્યોદકે નિર્મલા." વિ.

અર્વાચીન નવીન ભાવનાઓ લેખે એક બે કડીઓ ટાંકીને આ લેખ પુરો કરીશું.

"સંધ્યા ધીરી સરી ગઇ, ડુંગરને કુંકુમ છાંટી ગઇ,
ને આવી રસ પૂરતી જીવનમાં સુરમ્ય વિભાવરી;
પુષ્પો ને લતિકા સહુ નમી નમી આશિષ વર્ષાવતાં,
કુંજે કોયલ ટૌકતી! યુગલનું સંલગ્ન હો મંગલ."
"કાલિદાસ રસેન્દ્ર શા કવિજનો જે ભૂમિમાં વિલસ્યા,
જ્યાં પ્રીતિ,તપ, શૌર્ય સ્વાર્પણ તણાં જીવંત કાવ્યો થયાં
ભેદ્યો માનવ બાળ સિંહ શિશુથી જે ભૂમિમાં એકદા,
એ કલ્યાણમી ભુમિ! યુગલને અર્પો સહુ મંગલ" વિ.

આ ઉપરથી જણાશે કે નવીન યુગમાં સંસ્કૃતિ પોષક વિભૂતિઓ અને કુદરતના અમાનુષી તત્વોને સાટે વસુધામાં વસેલાં રસિક, ચેતનવંત, શક્તિશાળી, વિરાટ અને વિલક્ષણ તત્વોનું મહત્વ વિસરાતું નથી. માનવજીવનના વિકાસ માટે એવાં તત્વોનો ફાળો આ રીતે પ્રતિત થાય છે.

## ગરબી

સોનલા ઇંઢોણી
રૂપલા ઇંઢોણી
ઉપરે હો માત! ગરબી સોહાય.

રજનીને ચંદ્રતણી ઉજમાળી પાંખે,
કાળી કાળી વાદળીના હૈયાની ઓથેઃ
માતાના સૂરભરી ગરવી એ ગરબી,
મારી સીમાડીની
ઉપરે હો માત! ગરબી સોહાય.

નાનકા ઘડુલા મારા તેલપૂર્યાં કોડિયાં,
છિદ્રોથી સ્નેહતણાં રશ્મિનાં સોણલાંઃ
તિમિર શમાવતી ગરવી એ ગરબી,
મારી સીમાડીની
ઉપરે હો માત! ગરબી સોહાય.

સૂનાં મંદિર મારાં સૂનાં'તાં સોણલાં,
સૂનાં આકાશ સૂની બેઠી'તી વાદળી;
સૂની ચંદામાં ગરવીએ ગરબી,
મારી સીમાડીની
ઉપરે હો માત! ગરબી સોહાય.

નગીનદાસ શાહ

# વહુ

લેખક: શ્રી.
નવીન આર. આચાર્ય



વહુ એ પત્ની માટે વપરાતો સામાન્ય અને જુનો શબ્દ છે. બીજા પણ ઘણા શબ્દો છે કે જેનો અર્થ 'પત્ની' એવો કરવામાં આવે છે. દાખલા તરીકે બૈરી, ઓરત, નારી વગેરે. જો કે ખરી રીતે જોતાં આ શબ્દો 'પત્નીત્વ' સૂચક નથી કિંતુ તેઓ માત્ર 'નારીત્વ' સૂચક છે. જેવી રીતે 'પુરૂષ' એ જાતિસૂચક છે તેવી જ રીતે સ્ત્રી, નારી, ઓરત ( A female ) એ પણ જાતિ ( Gender ) સૂચકજ શબ્દો છે. ગમે તે સ્ત્રીને 'સ્ત્રી' કહી શકાય અથવા ગમે તેની પત્નીને 'નારી' કહી શકાય તેનો અર્થ એવો નથી કે ' પરણેતર સ્ત્રીજ. ' આ તો માત્ર બહુ લાંબા સમયથી વપરાતા રૂઢ થએલા શબ્દો છે. એટલે ખરો શબ્દ 'પત્ની' તે સૌથી યોગ્ય શબ્દ છે. એ ' પત્ની ' શબ્દ માટે આપણા વ્યવહારમાં આપણે ખાસ કરીને સ્ત્રીઓ-' વહુ ' શબ્દ વાપરીએ છીએ. આ શબ્દજ એવો છે કે જેનો ઉચ્ચાર બોલતાંની સાથે આપણા મનની દ્રષ્ટિ સમક્ષ કોઈ ઢીંગલી જેવી, અસંસ્કારી અને ઢીંમચા જેવી વસ્તુ રજુ કરે છે. માટે ' વહુ ' જેવો શબ્દ જે મન ઉપર ' પત્ની ' તરીકેની પ્રબળ છાપ નથી પાડતો તેનો ત્યાગ કરી ' પત્ની ' શબ્દજ વાપરવો જોઈએ.

હવે આપણે ' ધણી ' એ શબ્દની ચર્ચા કરીએ. આ શબ્દ પણ ' વહુ 'ની માફક 'પતિ' માટે વપરાતો શબ્દ છે. સાધારણ રીતે પુરૂષ પ્રતિ ધણી વિગેરે શબ્દોનો આપણે એકજ અર્થ કરીએ છીએ. પરંતુ જરા વિચાર કરીશું તો લાગશે કે દરેક શબ્દના ભાવમાં ઘણો ફેર છે. ' પુરૂષ ' એટલે ' નર ' ( A male ) આમ તે જાતિસૂચક શબ્દ છે, એટલે ગમે તેના પતિને ' પુરૂષ ' તો કદી જ શકાય કેમકે તે નર છે. ધણી એટલે માલિક ( owner or master ). આ બે શબ્દોને પણ આપણે પતિસૂચક માનીએ છીએ, અને કદાચ સાહિત્યના જન્મ વખતથીજ વાપરતા આવ્યા હોઈશું, પરંતુ માલિક કે ધણી માત્ર પશુઓને હોઈ શકે. માણસને માલિક ન હોય અને માણસને માટે માલિક રાખવો તેનો અર્થ એ કે તે પશુ સમાન છે એટલે ઊલટું તે આપણે માટે શરમજનક છે. ટુંકમાં, એક જ ભાવ દર્શાવવા વાપરવામાં આવેલા વિધવિધ અર્થયુક્ત શબ્દોનો ત્યાગ કરી આપણે ' પતિ અને પત્ની ' એ શબ્દોનો અહીં ઉપયોગ કરીશું.

પતિ અને પત્ની બંને સમાજનાં અને સંસારનાં એકજ સરખા મહત્વનાં અને ઉપયોગી અંગો છે. કોણ જાણે કોણે પત્નીઓને ' વહુ, વહુ ' કરી હલકી ગણી કાઢી હશે ! આમાં કાં તો દોષ હોય સમાજ અને સત્તાધારી હોઈ પોતાની ઉચ્ચતા બતાવવા માગતા પુરૂષોનો, અથવા તે વખતની 'પત્ની'ઓ માટે 'વહુ' શબ્દ વાપરીશું તો તેમને અન્યાય તો નહિ લાગેને ?–તે ' વહુ 'ઓમાંથી બનેલી સાસુઓનો. વહુ એટલે કામ કરવા, સાસરાનાં

# આધુનિક યુદ્ધકળા

લેખક : શ્રી. સરસ્વતીચંદ્ર મજમુદાર

આધુનિક યુદ્ધકલાનો પ્રશ્ન ચર્ચતાં પૂર્વે પ્રાચીન અને મધ્યકાલીન યુદ્ધકલાને અવલોકવી પડશે. યુદ્ધકલાનું ઉત્પત્તિ સ્થાન યુદ્ધ છે એટલે યુદ્ધનું પણ તર્કબુદ્ધિથી નિરીક્ષણ કરવું પડશે. અને એ યુદ્ધમાં પણ પ્રાચીન, મધ્યકાલીન અને અર્વાચીન એટલે આધુનિક આમ ત્રણે કાલનું વિભક્ત અસ્તિત્વ અખંડિતપણે સ્વીકારવું પડશે. સૃષ્ટિના સર્જનકાલથી તે વિદ્યમાન કાલ પર્યંત અનેક જીવસૃષ્ટિ અવિશ્રાંત યુદ્ધજ આદરતી આવી છે. એ યુદ્ધના ઉદ્દભવનું વાસના નામક મૂલ જીવસૃષ્ટિઓના અંતઃકરણમાં જડાઈગયેલું છે. જીવસૃષ્ટિઓમાં મનુષ્ય શ્રેષ્ઠ જીવ છે. એમ કહીશું, કે મનુષ્ય એ ઇશ્વરની ઉત્તમકલાનું એક અપ્રતિમ પ્રતીક છે. એટલે તેનામાં કલાના અંશ સવિશેષ છે.

પ્રત્યેક કળાકાર પોતાની કળા પોતાના અંતઃકરણના ગુપ્તખંડમાંથી લઈ આવે છે. તત્વજ્ઞાનીઓ એ ગુપ્તખંડને આધ્યાત્મિક પ્રદેશ કહે છે. આધ્યાત્મિક પ્રદેશ જ્ઞાનમય છે, અને તે અસંખ્ય કળાઓનો અધિષ્ઠાતા છે. આ આધ્યાત્મિક પ્રદેશમાંથી નિર્માએલી પ્રત્યેક કલા પવિત્ર, સૌંદર્યપૂર્ણ અને પ્રેમ સ્વરૂપ છે, તે મનુષ્ય માત્રને મુગ્ધ કરે છે. કેટલીક કળાઓ તો અન્ય અજ્ઞાન જીવ સૃષ્ટિઓમાં પણ પ્રભાવ પાડે છે. સંગીતકળા તેના પ્રત્યક્ષ પ્રમાણુ સ્વરૂપ છે.

આધ્યાત્મિક પ્રદેશ પ્રત્યેક મનુષ્યના અંતઃકરણમાં હોય છેજ, છતાં પ્રત્યેક મનુષ્ય તે અગમ્ય પ્રદેશમાં પ્રવેશી શકતો નથી. એ પ્રદેશમાં પ્રવેશવા માટે મનુષ્યે પ્રેમસ્વરૂપ બનવું પડે છે. અને પોતાના પ્રેમને વિશ્વવ્યાપક બનાવવો પડે છે. જે અખિલ વિશ્વને ચાહે છે અને જેને અખિલ વિશ્વ પણ ચાહે છે તે પ્રેમી છે. આ વિસ્તૃત અને સર્વવ્યાપક ઉત્કૃષ્ટ પ્રેમની વ્યાખ્યા છે.

યુદ્ધમાં પ્રેમ ભાવના નથી કિંતુ દ્વેષભાવના છે. દ્વેષભાવનામાં કળાના આવિર્ભાવ માટે અવકાશ નથી. કળા સંગતિ છે એટલે સ્નેહનું સંયોગીકરણ કરે છે ત્યારે યુદ્ધ અસંગતિ છે તે સ્નેહનું પૃથક્કરણ કરે છે.

કેટલાંક યુદ્ધો દ્વંદ્વમાંથી જન્મે છે. અને કેટલાંક યુદ્ધો સ્વયંભૂ પ્રકટે છે. દ્વંદ્વ યુદ્ધનું ક્ષેત્ર પૃથ્વી છે, સ્વયંભૂ યુદ્ધનું ક્ષેત્ર અંતઃકરણ છે. દ્વંદ્વ યુદ્ધ હમેશાં ક્લેશનું ઉદ્દીપન કરે છે ત્યારે સ્વયંભૂ યુદ્ધ શાશ્વત આનંદ સાથે તાદાત્મ્ય સાધી સુખ પ્રકટાવે છે. તત્વદૃષ્ટિએ સ્વયંભૂ યુદ્ધને યુદ્ધ જ ન કહી શકાય. તત્વજ્ઞાનીઓ એ યુદ્ધને "યોગ"ની સંજ્ઞા આપે છે.

દ્વંદ્વ યુધ્ધે પ્રસવેલું ફળ એ કળા નથી કૌશલ છે–બુદ્ધિબળ છે. બુદ્ધિબળને પ્રતિસ્પર્ધી છે એટલે તેને જય અને પરાજયની જંજાળ છે. ઉત્કૃષ્ટ કળા અદ્વિતીય છે–તેનો પ્રતિસ્પર્ધી કોઈ નથી. તે મૂર્તિમંત જય છે.

## પ્રાચીન કાલનું યુદ્ધ કૌશલ

હવે આપણે પ્રાચીનકાલમાં યુદ્ધ કૌશલ કેવા પ્રકારનું હતું તે પૌરાણિક દૃષ્ટિએ અવલોકીશું. પ્રાચીનકાળમાં દેવો અને દાનવો વચ્ચે અનેક યુદ્ધ થયાં છે, મનુષ્યો મનુષ્યો વચ્ચે અનેક યુદ્ધ થયાં છે, માનવ અને દાનવ વચ્ચે અસંખ્ય યુદ્ધ થયાં છે; તેમાં દેવો અને દાનવોના યુદ્ધમાં દેવો યુદ્ધ કૌશલમાં શ્રેષ્ઠ હોય

એમ જણાય છે. દેવલોકોમાં બુદ્ધિબળ અંગે અગાધ શ્રદ્ધા છે અને બુદ્ધિબળના મદથી પ્રકટેલું સ્વાભિમાન છે, એટલેજ તેઓ બન્ને પક્ષને સમાન ન્યાય આપનારી યુદ્ધનીતિને વરે છે, ત્યારે દાનવોમાં બુદ્ધિબળ છે કિંતુ તેમના બુદ્ધિબળની વ્યાખ્યા ભિન્ન પ્રકારની છે. તેઓ જય અપાવનાર બળને જ ઉત્તમ માને છે અને કેવળ સ્વપક્ષને જ અનુકૂળ થનારી યુદ્ધનીતિને આવકારે છે. દેવો બુદ્ધિબળમાં મંત્રબળનો સમાવેશ કરે છે અને તે મંત્રબળ શત્રુપક્ષને પણ નિર્ભયપણે આપે છે, ત્યારે દાનવો દેવો પાસેથી ભક્ત કે શિષ્યનો સ્વાંગ ધરી એ મંત્રબળ મેળવી તેનો અનુચિત માર્ગે વ્યય કરે છે.

મનુષ્યો મનુષ્યો વચ્ચેના યુદ્ધમાં પણ એક પક્ષે દેવોની યુદ્ધનીતિ ગ્રહણ કરેલી જણાય છે. ત્યારે બીજા પક્ષે દાનવોની જય અપાવનારી એક દેશી યુદ્ધ પદ્ધતિ અંગીકાર કરેલી ભાસે છે. બન્ને પક્ષો દેવો પાસેથી મંત્રબળ પ્રાપ્ત કરે છે અને પ્રતિપક્ષના સંહાર અર્થે તેનો વ્યય કરે છે:

દાનવ અને માનવના વ્યક્તિગત યુદ્ધમાં માનવ ઉભય યુદ્ધનીતિનું સંમિશ્રણ કરતો જણાય છે.

### મધ્યકાલીન યુદ્ધ કૌશલ

મધ્યકાલીન યુદ્ધના ઈતિહાસમાં દેવો અને દાનવોનું અસ્તિત્વ નથી. મંત્રબળ લુપ્ત થયેલું છે. મનુષ્યો મનુષ્યો વચ્ચેનાં યુદ્ધો વ્યક્તિબળ, પશુબળ અને દ્રવ્ય બળની જ સહાયથી કરવામાં આવ્યાં છે, તેમાં બુદ્ધિબળ ગૌણ સ્થાને છે, યુદ્ધમાં દાનવની યુદ્ધ પદ્ધતિનો વિશેષ પ્રમાણમાં સ્વીકાર કરેલો જણાય છે, છતાંય દેવોની બંને પક્ષને સમાન ન્યાય આપનારી યુદ્ધનીતિનો લોપ થયેલો નથી.

### આધુનિક યુદ્ધ કૌશલ

આધુનિક કાળના આલેખાતા ઈતિહાસમાં પશુબળનો આશ્રય વર્જ્ય કરવામાં આવ્યો છે. વ્યક્તિબળ ગૌણ છે, દ્રવ્યબળ યુદ્ધના દેહસરીખું અને દાનવોની એકદેશી યુદ્ધ પદ્ધતિ આત્મા સરીખી વ્યાપ્ત છે. દાનવોનું જય અપાવનાર બુદ્ધિબળ ઉભય પક્ષોના મસ્તકમાં ડોકા કાઢીને ઊભું છે.

આધુનિક કાળનું યુદ્ધ પ્રાચીન કાળમાં દાનવ દાનવ વચ્ચે થતા યુદ્ધના પ્રત્યક્ષ સાક્ષી સમોવડું છે.

આધુનિક કાળના યુદ્ધમાં કૌશલ નથી કેવલ પ્રપંચ છે. આજનો યોદ્ધો માનવ નથી દાનવ છે.

## કહે તું કોણ?



દીન જગતમાં હોત નહિ તો;
દીન બન્ધુ કહે તું કોણ.
પતિત જગત્‌માં હોત નહિ તો;
પતિત પાવન કહે તું કોણ.
ગરીબ જગત્ માં હોત નહિ તો;
ગરીબ બેલી કહે તું કોણ.
અધમ જગત્ માં હોત નહિ તો;
અધમ ઉદ્ધારણ કહે તું કોણ.
તાકત જગત્ માં હોત નહિ તો;
ભક્ત વત્સલ તને કહે તું કોણ.
કનકની અરજી ગરજની જાણી;
ભવ પાર પ્રભૂ ઉતારોને.

કનકકુંવર બા સાહેબ
માલીયા સ્ટેટ

# આમ કેમ?

લેખક: શ્રી. વિનોદરાય જીવનલાલ મહેતા



કૉલેજના ઉદ્યાનના લતાકુંજમાં બેસી બંન્ને બહેનપણીઓ ગપ્પા મારી રહી હતી.

"શું પ્રોફેસર ગેકડોલ સાહેબ આજે પણ આવ્યા નથી!" ચંદ્રિકાએ પૂછ્યું.

"આજે શું પણ આખો મહિનો તે નહિ આવે!" હંસાએ જણાવ્યું.

"તને ક્યાંથી ખબર."

"તેં કાલનું 'સમાચાર' નથી જોયું? તેમણે એક મહિનાની વધારે રજા લીધી છે."

"તે ઉનાળો ઘણુંખરું વિલાયતમાં જ ગાળે છે."

"મનમાં જે જાતના તરંગની છોળ આવે તેમ તે વર્તન કરે છે, પણ તેને શું? આગળ બેઠા પરાળ નથી કે પાછળ બેઠું ઉલાળ નથી, એવું છે." ચંદ્રિકા બોલી.

"એ જીંદગી એમજ ગુજારવા ઇચ્છે છે. અને એટલા જ માટે તેમણે આટલી ઉંમર થઈ છતા લગ્ન પણ કર્યાંનથી. સાચુ પૂછો તો બહેન! વિવાહીત જીવન એક પ્રકારે બંધન કારકતો ખરું જ. તેમાં ન તો સ્ત્રીને સુખ કે સ્વાતંત્ર્ય અગર ન તો પુરૂષને."

હંસાનું આ કટાક્ષ કથન ચંદ્રિકાએ ધ્યાન માંજ લીધું નહિ અને બોલી: "હંસા! તું તો જેમ ફાવેતેમ બકયા જ કરે છે. લગ્ન જીવન એ આ દુનિયાનું એક મહાન સુખ છે."

ટન–ટન–ટન–ટન પીરિયડ પુરો થયાનો બેલ વાગ્યો; એટલે આ બે બહેનપણીઓનો વાર્તાલાપ આટલેથી જ અટકયો.

આગલો પીરિયડ 'ફ્રી' હોત તો આ વાર્તાલાપ કદાચ પાર્લામેન્ટમાંના વિવાદનું–ચર્ચાનું રૂપ ધારણ કરી લેત. એ તો કહી ન શકાય કે તેમાં કોની હારજીત થાત; પણ એટલું તો કહી શકીએ છીએ કે હંસા જરૂર મોં ફૂલાવી ઉંધું ફેરવી લેત અને ચંદ્રિકાને તેને મનાવવાનો પ્રયાસ કરવો પડત ને બાજુમાં રેસ્ટોરાં હોતતો તે તુરત બૉયને ઓર્ડર આપત કે, 'બૉય, બે પ્લેટ ચેવડો, રસગુલ્લાં, કચોરી અને બે સ્પેશીયલ ચા......જલદી.' સ્કુલ–કૉલેજમાં મિત્રોના મતભેદોનું સમાધાન અને સંધિ કરવા માટે આ ઇલાજ અત્યંત સુલભ અને સરળ થઈ ચૂકયો છે.

કોઈ કોઈ વખત કૉલેજના છોકરા–છોકરીઓ વાતવાતમાં નજીવી બાબતમાં ઉશ્કેરાઈ જાય છે અને વિરોધી બની રહે છે. આશ્ચર્યની વાત એ છે કે ચંદ્રિકા અને હંસા વચ્ચે કોઈ કોઈ વખત વાદવિવાદ અને મતભેદના ઝઘડા જામતા, પણ તેથી તેમના દીલમાં વિરોધી વલણ કે દુશ્મનાવટ કદી ઉભી થતી નહિ; એટલું જ નહિ પણ આ બે સખીઓ વચ્ચેનો સ્નેહ સંબંધ સદૈવ વધતોજ રહેતો.

:૨:

કૉલેજમાં આ બંનેનું ચોથું વર્ષ હતું. લેડીઝ હોસ્ટેલની એક રૂમમાં સાથે જ રહેતી હતી. એક સરખાં કપડાં પહેરતી, સાથે ફરતી, સાથે જ કૉલેજમાં જતી અને સાથેજ લખતી વાંચતી. તેમને અત્યારે એ ખબર નહોતી કે જીંદગી સાથે કાઢવાની નથી, કે નિકળવાની નથી.

નવમહિના અને નવદિવસ પસાર થઈ ગયા. પરીક્ષા થઈ ગઈ. બંને બહેનપણીઓ ઉંચા નંબરે પાસ થઈ. તેમની ખુશાલીનો પાર નહોતો. તે જ અરસામાં હંસા ઉપર તેના પિતાનો પત્ર આવ્યો તેમાં ટુંકામાં જણાવ્યું હતું કેઃ—

"તારી પરિક્ષા થઈ ગઈ હશે, માટે હવે તું અહીં વહેલી આવજે. તારી બા તને જોવા ઘણી અધીરી થઈ રહી છે."

બે દિવસ પછી—

બે આત્માઓ કચડાઈ રહ્યા હતા. કે જે થોડી જ ક્ષણોમાં અનેકનાં હૃદયોનો આનંદ મગ્ન બનાવી દે છે ત્યારે કોઈ વખત એટલા જ સમયમાં રોવડાવે પણ છે.

કુમારી ચંદ્રિકાને આ વખતે એવો તો માનસિક ક્લેશ થઈ રહ્યો હતો, કે એવો ક્લેશ પોતાના માતા-પિતાથી છૂટા પડતી વખતે પણ તેને થયો નહોતો. કૉલેજમાં ચાર વર્ષ સાથે રહી પોતાનું હૃદય હંસા પાછળ તે ગુમાવી બેઠી હતી. તેના ઘરમાં માબાપ ભાઈ—ભાભી, અને તેના બાળબચ્ચાં હતાં; ઘરમાં બધાંજ હતાં; પણ મિત્રની ખામી તો મિત્રથી જ પુરી પડે છે. માતાને પોતાનાં સંતાનપર અનહદ લાગણી અને પ્યાર થાય એ સ્વાભાવિક છે. ભાઈ—બહેનમાં અન્યોન્ય પ્રેમની ભાવના હોય, કારણ, તે એક લોહીના હોય છે. પણ બે અપરિચિત હૃદયોને એક બનાવનાર કોણ છે? ચંદ્રિકા સખીના વિયોગથી રડી રહી હતી—ઝુરી રહી હતી. તેણે હંસાનો આખો રૂમાલ ઉનાં આંસુવડે ભીંજવી નાખ્યો.

નિર્જીવ લોહયંત્ર, જેને ગરમ બાષ્પ સુખ કરે છે તે ચંદ્રિકાના ચક્ષુમાંથી નીકળતા આંસુનું મૂલ્ય શું સમજે? તેણે ભીષણ ગર્જના કરી. સીસોટી મારીને બંનેને છૂટા પાડવાનું [illegible]

ચંદ્રિકાને બાથભીડીને રૂંધાતે સ્વરે બોલી: "બહેન! મને ભૂલી ના જતી હો!"

ચંદ્રિકા સખી વિયોગીની ગમગીનીમાં કાંઈજ પ્રત્યુત્તર આપી શકી નહિ.

: ૩ :

કુમારી ચંદ્રિકાની હંસા સાથેની કૉલેજની આ છેલ્લી મુલાકાત હતી.

એક મહિના બાદ અનિચ્છાએ પણ એ કુમારી મટીને શ્રીમતી થઈ.

નવ પરિણીત દંપતિની પ્રથમ રાત્રી મધુરજની હતી. બગલાની પાંખ જેવી શુભ્ર પલંગ શૈયા પર ફૂલસમી કોમળ, નવવધૂ સ્વરૂપ ચંદ્રિકા બેઠી હતી—તદ્દન શાંત.

તેના જીવનસાથી પધાર્યા. કાંઈક બોલવાની શરૂઆત ખાતર વ્યથિત ભાવે બોલ્યા,

"પ્રિયે ચંદ્રિ ! હૃદયેચ્છા વિરૂદ્ધ તમારે અહીં આવવું પડયું; તેથી મને દુઃખ થાય છે."

ચંદ્રિકા પૂર્વવત્ શાંત-નીચું જોઈ ચુપજ રહી.

"હવે શું થઈ શકે ?" પતિએ આશ્વાસન આપતાં તેની નજીક સ્થાન લીધું.

"કાંઈ નહિ." કહી ચંદ્રિકા ઉભી થઈ અને પતિના ચરણમાં પડી. જીવનસાથીએ તેના સુકોમળ બે હાથ ઝાલી સ્નેહાલિંગન કીધું.

× × ×

થોડા દિવસ પછી ચંદ્રિકાને નામે એક પત્ર આવ્યો. કવર ઉપરના શીરનામામાં લખ્યું હતું...શ્રીમતી ચંદ્રિકાબેન B. A.

C/o શ્રી કૃષ્ણકુમાર મહેતા.

M. A. B. T.

તારો પત્ર મળ્યો : આનંદ થયો. વધુ અભ્યાસ સારૂં પિતાજી મને લંડન મોકલે છે. પંદર-વીસ દિવસ પછી હું જઈશ. તું હંમેશાં કાગળ લખતી રહેજે; તે માટે વધુ લખવાની જરૂરજ નથી. લંડનમાં ત્યાંનો કોર્સ પુરો થતાં સુધી મારે રોકાવાનું થશે. મારૂં ત્યાંનું સરનામું ત્યાંથી લખી જણાવીશ.

તારી તરફના સુખ સમાચાર વખતો વખત જણાવતી રહીશ તો પરદેશમાં રહીને પણ હું આનંદ મેળવીશ.

તારી સખી

હંસા.

સંસારમાં ખરાબ કે સારા દિવસો કાયમ ટકતા નથી. આજે ચડતી તો કાલે પડતી, એમ ચડતી પડતીનો ક્રમ ચાલુજ છે. તેમ આ બન્ને સખીઓના જીવનમાં પણ ચડતી પડતીની ભુવાળ આવી ગઈ.

પાંચ વર્ષ વીત્યા પછી—

ચંદ્રિકા હવે લજ્જાવતી નવોઢા મટી

બાળકની માતા બની છે તેની આંખોમાંની માદકતા માતૃત્વમાં ફેરવાઈ ગઈ છે.

ત્યારે બીજી સખી ?—

મિસ હંસા લંડનમાં બી. એ. (ઓનર્સ) ટી. ડી. થઈ; અને લંડનથી પાછી ફરતાં જ ઇન્સ્પેક્ટર્સ ઓફ ગર્લ્સ હાઈસ્કૂલની જગા રૂા. ૨૫૦ ના પગારની મળી. મિસ હંસાનું માનસ ચંદ્રિકાથી તદ્દન ઉલટું જ હતું. તે જંગલવાસી સ્વૈર વિહારીઓની માફક સ્વતંત્ર બંધન રહીત જીવન જીવવા ઈચ્છતી હતી. વિવાહનાં બંધનમાં પડી, ઘર, પતિ અને બાળકોની જંજાળમાં ગુંથાવાનું તેને ગમતું નહોતું.

× × ×

છ વર્ષની લાંબી મુદતે બે બહેનપણીઓ મળી. હંસા થોડા દિવસની રજા લઇ ચંદ્રિકાને મળવા આવી હતી. બંન્નેની મુલાકાત થતાં ચંદ્રિકાની આંખમાં હર્ષનાં આંસુ ભરાઈ આવ્યાં. હંસાએ જોયું, કે ચંદ્રિકા હવે પહેલાની ચંદ્રિકા રહી ન હોતી. તેણે વાળ જેમ તેમ બાંધ્યા છે, કપડાં ઘડીબંધ અક્કડ નથી, બ્લાઉઝ જુનું છે,–ફાટેલું નથી ત્યાં સુધી ચાલે છે ને !

હંસા પોતાના ઇગ્લંડના અનુભવની વાતો કરવા લાગી.

"હું શેકસપીઅરની કબર જોવા ગઈ હતી."

"ક્યાં ? લંડનમાં ?" ચંદ્રિકાએ પૂછ્યું.

"બધું જ ભૂલી ગઈ!–આટલું જલદી ?"

"સંસારમાં પડયા પછી એવો પુસ્તકી ખ્યાલ કોણ રાખે ? તું જાણે છે ને હું કોલેજની વિદ્યાર્થીની મટી ગૃહિણી થઈ છું. નવું નવું સ્વાદીષ્ટ ભોજન રાંધીને મારા પતિને સંતોષથી જમાડી જાણું છું; હું એમને સત્કારૂ છું, મને વહાલથી તે સંભાળે છે ને મારી વાંછનાઓ પૂરી પાડે છે. દિનરાત બાબાની ઉઠવેઠ કરું છું એમાં મને તો અત્યંત આનંદ આવે છે. હંસાબેન ! તું મારા ગૃહજીવનના ત્રાજવામાં શેકસપીઅરનાં નાટકો અને બીજાં ત્રાજવામાં ગરમાગરમ રૂચીકર પુરણપોળી કે ઠંડા–મીઠા શીખંડ જે હું મારા હાથે બનાવી હોંશથી જમાડું છું તે મુકતાં મને ખાત્રી છે કે શેકસપીઅરવાળું તારું ત્રાજવું હલકું પડી ઉંચું આવશે."

ચંદ્રિકાના આ માર્મિક ઉદ્ગાર વિશે હંસા વિચારમાં પડી ગઈ.

: ૫ :

હંસાની રજા પૂરી થવા આવી એટલે તે હવે જશે એમ ધારી ચંદ્રિકાએ પોતાની બહેનપણી માટે આજે જાત જાતની વાનીઓ બનાવીને જમાડી. હંસાને કબૂલ કરવું પડયું કે ચંદ્રિકા પાકશાસ્ત્રમાં નિપૂણ થઈ ગઈ છે; અને ગૃહસંસારમાં સંપૂર્ણ સુખી છે.

નોકરને ગાડી લેવા મોકલ્યો, કૃષ્ણકુમાર પત્નીની સુશિક્ષિત બહેનપણીને ભેટ આપવા સારુ તેને લાયકની ચીજ લેવા માણેકચોક તરફ ગયો.

હંસાનો સરસામાન પેક થઈ ગયો. બંને સખીઓએ આજ એકજ તરેહનાં એકજ જાતનાં કપડાં પહેરી કોલેજજીવનનું સ્મરણ તાજું કર્યું હતું.

ચંદ્રિકા કાંઈ કામસર પડોશના ઘરમાં ગઈ, દિવાનખાનામાં એકલીજ હંસા રહી. તે દિવાલ ઉપરની છબીઓ જોઈ રહી હતી. એટલામાં તેને પગે સુવાળું સુવાળું કાંઈ જેવું થયું...... કુમળા બાળકના હાથનો સ્પર્શ થયો, ...... તેની દ્રષ્ટિ તો છબીઓ નિરખવામાં ઉંચી જ હતી. જમીન ઉપરથી કર્ણમધુર અવાજ આવ્યો :

"બા!...... ઓ બા! તેલને" બાળકે બે હાથ ઊંચા કર્યા હતા-જાણે બા પોતાને તેડી લે.

હંસાને માટે આ દશ્ય જીવનમાં નવું જ અપૂર્વ હતું: આવું મીઠું સંબોધન તેને ઇએ કદી કર્યું નહોતું આજ પહેલીજવાર—મા! ઓ બા!' ...... તેણે સાંભળ્યું. ને અકલ્પિત ઊર્મિ ઊભરાઈ આવી ને તેણે કદમ બાબાને તેડી ગોદમાં લીધો ને તેને ચીઓથી મુંઝવી દીધો. અજાણ્યા હસ્ત ર્શથી અજ્ઞાત બાળક ગભરાયું ને રોઈ ર્યું. હંસાની આંખમાં બે અશ્રુબિંદુ ગાલ ર સરી પડ્યા, ...... તેને સહસા મનમાં યું કે પોતે આવા બાળકની માતા હોય ા.......!

એજ સમયમાં ચંદ્રિકાએ ઘરમાં પ્રવેશ ર્યો. હંસાની ગોદમાં બાબાને આંખમાં આંસુ ોઈ તે આશ્ચર્યથી બોલી:

"હંસા! તું શું રડી રહી છે!-કેમ?"

હંસા તેનો કશોજ જવાબ આપી શકી નહિ. પણ નીચુ જોઈ ઉઘાડી રીતે એકદમ રોઈ પડી.

"પણ કહેતો ખરી, થયું શું? આમ કેમ? તને થયું શું?" ચંદ્રિકાએ પોતાના બાબાને તેની બાથમાંથી વહાલથી તેડી લેતાં પૂછ્યું.

હંસાએ કૃત્રિમ હાસ્યનો દેખાવ કર્યો ને ટુંકમાં જ કહ્યું:—

"કેમ શું? તારો ગૃહસંસાર જોતાં હર્ષનાં આંસુ આવી ગયા."

"તો બગડી શું ગયું છે? તું પણ ગૃહિણી થવા સરજાયેલી છે!"

"એમ!"

"તું ઇચ્છે તો......"

---

# ગુજરાતનાં નારી

લેખક : શ્રી. ચંદ્રીક

[ ગતાંકથી ચાલુ ]

તેમના જીવનની દૃષ્ટિએ, સાચી કેળવણી પ્રાપ્ત કરે છે એમ કહી શકાય નહિ. તે છતાં એ કેળવણી દ્વારા પ્રાપ્ત થતો માનસિક વિકાસ આવકારદાયક છે. પરન્તુ એ પ્રકારના કન્યા શિક્ષણથી પણ નારીસમૂહનો ઘણો મોટો ભાગ વંચિત્ રહે છે. એ વર્ગને માનસિક વિકાસની કલ્પનાં પણ નથી આવતી, પરિણામ એ આવે છે કે પરાપૂર્વથી ચાલતા આવેલા વહેમ, ભૂત-પ્રેતનો ભય તેમ કુપલીના ડહોળાયેલા વાતાવરણમાં તેમનાં જીવન રગદોળાય છે રૂંધાયેલું. માનસ સારાખોટાનો તટસ્થ ખ્યાલ ધરાવવા શક્તિમાન નથી હોતું એટલે એકબીજાની ઈર્ષાને અગ્રસ્થાન આપી ગૃહજીવન પ્રત્યે તેમ બાળકો પ્રત્યે અક્ષમ્ય ઉદાસીનતા ધારણ કરવામાં આવે છે. સન્તોષ અને શાન્તિને સ્વપ્નવત્ બનાવતા ગૃહજીવનમાં બાળઉછેર પ્રત્યે લક્ષ ક્યાંથી હોય ? એટલે એ વાતાવરણના બધાય ગેરલાભ બાળકોને પણ અનાયાસે મળે ઉપરાન્ત, 'નારી એટલે નિર્બળતાનો અવતાર' એ કાયમી માન્યતાના પ્રભાવે પુરુષના સાથની કાયમી અપેક્ષા સેવાય છે. એટલી હદ સુધી નિર્બળતાનો પગપેસારો થયો છે કે ઊંદર અને હિસ્ટીરીઆ પણ હવે પોતાના ઘરમાંય એકથી બીજા ખંડમાં જતાં ગભરાવનાર નારી વર્ગ આજે અસ્તિત્વ ધરાવે છે. આ નિર્બળતાની અસર શરીર ઉપર થાય એ બનવાજોગ છે. આ વર્ગના નારીસમૂહનાં સન્તાન જન્મથી જ શારીરિક અને માનસિક નિર્બળતાનો વારસો મેળવવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત કરે છે અને ગુજરાતની નારીની નિર્બળતા ટકાવી રાખવામાં સફળ સાથ અર્પે છે !

નારીની અશિક્ષિતતા ગંભીર વિનિપાતના કારણભૂત બને છે. કેળવણીની અભિવૃદ્ધિના પ્રતાપે પુરુષવર્ગ જીવનસહચાર કેળવણીયુક્ત હોય એ ભાવના સેવે છે. પરન્તુ કન્યાશિક્ષણની અછતના કારણે તેમ બનવું અસમ્ભવિત જણાતાં છેવટે પત્ની થોડી પણ રસિકતા દર્શાવી મનરંજનમાં સાધનભૂત બને એ ભાવના પુરુષવર્ગ ધરાવે છે. કેળવણીના ખ્યાલ વિનાની નારી માનસિક વિકાસના અભાવે સ્વામીના મનરંજનની કલ્પનાય નથી ધરાવતી. એટલે રસહીન જીવનબોજ ઢસડતી પત્નીથી શિક્ષિત પતિની જીવનરસ તૃષા અણછીપી રહે છે. પરિણામે એક પત્નીના જીવનકાળમાં અન્ય નારી સાથે થતાં સ્નેહલગ્નો વૃદ્ધિ પામે છે અને નારીજીવનની હિતવૃદ્ધિના હીમાયતીને મુઝવતો 'ત્યક્તા'નો પ્રશ્ન ભીષણ સ્વરૂપ ધારણ કરે છે.

જેની સાથે જીવન ગાળવાનો પોતાનો અધિકાર છે એ પુરુષ બીજી સ્ત્રીના પ્રેમમાં મસ્ત બની તેની સાથે લગ્નબન્ધનથી સંકળાય એટલે પ્રથમ નારી માનસિક મુઝવણના મહાદધિમાં ધકેલાય છે. જુજ સંખ્યા, પુરુષના આખાય વર્ગ ઉપરની ઈર્ષાથી, વેશ્યાજીવનનો સ્વીકાર કરી અન્ય પુરુષવર્ગ સાથે પોતાના જીવનનો પણ વિનિપાત નોતરે છે. પણ મોટો ભાગ, પતિએ ત્યજ્યા પછી, કરૂણતમ હાડમારી વેઠે છે. આવી રીતની નારી યુવાન અને સૌન્દર્યવન્તી હોય તો તેને ડગલે ને પગલે અસંખ્ય હુમલાઓનો ભય રહે છે અને યોગ્ય આશ્રયસ્થાન ન હોય તો તેવી નારી વ્યભિચારના પન્થે દોરાઈ શારીરિક સ્વાસ્થ્યની આહુતિ અર્પે છે. તે સિવાયનો નારીસમૂહ જીવનની પૂર્ણાહુતિ પર્યન્ત દયાજનક પરિસ્થિતિ ભોગવે છે. આ વર્ગ શારીરસ્વાસ્થ્યની દૃષ્ટિએ સર્વોત્કૃષ્ટ હોય એ આશા અસ્થાને નથી ?

નારીની અશિક્ષિતતા એક બીજી પણ વિપરીતતા નીપજાવે છે. અશિક્ષિત પત્નીથી કંટાળેલો પુરુષ અન્ય સ્ત્રીના સહવાસમાં શાન્તિની શોધમાં મંથન આદરે છે. પુરુષ ભ્રમરને સંડોવવાને ટેવાયેલી નારી કૃત્રિમ હાવભાવથી પુરુષને ફસાવે છે. એ રીતે અન્યના પાશમાં સપડાયેલા પુરુષને નિહાળી પતિવ્રતા નારી માનસિક દુઃખ અનુભવે છે નિર્બળતાની એ ભૂતપૂર્વ પ્રતિકૃતિ નારી એ દુઃખને અન્યની પાસે ઠાલવી શકતી નથી. અને બીજાને કહેવાથી વળે પણ શું ? મનમાં ને મનમાં દુભાતી નારી એ માનસિક મન્ત્રણાની શરીર પર થતી અસર નિહાળવા છતાં તે પ્રત્યે ઉપેક્ષા દાખવે છે અને શારીરિક અસ્વસ્થતાને આમન્ત્રણ અપાય છે. તે ઉપરાન્ત, અન્ય સાથે શરીર સમ્બન્ધ ધરાવતી નથી સર્વ રોગતત્ત્વોના સંગ્રહસ્થાન રૂપ બને છે એટલે અન્ય નારીના શારીરિક સંસર્ગપ્રભાવે પુરુષ તે રોગનાં તત્ત્વો લાવે છે અને તેજ પુરુષ-નીજ પત્નીને પણ એ તત્ત્વોની બક્ષીસ આપે છે. આમ રોગનાં તત્ત્વોનો પ્રચાર થવાના પરિણામે પણ શારીરિક અનારોગ્યના ભીષણ સ્વરૂપ ધારણ કરે છે.

અવિભક્ત કુટુમ્બની પ્રથા ગુજરાતમાં હજુ પણ છે. એ પ્રથાથી અનેક ફાયદા થાય છે એ વાતને સ્વીકારીએ તો પણ એ પ્રથાના પરિણામે નીપજતો ગૃહકલેશ કે કુટુમ્બકલેશ જરાય ઈચ્છવા યોગ્ય નથી. પિતાના ગૃહે લાડકોડમાં ઉછરેલી બાળા કેટલાંય આનન્દ સ્વપ્નોથી ભર્યાપૂર્યા અન્તઃકરણ સાથે સાસરીમાં પનોતાં પગલાં પાડે છે. નવાસવા યૌવનનાં સોણલાંથી તેનું હૈયું ભરચક હોય છે. સંસાર એટલે માત્ર સુખ અને એ સુખની પ્રાપ્તિ અર્થે પ્રભુતામાં પગલાં ભરવાની આવશ્યકતા વિના અન્યથી કંઈ જ નથી એ ભાવના સાથે યૌવનના પગથારે પગ મુકતી નવવધુ શ્વસુરગૃહે પ્રવેશતાંજ પ્રથમ તો આહ્લાદપૂર્ણ આવકાર લાભે છે. પણ એ આહ્લાદ ક્ષણિક નીવડે છે 'પુત્રી'માંથી 'વધુ' બનતાં જ તેનામાં સંસારની તમામ વ્યવહારીક સમજણ હોવી જોઈએ એ માન્યતા સાથે તેને સત્કારવા સાસુ તૈયાર હોય છે. કુટુમ્બનો બોજો ઊપાડવામાં અનેક સારાનરસા અનુભવોથી ઘડાઈ ચૂકેલી સાસુ પોતાના પ્રતાપનો પરચો પાડવા કટિબદ્ધ બને છે અને નવવધૂની નાની ભૂલોને પણ ગંભીર સ્વરૂપ આપવામાં પીછેહઠ નથી કરતી. નવનવાં સોણલાંથી સંસાર રંગનાં ગીતો ઝીલવવાની વૃત્તિવાળી નવવધૂ યૌવન કાળના આરમ્ભમાં જ આઘાત પરમારાથી મ્હાત બને છે. પ્રકૃતિજન્ય નવીનતા-પ્રતાપે નીપજતો આનન્દ અદ્રશ્ય થાય છે. જોબનના જોમમાં મદમાતી થઈ વિચરવાને બદલે સાસુની વાણીથી અકાળ ચિન્તાગઢ વહોરી ડગલે ને પગલે સન્તાપથી સળગે છે. છતાંય આર્યનારીની સમજશક્તિના પ્રતાપે બાહ્ય દ્રષ્ટિએ મૃદુતા ધારણ કરી આનન્દમગ્ન દેખાવથી પતિની શય્યાભાગિની બનવામાં તેની મહત્તા ગૌરવપૂર્ણ બને છે. આ અસહ્ય પરિસ્થિતિના કારણે જીવનની શરૂઆતમાં જ શારીરિક અસ્વસ્થતાનાં બીજ રોપાય છે અને તેનાજ પરિણામે લાગણીવશ નારી કેટલીક વખત આપઘાતના પન્થે વિચરે છે.

કુટુમ્બકલેશ ટકાવી રાખવામાં કન્યાવિક્રયની પ્રથા તેમ જ્ઞાતિ અને પેટાજ્ઞાતિઓના બન્ધારણ પ્રતાપે ગોળ બહાર કન્યા આપવાની મનાઈ પણ કારણભૂત બને છે.

કન્યાવિક્રયના કારણે કેટલીય વખત વરપક્ષને મોટી રકમના ખાડામાં ઊતરવું પડે છે. બેકારીના આ જમાનામાં તે રકમને માટે કાં તો જીવન-ભર દેવાના દાસ બની કાયમનું અપમાન અગર તો અસહ્ય આર્થિક પાયમાલી નોતરાય છે.

ક્રમશઃ

# અનસુયાએ રસોડું કેમ સુધાર્યું

લેખક : શ્રી. ડુંગરશી ધરમશી સંપટ.

[ ગતાંકથી ચાલુ ]

બંગલાના રસોડામાં ભારે અવ્યવસ્થા અનસુયાએ જોઈ આ સુધારવા માટે એણે નિશ્ચય કર્યો. પરંતુ સાસુમાના કારભારમાં તે વચ્ચે આવી શકતી નહોતી. અનસુયાના હાથમાં કારભાર આવ્યો પરંતુ જુના સંસ્કારો અને વલણો તરત બદલાતા નથી. એકદમ સુધારો કરવા જાય તો ઉલ્ટુ નુકશાન થાય. રસોડાનો શેઠ હતો. શવો મહારાજ. ત્રીશ વરસો થયાં રસોડાનો રાજા હતો. એ રસોડાની જુની રીતીઓ અને ગંદાઈઓનો ગુલામ હતો. પ્રથમ તો એ ડોસીનો માનીતો હતો અનસુયાને તે પ્રગનરાના હિસાબમાં શરૂઆતમાં ગણતો હતો. ડોસીમાનું એને ભારે ઉપરાણું હતું. અનસુયાના હાથમાં કારભાર આવ્યો છતાં શવો મહારાજ વૃદ્ધાના પક્ષપાતને થોડેઘણે હિસ્સે સાચવી શક્યો હતો. આથી અનસુયાનું રસોડાના સુધારાનું કામ ગોકળ ગાયની પેઠે ધીમું ધીમું ચાલવા માંડ્યું. શવો મહારાજ પણ સમય જોઈ જરા જરા નરમ થયો હતો.

શવો મહારાજ આ ઘરનો જુનો રસોઈયો હતો. બ્રાહ્મણ સાધારણ ગુજરાતી ભણેલો હતો પરંતુ મીઠી જબાન અને અનુકુળ રહેવાના સ્વભાવથી એના ઉપર સૌના ચારે હાથ હતા. એને સ્વાદિષ્ટ રસોઈ બનાવતાં આવડતી હતી. રસોઈમાં એ સ્વાદ માટે આંબલી પધરાવતો હતો. મરી મસાલાપણ ખૂબ નાંખતો હતો. મરચાંના સૌ જમનારાઓને સ્વાદીઆં બનાવી દીધાં હતાં. તેલ પણ ભારોભાર નાંખતો હતો એની રસોઈ ચાખું જમનારાઓને જીભે જડાઈ જતી હતી, રોટલી પણ જરા કાચી રાખી દેવતા ઉપર દડો બનાવીને એકપણ કાળા ડાઘા વગરની આપતો હતો. ઘઉંના લોટ ને ઝીણાં હરવાળાથી ચળાવીને માત્ર બારીક આટો રહે એટલે એની સફેદ રોટલી બનાવતો હતો. થુલું બધું કાઢીને ફેંકી દેવાનું હતું. તેલ મરી, મસાલા, મરચું, આંબલી વિશેષ પ્રમાણમાં વપરાતાં હતાં. ચોખાં પણ ખૂબ મસીન પોલીસ કરાવી સફેદ દૂધ જેવાં ચળકતાં વાપરતો હતો. દાળપણ છોતરાં વગરની ખૂબ સાફ કરાવીને વાપરતો હતો.

ભાજી, મેથી, જેવાં નિર્દોષ શાક તો આ ઘરમાં વપરાતાં જ નહિ રમણલાલ શાકના સ્વાદીલા હતા એટલે બે ત્રણ જાતના શાકો જરૂર થતાં. ભજીયાં અને મિષ્ટાન વૈષ્ણવના ઘરમાં ઠાકુરજીને જરૂર જોઈતાં હતાં આમ દરેક રીતે ઘરમાં ખાવાપીવા અને સ્વાદની લ્હેર હતી પરંતુ કોઈ પણ રસોઈ આરોગ્યની દષ્ટિએ તૈયાર થતી નહોતી. વસ્તુઓ સ્વાદ પ્રાધાન્ય તૈયાર થાતી હતી. ફળફુલો બહુ થોડાં મગાવાના હતાં મિષ્ટાન ઉપર સૌને અધિક પ્રેમ હતો. દરરોજ ઠાકોરજી માટે મિષ્ટાન તો હોયજ પછી ભક્તોને પણ જરૂર મળેજ ખારી, ખાટી, તીખી વસ્તુઓ પણ પુષ્કળ જાતની તૈયાર થાતી હતી શવો મહારાજ હવેલી સંપ્રદાયના ઉત્સવોને પોતાના સહકારમાં લાવતો હતો. આજે ફલાણા મહારાજશ્રીનો જન્મદિવસ છે. આજે ફલાણો ઉત્સવ છે એમ ડોસીમાને સમજાવી પ્રસન્ન રાખી અનેક પ્રકારના મિષ્ટાનો અને પકવાનો બનાવી ડોસીમાની ભક્તિ ધરનારાઓના સ્વાદને ઉત્તેજીત રાખતો હતો.

નોકરો પણ એનાથી સંતુષ્ટ રહેતાં હતાં. એક તો જુનો, બીજો અનુભવી, વળી વડીલ માતાના એના ઉપર ચારે હાથ હતા. આથી એનો અધિકાર અને પગાર સૌ નોકરોમાં

મોટાં ગણાતાં હતાં. ઘરમાં પંક્તિભેદ નહોતો. ઉમ દરેક વસ્તુની વિપુલતા હતી. રસોઈઓ મહારાજ પણ નોકરોને ખવડાવવામાં હાથ છૂટો રાખતો હતો, બદલામાં ચાડી ચૂગલી ન ખાવી, આગળ પાછળ વાતો ન કરવી અને રસોઈયાની આજ્ઞા માનવી આ ત્રણ અણલખ્યા કાયદાઓ સૌ નોકરોને ફરજિયાત પાળવા પડતાં હતાં. જો કોઇ નોકરે સામે માથું ઊંચકવાની હિંમત કરે તેના ઉપર યુક્તિથી કોઈ તહોમત મૂકવાનું કારસ્થાન રસોઈઆની બુદ્ધિમાં તૈયાર થતું. પોતે દૂર રહીને એ કારસ્થાન બીજા નોકરો મારફતે અમલમાં મૂકાવી બળવાખોર નોકરને પાણીચું અપાવતો હતો. ઘરમાં ખરેખરું એનું સામ્રાજ્ય હતું. ડોસીમાનો વિશ્વાસપાત્ર હોવાથી સર્વે વિષયોમાં એનું ચલણ હતું.

જુનો સનાતની બ્રાહ્મણ ગુજરાતી ત્રણ ચોપડી શીખ્યો હતો. પોતાની ચોપડીમાં થોડા ઘણાં હિસાબના આંકડાઓ લખવા સિવાય એને બીજું કાંઈ આવડતું નહોતું ક્યારે નાહીને અને શિયાળામાં વગર નહાયે કપાળ ઉપર તિલક લગાવી એ પોતાની બહારની પવિત્રતા દેખાડતો હતો એને ગાયત્રી કે બીજો સંસ્કૃતનો શ્લોક આવડતો નહોતો. છતાં સમય આવ્યે પોતાનું બ્રાહ્મણપણું બતાવીને સારી દક્ષિણા મેળવવાનું ચૂકતો નહિ. જનોઈનો ઉપયોગ કૂંચી બાંધવા થતો હતો. સવારની સંધ્યા તો ત્રણ પેઢીમાં કોઇએ કરી નહોતી. ડોસીમાની પ્રસન્નતા મેળવવા એણે હવેલીના મહારાજની કંઠી બાંધી હતી. હવેલીમાં ઉત્સવો માટે સીધાં સામાન પહોંચાડવાની વરદી ડોસીમા એને જ હંમેશાં આપતાં હતાં હવેલીના મુખ્યા ભીતરીઆ અને બીજા હવેલીના નોકરો સાથે મળીને એમાં એનું કમીશન પાકતું હતું.

બ્રાહ્મણ મહારાજ ગંદોપણ ભારે હતો. રસોઈ ઘરમાં તો એણે કે નોકરોએ જરાપણ સ્વચ્છતા જેવું રાખ્યું જ નહોતું. મોટા લોઢાના ચૂલાઓમાં બાવળનાં લાકડાં પુષ્કળ બાળવામાં આવતાં હતાં. તેનો ધૂમાડો કાઢવા ઉપર ભુંગળું કે આકાશ બારી ન હોતાં. આથી રસોડાની છત ઉપર કાળા ધુમાડાના મસનો દોઢ દોઢ ઇંચ જાડો પડ બાઝેલો હતો. આસપાસની ભીંતો ઉપર દર વરસે ચૂનો લગાડવા છતાં શ્યામ વર્ણ ચાલુ જ હતો, દર વરસે ભીસ્રી ચૂનો લગાડવા આવતો ત્યારે કરોળીઆના સેંકડો જાળાઓ ભીંતના ખૂણેથી નીકળતાં હતાં. રસોડાની ખાળમાં વંદાઓની દોડાદોડી ચાલુ દેખાતી હતી. રસોડાની ખાળ વારંવાર કચરો પડવાથી બંધ થઈ જતી ત્યારે તેમાંથી ન ખમાય તેવી બદબો નીકળતી હતી. પરંતુ મહારાજે છીંકણી સુંઘી સુંઘીને ખાળની સુગંધ દુર્ગંધી લેવાની શક્તિને દબાવી નાંખી હતી. ખાળ પાસે સંભાળથી જવાનું હતું. પગ લપસી જતાં વાર લાગતી નહિ. ચીકાશ ત્યાં ચોંટી હતી. નોકરો ક્યારેક થોડું ઘસી ખાળ સાફ કરતા પરંતુ મહારાજે દરેક વસ્તુ ખાળ ઉપર ઢોળી પાછી એને ચીકણી કરી મુકતો હતો.

રવા મહારાજને દર વરસે બે પંચીઆ અને બે જોટાં ધોતિયાંના સંક્રાંત શ્રાદ્ધ વિગેરે સમયે મળતાં હતાં પરંતુ રસોઈયા મહારાજના શરીરમાંથી પરસેવો નીકળતો તેને પંચીઆના છેડાથી લોહી નાંખતા હતાં. ક્યારેક કપાળમાંથી પરસેવાના બિંદુઓ ગુંદાના લોટમાં પડી એને નરમ બનાવતાં હતાં. લોટ ગુંદતા ગુંદતાં મહારાજ નાકમાંથી લીંટ કાઢી રસોડાના ખૂણે ફેંકતાં હતા. પાછા હાથ ધોઈ લોટ ગુંદે તો એનું બ્રાહ્મણપણું લાજે. આ સિવાય તેઓને તમાકુ, પાન, ચૂનો મેળવી ખાવાની ટેવ હતી. ચૂલાના એક ખૂણે નવરી જગ્યામાં એમની પીચકારીની હારમાળા છૂટતી હતી. આ જગ્યા ને રંગ દેવાની જરૂર પડતી

નહિ. શવા મહારાજની એના ઉપર પૂર્ણ મહેરબાની હતી. દાળ, ભાત, કઢી શવો મહારાજ આંબલી તેલ અને મસાલાના યોગથી ભારે સ્વાદિષ્ટ બનાવતાં હતાં. પરંતુ એમાં સૌ મોઢું મરી મસાલો પ્રમાણસર પડ્યો છે કે કેમ તેની કસોટી પોતાની જીભ દ્વારા કરતા હતા. ઠાકોરજીને આ એઠું જમાડવાનું એમનું બિરૂદ ઘણું જુનું હતું.

શવા મહારાજ શાક જાતે લાવતા હતા. બંગલો દૂર હોવાથી વહેલા ઉઠી ગામમાં જઈ શાક લઈ આવતા હતા. એમાંથી એઓ માત્ર દર માસે દશેક રૂપિયાની કસ્તુરી મેળવતા હતા વધારે લોભ રાખતા નહિ, પરંતુ અનાજ, લાકડાં, કોલસા, મરી મસાલો લાવવામાં એમને વધારે ફાયદો રહેતો ત્રીસ રૂપિયા માસીક એમનો પગાર હતો. ત્રીસ પાંત્રીસ રૂપિયા બીજા કસ્તુરી વગેરેમાંથી મેળવી લેતા હતા. પોતાને કપડાંનું ખર્ચ હતું નહિ વારે તહેવારે ડોસીમાની મહેરબાનીથી રસોઈયાને મળી જતી હતી. દિકરો પરણ્યો ત્યારે શેઠ પાસેથી વૃધ્ધાએ એકશો રૂપિયા અપાવ્યા હતા. દિકરી પરણી ત્યારે પચાસ રૂપિયા મળ્યા હતા. આમ દરેક વખતે મહારાજ ઉપર નવાજેશ થતી. મહારાજ કોઈ સારો પ્રસંગ આવ્યે "મા બાપ" તમે છો તમે નહિ આપો તો કોણ આપશે? એમ કરગરીને નાની નાની રકમો પડાવતા હતા.

શવો મહારાજ આટલી પેદાશ છતાં કંઈ ભેગું કરી શકયા નહોતાં એમને મારવાડી બજારમાં કયારે કયારે આંટો મારવાનો નાદ હતો. નાના નાના દલાલો એવા શિકારો શોધતા જ હોય. પ્રથમ નફો થોડો ઘણો અપાવે. પછી ખૂબ લાલચ આપી નુકશાનીમાં ઉતારવાની જગજૂની બાજી આ દલાલો ખેલતા હતા. શવો મહારાજ લાલચુ હતા. એમને તરત પૈસાદાર થવાની ઈચ્છા થતી. આ ઈચ્છા મારવાડી બજારના નાના દલાલો મારફતે પૂરી કરવા ઈચ્છતા. પરંતુ તેમના અવળે માર્ગે મેળવેલા પૈસાની આહુતિ અપાતી હતી. આ મહિને નહિ કમાઈએ તો આવતે મહિને કમાશું, એવી મધની લાળ એમને શેર બજારના ચાલુ ગ્રાહક બનાવતી હતી. આથી શવા મહારાજને દારિદ્ર કયારે પણ છોડતું નહોતું.   ક્રમશઃ

# લગ્ન

લેખક : શ્રી. પ્રવીણ શં. પ્રતાપ

**આવતી** કાલે મારુ લગ્ન!... લગ્ન! એટલે શું? આવતી કાલે લગ્ન, અને આજે લગ્ન એટલે શું ! એ વાતપર વિચાર કરતી જોઈ ને ઘણાને હસવું આવશે; કોઈ મુર્ખતા પણ ગણશે!! મારી જગ્યાએ કોઈ બ્હેનપણી આ મુજબ વર્તત, તો તેને હું પણ મુર્ખતા જ ગણત! લગ્નનો અને આપણો સંબંધ જ્યાંસુધી નથી આવ્યો ત્યાં સુધી એના ઉપર લાંબી વાતો કરવામાં કોઈ જાતની અડચણ નથી પણ એજ ઘટના જ્યારે પોતા પર આવી પડે છે ત્યારે જરૂર વિચાર આવશે 'લગ્ન એટલે શું!' એ સવાલનો જવાબ મેળવી શકાતો નથી.

આજ મારુ હૃદય આ એકજ વિચારથી ગુંજી ઉઠતું હતું. ઘડીએ ઘડીએ એનોજ વિચાર આવતો જવાબ મેળવવા મથતી પણ નિષ્ફળતાજ મળતી. છેક છેલ્લે મે મારી ' ટિપણ-બુક ' કાઢી, અને એમાંથી મોટા મોટા લેખકોનાં લગ્નપરના વિચારો શોધી કાઢવા માડયાં. મનમાં આનંદ ઉભરાવા લાગ્યો અને મને ખાત્રી થઈ કે આ મારા ટિપણમાંથી મારા સવાલનો જવાબ જરૂર મળશે. Bernard Shaw, Oscar wild, Hugo, franlc Kuprin, Maric corolly, Jane Austan અગર રમણલાલ દેસાઈ, આચાર્ય. ધૂમકેતુ. મુન્શી, વિગેરેની ચોપડીમાંના વિચારો જરૂર મને લગ્ન એટલે શું તે કહેશે! મે પાના ફેરવવા માંડયા. અને ફરી એકવાર નિરાશાનો અનુભવ કર્યો દરેક લેખક જુદા જુદા પ્રસંગમાં લગ્નની જુદી જુદી વ્યાખ્યા કરે છે, કોઈ કહે છે, 'આજનું લગ્ન એક સટ્ટો. સિતારા સારા હોય ત્યાં સુધી સુખી, નહી તો ... આખા જીવનમાં અમાસને લજાવે એવો અંધકાર!' તો કોઈ કહે છે કે ' લગ્નમાં, પુરૂષ અને સ્ત્રીને મેળવવા કરતા ગુમાવવાનુંજ વધારે છે. પુરૂષને ગુમાવવી પડે છે સ્વતંત્રતા અને નિર્ભયતા, ત્યારે સ્ત્રીને પોતાનું 'સ્વત્વ', લગ્નમાં મેળવવાનુ એકજ છે કચ્ચા-બચ્ચાનો વધતો આંકડો !!" તો કોઈ એમ પણ કહે છે કે 'પુરુષ અને સ્ત્રીના અપૂર્ણ જીવનને પુર્ણતા લાવનાર એકનુ-એકજ સાધન છે તે લગ્ન!!' તો પછી આ બધી વાતોમાંથી મારે શું સમજવું!

જે દિવસે મારા લગ્ન નકકી થયા તે દિવસે મારૂં મન કૃતસાર્થક થયેલા જેવું લાગ્યું. હું એક મોટી પરિક્ષામાંથી પસાર થઇ. મેં નિરાતનો શ્વાસ છોડયો. રાતના પથારીમાં પડયા પડયા ભાવી સુખી સંસારના સ્વપ્નાં સેવતી કયાંસુધી પડી રહી. એ સત્યસ્વપ્ન, સૃષ્ટીમાં કયારે આવશે તેની અધિરતાથી રાહ જોતી હતી આજે? વિચારમાંને વિચારમાં ઘડિયાળમાં નવના ટકોરા થોડી વાર પહેલાજ વાગીં ગયા હતા મારી સાહેલીયો-બ્હેનપણીઓ ઝગઝગીંટ પોશાકમાં સજ્જ થઈ આમ તેમ ફરતી ને મને ખિજવતી. સગાવહાલાનો આવરોજાવરો વધ્યો. ગરબડાટ થવા લાગ્યો. આવતી કાલના જમણની તૈયારીઓ પૂર ઝપાટાથી થવા લાગી. બા અને બાપાજીની આનંદની સીમા નહોતી. માંડવો બંધાઈ ગયો હતો. ઈલેકટ્રીકની બત્તીઓ જગમગાટ કરતી હતી ઇલેકટ્રીકના બલ્બમાં ગોઠવેલ ' સુસ્વાગતમ 'નું પાટીયું ટીંગાડવામાં આવ્યું હતું. છોકરાંઓ માંડવામાં ધૂમ મચાવી રહ્યા હતા અને મારૂ મન? મારા વિચાર? મન ભુતકાળમાં રમતુ હતુ અને વિચારો ભવિષ્ય કાળમાં ફરતાં હતાં!! 'લગ્ન એટલે

આ માણસો આવતી કાલે દેખાવાના ન હતા. આવતી કાલની દુનિયામાંના બધાને ગણુ તો બધાજ પારકા અને ઘરના ગણુ તો બધાજ મારા !! સાસુ સસરાને મા બાપની જગ્યાએ માનવાનુ હતુ. દિયેર નણંદોને ભાઈ બ્હેનની માફક રાખવાના હતા. 'એમનુ' ઘર 'મારુ' સમજવાનુ હતુ, અને સૌથી મહત્વની વાત તો એ કે મારુ સ્વત્વ ભુલી જઈ; મારા શરિરપર, મનપર, આચારપર, વિચારપર, આ નિનાના દરેકે દરેક વસ્તુ પરનો અધિકાર છોડી દઈ, એ બિજાના હાથમાં સોંપવાનો હતો ! કેટલો મોટો ફરક, કેટલી મોટી ક્રાંતી ! આ વાયરો ન હતો; તોફાન ન હતુ પણ ઝંઝાવાત હતો ! સ્ત્રીના જીવનમાં આનાથી કયો મોટો ઝંઝાવાત આવવાનો હતો ! શું હું આ ઝંઝાવાત સામે ટકી શકીશ ?

સવાર થઈ. બેન્ડ વાગતું હતું: આખી શેરીમાં ડંકો વગાડીને કહેતું હતું કે આજે નિનાના લગન છે. રાતના થોડાક કલાકો માટે જે વિચારોની માલીકા તુટી પડી હતી તે ફરી જાગી. બે હૃદયો અધિરતાની રાહ જોતા હતા, તે દિવસ આવી પહોંચ્યો !

'એ' કેવા હશે ? 'એમને' મારો સ્વભાવ ગમશે ? મારા જેવા બોલકણા હશે કે તદ્દન મુંગા હશે ? અને આ સાદી રહેણીકરણી એમને ગમશે, કે 'એ' ફેશનના શોખીન હશે ? 'એમના' મતો-વિચારો મારે પણ ઉપાડવા પડશે ? 'એ' ડૉક્ટર છે. હું તો બિ. એ, છું, અને મને તો અજબ શોખ છે ! એ વાંગમયના શોખ પાછળ થોડા પૈસા ખર્ચુ તો 'અપવ્યય' થાય છે એમ તો 'એ' નહી કહે ? શું કહેવાય ? માણસનું મન બહુજ ખરાબ છે, સારી બાજુનો વિચારજ કરવા તૈયાર થતુ નથી, કાળી બાજુનોજ પહેલા વિચાર કરે છે ! જેમ જેમ હું 'એમના ઉપર વિચાર કરતી હતી. તેમ તેમ મારુ મન મને એમ જ કહેતુ કે 'એ' બોલકણા નહીજ હોય, મને 'એમને' સાહિત્ય નહિ ગમતુ હોય 'એ' ફેશનના જરુર ભોક્તા હશે ! આવું જો ખરેખરજ હોય તો...તો મારા પર એમનાં મરજી મુજબ વર્તવાની જબરજસ્તી તો નહી થાય ?...જો એ પણ થાય તો...તો શું એ હું સાખી શકીશ ?—અશક્ય—અશક્ય !

મારા વિચારો હજુ પણ સ્વામીની આજુબાજુજ ફરતા હતા, અને એમના હૃદયની તલાસ કરવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. જો મારા પતી સારા તો મારુ આખું જીવન સુખી અને જો મારા સ્વભાવની વિરુદ્ધ નિકળે તો... આખા મારા જીવનની ધગધગતી ચિત્તા ! શું હશે મારા ભાવીમાં ? સુખ કે દુઃખ ? અને કદાચ હું સુખી થાઉં પણ મારાથી 'એ' સુખી થશે ? 'એમની' જે પોતાના પત્ની માંટેની અપેક્ષા હશે, તે હું પુરી પાડી શકીશ ? એમના [illegible]

અને જો એમના આદર્શ મુજબ નહીં હોઉં તો 'એ' દુઃખી નહીં થાય? અને જો 'એ' દુઃખી, તો હું ક્યાંથી સુખી? કદાચ એમની અનેક મનિર્ષાઓ પુરી કરી શકીશ, પણ સાસુ સસરાની? ન્હાના ન્હાના દિયેરો, નણંદોની ઈચ્છાઓ પુરી કરી શકીશ? એ દરેકની મારા માટે કાંઈક તો અપેક્ષા હશેજ ને! સાસુજીને જરુર લાગતું હશે કે મારી વહુ મારી સાથે 'આમ આમ' રહેશે, દિયેર નણંદોને પણ એમજ લાગતું હશે કે આપણી ભાભી ભણેલી છે એટલે આપણી સાથે 'આમ આમ' વર્તશે!! પણ એ 'આમ આમ' મારે ક્યાંથી સમજવું? અને જો એ સમજાય નહીં તો કેમ વર્તવું? ખરેખર લગ્ન એ કાંઈ સહેલી વસ્તુ નથી, લગ્ન એ છે, એક મહાન સમસ્યા! જેમ જેમ એનો વિચાર કરો તેમ તેમ એનું ભયાનક સ્વરુપ વધારેને વધારે ઉગ્ર બનતું જાય છે, ને લગ્નની બિક લાગવા માંડે છે. જો સિંધુ પાર પડે તો તો કાંઈ સમજાય નહીં પણ જો વાંકુ થઇ જાય તો? આખી જિંદગી દુઃખ, તકરારો, કલેશમાં વ્યથીત કરવી પડે! શું આ સ્ત્રીનું જીવન?

બપોરના ચાર વાગ્યા અને ગરબડાટ વધ્યો. લોકોની આવજા વધી. કાન ફાટી જાય એટલા જોરથી બેન્ડ વાગતું હતું. અને વિચારો એથીએ વધારે જોરથી મારા માથામાં ડંકા વગાડી રહ્યું હતું. મારૂં મન મનેજ શિખામણ આપવા લાગ્યું કે "જો નિના, હવે તું કાંઈ છોકરી રહેવાની નથી, 'કુંવારી' રહેવાની નથી, થોડીજ વારમાં તું કોઈની પત્ની હોઈશ! અહિંયા જેમ હસતીથી કુદતીતી, દોડધામ કરતી હતી તેમ ત્યાં કરીશ નહીં. મોઢેથી હસીશ નહીં, અને દોડધામ કરતી નહીં,-હા નહીં તો ગામના લોકો તને વઠેલ કહેશે, એને એ તારા ઘરના માણસોથી સાંખી શું બલ્કે બિજા બધાનું પણ કામ તારેજ કરવાનું છે. તું ઘરની રાણી પણ છે અને ગુલામ પણ છે. અહિંયા તો તૂં બાની લાડીલી છોકરી હતી, પણ ત્યાં તો સાસુની વહુ હોઈશ, પતીની પત્ની હોઇશ, અને દિયરોની ભાભી હોઈશ!!! ઓ ગાંડી નીના, સંભાળજે, જો નિકટમાં રહિશ તો તારા જેવું સુખી કોઈ નહીં હોય, પણ જો કાંઈક ભુલ કરી તો...તો દિવાસળી પેટ્રોલની ટાંકીપર નાખ્યાથી જે પરિણામ આવે છે તેવુંજ તારા સંસારનું પરિણામ આવશે! સમજીને! સંભાળજે! એક કે બે એવી કેટલીક વાતો મારા મનેજ સિખવતું હતું, અને એવામાં બાની નિચેથી હાંક આવી "ઓ નિના, ઝટ કપડા પેર!"

મંડપ ભરાયો હતો. અત્તર અને ગુલાબ વહેંચાતા હતા. બેન્ડ વધારે કર્કશ અવાજથી વાગવા માંડ્યું હતું! ગોરમહારાજ કાંઈક બબડતા હતા! મારા કાન, આંખ અને જીભ પોતાના કાર્ય ભુલી ગયા હતા. સંભળાતું ન હતું, દેખાતું ન હતું, અને બોલાતું ન હતું! બધા અંતઃર્મુખ થયા હતા! હું જોતી હતી–મારું મન, હું સાંભળતી હતી. મારા વિચારો, હું દેખતી હતી–મારુ હૃદય! એવામાં જ બ્રાહ્મણે એક સ્વરે ઉચ્ચારેલું 'સા ડડ નધાર્ન!' બધા બ્રાહ્મણો વધારે જોરથી પુકારી ઉઠ્યા. 'ભોળી નિના, સાડડડવધાન!" ગોર મહારાજ કાંઇક કહેતા અને હું યંત્રવત બધુ કરતી. હું શું કરતી હતી તે મને મારુ જ સમજાતું ન હતું! મન ભુતકાળમાં રમતું હતું, વિચારો ભવિષ્યકાળમાં ફરતા હતા, અને આ નિનાનો દેહ વર્તમાનકાળમાં પડ્યો હતો!

અંતરપટ ઉંચો થયો અને મારા હાથમાની માળા 'બિજાના' ગળામાં સરકી પડી, બિજે ફુલનો હાર મારા ગળામાં આવી પડ્યો. આખા-શરીરને કાંઈક થતું હતું. સમજાતું ન

જેવું કાંઈક ચાલી ગયું. રોમાંચ ઉભા રહ્યા ! 'કુ' મટી 'સૌ' બની ! 'કુ. નિના દેસાઈ' મટી 'સૌ. નિના ચોકસી' બની. હવે છોકરી ન હતી—પત્ની હતી ! આંખ ઉંચી કરીને જોવાની ઈચ્છા થતી, પણ પાંપણુ ઉપડતી ન હતી, મારા હાથમનો હાથ હજાવેથી દબાવવાની ઈચ્છા હતી; પણ હાથમાંની શક્તીજ ચાલી ગઈ હતી, કોણ જાણે શાથી પણ એવી કાંઈ જડતાજ આવી ગઈ હતી.

ગોરનો ફરી એકવાર બડબડાટ શરૂ થયો અને મારા કામ વગરના મનને ફરી એકવાર વિચાર કરવા અવસર મળ્યો ! વિચારો તદ્દન જુદા હતા ! મારા લાડીલા રમેશ, દયાળું અને માયાળું સાસુ સસરાજી, આપણા 'ભાભી' પાછળ ગાંડા થઈ ને ફરતા પ્રેમાળ દિયેર નણંદો બસ એ વગર બિજુ કશુંએ મને દેખાતુંજ ન હતું ! મારું ન્હાનું ઘર અને ન્હાનો સુખી સંસાર ! એ ન્હાના સંસારમાં દરેકે દરેક જણ મારા છે, અને એ બધાની હું છું. ભવિષ્યના સુખી સંસાર સિવાય બિજુ કશું પણ મને દેખાતુંજ નહતું ! મારું સુખ, મારા નાથનું સુખ, મારા છોકરાઓનું સુખ,—બધાના સુખ સિવાય બિજા કશાનો વિચાર પણ આવતો ન હતો ! દુઃખનું નામ લેવા પણ હું તૈયાર થતી ન હતી ! આગળ સંકટો આવશે એ વાતની દરકાર લેવા પણ હું તૈયાર ન હતી ! આનંદ, મજા, સુખ, લહેર અને શાંતિ. મારા આ વખતના બધા વિચારોનો સરવાળો આ પાંચ શબ્દોમાંજ છે !!

અગ્નીની આજુબાજુ મંગલ—ફેરા ફરાતા હતા. ઘડીકમાં બધા સ્વજનોના વિયોગના વિચારથી દુઃખ થતું, ત્યારે બીજી બાજુ ભાવી સંસારનું સુખી સ્વપ્ન આંખ આગળ ખડુ થતુ જોઈ મોં મલકી ઉઠતું ! મારા સ્વામીનું—નાથનું મારા સર્વસ્વનું—રમેશનું નામ કસેથી કાનપર અથડાતું, અને ગાલે લાલી ચઢી આવતી અને અજાણતાજ લજ્જાથી ડોક હળવે જ નિચે વળતી ! ઘડીકમાં દુઃખના, ઘડીકમાં સુખના, ઘડીકમાં જવાબદારીના, તો કોઈવાર આનંદના વિચાર આવતા હતા !! અગ્નીની આજુ બાજુ એક ફેરો ફરવાનો હતો અને લગ્નની ગાંઠ વધુ દૃઢ બનવાની હતી !

વિધી પુરી થઈ. પિયર છોડી સાસરે જવાને માત્ર એકજ કલાક બાકી હતો. એક કલાક પછી નવું જગત,—નવો માર્ગ, નવા માણસો અને નવો પ્રેમ ! બધુજ નવું; આ નિના પણ ક્યાં જુની છે ? કાલની નિના હમણા નથી, અને હમણાની આ નિના એક કલાક પછી એવી ને એવી રેહવાની ન હતી. ગઈ કાલની નિના, હસતી નાચતી અજાણ અજ્ઞાન, વહેમ શૂન્ય નિના આવતી કાલની રાણી હતી, વધુ પ્રેમાળ વધુ સુંદર અને વધુ સમજુ હતી.

"વ્હાલી નિના, ભાભી, ઓ નિના, નિના બ્હેન !" આ મધુર પ્રેમાળ અને મિઠી હાંકો સિવાય આ પળે બિજુ કાંઈજ ન હતું.

---






લાંબા સુંવાળા વાળ માટે

# સ્વસ્તિકનું

સુગંધિત

# કેસ્ટર ઓઇલ



SS.107

ગુજરાતના ડીસ્ટ્રીબ્યુટરઃ—મગનલાલ પુરૂષોત્તમદાસ એન્ડ કો. બરોડ એન્ડ કલોલ

જિંદગીના સાચા વિસામારૂપ

# મા

લેખક : શ્રી ભગવતરાય ત્રિભુવનદાસ દવે

'મા' કેવો મીઠો શબ્દ! ભૂખ્યાને મનભાવતાં ભોજન મળે અને અત્યંત તૃષાતુરને સ્વચ્છ અને નિર્મળ જળ મળે ને તેને જેવો સંતોષ તથા આનંદ થાય તેવો જ બલ્કે તેથી યે વધુ સંતોષ અને આનંદ કેવળ 'મા' શબ્દના ઉચ્ચારથીજ પ્રત્યેક જીવને પ્રાપ્ત થાય છે. એ એકાક્ષરી શબ્દમાં મંત્રમુગ્ધ જાદુ નથી પણ જાદુથીયે વધુ અસરકારક વાત્સલ્યનો સ્રોત એ 'મા'માં સતત વહ્યા કરે છે. જગતભરમાં એ એકજ સ્રોત એવો છે કે જે નિરંતર અખંડ અને એકધારો વહ્યા કરે છે. ગમે તેવા વજ્રહૃદયીને પણ પિગળાવ-વાનું સામર્થ્ય એ વાત્સલ્ય–વારિમાં સમાયેલું છે.

મનુષ્યાદિ જીવો, વનસ્પતિ, વૃક્ષો, સમુદ્રો, સરોવરો, નદીઓ, પર્વતો વગેરેને ધારણ કરનાર પૃથ્વીનું નામ 'ધરા' છે. સંસ્કૃત 'ધૃ' (પકડવું, રાખવું, ધારણ કરવું) પરથી એ શબ્દ ઊપજ્યો છે. નવ માસ પર્યંત બાળકને પોતાના ઉદરમાં ધરનાર 'મા' પણ 'ધરા' જ કહેવાય છે. તેથી જ હું માનું છું કે શ્રી ગણપતિ પૃથ્વીની પ્રદક્ષિણા ફરવાને બદલે પૃથ્વીરૂપા 'મા'ની જ પ્રદક્ષિણા ફર્યા હશે. અસ્તુ. બાળકને જન્મ આપનાર 'જનની' અને તે પછી આત્માનું અમૂલ્ય પયામૃત પાઈ બાળકના દેહનું પોષણ કરી પુષ્ટ કરનાર–તેને શક્તિ આપનાર શક્તિસ્વરૂપા 'મા' કે 'માતા' કહેવાય છે.

પિતાની પત્ની એટલે 'મા' એ 'મા'નો લૌકિક અર્થ હોઇ તેનું સંકુચિતપણું અપર મા (વિમાતા)માં વિરમે છે. સંકુચિતપણાને લીધે જ અપર–માને પોતાનાં સાવકાં સંતાનો સાથે ખિયાંઆરું હોય છે. અલૌકિક અને દિવ્ય ભાવનાયુક્ત 'મા' શબ્દની તેના વિશાળ અર્થમાં સમીક્ષા કરીએ તો તેથી હૃદયને આનંદ વિના રહે જ નહિ. કોઈ પણ સ્ત્રીને તમે 'મા' કહીને સંબોધશો તો તે તમારા તરફ વાત્સલ્યભરી મીઠી નજરે જોશે, પણ જો તેને જ તમે "મારા બાપની બૈરી" કહેશો તો? 'મા'ના લૌકિક અને અલૌકિક અર્થ વચ્ચે આજ ભેદ છે.

'મા' જગતનું જીવન છે. જગતની અસીમ શક્તિ છે. 'મા'નો દેવદુર્લભ ખોળો, દુખિયાનો વિસામો અને રોગપીડિતને શાંતિ આપનારું એક જ અદ્ભુત સ્થાન છે. દુનિયાનું કેન્દ્ર–મધ્યબિંદુ પણ એ જ અમૂલ્ય અંક છે.

ગંગાના જળ જેવી નિર્મળ અને પવિત્ર ચંદ્ર જેવી શીતળ શાંતિપ્રદ 'મા'નું હૃદય વાત્સલ્યના વારિથી હંમેશાં આર્દ્ર જ રહે છે. જેને તેણે પયામૃત પાયું હોય તેવાં પોતાનાં સંતાનનું હિત સદૈવ તેના હૃદયમાં વસ્યું હોય છે. તે કોઈ દહાડો પોતાનાં સંતાનને ઉદાસ, દુઃખી કે શોકમગ્ન જોઇ શકતી નથી. પણ તેનું સુખ જોઇને રાચે છે, તેને આનંદમાં જોઇને તે મહાલે છે.

વ્યવહારના કેટલાક વિકટ પ્રસંગો મનુષ્યને કડવા અનુભવ કરાવે છે, ત્યારે તેનું હૃદય છેક હતાશ થઈ જાય છે. તેને જીવન ઉપર કંટાળો આવે છે. આવે વખતે એ મીઠી 'મા' હેતથી હળવે હાથે તેનો વાંસો પંપાળે છે, વાત્સલ્યથી દિલાસાના બે શબ્દો કહે છે કે તરતજ સૂર્યોદયથી જેમ અંધકાર નાશ પામે તેમ તેના

હૃદયની ગ્લાનિ, અને જીવન પરનો કંટાળો વગેરે દૂર થાય છે. ખરેખર 'મા' એ 'મા' અને બીજા વગડાના (લુહાર્યાં) વા."

માનવપ્રાણીને હૃદયની ભેટ આપીને જગત્કર્તાએ તેમના પર મહાન ઉપકાર કર્યો છે. સારા વિચાર, સદ્‌ગુણ અને શુભાશુભ ભાવના વગેરેનું અદ્દ્ભુત અને અદ્રશ્ય સંગ્રહસ્થાન હૃદય છે. કેટલાક માણસોનું હૃદય વિશાળ હોય, જે તો કેટલાકનું સંકુચિત. પણ 'મા'નું હૃદય હંમેશાં વિશાળ સમુદ્રમાં અતાગ જળ ભર્યું છે પણ તે ખારું છે. જ્યારે માના વિશાળ હૃદયમાં વાત્સલ્યનું અગાધ પણ મીઠું વારિ ભર્યું છે. તેની મીઠાશ હંમેશાં એક સરખી જ હોય છે. તેમાં કદીયે ક્ષારનો સંભવ હોતો નથી.

બાળકના જન્મ પછી જેમ તેના પોષણ માટે 'મા' મહત્ત્વનો ભાગ ભજવે છે તેમ તેના શારીરિક વિકાસ માટે તેના જીવનના ઘાતર વિષે પણ તેવો જ મહત્ત્વનો ભાગ 'મા' જ ભજવે છે. 'મા' જ પોતાનાં બાળકોનાં જીવન અને ચારિત્ર્ય ઘડે છે એમ કહીએ તો જરાય ખોટું નથી. એક સુશિક્ષિત માતા સો શિક્ષકની બરાબર છે.' એમ કહેવાય છે. અતિશય સહિષ્ણુતા, ક્ષમાશીલ સ્વભાવ અને વાત્સલ્યપૂર્ણ હૃદય આ ત્રણ ઈશ્વરદત્ત ઉપહાર બાળક જીવનના વિકાસ અને ચારિત્ર્યના ઘડતર ઘડતર માટે માત્ર 'મા'ને જ મળ્યા છે. પિતા ઉદ્યોગના ક્ષેત્રમાં પૈસાનો પાક મેળવવા માટે વરસની ત્રણે ઋતુમાં ટાઢ, તડકો કે વરસાદની પરવા કર્યા વિના સતત મહેનત કરતો કૃષિકાર છે. કૃષિકારના જેવો તેનો વ્યવસાય તેને બાળકો ઉછેરવા માટે, કેળવવા માટે કે તેના જીવન-વિકાસની પ્રગતિ તરફ દ્રષ્ટિપાત કરવા માટે ફુરસદનું એક હોડું ય આપતો નથી. એટલું જ નહિ પણ અકલિત બાલમાનસને સમજવા જેવી શક્તિનો પણ પિતામાં અભાવ હોય છે. એ અગમ્ય શક્તિ 'મા' જ ધરાવે છે. કારણકે પોતાના હૃદયના સત્ત્વથી 'મા' બાળકને પોષે છે ને તેથી બાળકમાં તેના હૃદયનો અંશ રહેલો હોઈ પોતાનું હૃદય તો તે સારી રીતે સમજી શકે એ સ્પષ્ટ છે.

સ્વાભાવિક રીતે જ દરેક સ્ત્રી માતૃત્વની ઝંખના કરે છે કારણ કે તેના કોમળ હૃદયમાં વાત્સલ્યના મૃદુ ભાવ ભર્યા છે. જે બાળકના જન્મથી જ પ્રત્યક્ષ થાય છે. આ સિવાય તેના પેટે કોઈ દેવાંશી જીવ અવતરી તેની કુખ શોભાવે, દેશ દીપાવે ને કુળને તારે એવી પવિત્ર ભાવના અને વિશુદ્ધ અભિલાષા પ્રત્યેક સ્ત્રીહૃદયમાં રમતી હોય છે, પરંતુ તે એટલી ગૂઢ અને અનિર્વચનીય હોય છે કે તેને કોઈ સ્પષ્ટ સમજી કે સમજાવી શકતું નથી. "દેવોને દૂધ એનાં દોહ્યલાં રે લોલ... (બોટાદકર) એ સાચું જ છે. સર્વ પ્રકારનાં સુખ, સંપત્તિ અને સિદ્ધિઓથી ભર્યાભાદર્યા સ્વર્ગમાં યથેચ્છ વિહાર કરનાર દેવગણ અમર હોઈ જન્મમરણના દુઃખથી અબાધિત છે, તેથી 'મા'ના પયામૃતનો સ્વાદ લેવાનું સદભાગ્ય તેમને સાંપડતું નથી તો ય જગતનું કલ્યાણ કરવાના શુભાશયથી વા પુણ્યનો ક્ષય થવાથી કોઈ દેવાંશી 'મા'ના પયામૃતનો સ્વાદ લેવા પૃથ્વી પર અવતરે છે. જગતમાં મહાનમાં મહાન કાર્યો કરી એ દેવાંશી જીવ જગતનો ઉદ્ધાર કરે છે. યશના ઉજ્જવળ ઉજાસથી 'મા'નેયે ઉજ્જવળ બનાવે છે ને પિતાનું કે પતિનું કુળ તારે છે. છે. એ જગતવંદ્ય મનાય છે. એવા જગતવંદ્ય સ્ત્રીપુરુષોની જગતવંદ્ય 'મા'નો જગત પર કંઈ ઓછો ઉપકાર છે?

દેશભક્તિથી તરબોળ બનેલા એ યુવાનો સામી છાતી ધરીને ઉભા રહ્યા અને પડકાર કર્યો કે "દેશને માટે અમે મરવાને તૈયાર છીયે. તમારી બંદુકને અમારી છાતી પર ખુશીથી ઝીલીશું."

જાપાની સૈનિકોએ એક એક ગોળીથી તેઓનાં પ્રાણ લીધા. તેઓ ખુશીથી મરણને શરણ થયા. પહાડની નીચે યાંગ્ઝી નદીમાં તેઓનાં શબોને નાંખવામાં આવ્યા. એ યુવાનોની સાથે એક વીરાંગના હતી, જેની પર એ નિર્દય સૈનિકોએ પણ ગોળીઓ છોડી. બંદુકની ગોળી હજી તે વીરાંગનાની પાસે ન પહોંચી તેવામાં તે છોકરીએ યાંગ્ઝી નદીમાં ભુસકો માર્યો. જાપાનીઓની ગોળી હવામાં થઈ એક પત્થર સાથે અથડાઈ. એ બહાદુર છોકરીનું નામ હતું મા-સુ. ચીનના તરવૈયાઓમાં તેણે રેકાર્ડ તોડયો હતો. તરવામાં તે ઘણીજ હોશીયાર હતી. યાંગ્ઝી નદીમાં તરતી તરતી તે કિનારે જઈ પહોંચી. બહાર આવીને પણ જાપાનીઓ સામેનો વૈરનો અગ્નિ વધારે ભભૂકી ઉઠયો. ગમે તેમ કરી જાપાનીઓ પ્રત્યનું વેર લેવું એ શબ્દો હરહંમેશ તેના મગજમાં રમી રહ્યા હતા.

એક દિવસે જાપાનીઓ ચીનના એક શહેર ઉપર ચડી આવે છે તેમ જણાતાં ચીનના એ ગામની રક્ષક ટુકડીના કમાન્ડર મી. ચાંગ ઉપરા ઉપરી મંત્રણાઓ સાથીઓ સાથે કરી રહ્યા હતા. આ મંત્રણાઓમાં માં-સુ એ પણ ભાગ લીધો. કમાન્ડરના મનમાં વિચાર થયો કે પાંચગણું લશ્કર આ શહેર ઉપર આવે છે. જો લડે તો હારી જાય, અને પાછા હઠે તો એ શહેર જાપાનીઓના હાથમાં જાય અને ચીનની પ્રતિષ્ઠા જાય.

લાંબા સમય સુધી મંત્રણાઓ કર્યાબાદ તેઓએ એવો ઠરાવ કર્યો કે જે નહેર વાટે ગામનું પાણી જાય છે તે જગ્યાએ બે ટાઈમબોંબ બોમ્બ મુકી દેવા. અમુક વખતે જાપાની સૈનિકો તે નહેર વાટે ત્યાં આવે એટલે બોમ્બ ફુટે અને તેઓના પ્રાણ જાય.

આવો વિચાર કરીને એ રક્ષક ટુકડીના સૈનિકો પોતપોતાને ઘેર ગયા.

મા-સુને પથારીમાં પડયા પડયા પણ ઉંઘ આવી નહિ. મધ્યરાત્રીએ તે ઉઠી, અને શહેરની બહાર નીકળી પડી. ભયંકર અરણ્યો અને પહાડીઓ વટાવી તે ઉત્તર તરફની પહાડી તરફ જવા લાગી. જાપાની સૈનિકો એ પહાડીમાં પડાવ નાખીને પડયા હતા, અને બીજે દિવસે તે શહેર ઉપર આક્રમણ કરવાની તૈયારીઓ શરૂ કરી દીધી હતી. મા-સુ જરા પણ બીક રાખ્યા વિના હિંમતથી ચાલી આવી. જાપાની સૈનિકોની છાવણીમાં ગઇ. આવી સુંદર વસ્ત્રભુષણથી સજ્જ થયેલી આ છોકરીને જોઈ જાપાની સૈનિકોને નવાઈ લાગી. મધ્યરાત્રીએ એક અજાણી છોકરી આ કેમ્પમાં કેમ આવી હશે! છાવણીના રક્ષકોએ તેને રોકી અને પુછ્યું. "અત્યારે અમારા કેમ્પમાં કેમ આવી છો!"

"મારે તમારા સેનાપતિને મળવું છે, મને તેમની પાસે લઈ જાવ" મા-સુએ હિંમતથી જવાબ આપ્યો.

જાપાની સૈનિકો તેને સેનાપતિ પાસે લઈ ગયા. સેનાપતિએ મા-સુને પૂછ્યું. "કેમ, અહીંયા શા માટે આવવું પડયું છે!" મા-સુએ પોતાના નાટકનો કરૂણાજનક પાઠ ભજવવો શરૂ કર્યો. આંખમાં પાણી લાવીને કહ્યું "હું એક વેપારીની પુત્રી છું. ચીનાઓએ મારા બાપના કારખાનાનો નાશ કરી દીધો. હું ચીનાઓની વેરી બની છું. ચાલો તમોને હું એ નગરમાં પેસવાનો ગુપ્ત માર્ગ બતાવું.

મારા બાપનું મારે વેર લેવું છે. મારા જેવી અબળાથી તે કાર્ય થઈ શકે નહિં, માટે તમે મને મદદ કરો. ચાલો મારી સાથે."

કમાન્ડરને મા–સૂની વાત ગમી ગઈ. તેણે લશ્કરને તૈયાર થવાનો હુકમ આપી દીધો. પળવારમાં લશ્કર તૈયાર થઈ ગયું. આગળ મા–સૂ, પાછળ કમાન્ડર અને તેની પાછળ આખા જાપાની લશ્કરે કુચ શરૂ કરી.

રસ્તામાં મા–સૂ બહાદુરીથી પગલાં ભરતી જતી હતી. પાછળ લશ્કર પણ એજ તાલમાં આનંદમાં અને હર્ષમાં ચુપકીથી ચાલ્યું જતું હતું.

તેઓ નહેરની પાસે આવી પહોંચ્યા બોમ્બ ફુટવાનો વખત થવાની તૈયારી જ હતી. મા–સૂએ વિચાર્યું "હવે અંતિમ પળો આવી ગઈ. હમણાં બોમ્બ ફાટશે. મારું મારા પિતાનું, અને હજારો ચીનાઓનું વેર તૃપ્ત થશે. મા–સૂ મરણના મૂખમાં જતી હતી. છતાં મુખ ઉપર હાસ્યની રેખાઓ તરવરી રહી હતી. તેઓ નહેર પાસે આવ્યા કે તરત જ બોમ્બના ધડાકા શરૂ થયા. ચારે તરફ ધુમાડાઓના ગોટે ગોટા ફેલાયા. તે ધુમાડામાં મા–સૂ સદાને માટે ચાલી ગઇ. બોમ્બના ધડાકાથી નહેર ઉપરનો બંધ તુટયો. હજારો જાપાની સૈનિકો મા–સૂની પાછળ ચીનની ભૂમિમાં લોહીથી તરબોળ થઈને પડયા.

ચીનાઓએ જ્યારે આ જોયું. ત્યારે મા–સૂને માટે અભિમાન થયું કે જ્યાં સુધી ચીનમાં મા–સૂ જેવી વીરાંગનાઓ છે ત્યાં સુધી ચીનને કોઇ પણ દુશ્મન પરાજિત કરી શકશે નહિ.

'સ્રીશક્તિ'માંથી

---

# વિવિધ વાનીઓ

[ બહેનોએ પોત પોતાની આવડતની વાનીઓ 'સ્ત્રીબોધ' કાર્યાલય એ સરનામે મોકલી આપવી. તે પ્રસિદ્ધ કરવામાં આવશે ]

### બટાકાની પુરણપોળી

બટાકા ૧ શેર. એલચી ખપજોગી
ખાંડ ાા શેર. કેશર ,,

બટાકાને બાફીને ચારણીથી ચાળી (હાથેથી ઘસી) કણેક જેવું કરી, અંદર ખાંડ નાંખી સાધારણ તાપે સગડી પર મુકી, થોડી થોડી વારે હલાવી બરાબર લુઆ પાડવા જેવું થાય. પછી ઉતારી એક થાળીમાં પાથરી, કેશર અને એલચીનો ભુકો મેળવી લુવા કરી રાખવા. ઘઉંનો લોટ, પુરીની માફક મોણ દઈ બાંધી રાખવો, અને લુઆ લઈ પુરણપોળીની માફક વણી તવા પર શેકવી. તે ફરાળમાં (ઉપવાસને દિવસે) ખાવામાં લેવી હોય તો શિંગોડાનો લોટ ાા શેર અને દોઢપાશેર રાજગરાનો લોટ મેળવી ઉપર મુજબ કરવી.

### બટાકાનાં ગુલાબ જાંબુ

બટાકા ૧ શેર ખાંડ ાા શેર
માવો મોળો ૧ અધોળ. એલચી માફકસર.
સકરીયાંનો લોટ ૧ અધોળ કેશર

બટાકાને બાફી, ઉપર જણાવ્યા મુજબ બારીક પીસી, કણેક જેવું કરી, તેમાં માવો(મોળો)મેળવી, સકરીયાંનો લોટ પણ મેળવી દઈ ખુબ મસળી કેશર, એલચી, નાંખી નાનાં લીંબુ જેવા ગોળા બનાવવા, ખાંડની એકતારી ચાસણી, આછે તાપે સગડી પર રાખવી એક પેણીમાં (સાધારણ તાપ રાખી) ઘી ગરમ કરી કાણુંવાળા ઝારાપર ગુલાબજાંબુ (ગોળા) મુકી ઘીની પેણીમાં ઝારી રાખવી અને ઝારો સ્હેજ હલાવી, ફેરવતા જવું, રતાશ પડતાં થતાં, ચાસણીમાં નાંખી દેવું. આ ગુલાબજાંબુ ઘણા સ્વાદ દાર થાય છે.

આ પછીના અંકમાં બટાકાની વાનીઓ વિષે છેલ્લો લેખ આવશે, તે પછી, બીજી વાનીઓ લખવામાં આવશે.

સૌ. વિમળાબેન મુ. દવે

### આઇસક્રીમનો હલવો

એક શેર ઘઉંનું સત્વ લેવું. તેને થોડા ઘીમાં (શેકવા પૂરતું) શેકી નાંખવું. પછી ાા શેર ખાંડની અઢી તારી ચાસણી કરવી. પછી પેલું સત્વ પેલી ચાસણીમાં મેળવી દેવું. પછી એને એક થાળીમાં સહેજ જાડો થર રહે એમ પાથરવું. ઠંડું પડે એટલે કાપીને ઉપયોગમાં લેવું. બજારના હલવા કરતાં આનો ટેસ્ટ સારો બને છે. બેનો એ જરૂર બનાવી જુએ.

નર્મદાબેન શાળવી

### ખમણ કાકડી

ખમણ કાકડી એ કાંઈ કોઈ નવી વસ્તુ નથી. લગભગ બધીજ બેનો એ વસ્તુથી જાણીતી હશે. છતાં પણ કેટલીક કુંવારી બેનોને તેની ખબર નહિ હોય, તેથી તેની રીત જણાવું છું.

પહેલાં એક શેર કાકડીને છોલી અથવા ધસેડી નાખવી પછી તેના કકડા કરવા અથવા છીન બનાવવી (છીણીથી) પછી તેમાં પ્રમાસર મીઠું નાંખી છીન અથવા કકડાને નીચોવી નાખી પાણી કાઢી નાંખવું. પછી તેમાં તલ, ખમણ અને સીંગદાણાનો અધકચરો ભૂકો કરી તે ભૂકો નાંખવો. પછી મરી, મરચાં, આદુ, લીંબુનો રસ નાંખી, બરાબર મેળવીને ખાવાના ઉપયોગમાં લેવું. કાકડીને બદલે ચીભડાં પણ વાપરી શકાય છે. કેટલાંક લોકો સીંગદાણાને બદલે દાળીયા પણ નાંખે છે. આ વસ્તુ બીજી કોઈ રીતે સુધારા વધારા સાથે બની શકતી હોય તો તે પ્રમાણે કોઈ બેન અથવા કોઈ ભાઈ લખી જણાવશે તો ઉપકાર થશે.

વાંદરા ] જયાલક્ષ્મી સ્માર્ટ

# બાળ ઉછેર

[ લેખિકા: શ્રી. અનસૂયાબ્હેન એન. જોષી. ]

બાળકો કે જે સૃષ્ટિની સાચી સંપત્તિ છે, તેના ઉછેર વિષેનો વિષય ઘણોજ ઉપયોગી છે. સદરહુ વિષય અતિ વિશાળ મહત્વનો છે, જેને માટે દુનિયાની બધી પ્રજાઓ હાલ ઘણું લક્ષ આપે છે.

કહ્યું છે કે–જે હાથ પારણું ઝુલાવે છે તેજ સૃષ્ટિ ઉપર ખરીરીતે શાસન કરે છે. તો બચ્ચાંઓને ઉછેરનાર માતાઓની જવાબદારી એટલી બધી છે, કે જે ફરજ અદા કરવા માટે તેઓએ જરૂરી કેળવણી લેવીજ જોઈએ. એક કેળવાએલ માતા સો શિક્ષક કરતાં પણ વિશેષ શિક્ષણ બાળકને આપી શકે છે. માતાની છાપ એકદમ બાળક ઉપર પડે છે. બાળક આરસી-રૂપ છે કે જેમાં માતાના સંસ્કારોનું પ્રતિબિંબ સત્વરે પડે છે. બાળક જન્મે ત્યારથી તે મોટી ઉમરે પહોંચે ત્યાંસુધી તેનું પોષણ, પોશાક તથા તબીયત સંભાળવાનું મુખ્ય કામ માતાનું છે. તેની મુંગી વાણી સમજી તેની યોગ્ય યોજના તેને કરવી પડે છે. તેને થતાં સાધારણ દરદોની દવા માતાએ કરવી પડે છે. તેને વ્યાધિ ન થાય એવી કોશીશ કરવાની તેની ફરજ છે. સારા સંસ્કારો પાડવા, કુટેવ ન શીખે એવી સંભાળ રાખવી એ બધું માતાને કરવું પડે છે.

મનુષ્યની આખી જીંદગીનું બંધારણ તથા તંદુરસ્તીનો પાયો બચપણમાંજ બંધાય છે અને તેનો મુખ્ય આધાર માતાની સુજ્ઞતા ઉપર રહેલો છે. આ વાત તો સ્પષ્ટ છે કે સારી સંભાળથી, સારી સોબતમાં અને ઉત્તમ વર્ગમાં જે બચ્ચાં ઉછરે છે તે સદા સુખી રહે છે; અને બેકાળજીમાં, નઠારી સોબતમાં અને હલકા વર્ગમાં ઉછરે છે, તે નિર્બળ બને છે. જો માતા ભણેલી અને હોશિયાર હોય તો તેના બાળકને ભાગ્યશાળી સમજવું. માતા ઉપર ફક્ત એક બાલ્યાવસ્થાનો આધાર છે, એટલુંજ નહિ પણ તે અવસ્થાને અવલંબીને આખી પ્રજાની ઉન્નતિનો આધાર છે. ઘણા મહાપુરુષો પોતાની મહત્તાનો આધાર તેમની માતાઓ ઉપર છે એમ કહે છે.

ગર્ભાધાન સમયથીજ માતાએ બહુ કાળજી રાખવી જોઈએ. પોતાની શારીરિક સ્થિતિનું ખાસ ધ્યાન રાખવું જોઈએ કે જેની અસર બાળક ઉપર થાય છે. માતાઓ જો તંદુરસ્ત હશે, તો દેશના બાળકો સશક્ત બનશે. માતાની માનસિક પરિસ્થિતિથી તો બાળકો ઉપર ઘણી જ અસર થાય છે, તે નિર્વિવાદ છે. વીર માતાનાં ધાવણ ધાવીને પ્રજા વીર બને છે.

માતા જીજીબાઈએ શિવાજીને વીરનર બનાવ્યો. માતા મદાલસાએ આધ્યાત્મજ્ઞાનનાં અમૃત બચ્ચાંઓને પાયાં. નવ માસ માતા પુત્રને ઉદરમાં રાખે છે, તે દરમિયાન તે જેવા વિચારો કરશે, જેવી રહેણી કરણી રાખશે તેની અસર અવશ્ય બચ્ચાં ઉપર થશે.

સગર્ભા સ્ત્રીઓને ઘણી જાતનાં દરદો થાય છે. અને એવે વખતે ઉપચારો ન થાય અને બરાબર સારવાર કરવામાં ન આવે તો ગર્ભને નુકસાન પહોંચે છે. સગર્ભા અવસ્થામાં દવા થાય નહિ, દવા ગરમ પડે એ જાતની માન્યતા આપણા દેશના સ્ત્રીવર્ગમાં પ્રચલિત છે. પરંતુ આ માન્યતા ભૂલભરેલી છે. આવી ખોટી માન્યતાથી ગર્ભમાં રહેલ બાળકને નુકશાન પહોંચે છે અને માતા પોતે પણ દુઃખ ભોગવે છે.

ગર્ભિણીની ઉલટી કોઈજ સ્ત્રી આ દરદથી અજ્ઞાત હશે. સાધારણ રીતે ગર્ભવતીને સવારમાં ઉલટી થવી અથવા મોળ આવવી એ ગર્ભાવસ્થાનું એક અગત્યનું લક્ષણજ મનાય છે. સાધારણ ઉલટીમાં કંઈ પણ દવાની જરૂર

પડતી નથી. પણ કેટલીક વખતે આ દરદ એવું તો ભયંકર થાય છે કે તેનાથી ગર્ભપાત થઈ જાય છે.

ગર્ભિણી સ્રીને ઝાડાની કબજીયાત રહે એ ઠીક ન કહેવાય. કબજીયાતને લીધે અરુચિ, કમરનો દુખાવો, પેટમાં ચુંક, વિગેરે રહે છે. વખતે તાવ પણ આવે છે. કબજીયાતથી દૂષિત પદાર્થો લોહીમાં મળે છે અને લોહી અશુદ્ધ થવાથી અનેક રોગો થાય છે. અતિ કબજીયાતથી કેટલીક વખત કસુવાવડ થઈ આવે છે. સુવાવડનો વખત જેમ પાસે આવે છે તેમ કબજીયાત વિશેષ દુઃખ આપે છે.

કોઈ વખત સગર્ભા સ્રીને ઝાડો ને મરડો થઇ જાય છે. એક વખત સગર્ભા સ્રીને ખૂબ ઝાડા ને મરડો થયા પછી તે રોકવા મુશ્કેલ પડે છે. માટે ઝાડા ને મરડો ન થઈ જાય તે ધ્યાન રાખવું.

બાળકનો પ્રસવ થાય તે વખતે હાજર રહેનાર ડૉક્ટર અથવા નર્સે તેનું યોગ્ય રીતે નાળછેદન કર્યા બાદ ફલાલીન અથવા બીજા ગરમ કપડામાં લપેટી બાળકને માથી દૂર ખસેડવું. માની માવજત થઈરહ્યા બાદ બાળકને અવશ્ય નવરાવવું જોઈએ. બાળકના શરીર પર તે વખતે ઠેકાણે ઠેકાણે સફેદ મલાઈ જેવી ચરબીના પોપડા બાઝેલા હોય છે. તે સિવાય તેના બદનને ગર્ભાશયાદિના પદાર્થ લાગેલા હોય છે. બચ્ચાના શરીરને મીઠું તેલ ચોપડવું. એટલે ચરબીના પોપડા નરમ પડશે. પછી સાબુ લગાડવો અને ત્યારબાદ કોકરવરણા પાણીમાં નવરાવવું. બચ્ચાને દરરોજ નિયમિત રીતે નવરાવવું, નવરાવ્યા પછી તરતજ બદન કોરૂં કરવું. ધોએલા સારા નરમ કપડા કે ટુવાલવડે ડીલ કોરૂં કરવું.

આપણા દેશની સ્રીઓની સુવાવડ બાબતના કેટલાક રિવાજ વહેમ ભરેલા અને હાનિકર્તા છે. એક ખુણામાં નાની ઓરડીમાં જ્યાં સુરજના કિરણ અથવા પવનનો પ્રવાહ પ્રવેશ કરી ન શકે એવું સ્થળ સ્રીઓને માટે સુવાવડના વખતમાં સરજેલું હોય છે. કદાચ સારા ઘરની સ્રીઓ માટે મોટો વિશાળ ઓરડો હોય તોપણ તે અલગ અને તેમાં બારી બારણાં હોય તો તે બધ રાખવામાં આવે છે. સ્રી, તેનું બાળક, દાઈ અને આસપાસના ખબર રાખનાર માણસોના શ્વાસોશ્વાસથી હવામાં ઝેરી કાર્બોનિક એસિડનો ઉમેરો થાય છે, અને સુવાવડીને શેક માટે સગડી હોય છે, અંધારા માટે રાત્રી દિવસ દીવો બળે છે. મળમૂત્ર પણ તેજ ઓરડામાં થાય છે એટલે હવાની અસ્વચ્છતા ઘણીજ થઈ જાય છે. જેથી સ્રીઓ રોગનો ભોગ થઈ પડે છે. પ્રસૂતિ કાળમાં બાળક અને સ્રીઓનું જે મોટી સંખ્યાનું મૃત્યુ થાય છે, તેનાં કારણોનો વિચાર કરતાં આ ઝેરી વાતાવરણ એ એક કારણ છે, તેને લીધે બાળકને આંચકી થાય છે. પ્રસુતા માંદી પડે છે અને કેટલીક વાર મરણને શરણ થાય છે. માટે સ્વચ્છ હવા અને સૂર્યપ્રકાશની ખાસ જરૂર છે.

બાળક ગર્ભસ્થાનમાં હોય ત્યારે તેનું પોષણ ઓરમાંથી નાળી-નાળ મારફત થાય છે. તેનો જન્મ થયા બાદ નાળીથી અઢી ઈંચને છેટે નાળને એક દોરાથી બાંધી લઈ કાપી નાખવામાં આવે છે એટલે તેનો બાકીનો સવાથી દોઢ ફૂટનો છેડો ઓરની સાથે વળગેલો રહે છે. આ બે અઢી ઈંચનો કકડો નાભીને વળગેલો હોય છે. તે પાંચ સાત દિવસમાં સુકાઈને ખરી પડે છે. નાળછેદન કર્યા બાદ, બાળકને નવરાવાય છે. ત્યારબાદ એક ત્રણ ઈંચ પહોળા અને ચાર ઈંચ લાંબા એવા મલમલના કપડામાં નાળને વીંટવો. જેવી રીતે જખમ થયેલી આંગળીને કપડું વીંટવામાં આવે છે તે પ્રમાણે વીંટીને તેના પર એક દોરો બાંધી લેવો પછી તેને પેટ ઉપર ઉપલી બાજુ મૂકી પેટની આસપાસ બીજો પાટો વીંટી તેમાં નાળને બાંધી લેવો.

નાળ ખરી ગયા પછી નાભી આવી રહે અગર પાકે તો તેના ઉપર મલમની પટ્ટી મૂકવી.

બાળકને પહેરવાનાં કપડાં હલકાં, ગરમ અને મોકળાં જોઈએ. ઉનાળામાં સુતરાઉ, અને શિયાળામાં ઉનનાં કપડાંની જરૂર છે. બનતાં સુધી પગ ઢાંકેલા રહે તો સારૂં. પગ ગરમ અને માથું ઠંડું રહે તેમ સારૂં. બીછાના પર ઑઈલકલોથ અથવા મીણીયા કપડાના કકડા રાખવામાં આવે તો બીછાનું બગડતું નથી. અને વધારે સ્વચ્છતા સચવાઇ શકે છે. બહાર ફેરવતી વખતે, ઘરની અંદર શિયાળા અને શરદીના વખતમાં બાળકને નાની શાલ કે એવા બીજાં કપડામાં લપેટી રાખવું. બાળકનાં મોંમાંથી લાળ નીકળ્યા કરે છે તેથી છાતી પરનાં કપડાં ભીંજાય છે તેટલા માટે ગળે એક ગરમ કપડાનો પડદો બાંધવો કે જેથી અંગ પરનાં કપડાં ભીંજાય નહિ. છાતી પર ભીનું કપડું રહે તો શરદી અને કફ થવાનો સંભવ રહે છે. વળી પેશાબથી ભીંજાએલું કપડું પણ તુરત દૂર કરી બીજું કોરૂં કપડું પહેરાવવું.

બાળક અવતર્યા પછી ત્રણ ચાર કલાકે તેને ધવરાવવા વળગાડવું. સાધારણ રિવાજ એવો છે કે એક બે દિવસ ગળથુથી પર બાળકનો નિભાવ થાય છે; પણ તેમ નહિ કરતાં બાળકને માતાની છાતીએ વહેલું વળગાડવું. દૂધનો પ્રથમનો ભાગ રેચક હોય છે. તેથી ગર્ભાવસ્થામાં ભરાઇ રહેલા બાળકના પેટમાંના કાળા મળ દૂર થાય છે. બાળકને એક બે વખત સ્તનને લગાડવા છતાં બીલકુલ દૂધ આવે નહિ ત્યારે થોડા કલાક અગર એકાદ દિવસની રાહ જોયા પછી ધવરાવવું. પહેલા બાર કલાક સુધી બાળકને કૃત્રિમ ખોરાકની જરૂર નથી દરમિયાન ધાવણ નહિ આવે તો ૧ ભાગ તાજું ગાયનું દૂધ અને ૨ ગરમ પાણી મેળવી માંહે જરા સાકર નાખવી, એટલે સ્ત્રીના દૂધને મળતું પ્રવાહી થશે, તે બાળકને થોડું થોડું દર બબ્બે કલાકે આપતા રહેવું. ધાવણ આવે એટલે એ બંધ કરવું. બાળકને કેટલી વખત ધવરાવવું એ અગત્યનો સવાલ છે. ઘણું કરીને બાળકને જોઈએ તે કરતાં વિશેષ વખત ધવરાવે છે. તેમ કરવાથી બાળક તેમજ મા બેઉને હાની પહોંચે છે. બાળકને એક વખત ધવરાવ્યા પછી તેને પાચન થવાને કાંઈક વખત લાગે છે. તેમજ હોજરીને પણ આરામની જરૂર હોય છે. વારંવાર ધવરાવવાથી અજીર્ણ થાય છે. બચ્ચું હરકોઈ કારણથી રોવા માંડે કે તુરત ધવરાવવામાં આવે છે. પેટ ઠસોઠસ ભરાવાથી જ બાળક રડતું હોય છતાં ધવરાવી છાનું રાખવાનું કરે છે. વારંવાર ધવરાવવાથી ધાવણ પૂરતું આવતું નથી તેથી બચ્ચું વધારે રડે છે. માને કંટાળો આવે છે અને નબળાઈ જણાય છે, પહેલે મહીને દર દોઢ કલાકે, બીજે મહીને દર બે કલાકે એ રીતે અંતર વધારતાં બચ્ચું સાત આઠ મહીનાનું થાય ત્યારે દર ત્રણ ચાર કલાકે ધવરાવવાની ટેવ રાખવી. ધવરાવવામાં નિયમ રાખવો એટલું જ નહિ પણ ઉંઘાડવા, નવરાવવા વગેરે દરેક બાબતમાં નિયમસર રાખવામાં આવે તો બાળકનું શરીર સારૂં રહે છે. માનું ધાવણ પૂરૂં પડે તો બીજો કશો ખોરાક બાળકને પહેલા છ સાત મહીના આપવો નહિ. બાળક સુમારે એક વરસનું થાય ત્યારે ધાવણ છોડાવવું.

શીળીથી થતા મહા ભયંકર સંખ્યાબંધ મૃત્યુનો તથા શરીરની બેડોળ ખામીઓનો વિચાર કરતાં તેના ઉપાય તરીકે અવશ્ય ગૌ શિતળા કઢાવવા જોઈએ.

દાંત ફૂટવા ઘણું કરી સાતમે મહીને શરૂ થાય છે. કોઈને વરસ વીતી ગયા પછી પહેલા દાંત આવે છે. પ્રથમના દૂધીયા દાંત વીશ હોય છે. દાંત ફૂટવા શરૂ થયા પછી ઘણું કરી બે વરસમાં બધા દૂધીયા દાંત આવી રહે છે. કોઈ બાળકને બધા દાંત આવતા કાંઈજ આધિ થતી નથી. કોઈને બેહદ બીમારી થાય

છે, અને વખતે જીવને પણ હાની પહોંચે છે. દાંત ફૂટતાં થતા વ્યાધિમાં મુખ્ય તાવ, આંચકી, ઝાડો, ઊલટી, ખાંસી, સસણી, ચૂંક અને ત્વચારોગ હોય છે. જ્યારે દાંતનું સાધારણ જોર હોય ત્યારે બાળક ચીડીઉં અને ખીજ-વાએલું રહે છે. આંગળીઓ મોમાં નાખે છે. અને જે કાંઈ હાથમાં આવે તે મોઢામાં ઘાલે છે. વારંવાર ધાવવાનું મન કરે છે. તેનાં પેઢાં ઘસવાથી તેને સારૂં લાગે છે. લાળ ઘણી રહે છે અને ઝાડો કાંઈ વિશેષ થાય છે.

ઈલાજમાં બાળકને જેમ યોગ્ય ખોરાક મળે, ચોખ્ખી હવા અને કસરત મળે તેમ તેની તબીયત સારી રહે છે; અને દાંતની પીડા થતી નથી. જ્યારે દાંતની સાધારણ પીડા હોય ત્યારે તેને માટે કશું કરવાની જરૂર નથી. શરબત–સુરોખારમેન–૩૦ ગુલાબનું શરબત દ્રામ ૪ પેઢા પર ઘસવાથી આરામ રહે છે. થોડા ઝાડા થતા હોય તેને અટકાવવો નહિ.

બાળકને પાથરેલા ગલીચા, શેત્રંજી અગર કપડા પર રમતું મૂકવું. છુટું મૂકવાથી બાળક પોતાની સ્વાભાવિક ખુશાલીમાં હાથ પગ ઉછાળે છે. અને કલ્લોલ કરે છે. આ તેની સ્વાભાવિક કસરત છે; માટે બાળકને બધો વખત તેડી રાખવું નહિ. પણ છૂટું ખેલવું મૂકવું. રમીને થાકશે એટલે તે ઉંઘી જાય છે. તે ખસવા લાગે છે અને ભાંખોડીએ ચાલતાં શીખે છે એટલે તેને વધારે કસરત મળે છે.

બાળકને પહેલા ત્રણચાર મહીના માના પડખામાં સુવાની જરૂર છે. કારણ કે તેને હુંફની જરૂર છે. ત્યારપછી જુદું એકલું સુવાની ટેવ પાડવી. નાનું બાળક જેમ ઘણો વખત સુએ છે તેમ તે પુષ્ટ થતું જાય છે. અને જો થોડો વખત સુએ તો દુર્બળ થાય છે. શરી-રમાં કાંઈ પીડા હોય તોજ બાળકને ઉંઘ નહિ આવે. પણ જો પીડા નહિ હોય તો તે ખૂબ ઉંઘે છે. બાળકને ઉંઘ નહિ આવે તો તેના કારણનો વિચાર કરી ઈલાજ કરવો. પણ તેને બાળાગોળી વિગેરે ઝેરી પદાર્થ આપી પરાણે ઉંઘાડવું નહિ.

બાળકને પેશાબ અને ઝાડો બરાબર થાય છે કે નહિ તેની માએ હંમેશાં તપાસ રાખવી. બાળકને ચોવીશ કલાકમાં ત્રણથી પાંચ વખત ઝાડો સ્વાભાવિક થાય છે. વધારે ઝાડા થતા હોય તો તેનો ઈલાજ લેવો.

રડવું એ બાળકની ભાષા છે. પોતાની ઈચ્છા અને જરૂરીઆત બતાવવાના તે શબ્દ છે. પોતાની વેદના અને થતાં દુઃખ દર્શાવ-વાની તે નિશાની છે. બધી ભાષાઓમાં તે જુનામાં જુની છે. એ ભાષા વડે જ મનુષ્યના આયુષ્યનો એક ભાગ નીકળે છે. મમતાળુ માતા તે ભાષા સમજે છે. ઉંઘવા માટે, ભૂખને માટે, તથા કેટલાંક ફેફસાંનાં દરદને લીધે રોવું જુદા જુદા પ્રકારનું થાય છે.

નાનાં બાળકોને ઉભાં રાખવા અથવા જલદી ચલાવવાનો પ્રયત્ન કરવો નહિ. જમીન પર રમે, ભાંખોડીએ ચાલે અને ઘસડી કરીને ખસે તેથી તેના સ્નાયુમાં જોર આવશે અને વખત આવ્યેથી તે બરાબર ચાલી શકશે.

રાત્રે સુતા પહેલાં અર્ધો કલાક બચ્ચાને રમાડવું અને ખેલાવવું, હસાવવું તેથી તેને સારી નિદ્રા આવશે. બચ્ચાને રમવાને પુષ્કળ રમકડાં આપવાં. રમકડામાં કાંઈ વાગી બેસે કે નુકશાન કરે તેવું નહિ જોઈએ. બચ્ચાંને રમાડતાં બચ્ચાંની આગળ બચ્ચાં જેવા થઈએ તો જ તેને ખરો પ્યાર લાગે છે. તે રમે છે અને હસે છે.

હવે બચ્ચું જેમ મોટું થતું જાય છે તેમ તેની બધી શક્તિઓ ખીલે છે. માટે તેને સારી ટેવો પાડવા પ્રયત્ન કરવો. કુમળું ઝાડ વાળીએ તેમ વળે માટે તેને બચપણથી જ ઉત્તમ સંસ્કારો પાડવા ઉંમરલાયક થાય એટલે બચ્ચાંને નિશાળે મૂકવું. ગૃહકેળવણીનું મહત્વ ઘણું છે. કેળવાએલી માતાએ બચ્ચાની કેળ-વણીનું ખાસ લક્ષ આપવું જોઈએ. તોજ પ્રજાની આબાદી થશે.

લેખક શ્રી.
વાડીલાલ શાહ
ચકલાસીવાળા

# અંતર વ્યથા

"પત્ર ૨ જો"

મુંબઈ તા.
ચંદન નિવાસ

"આશા"

"તારી અંતરવ્યથા દર્શાવતો પત્ર વાંચ્યો. તું મને વિસરી ગઈ, તેથી મારે તને વિસારી મૂકવી ન જોઈએ. તારી યાદી મારા દિલમાં હરહમેશને માટે છે અને રહેશે. "આશા! કેટલું સુંદર નામ!"

જગતમાં રાચતા દરેક જીવાત્માઓના અંતરમાં આશાની અમર જ્યોત પ્રગતિ રહે છે. નિરાશાની ઉંડીગર્તામાં ગોથાં ખાતો માનવ આશાની જ્યોતપર જીવી. રહે છે. અને તેવા માનવહૃદયની આશા પ્રભુ પૂર્ણ કરે છે.

"બ્હેન!" મારા કરતાં તું વધુ સમજદાર છે. તારે શું કરવું એ તારી બુદ્ધિમતા ઉપર આધાર રાખે છે." કઈ દિશા તરફ તારા જીવનને પ્રગતિમાન બનાવવુ એ તારી મક્કમ વિચાર શ્રેણીપર અવલંબે છે. જ્યાં સુધી તું મક્કમ વિચાર નહી કરે ત્યાં સુધી તારા અંતરની વ્યથા એ વ્યથા જ રહેવાની છે."

"તું પત્રમાં જણાવે છે કે નિર્દય હૃદયના યુવાનો, પ્રેમપત્રો અને ચેષ્ટાઓ કરી, અબળા હૃદયોમાં દુઃખદર્દ પેદા કરે છે તારી એ માન્યતા પાયાવગરની છે કોઈપણ યુવાન દિલ અબળા હૃદયને લોભાવી શકતું નથી. બલ્કે તેથી ઉલ્ટું જ થાય છે."

"અબળા જાતિનાં આકર્ષણો વધુ તેજ અને ચમકદાર હોવાના કારણે કવિઓએ અબળાઓને સૌન્દર્યમૂર્તિ તરીકે વર્ણવી છે અને તેવી સૌન્દર્યમૂર્તિઓની પાછળ યુવાનો પાગલ બની જીવન બરબાદ કરી નાખે છે.

"જે યુવાનોની જગતને જરૂર છે અને કાર્યક્ષેત્રમાં રહી જે યુવાનોને કાંઈક કરવાનું છે તેવા યુવાનો એક યુવતિની પાછળ જીવનની આહુતી આપતાં અચકાતા નથી જેઓને આપણે નિર્દય ગણીએ છીએ તેઓ એટલા તો ભોળા અને ત્યાગ વૃત્તિવાળા હોય છે કે તેમની ત્યાગવૃત્તિ આગળ આપણે કાંઈ હીસાબમાં નથી.

"બ્હેન! આ સ્થળે તમામ અબળા જાતિને થશે કે આપણે હાથે કરી આપણી જાત ઉપર આક્ષેપ મૂકીએ છીએ.એવું સમજવું એ આપણી ઓછી બુદ્ધિનું કારણ, અને મૂર્ખાઈ છે વિચાર કરીએ તો આપણને આપણા અંતરના ઉંડાણમાંથી સાચો જવાબ મળી રહેશે. આપણે નહિ બલ્કે આપણી ફેશન અને આપણને મળેલા કુદરતિ સૌન્દર્ય ઉપર ચડેલો ઓપ યુવાન હૃદયોને આપણા તરફ આકર્ષે છે.

આપણી 'સ્ત્રી શક્તિ' જગતની સર્વ શક્તિઓમાં શ્રેષ્ઠ છે. તે શક્તિ આગળ સઘળી શક્તિઓ નમતું આપે છે. યુદ્ધના મેદાનમાં અનેક યોદ્ધાઓ સામે એક વીર યોદ્ધો નગ્ન તલવારે મર્યાદા છોડી સંહાર કરી રહ્યો હોય છે, તેવા યોદ્ધાને પણ વિના હથીઆરે સ્ત્રીશક્તિ નમાવે છે. તે શક્તિ આજે આપણામાં રહી નથી. આપણે આપણી શક્તિ ખોટા મોજ અને ફેશનની ફેલી જાળમાં ગુમાવી બેઠાં છીએ.

"પ્રથમ હું કુવારિકા હતી–પિતાગૃહે પુત્રી તરીકે મનાતી હતી. જ્યારે મેં પ્રભુતામાં પગલાં માંડયાં અને શ્વસુરગૃહે ગઈ ત્યારે

હું સમજી શકી કે મારી ગણતરી સ્ત્રીમાં થઈ છે અને મેં મારા શ્વસુરગૃહે 'આવી ગે' જે કાંઈ મેળવ્યું, તેથી મને પૂર્ણ સંતોષ થયો છે. આજે હું એક પુત્રની માતા બની છું અને તે પુત્ર મા ના મીઠા નામથી મને સંબોધિ રહ્યો છે. મારી માફક હરેક અબળા જાતિને મા બનવું આવશ્યક છે જ્યાં સુધી તેણી પુત્રી મટી, સ્ત્રી ધર્મ સ્વીકરી, માતા નહિ બને ત્યાં સુધી તેણીના જીવનની ઉન્નતિ નથી એટલું યાદ રાખવું જરૂરી છે.

"સ્ત્રી બનવું સહેલું છે સ્ત્રી બનીને જીવન વ્યતિત કરવું બહુજ મુશ્કેલ છે."—

બ્હેન ! એકજ વસ્તુમાં આમ ઉંડા ઉતરી ને જોઈશું–તો તેનો અંત નહી આવે હવે અંગત વાત ઉપર મારે ચાર શબ્દો કહેવા જોઈએ, કદાચ મારા શબ્દોથી તું દિલગીર બને તો મને માફ કરજે પરંતુ મારા લખાણનો સઘળો સાર સમજી ગ્રહણ કરજે.

"બ્હેન ! તારી અંતરવ્યથાનો સાચો જવાબ તારી પાસે જ છે તે એકાગ્રત ચિત્તે સંપૂર્ણ વિચાર કરી જોયો હોય તો તારી વ્યથાનો ખરો જવાબ મળ્યો હોત; પરંતુ તારા અંતરમાં થતા ભીષણ દર્દે તને કાંઇ ન સમજાયું.

જ્યારે તું કારમાં બેસી ફરવા નીકળી અને વિદ્યુત વેગે ગહન કરતી તારી કાર નીચે એક આશાવાદી યુવાનનું જીવન છુંદાતું ત્હેં તારી નજરે નીરખ્યું. તો ખ્યાલ કર કે તે યુવાનની પ્રતિ છાયા તારી આગળ ફર્યા કરે છે તેના મન મંદિરમાં તારીજ મૂર્તિને સ્થાન આપ્યું છે અને દરેકપળોમાં તને સુખી કરવા અને સુખી જોવા ચ્હાય છે. જે 'યુવાનનું જીવન તારી કારનીચે છૂંદાતું તને માલુમ પડ્યું તે યુવાન ભવિષ્યમાં તારા છુંદાતા જીવનનો ઉદ્ધાર કરી તને સુખી બનાવ્યા વિના રહેશે નહિ. મારી તને સાચી સલાહ છે કે તારે સઘળા વિચારો દૂર કરવા અને તે યુવાનને સોધી તેના જીવનને છુંદાવા ન દેતાં કિર્તિમય બનાવવું જોઈએ તારા જીવનનું સાચું સુખ તે યુવાનમાંજ સમાયું છે.'

'તારી અંતર વસ્તુ મેળવવા માટે તારે સઘળાંના અવાજને ઉડાડી દેવા પડશે તું તેમ નહિ કરે ત્યાં સુધી તું તે મેળવી શકનાર નથી.

"તારા સઘળા પ્રશ્નો અને અંતરવ્યથાનો એ એકજ જવાબ છે.

એજ લી.

અંતર હૃદયથી સાચો આશીર્વાદ દેતી.

મીના

# આશાને



તું તો દુનિયાની મતલબ મૂર્તિ !
હો આશા અલબેલડી........૧

તું તો વનવનનાં પારણે ઝુલંતી,
હો આશા અલબેલડી........૨

તું તો આઘા ડુંગર ડોલવતી,
હો આશા અલબેલડી........૩

તું તો હૈયાંની નૈયા નચાવતી,
હો આશા અલબેલડી........૪

તું તો પલપલમાં રંગ પલટંતી,
હો આશા અલબેલડી........૫

તું તો પોચા અંતર ભીંજવતી,
હો આશા અલબેલડી........૬

તું તો પુરાણી પ્રીત જગવંતી,
હો આશા અલબેલડી........૭

તું તો કવિઓના નેન પર રમતી,
હો આશા અલબેલડી........૮

તું તો બાળકની કીકીઓમાં હસતી,
હો આશા અલબેલડી........૯

તું તો આવે આવે ને વહી જાતી,
હો આશા અલબેલડી........૧૦

ભારદ્વાજ

## ગ્રંથ પરિચય

શ્રી. કેશવપ્રસાદ દેસાઇ

મંજૂષા લેખકઃ–મોહિનીચંદ્ર પ્રકાશક. આર. આર. શેઠની કં. મુંબઈ. ૨ પાનાં ૧૧૬ કાર્ડબોર્ડનું સુશોભિત પુંઠું. સુંદર છપાઈ કીં. રૂ. ૨–૦–૦

સુંદર રાસોના લેખક તરીકે સ્ત્રીબોધના વાંચકો શ્રી. મોહિનીચંદ્રને ઓળખે છે. આ સંગ્રહ રાસોનો નથી પણ તેમનાં રચેલાં કાવ્યોનો છે. લેખક શરૂમાં જણાવે છે કે: "૧૯૨૦માં મેટ્રીકની પરીક્ષામાં હું નિષ્ફળ નિવડ્યો. એ ઘેરા વિષાદમાંથી મને કવિતાની પગદંડી સાંપડી." લેખકનો પ્રેમ કવિતા દેવી તરફ અજન્ય ભાવે ઢળે છે તે પુસ્તકને અંતે લખાયેલી તેમની "ઝંખના" ઉપરથી જણાય છે. આ "ઝંખના" ગદ્ય કાવ્યના સુંદર નમુના ૩૫ છે. "મંજૂષા"માં ૧૩૯ કાવ્ય રત્નો ભર્યાં છે. તેમની વરણી લેખકે પોતેજ આઠ વિભાગમાં કરી છે. એમનાં દરેક કાવ્યોમાં તેમનું ભાષા ઉપરનું પ્રભુત્વ તથા છંદ રચના ઉપર સ્વામીત્વ દેખાઈ આવે છે. કલ્પનાનાં ઉડ્ડયન બહુ ઉંચા નથી અને તેથીજ સામાન્ય વાંચકોને તે વિશેષ પ્રમાણમાં આકર્ષે કુટુંબ પ્રેમ–પિતૃપ્રેમના સુંદર નમૂનારૂપ એમનાં કાવ્યો. "પોક" "ભસ્મ" "સ્મૃતિત્રય" "ક્ષણિક" અને "કૂચ" ગણાવી શકાય તેમ છે. સર્વ વાંચકોને આ કાવ્યો જરૂર સ્પર્શશે એજ એમની ઉત્તમતા છે. સ્વાતંત્ર્ય પ્રિતિ અને દેશદાઝના કાવ્યો પણ આ સંગ્રહમાં છે. "હોળી" "નીચોડ" "ઉષા" "વ્રત" વગેરે કાવ્યોમાં લેખકની દેશદાઝ અને સ્વાતંત્ર્ય પ્રેમ દેખાઈ આવે છે. "અવિશ્રાંતઆત્મા"માં ગાંધીજીની ગૌરવભરી પ્રશક્તિ છે. ઉંડી કવિતા ભક્તિથી રચાયલા કાવ્યોનો આ સંગ્રહ છે અને વિવેચકોની નજરે તે ગગનગામી નહિ હોય તો પણ પૃથ્વીનાં ભાંડુઓને તે વાંચવો ગમશે.

પાપના પડછાયા લેખકઃ–કાંતિલાલ મણીલાલ શાહ. પ્રકાશક: બુકસેલર હેમરાજ દયાળજી. સાંકડીશેરી, અમદાવાદ. પાનાં. ૧૬૩ કાચુંપુંઠું હલકો કાગળ. કીં. ૦–૮–૦

સ્ત્રીઓ સામે જાણે જગત અન્યાય કરે છે. એમ જણાવી થોડી સ્ત્રીઓની આત્મકથા ને નામે આમા અનીતિના પ્રસંગોનું વર્ણન કરાયલું છે. આવાં વર્ણનો અમુક પ્રકારના મનુષ્યો મોજથી વાંચે તે ઉપરાંત તેનો કાંઈ અર્થ નથી. સ્ત્રીજાતિના પ્રશ્નોનો ઉકેલ આણવામાં આવાં પુસ્તકો મદદગાર થવાનાં નથી.

રાષ્ટ્રિય ઉદ્યોગો લેખકઃ–"મૃદુલ" પ્રકાશક નવયુગ પુસ્તક ભંડાર. રાજકોટ. પાકું પુંઠું. પાનાં ૧૭૬ કીં. ૧–૮–૦

શાહી, તેલ, શ્રૃંગાર સાધનો, સુગંધ, સાબુ, શરબત, નેત્રાંજન, દંતમંજન, રંગ–ચમક, દવાઓ, ખોરાકના મશાલા મુરબ્બાઓ વિગેરે બનાવટોની રીત આ પુસ્તકમાં આપી છે. જો આ રીતો અનુભવસિદ્ધ હોય તો ઘણા લોકો તેનો લાભ લઈ શકશે. અત્યાર ઘણીયે પરદેશી ચીજો મળવી મુશ્કેલ છે. તેવા વખતમાં આમાંથી પોતાને જરૂર પડે તેવી ચીજો જો મેળવી શકાય તો તે મેળવવી જોઇયે.




**શ્રી. કેશવપ્રસાદ સી. દેસાઈ**

**સુલોચનાબેન.**

અમદાવાદ વનિતાવિશ્રામનાં આદ્ય વ્યવસ્થાપક ગં. સ્વ. સુલોચનાબેન દેસાઈએ સ્વેચ્છાથી નિવૃત્તિ સ્વીકારી છે, લગભગ ત્રીસ વર્ષના તેમના સંબંધ પછી તેઓ નિવૃત્ત થાય તે સ્વાભાવિક છે. તેઓ વનપ્રવેશ કરી ચુકેલાં છે અને તેમની શારીરિક પ્રકૃતિ સ્વસ્થ નથી એટલે તેમને આરામની જરૂર હતીજ. આપણે આશા રાખીશું કે તેઓ પોતાની પ્રિય સંસ્થાથી સમૂળગા અળગા નહિ રહેતાં તેના કારભારમાં યોગ્ય સલાહ આપતાં રહેશે અને પોતાનાં નિવૃત્તિ-સ્થળમાંથી પણ તેની પ્રગતિમાં હીસ્સો આપતાં રહેશે. નિવૃત્તિમાં તેઓ સંપૂર્ણ સ્વાસ્થ્ય ભોગવે એવી શુભેચ્છા સૌ કોઈ દર્શાવશેજ. ગં. સ્વ. સુલોચનાબેનને ઉગતી યુવાવસ્થામાં જ વૈધવ્ય આવ્યું. દિ. બા. અંબાલાલ સાકરલાલનાં દૌહિત્રી, તે જમાના પ્રમાણે 'સારૂં' શિક્ષણ પામેલાં ભવિષ્ય માટે મોટી આશા આપનાર યુવતિને વૈધવ્યથી તે સમયે અમદાવાદમાં સર્વત્ર શોક છવાયો હતો. એક રત્ન ધુળમાં રગદોળાયું એવી લાગણી સૌના મનનાં થઇ હતી. પરંતુ આ શોક પ્રસંગથી તેમનાં માતુશ્રી રૂક્ષ્મણીબેનનાં અંતરનાં ચક્ષુ ઉઘડ્યાં. તેમને પોતાની પુત્રી જેવી અનેક બાળવિધવાઓનો વિચાર આવ્યો. અને દીર્ઘ મનોમંથન પછી તેમણે વિધવાઓ માટે આશ્રમ સ્થાપવાની યોજના વિચારી અને તે કાર્યમાં પોતાની બાળવિધવા પુત્રીને પરોવવાનો નિશ્ચય કર્યો. પરિણામે "વનિતાવિશ્રામ"ની સ્થાપના થઈ. ધીમે ધીમે તેની કક્ષામાં સ્ત્રી ઉત્કર્ષની અનેક પ્રવૃત્તિઓ આવી અને તેનો અનેક દેશીય વિકાસ થયો. "વનિતા વિશ્રામ"ની સ્થાપનામાં જ નહિ, પણ ત્યાર પછીના તેના વિકાસમાં રૂક્ષ્મણીબેનનો હીસ્સો છે. તેઓ પાછળ રહીને આ કાર્યમાં પૂરી મદદ કરતાં હતાં. સુભાગ્યે તેઓ અત્યારે પણ આપણી વચ્ચે છે. અને પોતે રોપેલાં બીજાને પોતાની પુત્રીએ સંભાળીને તેમાંથી કેવું મોટું વૃક્ષ કર્યું છે તે જાતે જોઈને સંતોષ પામતાં હશે. વનિતાવિશ્રામની અનેકવિધ પ્રવૃત્તિઓમાં અત્યારે વિધવાશ્રમ સાથે કન્યાઓ માટે પ્રાથમિકશાળા, માધ્યમિકશાળા, મોટી ઉમરની સ્ત્રીઓ માટે શિક્ષણ વર્ગો, ઉદ્યોગવર્ગો, વિગેરે છે. વનિતાવિશ્રામ મહિલાવિદ્યાલય ઠાકરસી હિંદી સ્ત્રી વિદ્યાપીઠ સાથે જોડાયલું છે અને તે વિદ્યાપીઠની એક સન્માનિત સંસ્થા ગણાય છે. આ સંસ્થાને લીધે જ ઉચ્ચ શિક્ષણ આપતી લાલશંકર મહિલા પાઠશાળાની સંસ્થા સંભવિત બની છે. આ મહિલાવિદ્યાલય અમદાવાદને ગૌરવરૂપ છે અમદાવાદની પ્રજા તેમજ વનિતાવિશ્રામનો જેઓએ લાભ લીધો હતો તેઓએ થોડાં વર્ષો ઉપર કૃતજ્ઞતા દર્શાવી તે સંસ્થાનો રૌપ્ય મહોત્સવ મોટાપાયાં ઉપર ઉજવ્યો હતો. જૂની વિદ્યાર્થિનીઓ તે સમયનો ઉત્સાહ જેમણે જોયો હતો, તેઓને એ સંસ્થાની

સાંસારિક અસરનો ખ્યાલ આવ્યો હતો. આવી સંસ્થાઓને હમેશાં નાણાંભીડ રહેજ. ચાલુ ખર્ચ માટે હમેશાં શહેરીઓની સમભાવના ઉપર આધાર રાખવો પડેજ. અને એ રીતે તેને જાહેર પ્રજાનો સંપર્ક હમેશાં રહે, સુલોચનાબેનને આ સંપર્ક સાચવતાં કેટલી મહેનત પડી હશે, તેતો અનુભવીઓજ જાણે. સંસ્થાની સાથે સુલોચનાબેનનો પોતાનો પણ આંતરિક વિકાસ થયો હતો અને તેનું "વ્યવસ્થાપક"પદ તેમણે પૂર્ણ યોગ્યતાથી અત્યાર સુધી શોભાવ્યું છે. તેઓને આ પ્રસંગે અમે કરેલાં કાર્યમાટે અભિનંદન આપીયે છીએ અને પોતાની નિવૃત્તિ સમય આરોગ્ય અને શાંતિમાં ગાળી તેઓ નિવૃત્તિમાં પણ પ્રવૃત્ત કરી શકે એવી શુભેચ્છાઓ દર્શાવીયે છીએ. તેમની નિવૃત્તિ સમયે સંસ્થામાં જે ઠરાવ થયો છે તે આ પ્રમાણે છે.

આ સંસ્થા શરૂ કરવામાં, નિભાવવામાં, અને આ સ્થિતિએ લાવવામાં શ્રીમતી સુલોચનાબેન, જે અથાગસેવા, શ્રમ, ઉત્સાહ; અને આત્મભોગ આપ્યો છે, તેની આ કમીટી કદર કરે છે. ને આ સંસ્થાના પ્રાણરૂપ રહી, તેમણે આ સંસ્થાને અંગે ચાલતીશાળાઓમાં ભણનારી તેમજ આશ્રમમાં રહેનારી બેનોનાં જીવન તેમજ આદર્શ, ઉત્કૃષ્ટ અને શુદ્ધ કરી, સમાજને ઉપયોગી કરવામાં જે સેવા બજાવી છે, તે માટે આ કમીટી તેમ સામાન્યરીતે સમસ્ત ગુજરાતની સ્ત્રીઓ તેમની ઋણી છે. શ્રીમતી સુલોચનાબેન તેમની પોતાની ઇચ્છાથી નિવૃત્ત થતાં છતાંયે તેમની હયાતીમાં આ સંસ્થાના વ્યવસ્થાપક તરીકે નહિ રહેતા, બ્હારથી પણ સલાહ અને સૂચના આપવાનું માથે લે છે તે બદલ આ કમીટી તેમનો આભાર માને છે. આ સંસ્થાના વ્યવસ્થાપક તરીકેની તેમની કામગીરીમાંથી આ કમીટી તેમની ઇચ્છા મુજબ તેમને નિવૃત્ત કરે છે, અને તેમની ખોટ આ સંસ્થામાં પૂરાવી મુશ્કેલ છે એવો અભિપ્રાય જાહેર કરે છે.

"શ્રી સુલોચનાબેને આટલાં વર્ષો સુધી જે સેવા કરી છે, તેની અલ્પ કદર તરીકે તેમનું તૈલચિત્ર આ સંસ્થામાં સંસ્થાના ખર્ચે મૂકવાની મંત્રીઓને સત્તા આપવામાં આવેછે.

સુલોચનાબેનને સ્થાને શ્રી. પદ્માબેન જેઓ આ સંસ્થામાં શીખેલાં છે અને જી. એ. થયેલાં છે. તેમની નિમણુંક થઈ છે તે યોગ્યજ થયું છે.

**કાર્વે વિદ્યાપીઠ**

આ વિદ્યાપીઠનો છત્રીસમો પદવીદાન સમારંભ ચોથી જુલાઈને દિવસે થયો હતો. તે પ્રસગે હિંદી સરકારના કેલવણી ખાતાના પ્રધાન ઑન મી. નલિનીરંજન સરકારે મુખ્ય વ્યાખ્યાન આપ્યું હતું તથા વિદ્યાપીઠના કુલપતિ સર સીતારામ પાટકરે પ્રારંભિક વ્યાખ્યાન કર્યું હતું બન્ને વ્યાખ્યાનોમાંથી વિચારો માટે પુષ્કળ સામગ્રી મળી આવે છે. આ વિદ્યાપીઠની વિશેષતા ગણાવતાં સર સીતારામે નીચે પ્રમાણે ઉલ્લેખ કર્યો હતો. (૧) આ વિદ્યાપીઠમાં શિક્ષણ માતૃભાષાદ્વારા આપવામાં આવે છે. (૨) વિદ્યાપીઠનો ક્રમ સ્ત્રીઓને ઉપયોગી થાય તથા તેમને રસ ઉત્પન્ન થાય તેવો રચવામાં આવ્યો છે. (૩) પાઠશાળાઓમાં ગયાવિના અને તેમાં અમુક દિવસોની હાજરી પુરાવ્યાવિના, પરીક્ષાઓ આપી શકાય છે. (૪) પાશ્ચાત્ય સંસ્કૃતિના દ્વારરૂપ અંગ્રેજી

ભાષાનું શિક્ષણ ફરજીયાત છે, બીજા ફરજીયાત વિષયોમાં ઈતિહાસ, ગૃહવિજ્ઞાન અને આરોગ્યશાસ્ત્ર, સમાજશાસ્ત્ર અને માનસશાસ્ત્ર તથા બાલ માનસનો અભ્યાસ છે. ઐચ્છિક વિષયો વિવિધ છે તથા તેમાં સંગીત અને ચિત્રકલાનો પણ સમાવેશ થાય છે નામદાર નલિની રંજન સરકારે પોતાના વ્યાખ્યાનમાં ઘણા ઉપયોગી વિષયો ચર્ચ્યા છે પ્રથમ તો તેમણે એમ કહ્યું છે કે કોઈ પણ દેશની પરિસ્થિતિ, આર્થિક સ્થિતિ, અને સમાજરચનાનો વિચાર કર્યા વિના ત્યાંની શિક્ષણ સંસ્થાઓની યોજના થવી જોઈયે નહિ. આપણા દેશનું મૂખ્ય આ જીવન ખેતી ઉપર હોવાથી મોટી સંખ્યા ખેતી કાર્યમાં રોકાયલા અને ગામડામાં રહેવાનીજ આ મોટી સંખ્યા માટે ઉચ્ચ શિક્ષણ આપવાનું કાર્ય બહુજ પરિમિત રહેવાનું આ સ્ત્રીઓમાં માધ્યમિક શિક્ષણનો વિશેષ પ્રચાર થશે ત્યારે પણ તેમાની ઘણી મોટી સંખ્યા ઘર કામમાંજ પરોવાયલી રહેશે. સ્ત્રીવર્ગ જેને ઉચ્ચ શિક્ષણ લેવાનો અવસર આવશે તો પણ આવું શિક્ષણ મળ્યા પછી તેઓ ઘર અને કુટુંબમાં રોકાશે આ હકીકતો ધ્યાનમાં રાખીને સ્ત્રીઓના ઉચ્ચ શિક્ષણની યોજના થવી જોઈયે. સ્ત્રીઓ માટે જુદી વિદ્યાપીઠની જરૂર છે કે નહિ તે પ્રશ્ન ચર્ચાતા તેમણે જણાવ્યું કે જો જુની વિદ્યાપીઠના ધોરણ ઉપરજ ફકત પડદાનશીન સંસ્થા સ્થાપવાનો ઈરાદો હોય તો જુદી વિદ્યાપીઠની જરૂર નથી. પરંતુ જો સ્ત્રીઓની જરૂરીયાતો, તેમનાં સામાજીક ધર્મ, અને તેમની ખાસ વૃત્તિઓને ધ્યાનમાં લઈને સ્ત્રી વિદ્યાપીઠ સ્થાપવાની હોય તો તે અતિ આવશ્યક કાર્ય છે. અલબત્ત કેટલીએક કન્યાઓની મનોવૃત્તિ લગ્ન વિરોધી હોઈ શકે, તેમજ તેમના મનનું ખાસ વલણ તેમને વૈજ્ઞાનિક શોધખોળ માટે લાયક બનાવી શકે તેવું હોય આવી કન્યાઓ માટે જુની વિદ્યાપીઠો છે જ. અને ત્યાં જતાં તેમને રોકવી જોઈયે નહિ પરંતુ સ્ત્રીવર્ગના મોટા ભાગને તો તેમની વલણો ધ્યાનમાં લઈને રચાયલા ક્રમવાળી વિદ્યાપીઠોથી વધુ લાભ થવા સંભવ છે. આવી વિદ્યાપીઠના ક્રમની રચના વખતે બે વિરોધી તત્ત્વો વચ્ચે ઘર્ષણ થવા સંભવ છે. પુરૂષોને જે લીબરલ એજ્યુકેશન અપાય છે તેવું કેવળ વિશાળ જ્ઞાન અને ઘર ધંધાને એક ધંધો કે ઉદ્યમ ગણીને ઘર તથા કુટુંબને અનુકુળ થાય તેવું ધંધાદારી કહી શકાય તેવું જ્ઞાન, એ બેમાંથી કયે ધોરણે કામ લેવું જોઈયે તેનો નિકાલ કરવા મુશ્કેલ બને છે. એકલી લીબરલ કેલવણીથી સ્ત્રીઓને આવશ્યક એવા ગૃહકાર્યના અનેક વિષયોનું તેમને જ્ઞાન થતું નથી કેવળ ગૃહકલા શિક્ષણથી ઉચ્ચ કેલવણી–ઉદાર કેળવણીનું સંસ્કૃતિ જ્ઞાન સ્ત્રીઓને મળતું નથી. આ બે શિક્ષણ દ્રષ્ટિઓ નિરાળી થતી હોવાના ચિન્હ અત્યારેદ્રષ્ટિગોચર થાય છે. પરંતુ ઉચ્ચ શિક્ષણ માટેની સ્ત્રી સંસ્થાએ આ બન્નેનો સમન્વય સાધવોજ જોઈયે. આ બન્નેમાંથી એકપણ વગર આપણા દેશની સ્ત્રીઓને ચાલશે નહિ. આ બન્નેનો સમન્વય સ્ત્રીઓ માટેના ઉચ્ચ શિક્ષણક્રમમાં નહિ થાય, તો આપણા દેશની પરિસ્થિતિમાં, સમાજરચના અને આર્થિક સ્થિતિમાં જબર અંધાધુધી થશે. એકદેશીય ઉચ્ચશિક્ષણ–છોકરા જેવુંજ ઉચ્ચશિક્ષણ લેવાથી પશ્ચિમ પ્રદેશોમાં સ્ત્રીઓને પુરૂષો જેવીજ નોકરીઓની લાયકાત મેળવવી પડી. પરિણામે નોકરી મેળવવામાં હરિફાઈ વધી. પૂરૂષોમાં બેકારી વધી. કૌટુંબિકજીવન નિરૂત્સાહ થયું. અને તેના અનેક દુખ્ય પરિણામ આવ્યાં.

ઑન મી. સરકારના વિચારો ઉપર જણાવ્યાં છે તેમનું આખુંયે વ્યાખ્યાન તેમના દ્રષ્ટિબિંદુનું સમર્થન કરે છે. સ્ત્રી પ્રગતિની હીલચાલ હિંદમાં હજી શરૂઆતની છે. હિંદની

**સ્ત્રી વિદ્યાપીઠનું કર્તવ્ય**

સ્ત્રીઓને અમુક રાજકીય હક્કો વગેરે લડતે મળી ગયા છે. આ કારણોને લીધે હજી હિંદી શિક્ષિત સ્ત્રીઓ કૌટુંબિક જીવનથી વિમુખ થઈ નથી. આ વિદ્યાપીઠ સરકારી પરવાના માટે યત્ન કરે છે અને તે માટે તેના અભ્યાસક્રમની પુનઃરચના થાય છે. તે સમયે આ સ્ત્રી વિદ્યાપીઠનું કર્તવ્ય છે કે આ ક્રમમાં વિશાળા ઉચ્ચ શિક્ષણ-સંસ્કાર પૂરક શિક્ષણ અને ગૃહવિજ્ઞાન વગેરેના ઘરધંધાના શિક્ષણ વચ્ચે યોગ્ય સમન્વય સાધવો. આ સમન્વય અમુક રીતે અત્યાર પહેલાં પણ સધાયો છે. પરંતુ આ વિદ્યાપીઠના સભાસદોમાં હજીયે એક પક્ષ એવો છે કે જે સ્ત્રીઓ માટેની જુદી વિદ્યાપીઠ હોવાની ખાસ જરૂર માનતો નથી આ પક્ષ નાનો હશે પણ અસ્તિત્વમાં છે. આવા પક્ષની હાજરીથી આખીયે વિદ્યાપીઠનું કાર્ય ધીમું થવા ભય રહે છે. તેમના મનમાં અંદરખાનેથી એવી માન્યતા હોવાનું જણાય છે કે સહ-શિક્ષણના લાભ વગર આ કન્યાઓની ખીલવણી અધુરી રહે. આ માન્યતા યોગ્ય નથી, દેશના સર્વ ભાગોમાંથી પડદો, હોજલ, અને મલાજો દૂર થતાં જાય છે. મુંબાઈ ઇલાકામાં તો તે છેજ નહિ. એટલે સ્ત્રીઓ આપણા સમાજમાં પુરૂષોથી અલગ રહેતી નથી. સમાજની અનેક હીલચાલોમાં સ્ત્રી પુરૂષો, કન્યાઓ તેમજ કુમારો સાથે કાર્ય કરે છે. એટલે કેવળ સહ શિક્ષણના અભાવ માટે મહિલા વિદ્યાલયની અગત્ય ઓછી આંકવી તે અયોગ્ય છે, સહ શિક્ષણના અભાવથી આ વિદ્યાપીઠની બાળાઓની ખીલવણીમાં જરાયે ઉણપ આવવા સંભવ નથી. અલબત્ત જે બાળાઓ ડાક્તર, ઈજનેર, કે વૈજ્ઞાનિક શોધખોળનું કાર્ય કે વકીલાત કરવા માંગતી હોય તેમને માટે જુની વિદ્યાપીઠો છે જ, તેમાં ભણવાની સગવડો તેમને મળવીજ જોઇએ. પરંતુ સ્ત્રીઓના ઘણા મોટા ભાગ માટે તો ગૃહજીવન તરફ ઝોક આપતું ઉચ્ચ ઉદાર શિક્ષણ જરૂરનું છે જ. અને તે માટે જુદી સ્ત્રી વિદ્યાપીઠની જરૂર છે. સ્ત્રીવિદ્યાપીઠની બાળાઓ રમતગમતમાં, ચર્ચા મંડળોમાં, સામાજીક હીલચાલોમાં અન્યમિશ્ર કોલેજોના વિદ્યાર્થીઓ સાથે સંપર્ક સાધી શકે. તે માટે તેમને તક પણ મળવી જોઈએ પરંતુ જુદી સંસ્થાથી હંમેશ માટે પુરૂષોની જુદાઈ રહી જશે એ બીકનો, એ માનસનો, હવે ત્યાગ થવો જોઈયે.

**પ્રગતિ**

ઠાકરસી મહિલા વિદ્યાપીઠની પ્રગતિના આંકડા સૂચક છે. ૧૯૧૬માં તેની સ્થાપના થઈ પણ ત્યાર પછીની તેની પ્રગતિ શરૂઆતમાં ધીમી હોય તે સ્વાભાવિક છે. અત્યારે તેની તરફથી બે કોલેજો અને બે હાઈસ્કુલો નિભાવાય છે. તેનો અભ્યાસક્રમ માન્ય કરી તેની સાથે જોડાયલી સંસ્થાઓમાં એક ટ્રેનીંગ કોલેજ, બે કોલેજો સત્તર હાઈસ્કુલો અને એક મીડલસ્કુલ છે. અત્યારસુધીમાં ૫૮૭ સ્નાતિકાઓ આ વિદ્યાપીઠમાંથી બહાર પડી છે. ૧૯૬૫ મેટ્રીક થઈ છે. અત્યારે તેની કોલેજોમાં ૨૬૦ કન્યાઓ શિક્ષણ લે છે. વાર્ષિક એક લાખ અને સીતેર હજારનું તેનું બજેટ છે. આ પ્રગતિ સારી છે. હજીયે તે વિશેષ પ્રગતિ કરશેજ. ઘેર બેઠાં ઉચ્ચ શિક્ષણ અને ડીગ્રી મેળવવાની જોગવાઈથી દૂર ગામોમાં વસનાર ઉત્સાહી કન્યાઓને ઘણો લાભ મળે છે. આ સગવડનો લાભ ધીમે ધીમે વિશેષ પ્રમાણમાં લેવાશેજ.

ચાલુ વર્ષ ઠાકરસી મહિલા વિદ્યાપીઠના વાઈસ ચાન્સેલરની જગાયે શ્રી. શારદાબેન

મહેતા બી.એ.ની વરણી સર્વાનુમતે થઈ છે તે માટે આપણે તેમને અભિનંદન આપીશું.

**અભિનંદન**

વિદ્યાપીઠની સ્થાપનાના સમયથી તેમનો તે સાથે સંબંધ છે. તેનું કાર્ય આગળ વધારવા માટે તેમણે સક્રીય સાથ આપ્યો છે. અમદાવાદમાં આ વિદ્યાપીઠ સાથે જોડાયલી મહીલા વિદ્યાલય અને મહિલા પાઠશાળાની સ્થાપનામાં શારદાબેનનો હીસ્સો છે. તેમની દોરવણી નીચે વિદ્યાપીઠ પોતાના ધ્યેયમાં આગળ વધશે એવી આશા આપણે રાખી શકીયે. અત્યારે અભ્યાસક્રમની પુનઃરચના થાય છે તે પ્રસંગે ખાસ રસ લઈ, તેઓ તેને યોગ્ય ઝોક આપવા તથા સુરત અને ભાવનગરમાં તેમનાં સમય દરમિયાન પાઠશાળાઓ સ્થાપવા યત્ન કરશે, વિદ્યાપીઠે આ ચુંટણી કરી લાયકને લાયક માન તથા તક આપ્યાં છે.

**મોંઘવારી**

છેલ્લા ૭ માસથી યુદ્ધની પરિસ્થિતિને લીધે હિંદમાં હાડમારીઓ ઘણી વધી છે. દરેક ચીજ મોંઘી થઈ છે અને તે ઉપરાંત તેની અછત એટલી વધી ગઈ છે કે તે મેળવવામાં મુશ્કેલી પડી છે. ઘઉં, બાજરી, ચોખા, ખાંડ, ચ્હા, ગ્યાસતેલ, કોલસા, શાકભાજી, વગેરે મેળવવાની પણ મુશ્કેલી નડે છે. તેમાંયે હમણાં ગ્યાસતેલ મેળવવા માટે ખાસ કરીને મુંબઈમાં જે દેખાવ થાય છે તે તો કોઇનીયે આંખ ઉઘાડે એવો છે. મુંબઈમાં નાની ઓરડીઓમાં રહેવાનું છે. ઘણુંયે લોકો સ્ટવ ઉપર રાંધે છે. ચોમાસામાં કોલસા બીનાં થઇ જાય એટલે દોડાદોડીની રસોઇ સ્ટવ ઉપરજ કરી લેવી પડે. પરંતુ એક બાટલી ગ્યાસતેલ લેવા માટે ત્રણ કલાક હારમાં ઉભા રહીને ધક્કા ખાવા પડે છે. કામાઉ માણસો તો કામે જાય. એટલે ઘણી સ્ત્રીઓને તે લેવા જવું પડે છે. આ સ્થિતિ અટકાવવા સરકારે તાબડતોબ પગલાં ભરવાંજ જોઈયે. જો હાડમારી આવીને આવી રહેવાની હોય તો દરેક કુટુંબને ભાગે પડતી રેશન ટીકીટો આપવી જોઇયે. તેમજ મ્યુનીસીપાલીટી તરફથી લતે લતે અનાજની દુકાનો ખોલવી જોઈયે. શાકભાજી અને દૂધ વગર લોકોમાં અને ખાસ કરીને બાળકોમાં રોગ પેદા થવાનો ભય છે. તે ટાળવા સરકાર તરફથી લોકોને માહિતી આપવી જોઈયે કે શાકના બદલામાં તેમણે શું ખાવું જોઈયે. ટમેટા ગુણકારી છે એમ કહી ટમેટાનો વપરાશ લોકોમાં વધારવામાં આવ્યો. પણ ટમેટા દસથી બાર આને રતલ થઇ જાય ત્યારે તેને બદલે શું વાપરવું તે લોકોને જણાવવું જોઈયે. કરમદા અને આમળાંના ઉપયોગથી અમુક જીવનતત્ત્વો મળે છે. લોકોને તેની પૂરતી માહિતી આપવી જોઈયે. ગૃહિણીઓએ અત્યારે કરકસરની ટેવ જાગ્રત કરવી જોઇયે. બાળતણનો કે અનાજનો બગાડ અત્યારે નહિં ચાલે. ચ્હા તો કદાચ બંધજ કરવી પડશે. કાપડ પણ દરરોજ મોંઘુ થતું જાય છે. એટલે પહેરવેશની ઢબ પણ બદલીને કાપડનો ઉપયોગ ઓછો કરવો પડશે. ચારે તરફ મોંઘવારી વધતી જાય છે તે વખતે ન્યાતવરા અને વરઘોડાના ખર્ચ નો કરાય નહિજ. કરકસર અને ત્રેવડથી કામ કરવાનું છે. અને તે ઉપરાંત આળસ છોડી ઉદ્યમ કરવો જોઇયે. દરેક સ્ત્રીએ પણ થોડી ઘણી આવકનું સાધન શોધવાની જરૂર છે. દવાઓ પણ મોંઘી થઈ છે. આપણે આરોગ્યની સાચવણી કરી દવાઓની જરૂર ટાળવી જોઇયે. દેશીદવાની તપાસ કરવી જોઈયે.

---




સંપાદક : શ્રી. નલીનીબ્હેન મહેતા.

[ બ્હેનોએ જાણવા જોગ સમાચારો હોય તે કાર્યાલયમાં મોકલી આપવા. જે મળેથી પ્રસિદ્ધ કરવામાં આવશે. ] —મંત્રી.



હિંદી મહિલા વિદ્યાપીઠના વાઇસ ચેન્સેલર ી ઘોંડો કેશવ કર્વે નિવૃત્ત થતાં તેની જગ્યા મે ગુજરાતના જાણીતા સન્નારી શ્રી શારદાબેન મહેતાની વરણી થઈ છે.

*

અમદાવાદની એક સંગીતશાળામાં સંગીત ાખવા જતી શાન્તા નામની દક્ષણી કન્યાનો ંગીત શિક્ષક સાથે પ્રેમ થતાં ઠાકોરભાઈ ્સાઈએ પોતાની પત્નીને સંતાનો હોવા છતાં ાાન્તા સાથે સ્નેહલગ્ન કર્યાં છે.

*

ભાવનગરની સામળદાસ કૉલેજમાં શ્રી. નલીની રાયજી દેબર બી. એ.ના પહેલા વર્ગમાં આવતાં પહેલવહેલાં સ્ત્રી ફેલો તરીકે નીમાયાં છે

*

યુક્તપ્રાંતનાં જાણીતા મહાસભાવાદી કાર્ય ર, શ્રીમતી ઉર્મિલા શાસ્ત્રી અવસાન પામ્યા છે.

વિલાપારલામાં શેઠ મટુભાઈ સોલીસીટરનાં ધર્મપત્ની સૌ. ચંદ્રાબાના અવસાન નિમિત્તે શોક દર્શાવવા સ્ત્રીઓની એક સભા શેઠ મ. ક. સો. આ. સંસ્કૃત વિદ્યાલય તરફથી બ્રહ્મ નિવાસમાં મળી હતી.

*

અમદાવાદ, સારંગપુર દોલતખાનામાં રહેતી મંછા પરસોતમ નામની છવીસ વર્ષની જુવાન બ્રાહ્મણબાઈ, ત્રીજેમાળની વંડી ઉપર ચઢી કપડા સુકવતી નીચે પડી ગઈ હતી. હોસ્પીટલ માં તેનું મરણુ થવા પામ્યું છે.

*

સુરતની સાર્વજનિક એજ્યુકેશન સોસાયટી-ને ડૉ. સરોશ પી. ભરૂચાએ પોતાના માતુશ્રીનાં નામે રૂા. ૫૦૦૦ ની રકમ સંસ્થાને દાનમાં આપી છે.

*

જામનગરના મહારાજા ઑગસ્ટમાં ઇંગ્લાંડ ભણી ઉપડનાર છે. મહારાજાની ગેરહાજરી દરમીયાન રાજ્યનો બધો વહીવટ મહારાણીજીને હાથે ચલાવવામાં આવનાર છે.

*

લાહોરની ગવરમેંટ કૉલેજની વિદ્યાર્થીની કું. પ્રમીલા ખન્નાને સ્ત્રીઓને તરવાની હરીફાઇમાં ચેંપીયનશીપ મળી છે.

નડીયાદના કસાઈવાડામાં રહેતી કેટલીક સ્ત્રીઓ વચ્ચે અંગત અદાવતના કારણે તકરાર થતા છરીઓ ઉછળી હતી.

કરાંચીમાં બટાકાનો ભાવ શેરના ચાર આના પરથી વધીને બાર આના થયા છે.

*

જલ્લાલપોર તાલુકાના અડદા ગામે ટૂંક સમય પર રામી નામની પાટીદાર બાઈને ત્યાંથી એક હજાર રૂપીઆની ચોરી કરી પકડાયેલા બે છોકરાઓને નાની વયનો લાભ ાપી છોડી મુકવામાં આવ્યા છે. તેમાંના એકને અઠવાડિયાની કેદ ને રૂા. ૨૦)નો દંડ યો છે.

*

અમદાવાદમાં આ અઠવાડીએ, દાણીલીમડા ામની સીમમાં, એક જુવાન હિંદુ બાઈની ાશ મળી આવે છે. પોલિસ તપાસમાં બાઈનું ામ ચાંતા કાંતિલાલ નરસીંહદાસ પટેલ ાવ્યું છે. બાઈ ૭ માસથી છાતીના દર્દથી ાતી હતી તે કારણથી કંટાળીને બાઈએ ાપઘાત કર્યો છે.

*

મદ્રાસમાં રાઝોમ તાલુકાના એક ગામમાં આ અઠવાડિયે કેટલાક ગુંડાઓએ એક ઘરને આગ લગાડતાં તેમાં ૭ સ્ત્રીઓ તેના બાળકો સાથે બળી મુઆં છે દુશ્મનાવટને લીધે આ આગ લગાડવામાં આવી હતી.

*

અમદાવાદમાં એક ધનિક વોરાનું ઉમરેઠમાં શકમંદ રીતે મૃત્યુ થાતાં તેની એક મુંગી છોકરીએ 'મારા પિતાનું મૃત્યુ ગળામાં છરીના ઘા મારી કરપીણ ખૂન કરવામાં આવ્યું છે' આ કેટલીક નિશાનીઓ કરી પોલીસને સમજાવવાથી પોલીસે તે તપાસ હાથ ધરી છે. આ મરણમાં તેના કેટલાક સગાઓનો હાથ હોવાનું માનવામાં આવે છે.

*

સુરતમાં નગર સંરક્ષણ સમિતિ તરફથી બાઈઓ માટે એક નર્સીંગ કલાસ ડૉ. ફડીયાની હોસ્પીટલવાળા મકાનમાં ખોલવામાં આવ્યો છે. તેની આસપાસમાં રહેતી બહેનો તેનો સંપૂર્ણ લાભ ઉઠાવે એવી આશા રાખવામાં આવે છે.

સ્ત્રીબોધનું



વર્ષ ૨૩ મું :: ઓગષ્ટ ૧૯૪૨ :: અંક ૮ મો



# હું તો

(અભિનય ગીત)

હું તો આભલીયાનો જાણે ચાંદલીઓ,
નીચે નાંખી દઉં ને પેલી વાદળીઓ;

મારી પાસે નાચે છે નાની તારલીઓ,
નીચે જોઉં મજાની નાની આંખડીઓ;

હું તો ઊંચે હલાવું મારી આંગળીઓ,
પાણી માંહી કુદાવું પેલી માછલીઓ;

પેલી રુમઝુમ્ ઘેલી વાદળીઓ,
નીચે નાંખી ઓઢાવે કાળી કામળીઓ.



—પ્રદ્યુમ્ન શાસ્ત્રી



## રૂડાં કામ

એક મારે નાનો બાગ
છોડ ફૂલના એમાં સાત
થોક થોક થાતાં ફૂલ
મારે મન એનાં બહુ મૂલ. ૧

સૌ એ ખીલે થતાં સવાર
જોઇ થાઉં હું રાજી અપાર
ફૂલડાં હસતાં મંદમંદ
ફેલાવે સઘળે સુગંધ. ૨

પડે સાંજ ને રડે સર્વ
જતાં સૂરજ ઉતરે ગર્વ
તો યે હૈયે એ સંતોષ
ભિંજાવી સુવાસે વ્યોમ! ૩

આપણ સૌએ એવી રીત
દેશ સાથ પ્રગટાવી પ્રીત
સહાય કરવાં રૂડાં કામ
સંતોષે હરખાવ તમામ. ૪

ચંદ્રસેન

## પ્રાર્થના

( રાગ: હંસરાજ ......જેવો )

શારદા મા, શારદા મા
હું પાયે લાગું
આટલું માગું
સુવિદ્યા દેજે
સુવિદ્યા દેજે
શારદા મા, શારદા મા.

અમે ઉમંગથી
વિદ્યાના સંગથી
તાજા રહીએ
તાજા રહીએ

શારદા મા, શારદા મા.
હું પાયે લાગું
આટલું માગું

લાભશંકર લ. જોષી

# અલીબાબા

ઈરાન એક મોટો દેશ છે. તેમાં એક મોટું નગર હતું. એ નગરમાં બે ભાઈઓ રહે. એકનું નામ કાસમ અને બીજાનું નામ અલીબાબા. તેમનાં માતા-પિતા મરી ગયાં હતાં. બંને ભાઈઓ મોટી ઉંમરના હતા, એટલે એક બીજાથી જુદા રહેતા. બંને ભાઈઓ પરણેલા હતા. કાસમનો સસરો ધનવાન હતો, તેને એકની એક દીકરી હતી. તે પણ મરી ગયો એટલે કાસમને તેના સસરાની બધી માલમીલકત મળી. તે હવે ધનવાન થઈ ગયો હતો.

અલીબાબા ગરીબ હતો. તે અને તેની વહુ આખો દિવસ કામ કરતાં, ને ભગવાનનું નામ લેતાં અને સંતોષી બની સુખી જીવન ગુજારતાં સવાર ઉગે ને અલીબાબા તેનાં ગધેડાં લઈ વનમાં જાય. આખો દિવસ લાકડાં કાપે સાંજ પડે એટલે લાકડાંની ભારીઓ બાંધે, ગધેડા ઉપર લાદે અને પછી ઘેર આવે. લાકડાં બજારમાં વેચે. જે પૈસા મળે તેમાંથી તેના કુટુંબનું ભરણ પોષણ કરે.

દરરોજની માફક એક દિવસ અલીબાબા જગલમાં ગયો. આખો દિવસ લાકડાં કાપ્યાં. સાંજ પડવા આવી. તેણે લાકડાંની ભારીઓ બાંધી. અને પછી ગધેડાં ઉપર લાદવા માંડી. એટલામાં તો ધડડ...ધડડ...ધડડ...કરતો અવાજ સંભળાયો અવાજની દિશામાં તેણે નજર કરી. એક ઘોડેસ્વાર ટુકડી તેના તરફ ઝડપ બંધ આવી રહી હતી. તેની પાછળ ધુળના ગોટેગોટા ઉડતા હતા એ વનમાં ચોરો રહેતા હતા. એ અલીબાબા પહેલેથી જ જાણતો હતો, તેણે જાણ્યું નક્કી એ ચોરોજ છે. હવે મારૂં શું થશે ? મને મારી નાખશે, તે ગભરાયો. થરથર ધ્રુજવા લાગ્યો. પણ તે ચાલાક હતો. ભયથી સાવ ડરી જાય તેવો નહતો, તે અક્કલમંદ હતો. પાસે જ એક નાનાશા ડુંગર ઉપર વિશાળ ઝાડ હતું, ઝાડને મોટી મોટી ડાળીઓ અને એવી ઘટા કે ન પૂછો વાત. એ તો ઝટ દઈને ઝાડ પર ચઢી ગયો. અને ત્યાં સંતાઈ બેઠો.

પેલા લુંટારા ત્યાં આવી પહોંચ્યા. એક પછી એક એમ બધા ઘોડાઓ ઉપરથી નીચે ઉતર્યા. અલીબાબા ઝાડ પર બેઠો બેઠો આ બધું જોઈ રહ્યો હતો. પણ તેને કોઈ જોઈ શકે તેમ ન હતું. તેણે ગણતરી કરી તો બધા મળી ચાલીસ ચોર હતા. બધાએ પોતપોતાના ઘોડા જુદા જુદા ઝાડના થડ સાથે બાંધ્યા. અને પછી તેમના રહેઠાણ તરફ ચાલવા લાગ્યા. દરેકના ખભા પર સોનારૂપાના સિક્કાથી ભરેલી થેલીઓ હતી. આગળ તેમનો સરદાર હતો. બીજા બધા પાછળ. અલીબાબા જે ઝાડ પર સંતાયો હતો, તેની પાસેજ તેમનું રહેઠાણ તેની તરફ બધાને આવતા જોઈ અલીબાબા વધારે ગભરાયો, ને વાંદરીના બચ્ચાની જેમ તે ઝાડની ડાળ સાથે ચોંટી ગયો.

પહાડમાં કોતરેલો એક મોટો દરવાજો હતો સરદાર અને તેના સાથીદારો ત્યાં આવી પહોંચ્યાં. દરવાજા આગળ ઉભા રહી. પેલો સરદાર બોલ્યો 'સમ સમ ઉઘડી જા!' દરવાજો ઉઘડી ગયો. જાણે જાદુ! એક પછી એક બધા અંદર ગયા. અને પછી દરવાજો બંધ થઈ ગયો. અલીબાબા એ બધું સાંભળી અને જોઇ રહ્યો હતો.

ચોરો તેમના રહેઠાણમાં જતા રહ્યા. અલીબાબાને નાસી જવાનો લાગ હતો. પણ તે ગભરાતો હતો રખેને હું નીચે ઉતરી ચાલવા માંડું અને ચોરો બહાર નીકળે તો? મારા તો બાર જ વાગી જાય ને? એ તો ઝાડ ઉપર જ બેસી રહ્યો.

એકાદ કલાક પછી દરવાજો ઉઘડયો. બધા ચોરો બહાર નીકળ્યા. પછી તેમનો સરદાર દરવાજા તરફ જોઈ બોલ્યો. 'સમ સમ બંધ થઈ જા.' દરવાજો બંધ થઈ ગયો. અલીબાબાએ બધું એકી ટશે જોઇ જ રહ્યો. પોત પોતાના ઘોડા પર બેસી બધા ચોર પાછા વનમાં જતા રહ્યા.

હવે અલીબાબાને હિંમત આવી. તે ઝાડ પરથી નીચે ઉતર્યો. ચોરોના રહેઠાણમાં શું શું છે તે જોવા તેનું મન તલપાપડ થઇ રહ્યું હતું. તે તો સીધો ગયો દરવાજા આગળ. ત્યાં ઉભા રહી પેલા સરદારની માફક તેણે કહ્યું. 'સમ સમ ઉઘડી જા' દરવાજો ઉઘડી ગયો. તેના હરખનો પાર ન રહ્યો, તે તો ચાલ્યો અંદર. એ એક ગુફા હતી. રહેવાના મકાન જેવી બધી જ ત્યાં સગવડ. જુદા જુદા ઓરડા અને મોટી મોટી રૂમો. તે એક ઓરડામાં ગયો. ત્યાં મનભાવતાં જાત જાતનાં પકવાનના ઢગલે ઢગલા હતા. આખો દિવસ કામ કરેલું એટલે તેને ખૂબ ભૂખ લાગેલી તેણે ધરાઈને ભાત ભાતનાં પકવાન ખાધા અને પછી પાણી પીધું. પછી તે બધુ જોવા માટે ફરવા લાગ્યો, તે એક ઓરડા આગળ આવ્યો, ત્યાં સોના મહોરના ઢગલે ઢગલા હતા. બીજા ઓરડામાં સોનાના ઢગલે ઢગલા હતા. ત્રીજા ઓરડામાં ચાંદીના ઢગલે ઢગલા હતા. ચોથા ઓરડામાં વળી સોના રૂપાના સીક્કા ભરેલી થેલીઓના ઢગલે ઢગલા હતા. આ બધું જોઇ તે તો દિગ્મૂઢ બની ગયો. પણ એમ જોઇને નવાઇ પામે શું વળે? તેણે તો સોના મહોરો કોથળા-ઓમાં ભરવા માંડી. તેણે સોના મહોરોના ત્રણ કોથળા ભર્યા. અને પછી તે કોથળા તેનાં ત્રણ ગધેડાં પર લાદી દીધા, ઉપર મુકી લાકડાંની ભારીઓ. ગધેડાં ઉપર શું છે તે કોઈ જાણીજ ન શકે. પછી તે ગુફા બહાર નીકળ્યો. દરવાજા સામે ઊભા રહી તેણે કહ્યું 'સમસમ બંધ થઈ જા' દરવાજો બંધ થઇ ગયો. અલીબાબા હરખાતો હરખાતો ઘર તરફ વળ્યો. પોતાના વાડામાં લાવી

ધેડાં ઊભા રાખ્યાં. તેણે લાકડાની ભારીઓ નીચે નાખી દીધી. અને પછી ાના મહોરોનો એક પછી એક કોથળો ખભા ઉપર ઊંચકી ઘરમાં લઈ ગયો.

ઘરના અંધારા ઓરડામાં જઈ તેણે કોથળા ઠાલવવા માંડયા. ખરર.... ારર....ખરર...ખરર....સોના મહોરો તેમાંથી પડવા માંડી. અલીબાબાની વહુ બીબી) આ બધું ગાંડાની માફકજ જોઈ રહી. તે વિચાર કરવા લાગી. ક્કી મારા ધણીએ આજ ચોરી કરી છે. નહિ તો આટલી બધી સોના મહોરો ાવેજ કયાંથી. ચોરી કરવી એ મહા પાપ છે એ તે જાણતી હતી. તે તો કદમ ગુસ્સે થઇ ગઇ. તેણે કહ્યું. 'તમે ચોરી કરો છો ને? ચોરી કરશો તો ારા ઘરમાં જ નહિ રહેવા દઉં. શું સમજ્યા?'

'અરે! ગાંડી રે ગાંડી! છાની રહે. કો'ક સાંભળી જશે.' અલીબાબાએ હ્યું. 'મેં ચોરી કરી જ નથી આ તો ચોરોએ ચોરી લુંટીને ભેગું કરેલું ન છે. ચોરો ગરીબ બિચારાં લોકોને લુંટે તો મેં ચોરોને લુંટવા માંડયાં. મેમાં ખોટું શું છે?' પછી તેણે બધી વાત તેની બીબીને કહી સંભળાવી.

બીબીના હરખનો પાર ન હતો. બીબી તો સોનામહોરો ગણવા માંડી. એક, બે, ત્રણ, ચાર, પાંચ.......

'અરે ગાંડી!' અલીબાબાએ કહ્યું. હજુ તું કંઇ સમજતી જ નથી. આટલી બધી સોના મહોરોને તે કયારે ગણી રહેવાય. બધું રેહેવા દઇને એક ખાડો ખોદવા માંડ. બધી સોના મહોરો તેમાં દાટી દઇએ.

'પણ કેટલી સોના મહોરો છે તેનું માપ તો આપણે જાણવું જોઇએ ને?' બીબીએ કહ્યું.

'ત્યારે લાવ ત્રાજવાં, સોના મહોરો જોખી જોઇએ.'

ગરીબ બિચારા અલીબાબાના ઘરમાં ત્રાજવાં યે કયાંથી હોય! બીબી કહે તમારા ભાઇને ત્યાંથી હું લઈ આવું?

'ના....ના. અત્યારે નહિ. અડધી રાતે તે ત્રાજવાં માગવા જવાતું હશે! સવારે માગી લાવીશું અત્યારે તો:આપણે જમીનમાંજ ખાડો ખોદી નાખીએ.' અલીબાબાએ કહ્યું.

બંનેએ ધીમે ધીમે જમીનમાં ખાડો ખોદ્યો અને પછી સોના મહોરના ઢગલાને ગોદડીઓના ગાભાઓથી ઢાંકી દઇ તેઓ નિરાંતે ઘસ ઘસાટ સુઇ ગયાં.

ક્રમશઃ

[ હવે પછીનો હપ્તો આવતા અંકમાં વાંચો. ]

# નેસમાં ચોરી

અરબી સાગર સામેજ રાત દિવસ ઘુઘવાટા કરી રહ્યો હતો. સાગરનાં પાણી ઉપર થઈને ઠંડી લહેરો સદાય આવ્યા કરતી. કુદરતના રસિયાને કુદરતમાં વસનારા રબારીના નેસ સાગરની સામેજ ઉંચે ટીંબે બાંધેલાં હતા. ઘર ચોકખાં ચણક જેવાં હતાં સૌને વિશાળ ફળિયાં ને વાડા હતા. નેસ વચ્ચે વચ્ચે ને આંગણાંમાં ઝાડ હતાં. પચ્ચીસેક ઘરનો નેસ હતો. નેસને પાદર વડની ઘટા હતી ને ભાંભળા પાણીનો કૂવો હતો. ઉનાળામાં એક ગાઉ દૂરથી મીઠી વાવનું પાણી લાવવું પડતું.

રબારી બધા રાત દિવસ સીમમાંજ રહેતા. કોઇ કોઇ વારા ફરતી નેસમાં આવી જતા ઘેટાં બકરાં ને ખેતરમાં ને વાડીઓમાં બેસાડતાં ને રોજના બે ત્રણ કે પાંચ રૂપિયા મળતા. સવાર સાંજ રબારણો બોઘડાં લઇને આવતી ને દૂધ દોહી જતી. રબારીઓ માટે સવાર સાંજ ને બપોરનું ભાતુ પહોંચાડતી....કોઇ વાર એકાદ જુવાનિયો આવતો ને સૌનાં ભાત લઈ જતો, ઘેટાં કે બકરાનાં ટોળાંને વાઘ કહે છે. વાઘ દીઠ બબ્બે કુતરા હતા. કુતરા માટે પણ બબ્બે રોટલા જતા. કુતરા તો ખાસ ચોકીદાર હતા. રબારીઓ તો ધુણી સળગાવી ઢેફાનું કે પત્થરનું ઓશીકું કરી ધાબળો પગથી તે માથા સુધી દબાવી ઉંઘી જાય. કુતરા આખી રાત જાગતા રહે ને થોડી થોડી વારે ટોળા ફરતો ફેરો લઇ, આવી બેસી જાય. જંગલમાં વગડાઉ બિલાડા, વણિયેર, શિયાળ, લોંકડી, ભુંડ, વરુ વિ. અવર નવર આવી ચડે ને કુતરા ચડી ચોંટે તેમની પાછળ પડે. કોઇકને તો ગોથાં દે. શિયાળ, વણીએર ને વરુ તો આ રસ્તે આવવાનું ભૂલી જતા, રબારીના કુતરા એટલે દૂધ પીપીને લોંઠકા થએલા. કુતરા દિવસ એકાદ આંટો નેસમાં આવી જતા. ડોસા ડોશીઓ, જુવાન વહુ દીકરીઓને નાનાં છોકરા છોકરીઓ નેસમાં રહેતાં બાકી તો આઠ દસ વરસનો છોકરો થયો એટલે દિવસે સીમમાં જાય ને બાર પંદર વરસનો થાય એટલે રાત વાસો જંગલમાં રહે તેવો થઇ જાય.

માલી વીસ વરસની જુવાન જોધ હતી. હજુ આણું વળીને આવ્યા માંડ ચાર છ માસ થયા હતા. માલીના ઘરમાં કોઇ નાનું મોટું ન હતું. સાસુએ ન હતી ને નણંદે ન હતી. જેઠ જેઠાણીએ ન હતાં. ધણીધણીઆણી બેજ હતા. રબારીનું કામ એટલે ભાત આપવા જવું ને ઘેટાં બકરા દોવાં, છાશ કરવી માવો કરવો, પાણી ભરવું, બચ્ચાંને બાંધવાં છોડવાં, પાવાં ટોવાં, નીરણપુળો કરવો. ઘરનું કામ તો કાંઈ હિસાબમાંજ નહિ માલી લોંઠકી હતી ધમાકામાં બધું કામ કરી લેતી. દસ બાર હેલ પાણી ભરવું, માણું બે માણા દળી નાખવું એ તો એને મન કંઇ હિસાબમાંજ ન હતું.

એકવાર માલી બપોરનો ભાત દઇને ચાર ગાઉનો પંથ કરીને ઘેર આવી.

આવીને તરત દૂરની વાવે મીઠું પાણી ભરવા ઉપડી. વાવ ગાઉ એક દૂર હતી એટલે કલાક દોઢ કલાક સ્હેજ થાય. વળી છ આઠ જણિયું સાથે હોય કોઇ હેલ ઉટકે તેથી વાર લાગે. દૂરનો પંથ એટલે વાતો કરતી જાય ને કરતી આવે ચાલે તો ધબાકા બંધ! માલીનું ઘર રેઢું ને એકલું હતું. બે હરામખોરો ઘરમાં પેઠા. તાળું તોડયું એક જણ ઘરમાં ગયો ને પટારાનું તાળું તોડી જે મળે તે હાથ કરવા લાગ્યો ને બીજો નજર રાખવા ઝાડ ઉપર ચડયો. પટારાનું તાળું મજબૂત હતું. એટલે તોડતાં વાર લાગી ને કડાકા ભડાકા થયા જાસલમાને થયું કે માલીના રેઢા ઘરમાં આ અવાજ શેનો થાય છે પણ કાંઈ વહેમ આવ્યો નહિ. ત્યાં તો માલી, સમજુ, રજી, સાજણ, જસી વગેરે આવી પહોંચી ઝાડ ઉપર બેઠેલો એકદમ ઉતર્યો ને ઘર અંદરનાને સાન કરી કે 'ભાગ ઝટ બધી આવી પહોંચી છે' ઘરેણું બધું ભેગું કરી એક ટંકડીમાં ભરી બેઉ બારણાં પાછળ સંતાઇને ઉભા. માલીએ ઝાંપામાં પગ દીધો ત્યાં તેને થયું કે આ ઘર કેમ ઉઘાડું? એકદમ તેણે ત્રાડ નાખી કે "એલા કોણ રેઢા ઘરમાં ઘર્યા છે? તમારી જાતના ઉભા રહો એલિયું ઘોડજો મારા ઘરમાં ચોર આવ્યા છે. ઘોડા ઘોડા ચોર જાય"

બેઉ ચોર દોડીને વાડામાં થઇ પાછલી વાડ ઠેકીને ભાગ્યા. બારણામાં આવતી માલીને ધક્કો મારી પછાડી દીધી. માલી બારણાને ટેકે પડતી પડતી રહી ગઇને ભાગતા ચોરના વાંસામાં ભર્યા ઘડાનો ઘા કર્યો. પેટીમાં એનું કશું જ ઘરેણું ન હતું. બધાં ઘરેણાંની એને ખબર હતી. પેટીનું ને ટ્રન્કનું બધું ચોર ઉપાડી ગયા હતા પણ હવે માલીને વિચાર કરવા બેસવું પોસાય તેમ ન હતું. એ તો એકદમ રાડો પાડતી વાડામાં થઇને પાછળ દોડી. ચોરને ને એને બસો હાથનું છેટું પડી ગયું હતું. આદમી કોઇ ઘેર ન હતા નહિતર તો ચોરની મગદૂર શી કે પગ મૂકી શકે? ચોરનું માથું રંગી નાખે. માલીની પાછળ એની બે ત્રણ બેનપણીઓએ પણ દોટ કાઢી. માલી દોડતી જાય, રાડો પાડતી જાય, ને ચોરોની પાછળ પત્થરાના ઘા ફેંકતી જાય. એક ચોર ઝાડની ઓથે સંતાઈ રહ્યો ને માલી દોડતી નીકળી ત્યાં દોડીને ધક્કો મારીને પછાડી દીધી પણ માલીએ તો તેનું કેડિયું કાંઠલેથી એક હાથે ઝાલી રાખ્યું ને જમણે હાથે મોઢા ઉપર કપાળમાં ને માથામાં મારવા મંડી. ભાલાની અણીઓ જેવું ત્રિકોણ ધારતું રૂપાનું બલોયું ધડોધડ વાગતાં માથામાંથી ને મોઢા ઉપરથી લોહીની ધારો છૂટી. "જઇશ કયાં મામા મારા, મને પછાડવા આવ્યો તો ખરૂં! હજી તો જીવ લઇ જઉં હડિયે બેસીને લોહી પીઇ જાઉં." બે હાથ પકડી ધક્કો મારી પછાડી દીધો ને પોતે બીજા ભાગતાં ચોરની પાછળ પડી. પાછળ આવતી ત્રણ રબારણોએ આ ચોરને માર્યો, ગુંદ્યો ઠીકઠીક મેથી પાક આપ્યો ને સુતરના દોર ડાથી હાથપગ બાંધ્યાં. માલી બીજાની પાછળ પડી દસબાર મિનિટમાં એને

પકડી પાડયો. માથું ફોડી નાખે એવા પત્થરા ફેંકતી જાય ને શ્વાસભરી દોડતી જાય. એક ગેડિયાનો છૂટો ઘા કર્યો તે બીજા ચોરને પછાડી દીધો. બીજો ચોર સામો થયો. માલી સાથે બાથંબાથ આવી ગયો. માલીને પછાડી દીધી પણ માલી હાથે એવું બટકું ભરી ગઇ કે લોહીની ધાર છૂટી. એને તો ભાગી છૂટવું હતું પણ માલી ઉભી થઇને રાડો પાડતી પાછળ દોડી દોડીને પાછળથી બથ ભીડી લીધી. પેલા ચોર પાસે બે બાઇઓ રહીને એક બેનપણી આવી પહોંચીને બીજા ચોરને ગડદા પાટુથી કુચો કરી નાખ્યો. રાડો ને દેકારો સાંભળી એક બે જણા ખેતરમાંથી દોડી આવ્યા. હવાલદારે દોડતા આવ્યા. માલી તો હજી દાંત પીસી પીસીને ગડદા પાટુ ને થપાટો લગાવતી હતી. જમાદાર કહે 'માલી હવે બસ કર, હવે મારા કબજામાં આવી ગયો. તારો માલ બધો સંભાળી લે.' 'બસ કેમ કરું? કેમ તો મારું? મને બે વાર તો પછાડી દીધી, ઘા માર્યા ને આ જુઓને રઢિયાળો આંખો કાઢે છે ઇ તો ગળું દબાવીને મારી નાખવાનો હતો કયાંઇ ન મળ્યું ને નેસમાં ચોરી કરવા આવ્યો કેમ? અહિં પોપાબાઈનું રાજ હતું ખરું ને? રેઢું પડયું હતું તે લઇને ભાગ્યો! ફરીવાર આવજે એટલે ત્યાંને ત્યાં તારી ઠાઠડી કાઢીએ. ત્યાંને ત્યાં મારીને ધરતી દઈએ! એટલી રીસ ચડે છે કે મારીને કટકા કરી નાખીએ. જીવા કાકા તમે ન આવ્યા હોત તો સારૂં હતું. 'પણ હવે રહેવા દે હજી તો નવીબંદરના જમાદારને ફોજદાર માર મારશે. ત્યાંથી પોરબંદર જાશે ત્યાંવળી માર ખાશે ને વળી પાછો જેલમાં જાશે. હવે તું બસ કર તારૂં કાંઇ ગયું તો નથી ને?' જાય તો શું? નો પાછળ દોડી હોત તો બધું ય જાત. ભુંડા મોઢાળાએ ત્રણ ચાર તો ધક્કા માર્યા. જમાદારે બેઉ ચોરને કબજે કર્યા માલીને તેની બેનપણીઓ ઘેર ગઇ.

ઘરેણામાં માલીની હામણી, બલોયાં, કડાં, હુલર, વેળિયા, ટોટી, કઠીયું વેડલા નથ, ફુલ, વીંટી, કાંબિયું, ઠીંડિયાસેર, માદળિયું, અંગુઠિયાં એમ બધું જ સોના રૂપાનું ઘરેણું હતું. ઘરમાં ચોરી થયાના ખબર મળ્યા એટલે માલો ઘેર આવ્યો. માલીને કહે "ઘરેણાં સારૂ પાછળ ન દોડી હોય તો? ઘોળ્યાં ઘરેણાં!" ત્યાં માલી કહે "ઘરેણાંની મારે કયાં બળતરા છે! હું કયાં પહેરૂં એ છું! પણ નજરે જોયા છતાં હાથ જોડીને બેસી રહું તો નમાલી ગણાઉં. મારે માલી, એટલે ત્રેવડવાળી શક્તિવાળી રહેવું છે. તમે જ પાછા મેણું મારો. 'શાબાશ માલી' કહી માલાએ વાંસો થાબડી શાબાશી આપી ને પૂછ્યું "પણ તને કયાંઈ વાગ્યુ તો નથી ને?"

　　　　　　　　　　　　　　　　　　— હેમુભાઇ.



# મોગરો કે ગુલાબ

એક ઉપવનમાં મુખકૃતિથી સહોદર લાગતા બે બાળકોનો વાર્તાલાપ ચાલતો હતો.

૧ લો–લે આ ગુલાબ હું લે. મને તારો મોગરો આપ.

૨ જો–વારૂ, લે આ મારો મોગરો, લાવ તારૂં ગુલાબ.

થોડીક પળ બાદ દરેકે ફૂલ સુંઘ્યું. પહેલાએ પોતાના ગુલાબની પાછી માગણી કરી. બીજાએ તરત જ મોગરાની માંગણી રજુ કરી. માગણીઓ અરસ પરસ મંજુર થઈ, અને અમલમાં મુકાઈ, કાંઇક પળો બાદ.

૧ લો–મને તો ગુલાબ બહુજ ગમે છે. મોગરો તે કાંઈ ફૂલ છે?

૨ જો–જા જા! મોગરાની વાસ બાસ જોઇ કે?

૧ લો–ગુલાબનું સૌન્દર્ય જોયું કે અમસ્તો! લવારો શું કરે છે?

૨ જો–જોયું જોયું! તેની પાંખડીઓ તો પટાપટ તૂટી જાય તે?

૧ લો–ત્યારે મોગરાની વાસથી મારૂં માથું દુઃખે તેનું શું? પેલી વેણીની વાત બેન કહેતી હતી તે ભૂલી ગયો?

૨ જો–છટ્, વગર વિચાર્યે ગાંડાની માફક સુંઘ્યા કરે, ને માથું દુઃખે તેમાં મોગરાનો શું વાંક?

૧ લો–એમ! તો ગુલાબને સાચવે નહીં ને પાંદડી ખરે તેમાં ગુલાબનો શું વાંક?

૨ જો–જાણ્યું જાણ્યું! બહુ મોટો વકીલાત કરવા નીકળ્યો!

વાર્તાલાપે તકરારનું સ્વરૂપ લીધું. તકરારે સ્થુલ રૂપ પકડયું. ધક્કા મુક્કી થઈ. આ બધું પિતાએ ગેલેરી પરથી ભાળ્યું બન્નેને બૂમ મારી ઉપર બોલાવ્યા. બન્નેએ ઉપર આવી તકરારનો ચુકાદો પિતાને સોંપ્યો.

પિતા–જો સુમન, (પહેલાને સંબોધી) મોગરો ગુલાબ કરતાં પસંદનીય ફૂલ નથી, તો બચુ પાસે માંગ્યો શું જખ મારવા? ને બચુ, તેં ગુલાબ શું કરવા માંગ્યું? વસ્તુસ્થિતિ એ છે કે મનુષ્ય પોતાની ચીજની ઉત્તમતા સ્હામા પર ઠસાવવા હંમેશા પ્રયત્ન કરે છે, અને છતાં મોહને વશ થઇ બીજાની પાસેથી તેની ચીજ મેળવવા અનેક પ્રયાસ પણ કરે છે સમજ્યા હવે! તમારી બન્નેની દલીલ સાચી તેમજ ખોટી છે. જાવ અહીંથી! હવે કદાપી લડશો નહી સમજ્યા કે?

ઊર્મિલા છોટુભાઇ દેસાઇ.

## ઝડપી વાચન

શ્રી. ભગીરથ મહેતા

પ્રમુખ રુઝવેલ્ટ અને કાર્લાઇલ વિષે કહે છે કે તેઓ એકજ નજરમાં એક પાનું વાંચવાની ઝડપ માટે જાણીતા છે. તમે પણ આમ અવશ્ય કરી શકો. હા, નિશીથ અગર ગુલેપોલાંડ જેવાં કાવ્યગ્રંથો સમજવા તમે માથા ફોડ કરતાં હો, ત્યારની વાત જુદી છે પરન્તુ દૈનિકો અને માસિકો, ઘણાંય પુસ્તકોના પાનાં ફેરવતાંજ તમે તેનો સાર ભાગ સમજી શકો અને કેટલું ઝડપથી! શબ્દે શબ્દ વાંચનની માત્ર બાળપોથીમાં અને પહેલી ચોપડીમાં જ જરૂર છે. જો તમે આમ વાંચતા હો તો તમારે વાંચનની રીત બદલવી. સૌથી પ્રથમ એક પાનું વાંચવાનું લેવું...સમજો કે મારી કોઈ વાર્તા. તે તમે ન સમજો, છતાં ય એક વખત ઝડપથી વાંચી જવી. પછી બીજું જ તેવું જે તમે ન વાંચ્યું હોય. તમે વસ્તુ પકડી શકો તેટલા જ શબ્દો લઇ, બાકીનું વાંચ્યા વિના રહેવા દેવું, અને છતાં તમારી નજર ફરી જતાં તમે વાંચ્યું પણ કહેવાય અને સમજ્યા પણ કહેવાય, અને તમારામાં એકજ નજરમાં એક છપાયલું પાનું પચાવવાની તાકાત આવી પણ ગણાય. Readers digestમાં આવું કંઇક મને શીખવા મળ્યુ...



# લોભીયો

શ્રી. પારેખ ત્રિભોવનદાસ ભાવસાર.

એક લોભીઓ હતો. લોભીઓ તે કેવો? તેલમાં માખી પડી હોય તો તે તેલ પણ ચૂસી લે તેવો. જીંદગી દરમ્યાન કેટલાએ ગરીબોના ધન સ્વાહા કરીને, તેમને રઝળાવીને, રોવરાવીને અને વસ્તુઓ ગમે તેવે ખોટે બાને પચાવી પાડીને તેણે ખૂબ પૈસો ભેગો કર્યો. પણ તોએ શું? અંતે તો તેને મરીજ જવું પડયું. સાથે એક પાઈ પણ ન લઇ જવાઇ. ઉલ્ટાનું તેના મરણ પછી તેના સ્વચ્છંદી પુત્રોએ તેની મુડી ધીમે ધીમે મોજશોખમાં ઉડાડી નાખી.

આ બાજુ લોભીઓ મરી ગયો. યમદુતો તેને લઇ ગયા. જતાં જતાં રસ્તામાં વૈતરણી નદી આવી. હવે નદી પાર કર્યા વિના સામે કાંઠે જવાય નહિ. અને પૈસા આપ્યા વિના હોડીવાળો તેમને લઇ પણ જાય નહીં. જો કે ત્યાં તો નરકની નદી અને નરકનાજ હોડીવાળા તેને કાંઇ પૈસા–બેસા આપવાના હોય નહી. પણ લોભીઓ તો એમ જ માનતો હતો કે આ દુનિયામાં જેમ પૈસા આપવા પડે છે, તેમ ત્યાં પણ આપવા પડતા હશે. તેથી ભાઇસાહેબ પાસે તો કાંઈ હતું નહીં, અને હોત તો આપવાની દાનત પણ ન થાત, એટલે કચ્છો વાળીને (ભૂસ્કો) નદીમાં પડતું. અને થોડી વારમાં તો તરીને સામે પાર પહોંચી ગયો.

આ બાજુ હોડીવાળા અને યમદુતો તો જોઇજ રહ્યા. લોભીઓ તો સામે પાર નીકળી ગયો, અને કોઇને જોયા નહી તેથી પહેલા તો મુંઝાયો, પણ છુટકારાનો દમ લીધો. પણ ત્યાં કાંઇ એમને એમ ચાલે? લોકોએ તેને એકલો અને અજાણ્યો ભાળીને પકડી લીધો એટલામાં તો પેલા યમદુતો પણ હોડીમાં આવી પહોંચ્યા અને લોભીઆને પકડી યમરાજા પાસે લઇ ગયા.

યમરાજાએ વિચાર કર્યો કે આને શું શિક્ષા કરવી, આવો બનાવ પહેલીજ વાર બનેલો. સૌએ જુદી જુદી જાતની શિક્ષા કરવાનું સૂચવ્યું. એકે કહ્યું હાથીની પૂંછડીએ બાંધી ઘસડાવવો. બીજો કહે બે બાજુ બે મોટા મિનારાની સાથે દોરડે બાંધી વચમાં ટીંગાડવો અને પાણા મારવા. ત્રીજો કહે, થાંભલા સાથે પાછલા હાથ બાંધી પોદળા અને ચાબુક મારવા વિગેરે સૌએ જુદું જુદું કહ્યું. પણ એક દોઢ ડાહ્યાએ કીધું કે એને કોઇ પણ જાતની શિક્ષા ન કરવી. પણ એને પાછો દુનિયામાં એના વારસો એનું ધન પાણીની પેઠે કેમ ઉડાડી નાખે છે તે સગી આંખે જોવા પાછો મોકલવો.

# જાત જાતના શરબતો

શ્રી. શારદાગૌરી રાજ્યગોર

**ગુલાબનું શરબત.**

શરબતની રીતે પાણીમાં સાકરની ચાસણી કરીને તેમાં ગુલાબ જળ નાંખવું એકલા ગુલાબજળમાંજ સાકર નાખીને ચાસણી કરવાથી વધારે સારૂ સરબત બને ગુલાબજળ જેમ વધારે ઉચું તેમ શરબત વધારે સારૂ બને. આ શરબત પીવાથી ગરમીના તમામ રોગો નાશ પામે છે.

**લીંબુનું શરબત.**

સારા મોટા લીંબુ નં. ૨૦ લાવી તેનો રસ કાઢી તે રસને ઉકાળી તેમાં સાકર શે. ૧ નાંખી શીશીમાં ભરી રાખવું માત્રા તો. ૧ થી ૨ અરૂચી મંદાગ્નિ મોળ ઉલટી પિતનું માથું દુખવું વિ. મટાડી ક્ષુધા ઉત્પન્ન કરે છે.

**આદુનું શરબત.**

આદુનો રસ કાઢી તેમાં અરધું પાણી મેળવવું પછી સાકર નાંખી ઘાટો રસ થાય ત્યાં સુધી ઉકાળવું પછી તેમાં કેસર એલચી જાયફળ લવીંગ વિ. સર્વ વસ્તુ રસના પ્રમાણમાં મેળવી મજબુત બુચવાળી શીશી ભરી રાખવી. માત્રા તો. ૨ાા પિત્ત, રક્તપિત્ત, શ્વાસ, ખાંસી મંદાગ્નિ અરૂચિમાં અપાય છે.

**દાડમનું શરબત.**

સારા પાકેલા દાડમ નં. ૨૦ લાવી તેમાંથી દાણા કાઢી તેનો રસ કાઢવો તે રસમાં સાકર શે. ૧ નાંખી ઘાટો થાય ત્યાં સુધી ઉકાળવો પછી ઉતારીને કેસર ૦ાા તો. તથા એલચીનું ત્હેલ કરી શીશીમાં ભરી મૂકવું માત્રા તો ૨ાા રૂચિકર તથા પિતશામક સખત તાવમાં પીવાથી ગરમીની શાંતિ થાય છે.

**ગુલકંદ.**

તાજા ફુલો લાવી તેની પાંખડીઓ છુટી પાડવી પછી કાચની એક બરણીમાં પહેલા એક થર સાકરનો નાખવો અને એક થર પાંખડીઓનો. તમામ પાંખડીયો નાંખી રહ્યા પછી ઉપર પણ એક થર સાકરનો નાંખવો પછી બરણીનું મોં દઇ ઉપર કપડું બાંધી મુકી દેવું. આમ બે ત્રણ માસ રહ્યા બાદ પાંખડી સાકર સાથે ભળી જઇ ગુલકંદ તૈયાર થઇ જશે.

પ્રકાશક:-ચંદ્રકાન્ત જીવનલાલ મહેતા, '[illegible]' કાર્યાલય, પીરમશા રોડ-અમદાવાદ
મુદ્રક:-મણિલાલ છગનલાલ શાહ, નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ. ઘીકાંટા રોડ-અમદાવાદ

પ્રકાશકઃ–ચંદ્રકાન્ત જીવનલાલ મહેતા, 'આબોધ' કાર્યાલય, પીરમશા રોડ–અમદાવાદ
મુદ્રક–મણિલાલ છગનલાલ શાહ, નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ, ઘીકાંટા રોડ–અમદાવાદ



બન્ને માસના ભેગા અંક } સપ્ટેમ્બર-ઓકટોબર }

અનુક્રમણીકા
છુટક આઠ આના

બોધ

૯-૧૦ મે.
અંક ૧૦૨૮-૨૯

## ગરબા અંક



# રાસ–ગરબા–અંકના સંપાદકનું નિવેદન.

સંપાદનઃ—

હું આ કાર્ય માટે નવેનવો છું, ને મ્હને સંપાદનનું કાર્ય આવડ્યું છે કે કેમ તે મ્હને પોતાને પણ શંકા પડતું લાગે છે. ચંદ્રકાન્તભાઈનું પ્રોત્સાહન મળતાં આ અંકનું સંપાદન મ્હેં કબુલ્યું છે: તેમાં હું કેટલે અંશે સફળ થયો છું તે સુજ્ઞ વાંચકવૃંદ પોતે જ નક્કી કરશે.

સંપાદકનું કામ પુસ્તકના લેખકના કાર્ય કરતાં વધારે જવાબદારી ભર્યું તથા અઘરું છે; જાણે અજાણપણે પણ કોઈ નહિ ને કોઈને અન્યાય થવાનો સંભવ રહે જ. અને તેટલે અંશે અન્યાય સહનારનો ખોફ વહોરવાની તૈયારી સંપાદકે બતાવવી જોઈએ.

મ્હારું કાર્ય આટલેથી અટકતું નથી. આતો રહ્યો "ગરબા–અંક." તેમાં જેટલા બને તેટલા લબ્ધ પ્રતિષ્ઠ કવિ–લેખકોને ખેંચી લાવવા, તે સાથે નવા ને ઉત્સાહ મળે તે માટે તેમને પણ સ્થાન આપવાનું રહ્યું. વળી દરેકના રાસ–ગરબા જૂદા જૂદા ભિન્ન ભિન્ન દ્દષ્ટિકોણથી લખાયલા. તે દરેકને હું પુરતો ન્યાય આપી શક્યો છું કે કેમ તે શંકાસ્પદ છે. આથી કરીને મ્હારા આ સંપાદનમાં ઉણપો ડગલે ને પગલે વેરાયલી પડી છે. તે મ્હારી ધ્યાન બહાર નથી. તેને માટે લેખકો, કવિઓ, વાંચકો તથા વૃત્તપત્રોના કિતાબકારોની માફી પહેલેથી જ માગી લઉં છું. ને સર્વને સૌજન્ય ભાવે જોવા વિનવું છું.

આવેલા લગભગ ૩૦૦ રાસ–ગરબામાંથી વિષયની વિવિધતા–તથા નવિનતા અને કાંઈક નવો દ્દષ્ટિકોણ રજૂ કરતા ગરબાઓ લેવા મ્હેં પ્રયત્ન કર્યો છે. તેમાં હું સફળ થયો છું કે નહિ તે મ્હને ખબર પડતી નથી. પરિણામે ઘણા ગરબાને મ્હારે અણછૂટકે મૂકી દેવા પડ્યા છે. તો તેના લેખક મિત્રો–માફ કરશે. વળી પસંદ કરેલા રાસો–ગરબાઓમાં યોગ્ય લાગ્યા તેવા ફેરફારો પણ મ્હારે કરવા પડ્યા છે. આવા ફેરફારોથી રાસ–ગરબામાં કાંઈ ખરાબ તત્વ દાખલ થયું હોય તો તેની જવાબદારી મ્હારી છે ને તે ફેરફારથી જો તેની ખુબી–મજાહ અથવા વિચાર–વિષદતામાં કાંઈ સારો ફેરફાર થયો હોય તો તેનો યશ તો લેખક ભાઈ બ્હેનને જ ફાળે જાય.

## ગુજરાતનું સંગીત–નૃત્ય ને રાસ–ગરબાઃ—

સમગ્ર દ્દષ્ટિએ જોતાં હજી ગુજરાત શાસ્ત્રીય સંગીતથી વિહોણું છે. ને જે કાંઈ શાસ્ત્રીય સંગીત છે તે પણ રામજણીઓના ઘેર જઈ બેઠું છે. અથવા તો ઉસ્તાદો પોતાનું

કરીને બેઠા છે. તેને તેમને ત્યાંથી છોડાવવાના પ્રયત્નો ચાલુ થયા છે, પણ તે હજીય પ્રયત્નો જ રહ્યા છે. બાકી રહ્યું નૃત્યઃ તે પણ મંદિરોમાં ઉત્સવોએ, જૈનોનાં દેરાસરોમાં, માતાઓના મંદિરોમાં તથા રજવાડામાં માંગલિક પ્રસંગોએ દેખા દે છે. પણ તેમાંય કળાના પ્રકાશ સિવાય બીજું કંઈ દેખાતું નથી. તેમાં નથી ચોકખી ભરત-નાટ્યની શાસ્ત્રીયતા; તાન્જોરના કથકનું મૂલ્યાંકન, અથવા તો મણિપૂરી નૃત્યની ભાવ કોમળતા ને-ડોલન...ફક્ત તેમાં તો છે થોડો ખોટો ગાંડો ઘુઘરીનો ધમકાર, સારંગીનો બસૂરોસૂરને-બાકી રહી જતાં હારમોનીયમની કાનફોડ-સૂરાવલી ને-ગાનારીનું મા-ત્ર...આ...આ...એ કંઈ કળા છે તે સાંભળનારા જ પોતે નક્કી કરે!

આ સ્થિતિ લગભગ હજુ સુધી ચાલુ જ છે. જો કે છેલ્લાં આઠ દસ વર્ષથી આ સ્થિતિમાં કાંઈક ફેરફાર થયો છે. નૃત્યની તાલીમબદ્ધ કેળવણી માટેની પ્રયોગશાળાઓ શરુ થઈ છે. સંગીતના શાસ્ત્રીય અધ્યયન માટેનો પ્રબંધ થવા માંડ્યો છે. પણ સંગીતમાં દરરોજ પાછળ રહેલા ગુજરાતે એક મ્હોટું અનિષ્ટ અનુભવ્યું છે ને પોષ્યું છે—ને પોષતું રહ્યું છે. તે અનિષ્ટ છે સીનેમાનું સસ્તું સંગીત. સીનેમાનું સસ્તું સંગીત આપણા શાસ્ત્રીય સંગીતના વિકાસમાં મ્હોટો અંતરાય નાખી ચૂક્યું છે. કારણ કે વાળ ફરફર મૂકી સાયકલ ઉપર કોલેજ જતા યુવકના હોઠે, ફુમતાવાળી વેણી રમતી મૂકી શાળા કે મહાશાળાએ પુસ્તકો લઈ જતી બાળાના ગળામાં, રેડીયો પાસે આરામ-ખુરશીમાં બેઠી બેઠી નોવેલ વાંચી વખત પસાર કરતી સુખજીવનાના ગળામાં "લીલાચીટનીસ" અથવા "સાયગલ" અથવા "શાન્તાઆપ્ટે" ભરાઈ બેઠાં છે. પરિણામે યુવકને "સાયગલ" થવું છે, યુવતીને "લીલાચીટનીસ" અથવા તો "શાન્તાઆપ્ટે" થવાના કોડ જાગ્યા છે. કદાચ કોઈનો ખોફ વહોરી લઉં તો મને માફ કરે. પણ જાગતા ગુજરાતનું આ માનસ છે. એટલે સંગીતની આવી સ્થિતિ છે ત્યાં નૃત્યની તો વાત જ શી કરવી?

ઉદયશંકરના હિન્દમાં આવ્યા પછી તથા પશ્ચિમનાં વૃતપત્રોએ તેમના ઉપર પ્રશંસાનાં પુષ્પો વેર્યાં પછી હિન્દુસ્થાનમાં અને ખાસ કરીને ગુજરાતમાં નૃત્યનો "શોખ" વધ્યો છે. ને પરિણામે ચાર મુદ્રા આવડતી હોય તેવા "ઉદયશંકરો" બંગાળી કુડતામાં શેરીએ શેરીએ આપણને મળી રહે છે. અને "શીમ્કીઓ," "જોહરાઓ" તથા "અચલાઓએ" પણ હવે દર્શન આપવા માંડ્યાં છે. એટલું જ નહિ પણ "દેવદાસો," "પારુઓ" "કાનનબાળાઓ" "દેવિકારાણીઓ" વધી પડી છે. આ નૃત્ય શિક્ષણ ગુજરાતને કયે રસ્તે લઇ જઈ રહ્યું છે? આ કયા પ્રકારની પ્રગતિ ગુજરાત અનુભવી રહ્યું છે! તે બધુંય કલાકોવિદો, નૃત્ય શાળાના સંચાલકો, સંગીતના નિયામકો નક્કી કરે.

અને છેલ્લે છેલ્લે બાકી રહી જતું હતું તે ગુજરાતણોના ગરબા પણ પોતાનું ગરબાપણું ગુમાવવા માંડ્યા છે, ને નૃત્યોના વાઘા પહેરવા માંડ્યા છે! આ પ્રગતિ છે કે પીછે હઠ! આ પ્રશ્ન આ તબક્કે એક બાજુ મૂકી ગુજરાતના ગરબા શા માટે આટલા લોકભોગ્ય થયા તેનો વિચાર કરીએ.

ગુજરાતણોના ગરબા સમૂહ-સંગીતનો એક કળામય નમૂનો છે.—ગરબા રાસનો ઇતિહાસ આલેખવાની મને તમન્ના નથી: તે કામ તેના અભ્યાસીઓ ભલે કરે. પણ તેની

અત્યાર સુધીની પ્રખ્યાતિ તથા કીર્તિના મુખ્ય બે કારણો મને લાગ્યાં છે તે ઉપર સહેજ વિવેચન અહિં કરી લઉં તો અસ્થાને નહિં ગણાય. (૧) ગુજરાતણની દેહયષ્ટિ-દેહ સૌષ્ઠવ નહિં. (૨) ગુજરાતણનો પહેરવેશ. (૩) ગુજરાતણની હલક ભરી ગળાની મીઠાશ.

ગુજરાતણની દેહયષ્ટિ કુદરતીજ કોમળ છે. નાજૂક નહિં. પણ હવેની નવી ગુજરાતણ નાજૂકતા કેળવવા માંડી છે. તે પ્રશંસનીય છે! આવી કોમળ દેહયષ્ટિ રાસ-ગરબાના વૈવિધ્ય ભર્યા ભાવો સાથે તાદાત્મ્ય સાધે છે, તથા તેના ચડતા ઉતરતા ઊર્મિ આવેગોની સાથે આરોહ અવરોહ સાધે છે; એટલું નહિં પણ આવી એકતા સાધતાં કોમળ કંઠમાંથી સરતી ગીત રેખા નવું જ સ્વરૂપ પકડે છે. અને તેના પૂરક તરીકે પગની ઠેસ, તાલબદ્ધ ચપટી, તાળી તથા ઉંચે ઉંચે હીંચમાં ફરતું આખુંય શરીર એક કળા દષ્ટિ જ ખડી કરે છે. વધારામાં પગનાં આભૂષણો, હાથના કંકણનો ખણખણાટ વગેરે સંગીતનો પૂરાવો કરે છે— આથી કરીને ૪૦ થી ૫૦ ગુજરાતણો એક ગરબો ઝીલતી હોય ત્યારે તે કળાનું એક પ્રતિક બની રહે છે. વધારામાં ગુજરાતણનો પહેરવેશ પણ ગરબા-રાસને આકર્ષક બનાવવામાં ન્હાનો સૂનો ફાળો આપતો નથી. ગુજરાતણની વસ્ત્ર પરિધાન કળા તેને ઇતર પ્રાન્તની સ્ત્રીઓ કરતાં જુદી જ તારવી મૂકે છે. કોમળ દેહલતા સાથે અનુકૂળ વસ્ત્રાભૂષણ ગુજરાતણને હાર્દિક જુદી જ રીતે શોભાવે છે. ગુજરાતણના વસ્ત્રોમાં પંજાબનું આછકલાપણું નથી, દક્ષિણની કપડાંની ઉડાઉગીરી નથી, મદ્રાસનું શરિર ખૂલીવાર પણું નથી, ને બંગાળીની તાણતી ભાન નથી. તેમાં છે મર્યાદા સાચવી ગુજરાતણને રજૂ કરતો એક કળાનો અંશ, સાદામાં સાદાં

વસ્ત્રોમાં ગુજરાતણ જેટલી કળામૂર્તિ થઈ શકે છે તેટલી પરપ્રાંત અથવા તો પરદેશની લલના બીજા કોઈ પહેરવેશમાં કળામૂર્તિ થઈ શકતી નથી જ. આવી ગુજરાતણો પૂનમની રાત્રે ગરબા-રાસ ગાવા રોજે મળતી ત્યારે શેરી શેરીના યુવકો, વૃદ્ધો, તથા બીજા જનો તેમને સાંભળવા ભેગા થતા, એટલુંજ નહિં પણ રાસ ગાનારીઓના જેટલો જ આનંદ અનુભવતા—ને રાસ પણ મીઠી હલકે ગવાતા. રાતની રાત પસાર થઈ જતી છતાંય ગાનારીઓનો, તેમજ સાંભળનારનો રસ ખૂટતો નહિં. થાક લાગતોય નહિં.

પણ હવે તો સ્થિતિ ફરી છે. ગાનારીઓ થાકે છે. મીઠી હલક તો એનીએ છે પણ જે અવાજ પરોઢના પાંચ વાગ્યાં સુધી અખંડ સુરધારા રેલાવતો તે અવાજ હવે કાને પડતો જ નથી. હવે તો જો રંગભૂમિ ઉપરથી ગરબો ગવાતો હોય તો ગાનારીઓનો અવાજ ભાગ્યેજ પહેલી ચાર હાર સુધી પહોંચે છે. આ પ્રગતિ?

વળી પહેલાં તો જ્યારે ગુજરાતણો ૨૦૦ થી ૪૦૦ લીટીના રાસો મોઢે રાખતી તથા ગવરાવતાં વાદ વદતી-અર્થાત્ તેમનું રાસનું કંઠસ્થ સાહિત્ય ખૂટતું જ નહિં. તેને બદલે મ્હેં ઘણીય વખત જોયું છે કે રાસ ઝીલાવનાર બ્હેન પોતાના હાથમાં રાસની ચોપડી રાખે છે. આમ કેમ? આ રાસસાહિત્ય કયે રસ્તે પમરણ માંડી રહ્યું છે? તેનો મ્હારી પૂજ્ય ગુજરાતી બહેનો વિચાર કરે!

વળી રાસે પણ પોતાનું રાસપણું—ગરબાપણું—ગુમાવ્યું છે. રાસ ગરબા તે રાસ ગરબા રહ્યા જ નથી. હવે તો તે બિચારા હાથ તથા શરીરના વર્ણશંકર ચળાચરકામાં અટવાઈ ગયા છે કે તેમાંથી ક્યારે છૂટશે તે કલ્પવું દુઃખદ છે. કદાચ એમ મનાય કે આમ કરતાં ગરબામાં નવું તત્વ દાખલ કરવામાં આવ્યું છે, તો મારે દુઃખદ દિલે કહેવું પડશે કે ગુજરાતના રાસ–ગરબાને આ કળાનો ડોળ જોઈએ તેના કરતાં વધારે અપાઈ ગયો છે; તથા તેને તેનું ગીત ચરક્યું છે. મ્હેં જોયેલા લગભગ ૫૦ રાસોત્સવમાં મને આ વાત ઘણીય વખત ખૂંચી છે. મ્હેં પોતે પણ મ્હારા માથે આવી પડેલી ફરજોમાં એજ રીતીને અપનાવી છે–ને હજીપણ અપનાવવી પડશે તો ના નહિ પાડી શકું. પણ આ કળા નથી, આ ગરબાની મશ્કરી જ છે, કળાનો હ્રાસ છે, તેમ કહેતાં મને સહેજ પણ સંકોચ નહિ થાય.

વધારામાં પૂનમની અજવાળી દૂધ જેવી રાતે ગવાતા રાસો હવે ઉત્સવોમાં ફેરફાર પામ્યા છે. પરિણામે થીયેટરમાં આવા રસોત્સવ ઉજવાય છે. એટલે out ward setting આપી ભવ્યતાનો ઓપ ચઢાવવા માટે ઈલેક્ટ્રીક લાઈટનો છૂટથી ઉપયોગ કરવામાં આવે છે. તેથી કરીને અજવાળી રાતના જે ગરબા છૂટથી મોકળા મને ગવાતા તે જતું રહ્યું છે. હવે ગરબો જીવે છે માઈક્રોફોન—ઈલેક્ટ્રીક ફોકસ તથા સારંગી—દિલરૂબા ને હારમોનિયમ પરપાથી—જાણે કે એક ઈગ્લીશ થીયેટરના Musical Revue જેવો તે લાગે છે; તેમાં નથી ઊર્મિની ઉષ્મતા, નથી મનની તાલાવેલી, તેમાં ફક્ત છે શિસ્ત તથા ખોટો આડંબર.

આમ થવાનું મુખ્ય કારણ શું? શા માટે ગુજરાતણો રાસપોથી લઈ રાસ ગવરાવે છે? શા માટે ગુજરાતણોનો અવાજ જૂના જમાનાના જેવો ઊર્મિભર્યો રહ્યો નથી! કારણ એક જ છે. ગુજરાતણે પોતાનું શરીર સૌષ્ઠવ ગુમાવ્યું છે—ગુજરાતણે પોતાની તંદુરસ્તીમાં પલીતો ચાંપ્યો છે; તથા ખોટું નાજૂકપણું કેળવ્યું છે! ડૉક્ટરોનાં બીલો જોતાં માલુમ પડશે કે ગુજરાતનું સ્ત્રી-ધન શરિર-અસુખાકારીના મહાન રોગનું ભોગ બન્યું છે. પરિણામે ગુજરાતના ગરબા પણ રોગના ભોગ બન્યા છે.

પરમેશ્વર તેમાંથી અમને વહેલામાં વહેલો માર્ગ સૂઝાડે આ પ્રમાણેની આપણા રાસ ગરબાની "પ્રગતિ"ની ટુંકી સમાલોચના છે. આ સ્થિતિ ૧૦૦ થી ૮૫ ટકા ચાલુજ છે તે સ્થિતિને ગુજરાતણ મિટાવે તો ગરબા પોતાનું રસધન છે તેને તે પાછું ભવ્યસ્થાન અપાવશે.

મ્હારી કલમ કડવાશ કદાચ વધી ગઈ હોય તેની મને ખોટ લાગે છે; ને હું જાણતો નથી કે મારા મિત્ર કલમધરો મારા ઉપર ટીકાની ઝડી વરસાવશે કે નહિ! પણ મેં કહેલું સત્ય છે તે સદ્બુદ્ધિથી જ લખાયેલું છે, તથા તેમાં મશ્કરી કરવાની અધમતા તો ગુજરાતણને ઊતારી મૂકવાની મારી તલમાત્ર પણ ઇચ્છા નથી—પણ આપણે ક્યાં ઊભા છીએ તે બતાવવાનો સહૃદયનો મારો પ્રયાસ છે.

ઉત્સવો:—

મ્હને રાસ નૃત્યનો શોખ જગાડનાર આજે નથી, પણ તેણે જે રાસ નૃત્યનું રહસ્ય મ્હને આપ્યું તે મ્હારું પોતાનું ધન થઈને હજીય રહ્યું છે, નવ નવ વર્ષમાં આઠ રાસોત્સવ ને બે વસંતોત્સવ ઊજવવાનું ભાગ્ય મને તેની સાથે પ્રાપ્ત થયું.

નવરાત્ર આવતાં રાસોત્સવનાં મંડાણ થતાં; વડીલો સંગીત આપે; બાળાઓ નૃત્ય આપે, છોકરાઓ નાટ્ય આપે. પહેલેથી જ કાર્યક્રમ નક્કી થઈ જાય. ને અગાશીના મહા ચોકમાં બેઠકો ગોઠવાયા પછી રાતના ૩ વાગતાં સુધી તે રસની લૂંટ ચાલે. તેમાં બધુંય કળાની દૃષ્ટિએ ગોઠવવામાં આવતું. વિવિધતા લાવવા ઈલેકટ્રીકનો પણ ઉપયોગ થતો. સારંગી પણ બજવાતી. કદાચ્ musical revue હોય તો તેના માટેનું દૃશ્ય—વિધાન પણ કરવામાં આવતું, પણ તે લાંબા પહોળા સપેકા નહિ. જરૂર પૂરતુંજ. છતાંય તેમાં કળાનો આવિષ્કાર દેખાતો. નૃત્યમાં પણ ખાસ ચીવટ રાખવામાં આવતી. ઘણાય દિવસની તાલીમ પછી જ મુદ્રાનાં અંગાંગો બરાબર સૂરાવલીમાં નૃત્યભૂમિ ઉપર ઉતારવાનો પ્રયાસ થતો. ત્યારે સાંભળેલા રાસોમાં

આનંદ કંદ, નંદ નંદ, છંદ રાગરાગણી;
વેણું વાય ગીત ગાય સરસ રાહુ સોહાગણી.

એ કવિ પ્રેમાનંદનું હૃદયફલક ઉપર તો હજીય ચોંટ્યું છે તે ઉખડતું જ નથી. તેવું જ રાસવર્ણ કવિશ્રીનું—

ધ્રાંગ ધ્રાંગ રસ રાજના, અનહદ મૃદંગ વાય
પરબ્રહ્મના ચોકમાં રસના રાસ રચાય—ને તેની 'ધ્રાંગ,' 'ધ્રાંગ,'

ઉપરની મૃદંગ-તથા નરઘાંની થાપી હજીય હૃદયપટ ઉપર આનંદની હેલી મચાવે છે. અને પછી સાસરે ગયેલી પુત્રીના ગરબે દરેકની આંખો ભીની થયેલી.

"મ્હારી માને કહેજો કે આણાં મોકલે,
દિકરી દેખી બેઠી ભાઈની વાટ જો
સાસરીનાં સુખ તો સુકાઈ ગયાં."

પછી તો દીકરીના દુઃખે વગડો રડે છે, પક્ષિઓ રડે છે, ઉંવટે ઉંવટે મોરને ચાંદો પણ રડે છે! ને દીકરી 'આજ ભાઈ તેડવા આવશે' 'કાલે ભાઈ તેડવા આવશે' તેમ વિચાર કરતી કુવા કાંઠે બેઠેલા કાગડાને ઉડાડી મૂકતી રડતી બેસે છે. તે કેટલું કરુણ હશે! તેની ખરી કલ્પના તો તે ગરબો ઝીલાવનારીએ બતાવેલું. ને પછી તો ઘણાય દિવસ સુધી તેની ઘેરી કરુણ અસર હૃદય ઉપર રહેલી.

તે પછી જ્યારે જ્યારે દિગ્દર્શનનું કાર્ય મ્હારે ફાળે આવ્યું છે, ત્યારે સાત્વિક રંગમંચ તથા યથોચિત વેષભૂષા તથા રંગ વિધાનને બનતા પ્રયત્ને રાખવાનું ચૂક્યો નથી. પરિણામે પુનામાં, મુંબાઈમાં, માથેરાનમાં, કાશ્મીરની કુંજોમાં જ્યાં જ્યાં ગુજરાતી સમાજ જઈ વસ્યો છે, ત્યાં ત્યાં રાસોત્સવ જોવાના પ્રસંગો મળ્યા છે, ને લાગ્યું છે કે, ગુજરાતનું સંગીત—નૃત્ય—કળા જે કહો તે ગુજરાતણોના રાસો છે.

રાસના વિવિધ ઢાળ્યાંત અનુરૂપ સંગીતની યોજના—ને પ્રમાણ્યુ પ્રસંગને અનુરૂપ રંગભૂમિની યોજના વગેરે કરવામાં મને લાગ્યું છે કે રાસે પોતાના વ્યક્તિત્વને મ્હોટું રૂપ આપી તેનું તેજ પણ ઘટાડ્યું છે પરિણામે આડંબર તરીકે હવે રાસ જીવે છે, આ સ્થિતિ ક્યારે મટશે !

•

રાસ, ગરબા, ગરબી, રાસડા એવા પ્રકારોની સમાલોચના કરવાની મ્હેને અત્યારે જરૂર લાગતી નથી. વળી મ્હારા પુરોગામીઓએ તેના ઉપર વિસ્તારથી લખ્યું છે; અને તેમના પ્રદેશમાં હું પગ પેસારો કરી હું પણ કાંઈક જાણું છું તેમ કહેવરાવવા માગતો નથી.

મ્હારું આ નિવેદન રાસ સાહિત્યના ઊંડા અભ્યાસપૂર્ણ નથી. મ્હારા મનમાં જે કાંઈ થોડી વાતો હતી તે મ્હારી ભાંગી તૂટી ભાષામાં મ્હેં કહી છે. તેમાંથી શું લેવું ને શું નહી લેવું તે સુજ્ઞ વાંચકે નક્કી કરવાનું છે.

<u>આ અંક વિષે કાંઈક</u>

પસંદ કરાયલા રાસ–ગરબા જુદા જુદા વિભાગોમાં વહેંચી નાખી તેમના ઉપર મ્હેં મ્હને આવડી તેવી નોંધ લખી છે. એ નોંધ અભ્યાસપૂર્ણ છે પણ નહિ ! ફક્ત લખવાની ખાતર લખેલી લાગે તો વિદ્વાનો માફ કરે—

બીજું દિગ્દર્શક તરીકેના મ્હારા અનુભવમાંથી અને ઠીક લાગ્યા તેવા રાસ-ગરબાઓ ઉપર મેં ( Stage Direction ) દિશા–સૂચન લખ્યું છે. પણ તે દિશા–સૂચન પ્રમાણે રાસ ગવરાવવો તેવું કાંઈ છે નહિ. વધારામાં અત્યારે ખોટી અગર આડંબરી દૃશ્ય ગોઠવણી આપવામાં આવે છે તેવી દૃશ્ય વિધાનની યોજના કોઈ રાસો ઉપર મેં આપી છે તે જમાની વિરુદ્ધ જો કે છે—છતાં પણ પ્રવાહ તે તરફનો હોઈ મારે પણ પ્રવાહમાં ભળવું પડ્યું છે. એટલું તો ચોક્કસ છે કે–આજના રાસ–ગરબા રાસ ગરબા રહ્યા નથી પણ ફક્ત musical Revue થયા છે : તે અક્ષરશઃ સાચું છે.

મ્હારી પાસે આવેલા રાસ–ગરબા વાંચતાં મને એક વાત સમજાઈ છે ને તે દુઃખી દિલે મારે કહેવી પડે છે કે ગુજરાતમાં હવે જોડકણાનો યુગ આવ્યો છે. વિવિધતાને નામે ઓર્ડિનરી જોડકણાં 'ચાંદ' 'કોયલ' 'વ્હાલી આવની મિ' લતો વર્ષ વટાવ્યું જવેલો 'કૃષ્ણ' તેની બંસીના જાદુ વડે જીવતો થયો છે–તે મ્હને અણગમતું તથા traditional લાગ્યું છે. નવિનતાના કાંઈપણ વિચારોવાળા અથવા ઊર્મિઓવાળા રાસો મને બહુજ થોડા મળ્યા છે. આમ થવાનું કારણ કદાચ એ હોઈ શકે કે છંદબદ્ધ કાવ્ય લખવું એ અઘરું છે—તે દત્તશક્તિવાળા થોડા કરી શકે, પણ બિચારા રાસના શરીરમાં તો દરેક પોતાને ફાવે તેમ કલમનો ગોદો મારી શકે ! આમ રાસ સાહિત્ય સસ્તું થયું છે !

<u>પહેલાં પાણી</u>

ચાર ચાર વર્ષથી જગતના શ્વાસ થંભી ગયા છે. વિનાશની ભેરી તૂટી ખાઈ ચૂકી છે ને હવે તો અજંપાનો કોઈ દેશ નથી. બાકી રહ્યો જે સીધી ના આડકતરી રીતે આ

તાંડવમાં જન્મ્યો ના હોય-સંસ્કૃતિ નાશને નોતરવા માટે જન્મી હશે ? જો તેમ હોય તો તે સંસ્કૃતિને સ્થાનિત હો. તેની સંસ્કૃતિ ભોંયમાં ભંડારી દેવાય તે જ વધારે ઇચ્છનીય છે.

જગતભરના દુર્ધર્ષ હિંસકો સ્વતંત્રતાને નામે—શાન્તિને નામે—દેશની આઝાદીને નામે રણમાં માથાં કપાવે છે—તેમની કુરબાની અમર છે. તેમની કુરબાનીમાંથી શાન્તિનો દેવ પ્રગટતો હોય તો તેમની કુરબાની કુરબાન છે. તેમની કુરબાનીમાંથી દેશદેશની સ્વતંત્રતા જન્મતી હોય તો તેમની કુરબાની ઇતિહાસને પાને ઇતિહાસકારો બીરદાવશે. જગતના તે પૂજ્ય થશે. જગત તેમને મસ્તક નમાવશે. પણ આ સ્વતંત્રતાને નામે ખેલાતાં યુદ્ધના પેટાળમાં શું ભર્યું છે ? તે તો યુદ્ધમાં લડનારા તેમજ યુદ્ધમાં જોડાવા ઉત્સાહ આપનારા પણ જાણતા નથી. હિંદ પણ આ ઝંઝાવાતમાંથી વિમુક્ત નથી. છેલ્લા બે મહિનાથી હિંદમાં જે સ્થિતિ પ્રવર્તી રહી છે તે યુદ્ધમાં ઉતરેલા દેશથી પણ બદત્તર છે. કુદરત પાસે આપણે એટલું માગી લઈએ કે અમને નિરાકરણ તાંડવમાંથી વહેલામાં વહેલી તકે બચાવે.

**અર્પણ**

જીવનભર રાસ ગરબા તથા નૃત્યમાં રાચતાં જીવન માર્ગદર્શન કરનાર અમર પંથે પળેલા તે આત્માને આ અંક અંજલિ અર્પું છું.

લી.
ભગવાનલાલ મહેતા
( બાબુ )





# આભાર — દર્શન

ગયાં બે વર્ષોથી 'સ્ત્રીબોધ'નો ગરબા અંક જુદા જુદા ભાઈઓના હાથે સંપાદિત થતો આવ્યો છે. આ વર્ષનું સંપાદન કાર્ય શ્રી ભગવાનલાલ મહેતાને અમારા મિત્ર-દાવે સોંપ્યું, જે તેમણે તેમનાં અનેકવિધ રોકાણો હોવા છતાં સ્વીકારી અમને ઋણી કર્યાં છે.

શ્રી ભગવાનલાલ મહેતાનો પરિચય પણ અમારા વાંચકોને આપીએ તો આ તે યોગ્ય જ ગણાશે.

શ્રી ભગવાનલાલ મહેતા સાથે અમારો ૧૯૪૯ માં તેમની નવલીકા 'હળીમાટી'થી પરિચય થયો. ત્યાર પછી અમારો પરિચય દિનપ્રતિદિન વધ્યો. રા. મહેતા એક ઉગતા કેળવણીકાર છે. તેઓ અંગ્રેજી-ગુજરાતી તથા સંસ્કૃતના સફળ શિક્ષક તરીકેનું વિદ્યાર્થી-આલમમાં માનભર્યું સ્થાન ધરાવે છે. તેમનો ત્રણે ભાષાનો અભ્યાસ ઊંડો તથા તલસ્પર્શી છે. પોતાના વિષયોને સહેલાઈથી વિદ્યાર્થીને સમજાવવાની તેમની "કળા" અદ્ભુત છે.

શાળા તથા કોલેજની કારકીર્દી દરમ્યાન પણ રા. મહેતા પોતાના પ્રોફેસરોના માનીતા થઈ પડ્યા હતા. તથા તેમની ચાહના મેળવી શક્યા હતા; તેમની તેજસ્વી કારકીર્દીને લીધે કેટલાંક ઇનામો મેળવવા પણ તે ભાગ્યશાળી થયા હતા. વધારામાં તે એક સફળ દિગ્દર્શક, નાટ્યકાર તથા નૃત્યકાર પણ છે. દિગ્દર્શક તરીકે તેમણે અવેતન રંગભૂમિ માટે રજૂ કરેલા નાટ્યપ્રયોગો જનતાની ખૂબ ખૂબ પ્રશંસા પામ્યા છે. વધારામાં નાટ્યકાર તરીકે પણ તેમણે પોતાના નવા દૃષ્ટિબિંદુથી લખેલાં સમાજની કુરૂઢિઓ ઉપર પ્રહાર કરતાં, નાટકો ભજવી લોકાદર મેળવ્યો છે. તેઓ એક સારા લેખક તરીકે ગુજરાતી, અંગ્રેજી સાહિત્યની દુનિયામાં જાણીતા છે. તથા હાલમાં અહીંની "માઉન્ટ કારમેલ કોન્વેન્ટ સ્કૂલમાં" શિક્ષક તરીકે કાર્ય કરે છે. અમે તેમને જીવનના દરેક ક્ષેત્રમાં તથા આ 'રાસ-અંક'ને સફળતા ઇચ્છીએ છીએ.

છેવટમાં આ અંક માટે રાસ-ગરબા મોકલી આપનાર ભાઈ બ્હેનો અમે જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે. જગ્યાના અભાવે ઘણાય લેખકોને નિરાશ કરવા પડ્યા છે; તેમના રાસો ક્રમશ: હવે પછીના અંકોમાં છપાતા જશે.

ગૃહસ્થ કુટુંબો સ્ત્રીઓ અને બાળકોનું માનીતું ને જૂનામાં જૂનું માસિક પત્ર–




"રાસ-ગરબા"

અંક

વર્ષ ૮૬ મું

સપ્ટેમ્બર–ઑકટોમ્બર

૧ ૯ ૪ ૨

તંત્રી:
કેશવપ્રસાદ સી. દેસાઇ
પુતળીબાઈ કાબરાજી

☆

મંત્રી:
ચંદ્રકાન્ત છ. મહેતા
પીરમશારોડ, અમદાવાદ

સળંગ અંક

૧૦૨૮ – ૨૯

અંક ૯–૧૦ મો


# નમું માત સરસ્વતી.

[ વાણીની દેવી સરસ્વતી; પછી જમે તે રૂપમાં વાણી ઉચ્ચાર પામે. માટે સરસ્વતીની આરાધના આ 'રાસ–અંક'ની શુભ શરૂઆત કરે છે. બ.]

## પ્રાર્થનાગીત

[ રાગ તિલંગ, ત્રિતાલ; માત્રા ૧૬.]

સ્થાયી :–

નમું માત સરસ્વતી સ્નેહભરી,
કરું પૂજા કોડ ધરી.—નમું૦

–: અંતરો :–

ચેતનસુરિલી વીણા વાગે,
વિશ્વતણું નવયૌવન જાગે,
ઘડી જીવનની આવી મધુરી.—નમું૦

મેઘ ધનુષ્યની ઓઢણી ધારો,
મયૂર વિરાજે માત પધારો,
ધરું અંજલી શિર કુસુમ તણી.—નમું૦

સૌમ્યપ્રભા તુજ આજ પ્રકાશે,
જુગ જૂના તિમિર દૂર નાસે,
અરપો નવચેતન જનની.—નમું૦

વિ શુ ધ મ હે તા

# ઋતુના તથા કુદરતના રાસ.

ગુજરાતણે શું શું નથી ગાયું ? . અખીલ બ્રહ્માંડની બહુજ થોડી એવી વાતો હશે જે ગુજરાતણે નહિ ગાઈ હોય ! નિત્ય જીવનની હજારો વાતોને તેણે સૂરાવલીમાં ઉતારી છે. તેણે તો જીવનક્રમના દરેકે દરેક અંગને પોતાના ગરબામાં વીણીવીણીને ભર્યું છે.

જીવન ફરતી પડેલી ઈશ્વરની મહા જાળ કુદરતને પણ ગુજરાતણે પોતાના ગરબામાં ઉતારી છે. વળી ગુજરાતણોના ઉત્સવો પણ ઋતુ ઋતુના છે. શિયાળો ઉતરે ને શીવરાત્રી ઉત્સવ ને વળી વસંતોત્સવ; પછી હોળીકા-ઉત્સવ તથા રામનવમી ઉત્સવ માગી લે છે. ઉનાળો ઉતર્યો ન ઉતર્યો ત્યાં જન્માષ્ટમી ઉત્સવ ને દશેરાના ઉત્સવો. તે પૂરા થયા ન થયા ત્યાં તો ' શરદ-ઉત્સવ ' ને શરદ ઉતરતાં નવરાત્રીનાં ઉત્સવ ને દિપોત્સવી.

આમ ઋતુ ઋતુને પોતાનું વ્યક્તિત્વ છે. તે દરેકને ગુજરાતણે પોતાના ઊર્મિભર્યા હૃદયથી આવકાર્યા છે. એટલું જ નહિ પણ આમ, ઋતુ ઋતુના ઉત્સવો સાથે સંબંધ ધરાવતો પશુ, પક્ષી, પ્રાણી, તથા કુદરતને પણ ગુજરાતણ ભૂલી નથી. તેણે તો વસંતની સાથે જ કોયલને ગાતી સાંભળીને તેને બીરદાવી છે. હોળીકોત્સવને રામનવમીના સાથે જ તેણે વૈશાખના તાપને પણ બીરદાવ્યો છે; ને કેસુડા ગૂંથ્યો છે. જન્માષ્ટમી સાથે વર્ષાને વધાવી છે. તે સાથેજ મયૂરનું નૃત્ય તો ગુજરાતણને હૃદયે ચોંટી ગયું છે. તે સાથે વીરતાભર્યા દશેરાને પણ ગુજરાતણ ભૂલી નથી. શરદોત્સવે તો ગુજરાતણે ચાંદનીને ગાંડી થઈ થઈને ગાઈ છે ! પછીનું નવરાત્ર જાણે ગુજરાતણનું પર્વ જ ! તેવે તો ગુજરાતણે પહાડ ઉપર રહેનારી દેવીઓને પણ ગરબે ઘુમવા બોલાવી છે ! કેટલો બધો ઉત્સાહ તથા ઊર્મિ ! ભ.





## વસંત-રંગ

[ વસંતની વીણા વાગતાં તેના રંગની લૂંટાલૂંટ થઇ. કમળો ઉપર, કોકીલાના ગીતે, મોરલાની ચ્છિકળાઓ, ને છેલ્લે છેલ્લે ગોપની વેણુમાં પણ વસંતનાં સૂર ભર્યા ભર્યા ફાર્યા. —સં.]

પિલુકાફીની સારંગ.

લ્યોને! વસંત–રંગ રસભીનાં,
આમ્ર મંજરીએ મ્હેકે, ફૂલ ફૂલડાંમાં લ્હેકે.
લ્યોને! વસંત–રંગ રસભીનાં....

પદ્મ પોપચે લસન્ત, રસ ધકુલીથી રેલન્ત,
લ્યોને! વસંત–રંગ રસભીનાં....

ઢળે કોકિલાના ગીતે, કોઈ મોરલાની પ્રીતે,
લ્યોને! વસંત–રંગ રસભીનાં....

છેડે ગોપ વેણુ રાગ, પ્રેમ પ્રેરણા પરાગ,
લ્યોને! વસંત–રંગ રસભીનાં....

વેરે અંગે રંગ વસંત, ઝબકી જાગું ત્યાં ઉડન્ત,
લ્યોને! વસંત–રંગ રસભીનાં....

મનુ દેસાઈ

# વસન્તકેલિ

[ પ્રણયીઓને પણ પરમેશ્વરે ઋતુ આપી છે. વસંત પ્રણયીઓની ઋતુ. કુદરત આખી મસ્ત થઈને મહાલે; કોકીલા કુજે, આંબો નવો ફાલ આપે. શીળી છાયા ઢોળાય, નવાં પુષ્પો ખીલે, પરાગ ઉડે ને વાતાવરણને ભરે. પ્રેમીયો ઘેલિઘેલાં બને. કુદરતની વસંત સાથે દિલની વસંત થનથન નાચી ઊઠે, હૈયે હૈયાં મળે ! પ્રેમનાં દાન અપાય ને નવીન વધુવર એક બીજામાં રત થાય. વસંત પ્રેમીયોની, ચરદ્ પ્રગલ્ભાઓની. —ાં ]

કેસર-રંગ્યો કેસુડો સુંદર શોભતો રે,
રંગે ઓપતો રે !—કેસર૦

કોકીલ-કૂજન ચિત્તડું ચોરે,
પ્રણયી જનનું કાળજું કોરે;
મધુર મધુર રસ મોરે આંબો મ્હોર તો રે.
રંગે ઓપતો રે !—કેસર૦

કદુ લિમ્બના નિકુંજ ઝુલે,
વસંત શીળી છાંયા ઢોળે;
કદુતાને, મધુ મધુરપ છાંટી લોપતો રે-
રંગે ઓપતો રે !—કેસર૦

કુસુમલ કોમળ પાંખડીઓમાં,
રસિયાં જનની આંખડીઓમાં,
ઋતુરાજ અમી-અંજન આંખે આંજતો રે !
રંગે ઓપતો રે !—કેસર૦

અંગે અંગે વસંત બોલે,
કુસુમે કુસુમે વસંત ડોલે;
પ્રેમ-ભક્તિ બીજ અંતરક્ષેત્રે ઓરતો રે;
રંગે ઓપતો રે !—કેસર૦

વિધવિધ રચતી રાસ મઝાના,
નવીન પાઠ શિખે લજ્જતના,
એવી કો નવવધૂનો સ્વામી સોહતો રે;
રંગે ઓપતો રે !—કેસર૦

નરહરિપ્રસાદ ભટ્ટ



[ કોયલ માટેની એક કહેતી છે ! કોઇ તેને જોઈ શકે જ નહિ !
ત તેનું સુંદર સંગીત જ સાંભળી શકાય ! વધારામાં એમ પણ
વામાં આવે છે કે કોયલનું ગીત તે ગીત નથી પણ પોતાના
માથી વિરહ–દશા ભોગવતી હોવાથી કોયલ રડે છે, પણ જગત
તે ગીત સમજે છે. ઇંગ્લાંડનો કવિ Wordsworth પણ કહે છેઃ—

> Oh cuckoo ! shall I call thee bird
> Or but a wandering Voice !

વી-કોયલનું ગીત વિરહી હૃદયોને દઝાડે તે સ્વાભાવિક છે. ભ.]

આંબાનો મોર ચાખી, ફૂલડાંની ફોર લઈ,
કોયલ જતી ક્યાં ચકોર ?
વ્હેની પૂછું, કોયલ જતી ક્યાં ચકોર ?

છૂપી ઘટામાં રહી, રમતી ટહૂકારથી,
સંતાતી શાને દીલચોર ?
વ્હેની પૂછું, કોયલ જતી ક્યાં ચકોર ?

હૈયે રસભાવ ભરી, દીલમાં કૈં દર્દ કરી,
નાસી જતી એ નઠોર,
વ્હેની પૂછું, કોયલ જતી ક્યાં ચકોર ?

ઉરના સંદેશ લઈ, પ્રીતમને કોલ દઈ,
આવે, ઝૂલાવું હિંડોળ,
વ્હેની પૂછું, કોયલ જતી ક્યાં ચકોર ?

ઉરને આંગણીએ પોઢયું જોબનીયું,
શાને જગાડે કરી જોર ?
વ્હેની પૂછું, કોયલ જતી ક્યાં ચકોર ?

કુમળાં દીલ પ્રેમીઓનાં વિરહે દઝાડતી,
વેદના કરે એ કઠોર,
વ્હેની પૂછું, કોયલ જતી ક્યાં ચકોર ?

રૂપ નથી, રંગ નથી, સંગીત રળીઆમણું,
વીંધે છે કાળજાની કોર,
વ્હેની પૂછું, કોયલ જતી ક્યાં ચકોર ?

# ગુલાબ

[ કુ. 'સ્વપ્નસેવી'નો આ રાસ પણ સ્વપ્ન વિહારની જાણે કે સોમમાં આપણને ખેંચી જાય છે ને જગતનું દુઃખ થોડો વખત જાણે કે ભૂલાવી દે છે.

ગુલાબ સૌન્દર્ય ને સુગંધની રાણી છે. દરેક તેને મેળવવા ચાહે છે; તેને લેવા માટે દેવમહેલની અગાશીના વાસી પણ લલચાય; નયન રસ લુંટતો રસ રસેન્દ્ર પણ ગુલાબને જોઈને પોતાનું કરવા મથે! રસ લુંટતી રસજોગના તેને માટે શું શું ન કરે? તે કુ. 'સ્વપ્નસેવી' તેમને દરેકને ગુલાબની સુગંધમાં વિહાર કરવાનું કહે છે.

પણ આવાં ગુલાબ વીણવાનો હક્ક પૂણ્યપંથીઓનો જ છે; માટે ઉપર કહ્યાં તે બધાંયે પૂણ્યપંથી હોવાં જોઈએ...... બ. ]

મેં તો વેર્યાં, મેં તો વેર્યાં, ગુલાબ કેરાં ફુલ જો,
વીણજો વીણજો પૂણ્યપંથી ગુલાબ કેરાં ફુલ જો.
ઉતરજો દેવમહેલની અગાસીના વાસી,
ઉતરજો પૂર્ણિમાની પગથાર કેરાં પ્યાસી—
પૂણ્યપંથી ગુલાબ કેરાં ફુલ જો.........મેં તો વેર્યાં૦
ઉતરજો રસનયણાંના રાસ રસેન્દ્ર,
ઉતરજો રસસંયમના યોગયોગેન્દ્ર—
પૂણ્યપંથી ગુલાબ કેરાં ફુલ જો.........મેં તો વેર્યાં૦
નીતરજો મેઘપોયણાંના સાત સપ્ત રંગ,
ભીંજવજો રસચુંદડીના જોબન તરંગ—
પૂણ્યપંથી ગુલાબ કેરાં ફુલ જો.........મેં તો વેર્યાં૦
હસજો હસજો ગુલાબની પાંદડીના રંગે,
વહજો વહજો ગુલાબની સુગંધ કેરા સંગે—
પૂણ્યપંથી ગુલાબ કેરાં ફુલ જો...... મેં તો વેર્યાં૦
ઉતરજો સદા હસીને હસાવવાના પ્યાસી,
ઉતરજો અંતર ફુલડાંને વીણવા સુહાસી—
પૂણ્યપંથી ગુલાબ કેરાં ફુલ જો.........મેં તો વેર્યાં૦

કુ. સ્વપ્નસેવી.

[ આ રાસનું દિશાસૂચન રંગભૂમી ઉતારી શકાય તે દૃષ્ટિથી નીચે પ્રમાણે હોય.

પડદો ઉઘડતાં ખાલી રંગભુમિ હોય. દૂરથી નદી વહી જતી હોય. તથા કાંઈક બગીચા જેવો આછો દેખાવ, ને તે સાથે સંગીત શરૂ થાય. પહેલાં તો પુષ્પ વૃષ્ટિ થાય. સંગીત ચાલુ જ રહે. પછીથી ચાર ચાર બાળાઓ ફુલછાબ લઈને ફુલ ઉછાળતી, સામ સામી દિશામાંથી ચાલી આવે. પહેલી બે લીટી બોલાઈ રહે પછીની લીટી બોલાતાં બાજુ ઉપર મૂકેલાં પગથીયાં ઉપરથી બીજી ત્રણ, બે, એક, એમ અવનવા આભૂષણોમાં બાળાઓ ઉતરે ને ગરબામાં ભળી જાય.

આ રાસને પોતાનું વ્યક્તિત્વ છે. માટે દિશા–સૂચક હરેક લીટીનો ભાવ સમજીને તેને તદ્દરૂપ અભિનય આપવો, તો રાસ રંગભૂમિ ઉપર બહુ જ સારી રીતે ઉતારી શકાશે.

વધારામાં રાસ પૂરો થતાં ગાનારીયો ત્રણ ભાગમાં વહેંચાઇ જાય, તથા સામ સામી દિશાઓમાં રાસ ઝીલતાં બે જુથ અદૃશ્ય થાય. તથા ત્રીજું જુથ બેસી રહે. બ.]

# વૈશાખી વાયરા.

[ આંબા મોર્યા છે. કેરી ઝુલી છે. કોકિલા કુંજે છે, ને કાળજામાં ચીરા પડે છે. કારણ? નાવલિયો આવા બળબળતા બપોરે પરદેશ બેઠે છે. ધીરજને પણ હદ આવે છે. "હમણાં પતિ પધારશે, હમણાં પધારશે તેમ વિચારતાં તેનું સ્વાગત કરવા કંકુનો સાથીઓ પૂરવા પોતે જાય છે. પણ સાથીઆના બદલે પોતાના હૃદયમાં બેઠેલા પતિની છબી પોતે ચિતરે છે. ને સખીઓ હાસ્ય કરી મશ્કરી કરે છે."

પણ આ તો હતું સ્વપ્નું, વૈશાખના બળબળતા બપોરે આવેલું! તે કેટલી ઘડી ટકે! ઉડી ગયું ને પતિઘેલી પ્રમદાથી જાગી જવાયું. બ.]

( રાસ ).

વ્હાલી! વૈશાખ કેરા સૂસવાતા વાયરા,
નાથ વિના મુજને ડરાવે છેરે!
હૈડું ઉછળાવી, વિયોગની સ્મૃતિઓ,
તાજી તાજી નયને કરાવેજીરે!—વ્હાલી!

વૈશાખે ઝૂલી ઝૂલી આમ્ર-શાખ મારું,
હૈડું હિલોળે ચઢાવેજીરે!
કોકિલાઓ કુંજી કુંજી મુજ આ અધીરું,
કુમળુ કાળજડું કોરેજીરે!—વ્હાલી!

ખાલી ખાલી જોઈ આલે વૈશાખી વાદળી,
હૈડાની ધીર મારી ખૂટાડજીરે!
નણંદલના વીર સખિ! વ્હેલા ગૃહે ન આવતાં,
જાણે વિલંબ એ કરાવેજીરે!—વ્હાલી!

અક્ષત કુંકુમ લઈ પૂરંતાં સાથિયો—
ભૂલી, પ્રાણની છબિ ચિતરાયેજીરે!
સરખી સાહેલડી આવંતાં આંગણે,
મારા મનડાના ભાવ કળી જાયેજીરે!—વ્હાલી!

મુશ્કેરાટ હસંતી આવી એ સમિપ કહેઃ
"અલિ! સ્વસ્તિકસુન્દરતેં બનાવ્યોજીરે!"
કુતૂહલ ઉપજે હું દ્વાર ગઈ જોવા,
સ્મૃતિ-ભ્રમણાં ત્યાં જોર કરી જાગીજીરે!—વ્હાલી!

ચન્દ્રશંકર ધિરજરામ પંડ્યા.

## —આવ રે મેહુલા—

[ વૈશાખ ઉતર્યો. બળબળતો જેઠ પણ હવે તો ઉતરવા આવ્યો છે. પૃથ્વી પાણી પાણી પોકારી રહી છે. પશુ, પક્ષી, કુવા, વાવ, નદી, નાળાં સર્વ ખાલીખમ થઈ ગયાં છે, તથા વરસાદની રાહ જુવે છે. ભ. ]

આવ રે મેહુલા તું આવ,
આ સૂકી ધરતીને ભીંજાવ...આવરે મેહુલા.

સૂકી છે નદીઓ ને સૂકાં સરોવરો,
વાડી વેરાન, નહિ કાંઈ લીલી ધરો,
ન પંખી પશુ તલસાવ...આવરે મેહુલા.

ભૂખ્યા છે પશુઓ ને તરસ્યાં છે પંખીઓ,
ત્યારે મેહુલા તને રે ઝંખીઓ,
તું ભૂખ તૃષાને છીપાવ...આવરે મેહુલા.

ઊંચા રે પર્વતો ફાડીને મુખ જો,
કરે છે પ્રાર્થના ભાંગો આ દુઃખ તો,
ગિરિનું દુઃખ મીટાવ...આવરે મેહુલા.

નીચી રે નજરે ઊંચા રે ઝાડવાં,
આંસુની ધારને લાગ્યાં છે પાડવા,
જરી દયા દરશાવ....આવરે મેહુલા.

બેઠા છ છાના મોર, બપૈ, કોકિલા.
નથી સૂણાતાં તેનાં ગીતો સુરીલાં,
ફરીને ગાણું ગવરાવ....આવરે મેહુલા.
'આવરે વરસાદ' કહે નાના સૌ બાળકો,
તને બોલાવતાં કરીને સાદ જો,
આવી બાળો નવરાવ...આવરે મેહુલા.

'શશિન્' ઓઝા

## —મેહુલીઓ—

[ વર્ષાને આવકારતો આ રાસ ન્હાની બાળીકાઓને નૃત્ય ગીત માટે સરળ પડશે. ભ. ]

કોઇ આવો રસીલાં રાસે, મેહુલીઓ ગરજે છે;
એ તો ચઢી આવ્યો આકાશે, મેહુલીઓ ગરજે છે;
કંઈ વીજ ઝબૂકે લપાતી, મેહુલીઓ ગરજે છે;
એ જગે જનોથી શરમાતી, મેહુલીઓ ગરજે છે;
જુઓ રાત મલી છે અંધેરી, મેહુલીઓ ગરજે છે;
ખીલી ઊઠી છે રજની રૂપાળી, મેહુલીઓ ગરજે છે;
વારિ બિંદુ ઓ મંદમંદ ખરતાં, મેહુલીઓ ગરજે છે;
વારે વારે રિસાઈએ જાતાં, મેહુલીઓ ગરજે છે;
તમ ઢંગ હરી શું આવા ? મેહુલીઓ ગરજે છે;
કે રાસ અમારા જોવા, મેહુલીઓ ગરજે છે;
દેતાં ઉત્તર તાલને ભૂલી, મેહુલીઓ ગરજે છે;
હૈ ઝાંઝરી મારી તૂટી, મેહુલીઓ ગરજે છે;
તમે જાઓને કપટી કાના, મેહુલીઓ ગરજે છે;
કરો ડરામણા શું સાળા ? મેહુલીઓ ગરજે છે;
લાજી મરું તમારી રીતે, મેહુલીઓ ગરજે છે;
પણ પ્રીત્યું બાંધી સારી રીતે, મેહુલીઓ ગરજે છે.

હકોલાલ પ્ર. બ્રહ્મભટ્ટ.

# વર્ષાનો હીંચકો

[ રીવોલ્વીંગ (ફરતા) સ્ટેજ ઉપર આ ગરબો તા. ૧૯-૧૦-૪૦ ને દિવસે ગવરાવવામાં આવ્યો હતો. તેના માટેનું દૃશ્યવિધાન તથા દિશા-સૂચન તે વખતે નીચે પ્રમાણે કરવામાં આવ્યું હતું.

દૃશ્યવિધાનઃ—દૂર વાદળ ઘેર્યું કાળું-ભૂરું આકાશ. જાણે કે અંતરીક્ષમાંથી ઉતરતો હોય તેવો કાળી સાંકળોથી બાંધેલો હીંચકો સ્ટેજની બરાબર મધ્યમાં હોય. જમીનથી ૩ ફીટ ઉંચે. પાર્શ્વ-ભૂમિમાં વનરાજી, ને તેની પાસે એક બાજૂ મોર-કોયલ વગેરે હોય. વાદળામાં ચમકતી વિજળી બતાવવા કારબન ( Carbon ) ની વ્યવસ્થા ઉપયોગી થઈ પડશે. સ્ટેજનો વ્યાસ ૧૮ ફુટ હતો. તથા ૨૦ ગાનારીઓ હતી. એક નાની બાલિકા (કોમળ કંઠવાળી ) હીંચકા ઉપર બેઠી હોય. સ્ટેજનું ફરવાનું ૪ મીનીટે એક Revolution હોવું જોઈએ.

પડદો ઉપડતાં બાલિકા હીંચકા ઉપર બેઠી હોય, વાદળી રંગનાં કપડાંમાં ગાનારીઓ સ્ટેજ ઉપર ઉભી હોય. આખાય સભા-ગૃહમાં અંધારું.

દિશા-સૂચનઃ-કોમળ સૂરોથી પહેલી ચાર લીટીયો વાગતી હોય-Clarionet (કલેરીયોનેટ) નો સૂર બહુ જ કોમળ જૂદો જ તરી આવે. લીટીયોના ભાવ પ્રમાણે હીંચકો ચાલુ થાય. કોયલનો અવાજ આવે, મોર કળા કરે, સ્ટેજ ચાલુ થાય. લીટીયો સંગીતમાં ગવાતી હોય ત્યારે પેલી બાલિકા હિંચકેથી ઉતરી મોરને ૫ પાળે ને પાછી જઈને હીંચકે બેસી જાય. પહેલી ચાર લીટીયો સંગીતમાં ગવાઇ રહ્યા પછી જ ગાનારીઓ ગરબો ઉપાડે. સ્ટેજ ફરતું હોય પણ ગાનારીઓએ ફરવાનું જ છે. સાખી બોલાતાં સ્ટેજ ફરતું બંધ થઇ જાય. ને પાછી બીજી લીટીયો બોલાતાં પાછું ચાલુ થાય. સાખી હિંચકા ઉપર બેઠેલી બાળાજ ગવરાવે. વીજળીનો ચમકારો બતાવવા કારબનનો ઉપયોગ કરવો. ભ. ]

વર્ષાના વાદળે બાંધ્યો હીંચકો,
કોયલડી કુક શું કરેરે—
રસના સંગાથી સમ મ્હાલે છે મોરલો.
પીંછધર પાંખડી પાથરે જ રે....વર્ષાના૦

સાખી-(એવે) ઘેરાયાં ઘન શાં બધાં....આભજની મોઝાર,
પડું પડું પોકારતો....એ....મેઘજ મ્હોટી ધાર.
અંગ રંગ ભંગ સંગ સાથે નચાવતો,
પ્રેમ નેમ હેમ એમ સાથે ઝુલાવતો,
સ્નેહઘન-કુસુમવન-પ્રેમ પાન પાતોરે....વર્ષાના૦

સાખી— પડે મેઘ પાવન કરે....મારૂં સઘળું અંગ,
સુખ થકી જીવન બધું....ભરે પ્રેમ પતંગ,
વર્ષાનાં વાદળ ત્યાં ઉતર્યાં,
પડે છે બુંદ બુંદ ભાર-રે....વર્ષાના૦

સાખી— ચમક ચમક વિજળી કરે....આભ કોટને કાંઠ
થનક થનક નાચી ઊઠે....હૈયું મ્હારું....આજ.
વનવને, ઝનઝને, ખણુખણે, મનમને
હૈડું મારું રંગ-સંગ રમતું રે....વર્ષાના૦

ભગવાનલાલ મહેતા.

# શ્રાવણી સવાર

[ શ્રાવણનાં સરવડાં સવારેય વરસે. બપોરેય વરસે, સાંજેય વરસે: ગમે ત્યારે વરસે. પણ શ્રાવણના વરસાદ સાથે કુદરતનો આખોય સીનો ફરી જાય. તળાવ ભરાઈ જાય, બપૈયા બોલે, મોર નાચ કરે. ને છવટે છવટે મેંદી ઉગે. ને તે મેંદી હેત ભરી ભાભીની પાની શોભાવે. ભ. ]

(ઢાળ: આષાઢી સાંજના અંબર ગાજે)

શ્રાવણી સવારમાં મેહુલો વરસે,  
મેહુલો વરસે, ઝીણો ઝરમર ઝરે;  
શ્રાવણી સવારમાં....

છલકે તલાવડી ને બપૈયો બોલે,  
બપૈયો બોલે, ઈંદ્રાસન ડોલે;  
શ્રાવણી સવારમાં....

મોરલો ટહૂકે, વાદલડી નાચે,  
વાદલડી નાચે, રૂપા ઝાંઝર બાજે;  
શ્રાવણી સવારમાં....

મારે આંગણીએ રક્તરંગી મેંદી ફાલે;  
મેંદી ફાલે, ભાભીની પાનીએ મ્હાલે;  
શ્રાવણી સવારમાં....

ધરતીને ચોકે આછાં અમૃત નીતરે,  
અમૃત નીતરે, ને તરુ કુંવર ધરે;  
શ્રાવણી સવારમાં....



રણજીત મ. શેઠ

# આંગણ આવીને

[ વસંતની રાણી કોયલ તો વર્ષાનો રાજા મોર. કોયલના સૂરની કોમળતા કાનને ઠારે છે, મોરની પીચ્છકળા આંખ તથા હૃદયને ઠારે છે. કોયલ એકલી હોય છે. એટલે કોયલ વિરહીણી છે. મોરને ઢેલની જૂગલ જોડી હોય છે. પરિણામે કોયલ દયા ઉપજાવે છે. મોર યુગલ આનંદ આપે છે. ભ. ]

[ નાગરવેલીઓ રોપાવ—એ ઢાળ ]

મોરલો થનગન થનગન નાચે  
મારે આંગણ આવીને.  
મોરલો ઢેલડ સંગે રાચે  
મારે આંગણ આવીને.  
મેઘ ધનુષ્યના રંગો કેરાં,  
પીંછાં, કલગી ધારી,  
મોરલો વીંઝણલાને વા'તો  
મારે આંગણ આવીને.  
મોરલો.

નાગ તણી ધારીને ગરદન  
ત્રિભંગથી એ વાળી,  
મોરલો ફૂદ ફૂદ ફૂદતો ફરતો  
મારે આંગણ આવીને.  
મોરલો૦

ટેંહુક ટેંહુક નાદ કરીને  
કોને એ બોલાવે?  
મોરલો નયને આંસુ લાવે,  
મારે આંગણ આવીને.  
મોરલો૦

મોરલો નાચે, ઢેલડ નાચે,  
હૈયું યે નચાવે,  
મોરલો ઊર્મિઓ ઉછળાવે  
મારે આંગણ આવીને.  
મોરલો૦

હિમ્મતલાલ મંથક.

[ તાલબદ્ધ ગેયતા તથા રાસનું રોચક મહત્ત્વ બતાવવું હોય તો શ્રી વિમળા બ્હેનનો આ રાસ ઉંચું સ્થાન પ્રાપ્ત કરે છે. શબ્દોની પસંદગી, વાક્યોની કળામય ગુંથણી, તથા ભાવોનું એક પછી એક ઉદ્દીપનઃ તે આ રાસનું વિશિષ્ટ તત્ત્વ મને લાગ્યું છે.

શરદની રાત ખીલી છે. શુભ્ર ધવલ નભ શોભી રહ્યું છે. ને આવા સ્વચ્છ સોહામણા વાતાવરણે વ્રજનાર કઇ રીતે ઘરમાં રહી શકે ? કાનાનો સ્નેહ તો આવી અજવાળી રાતે યાદ આવે જ ને ? પણ ઘરમાંથી કઇ રીતે નીકળાય ? એ મૂંઝવણ તેને સતાવી રહી છે. ત્યાં તો કાનાની મોરલી વાગી. અવળાં આભૂષણ પહેરીને વ્રજનાર બહાર નીકળી રાસે-ઘુમવા. પણ એમ કાંઈ મનડું આવે ? કોકીલા મધ્ય રાત્રીએ કુંજવા લાગી, ભૃંગો પણ પોતાનાં કમળોની શય્યા ત્યજી આવ્યા. રાધા ભક્તિથી ગાંડી થયેલી આવી, ને પછી કાનાએ રાસ રચ્યો. રૂમઝુમ ઘુઘરી, મૃદંગના તાલ, બંસીના નાદમાં વ્રજ ઘેલું જ બન્યું.

જગ્યાના અભાવે stage direction આપતો નથી. ભ. ]

રાગ બિહાગ

શરદની શોભા શી બલીહાર, રજની ખીલી પુર બહાર.
શાંત સુરમ્ય, સુખદ શુભ શોભે, શુભ્ર ધવલ નભ સુંદર સોહે,
ટપકન્તી રસધાર, શરદની શોભા શી બલીહાર. શરદ.
શરદ પુનમની શોભા સુંદર, ચાંદનીનો ચમકાર,
નીશા તણી નીરખીને શોભા, વ્યાકુળ વ્રજની નાર. શરદ.
નિરખન્તો નિશાપતિ નભથી, છુપાતો નભમાંહ્ય,
શિતલ સુખકર રશ્મિ પ્રસારી, સિંચે અમીરસ ધાર. શરદ.
મધ્ય નિશાએ મોરલી વાગી, જાગી વ્રજની નાર,
અવળાં આભૂષણ અબળા સજીને, નીસરી નગરની બહાર. શરદ.
કુંજે કોકિલ કુંજલતાએ, કુહુકુહુ કરતી ગા'ન,
ગુંજે કુંજે નિરંતર કહાનો, ભૃંગોનાં સુણી ગાન. શરદ.
રજની રમવા રાધા ચાલી, સોળ સજી શણગાર,
નૂપુર પાયે રૂમઝુમ વાગે, ઝાંઝરના ઝણકાર. શરદ.
કુમકુમથાળ ગ્રહી કર અક્ષત, સુમન સજી ઉપહાર,
સ્નેહે શ્યામ સમીપે આવી, કરતી જયજયકાર. શરદ.
રાસ રચ્યો વ્રજ વનિતા, રાધા શ્યામ રમે રસધાર,
છુમછુમ રૂમઝુમ નૃત્ય કરંતા, થઈ રહ્યો થેઈકાર. શરદ.
નાચે રાધા શ્યામ મનોહર, ઝુકીઝુકી લઈ તાલ,
તાલ મૃદંગને બંસરીની ધુન, થઈ રહ્યો એકતાર. શરદ.
ઘેલી ગોપી, ઘેલું વ્રજ સૌ, ઘેલી રાધા નાર,
બંસરી નાદે, વ્યાકુળ કીધાં, શ્યામે સૌ નરનાર. શરદ.

સૌ. વિમળાબહેન મુકુંદરાવ દવે.

# શરદ સુન્દરી

[ વસંતની ચાંદની તીવ્ર હોય છે, શરદની કોમળ તથા શીતળ. વસંત ઉગ્ર છે, શરદ શીતળ છે. વસંતના તારામાં સુવાનીનો તનમનાટ તથા સ્તારા છે. શરદની ચાંદનીના તારામાં પ્રજ્ઞા તથા ગોરબાયા વગરના આકાશની ધીરતા છે. શરદ પ્રૌઢા છે. વસંત યૌવના છે. વસંતનો આનંદ ઉન્માદ ભર્યો છે. શરદનો આનંદ સુધાશુ મીઠો તથા સાત્વિક છે. આવા વાતાવરણે ગુજરાતણુના રાસ કાંઇક નવું જ સ્વરૂપ લે તે સ્વાભાવિક છે. ભ. ]

( ધીરે ગોવાલણી ધીરે ધીરે એ રાગ )

રંગે ભરી, ઉમંગે ભરી,
શરદની સુન્દરી રંગે ભરી.
રસે ભરી, ઉલ્લાસે ભરી;
શરદની સુન્દરી રંગે ભરી. ધ્રુવ

કૌમુદિનાં સુધા સરવરીયે ન્હાતી,
પાંગરી વસન્તની વેલ શી સુહાતી;
આંખડી અમૃત રહે નીતરી. શરદની–

વ્યોમે સુહાગી ચન્દા મનોહરી,
સૃષ્ટિ સુહાગિની શરદની સુન્દરી;
ટાળી વિષાદ દે આનન્દ ભરી. શરદની–

વેરે સુધાંશું હાસ, રૂપલા અનુપમા,
વેરે રસકુલડાં રસેશ્વરી, મનોરમા;
ઝીલે શરદ લ્હાણુ મનોરંજની. શરદની–

રેલન્તા મોદ શરદુત્સવો અનેરા,
ગરવી ગુજરાતણોનાં રાસ રસભીના;
નવલખ તારલા રહે નિરખી. શરદની–

પુષ્પા શુકલ.



# શરદ પૂર્ણિમા

[ શરદની ઓંકાર રાત્રી ઉગી છે. શીળો સમીર વાય છે. પણ ઊંઘ આવતી નથી. મન વિચારે ચડ્યું છે. કારણ કે જીવનનૈયા ડગમગે છે ને તે કયે રસ્તે જાય છે તેની પણ લેખીકાને ખબર નથી પડતી. માત્ર તેના હૃદયમાં તૂમુલ છે, ને બહાર સૌન્દર્યવતી શરદની રાત છે. આવો વિરોધાભાસ દર્શાવતો આ રાસ સૌને ગમશે. ભ. ]

( ઢાળ: વ્રજ વ્હાલુ રે વૈકુંઠ નહિં આવું. )

ક્યાં જાઉં રે શરદની રાત મહીં?
રાત અજવાળી ને વ્યોમ રૂપેરી
નિંદ આવે મને રે લગીરે નહિં. ક્યાં ૧

સોળે કળાએ શશીવર પ્રગટ્યો,
તેજના અંબારો ઝીલીરે રહી. ક્યાં ૨

શીળી શી ચાંદની જગતે પ્રસારી,
લ્હેરો સમીરની આવી રહી. ક્યાં ૩

ડગ મગતી મારી જીવન નૌકા
જાણું ના કે હું જાઉં કહીં?
ક્યાં જાઉં રે શરદની રાત મહીં? ક્યાં ૪

સૌ. વસુમતી દ્વિવેદીયા.

# આભલે ચાંદલો

[ ચાંદની શું શું નથી કરતી? દરેક વલ્લભા, વિયોગીની, તથા પતિ-પ્રેમ પામી ના પામી ત્યાં વિધવા થયેલી સ્રીના હૃદયના સુસુપ્ત થઈ કરમાઈ ગયેલા સ્નેહભાવો ચાંદની જોતાં પાછા ઊભા થાય છે; ને હૃદયને વધારે દુઃખીત કરે છે. આવી વેળાએ બિચારી અસહાય સ્રી શું કરે? તે તો ચાંદાને જ પોતાને આમ દુખી કરવા માટે ઠપકો આપે છે— "ચંદ્ર તું શા માટે મ્હારા શૂન્કાર જીવનમાં શાન્તિરૂપ એક નિંદરને પણ રોકે છે!" પણ આવું દ્વિધા ભાવવાળું તેનું મન તથા દુઃખ જોઈને ચાંદનીને પણ દયા આવે છે. ને યોગીનીની માફક સ્વર્ગેથી અવની પટે ઉતરે છે; ને બિચારી ચક્રવાકી જેવી વિયોગીનીના હૃદયને પોતાના સૌમ્ય તેજ વડે પરબ્રહ્મનાં પિયુષ પાઈ શાન્ત પાડે છે. પછી તો ચાંદનીનાં તારકને તારલી પણ પતિનાં સુસ્મરણોનાં ગીત સીંચી તેને પરબ્રહ્મનો આનંદ અર્પે છે. ભ.]

રાગ પટદીપ. તાલ-દાદરા.

આભલે ચાંદલો સોહે સાહેલડી,
ચાંદો સોહીને મારું હૈયું કોરે!
હૈયાનાં હેત તો હિલોળે સાહેલડી,
આછેરી તેજ ધાર ઉરે રેલે. આભલે.
અંગ અંગ સ્નેહધાર રેલે સાહેલડી,
ચાંદલીયો નીતરેને અંતર ભીંજે.
એકલ ઉરને શેં મુંઝવે ચાંદલીયા,
મીઠી એ ચંદ્રધાર નીંદર રોકે. આભલે.
ગગનેથી ચંદ્રિકા નીસરી સાહેલડી,
શોભંતી સૌમ્ય રસ યોગીની સમી.
અવનિનાં ઉર શું એ ઠારે સાહેલડી,
ચાંદનીનાં પૂર માટે હૈયે ચઢે. આભલે.
નીતરેલ ઉરને ચંદ્રિકા સાહેલડી,
બ્રહ્મ – પિયુષ પાયને હૈયું ભરે,
શીતળ સુરમ્ય એનાં તારકને તારલી,
હૈયે રસીકનાં ગાન સીંચે. આભલે.

**માલવિકા પ્ર. દિવેટીઆ.**

[ રંગભૂમિ ઉપર ઉતારવા માટે નીચેનું દિશા-સૂચન ઉપયોગી થઈ પડશે.

કુદરતના દેખાવમાં પર્વત પાછળથી ઉગતો ચંદ્ર. આખાય દશ્યમાં લીલું અજવાળું હોય. બને તો સ્વર્ગ ગંગાનો માર્ગ દર્શાવવો. પર્વતની તળેટીમાં ઝાડી ને નદી. સારંગી જ ઝીણા સૂરે આલાપતી હોય. નરઘાંની થાપી બહુ જ ધીરી તથા સ્પષ્ટ અપાતી હોય.

દશ્ય ઉઘડતાં ગાનારીઓ એક બાજુ ૧૦ થી ૧૨ના જુથમાં ચંદ્ર તરફ જોતી ઉભી હોય. બીજી બાજુ તેટલી જ ગાનારીઓ ચંદ્ર તરફ જોતી બેઠી હોય. ઝીલાવનારી બ્હેન નદીમાં ઝબકતા દિવાવાળી હોડીમાં બેસી આવે ને રાસ ઝીલાવે.

દરેક લીટીને અભિનયમાં ઉતારવાને માટે દિગ્દર્શક જો તેને Musical Revue બનાવવો હોય તો પ્રયત્ન કરવો.

ગગનેથી ચંદ્રિકાને ઉતારતી બતાવવા માટે મેઘ-ધનુષ્ય આકારની પ્રકાશ વ્યવસ્થા કરવાથી બહુ જ સુંદર લાગશે. ભ.]

# ચાંદની

[ ચાંદનીને ઉદ્દેશીને લખાયેલો આ રાસ સંસારની પાટે બેઠેલી કોઇ સ્ત્રીને પણ પૂરેપૂરો લક્ષ્ય તરીકે લઇ શકે.

ચાંદની પૂરેપૂરી ખીલી નથી ને કવિને સ્ફુરણા થઇ છે. "શા માટે ચાંદની આજે પૂરેપૂરી ખીલી નથી?" ને પછી તો એક પછી એક વ્યક્તિને કારણ રૂપ ગણવા માંડે છે. સંસાર ખારો ઝેર થયો તેથી? કે શુક્ર જે નણંદની ગરજ સારે છે તેણે કાંઇ મહેણાં માર્યાં તેથી? કે પછી માતાનાં હેત યાદ આવ્યાં તેથી પ્રકાશવું અધુરું રહ્યું? વગેરે પ્રશ્નોથી કવિ તેને મુંઝવે છે. પણ ચાંદની તો કાંઇ જવાબ આપતી નથી. મ.]

(ગુલાબી કેમ કરી જાશો ચાકરી રે—એ રાગ.)

કે ધરતીને ખોળે છૂપી આ ચાંદની રે!
કે અંતર દુઃખે ડસ્યાં વરતાય,
અબોલડા આજે કહો બ્હેન! કાં ધર્યા રે?—

કે ચંદ્રકાન્ત ચાલ્યા ગયા શું રિસામણે રે?
કે પાછા આવે ન કો ઉપાય,
અબોલડા આજે કહો બ્હેન! કાં ધર્યા રે?—

કે સહિયારી રજનીનાં ઝેર ઉરે લાગીયાં રે?
કે વાયા ઝેરી સંસારના વાય?
અબોલડા આજે કહો બ્હેન! કાં ધર્યા રે?—

કે નણદલ શુક્રીએ વાક્ય બાણ છોડીયાં રે?
કે એણે કુણાં કાળજડાં કપાય,
અબોલડા આજે કહો બ્હેન! શું ધર્યા રે?—

કે માવડી ધરતીનાં હેત તને સાંભર્યાં રે?
કે બંને આંખ્યે આંસુ ઉભરાય,
અબોલડા આજે કહો બ્હેન! કાં ધર્યા રે?—

કે મુખડે તો માડીનાં દૂધ હજુ ફોરતાં રે?
કે શાં દુઃખ વેઠયાં સાસરીયા માંહ્ય?
અબોલડા આજે કહો બ્હેન! કાં ધર્યા રે?—

કે ધરતીને ખોળે છુપી આ ચાંદની રે!
કે અંતર દુઃખે ડસ્યાં વરતાય,
અબોલડા આજે કહો બ્હેન કાં ધર્યા રે?—

મનુ દવે.

# ચાંદલીઆને

[સૂર્ય જગ જનની રાડતા, કાયરતા તથા નીચતા જોઇ તપી જઈ લાલ મૂખ ધારણ કરી ક્રોધે ભરાય છે. ચંદ્રને મનુષ્યની પામરતાની દયા આવે છે. માટે તે માણસને પોતાનાં ધવલ શીત કિરણોથી નવડાવે છે. સૂર્યમાં ઉગ્રતા છે. ચંદ્રમાં શાન્ત-દયા છે. પણ ચંદ્રની દયા અનુપધિ વાળી છે. દરેક કદરૂપી વસ્તુને પણ ચંદ્ર સુંદર સ્વરૂપ આપે છેઃ સૂર્ય આમ કરતો નથી. સૂર્ય જે કુરૂપ હોય તેને વધારે કુરૂપ બનાવે છે. આમ સૂર્ય નફ્ફટ હશે ? શી ખબર! ચંદ્ર પોતે ક્ષય પામે છે. પોતાની કળા ઘટતી જાય છતાં પણ ચંદ્ર પોતાની ઉદારતા કદાપી ત્યજતો નથી.

કહે છે કે ચંદ્ર ખરો પ્રેમી છે! બિચારી રોહણીને તો રાહ જોવી જ રહે! ૨૮ા દિવસે ચંદ્ર એક જ દિવસ પેર જાય ત્યાં સુધી રોહણી તો વિલાપતી જ બેસી રહે. ને એક દિવસ રહ્યો ના રહ્યો ત્યાં તો પાછો વિયોગ છે. કહે છે કે ચંદ્ર રીક્ો દેખાય છે તેનું કારણ તેનો પ્રીયતમાથી વિયોગ છે. આનું કારણ બ્રહસ્પતિનો શાપ છે. બ.]

"સરજનહારે સરજી જગમાં નરનારીની જોડ"—ઢાળ.

રવિ તણો સાથી કહેવાઈ સોમ ધરે તું નામ,
ચાંદા ! સોમ ધરે તું નામ.
સોમ ધરે તું નામ, તારી કાંતિ બહુ અભિરામ,
ચાંદા ! કાંતિ બહુ અભિરામ.
તું ઊગી જગતાપ વિદારે, થાકેલ આંતરડીઓ ઠારે—
દર્શન ચારુ તુજ કરવા ચહે ખાસ અને સૌ આમ,
ચાંદા ! ખાસ અને સૌ આમ. ૧

તુજ પાસે છે સોમરસ તો પાને એકજ જામ,
ચાંદા ! પાને એકજ જામ.
પાને એકજ જામ કરીશું પ્રૌઢ પ્રતાપી કામ,
ચાંદા ! પ્રૌઢ પ્રતાપી કામ;
જ્યોત્સ્નિકા તવ સુધા ઢોળે, જગજગ નિદ્રા લે તુજ ખોળે—
રૂપલા ચાદર બિછાવી તું દે સહુને વિશ્રામ,
ચાંદા ! દે સહુને વિશ્રામ. ૨

પ્હાડ દિસે કૈલાસ સમાના—ક્ષીર શાં વારિ શ્યામ,
ચાંદા ! ક્ષીર શાં વારિ શ્યામ.
શ્વેત છત્રશાં તરૂ સુશોભે—દહીં શાં પંક તમામ,
ચાંદા ! દહીં શાં પંક તમામ.
લતા થઈ ગઈ જાણે મુક્તા, શ્રીફળ દિસે શંખ અચૂક ત્યાં !
કાં એવા વિભ્રમ ઉપજાવે સૌને તું એકામ ?
ચાંદા ! સૌને તું એકામ ? ચાંદા ! કહેને ઠામે ઠામ ? ૩

તેત્રીસ પત્નીમાં રોહિણી ચહી તેં મૂક્યું મામ,
ચાંદા ! ચહી તેં મૂક્યું મામ.
રાજક્ષયનો ભોગ થયો તું, દુઃખી આઠો યામ,
ચાંદા ! દુઃખી આઠો યામ.

તુજમાં ડાઘા શાને વાગ્યું ? બૃહસ્પતિઉપાન અભાગ્યું ?
તુજમાં સસલું રહેવાની કહે કેમ ધરે છે હામ ?
ચાંદા ! કેમ ધરે છે હામ ?

ડાશીમા કો ફેરવે છે રેંટિયો તુજ ધામ ?
ચાંદા ! રેંટિયો તુજ ધામ ?
એ પરથીજ શું ટહેલ નાખે મોહનવીર નિષ્કામ ?
ચાંદા ! મોહનવીર નિષ્કામ ? ચાંદા ! સ્વાતંત્ર્ય સંગ્રામ ?
વેદ કહે તું મુક્તિદાતા, તું તો ખરેજ છે સુખશાતા—
આનંદ હેલી તુંથી વરસે, આશિષ દે અવિરામ,
ચાંદા ! આશિષ દે અવિરામ, ચાંદા ! વન્દન અમ મીત પામ !

જેહાંગીર માણેકજી દેશાઈ, એમ. એ.



# "અજવાળીયાં"

[ શરદની શ્વેત ચાદર આકાશે પથરાય છે. ચંદ્ર સોળે કળાએ ખીલે છે. ને આકાશ-ગંગાનાં નીર પણ ઉભરાય છે. ત્યારે વલ્લભા-પતિની યાદમાં ઘેલી બને છે. પ્રીતમ આવવાના છે એ ભવિષ્યની આનંદની લાગણી તેને ઘેલી કરે છે. એ શરદ પુનમની રાતે પોતાનાં સ્નેહ સ્વપ્નાં સાચાં થશે. ભ.]

આવ્યાં સખી...આવ્યાં આસોનાં અજવાળીયાં,
ગોરા ચંદરદેવ, સજી સુન્દરવેશ
સોળે કળાએ શણગારીયાં...આવ્યાં સખી૦

ચાંદરણું પાથર્યું પૃથ્વીને પાટલે....
અવનીયે નવલાં રૂપ ધારીયાં....આવ્યાં સખી૦

શ્વેત સરિત દુધગંગા ઉભરાણી પુરમાં,
રૂપ ભરી રૂપવંતી ઉભરાણી રૂપમાં....
રજની દેવીનાં રળીયામણાં....આવ્યાં સખી૦

આવશે પ્રીતમને પુનમની રાતડી,
સાચાએ સ્વપ્નામાં મીચાશે આંખડી,
પાથરશું મ્હેંતો ફૂલડાં બીછાનીયાં...
આવ્યાં સખી૦

અવિનાશ.

# તારિકાઓનો રાસ.

[ ચંદ્ર-ભરી રાત્રી તો સુંદર દેખાય જ. પણ તારા વેરાયેલી રાત ભાસે કે અંશુમાળીનાનાં ફુલ છાબેછાબ ભરી વેરાયલાં હોય તેવી સુંદર દેખાય છે.

ચંદ્ર દેખાય નહિ ત્યારે તારાનું ગીત જે આકાશ પટે સુંદર ગુંજે તેનું આ રાસમાં-સાઠ પ્રતિબિંબ છે, ભ.]

આવી આજ અમાસની કાજળ કાળી રાત,
સૂના નભના ચોકમાં કોણે માંડી વાત ?

આવો આવોને આજ ઘેરા અન્ધારમાં
ઝળમળતી જ્યોતી ફેલાવવા.

લાવો લાવોને તેજ કેરા અંબારમાં
થનગનતી શક્તિ રેલાવવા.—આવી૦

સાખીઃ

જો આકાશે ના ઉગ્યો આજે ઘડીય મયંક,
કોના સુંદર તેજથી શોભી રહે નભ અંક.

શુક્રીને નેણ ભર્યાં ઝબકારા મોકલે,
આમંત્રણ ઉત્સવમાં આવવા,

ઊભરે ઊભરે સ્વર્ગ ગંગાને ખોબલે,
સ્વાગતમાં ફુલડાં વધાવવા.—આવી૦

સાખીઃ

આવે કોમળ દૂરેથી મધુર મધુરું એ ગીત,
ખોલે ચેતન દૃષ્ટિને અજબ પ્રબલ એ રીત.

આંધળી અમાસ માંહિ ઊજળી પ્રતિપદા,
ભૂલ્યાંના મારગ યે આવવા

બનજો આશાની આંખ કીકીમાં સર્વદા,
જીવનના હુવને સમાવવા.—આવી૦

શારદ ગાંધર્વ.

# કૃષ્ણ–ભક્તિના રાસ.

**એક સાત્વિક દૃષ્ટિ**

આ વર્ગીકરણ જૂનું છે; છતાં પણ બહુ જ મહત્વનું છે. ગુજરાતણોના રાસ–ગરબાને અમૃત–મય સંજીવની પાઈ હોય તો કૃષ્ણગોપીની રાસ–લીલાએ. રાસનું મહત્વ વધારવામાં પણ કૃષ્ણ ગોપીના રાસોએ ન્હાનો સૂનો ભાગ ભજવ્યો નથી. વૃંદાવનની વનરાજીમાં એક એક ગોપીને એક એક કા'ને જે રાસ–લીલા કરી હશે તેથી તો દેવો પણ તૃપ્ત થયા હશે.

કૃષ્ણભક્તિનું આટલું બધું મહાત્મ્ય શા માટે? એકતો કૃષ્ણ આદિ–પુરુષ હતા. વધારામાં યુગ સૃષ્ટા તરીકે કૃષ્ણનું સ્થાન પહેલું આવે છે. કોઈનું જીવન વૃતાન્ત પુરેપુરું ચોકસાઈથી આપણને ઇતિહાસના પાને જડાયેલા સત્ય જેવું મળ્યું હોય તો તે કૃષ્ણનું. પરિણામે જનતા કૃષ્ણને વધારે સારી રીતે સમજી શકી. રામચંદ્રની બાબતમાં એમ બન્યું નથી. રામચંદ્રના જીવનની ઘણી બાબતો અરણ્યકાંડના પ્રકરણોથી ઢંકાઈ ગઈ છે, અથવા તો જેને ઉપકથાઓ કહી શકાય તેવી કથાઓથી તે વધારે વાસ્તવિક તથા વ્યાપક રૂપ પામી નથી. પરિણામે રામચંદ્રને આદર્શવાદી તરીકે સ્વીકારાય તો કૃષ્ણને વાસ્તવવાદી તરીકે લેતાં કાંઈ વાંધો નથી. મને આ બે વાદની સરખામણીમાં જ તેમનાં વિવિધ વ્યક્તિત્વ નજરે તરે છે.

કૃષ્ણનું બાળ–પણ તેટલું જ રહસ્ય ભર્યું છે. ગોપીઓનાં ગોરસ ઢોળી નાખવાં; ગોવાળીયાઓને હેરાન કરવા–તથા પાછાં બધાંયને પોતાનાં કરવાં તે બધુંય કૃષ્ણને જ આવડે. કૃષ્ણનાં આટલાં તોફાન હોવા છતાં ગોપીયો તેમને અનન્ય ભક્તિથી ચાહે તે તેમનું મોહક તત્વ જ! કૃષ્ણને જીવનનો મહા–મંત્ર આપવાનો હતો, અને તેને સુંદર રીતે ઝીલી શકે તેવી આહિરની જ્ઞાતિ તેને મળી ગઈ. માટે જ કૃષ્ણે એવી પછાત કોમને પોતાના જીવન–મંત્રનો આવિષ્કાર આપવા પસંદ કરી. પરીણામે કૃષ્ણે આહિર જેવી ભોળી જાતનાં માણસોને તેમના કુરીવાજો દૂર કરવામાં પરોક્ષ બોધ આપ્યો. અને સંસારના ધર્મો પૂરેપૂરા સમજાવ્યા, જે અત્યારે પણ ચાલુ જ છે.

**કૃષ્ણ તરફ અત્યારની દૃષ્ટિ**

અત્યારનો વધુ પડતો બુદ્ધિશાળી યુવક તથા વેવલાશ ભરી અર્ધ કેળવાયેલી યુવતી કૃષ્ણને વ્યભિચારી કહેતાં લગારે અચકાતાં નથી. આનું મુખ્ય કારણ ચાલુ જમાનાનું વધુ પડતું બુદ્ધિવાદનું તત્વ છે. અત્યારનો યુવક તથા યુવતી વધારે બુદ્ધિવાળાં થયાં છે કે વધારે વેવલાં તે પ્રશ્ન એક બાજુ ઉપર મૂકીએ. બાકી ખરી રીતે તો વેવલાશ તથા બડાશ વધી છે તે સાચું છે. આજનો યુવક અથવા આજની યુવતી પોતાના હૃદયને સાચા ભાવથી તપાસશે તો પોતાને લાગશે જ કે પોતે વિકૃત માનસનાં ભોગ થઈ પડ્યાં છે. દાખલા માગીયે તો ઘણાય છે.'કન્યાશાળા પાસે છુટીની વેળાયે અત્યારના અલબેલા કૃષ્ણો અલબેલી રાધાઓને મળવા ભટકતા મળી આવે છે, તેમાંથી તોફાનો થયાના દાખલાઓ પણ મ્હેં જોયા છે. આજના એ કૃષ્ણોને આજની એ રાધાઓ એક બીજાને ચીઠ્ઠીઓ લખે છે–વૃંદાવનની કુંજ ગલીમાં નહિ તો હેંગીન ગાર્ડનમાં અથવા તો ચાંદની રાતે ફરવા જવા તલસે છે–અથવા તો સીનેમાના અંધારામાં પ્રેમ–કેલી ખેલવી તેમને લગારે અણગમતી નથી.

આ સત્ય છે–ઝેરીલું સત્ય છે–ને આ છે દશા અમારા નવા જમાનાના બુદ્ધિશાળી યુવકની ને યુવતીની.

આજનો ગુજરાતી યુવક જીવનના ક્યા આદર્શે આગળ વધે છે?

આજની ગુજરાતણ યુવતી જીવનના ક્યા આદર્શે માતા પદ શોભાવશે? એકોયડો જ છે–

ભગવાનલાલ મહેતા.

# કિરતાર અવતરશે આજ'

[હિન્દુપર્વોમાં જન્માષ્ટમિનું સ્થાન અનેરું દિપાવલિ તથા બેસતા-વર્ષના તહેવારોના જેટજ મહત્વ જન્માષ્ટમીનું છે. વધારામાં વિષ્ણુના ધાય અવતારોમાં કૃષ્ણાવતાર વધારે મહત્વ પામ્યો તેનું કારણ કૃષ્ણ યુગપુરુષ કહેવાયા એટલુ જ હિ, પણ ધર્મ-અર્થ તથા કામનાં ખરાં તત્વો ંસારિક દૃષ્ટિએ તેમણે જીવનમાં ઉતારતાં બતાવ્યું. ણામે 'શ્રીકૃષ્ણ જન્મનો દિવસ હજી પણ ખીલ ભારત વર્ષમાં આનંદ તથા હર્ષથી ઉજય છે. કવિ તેનો રાસ આપણુને આપે છે-રાસનો ધ્ય ધ્વનિ મનુષ્યોનો, કુદરતનો, પશુઓનો દરેનો આનંદનો આ દિવસ છે તે છે. —ભ.]

રાસ

રૂપરૂપ મંદિરીયાં થાય,
ગોકુળમાં ટહુકે મોર કે—
કિરતાર અવતરશે આજ.

કુમકુમના સાથિયા પૂરાય,
તોરણીયાં ગારે બંધાય,
રોશની દીપમાળે થાય,
છાઈ ઘટા ઘનઘોર કે—
કિરતાર અવતરશે આજ.

પૂણ્યદાન ગૌનાં દેવાય,
ગોરસનું છાંટણુ છંટાય,
ગીતો રસાળાં ગવાય,
કોયલ કરે કલશોર કે—
કિરતાર અવતરશે આજ.

મ્હેક મ્હેક ફૂલો સૌ થાય,
પિપૂડી, ભૂંગળ ફૂંકાય,
માનવ હૈયાં મલકાય,
આનંદ-છાયો ચારેકોર કે—
કિરતાર અવતરશે આજ.

ભાતભાત ભોજનીયાં થાય,
જશોદાનો આનંદ ના માય,
નંદનું અંતર ફૂલાય,
દેવોનુ હૈયું હિલોળ કે—
કિરતાર અવતરશે આજ.
રૂપરૂપ—

સુસ્વરમ્

# યમુનાને તીર

[નૃત્યભૂમી ઉપર ઉતારી શકાય તે આશયથી આ ગરબાનું દિશા-સુચન લખું છું.

પડદો ઉપડતાં દૂરદૂર જમૂના વહેતી હોય. પાસે એકાદ ગાય ઉભી હોય તેવો બાળ કાનુડો ઉભો રહે. બંસરીની ગત વાગતી હોય. Play-Backથી પછી ઝુલતી ત્રણ ગોવાલણો એક બાજુની મતવારીમાંથી તથા સામી બાજુની મતવારીમાંથી બીજી ત્રણ ગોવાલણો વિવિધ રંગમાં માથે મટુકી સાથે બહાર આવે. પછી સંગીતના શરોદો સાથે વર્તુલ પાડી ગરબો ઉપાડે. નરધાંની થાપ બહુજ કોમળ તીર્વ ઉપર પડે તે સંગીતશિક્ષકે ધ્યાન રાખવું. તે પછી દરેક લીટી બોલાતાં બીજી ગોપીઓ ધીરેધીરે આવી ગરબામાં ભળી જાય. દરેક પંક્તિને નૃત્ય-વ્યક્તિત્વ છે. માટે દિશા-સુચકે પોતાને યોગ્ય લાગે તેમ વિવિધતા લાવવા પ્રયત્ન કરવાથી આ ગરબો સુંદર ઉપડશે.

સંગીતની માત્રા તથા ઝડપ વધારવાથી unity of action & interest સારી જળવાશે. —ભ.]

(ડુંગરોમાં બોલે છે મોર—એ ઢાળ.)

યમુનાને તીર શ્યામ બંસરી બજાવે,
રસિયાના એ....રસ બોલ,
બંસરી બજાવે કિશોર.

ધેનુ મળી છે કા'ન ટોળે વળી છે,
વચમાં સોહંત શ્યામ ઓર,
બંસરી બજાવે કિશોર.

હેલે ચડ્યાં નીર હિંચે હિંડોલ શાં,
ઝુલે મોર કાળજડે કોડ,
બંસરી બજાવે કિશોર.

ઠમકે છે થનગન મલકી મોરલીયા,
ઝબકે ઝબુક વીજ વ્યોમ,
બંસરી બજાવે કિશોર.

ઝુલે શાં વૃક્ષ ઝુલે વનચર વિલાસમાં,
ઝુલે મારૂં હૈયું હિંડોલ,
બંસરી બજાવે કિશોર.

મુરલી જગાવે આત્મ જ્યોતિ સાહેલડી,
ચિત્ત લીધું ચોરી એ ચોર
બંસરી બજાવે કિશોર.

ધીરૂ મ્હેતા

# અભિસારિકા

[ યુવાનીના દિવસોમાં પ્રગલ્ભા કે વયમાં મોડી હોય પણ દરેક સ્ત્રી અભિસારીકા તો બને જ છે. તે દિલ દિલની વાત છે. પોતાના પતિને ચોરી છુપીથી મળવું, રસકેલિમાં મગ્ન થવું તે કાંઈ ગુનો નથી. પણ સખીઓની નજર ચુકવીને પતિને મળવું તેમાં અમૂક પ્રકારનો અનોખો જ આનંદ છે. તે દરેક સ્ત્રી જાણે છે. અહીં મોરલીના જાદુમાં ગાંડી બનેલી ગોપી પૂનમની રાત્રે ચોરી છૂપીથી કૃષ્ણને મળવા નીકળે છે. ચોરી છૂપીથી ચારે બાજૂએ જોતી આગળ વધે છે. ને ત્યાં સહેજ અવાજ થતાં તેનું હૃદય થડક થડક થાય છે. પણ છેવટે તો મનમાન્યો મોહન મળે છે ને–રસ રેલાવે છે.

સ્ત્રી હૃદયના સૂક્ષ્મ ભાવોને સીધા ઢાળમાં બહુજ ખુબીપૂર્વક અહીં ઉતારવામાં કવિયત્રી સફળ થયાં છે. —ભ. ]

રાગ. મિશ્ર કાફી. તાલ કહેરવા.
( લય—પનઘટ વારે પનિહારી એ ધીરાં ડગલાં ભરતી. )

ઠમકતી ચાલે ચાલી રસીલી, આછા ઘુંઘટવાળી,
આંખડી કાળી રે....મન મોહન મળવા.
મલપતી મનહર મદભર ચાલે, અભિસારિકા એ આવે,
ઉરમાં ભાવે રે....મન મોહન મળવા.
ખીલી રૂપેરી ચંદા મધુરી, શરદ પુનમની રાતે;
રસીયા પાસે રે....મન મોહન મળવા.
ચંચળ ચિત્ત ચકડોળે ચઢીયું, વળી વળી પાછું જોતી;
ભય ઉર ધરતી રે....મન મોહન મળવા.
ચંદ્ર છુપેને ચતુરા ચમકે, વ્યાકુળ ભામિની ભડકે;
અંતર થડકે રે....મન મોહન મળવા.
આભ અટારી ઇન્દુ પ્રકાશે, મન માન્યા ત્યાં આવે;
રસ રેલાવે રે....મન મોહન મળવા.

સૌ. હસુમતિ ધીરજલાલ દેસાઈ.

# મહીયારી

[ કૃષ્ણની રાસલીલા કાંઈ કાંઈ નવાં સ્વરૂપોમાં ગટ થઈ હતી. માસી પૂતનાને ધાવતાં ધાવતાં તનમાં ઝેર ભરી મારી નાખી. તેણે બાળપણમાં પીઓનાં ગોરસ ઢોળ્યાં-ખાધાં. તે છતાંય નિર્લેપ હ્યો. ગોરસ વેચવા જતી મહિયારીઓ પણ કૃષ્ણ સ્તામાં મળી સતાવે તેવી મનમાં ઇચ્છા રાખતી! યારી ભોળી ભરવાડણો નવાં વસ્ત્રો પહેરી આભુષ ણોથી દેદીપ્યમાન અંગે જ્યાં નીકળે ત્યાં સ્તે કૃષ્ણ આડો ઊભો રહે. ગોવાળણો કાંઈક ખોટા રસો બતાવે ને કૃષ્ણ તેમની ઠઠ્ઠા કરે. —ભ. ]

રાગ—[ કાર્તક મહિને કૃષ્ણ રૂપાળા ]

મથુરા જાતી મહીયારીએ,
મહીની મટુકી લીધી, હૈયું વીંધીરે;
મૂરલી વાગે હો !
નવરંગ ચુંદડીએ મદમાતી,
મધુરું મુખડું મલકે, પાંપણ પલકે
મૂરલી વાગે હો !
કામણ ભરેલી કિકિઓ નાચે,
મધુરાં મહીડા છલકે, હૈયાં ઢળકે રે;
મૂરલી વાગે હો !
નાકે નકવેસર મોતી ઝુલે,
હૈયે નવસર હલકે, ઝાંઝર ઝણકે રે;
મૂરલી વાગે હો !
વૃન્દાવન વાટે મહીયારીએ,
ધીમે ધીમે ગુંજે, કોકિલ કુંજેરે;
મૂરલી વાગે હો !
ગૌ ચારંતા ગિરિધારીએ,
પાલવ લીધો પકડી, જીવન જકડી રે;
મૂરલી વાગે હો !
મારગ માંહે ગોરસ લુંટી,
અમિ ભરેલી આંખે, પ્રેમની પાંખે રે;
મૂરલી વાગે હો !

ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ



# ઉત્સવ

[ મોહનની બંસીનો રણકાર કેવાં જાદુ કરે છે તે શ્રી અંબાલાલ શાહનો રાસ આપણને કહે છે. ભ. ]

આજે આનંદ બહેની !
ઉરને મંદિર, પ્રેમહિંડોળે
નાચે તેની વધાઈ !
મીઠી મોહક મોહનબંસી
ક્યાંથી એ સુંભળાઇ ?
આજે આનંદ બહેની !

ધીરે ધીરે વાયે શીતલ
સ્પર્શે સમીરો ભાઈ !
જંગલ મંગલ ઉત્સવ ઊજવે
જાગે સહુ વનરાઇ !
આજે આનંદ બહેની !

સુરી તરંગે મૃદંગ ગગડે,
વગડે, ઝગડે, રણકે,
ઘર ઘર દીપક, ઉર ઉર રૂપક,
જ્યોત ઝલે ચમકે,
આજે આનંદ બહેની !

ઉત્સવ દીપનો ઝગતો
સઘળે ઉજવણી આવી,
કૈં વર્ષોનો, કૈં હર્ષોનો
ઉત્સવ આ નરનારી !
આજે આનંદ બહેની !

અંબાલાલ જુ. શાહ

# વેણું ક્યાંથી વાગી

[ સ્વપ્નમાં ગોપી વેણુનો સૂર સાંભળે છે. ને પછી કનૈયાને શોધવા બહાર પડે છે. તે પછી કનૈયાના જૂદા જૂદા ચાળા જુએ છે. ત્યાં તો રાધીકા રીસાઇ જાય છે. તેને કૃષ્ણ સાન કરી સમજાવે છે. આમ ગોપી સ્વપ્ન આનંદ મેળવે છે ત્યાં તો ઝબકીને જાગતાં સ્વપ્નનો આનંદ અધુરો રહે છે. —બ. ]

હું તો શોધતી શોધતી થાકી,
 કે વેણું ક્યાંથી વાગી ?
ગીરી ગુફાએ ઢુંઢી થાકી,
 કે વેણું ક્યાંથી વાગી ?
દીઠો કદમ્બ વૃક્ષ ડાળે,
 કે કાનુડો છુપાયો સખી.
લઈ ગોપીયોનાં વસ્ત્રો લુંટી,
 કે મોરલી બજાવે સખી.–હું તો૦

તીર કાલિન્દી ગૌઆં ચરાવે,
 બંસી નાદે દોરતો સખી.
રમે ગોપીયેની સંગમાં રાસે,
 કે રાધીકા રીસાતી સખી.–હું તો૦

કરે છેટેથી છુપી છુપી સાન,
 કે રાધીકા રીઝાવતો સખી.
એક એવા સ્વપ્નમાં હું રાચું,
 કે અમુલખ ચીજ દેખી.–હું તો૦

હું તો આછો નિંદરમાંથી જાગી,
 કે વેણ ક્યાંથી વાગી.–હું તો૦

સૌ. માલતિ દવે

[ કૃષ્ણની વાંસળી માટે ઘણું બધું
ગયું છે. ને કહેવાતું રહેશે–પણ એક પ્રશ્ન
પણ રહેલો જ રહ્યો છે–કૃષ્ણ મોહક હતો કે
ગોપીઓ ઘેલી બનતી તે કૃષ્ણથી કે બંસી
કૃષ્ણ એ દરેકને મન આનંદ હતો. પણ બં
એ ઘેરા અવાજ દરેકને આનંદમાં ગાંડાં કરતે

(રાગ–જોને રૂડીઆમણી, જોને રૂડીઆ
વર્ષા સોહાય, કાળીકાળી વાદળી ગગને

જોને મધુરી પેલી, જોને મધુરી પેલી,
 બંસરી સુણાય, બંસીનાદમાં આંખો ઘે
ગાયો–ગોવાળ વડે મધુવન ઉભરાય,
શીત શો સમીર એ ધીરે લહેરાય.–
વિજળી અષાઢની ઝબકી રે જાય,
 યમુનાના નીરમાં સાથીઆ પુરાય
પેલો મેહુલીઓ વરસે અપાર
ધરતીને હૈયે હેલી જમાય.–
કાનુડો કદંબ કેરી ડાળે જણાય,
 ઘેરી ઘટા માંહે થઇ બંસરી સુણાય
યમુનાજી કેરા એ ઉંડેરા ઘાટ,
બંસીના નાદમાં તાનરે પુરાય.–
પીતાં એ બંસીવેણુ દુઃખ ઉડી જાય,
 અંતરની હોડલી આનંદે લહેરાય
ઉરકુંજમાં ઉંડેરૂં ગાન રે ગુંજાય,
શ્યામ સુંદર મુખ મોહિની સોહાય.–
બંસીના અમીરસ હૈયે પીવાય,
 પીધે પીધે કદી ન ધરાય.
જોને મધુરી પેલી, જોને મધુરી પેલી,
બંસરી સુહાય, બંસીના નાદમાં આંખો ઘે

ત્રિભોવન પારેખ

# મોહનની વાંસલડી

[ બિચારી પનિહારીઓ પણ કૃષ્ણથી તોબાહ (!) પોકારતી. પણ કૃષ્ણથી જૂદા પડવું એ બને તેમ નહોતું જ. પાણી શેરડે નીકળેલાં તેમને કૃષ્ણ પોતાની બંસીથી ગાંડાં કરી મૂકતો. આ રાસમાં એક સખી બીજીને કૃષ્ણની બંસી સાંભળતાં પાણી ભરવાનું એક બાજુ મૂકી બંસી સાંભળવા જવા વિનવે છે. —ભ. ]

( રાસ-ગરબો )

રાગ : સારંગ, તાલ હીંચ.

સખી, સાંભળ મોહનની વાંસલડી,
વાંસલડી મીઠી વાંસલડી...............સખી!

( સાખી )

કામણગારી બંસરી, સુણી દોડયાં બાળ,
તોડી બંધન ધેનુઓ, જાયે ત્યાં તત્કાળ........મોહનની૰

ગોપ અને ગોપીજનો, હરખે દોડી જાય,
રાસ લીલા રમવા સહુ, ટોળે ટોળે ધાય........મોહનની૰

યમુના તારાં નીર તો, થંભી થંભી જાય,
સુણી વેણુ કાનની, ચાલે ધીમી ચાલ........મોહનની૰

સખિ! સાંભળ તો કહું એક વાતલડી;
જઇ રમીએ ત્યાં રાસ મૂકી ગાગરડી,........સખી૰

( સાખી )

જાતાં યમુના ઘાટ પર, ઘેલી બંસી વાય,
મીઠા તેના સૂરથી, હૈયું થનગન થાય........મોહનની૰

ધરજે, ગોરી ધ્યાનમાં, જાણે ના કો વાત,
સાસુ, નણંદલવીર તો, ઘરમાં કરશે ત્રાસ........મોહનની૰

નવીન આર. આચાર્ય

# બંસરીના જાદુ

[ કૃષ્ણની બંસરીનું મોહક તત્વ કાંઇક અજબ હતું. તેની બંસીનો નાદ સાંભળતાં ગોપીઓ-કુદરત, નદી બધાંય સ્તબ્ધ થઇ ભાન ભૂલી જતાં. તથા કૃષ્ણની પાછળ પાછળ ગાંડાની-માફક ચાલવા માંડતાં. કવિ આ રાસમાં પણ કાંઇક તેનું વર્ણન કરવા પ્રયત્ન કરે છે. —સ. ]

કાલા ઘેલા કાનુડાની વાગે વાંસલડી,
મધુર નાદ તેના કર્ણે સૂણાય,
હૃદય પુલકિત થાય–કાલા ઘેલા૦

જમુનાના તટે કાનો બંસી બજાવે,
પનીહારી જલ ભરતાં થંભી જાય,
એનું હૈડું હરખાય–કાલા ઘેલા૦

જમુના નીર મને લાગે સોહામણાં.
બંસરીના સુરમાં શું વૃંદ લોભાય!
જમુનાનાં નીર શરમાય–કાલા ઘેલા૦

આશાની કુંજોમાં ટહુકે એ બંસરી.
ગાયોનાં ધન બધાં ઘેલાં ઘેલાં થાય,
ગોવાળો હર્ષે મલકાય–કાલા ઘેલા૦

ભૂલી ભમે છે આજ વ્રજ કેરી ગોપીઓ,
સૂનાં મંદિર મૂકી ચાલીયે જાય,
ગોપીઓનાં દિલ ચોરાય–કાલા ઘેલા૦

ચીમનલાલ ર. શાહ

# હૈયું મારું નેહે રેલાય!

[ કૃષ્ણના પ્રેમમાં ગાંડી થયેલી ગોવાલણી કૃષ્ણને પોતાનો કરવા કેવી કેવી કલ્પના સેવે છે તેનું અચ્છું ચિત્ર આ રાસ આપે છે. કૃષ્ણનું સ્મરણ હૃદયને પ્રેમથી ભરી દે છે. પછી પોતે રાધારૂપે જશોદા માતાના રૂપે તેને મેળવવા ઇચ્છે છે. દરેક લીટીમાં સ્ત્રીના હૃદયમાં પોતાના પ્રિયપાત્ર માટે જે ભાવ હોય તેનું પ્રતિબિંબ આ રાસમાં મળે છે. —સ. ]

હું તો સ્મરું શામળીયાને નેહે,
કે હૈયું મારું નેહે રેલાય!
બની રાધા ઝુલાવું ઝુલો સ્નેહે,
કે હૈયું મારું નેહે રેલાય!
બની 'ગોપી' ઘુમું 'રાસ વૃન્દે',
કે હૈયું મારું નેહે રેલાય!
દઉં ગોરસ–મટુકી લઈ વૃન્દે*
કે હૈયું મારું નેહે રેલાય!
કાંઈ પ્રેમે રમાડયા યશો–નંદે,
કે હૈયું મારું નેહે રેલાય!
એવા હુંયે રમાડું ઉમંગે,
કે હૈયું મારું નેહે રેલાય!
બનુ 'રૂખી' શામળીયાની સાચી,
કે હૈયું મારું નેહે રેલાય!
લખી લોહીએ આપું એની ઝાંખી,
કે હૈયું મારું નેહે રેલાય!
મારે હૈયે શામળીયાના સૂરો,
કે હૈયું મારું નેહે રેલાય!
'શ્યામ' 'શ્યામ' પુકારી પોકારું,
કે હૈયું મારું નેહે રેલાય!

ભાઈલાલ વ. બક્ષી.

*વૃંદાવન.

# ગ્રહો મારી બૈયાં

કાંઈક હિન્દી મિશ્રીત 'રાસ' (પહેલાં ગઝલ હતી) કનૈયાની પુખ્ત વયે પણ મહીઆરીઓનાં ગોરસ લૂટવાની ટેવ ભૂલાઈ ન હતી તે બતાવે છે. પણ હવે ગોવાલણો પણ કાંઇક પીઢ થતાં કૃષ્ણની લીલા તથા માયા સમજીને માગે છે–"હે કનૈયા મ્હારી બાંહ્ય ગ્રહો તથા મ્હારો ઉદ્ધાર કરો." —ભ.]

લ્યો તમારું પાછું ! આપેલું એ સૈયા,
આજ સુધી સાચવી રાખેલું કનૈયા:

કાનમાં કહેલું બહુ સાનથી સમજાવી,
ગોપના વટલિલ્લુ, જશોદાના એ છૈયા.

ભૂલી માર્ગ મારો જતાં હું સ્નેહ ઘાટે,
પૂંઠ લઇ મારી ના સતાવો, છેલૈયા.

બેઉ બાજુથી હું ઘેરાઈ ગઈ જાણે,
આંહીં ગંગ મૈયા ને ત્યાં છે જમનૈયા !

જન્મ તણા જોગી છોડયાં ન છતાં કામણ,
રાજકુંવર તોય કહાવો છો લડવૈયા !

વાત કરો દૂર રહી ઘેલા, અલબેલા !
પુખ્ત વયે છાજે કરવી ના લહકૈયા.

બાળકી બની છું સાંવરીયાની સંગે;
સ્વેદ થયો અંગે, મુજ ગગરી છલકૈયા ?

ગાઉં છું તમારું હું ગાન મારી રીતે,
મારું અહીં શું છે ? બંસીના બજવૈયા !

યાચું નહીં સોનું યા માગું છું મતા ચે,
ફક્ત ગ્રહો મારી બૈયાં, ઓ પતલૈયા !

પતીલ

## ગોવાલણ

ગોકુળ ગામની ગોવાલણ ગોરસ વેચવા ચાલી,
ગોરસ વેચવા ચાલી, મથુરાં મહાલવા ચાલી. ગોકુળ.
સુંદર સાળુ સજી સોહાગન, સેંથી સિંદૂર શોભતી.
ભાલે ઈન્દુ પ્રભા પ્રસરી, ગોરસ વેચવા ચાલી. ગો.
સોળ સજી શણગારો અંગે, અંજન નયને આંજી,
દિપાવે વનવનની વનરાજી, ગોરસ વેચવા ચાલી. ગો.
માથે મટુકી મહીની મૂકી, ગોરી ગીતો ગાતી.
મૃદુ હાસ્યે ગુણ મલકાતી, ગોરસ વેચવા ચાલી. ગો.
છલક છલક છલકંતાં મહીડાં, કંચુકી કયાંક ભીંજાતી,
અધિક અંતરમાં હરખાતી, ગોરસ વેચવા ચાલી. ગો.
મન મોહનને મળવા માટે, કુમકુમ પગલાં પાડતી,
પગલે પુણ્ય પ્રભા છલકાતી, ગોરસ વેચવા ચાલી. ગો.
છેલ છબીલો કૃષ્ણ કનૈયો, કાળો કામણગારો,
ગાતો ગાયોનો ગોવાળો, ગોરસ વેચવા ચાલી. ગો.

મહીપત જોશી.

# કૌટુમ્બિક ભાવનાના—

[ રાસ-ગરબા ]

[ ગુજરાતણ ઘરરખ્ખુ ગૃહિણી તરીકે જાણીતી છે. એટલું જ નહિ પણ ગુજરાતણ જે જીવન-વ્રત પાળે છે તે આકરી કસોટી ભર્યું છે. ગુજરાતણ પતિ-તરફ, શ્વસુર તરફ, સાસુ તરફ, દિયર તરફ, જેઠ જેઠાણી તરફ, નણંદ-તરફ તેમજ બીજાં સગાં તરફ બહુજ મમતાથી વર્તે છે. તેમને સુખી કરવામાં જ પોતાનું જીવન ધન્ય છે તેમ માને છે. તેમના સુખે સુખી ને દુઃખે દુઃખી—જો કે આ સ્થિતિમાં હવે ફેરફાર થયો છે.

પરીણામે ગુજરાતણે આ બધાંયને પોતાના રાસ-સાહિત્યમાં અમર કર્યાં છે. સાસુનાં મ્હેણાં કે દુઃખો, શ્વસુરની મમતા કે પુત્રવધૂ તરફનો ધિક્કાર, નણંદ અથવા જેઠાણીની ઈર્ષા કે પ્રેમ-મમતા, દિયરનું લાડકવાયાપણું તથા ભાભી ઉપર સ્નેહ અથવા તો પીયરનાં હેત, ભાઈ-ભોજાઈની યાદ; બધાંયને ગુજરાતણે પોતાના રાસમાં અમર કર્યાં છે.

આમ રાસ-ગરબાઓનું સુક્ષ્મ અવલોકન કરવામાં આવે તો ગુજરાતના કુટુંબજીવન તથા દાંપત્ય જીવનનું સુંદર દર્શન મળી રહે.

વધારામાં ગુજરાતણનું સખી-જીવન કાંઈક ઊર્મિ ભર્યું વ્યવહારુ તથા વધારે વ્યાપક છે. આથી કરીને ગુજરાતણના જીવનમાં સાસુ-નણંદ-દેરાણી-ભોજાઈ જેટલું આધિપત્ય ભોગવતાં નથી તેટલું આધિપત્ય પોતાની સખી ભોગવે છે. અને હવે તો એ સમય આવ્યો છે કે જ્યારે વિભક્ત-કુટુંબની ભાવના તથા સાસુ સસરાથી જુદાં પરદેશ ખેડતાં દંપતીના જીવનમાં પત્નીની સખી અંગત્યનો ભાગ ભજવે છે. પરીણામે પતિની સખી, બ્હેનની સખી, માતાની સખી—એ બધાંય પણ એક કુટુંબ જેવાં થવા લાગ્યાં છે. આથી કરીને ઘરકુકડી તથા ટુંકી દ્રષ્ટિ હતી તેવાં કુટુંબો ઓછાં થતાં જાય છે. અને પરીણામે જૂદી જૂદી જ્ઞાતિની કોઈપણ સગાઈ કે સબંધ વિનાની બે સ્રીઓ સખીઓ તરીકે એકબીજાના સંસારમાં રસ લેતી થઈ છે તે દરેક ગુજરાતણનો પોતાનો અનુભવ છે.

આવા રાસો પણ આ વિભાગમાં મૂકવામાં આવ્યા છે. ભ. ]

[ ગુજરાતણને એક હસમુખી નણંદ મળી ગઈ છે. જેમ સાસરામાં દિયર લાડકા થાય તેમ નણંદ પણ ઘણી વખત ભાભીને ખુશખુશ રાખવા પ્રયત્ન કરે છે. વધારામાં જો નણંદ ન્હાની હોય તો તો તે એક સુખનું અમૂલ્ય સાધન થઈ પડે છે. ભ.]

## નણદલના નેહ

જીવનનાં નૂર શું ઉજ્વાળે, મીઠડી ન્હાની નણદલડી.
સ્નેહીના સ્નેહને વધારતી, મીઠડી ન્હાની નણદલડી.

ભાભીનાં ભાવભર્યાં ગુંજનોથી ગુંજતી,
ભ્રાતા શું સ્નેહથી રીસાતી જ રે,
સંસારે સ્વર્ગને સર્જતવતી, કે મીઠડી ન્હાની નણદલડી.

અન્તરને વેરઝેર સ્હેજ નહીં સ્પર્શતાં,
ઉપજે જો રોષ, દૂર કરતી પલકમાં,
ભાવભર્યું મલકી-મલકાવતી, મીઠડી ન્હાની નણદલડી.

ઊરમાં તરંગ-રંગ કૈં કૈં ઉભરાય છે,
નણદલના નેહ થકી હૈયું રંગાય છે,
અણમૂલા ભાવથી ભીંજવતી, મીઠડી ન્હાની નણદલડી.
જીવનનાં નૂરને ઉજાળતી, મીઠડી ન્હાની નણદલડી.

'ચન્દ્રિક'

---

# બીન મધૂર બજાવ !

[ ભાઇ વિબુધ-મહેતાનો યા murical pontomimo જેવો રાસ પોતાના રૂપ રંગના લાલિત્યની વધારે સુંદર છે !

વસંત બેઠી છે. ને સામનો બીન છેડાઈ પડ્યો. કુદરત પણ તેની સાથે એક છે. કોકિલા-સરિતા -ચંદ્રા-સમિર બધાંય પોતાની યૌવન છટામાં આવી ગયાં છે.

યૌવનનો તનમનાટ જ્યાં નજર નાખો ત્યાં દેખાય છે તે વખતે કવિ પોતાની પ્રેમસીને વિનવે છે.

સ્પુરસ્વાદથી ચિન્તો તું હરી લે છે. પણ ત્હારી બીન લઇ શા માટે આવીને પાળી રહી મને ટળટળાવે છે ?

ત્હારા પ્રેમની બાનનું અનુપમ તાનછેડ સખી વસંત હેઠી છે. ભ.]

[ રાસગીત ]

રાગ મિશ્ર દરબારી

બીન મધૂર બજાવ !
રે સખી વસંતમાં હો.
ઊરના ભાન ભૂલાવ !
રે સખી વસંતમાં હો !
કુહુ કલરવ કોકિલ સુણાવે,
સરિતા નવસંગીત વહાવે;
સુણીને સારસગાન !
રે સખી વસંતમાં હો !

ચમકે ચંદા ગોર છટામાં,
સમિર વહે શીત કુંજઘટામાં;
જાગે યૌવનભાન !
રે સખી વસંતમાં હો !
નપૂરનાદે ચિત કાં હરતી ?
બીન લઈ શીદ દૂરમાં સરતી ?
છેડે અનુપમ તાન !
રે સખી વસંતમાં હો !

## રાસગીત

[ સખીઓ એકબીજાના અનુભવો—એક બીજાની જીવન ચિંતાઓ એકબીજીને કહી જીવન હળવું. કરે તથા દુઃખમાંથી માર્ગ કાઢતાં શીખે. વધારામાં સારી શીખામણ પણ સખી આપી શકે. જીવનમાં કેમ વર્તવું. તે સમજાવનાર સખી જ હોઈ શકે. બીજું કોણ? ભ. ]

( સદ્‌ગુણી સખીને )

હરિ સખી સાહેલડી રસવેલડી;
હરિ આજે રાસ રમીએ હળીમળી—હો બેનડી
આશાભરી, આશાભરી.

: સાખી :

નિર્મળ જ્યોતિ રેલતો, ચંદ્ર ઉગ્યો આકાશ;
તેવું નિર્મળ મન હજો, એજ અમારી આશ.
હરિ વિમળ વિદ્યા વિભૂષણ ધારીએ—હો બેનડી
આશાભરી, આશાભરી. ૧

: સાખી :

વિદ્યા રૂપી ઉપવને, વિધ વિધ વિકસ્યાં ફૂલ;
તે તે ફૂલડાં ચૂંટીશું જેનાં મોંઘાં મૂલ.
હરિ સખી સ્નેહે શીયળવ્રત પાળીએ—હો બેનડી
આશાભરી, આશાભરી. ૨

: સાખી :

સત્ય, દયા, ને શીલ—એ, સદ્‌વિદ્યાનાં મૂળ;
તે તે ઉરમાં પોષીને, દીપવશું અમ કુળ.
હરિ સખી નમ્ર, સરલ થઈ રહીએ—હો બેનડી
આશાભરી, આશાભરી. ૩

હરિ સખી સાહેલડી, રસવેલડી,
હરિ આજે રાસ રમીએ હળીમળી—હો બેનડી
આશાભરી, આશાભરી. ૪

રવિશંકર અર્જુન

## ' ગરબે ઘુમવા '

[ ગરબો માંડયો છે. . .ઝગમગ દિવડાં બળતો ચોકની વચ્ચે ગરબો પડયો છે—ને સખીઓને સાદ પાડી પાડીને ગરબે ઘુમવા બોલાવવામાં આવે છે. પણ સખીયોના રાસમાં થોડી ઘડી મીઠી ગોઠડી પણ હોયજ—પ્રેમના કીસ્સા—સખીયો એકબીજાને કહે તેમાં કાંઇ નવાઇ નથી. કારણ સ્ત્રીનાં હૃદય તો પ્રેમાનંદે પ્રેમથી તરબર ભર્યાં છે. ભ. ]

આવો સાહેલી સહુ સાથરે......
રુડે ગરબે રમવા.
લઈ લઈ સહિયર સાથરે......
આવો ગરબે ઘુમવા.
આભ અટારિયે શશી સરિખડો,
અમૃતઝરણે સીંચન સીંચતો;
ખેલી રહ્યો રસરાજરે......
આવો ગરબે ઘુમવા.
તરલિકા આવી, ચંદાય આવી;
અનિલ લહરતો ઘેલી થઈ આવી,
રમી રહી રમ્ય રાસરે......
આવો ગરબે ઘુમવા.
ગર્ભદિપક એ ચંદ્ર અમારો,
પ્રકાશ જ્યોતિને ચંદા માનો;
તરલિકા થઈ સહુ સાથરે......
આવો ગરબે ઘુમવા.
ચંદ્ર—ચંદાનાં પ્રણયગીતો,
તરલિકાનાં રસમય ગાનો;
પ્રેમે પ્રલાપો આજરે......
આવો ગરબે ઘુમવા.
નાનેરાં આવો, મોટાં પધારો;
નાનાં મોટાંના ભેદ વિસારો :
વ્યોમ તરલિકા જ્યેમ રે......
આવો ગરબે ઘુમવા.
નભમંડળમાં રસગીત ગૂંજે,
ઊર પ્રણયથી ભર્યું ભર્યું કૂંજે;
સ્નેહ સેનાના લલકાર રે......
આવો ગરબે ઘુમવા.

પંડિતરાવ રાવલ

# પુણ્યવેલ

[ જીવન એક પુણ્ય વેલ છે. નવોઢાને સતીતાના પંથે પળતાં જીવન સભર બન્યું લાગે છે. પરિણામે જીવન-પથના ડગમાં 'આશાના જુવાળ' 'સુખીયો-સંસાર' ને રસનો મહેરામણ ઉછળતાં નાવલિયો દિલનો દરિયાવ મળે છે-ને જીવન અમી સીંચન બન્યું થાય છે, —ભ. ]

( ઢાળઃ-ચંદીએ અમૃત ઢોળ્યાં હો બ્હેન )

જીવનમાં પુણ્યવેલ પાંગરીરે બ્હેન !
નેહભરી ઢળતી દેવ આંખડી રે બ્હેન !

લાગે શી ધન્ય રમ્ય જિંદગી રે બ્હેન !
ઉઘડે છે પુણ્યના પ્રકાશજો......જીવ.

દુઃખને વિષાદ ગયાં ઓસરીરે બ્હેન !
આશાના હૈયે જુવાળ જો......જીવ.

સમતા બધે વિશુદ્ધ રેલતી રે બ્હેન !
મધમધતા સ્નેહના સુવાસ જો......જીવ.

કિલ્લોલે બાળ અને બાળિકા રે બ્હેન !
ગાજે છે સુખિયો સંસાર જો......જીવ.

સંવાદે સૂર જગે ઊઠતા રે બ્હેન !
ઊઘડે છે હૃદિયાનાં બાર જો......જીવ.

આવે અતિથિ દેવ આંગણે રે બ્હેન !
નેહભીના દેઉ આવકારજો......જીવ.

બાપુ ને બાની શીળી છાંયડીરે બ્હેન !
ફળતાં એ મોંઘાં વરદાન જો......જીવ.

રસનો મહેરામણ શો ઊછળે રે બ્હેન !
નાવલિયો દિલનો દરિયાવ જો......જીવ.

નેહની ક્ષુધા છીપાય ઊરની રે બ્હેન !
આવે અમીના ઓડકાર જો......જીવ.

વિલિત્સુ

# બ્હાવરી

[ સખીની આંખમાં કુદીજ તરેહનું અંજન આંજેલું છે, ને આંખો ઘેને ચઢી છે. તેમાં કોઈ મૂર્તિમંત બેઠું છે. આંખોને લગારે ચેન પડતું નથી. આ વાત તેની બેનપણીના જોવામાં આવે છે પણ તે કાંઈ કારણ સમજી શકતી નથી. તે સખીને પ્રશ્ન કરી કરીને થાકે છે પણ સખી તો એકે પ્રશ્નનો જવાબ આપતી જ નથી ફક્ત તેના મુખ ઉપર હાસ્યના આછા ભાવ જ દૃષ્ટિગોચર થાય છે ને આખું શરીર રોમાંચ અનુભવે છે. બેનપણી સમજી જાય છે. પોતાના પતિ સામે સ્વપ્ન આનંદની વાત પોતાની સખીને ફરીથી યાદ આવી છે તે જોતાં તે તેને બ્હાવરી કહી સંબોધે છે. યુવતીઓના હૃદયની વાતો આ કેરવો કહી જાય છે.
—ભ. ]

તારી અંજનથી આંખ કોણે આંજી, હો બ્હેન !
નર્તતાં નેનમાં શાં મધુરાં આ ઘેન ?
ઘેનભર્યાં નેનમાં, એ મૂર્તિ કંઈની રમે ?
નિરખે શું વારવાર આટલી અધીર બને ?
તરસી એ આંખ કાં ? શું શોધે ? ના ચેન !
જોજે, એ, વીજે કો દાઝે ના, બ્હેન !
અંતરની કોકીલ એ કોને ટહુકારતી ?
કોને અજવાળે અલી, ઉર અજવાળતી !
કોનાં એ ગીત ગાય, હૈયાની વેણુ ?
જોજે, બને ન ઘેલું, સુણીને કો બ્હેન ?
મરકલડાં મુખ રમે, અધરે ઉમંગ સ્ફુરે,
સ્વપ્નાના વિહાર જાગી, દીલમાં રોમાંચ ભરે;
ઝૂલતી ને ફૂલતી સમાતી કાં બ્હેન !
કળીઓ ધીમે એ શાને ઊઘડે, ઓ બ્હેન !

સાખીઃ—
રસસેરે અભિષેકતી, ચંદ્રી વિચરે વાટ;
રજનિ-મોહિની રૂપ શી રમતી જગને ઘાટ.
વિધવિધ શૃંગાર શાને સજ્યા, હો બ્હેન !
બ્હાવરી કાં આજ બ્હેન ! ગમતાં ના શેન !

દેવશંકર મહેતા

# સહિયરનો માંડવો

[ સખીના લગ્ન પ્રસંગે બેનપણીઓનો આનંદ કાંઈક અનેરો હોય છે, તેવી એક સખીના લગ્ન પ્રસંગનો આ ગરબો છે. —સ. ]

સખી સહિયરનો માંડવો રે હેલે ચડયો,
એના મહિયરનો માંડવો રે હેલે ચડયો !

એને તોરણિયે આંબાનાં પાન: માંડવો હેલે ચડયો,
આજ આવી છે સાહ્યબાની જાન: માંડવો હેલે ચડયો !

સખી સહિયરનો માંડવો રે હેલે ચડયો,
એના મહિયરનો માંડવો રે હેલે ચડયો !

એને ચંદરવે ચીતર્યા મોર: માંડવો હેલે ચડયો,
એની ઝાલરની રૂપલા કોર: માંડવો હેલે ચડયો !

સખી સહિયરનો માંડવો રે હેલે ચડયો,
એના મહિયરનો માંડવો રે હેલે ચડયો !

એનાં ઝુમ્મર ઝાકમઝોળ; માંડવો હેલે ચડયો,
આજ જાગે છે હૈયાના કોડ: માંડવો હેલે ચડયો !

સખી સહિયરનો માંડવો રે હેલે ચડયો,
એના મહિયરનો માંડવો રે હેલે ચડયો !

એને થાંભલે, વીંટિયા લેસ: માંડવો હેલે ચડયો,
આજ શોભે છે સહિયરનો નેસ: માંડવો હેલે ચડયો !

સખી સહિયરનો માંડવો રે હેલે ચડયો,
એના મહિયરનો માંડવો રે હેલે ચડયો !

એને આંગણિયે વાગે છે ઢોલ: માંડવો હેલે ચડયો,
ગોરી ગરબાના ઝીલે છે બોલ: માંડવો હેલે ચડયો !

સખી સહિયરનો માંડવો રે હેલે ચડયો,
એના મહિયરનો માંડવો રે હેલે ચડયો !

એના સૈયાંનો માંડવો રે હેલે ચડયો,
જુગલ હૈયાંનો માંડવો રે હેલે ચડયો !

વેણીભાઈ જ. પુરોહિત.

# રમવાને આવજે !

[ રાખી પરણીને સાસરે સીધાવી પણ નવરાત્રીના ગરબા ઘુમવાનું કાંઇ ભૂલાય ? ભલે સાસરે સ્નેહ પામે ને પતિની હુંફમાં ભરાઇ બેઠી. છતાં પણ સખીઓ પોતાનો હક્ક એમ તો છોડી દે જ નહિ. હવે સખીઓ તેને રાસ ઘુમવા આમંત્રે છે. પણ હવે તે ધીમાં પગલાં પાડતી આવે છે કારણ કે જીવન આનંદ ભર્યું ઉલ્લાસ ભર્યું હોવાથી વચનમાં મદભર્યો છે મસ્તીનો. વેણીમાં પતિએ ખોસેલાં પુષ્પોની પરિમલ મહેકે છે ને ગરબો મંડાયો છે. ચંદ્ર પણ હાસ્ય વેરતો ઉભો છે ને અંતરની ખન્જરીના તાલ હાસ્ય કુંજે ગાજે છે. સાથે છે પ્રેમની સિતારીના ઝીણા સૂર. —ભ. ]

કુંજકુંજ ખીલી આ રસાળી
સાહેલી રાસ રમવાને આવજે.
ઉરમાં ઉલ્લાસભરી નયનોમાં સ્નેહભરી;
ખીલવવા અંતરની ક્યારી—
સાહેલી રાસ રમવાને આવજે.
વેણીમાં વ્હાલપનાં પુષ્પની પરાગધરી,
મલકંતા મુખપરે ઉષાનાં સ્મિત ધરી;
ઠમકંતી પગલીઓ પાડી—
સાહેલી રાસ રમવાને આવજે.
આભની અટારીએ ઝબુકંતો ચાંદલિયો,
કુદરતની વાડીએ રૂપેરી રંગભર્યો;
રંગાવા ચેતનના રંગે
સાહેલી રાસ રમવાને આવજે.
દૂરદૂર ડુંગરમાં નાચે છે મોરલા,
હરિયાળી કુંજમાં ટહુકે છે કોકિલા;
થનગનતી ઢેલડી સુહાગી—
સાહેલી રાસ રમવાને આવજે.
જીવનવાડીમાં આજે મહેકે છે મંજરી,
વહાલભરી વાગે મારા અંતરની ખંજરી;
વાગે ઝીણી પ્રેમની સિતારી
સાહેલી રાસ રમવાને આવજે.

બાલકૃષ્ણ છ. ભટ્ટ

# અર્વાચીન રાસઃ—

" Literature is life seen through a temperament."–Anatole France.

આનાતોલ ફ્રાન્સનું ઉપરનું અવતરણ સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે સાહિત્ય એ જીવનનું પ્રતિબિંબ છે. કવિતા ફરતું પડેલું વિરાટ વિશ્વ કવિના હૃદયને વારે ઘડીએ અસર કરે છે. કવિહૃદય બહુજ આળું તથા લાગણી ભરપૂર હોવાથી જગતનાટ્કમનો સહેજ ઉલ્કાપાત અથવા એકાદો ન્હાનો બનાવ પણ તેને હચમચાવવા પૂરતો છે. તેનું સંવેદન કાવ્યમાં પરીણમે. આમ કવિ યુગનો પ્રતિનિધિ કહેવાય.

યુગયુગના સાહિત્યનાં વહેણોને આમ પોતપોતાનું વ્યક્તિત્વ છે. અંગ્રેજી સાહિત્યમાં એલીઝાબેથ યુગ, રેસ્ટોરેશનયુગ, વગેરે યુગો તો સંસ્કૃતમાં ભારવીનો યુગ, કાળિદાસનો યુગ, અને ગુજરાતી સાહિત્યમાં દલપતયુગ, નર્મદયુગ, ન્હાનાલાલ તથા છેવટે છેવટે મુનશી યુગ પણ કહેવાયો.

હમણાં ચાલતો સાહિત્યનો ગાંધીયુગ '૩૦ પછી શરુ થયો. ગુજરાતી સાહિત્ય '૩૦ની સાલ પછી વિસ્તૃત થતું ચાલ્યું છે, પણ ઉંડાણ તથા તલસ્પર્શી સાહિત્ય હજી સર્જાયું નથી. તેનું કારણ કે હજી ગુજરાતી સાહિત્યનો પાયો નંખાતો જાય છે.

વધારામાં આ વિશ્વ-યુદ્ધના ફાટી નીકળવા પછી જનતા એક પ્રકારની જીવન અસ્થિરતા ભોગવતી રહી છે. જગતની સકળ રચના હલચલ થઈ રહી છે. નવોયુગ દ્વાર ખખડાવતો ઉભો છે. તે વખતે હિન્દ સંક્રાન્તિ અનુભવી રહ્યું છે ( transition ) જગતના દેશો સાથે હિન્દપણ આ યુદ્ધની નોબતના આંકડા અનુભવી રહ્યું છે, તે વખતે કવિ માનસ પણ તેની ઘેરી અસરમાંથી વિમૂક્ત રહી શકે નહિ. સામાન્ય જનતાથી માંડીને મ્હોટા નેતાઓને હૃદય પૂછે છે–" હવે હિન્દનું શું ! " " દુનિયાની તવારીખના પાને હિન્દ કયું સ્થાન પામશે ? " વગેરે પ્રશ્નો જનતાને સતત સતાવી રહ્યા છે.

મહાકાવ્યો લખવા માટે શાન્ત વાતાવરણ તથા આસાયેશ જોઈએ. હોમરને, મીલ્ટનને, વરજીલને, લ્યુકાનને, કાળિદાસને તે મળ્યાં હતાં. પરીણામે તેમનાં કાવ્યો અમર થઈ ગયાં. સાંપ્રત સમય મહાકાવ્યોની લખાવટ માટે યોગ્ય નથી. સાંપ્રત સમય જીવનની જરૂરીઆતોને પહોંચી વળવા માણસની દોડધામથી ભરેલો છે. સવારથી માંડીને સાંજ સુધી પોતેજ વધારેલી જીવનની જરૂરીઆતોને પુરી પાડવા માણસ દોડાદોડ કરે તેમાં તેને મહાકાવ્ય લખવાનો ક્યાંથી સમય મળે ? કવિ પણ આમાંજ અટવાઈ પડ્યો છે. પરીણામે તેની લેખિનીમાંથી પણ ' દીગ ' નાશી છુટ્યું છે. આથી કરીને કવિદ્દષ્ટિ વિસ્તૃત ભલે થઈ હોય પણ તેનું કાવ્ય તો ઊર્મિ વિહોણું તથા કલ્પનાના વાઘાવાળું જ ફક્ત રહેલ છે. કવિ આવા વખતે પોતાની ઊર્મિની ઓછપ શબ્દોના વાઘાથી જ ઢાંકવા પ્રયત્ન કરે છે.

રાસ-સાહિત્ય પણ આવું જ થતું ગયું છે. હવે શબ્દોની રમતભર્યા રાસ આપણને મળે છે, વધારામાં જીવનના ભારથી કંટાળેલું કવિ-મન કુદરતમાં–આકાશમાં–સ્વપ્નામાં એમ જૂદી જૂદી તરંગ ભોમમાં વિહાર કરે છે. ને તેમાંથી પોતાના aesthetic yearn ને પુરો પાડવા પ્રયત્ન કરે છે.

આ વિભાગના રાસો વાંચકગણને કાંઈક એવા લાગશે. છેવટે છેવટે નવાઈની વાત લાગશે કે નવરાત્રનાં પર્વ પાસે આવતાં હોવા છતાં કોઈપણ ભાઈ યા બ્હેન તરફથી માતાના રાસો મ્હને મળ્યા નથી. આમ કેમ ! શું આપણી ધર્મ પ્રત્યેની લાગણી ઓછી થતી જાય છે ! કે ગુજરાત નાસ્તિક થવા માંડ્યું છે ! કે પછી ઘણી જ જંજાળોમાં અટવાઈ ગયેલો ગુજરાતી ભગવાનને પણ હવે ફુરસદે બોલાવવા તેજ યોગ્ય છે તેમ માનતો થયો છે ?

ભગવાનલાલ મહેતા.

# સ્વપ્ન વેચનારી

[ Thomas Lowell Beddos એક કાવ્ય છે:—

If there were dreams to sell
Which would you buy ?
Some cast a passing bell,
Some a light sight—.

ને મળતો જ શ. કુસુમાકરનો આ રાસ છે. જીવન સ્વપ્નથી ભરેલું છે. ફ્રોઈડનો જો સિદ્ધાન્ત સ્વીકારીએ તો સ્વપ્નાંઓ આનું સંગીક પ્રસંગોનું પ્રતિબિંબ છે તેમ ગણાય. આ દ્રષ્ટિએ જોતાં જીવનનાં ઘણાય મનોરથો અધુરા રહી જાય છે, પણ સ્વપ્ન-ભોમમાં તે પુરા થતા લાગે છે. (subconsious mind) અર્ધ નિદ્રિત મન આળા મનોરથો ભોગવે છે ને તેમાં રાચે છે. ફ્રોઈડના કહેવા પ્રમાણે સ્વપ્ન ા॥ મીનીટથી વધારે લાંબુ ચાલતું નથી. પણ તે કેટકેટલી વાતો કહી જાય છે ?

સ્વપ્ન વિહારની ભોમ ખરેજ માદક તથા રોચક છે. નવિનતા તથા ઉષ્મા ભરી છે. પરીણામે ઘણાંએ સ્વપ્નાં બીહામણાં અથવા સુંદર હોય છતાં પણ તેમનું ખેંચાણ રોચક તથા મનોહર હોય છે. કવિ અહિં પોતાનાં સ્વપ્નાંની માળા કહી બતાવે છે તે કેટલી બધી વિશાળ તથા વિવિધતા ભરી છે.—પ્ર. ]

( ગરબી )

સ્વપ્ન લેશોરે, સુન્દર સ્વપ્ન લેશોરે ?
આંખની કલામાંથી ઉઘડતાં સ્વપ્ન લેશોરે !
આત્મનિર્ભલા સ્રોતથી ઝમતાં સ્વમ લેશોરે. ૧

પ્રાણ-કોકિલે ઉરમન્દિરે પૂજ્યાં મોંઘાં સ્વમ;
યુગયુગની મધુ ઉરવેદનાએ ઘૂન્ત્યાં સોંધાં સ્વપ્ન;
પ્રાણદાન દેશોરે ? સુન્દર સ્વપ્ન લેશોરે ? ૨

અન્તરિયાંના આગ બિન્દુએ, ભીનાંભારાં સ્વમ;
અધુરડી આશા માટે અમીનાં પ્યારાં સ્વમ;
ગુલતાન રહેશોરે ! સુંદર સ્વમ લેશોરે ? ૩

અન્તરના દરિયાવે ડુબી વીણ્યાં મુક્તા સ્વપ્ન,
ઉરલહરી રસઘેલી આનન્દ ભુક્તા સ્વમ;
ઉર-જ્ઞાન કહેશોરે ? સુન્દર સ્વપ્ન લેશોરે ? ૪

કાળજડાંની કોરે સોરી સોરી ગીધ્યાં સ્વપ્ન,
ફિરસ્તાના રસ્તા આન્તરધુતિ ચીપ્યાં સ્વપ્ન;
પ્રભુ પિછાણ કહેશોરે ? સુંદર સ્વપ્ન લેશોરે ? ૫

પ્રેમની પાવક જ્વાળાએ સીઝયાં મ્હારાં સ્વપ્ન,
ઉરની આનન્દ ચાંદનીએ ચીન્ત્યાં મ્હારાં સ્વપ્ન;
અમૃત સ્નાન કહેશો રે ? સુન્દર સ્વપ્ન લેશોરે ! ૬

જીવન-લક્ષ્મી મોંઘી ગણી, પૂજ્યાં મ્હેતો સ્વપ્ન,
અક્ષય-પાત્ર અમીનાં જાણે ઢળ્યાં એ તો સ્વપ્ન;
પીયૂષ પાન લેશોરે ? સુન્દર સ્વપ્ન લેશોરે ! ૭

કુંળી કળીશાં પ્રભુ-પ્રીતિનાં વજ્ર પાયાં સ્વપ્ન,
વજ્ર રીસાયાં-માંડમનાયાં દિલ રંગાયાં સ્વપ્ન,
લોચન-લ્હાણુ લેશોરે ? સુન્દર સ્વપ્ન લેશોરે ? ૮

સત્યથી એ સાચું કહ્યાં, જીવનનાં સ્વપ્ન;
સત્ય ભુંડાં ખોટું કહ્યાં બનો રૂડાં સ્વપ્ન;
ઉર-દાન દેશોરે ? સુંદર સ્વપ્ન લેશોરે ! ૯

કલ્પનાની કસ્તુરીએ મ્હેકો જીવન સ્વપ્ન,
સ્વપ્નસમું જીવન બની લ્હેકો યૌવન સ્વપ્ન;
ઉર-દાન લેશોરે ? સુન્દર સ્વપ્ન લેશોરે !૧૦

અન્તર-હીરા ચીરા હીરા, ફુલગુલાબી સ્વપ્ન
કોઈ ઘરાક અધીરારે દિલગુલાબી સ્વપ્ન,
ગુણ જાણ લેશોરે, સુન્દર સ્વપ્ન લેશોરે ?૧૧

કુસુમાકર

# અંધારી રાત

[ જીવનને અંધારી રાત કહીયે તોય ખોટું નથી. સુખદુઃખની ભેરી તો દરરોજ વાગ્યા જ કરે છે. કોઈ વખત ધીમેથી તો કોઈ વખત ઉગ્ર રીતે. આવા જગતના અંધારામાં મનુષ્ય અટવાઇ પડે તે શક્ય છે. દિશા–ભાન ભૂલી જાય તેમ પણ બને ને પરીણામે પરમેશ્વર તરફ વળે. કાંઇક સત્ય જ્ઞાન મનુષ્યને મળે ને પછી તો ગમે તેવા ઝંઝાવાતોમાંથી પણ માણસ પોતાને મળેલા જ્ઞાનના અજવાળે પોતાનું નાવ હંકારી.જાય જ આવા ધીરવીરને વંદન હો ! New manનાં.........................
......lead kindly light ! ને મળતું કાંઈક આ રાસમાં છે. —ભ. ]

અંધારી રાત છે ઘેરી ને તાંડવની ભેરી
બજાવે છે બારેય મેઘ આ. —(ધ્રુવ)

કાજળના પડદલા આંખે, આવીને રોળી નાંખે
કે દ્રષ્ટિના દોડંતા દોરને....અંધારી રાત૦

દિશાના દોર સૌ ખોવાયા, અંધારથી ઢંકાયા
કે મારગમાં અંધારાં ઘોર છે...અંધારી રાત૦

આજે અમાસની રાતે, પવનને સપાટે
કે મેઘ કાં જામ્યો ઘેરાઇને ?...અંધારી રાત૦

એવે વાદળે વીજળી ઝબૂકી ને આતમમાં ટૂંકી
કે મારગડે પડિયા પ્રકાશ ત્યાં....અંધારી રાત૦

ભર અંધારી રાત મેઘવાલી, કાજળથીય કાળી
પરવા ન જો વીજળી ઝબૂકતી...અંધારી રાત૦

કોઈ ઘેરી નિરાશાના ઘનમાં, વિપદના વનમાં
પરવા ન જો આશા પ્રકાશતી...અંધારી રાત૦

અંધારી રાત જે ઉલેચે, વીજળી કેરાં તેજે
હજારો એ વીરોને વંદના !...અંધારી રાત૦

જેઠાલાલ ત્રિવેદી.

# નવરંગ ઉષા

[ કહે છે કે પૂર્વમાં ઉષા સાથીઆ પૂરે છે ને પછી જ સૂર્યદેવ પોતાનો રથ લાવીને દિવસ ભરની યાત્રા શરૂ કરે છે ! કેવી કાવ્યમય કલ્પના ! ને તે સમયે હિન્દના ગામે ગામનું સુંદર દૃશ્ય આ રાસ લેખકે આપ્યું છે. —ભ. ]

કુંકુમ પગલીએ ઉષા આવતી :
આભવિષે રક્ત કિરણો લાવતી :

વિધવિધ રંગે નભ રંગાયું,
નવચેતન સૃષ્ટિમાં છવાયું :

જીવનસખિ ! આ પુણ્યપ્રભાતે,
લઈએ રસ લ્હાવો પ્રભુ વાટે :

મંદિરના દ્વારે થાને વહેલી,
સહચરી ઉષાને મળવા ઘેલી :

ઘંટનાદ ને ઝાલર વાગે,
ભક્તિભાવ હૈયામાં જાગે :

મન્દિર પ્રભુની મૂર્તિ વિરાજે,
કુમારિકા મંગળ ગીત ગાજે :

મૃદુ ભાલે મંગલ ચટકંતી ટીલડી,
સુહાગી સૂરજ–વર ઘેલડી :

સુશોભિત સાડી કરકમલે માલા,
પ્રેમપંથની મદભર બાલા :

મલકાતું મુખડું મન મન્દિરે,
પૂજારિણી ધપતી ધીરે ધીરે :

ઝગાવીએ સખિ ! દીપક જ્યોતિ,
પીણીએ મન્દિર માનસ–મોતી.

દશરથ એમ. ગાંધી

# પ્રભાત

[ યૌવન આવતાં જીવનનું પ્રભાત જાણે કે ફૂટવા માંડે છે. તે વખતે જીવન આખુંય આનંદથી નાચતું તથા સભર-ભર્યું લાગે છે. કુદરત પણ તે સાથે તાલ બંધી કરે છે. કવિ પણ તેનું જ એકતારપણું સાધે છે. દરેક યુવક–યુવતીના હૃદય પ્રદેશની વાત અહિં વાચા પામી છે. —ભ. ]

જીવનનાં પ્રભાત ઉઘડ્યાં રે લોલ,
એનાં સોનેરી કિરણ સરી જાય રે,
સોનેરી ફૂલડાં મ્હેંકતાં રે લોલ.
સોરંગે અકેલ એનું મુખડું રે લોલ,
જાણે દિવ્ય પ્રભા પ્રસરાય રે,
સોનેરી ફૂલડાં મ્હેંકતાં રે લોલ.
વેણુના ગાન અહીં આવતાં રે લોલ,
જાણે દેહલતા ચનગની જાય રે,
સોનેરી ફૂલડાં મ્હેંકતાં રે લોલ.
સૃષ્ટિના મંડપ ખીલતાં રે લોલ,
એમાં સુખડાંના પુષ્પ ખીલી જાય રે,
સોનેરી ફૂલડાં મ્હેંકતાં રે લોલ.
વનવનની વિહંગણીઓ રાચતી રે લોલ.
મીઠડા કોકીલા કંઠ ઘુંટી જાય રે,
સોનેરી ફૂલડાં મ્હેંકતાં રે લોલ.
ઉષાનાં સરોવર મીઠડા રે લોલ,
મારા હૈયામાં અમૃત સીંચી જાય રે,
સોનેરી ફૂલડાં મ્હેંકતાં રે લોલ.
અમૃતની અટારીએ રંગ રેલતાં રે લોલ,
આશાના સાથિયા એ પૂરી જાય રે,
સોનેરી ફૂલડાં મ્હેંકતાં રે લોલ.
જગતનાં તેજ ઝમકી રહ્યાં રે લોલ.
આતમ દીવડી મારી ઝગી જાય રે,
સોનેરી ફૂલડાં મ્હેંકતાં રે લોલ.

જયંત જલુંધવાળા

# " રંગ ભરી કહાણી "

[ કુદરત કુટડી તથા બહુરંગી છે; અને વિશ્વ નીયંતા એક સમસ્યા છે. વિરોધાભાસી રંગવર્તન, ગુણ તથા પ્રકૃતિથી સભર ભર્યું જગત, પણ એક અણુ સમજાયલો કોયડો જ છે. વધારામાં કિરતારનાં કામો એક બીજાને અવરોધતાં હોવા છતાં એક બીજાના ગુણોને પ્રકટ કરે છે તે એક રંગભરી કહાણી જ ગણાય. —ભ. ]

કંઈ કંઈ રંગ ભરી કહાણી
જીવનમાં કંઈ કંઈ રંગ ભરી કહાણી

વિભૂતી એ અદ્રષ્ટ વાણી જીવનમાં—
ઊંડે ઊંડે તે કંઈ ખારા સાગરમાં, મોતીની છાબને ભરાવી
કંટક ભર્યા પેલા નાનેરા છોડવે, સુમન સૌરભ પ્રગટાવી.
જીવનમાં કંઈ કંઈ૦—

કીચડમાં હે એક દાંડલી ઉગાડીને, પંકજ પાંખડી ખીલાવી
કોલસામાં હિરાકણી દઈને, અજબ સમસ્યા સમજાવી.
જીવનમાં કંઈ કંઈ૦—

વનવનના ઝાંખરાંના ઝુમખા મહી, ચંદનવાસને ફેરાવી
મરુભૂમીના ઉજ્જડ વેરાનમાં, મીઠી જલ વીરડી વહાવી.
જીવનમાં કંઈ કંઈ૦—

હંસલા શા હોંશીલા નરવીર સંગાથે, બગલી શી બ્હોતને ભળાવી
કાગડા શા કમનીય કંથ સહ જોડી, કોયલ સુરીલી સજાવી
જીવનમાં કંઈ કંઈ૦—

આવા કરૂણ કંઈ માનવજીવનમાં, અમૃતઝરણી વહાવી
કોને સુરૂપ કોને સદગુણ સામર્થ્ય દઈ, જીવનને કાંઠડે ઉતારી
જીવનમાં કંઈ કંઈ૦—



શાન્તિકુમાર પંડયા.

# બન્ધન

[ ભમરાને બાળા પૂછવા બેઠી. " કમળ દળમાં તું કેમ બંધાયો ? " " સુખ સ્વાતંત્ર્યમાં છે કે બંધનમાં ? " ને પછી પોતાની સ્થિતિ ભમરા સાથે સરખાવે છે. જીવન બંધનમાં વિતાવવું સારું કે સ્વતંત્રતામાં ?

કવિ ન્હાનાલાલ કહે છે તેમ દાંપત્યની પ્રેમમાણુ નવી ગુજરાતણે સ્વતંત્ર થવા ફોડી નાખવાનો નિર્ધાર કર્યો છે. તે સ્વતંત્ર થવા માંગે છે. લગ્ન જીવન તેને બંધીયાર હવે લાગવા માંડ્યું છે. પણ ભાઇ નગીનદાસની બાળા હજી શકુંતલાની બ્હેન થઇને બેઠી છે તેને તો બંધન જ પસંદ છે. માત્ર બેમાં કોણ વધારે સુખી ? નવી ગુજરાતણ કે શ્રી. નગીનદાસની બાળા ? પ્રશ્નનો જવાબ વાંચકો વિચારી લે. —બ.]

પંક કમળ-દળ પીંજર-પૂર્યા ભમતા ભમારા પૂછું,
ભમરા ! પીંજર ક્યમ પૂરાયો ?
ભમરા ! બન્ધન ક્યમ બંધાયો ?

ફૂલ ફૂલ ભમતા મદભર ભમરા ! હૈયુંજે છૂપું પૂછું,
રમવાં, ભમવાં, રસભર ચૂમવાં કે બન્ધન બન્ધાવાં ?

ભમરા ! સાચું સુખ છે શા....માં ?
ભમરા ! બન્ધન ક્યમ બન્ધા....વાં ?

ગૂર્જરી કૂંજે કૂંજતી-ખીલતી તુજ સરખી હું બાળા.
કૂંજ કૂંજ રમતી-ખીલતી તોયે અંતર અગ્નિજ્વાળા,

ભમરા ! સાચું સુખ છે શા....માં ?
ભમવાં, રમવાં કે બન્ધા...વાં ?

સર્જનમાં બન્ધાયો સર્જક, આત્મા દેહિ સાથે,
નભની કાજળ કાળી રાતે તારક સૌ બન્ધાયે;

બાળા ! બન્ધનનાં સુખ ન્યારાં;
બાળા ! બન્ધન ત્યમ બન્ધાયાં.

નગીનદાસ શાહ.

# પનિહારી

[ પનિહારી પાણી શેરડે. નદીતીરે જાય ને પાણીભરી પાછી ફરે પણ જેનો પીયુ પરદેશ હોય તે તો બિચારી રેતીમાં બેસે ને આકાશ સાથે વાતો કરે. " હવે તે શું કરતો હશે ?" " મ્હને યાદ કરતો હશે કે નહિ ?" " હવે ઘેર આવવાનું મન થાય છે કે નહિ ?" આવા આવા તો સ્નેહના હજારો પ્રશ્નો તેના હૃદયે જન્મે ને શાન્ત થઈ જાય. તથા ખેદ કરતાં પાણી ભરવાનો સમય પણ પસાર થઇ જાય, આ તો દરેક નવોઢાના મનની વાત થઇ. પણ કવિ અહિં કાંઇક બીજું જ કહે છે. આ પનિહારી તો કવિની કલ્પના સોમમાં જન્મી છે. તે છે નવા વર્ષની જલપરી, શરદ્ બેસતાં નદીનાં પાણી ચોકખાં થઇ ગયાં છે—ત્યાં સુધી તો પોતે ખૂબ ખેલી પણ હવે તો નહિ કિનારે બેઠી બેઠી આકાશ તરફ મીટ માંડી રહી છે. શા માટે ? આકાશ—પતિથી વિયોગ સહન કરવો પડે છે તેનું તો તે ચિન્તવન નહિ કરતી હોય ? શી ખબર. —ભ. ]

પ્હણે' સરિતાને તીર,
પ્હણે સરિતાને તીરઃ
બેઠી એ કોણ અલબેલડી !

સજી નીલૂડાં ચીર,
સજી નીલૂડાં ચીરઃ
બેઠી એ કોણ અલબેલડી !

તીરેનાં તૃણપરે બેસીને
ઉંચે જોતી આકાશ (૨)
એકી ટશે એ જોઈ રહી,
એને અન્તરે શી આશ !
બેઠી એ કોણ અલબેલડી !

માલતી ફૂલોની કૂંણી ડાંખળી,
ધરી નિજ દંતમાંય (૨)
તોડયાં કરે એ નિજ ભાનમાં,
એનું ચિત્ત બીજે- ક્યાંયઃ
બેઠી એ કોણ અલબેલડી !

અથવા ઘડુલો એના ઘાટથી,
ક્યાંક જળમાં તણાય ! (૨)
અન્યમનસ્ક બની બેઠી એ,
એના ભાવ ના કળાય !
બેઠી એ કોણ અલબેલડી !

નવવર્ષાની એ તો જલપરી,
પનિહારીને રૂપ. (૨)
કલ્પનાભૂમિમાં અહિં થાય છે,
જોને કેવી મૂર્તિમન્ત !
બેઠી એ કોણ અલબેલડી !



જનાર્દન પ્રભાસ્કર

# શ્યામઘટા

[ મનુષ્ય-જીવનની પટમાળ અને કુદરતના ભાવો વચ્ચે કેટલું સામ્ય છે તે બતાવતો. આ રાસ અણુના માત્ર છે.

જેમ પાણી વરાળ રૂપે ઉડી પાછું વરસાદ રૂપે પડે તેમ દૂર દૂર વસેલાં સ્નેહીઓ પણ વખત જતાં તો ગૃહ તરફ જ પાછાં સીધાવે તે મધ્યવર્તિ વિચાર આ રાસની એક સુંદર કલ્પના છે. —ભ.]

( મંદિર પાટે જતી પૂજારણ—રાહ )

નભમાં શ્યામ ઘટા છવરાઈ, ચપલા ચમકે હો!
ચમ ચમ ચપલા ચમકે હો!—નભમાં ॥ ટેક ॥

વહુતી શીત સમીર લહર પર ફરતો વાદળીઓ,
ઝરમર ઝરમર ઝરમર ઝીણો મેહુલો વરસે હો!
ઝરમર મેહુલો વરસે હો!—નભમાં

ભીના મહીતલમાંથી છુટી સહરો ગંધ મધુર
ઘેરા ઘનગર્જનથી મયૂરો નાચે હર્ષે હો!
થન થન નાચે હર્ષે હો!—નભમાં

ધરતીનાં જળ ગગન ફરીને ઘરપર વળતાં જો;
એમ વિયોગી વહાલાં ઘરપર વળતાં દરસે હો!
દિલભર વળતાં દરસે હો!—નભમાં

મળી હળીને મોજ કરે સૌ સુખિયાં સંજોગી;
વ્હાલવિછોયાં પ્રેમી હૃદયો વિરહે તલસે હો!
તનમન વિરહે તલસે હો!—નભમાં



# ફૂલડાંની ક્યારી

[ ફૂલડાંની ક્યારી કરીને તો શ્રી. દલાલે આખા ય કુંટુંબને બીરદાવ્યું છે. સુખી જીવનની છાંટ આપતા આ રાસને અમે વધાવીએ છીએ. ગુજરાતનું દરેક કુટુંબ આવું થાય તો ! —ભ. ]



ફૂલડાંની ક્યારી ફરી નહિ મળે રે લોલ,
અણમૂલાં સ્નેહ સુરભિયેન જો;
ફૂલડાંની ક્યારી.

શાંતિદા, શીળી પિતૃ છાંયડી રે લોલ,
મ્હોરે છે મ્હેરા મીઠાં વેણ જો;
ફૂલડાંની ક્યારી.

જનનીની વેલ, ગૃહમાંડવે રે લોલ,
નીતરે છે કૌમુદિ મંદિર જો;
ફૂલડાંની ક્યારી.

ભગિની ગુલાબકળી મ્હોરતી રે લોલ,
કૌમારે જીવનનાં હીર જો;
ફૂલડાંની ક્યારી.

હૈયા હુંફાળ બન્ધુ બેલડી રે લોલ,
મોગરાની વાડીનાં વૃન્દ જો;
ફૂલડાંની ક્યારી.

કુળમાં કુટુમ્બતણાં કિરણો રે લોલ.

# સિધામણાં

[ રજની વિદાય લે છે ને તે સાથે રાસ–પર્વ નવરાત્ર વિદાય લે છે. તેની અહેલાવતો ભૈરવ વાગે છે. નવ નવ દિવસ ગરબે ઘુમેલી સખીઓ એક બીજાની વિદાય છે પણ એક જ આશાએ : આવતે વર્ષે ફરીથી ભેગાં થશું. તે.

પોયણી ને પ્રેમલ પોપચે,
પોઢણ કરતો રસરાજ;
સજનિ ! રજની લે સિધામણ

કાંઈ ખીલી, કાંઈ ઝીલી કળા;
ને પળતી વેગે "આજ !"
સજનિ ! રજની લે સિધામણ

*ભય–રવ સૂર સંકેલાય છે,
દઈ અમરોના આલાપ;
સજનિ ! રજની લે સિધામણ

આશા છે અમ્મર વેલડી;
અવધોનાં બાંધ્યાં માપ!
સજનિ! રજની લે સિધામણ

ફરી મંગલ પર્વ પધારશો,
પુણ્ય પાવન મંગલ પાય,
ત્યારે ઝીલશું ફૂલ વધામણ

એ.. આગમને અજવાળિયે,
ઉરવેણુ વાય "વદાય :"
સજનિ! રજની લે સિધામણ

# નેડલો

[ મોહમાંથી પક્ષપાત-પક્ષપાતમાંથી સ્નેહ, ને સ્નેહમાંથી ઉચ્ચતર પ્રેમ. ને પછી તેવા પ્રેમને મળ્યા વિના ઝુર્યા કરવું તે નેડલો. નેહ એટલે નેડલો. નેડલાનું એક તત્વ એ છે કે રમતાં, જમતાં, હરતાં ફરતાં, કાર્ય કરતાં કે બેસી રહેતાં પણ પોતાના પ્રેમનું પાત્ર નજર સમક્ષ જ તર્યા કરે. પછી તો તે પ્રેમપાત્ર વિનાનું બધુંય શૂન્યવત થાય છે. કવિને ઈશનો નેડલો લાગ્યો છે. પરીણામે આંખો મીંચે છે ત્યાં આંખ આગળ પણ તે રમ્યા જ કરે છે. ને અંતરના ધબકાર પણ તેનાથી ભરેલા છે.—ભ. ]

લાગ્યો તારો નેડલો હો ઈશ !
લાગ્યો તારો નેડલો.
લાગ્યો રાધાને, ભુલી સાનભાન,
કુંજ કુંજ કરતી પોકાર :—લાગ્યો.
લાગ્યો મીરાંબાઈ, મેવાડી રાણીને,
ઘેલી બની મુકી રાજ્યપાટ :—લાગ્યો.
આંખો મીચું ત્યાં આંખે રમે છે,
આંખો ખોલું ત્યાં સઘળે દિસે છે;
અંતરમાં નીત તારી યાદ :—લાગ્યો.
તું તું, પ્રભુજી! તુંજ મારૂં સર્વ છે,
તુંજ વિણ સઘળે અંધાર :—લાગ્યો.
ટટળાવો ના ઇશ! મોંઘા બનીને,
આવ આપણ બનીએ એકતાન :—લાગ્યો.



કેશવલાલ પટેલ

# 'આશા દિપક'

[ તુફાને ચડેલા સમુદ્રમાં જેમ વહાણને બચવા દૂર દૂરથી કિનારા પરનો દિવો ઝબક ઝબક થતો થતો પોતાનાં તરફ બોલાવે તેમ જીવનના તુફાને ચડેલા નાવને બચાવનાર આશા એક દિવો છે. આશા હૃદય બંસરીના તાર ઝણઝણાવી મૂકે છે.

કુ. અજિતાનો આ ન્હાનો રાસ પણ કાંઇક એવું જ કહે છે. —ભ.]



આશાને ડાળે કે જીવનને ઝૂલે
ઝૂલ ઝૂલ ચકોર મનડા!
આશાની વેલ શી મનોહર
કે અમ્મર.........
કે આશા જીવન દિપક છે,
આશાના શાન્તિમય કિનારે
કે ભવસાગર મધ્યે...
જીવન નાવ ઝૂલી રહ્યું છે.
આશાનું પંખીડુ આજે
કે હૃદયની મધ્યે.........
સુમધુર સ્વર ગાઈ રહ્યું છે.
લાખ્ખો નિરાશાની માંહી
કે આશા.........
દિપક સમ ઝળકી રહી છે.

કુમારી અજિતા



# બાલુડાં

[ જીવન સભર ભર્યું લાગે છે. બાળકોમાં તોફાન, મસ્તી, મજાહ ભર્યાં છે. કોઈ તરફના પક્ષપાત રહિત જીવનમાં રાચતાં બાળકો જીવન વાડીનાં અણુમોલાં ફૂલ છે, એ દૃષ્ટિએ આ રાસ દરેકને ગમશે.—બ. ]

૧

દુનિયાંની વાડીનાં ફૂલડાં રે લોલ,
મીઠી સૌન્દર્ય તણી સેર જો,
વિશ્વે પ્રભુતામાં ખીલતાં રે લોલ.

૨

મંજુલાં ગીત ગાતાં પંખીડાં રે લોલ;
કરતાં સૌ વ્યોમના વિહાર જો,
નાચી કૂદીને કલ્લોલતાં રે લોલ.

૩

નયણાંથી નેહુંજ નીતર્યાં રે લોલ,
મોંઘી વરસાવી અમીધાર જો,
વાત્સલ્યે વિશ્વકુંજ ફોરતાં રે લોલ.

૪

જગની જંજાળોથી વેગળાં રે લોલ,
આનંદે ભૂલી આત્મભાન જો
ઉલ્લાસે હૈયાલ ડોલતાં રે લોલ.

૫



ભવરણ વિરાટ ભર્યાં ઝાંખરાં રે લોલ,
પમરાવે પ્રીતની સુગંધ જો,
જીવન ત્યાં ધન્ય એ બનાવતાં રે લોલ.



મંગળાબ્હેન દાણી

# દમયંતીનો સંદેશ

[ નળ–દમયંતીનો સુંદર પ્રસંગ મહાભારતનાં પાને એક ખંડ કાવ્ય તરીકે સુવર્ણાક્ષરે લખાયો છે. હંસને નળ રાજા બચાવે છે ત્યારે હંસ નળને પૂછે છે "હે નૃપ! ત્હારા માટે શું કરું?" નળ જવાબ આપે છે. "મ્હારા ઉપર જો અનુગ્રહ કરવો હોય તો તું દમયંતીને મનાવી આવ." હંસ ચાલ્યો. દમયંતીના મહેલે જઈ બેઠો ને પછી નળને બીરદાવ્યો. દમયંતી ખુશ થઇ. નળને પસંદ કર્યો. પણ પાછું પોતે સ્ત્રી હૃદય! શંકા આશંકાથી ભરેલું! એને થયું ભલેને હંસ નળને વખાણે પણ કદાચ નળ મને પરણે નહિ તો? માટે હવે દમયંતી હંસ સાથે પાછો સંદેશો કહાવે છે.

દમયંતી તો નળ વિના ઝુરવા જ માંડી છે. હંસે કઈ ભાષાથી નળને વખાણ્યો હશે? શું પ્રેમદૂતની માફક "માલવિકાગ્નિ મિત્ર"નો તે વિદુષક થયો હશે? શી ખબર, પણ એટલું તો સમજી શકાય છે કે હંસે નળનાં વખાણ કરવામાં કાંઈ ક્યાશ રાખી નથી. બિચારી દમયંતીને કયાં ખબર છે કે હંસ તો નળનો મોકલેલો જ આવ્યો છે! ને હવે તે હંસ નળ રાજાને જ "સોળવવા" પાછો ફરે છે.

દમયંતીને પણ હંસને પોતાનું કાર્ય પૂરું કરાવવા માટે વિનવવો પડે છે તે સ્ત્રી હૃદયની કોમળતા તથા નરમાશ બતાવે છે! જ્યારે કઠોર હૃદયનો પુરૂષ નળ, હંસને એવું કાંઇ કહેતો જ નથી. એતો જ્યારે હંસ પોતાના ઉપર ચડેલું નળનું ઋણ ફેડવાની માગણી કરે છે ત્યારે જ નળ તેને સંદેશો લઈ જવા કહે છે. —ભ. ]

( ઢાળ—મોરલા મઢાવું ચાંચ ત્હારી )

હંસલા! સુરમ્ય રૂપ સોહે વીરા!
ગૂરતી બ્હેનીનો આ સન્દેશ તું પ્હોંચાડ.
સન્દેશ તું પ્હોંચાડ, જઇ વેગથી તું આવ. હંસલા૦

વર્ણ્યાં ત્હેં રૂપ–ગુણ નૈષધરાયનાં,
મનડું લોભાણું મ્હારૂં નિરખું એ રાજ ક્યાં,
હંસલા! સુરમ્ય રૂપ સોહે. અનુ૫૦

શ્વેતરંગી વીરલો વિહંગરાજ તું છે,
મોહકતાથી ભરેલ દેવાંશી હંસ તું,
હંસલા! સુરમ્ય રૂપ સોહે. અનુ૫૦

હીરા માણેક મંણિ મેવા સૌ ત્યાગતો,
અણમૂલાં મૌક્તિકો તું, હર્ષે આરોગતો,
હંસલા! સુરમ્ય રૂપ સોહે૦ અનુ૫૦

લોળવજે દૂત મ્હારો થઈને નળરાયને,
આવો સ્વયંવરે હું અર્પું વરમાલને,
હંસલા! સુરમ્ય રૂપ સોહે. અનુ૫૦

# કંકણ ગુલામી કેરાં હાથરે

## જ્ઞાનાંકુર.

[જૂના બેબીલોનમાં સ્ત્રીઓનો વહેપાર થતો. સ્ત્રીઓને ગુલામડી તરીકે વેચવામાં આવતી. સારી કિંમત ઉપજાવવા સુંદર વસ્ત્રો પહેરાવી તેમને બજારમાં હારી રાખવામાં આવતી. પગમાં બેડી નાખવામાં આવતી. ને પછી ખરીદ કરનાર તેમની પાસે નાચ કરાવવાની માગણી કરતો. પગમાં બેડી સાથે કઈ રીતે નૃત્ય થાય? સ્ત્રી. ગુલામીની એક બેડીમાં છે. તેમાં નથી સ્વતંત્રતા. અવાજની સ્વતંત્રતા પણ ખૂંચવાઇ ગઈ છે. પછી ક્યાંથી હલક ભર્યું ગીત ગાઇ શકાય?

આ હકીકત ફીટાવવા સ્ત્રીઓએ એક થવું આ દશા ફીટાવવી તથા હૃદયની હિંમત તથા શરીરનું સ્વાસ્થ્ય કેળવી વીર પુત્રોની માતા થવું, તેમ થશે ત્યારે જ તેમનાં ગુલામીનાં કંકણ તેના હાથમાંથી તુટશે. —ભ.]

(ઢાળઃ સખિ! જોને શરદના આભમાં રે;)

સખિ! આવ્યાં તો ભલે આવિયાંરે;
રૂડા શણગાર સજી લાવિયાંરે,
કંકણ ગુલામી કેરાં હાથરે,
સન્નારી!
ગીત ગાવાં કેમ ફાવશેરે?

નથી ગીત ગાવાને ગીતાં ગણેરે;
નથી સૂર સ્વાધીનતાના કંઠમાંરે,
કોઈનાં ગવરાવ્યાં કેમ ગવાયરે,
સન્નારી?
ગીત ગાવાં કેમ ફાવશેરે?

નારી! પરાધીન પિયુ તણીરે;
બની પરતંત્ર જીવન ગાળતાંરે,
ફાવે પરાધીન રે'વું કેમરે?
સન્નારી!
ગીત ગાવાં કેમ ફાવશેરે?

થાવું પરાવલંબી ના પાલવેરે;
ભીંસ અવદશા કેરી ભરખતીરે,
કહો? પગ ભર થયા વિણુરે,
સન્નારી!
ગીત ગાવાં કેમ ફાવશેરે?

ભેટ ભડવીર કેરી માતનેરે;
કરવા ઉદ્ધાર આપી નથીરે,
થાય નહીં જ્યાં લગી ઉદ્ધારરે,
સન્નારી!
ગીત ગાવાં કેમ ફાવશેરે?

સજી સાજ સજની સમરાંગણેરે;
બને સઘળાં જ્યારે ગીતાં ગણેરે,
સૂર સ્વાધીનતાના સૂણાયરે,
સન્નારી!
ગીત ગાવાં કેમ ફાવશેરે?

***

# વિશ્વ–શાંતિ

[વિરાટ સળગ્યો છે. પ્રકૃતિનાં માનવો તાંડવે ચડયાં છે. પ્રલયાનો દાર જગતની રગે રગમાં ઉતરી ગયો છે તે વખતે તેમાંથી છુટવા તથા ફરીથી શાન્તિના અહાલેક જગાવતા હિન્દનો સૂર તો શાન્તિ જ હોય. તેવી શાન્તિ યાચતો આ રાસ આ આ અંકનું છેલ્લું કાવ્ય હોય તો ઠીક.

ॐ पूर्णमिदं पूर्णात् पूर्णमुदच्यते
पूर्णात् पूर्ण मादाय पूर्णमेव विशिष्यते ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ]

[ગાજે પાટણપુરમાં ગરબી...એ લય]

શાંતિ શાંતિ વ્યાપો વિરાટ્–રાષ્ટ્રો મધ્ય,
પ્રકટો ઉજ્જ્વલ જ્યોતિ સઉને અંતર સદ્ય,
આજે વિશ્વ–શાંતિને કાજે મહોત્સવ માણીએરે.

—: સાખી :—

વિશ્વે પ્રલય–પૂર ઊમટયાં, વિનાશનો નહિ પાર,
અસુર જીવન જીવતાં, ક્યમ સ્હેશે ભૂમિ ભાર;
જેથી સ્નેહ ભાવથી ટાળીએ કિલ્બિષ–આજે.

—: સાખી :—

મદ મત્સરને છોડતાં, વિલાશે અંધકાર,
દયા સ્નેહને સાધતાં, સુધરે સૌ સંસાર.
માટે સાત્વિકતાથી દૂર કરી સૌ વિષ–આજે.

—: સાખી :—

હિંસા–પૂર હટાવવા, બલ દો અપરંપાર,
સૌનાં હૃદયો ખોલો, સૂર્ય–અહિંસા સાથ.
એવા નવલા સૂરથી ગજવીને ચોદિશ–આજે.

ઉમિયાશંકર ઠાકર

# અનુસુયાએ રસોડું કેમ સુધાર્યું.

શ્રી ડુંગરસી ધ. સંપટ



રાવો મહારાજ પ્રપંચી પણ હતો. નોકરો સર્વેને એણે પોતાને વશ રાખ્યાં હતાં. સૌને ખાવા પીવા અને થાળી સાચવવા તે જરા ધ્યાન આપતો હતો. "ચાહ" પણ સૌને બરાબર ચૂલે ચડાવીને કડક કરી પીવરાવતો હતો. આથી નોકરો એને પોતાનો મુખી ગણતાં હતાં. રાવા મહારાજે આ રીતે આખા ઘરના જૂનાં માણસો ઉપર સારો કાબુ બેસાડ્યો હતો. એણે નોકરોમાં પોતે અળખામણો ન થાય તેવી રીતે નવી શેઠાણી સાથે યુક્તિથી વાતાવરણ ગરમ કરવાનો અને ઉશ્કેરણી ફેલાવવાની યુક્તિઓ રચવા માંડી. સંસારમાં માણસોને માટે ગમે તેવી મીઠી નજરવાળા ઘરમાં પણ ઊંધી દોરવણીથી ખોટી લાગણી ઘણી ઉત્પન્ન કરી શકાય છે. નાના નાના પ્રસંગોને યોગ્ય તર્ક ઊભી કરીને મહાભારત જેવાં બનાવી શકાય છે. રાવા મહારાજે ચતુરાઈથી આવો અસંતોષ ફેલાવવાનું કામ કરવા માંડ્યું.

અનુસુયાએ તો હવે સવારનો ભાગ રસોડા પાસે આસન નાંખી ગાળવા માંડ્યો. એ હોંસીલી અને સુધારો કરવા માટે લાગણી ધરાવતી હતી. રસોડામાં સુધારો કરવાના વિચારો એણે પ્રથમથી ગોઠવી રાખ્યા હતા. દરરોજ જોઈતા સીધાની પણ એની નજર નીચે હેરફેર થાવા માંડી. એણે રોજ કેટલું અનાજ જોઈએ તેની ગણત્રી વિચારીને કરી લીધી હતી. નોકરો એની સૂચનાઓ મુજબ સીધું લાવતા હતા. ચોખા, દાળ, ઘઉંનો લોટ એ બરાબર સાફ અને ચાળેલાં છે કે નહિ તે બરાબર તપાસીને જોતી હતી. લોટમાંથી કસ્તર કે કચરો સાફ થાય તે માટે યોગ્ય સૂચનાઓ આપે. પ્રથમ લોટને જાડા હવાલાથી ચાળીને બધો ભૂસો કાઢી નાંખવામાં આવતો હતો. અનુસુયાએ લોટમાંથી ભૂંસો કાઢવાની તદ્દન મનાઈ કરી. આથી રોટલી હમેશાં સફેદ થતી હતી તે જરા લાલાશ ઉપર દેખાવા લાગી. પરંતુ અનુસુયાએ સૌને સમજાવી ભૂંસા સાથેની રોટલી વિટામીન વાળી હોવાથી આરોગ્યને વધારે સુખકારક હોવાનું જણાવ્યું એટલે સૌએ આ વાત સ્વીકારી લીધી.

ચોખા ભીમડીના ખૂબ પોલીસ કરેલા આવતા હતા. એ સર્વે મીલમાં છડેલા, દેખાવમાં રૂપાળા હતા. અનુસુયાએ હાથના છડેલા મંગાવ્યા. સફેદાઈ અને દેખાવમાં ન્યૂન હોવાથી ખાનારાઓએ શરુઆતમાં અસંતોષ પ્રકટ કર્યો. પરંતુ શાણી સમજાવટથી હાથછડ ચોખાના ગુણો એમને સમજાવવામાં આવ્યા ત્યારે એ અસંતોષ મટી ગયો. હાથછડેલા ચોખાની મીઠાશ તો પછી સૌને દાઢે બેસી ગઈ.

રાવો મહારાજ ચોખાને ચાર પાંચ પાણીથી નોકરો મારફતે ધોરાવતો હતો. અનુસુયાએ આમ ધોવાની ના કહી. એક જ વખત ધોઈને એ જ પાણી આધણમાં વાપરવાનું જણાવ્યું. ચોખાનું આંધણનું પાણી પણ રાંધવામાં જ વાપરવાને માટે એણે સૂચના આપી. આ ચોખાનું પાણી આરોગ્યજનક હોવાથી એને ફેંકી ન દેવાય એવી વાત એણે રાવા મહારાજને બતાવી. ચોખામાં થોડું પાણી રહેવા દઈ નીચે ગરમ કોલસા ઉપર એને ધીમી આંચે ઓસાવા દેવાની રીત પણ બતાવી. મહારાજને આ ગમતું નહિ. છતાં કરવું પડતું હતું.

શાક, દાળમાં મહારાજ આમલી નાંખતો હતો. આમલીની ખટાશથી એમાં બહુ સ્વાદ આવતો હતો. આ આંબલીની ખટાશ શરીરના સાંધાઓને જડ કરી સંધિવા લાવે છે. એવું અનુસુયાએ પહેલાં વાંચેલ હતું.તેથી એણે આંબલી વાપરવાની બંધ કરાવી. આથી સૌને રસોઈ ફીકી લાગવા માંડી. પરંતુ મીઠાશથી આંબલીના દોષો બતાવવાથી સૌ ટેવાઈ ગયા. શવો મહારાજ શાકમાં ખૂબ તેલ નાંખતો. મસાલાં પણ ખૂબ નાંખતો હતો. અનુસુયાની સૂચનાથી તેલ અને મશાલાનું પ્રમાણ ઘટાડવામાં આવ્યું. રસોઈ સૌને ફીકી લાગવા માંડી. તેલ અને મસાલાથી ટેવાયલી જીભોને સાદાં શાકો અકારાં લાગવા માંડયાં. સમજાવટ—મીઠાશ તેમજ આગ્રહથી એણે સૌના મને-કમને પણ આવી આરોગ્યજનક રસોઈ સ્વીકારવાની ફરજ પાડી.

શવો મહારાજ રોટલી તવા ઉપર કાચી શેકી પછી આગમાં નાંખી દડો કરીને બહારથી કડક દેખાતી પણ અંદરથી સહેજ કાચી રોટલીઓ ખવરાવતો હતો. અનુસુયાએ રોટલીઓ બરાબર તવા ઉપર શેકવાની પાસે ઊભા રહી ફરજ પાડી. શવા મહારાજને આ ગમ્યું નહિ. છતાં શેઠાણીનો કડપ એવો હતો કે ખુલ્લી રીતે એનાથી ના પાડી શકાઈ નહિ. રોટલીના પડ ઉપર સહેજ કાળાં ઝાંખા દાધા સારી રીતે તવા ઉપર શેકાવાથી પડતાં હતાં. શવા મહારાજની દડા કરી ઉપસાવેલી રોટલીના પડ સફેદ દેખાતાં હતાં. આથી જરા બટબડાટ ખાનારાઓએ કર્યો. છોકરાંઓએ ઉશ્કેરાઈ વિશેષ બટબડાટ કર્યો. પરંતુ અનુસુયાના માધુર્યયુક્ત સમજાવટ અને કડપ પાસે સૌને નમી જવું પડયું.

અનુસુયાએ દરરોજ ફરતી રસોઈઓ કરાવવા માંડી. રસોઈમાં વૈવિધ્ય આંણ્યું. ઘીનો ઉપયોગ અતિશય પ્રમાણમાં થતો. મહારાજ રોટલીઓમાં વિશેષ ઘી નાંખતો હતો. ભાતમાં પણ પુષ્કળ નાંખતો હતો. શાકમાં પણ હોમતો હતો. લાકડાં સરખાં ન બળે તો ઘીના થોડા ચમચા હોમી અગ્નિને સંતોષ આપતો હતો. અનુસુયાએ આ સર્વેમાં જાતી દેખરેખથી સુધારો કરવા માંડયો. વધારે ઘીનો ઉપયોગ અજીર્ણ પેદા કરે છે. આંતરડાઓને ઘીને પચાવવા માટે ભારે પ્રયત્ન કરવો પડે છે. ઘીનો વાજબી ઉપયોગ જરૂરનો છે. વિશેષ ઉપયોગ આરોગ્યને નુકશાનકારક છે ઘીમાં બદબદતી રોટલી પુષ્ટિ આપાને બદલે અજીર્ણ પેદા કરે છે. એવી સમજાવટથી આમ ઘીનો ઉપયોગ આરોગ્યના સિદ્ધાન્ત મુજબ વાજબી થાવા લાગ્યો.

ડોસીમા વૈષ્ણવ સંપ્રદાયના અનુયાયી હતાં. ઠાકોરજીને આઠ સમય જુદાં જુદાં મિષ્ટાન્નો અને મેવા જોઈએ. આથી ઘરમાં બાળકો અને મોટાઓને હમેશાં મિષ્ટાન્નો પુષ્કળ પ્રમાણમાં મળતાં હતાં. સૌ ચટણાં થઈ ગયા હતાં. ઠાકોરજીના ઓચ્છવો પણ ચાલુ ઉજવાતાં હતાં. એટલે છોકરાઓને અને મોટાંઓને મિષ્ટાન્નનું જમણ તો સાધારણ હતું. મિષ્ટાન્નોનો અને પકવાનોનો અતિ ઉપયોગ આરોગ્ય માટે નુકશાનકારક હોવાનું અનુસુયા જાણતી હતી. ધીમે ધીમે પણ મજબુત આગ્રહથી એણે અઠવાડિયામાં એક વખત મિષ્ટાન્ન ભોજનને નિયમિત કરી દીધું.

દરરોજનો મિષ્ટાન્ન અને પકવાનો બનાવવાનો રિવાજ બંધ કરાવ્યો.

જીભનાં રસિઆઓને આ સખ્તાઈ રૂચી નહિ બાળકોને તો ત્રણ સમય રોજ મીઠાઈની ટેવ હતી. પરંતુ અનુસુયાની દૃઢતા અને સમજાવટથી સૌથી પ્રથમ બાળકોએ જ મિષ્ટાન્ન ભોજનના નિયમનનો સ્વીકાર કર્યો.

અનુસુયાએ બીજો પણ એક સુધારો કરાવ્યો. સૌ પેટ ભરી ભારે ચીજો ભજ્યાં, કચોડી, મિષ્ટાન્ન જમી પેટમાં ઓડકાર આવે

એટલું ખડકતાં હતાં. અનુસુયાએ સૌને સમજાવીને ખાવામાં સ્વાદિલા થઈ અતિશય પ્રમાણમાં ન ખાવા માટે મક્કમપણે પ્રચાર કરવા માંડ્યો. સૌ રોગોનું મૂળ અજીર્ણ છે. અતિશય ખાવાથી અજીર્ણ થાય છે. ઉદરમાં બહુ ખોરાક પડવાથી શરીરના યંત્રો એને પચાવવામાં ભારે મુશ્કેલી અનુભવે છે. પરિણામે યંત્રો નિયમિત કામ કરતાં અટકી જાય છે. આથી અજીર્ણ થઈ ખાટા ઓડકાર આવે છે મોઢાનો સ્વાદ બગડે છે. છાતીમાં બળતરા થાય છે શરીરમાં સુસ્તી થાય છે. નિદ્રામાં ખોટા સ્વપ્નો આવે છે. કામ કરવાની વૃત્તિ રહેતી નથી. શરીરમાં સ્ફુર્તિ ચંચલતા અને ઉદ્યોગ આવતાં નથી. જગતમાં જો કોઈ શરીરનું મોટામાં મોટું શત્રુ હોય તો હાંસી હાંસીને ખાવાનું છે. એમાં આપણને વારંવાર ડૉક્ટરોની દવા લેવી પડે છે. દવાઓ પણ આ સ્થિતિમાં સુધારો કરવા કરતાં બગાડો કરે છે. એક મહાન ડૉક્ટર કહે છે કે આપણે જેટલું ખાઈએ છીએ તેથી અર્ધામાં આપણું યોગક્ષેત્ર બહુ સરસ રીતે ચાલી શકે. આરોગ્ય અને મધ્યમસરનો આહાર વધારે અનુકૂળ આવે છે. અનુસુયાએ ગીતાજીના છઠ્ઠા અધ્યાયનો આ શ્લોક હમેશાં યાદ રહેતો હતો.

नात्यश्नतस्तु योगोऽस्ति नचैकान्त मनश्नतः
नचाति स्वप्नशीलस्यं जाग्रतो नैव फश्चनः

અતિશય ખાનારને યોગ (આરોગ્ય) પ્રાપ્ત થતું નથી. તદ્દન અલ્પ ખાનારને પણ યોગ પ્રાપ્ત નથી. બહુ સૂઈ રહેનાર આળસુ અથવા તદ્દન જાગ્રત રહેનાર માટે પણ યોગ પ્રાપ્તિ નથી.

युक्ताहार विहारस्य, युक्त चेष्टस्य कर्मसु
युक्त स्वाप्नावबोधस्य, योगो भवति दुःखहा

જે મધ્યમસરના આહારવિહાર કરે છે. જે નિયમિત ઉદ્યોગ અને આરામ અનુક્રમે આચરે છે. જે નિયમિત નિદ્રા અને જાગૃતિને સેવે છે તેને એ જીવન દુઃખના નાશ કરનારું બને છે.

ક્રમશઃ



શ્રી. શોભના ( મેઘીબા )

રા. આંબેશંકરનાં પત્નિ સૌ. ઈન્દીરાબાઈએ રચેલા પ્રાસંગિક ગરબા તેમનાં પુત્રી વગેરેએ સુંદર ગાયા હતા.

*

સ્વ. રાજકવિ કલાપીનાં સ્નેહરાણી શ્રી. શોભના (મેઘીબા) સાહેબ શનીવાર તા. ૧૮-૯-૪૨ ના રોજ લાઠી મુકામે સ્વર્ગસ્થ થયાં છે. તેમના માનમાં બજાર, વગેરે બંધ રાખવામાં આવ્યાં હતાં. સ્વ. ના આત્માને શાન્તી ઈચ્છીએ છીએ!

*

હૈદ્રાબાદમાં એક આમીલ જુવાને પોતાના સગા કાકાની દીકરી સાથે લગ્ન કરવાથી જ્ઞાતિએ તેનો રૂ. ૫૧ નો દંડ કર્યો છે.

*

મુંબઈમાં ભગિની સમાજનો રજત મહોત્સવ પ્રસંગે શ્રી. ઈન્દુમતી શાન્તીલાલ બાબુભાઈ તરફથી રૂ. પાંચ તથા શ્રી વીરમતી મોહનલાલ દેસાઈ તરફથી રૂ. પાંચ અને શ્રી. ઈન્દુમતી જયંતિલાલ ઠાકોર તરફથી રૂ. ૧૦૦ મળ્યા છે.

*

શ્રી. વિજયાલક્ષ્મી પંડિત, શ્રી. સરોજીની નાયડુ, શ્રી. કમળાદેવી ચટ્ટોપાધ્યાય, શ્રી. મીરાંબ્હેન, શ્રી. ઈંદુમતી શેઠ વગેરેને હિંદ ...

જાણીતા નટ જ્યોતિપ્રકાશ ભટ્ટાચાર્ય અને તેમનાં પત્ની શૈલાએ ઈસ્લામ ધર્મ અંગીકાર કર્યો છે. ને પોતાનાં નામો બદલી અનુક્રમે યુસુફ ને સકીના રાખ્યાં છે.

*

પારડી તાલુકાના ડુંગરા ગામની એક દોડીઆ સ્ત્રી અસહ્ય ભૂખમરાથી મગજ ગુમાવી બેઠી ને પોતાના જ ચાર માસના બાળકના ગળા પર દાતરડું ફેરવી તેની હત્યા કરી હતી.

## ભગવાન કૌટિલ્યનો અપૂર્વ ગ્રંથ કામસૂત્રનો શુદ્ધ સરળ અનુવાદ

### [વાત્સ્યાયન તેજ ભગવાન કૌટિલ્ય]

કામશાસ્ત્રને ઘણાઓ તરફથી લોકોની આંખોમાં ધૂળ ફેંકવામાં આવી છે. કામશાસ્ત્રને હો તેની સાથે કંઈ સંબંધ ન હોય તેવાં પુસ્તકો આપવામાં આવે છે અને લોકોના સાં ગુંદરો ઠોકવામાં આવે છે.

લોકો હવે આવી ચાલબાજી સમજી ગયા છે. અને ફસાવાં પહેલાં વિચાર કરે છે. ખુ અસલ વાત્સ્યાયન ઋષિના કામસૂત્રમાં શું છે તે તેઓ જાણતા નથી.

ઘણા વર્ષોની મહેનત પછી મૂળ સંસ્કૃત પુસ્તક અને તે પર કાશીના વિદ્વાન પંડિ ધારેલી બે ટીકાઓ જેમાં આપણા તે મહાનઋષિની બુદ્ધિ જણાય છે.

આખોય ગ્રંથ-મૂળ શ્લોક તેનું ભાષાંતર ને ટીકાનો પૂરેપૂરો અર્થ સમજાવતું, રસર ળો ઉછાળતું અનેરું પુસ્તક.

સાથે એજ કામશાસ્ત્રના વિષયને લગતા નામાંકિત યૂરોપના લેખકોના પુસ્તકોમાંથી ટિપ્પણીઓ અને સંસ્કૃતના એવાજ ગ્રંથોમાંના ઉતારા.

આ મહાન પુસ્તક હવે ગુજરાતી ભાષામાં બ્હાર પડનાર છે. તેની પાછળ અમોએ ર અને જહેમતની જરા પણ કચાશ રાખી નથી. ગુજરાતી ભાષામાં આવું પુસ્તક હજ ધી બ્હાર પડ્યું નથી. તમારે ઠગાવાની બિલકુલ ધાસ્તી નથી. મૂળ ગ્રંથ શ્લોક, ટીકાઓ, ટિપ્પણીઓ અનેક ઉતારા સાથે બ્હાર પડે છે.

આ પુસ્તક બજારમાં જાહેર વેચાતું નહીં મળે.

માટે

પ્રથમથી ગ્રાહક થનારને બે ભાગ માત્ર રૂપિયા ૭ માં આપવામાં આવશે.
તેની કિંમત રૂપિયા આઠ અને ડીલક્ષ એડીશનના રૂ. દશ લગભગ રહેશે. ટપાલ ખર્ચ જુદું.
પ્રથમથી ગ્રાહક થનારે રૂપીઆ ત્રણ તુરત મોકલી આપવા.

ચંદ્રકાન્ત જીવનલાલ મહેતા
પીરમશાહરોડ, અમદાવાદ

સ્વ. પુતળીબાઈ કાબરાજી
કેશવપ્રસાદ સી. દેસાઈ

અંક : ૫ ૮૮
સળંગ અંક ૧૯૩૦




ઉર મારાં વાધ્યાં ઉછરંગેઃ
રંગોળી પૂરતાં નવ વર્ષની.



નવેમ્બર ૧૯૪૨ | અનુક્રમ — છુટક બાર આના | વર્ષ ૮૬ : અંક ૧૧ — મૂળ અંક : ૧૦૩૦

સંસ્કાર સન્નારીઓનું અનુપમ જૂનામાં જૂનું માસિક પત્ર:-




વર્ષ ૮૯: નવેમ્બર: ૧૯૪૨ :અંક ૧૧ મો

## દીપકમાળ

મોંઘી હો! માળ દીપકની!
આશા હો! અવની અંતરની!
નવજ્યોતિ જગમાં પાથરવા,
માનવ ઉર તિમિર સંહરવા... મોંઘી હો



તુજ પગથાળે આમ અંતરજગ ઝગમગતું!
તુજ દીપમાળે આમ ઉરજ્યોત તગમગતું!
ઘરઆંગણિયાં ગામ સિમાડાં થનગનતાં!
મોંઘે પંથે દીપક ધરતી,
સુપુપ્ત જગને જાગૃત કરતી;
ગરીબ–ધનિકની ઉજ્જવળ દેવી!
મોંઘી તું મુજ દીપકમાળ દીપકમાળ!... મોંઘી હો

નગીનદાસ શાહ



# શુભાશિષ

શ્રી હરિ શારદા રૂપે સદા શ્રી હરિ શારદા
મંગલ ભુવને મારાં બ્હાલાંઓ વસજો સદા. ૧

કરો હે વિશ્વના દેવ તમારી ઉરે હતાં,
નિચોવો ઉરમાં ઉર સર્વની વરવા કૃપા. ૨

પામજો સુખ હે પ્યારાં ધર્મને ધ્રુવ તારસે,
રક્ષાએલો સદા ધર્મ રક્ષે છે રક્ષનારને. ૩

સેવાના સૂત્રમાં સ્નેહે પ્રાણુ બન્ને પરોવજો,
ઉષાનાં ઉજળાં તેજ જેવાં જીવન જીવજો. ૪

સદા સત્કીર્તિ પામો પામો, સુખ સદુત્તમ,
કલા કૌશલ્ય ભાવાદિ બીજ શાં વધજો તમ. ૫

શિવભક્તિ પ્રસાદે સત્ દીર્ઘાયુ હો નિરામય,
શુભાશા સર્વની એવી વીતજો સુખમાં વય. ૬

એકતા સાધજો રૂડી દિલમાં દિલ ભેળવી,
પ્રત્યક્ષે પ્રભુને રાખી જીવજો જિંદગી નવી. ૭

ધ્રુવ છે—આ ધરાકાશ ધ્રુવ છે જગ પર્વતો,
અમારા સર્વમાં એમ ધ્રુવ જેવા સદા રહો. ૮

ઉલ્લાસિત બને પૂર્ણ જેના નાદથી વ્યોમ ભૂ.,
જેનાથી ઊગતો ભાનુ રક્ષો એ તમને પ્રભુ. ૯

(વસંતતિલકા)

સિદ્ધિ હજો સદન કુંજ નિકુંજ શાંતિ
તેજોજ્જળી શરદની રજની રૂપાળી.
એમાં અખંડ ઝવજો તમ ભાવ વર્ષા;
લ્હેરે રૂડાં લલિત કુસુમો સર્વ એમાં. ૧૦

-પ્રાણશંકર ઉપાધ્યાય



# 'અભિનંદન'

(સોરઠ-છંદ)

આજ મિત્ર બધાને વંદન છે,
મુજ અંતરથી અભિનંદન છે,
નવ ભાવ તમે સૌએ જ ભરો,
નિજ કાર્ય ઉમંગે નિત્ય કરો. ૧

નવ કીર્તિ મળો તમને ઉજળી,
જેમ વાદળમાં ચમકે વીજળી,
નવ ઊર્મિ તમે ઉરમાં ધરજો,
નિજ યૌવન સૌ સાર્થક કરજો. ૨

પ્રભુ મિત્ર પેં આજ કૃપા કરજો,
જડતા કદિ હોય સહુ હરજો,
સરસ્વતી મા તુજ દૃષ્ટિ હજો,
વિદ્વાન અનુપમ સૌને કરો. ૩

દેવેશ કૃપાળુ માફ કરો—
તુજ બાળકનાં, સૌ પાપ હરો,
આજ મિત્ર બધાનાં પાપ હરો,
મુજ અંતરથી અભિનંદન હો. ૪

સુસ્વરમ્

# નવલ વર્ષે



કુલ ધર્મ કીર્તિ સ્થંભ ગૃહિણી પૂજ્ય છે તું પૂજ જે,
નિર્વૈરતા જગને ગમે તું વૈર સહુ ભૂલી જજે;
તુજ બાળકો ભાવી પ્રજા છે રત્ન એ સંભાળજે,
વિક્રમ તણા નવ વર્ષમાં ઓ બંધુ તું સુખીઓ થજે.

વિદ્યા, સુધા–વસુધા તણી પાજે અને તું પણ પીજે,
સમતા મહીં સુખ છે સદા સમભાવના પ્રસરાવજે;
તુજવંશ રક્ષક પ્રિયતમાને સ્નેહથી સત્કારજે,
સહકાર સાધી તેહનો આ વર્ષમાં સુખીઓ થજે.



હડધૂત કરવી નારીને શું હિનતા તેમાં નથી?
સમજાય તેમાં અધમતા તો રાખજે સંભાળથી;
તેના હૃદયમાં આત્મ ગૌરવની પ્રભા પ્રગટાવજે,
એ હૃદય રાણી સંગ રંગે વર્ષ આ અપનાવજે.

નવસૃજન થાયે હિન્દનું હીસ્સો મહીં કંઈ આપજે,
છે ગહન સેવા ધર્મ પાવનો પરમ અંતર સ્થાપજે,
જે દેશમાં તુજ જન્મ છે તે દેશનાં દુઃખ ટાળજે,
જયવંત કીર્તિવંત નવલે વર્ષ તું બંધુ થજે.

નરહરિપ્રસાદ ભટ્ટ

## એક ચીની યુવાનની પ્રણયકથા

# રાતની વાત

લેખક : અશોક હર્ષ

એકાદ હજાર વરસ આ વાતને વીત્યાં હશે. ચીનના સમ્રાટ હોઆંગ-ઓના રાજકાળમાં જેનીઆઈ નગરમાં તિપેન-પી-સો નામક એક પ્રસિદ્ધ વિદ્વાન રહેતો હતો, જેને મિંગ-ઈ નામનો એક સુંદર પુત્ર હતો. પોતાના શારીરિક સૌન્દર્ય જેટલા જ જ્ઞાનની તૃષા તથા વિનમ્ર રીતભાતથી સઘળા જુવાનોમાં મિંગ-ઈ જુદો પડી આવતો.

મિંગ-ઈની વય અઢારેક વરસની થઈ હશે. તેવામાં તેના પિતાને ત્રિંગ નગરમાં અધ્યાપકની નોકરી મળી અને પિતાની સાથે તે ત્યાં ગયો. નગરથી થોડે જ દૂર રહેતા ચિયાંગ નામના રાજ્યાધિકારીને પણ એક શિક્ષકની જરૂર હતી. આ નવા અધ્યાપકનું આગમન- સાંભળીને એ જો કોઈ શિક્ષકની ભલામણ કરી શકે તેમ હોય તો જોવાને શ્રીમતી ચિયાંગ એને ઘેર ગઈ, અને ત્યાં તેના સુશિક્ષિત પુત્રની વાતોથી એટલી મોહિત થઈ ગઈ કે એને જ પોતાના બાળકોના શિક્ષક તરીકે નિયુક્ત કર્યો.

શ્રીમાન્ ચિયાંગનું મકાન નગરથી દૂર હોઈને મિંગ-ઈએ પણ ત્યાં જ રહેવાનું કર્યું. આવશ્યક સામાન લઈને શ્રીમતી ચિયાંગ સાથે ચાલી નીકળતાં પહેલાં એના માબાપે એને ખૂબ ખૂબ ઉપદેશ આપ્યો, જ્ઞાનીઓનાં અનેક બોધવચન સંભળાવ્યાં અને વિદાયસમયે મહર્ષિ લા-ઓત્સેનું આ વચન સંભળાવ્યું કે, 'સુંદર મુખ મોહ અને ભ્રમણા કારણરૂપ હોઈને પોતાની જાતને એથી ઠગાવા ન દેતાં હમેશાં સાવધ રહેવું જોઈએ. તું પૂર્વ દિશાએથી કોઈ રમણીને આવતી જુએ તો તારું મુખ પશ્ચિમ દિશાએ ફેરવી નાખવું જોઈએ, અને પશ્ચિમ દિશાએથી આવતી હોય તો પૂર્વ દિશામાં.'

મિંગ-ઈથી આ બધા ઉપદેશ તરફ ધ્યાન ન આપી શકાયું હોય તો એના કારણમાં કદાચ એનું નવયૌવન તથા ઉમંગ ભર્યા દિલની અસ્થિરતા ગણાવી શકાય.

માબાપના ચરણસ્પર્શ કરીને એ તો ચાલી નીકળ્યો અને નવા સ્થાનમાં/ નવા લોકો વચ્ચે શરદ અને શિશિર તો ક્યાં યે વીતી ગયાં.

વસંતનાં અજવાળિયાં સાથે હોવા-ચાઓ અથવા ગુલહજારીનો ઉત્સવ નજીક આવી પહોંચ્યો ત્યાં મિંગ-ઈ માતપિતાને મળવા



અધીરો બની ગયો. શ્રીમાન્ ચિયાંગને પોતાની ઈચ્છા જણાવતાં એમણે સહર્ષ અનુજ્ઞા આપી. હોવા-ચાઓના પ્રસંગે આત્મીયજનોને ઉપહાર આપવાનો રિવાજ હોઈ ને મિંગ-ઈને પણ માવિત્રો માટે કંઈક ઉપહાર લેતા જવાનું મન થયું. એના ગજવામાં એણે થોડીક જોગવાઈ રાખેલી.

હવા એ દિવસે ફૂલોની સૌરભથી મસ્ત તથા મધમાખીઓના ગુંજનથી કંપિત બની ઊઠી હતી. ચારે તરફ ઊગી નીકળેલા ઘાસને જોતાં મિંગ-ઈને ચાલતાં ચાલતાં વિચાર આવ્યો કે એ જે માર્ગે થઈ ને જઈ રહ્યો છે તે માર્ગ પર વર્ષો થયાં કોઈએ પગ મૂકેલો નથી. પુરાણાં વૃક્ષો બંને બાજુ બાહુ લંબાવીને એનું જાણે સ્વાગત કરી રહ્યાં હતાં અને એનાં પાંદડાંની ઓથે રહેલાં પંખીઓ કંઠ દ્વારા પોતાનો આનંદ પ્રદર્શિત કરી રહ્યાં હતાં. તેનું ચિત્ત આટલું બધું પ્રફુલ્લ કદી નહોતું બન્યું. નાચતો કૂદતો એ રસ્તે આવતા ફૂલોના એક વનમાં બેસી ગયો. ઉપર ચારેતરફ આસમાની આકાશ અને ફૂલોની માદક સુગંધ, આ મધુર નિર્જનતા એને અત્યંત સુખદ લાગી.

સહસા એણે અવાજ સાંભળીને આંખો ઊંચી કીધી તો ફૂલોની આડમાંથી ફૂલ સમી એક સુંદરીને પોતાને જોઈને છુપાઈ જતી દેખી. મિંગ-ઈ જો કે પળેક માત્ર તેને જોઈ શક્યો પરંતુ એનાં મોહક નેન, એનો ગુલાબી ચહેરો અને એનો નાજુક દેહ તેના માનસપટ પર અંકાઈ ગયો. આ રમણીય વાતાવરણમાં એ દર્શનથી એનું ચિત્ત ક્ષુબ્ધ બની ગયું. મિંગ-ઈ ગભરાઈને ત્યાંથી ઊઠીને ચાલવા માંડ્યો. એ ગભરાટમાં એના ખીસામાંનો ચાંદીનો ટુકડો જમીન પર પડી ગયો એનો પણ ખ્યાલ એને ન રહ્યો.

થોડી જ વાર પછી કોઈ નાજુક ડગલે પાછળ દોડતાં રહીને સાદ કરતું હોય એમ એને લાગ્યું. ચકિત થઈને પાછળ જોયું તો એક છોકરી. એ બોલી 'મારી મલેકાએ આ ચાંદીનો ટુકડો તમને આપવા મોકલી છે. તમે એ જમીન પર જ ભૂલી ગએલા. મિંગ-ઈએ એને શાબાશી આપીને એની મલેકાને પણ નમસ્કાર સાથે ધન્યવાદ આપવા કહ્યું. એક વાર નજરે પડેલી એ રમણીની મૂર્તિ મનશ્ચક્ષુ આગળ ખડી કરવામાં એને સુખનો અનુભવ થયો—એનો સારો દેહ રોમાંચિત બની ઊઠ્યો.

માતાપિતાને મળીને મિંગ-ઈ પાછો વળ્યો.

## ઓરતા

રાગ-મિશ્ર તિલક કામોદ તાલ-હિંચ.

[ લય-માણુવીસેરે માણુવીસે મારે મુંબઈની મોજુ]

તાણુવીસેરે...તાણુવીસે મારે ધમકારે છાશ્યું
તાણુવીસે.

નવલખ દુઝતી ગાયું વ્હાલીડા;
સમદર ગોળીયું ભરવીસે......
મારે ધમકારે છાશ્યું તાણુવીસે.

મેરુ રવૈયો નાગ નેતરાંથી મહીડાં;
વલોણાથી પરથવી ઓધારવીસે...
મારે ધમકારે છાશ્યું તાણુવીસે.

સુંદરીયે સારે કરહલ્યીયો મહીડાં;
કોકીયુંના કામણે નવાડવીસે......
મારે ધમકારે છાશ્યું તાણુવીસે.

નિત્ નિત્ મારે રુડકીના રાહડા;
મનજીડાને વાંહળી વગાડવીસે......
મારે ધમકારે છાશ્યું તાણુવીસે.

દીલડામાં ઓરતા કે મારા આ નેહડા;
રાધિકા ગોવાલણી રમાડવીસે......
મારે ધમકારે છાશ્યું તાણુવીસે.

સૌ. હસુમતિ ધીરજલાલ દેસાઈ.

ત્યારે એ અપૂર્વ સુંદરી જ્યાં નજરે પડેલી ત્યાં જ આવીને ઊભો રહ્યો. આ વખતે ગીચ વનરાજીમાં એણે એક ભવ્ય કુટીર જોઈ, જ્યાં પહેલે એનું લક્ષ નહોતું દોરાયું. એ એ દિશાએ આગળ વધ્યો અને જોયું તો એ જ પોતાની કલ્પના સામ્રાજ્ઞી પેલી છોકરી સાથે વાતો કરી રહી હતી. મિંગ-ઈએ ધ્યાનપૂર્વક જોયું તો એ પણ તેની તરફ જ જોઈ રહેલી જણાઈ, અને હસીહસીને એની જ વાતો કરી રહી હોય એમ લાગ્યું.

મિંગ-ઈ જો કે બહુ શરમાળ હતો, છતાં આ વખતે સાહસ કરીને પીળાં ફૂલોથી ઢંકાએલું કુટીરનું ફાટક એણે ખોલી નાખ્યું. હર્ષાવેશમાં એ આગળ વધ્યો. મલેકા એને જોઈને અંદર છુપાઈ ગઈ, પરંતુ છોકરી બોલીઃ 'આવો, આવો, ચાંદીનો ટુકડો પાછો મોકલાવવા માટે આભાર માનવા આવ્યા છો ને ! આવો, તમારાથી બે ઘડી વાતો કરવાથી એનું ચિત્ત પણ પ્રફુલ્લ થશે, કારણ કે તમારી વિદ્યા અને પ્રતિષ્ઠાથી એ સુપરિચિત છે.

મિંગ-ઈ સસંકોચ ધીમી ગતિએ અંદર ગયો. અંદરની પ્રત્યેક વસ્તુમાંથી ઉગ્ર છતાં મધુર સુગંધ ફેલાઈને ચિત્ત પર કોઈ રહસ્યયુક્ત અસર કરી રહી હતી. મલેકાએ મધુર સ્વર અને શબ્દોએ તેનો સત્કાર કર્યો. મિંગ-ઈએ વક્ષઃસ્થલ પર હાથ મૂકી નમસ્કાર કર્યા. તેના અનુમાને એ અધિક લાંબી હતી. એનું શરીર કમળ જેવું કોમળ અને એકવડું હતું. એના કાળા કાળા કેશની વેણીમાં ગૂંથાએલાં સુ-શા-કોહ પુષ્પો લટકી રહ્યાં હતાં. અને પ્રકાશનો રંગ બદલાતાં જેમ બાષ્પનો રંગ બદલાય છે તેમ હાલતાં ચાલતાં તેનાં પીળાં વસ્ત્રોનો રંગ બદલાતો રહેતો હતો. તે બોલી, 'હું ભૂલતી ન હોઉં તો આપનું નામ મિંગ-ઈ છે, ખરું ને ! શ્રીમાન્ ચિયાંગનાં બાળકોના આપ શિક્ષક છો, અને તેઓ મારા આત્મીય હોઈ આપ પણ કંઈ પારકા નથી.'

જરા પણ ચકિત ન થતાં મિંગ-ઈએ પૂછ્યું, 'આપ કોનાં પુત્રી છો, અને મારા યજમાન સાથે આપને શો સંબંધ છે એ હું પૂછી શકું છું ?'

'પિંગ પરિવારમાં મારો જન્મ થયો છે' સુંદરી બોલી, 'મિંગ-તો નગરનો એ અતિ પ્રાચીન વંશ છે. મારું નામ સો-ઈ મારા પતિનું નામ ખાંગ. એ પણ બહુ ઉચ્ચ ખાનદાનના હતા અને એમની સાથેનાં લગ્ન દ્વારા જ આપના યજમાનના કુટુંબથી સંબંધ બંધાયો. પરંતુ લગ્ન પછીના થોડા જ દિવસોમાં મારા પતિ અવસાન પામ્યા, અને ત્યારથી હું આ નિર્જન સ્થાનમાં આવી રહી છું.'

એના સ્વરમાં ચિત્તને બેહોશ બનાવી દેતું સંગીત હતું. મિંગ-ઈએ કદી એવો મધુર સ્વર નહોતો સાંભળ્યો. એ વિહ્વળ બનવા લાગ્યો. પરંતુ એ વિધવા હોઈને વિના નિમંત્રણે તેણે વધુ વાર ત્યાં ન રોકાવું જોઈએ, અને એ ઉચિત પણ નહોતું. આ પીને એ જવા માટે ઊભો થયો. પરંતુ સો-ઈએ જ એને એટલી ત્વરાએ જવા ન દીધો.

એ બોલી, 'થોડી વાર તો બેસો. તમે મારે ઘેર આવ્યા છતાં હું તમારી યોગ્ય ખાતરબરદાસ્ત નહોતી કરી શકી એ શ્રીમાન ચિયાંગના જાણવામાં આવે તો એ કેટલા નારાજ થાય ? ભોજન કરીને જ જજો.'

મિંગ-ઈ મનમાં ખુશ થતો રોકાઈ ગયો. બંને વાતો કરતાં રહ્યાં. પ્રકાશ ક્યારે અંધકારમાં વિલીન થઈ ગયો તેનો પણ ખ્યાલ ન રહ્યો. નોકર છોકરી આવીને દીવો સળગાવી ભોજન માટે આસન બિછાવી ગઈ. ભોજન આવ્યું. મિંગ-ઈ જમવા બેઠો, પરંતુ સામે બેઠેલી સુંદરીમાં એનું ચિત્ત એટલું તલ્લીન હતું કે ભોજનની રુચિ નહોતી રહી. સો-ઈએ ભોજન માટેની એની અરુચિ જોઈને શરાબ માટે આગ્રહ કર્યો અને બંને પ્યાલાના પ્યાલા

ગટગટાવી ગયાં. લાલ રંગનો એ મીઠો શરાબ ખૂબ ઠંડો હતો, પરંતુ પીવા બાદ નસોમાં અદ્દભુત ગરમી આવી ગઈ. મિંગ-ઇની નજર સામેના ચમકાટમાંથી કુટીરની દિવાલો ખસી ગઈ, છાપરું ઊડી ગયું અને દીવા આકાશના તારા સમા લાગવા માંડયા. એ સાથે સો-ઈનો કંઠસ્વર નિદ્રિત રજનીમાં દૂરથી આવતા સંગીત ધ્વનિની પેઠે તરતો તરતો તેના કાનને પહોંચવા લાગ્યો. એની છાતી ફૂલવા લાગી, જબાન ઢીલી પડી ગઈ અને એવી એવી વાતો એ કરવા લાગ્યો, જે કરવાનું એણે પહેલાં કદી સાહસ નહોતું કર્યું. સો-ઈએ ન તો એને એવી વાતો કરતાં વાર્યો કે ન તો કશો કંટાળો દર્શાવ્યો, પરંતુ આનંદોજ્જ્વલ નેત્રે અને સસ્મિત તેને સાંભળી રહી.

એ બોલી, 'મેં સાંભળ્યું છે કે સંગીતના પણ તમે પ્રેમી છો. હું યે થોડુંઘણું જાણું છું. આજે તમારા જેવા ઉસ્તાદ સાથે એક સ્વરમાં ગાવાનું દિલ થઈ આવે છે. મેં કેટલાંક ગીતોનો સંગ્રહ પણ કર્યો છે.'

'તમે મારી સાથે ગાશો તો હું સહર્ષ ગાઇશ. તમારો ગીતસંગ્રહ તો મને બતાવો.' મિંગ-ઈએ સોત્સુક જવાબ આપ્યો.

ઘંટડી વગાડીને સો-ઈએ ગીતસંગ્રહ લાવવાની આજ્ઞા કરી અને છોકરી તે લઈ આવી. પીળા કાગળ પર સુંદર અક્ષરે કાળી શાહીથી લખાએલાં ગીતો એ જોવા લાગ્યો. ચેન-ચીન, કાઓ-પીન, યો-મો વગેરે જેવા પ્રાચીન મહાકવિઓનાં ગીતો પણ તેમાં જોઈને તે બહુ નવાઈ પામ્યો. આ પ્રાચીન ગીતોની નકલ કોઈની પાસે હોવાનું એની કલ્પનાની પણ બહારનું હોઈ એ અમૂલ્ય અને અપૂર્વ સંગ્રહ માટે એનાથી આનંદના ઉદ્દગાર નીકળી ગયા.

એ બોલ્યો, 'એકાદ સમ્રાટના ખજાના કરતાં પણ આ ગીતસંગ્રહ અધિક મૂલ્યવાન છે. અને કવિસમ્રાટ કાઓ-પીનનું આ ગીત! આહ, એવી કૃતિ કોઈ જ નથી રચી શક્યું!'

'કાઓ-પીન! મને સર્વથી પ્રિય કાઓ-પીન' સો-ઈ વિહ્વલ આંખે બોલી, 'મિંગ-ઈ, ચાલો, આપણે એનુંજ ગીત એક સ્વરમાં ગાઇએ—'

સ્તબ્ધ, મધુર અને માદક રજની સ્વરની મીઠી લહરીઓથી સ્પંદિત બની ઊઠી. પણ થોડીજ વાર બાદ મિંગ-ઈ ગીત બંધ કરીને પોતાની સંગિની પ્રત્યે જોતો રહી એનો કંઠ સાંભળવા લાગ્યો–કેટલો મધુર સ્વર! એ જાણે સંમૂર્છિત બની ગયો, એની આંખોમાંથી આનંદનાં આંસુ વહી નીકળ્યાં.

આ જ રીતે રાત વીતતી જતી હતી અને એની ગોદમાં બેઠાં બંને જણ લાલ શરાબ પી રહ્યાં હતાં અને પાંચસો વર્ષ પુરાણાં ગીતો ગાઈ રહ્યાં હતાં.

રાત્રિનો અંત નજીક આવતો ગયો. મિંગ-ઈ ક્યારેક સ્વપ્નમાંથી જાગીને વિદાય લેવાનો વિચાર કરતો. પરંતુ દરેક વાર સો-ઈ કોઈ પુરાણા કવિની એવી તો ચીજ છેડતી કે તે મંત્રમુગ્ધ બનીને બેસીજ રહેતો, અને કાન સિવાયની એની તમામ ઇન્દ્રિયો જાણે ચેતન-હીન બની જતી...અને એક ગીતને અંતે સો-ઈએ જ્યારે શરાબની પ્યાલી તેને ધરી, ત્યારે પોતાનો હાથ તેના ગળામાં ભેરવીને તેને પોતાની પાસે ખેંચ્યા વિના એ ન રહ્યો, શરાબથી પણ લાલ એના અધરો પર એક ચુંબન જડી દીધું. એ હોઠ પછી છૂટા પડયા જ નહિ;-કોણ જાણે રાત ક્યાં વીતી ગઈ.

પક્ષીઓ કલરવ કરવા લાગ્યાં અને ઉદીયમાન સૂર્યને જોઈને ફૂલોએ પણ પોતાનાં પોપચાં ઉઘાડ્યાં. મિંગ-ઇને આખરે વિદાય લેવી પડી, અને ત્યારે તેને વિદાય આપતી

સો-ઈ બોલી, 'પ્રિયતમ, જ્યારે પણ આવી શકાય તેમ હોય ત્યારે જરૂર આવજો. પરંતુ મારી એક પ્રાર્થના છે કે આપણા બંનેના પ્રેમની વાત બહાર ક્યાંયે ન કરતા. આકાશના સિતારા સિવાય સર્વેથી આપણો પ્રેમ ગુપ્ત રહેવો જોઈએ. મને તમારામાં પૂરતો વિશ્વાસ છે કે એ ગુપ્ત રહેશે. આપણી આ ઉલ્લસિત રજનીની સ્મૃતિરૂપ મારી આ તુચ્છ ભેટનો સ્વીકાર કરો.'

પીળા પથ્થરમાં કોતરેલા સિંહના આકારના એ પેપરવેઈટનો મિંગ-ઈ એ પ્રેમપૂર્વક સ્વીકાર કર્યો અને એ ઉપહાર દેતા હાથને એણે પણ ચુંબનની બક્ષિશ આપી. 'હું તને કોઈ વાતે કષ્ટ પહોંચાડું તો ભગવાન મને સજા કરે.' એટલું કહી તે ચાલી નીકળ્યો.

શ્રીમાન ચિયાંગના ઘેર પહોંચીને એ દિવસે જીવનમાં પહેલીજ વાર મિંગ-ઈ અસત્ય બોલ્યો. એણે કહ્યું કે એની માતાએ તેને દરરોજ રાતે ઘેર પાછા ફરવાની આજ્ઞા કરી છે. શ્રીમાન ચિયાંગે વિશ્વાસપૂર્વક એ વાત માની લીધી.

મિંગ-ઈ દરરોજ સંધ્યા સમે સો-ઈને ત્યાં પહોંચી જઈ આનંદમાં રાત્રિ વીતાવતો. તેઓ ગાતાં, શેતરંજ ખેલતાં અને ફૂલો, વાદળાં, ઝરણાં, પંખી ને ભમરો પર કવિતાઓ કરતાં. બધાંમાં સો-ઈ પોતાના પ્રેમીથી ચડી જતી. શેતરંજમાં પણ મિંગ-ઈના રાજાને તે ઘેરી લેતી.

અમી પ્રેમને ઝૂલે બંને ઝૂલી રહ્યાં હતાં. વસંત અને ગ્રીષ્મ વીતી ચૂકીને વર્ષાનો પ્રારંભ થઈ ચૂક્યો હતો.

'હુવે તો વર્ષાઋતુ આવી. આવી ખરાબ ઋતુમાં છોકરાને રાતે ઘેર બોલાવીને શા માટે હેરાન કરો છો? લાંબો રસ્તો કાપીને એ થાકી પણ કેટલો જાય છે.' એક દિવસ અચાનક મિંગ-ઈના પિતાનો ભેટો થઈ જતાં શ્રીમાન ચિયાંગે તેમને કહ્યું. મિંગ-ઈના પિતા તો સાંભળીને ચકિત થઈ ગયા અને પોતે તો કોઈ દિવસ એને ઘેર બોલાવ્યો ન હોવાનું જણાવીને કોઈ દુષ્ટ સોબતમાં તો એ ફસાઈ નથી પડ્યો ને! એવી શંકા વ્યક્ત કરી.

'આપનો એ ભય તો નાપાયાદાર છે કારણ કે એવી કોઈ એબ મેં એનામાં જોઈ નથી.' શ્રીમાન ચિયાંગ બોલ્યા. 'કોઈ નવી દોસ્તી જામી જતાં પોતાના સમવયસ્ક એકાદ મિત્રને ત્યાં કદાચ એ રહેતો હોય. વારુ, આજ સાંજે મારો નોકર તેની પાછળ પાછળ મોકલી હું તપાસ કરાવીશ. કાલે આપણે પાછા મળીશું.

સાંજે મિંગ-ઈ જેવો નીકળ્યો કે શ્રીમાન ચિયાંગના નોકરે તેનો પીછો લીધો. પરંતુ એક ત્રિભેટા પર આવતાં મિંગ-ઈ એવી રીતે અદશ્ય થઈ ગયો કે જાણે પૃથ્વીજ એને ગળી ગઈ. નોકરની બધી તલાશ ફોકટ ગઈ અને તે ઘેર પાછો ફર્યો.

મિંગ-ઈએ પોતાની પ્રેમિકા સમક્ષ જઈને જોયું તો તે રડી રહી હતી. એ વિસ્મિત થયો, દિલગીર પણ થયો.

સો-ઈ એને ગળે હાથ વીંટળી ડુસકાં ભરતી કહેવા લાગી, 'પ્રિયતમ, આપણે બંનેએ હવે સદાને માટે જુદા થવું પડશે-શા માટે, એ હું કહી શકું તેમ નથી. પ્રથમથીજ હું જાણતી હતી કે આપણે વિખુટા પડવાનો સમય આવશે જ; એ સમય આવી ગયો છે અને મારું દિલ ચિરાઈ રહ્યું છે. આજની રાત પછી આપણે બંને કદી એકબીજાને નહિ મળીએ, પ્રિયતમ! -અને હું જાણું છું કે તમે આજીવન મને નહિ ભૂલો-તમે તો એક મહાન વિદ્વાન બનશો, તમારા પર ધન અને માનનો વરસાદ વરસશે, અને કોઈ પ્રેમમયી રમણી મારો અભાવ પૂરી દેશે...હવે દુઃખની વાતો કરવાનો કશો અર્થ નથી; આવો, આવો, આ અંતિમ રજની દિલ ભરી ભરીને વીતાવીએ જેથી મારી સ્મૃતિ તમને દુઃખદાયી ન રહે.'

આંખમાં આવેલાં મોતી સમાં આંસુ લૂછી નાખીને એણે શરાબ, ગીતોનો સંગ્રહ અને સેતાર મંગાવ્યાં. શાંત સરોવરની માફક શાંત ચિત્તે એણે એક પ્રાચીન ગીત લલકાર્યું. ગીતના લલકારમાં સ્વાર્થ, શોક, ક્લાન્તિ સઘળું ડૂબી ગયું અને મિંગ-ઈ ને આ અંતિમ રાત્રિ પ્રથમ રાત્રિથી પણ અધિક સુખદ લાગી.

પ્રભાત થતાં છેલ્લી વાર સો-ઈ પોતાના પ્રેમાળને વિદાય આપવા આવી. મિંગ-ઈને ચુંબન કરીને પ્રાચીન કવિઓનો ગીતસંગ્રહ તેના હાથમાં એણે મૂકી દીધો. અશ્રુપૂર્ણ નેત્રે મિંગ-ઈએ વિદાય લીધી.

મિંગ-ઈ હજુ ચિરવિચ્છેદની વાત નહોતો માની શકતો. હજુ કાલે ત્યાં પહોંચવાનો તેનો મનોરથ હતો. પરંતુ ઘેર આવતાંજ યજમાનની સાથે તેના પિતા પણ તેની પ્રતીક્ષા કરતા બહાર ઊભા રહ્યા હતા. મિંગ-ઈ કંઈ બોલે તે પહેલાં જ એમણે પૂછ્યું, 'તું રાત્રે ક્યાં રહે છે ?'

પોતાનું જુઠાણું પકડાઈગયું હોવાનું જાણતા મિંગ-ઈએ નિરુત્તર રહી માથું નીચે ઢાળી દીધું. ક્રોધથી ફટફાટ થતા પિતાએ હાથમાંની લાકડી વડે એજ વખતે ત્યાંજ એને ફટકારવા માંડ્યો. કંઈક પિતાના અને કંઈક કાયદાના ડરથી 'જે પુત્ર પોતાના પિતાની આજ્ઞા ન માને તેને સો વાર વાંસ વડે ફટકારવો.' મિંગ-ઈએ પોતાનો આખો પ્રેમપ્રસંગ જણાવી દીધો.

ચિંગ-ઈની વાત સાંભળીને શ્રીમાન ચિયાંગ તો આશ્ચર્યચકિત થઈ ગયા. પીંગ કુટુંબને કે એ પેલી સ્ત્રીને પોતે ઓળખતા પણ ન હોવાનું તેમણે જણાવ્યું. મિંગ-ઈએ સાખી-તીમાં પોતાને ઉપહારરૂપે મળેલો ગીતસંગ્રહ તથા પેલું પેપરવેઈટ આગળ ધર્યાં. શ્રીમાન ચિયાંગ અને તિયેન-પી-લો બંને એ જોઈને અવાક્ બની ગયા. બંને વસ્તુઓ જોતાં જ જણાતું હતું કે ઓછામાં ઓછાં પાંચસો વર્ષથી એ જમીનમાં દટાએલી રહી હોવી જોઈએ. એવી કળા આજના કારીગરોને અસાધ્ય હતી, અને ગીતસંગ્રહ પણ પાંચ સદીઓ પહેલાંનો જ હતો.

શ્રીમાન ચિયાંગ અને તિયેન-પી-લોએ જાતે એ રહસ્યમય સ્થાન જોવાનો નિર્ણય કર્યો.

ત્રણે જણ ફૂલોના વનમાં પ્રવેશ્યા ત્યાં તો સહસા મિંગ-ઈ એક અસ્પષ્ટ ચીસ પાડી ઊઠ્યો. સો-ઈના ભવ્ય કુટીરના સ્થાને માત્ર એક જીર્ણ નાની સરખી સમાધિ હતી. પોતે ભ્રમમાં તો નથીને તેની ખાતરી કરવા એ આંખો ચોળવા લાગ્યો. પરંતુ સો-ઈની કૂટીરનો કશો પત્તો નહોતો.

'હવે હું સમજ્યો ' શ્રીમાન ચિયાંગ બોલ્યા, 'બરાબર, હવે મને યાદ આવે છે, જે સુંદરીએ તમારા પુત્રને મુગ્ધ કરેલો તેનીજ આ સમાધિ છે. એનું નામ સો-ઇ-યાઓ. એ અદ્ભુત સુંદરી એ વખતના સુંગ અને મહાન કવિ કાઓ-પીનની પ્રેમિકા હતી. કવિએ પોતાનાં ગીતોનો સંગ્રહ પોતાના હસ્તાક્ષરમાં તેને ભેટ આપેલો. એ અસાધારણ સ્ત્રી પૃથ્વી પરથી સહજમાં લુપ્ત થાય તેવી નહોતી. આ નિર્જન વનમાં એનો આત્મા હજુયે વિહરી રહ્યો હશે.

ફૂલોની ઉગ્ર સુગંધ સાથે આવેલા પવનના ઝપાટાથી પાંદડાં ખખડી ઊઠ્યાં. આ નિઃસ્તબ્ધતામાં જાણે એ પોકારી રહ્યાં હતાં—
'સો-ઈ-યાઓ.'

તિયેન-પી-લોએ કરીને આ ઘટના પછી પોતાના પુત્રને કોઆંગ-ચુ-ફુ નગરમાં મોકલાવી દીધો. ત્યાં પોતાના વિદ્યાબળે એણે બહુ ઉચ્ચ પદ પ્રાપ્ત કર્યું. એક પ્રસિદ્ધ કુટુંબમાં એનાં લગ્ન પણ થયાં અને એના ફળરૂપ સર્વગુણસંપન્ન સંતાનો પણ એને થયાં. પરંતુ સો-ઈને એ જીવનાંત સુધી નહોતો ભૂલ્યો અને કદી કોઈને એ વાત પણ નહોતી કરી.

✿



# બેનને પત્ર.

કિકુયુ : તા. ૧-૧-૪૨

વ્હાલી બેન !

સૌ કુશળ હશો. અહિં સૌ કુશળ છીએ.

આજે સવારે લગભગ નવેક વાગે અહિંની અમારી પો૦ ઓ૦ના પોસ્ટ માસ્તરે તાર મોકલ્યો. તાર હતો મોમ્બાસાનો. દેખીને જ મારા હૃદયમાં ધડકારા થવા લાગ્યા. ધડકતે હૃદયે તાર ફોડ્યો હતો. ભાઈનો તાર. જણાવેલું કે: "mother died on seventh. Raman." માત્ર આટલા જ શબ્દો. પણ એટલા ગણ્યાગાંઠ્યા શબ્દોએ તો હૃદયમાં ભારે ઉથલપાથલ કરી નાખી: ન સહેવાય એવું દર્દ હૈયામાં થવા લાગ્યું. ને જાણે કોઈ ભારે બોજા તળે મુંઝાવા લાગ્યું. નજર સામે સુખી બાલ્યકાળ તરવરવા લાગ્યો. કોઈ અકથ્ય વેદનાથી આશ્વાસનની જરૂર લાગી. પ્રિયજનના મૃત્યુથી મોટે પોક મૂકી, માથું કુટી તેમજ બીજા એવા દેખાવ કરી સૌને ખબર આપવાની કઢંગી, બેહુદી તેમજ અર્થ વિનાની પ્રણાલિકાને હૃદયમાં સ્થાન પહેલેથી મળ્યું નથી. એવા કુસંસ્કારો, સમજુ ને ઉંચા વિચારોને પોષતાં, આપણાં બા-બાપુજી તરફથી મળ્યાજ નથી તો એવો દેખાવ કરવાનું મને આવડે જ ક્યાંથી ? આજુબાજુ પડોશીવર્ગને જાણવા ન દેતાં એકાંતે જઈ આંસુ વહેવરાવ્યાં. બાળકોના જોવામાં આ આવી ગયું. નાદાન બાળકોથી ના સમજાયું કે હમેશાં હસતી રહેતી એમની વિમળાબેન (મને બાથી સંબોધવા નથી દીધાં) આજે શાથી રૂવે છે ! છોકરાંથી એ કેમ સહન થાય ? એ પણ બંને એકી સાથે રોવા લાગ્યાં. આથી કરી પડોશમાં કંઈક જાણ થઈ પણ ખરી, છતાં ચોખવટ કરવાની હિંમત કોઈની ના ચાલી. મારી ખાસ બે'ક બેનપણીઓ કે જેમને બાની બિમારીની જાણ હતી, એમને આ સમાચાર મેં આપ્યા. કંઈક આશ્વાસન મેળવવાની આશાએ જવાબમાં જાતેજ આવી અપાય એટલું આશ્વાસન દીધું, હિંમત આપી, મને દુઃખી જોઈ પોતે દુઃખી થયાં, આ સિવાય એ પણ શું કરે ?

બેન ખરેજ-સંયોગોવશાત્ મારાથી છેવટની ઘડી લગી એ આપણાં પ્રેમાળ બાને જોઈ શકાયું નહિ એ હું જિંદગીભર ભૂલનાર નથી. આટલી ટુંકી પ્રસ્તાવનાને અંતે એમનાં મીઠાં સંસ્મરણો તાજાં કરું છું. જો કે સંસ્મરણો ચીતરવાં એ મારી શક્તિબ્હાર છે, છતાં યથાશક્તિ પ્રયત્ન કરું છું.

પ્રથમ એક ઘટના યાદ આવે છે. મારાગામની શાળાની બાજુમાંજ શિક્ષકને રહેવાની ઓરડી, રસોડું વગેરે છે. અને રસોડાની બારીએ ઊભાં ઊભાં ને કામ કરતાં કરતાં ચારે કોર ખીલી ઊઠેલો ફૂલોનો બગીચો આંખને તેમજ મનને ઠારતો. ત્યાં પાસેજ કાપીકૂપી કરી તૈયાર કરેલા ગોળમટોળ સુંદર ગુલાબનો છોડ જેના પર ફૂલનાં લુમખાં જોઈ હમેશાં આ ફૂલો સાથે આપણું બાલ્યજીવન સરખાવતી મનમાં ગાતી કે: "હું ને શાન્તા બંને આ જ રીતે બા-બાપુજીની સુવાસિત હુંફમાં ઊછરેલાં, સાથે રમ્યાં, સાથે ભણ્યાં, અનેક જાતની અનેક ગડમથલો કરી, તોફાન મસ્તીમાં મોટાં થયાં. છેવટે સંસારનાં ક્રમ પ્રમાણે પરણ્યાં. સૌ સૌને ધર્મપંથે જવાની સાંસારિક ફરજ માથે આવી પડતાં ક્યાંનાં ક્યાં દૂર આવી વસવાનું થયું

અને "એક બાપકા દો બેટે, કિસ્મત જુદાં જુદાં હૈ . . . " આ પંક્તિનું ભાન ત્યારે જ થયું.

'મા' શબ્દમાત્ર મીઠો છે. બાળકના ઉચ્ચારનો પહેલો શબ્દ, યા તો શુભ શરૂઆત પણ તે પ્રિય શબ્દથી થાય છે. કહેવત છે, "બાપના રાજ્યમાં ના પોષાતાં છોકરાં માના રેંટિયામાં પોષાય." તે સાચું જ છે.

ઈ. સ. ૧૯૧૧માં રાજકરણને કારણે બાપુજી ઉપર વડોદરામાં કેસ ચાલ્યો તે વેળા આપણે બે બે'નો, ત્રીજા આપણા વડીલ ભાઈ રમણભાઈ. એમાં આપણે તો છેક નાનાં, માત્ર ભાઈ રમણભાઈ કંઈક મોટા—છતાં એમની ય ઉંમર પાકી તો ન ગણાય. આ દશામાં પતિ પર ઝઝૂમતી સરકારી આફતમાં એમને શું સહન કરવું પડ્યું નહિ હોય? એ પીડા જાણનારાં બા આજે ખબર નહિ ક્યાં ય અલોપ થઈ ગયાં! બાપુજીને તેમજ આપણને વિયોગે ઝૂરતાં કરી મૂક્યાં! મને યાદ આવે છે, કે! એક વાર બાપુજી આખા કુટુંબને લઈ કાઠિયાવાડને પ્રવાસે નીકળ્યા. ત્યારે દ્વારકા પણ જવાનું થયું. બા પણ ફરવાને બ્હાને આપણને લઈ સાથે દ્વારકા ગયાં. દ્વારકામાં નાળિયેર બહુ થાય. સૌએ ખાધાં હશે, પણ મેં તો હદ કરેલી; એટલે સુધી કે ખાધેલાં નાળિયેર પચી ન શકવાને કારણે મને ઝાડા થઈ ગયા. (આજે ય મારી હોજરી મંદ છે તેનું કારણ આજ હોવાનું મને સમજાય છે.) ઝાડા તો એવા કે એમાં ય હદ નહિ – બિચારાં બા તેથી કેટલાં ય હેરાન થઈ ગયાં હશે? પણ બાળક બુદ્ધિ માતાને શું પીડે છે, તે માતાઓ જ જાણે; છતાં માતા બાળકને માટે બધું જ સહેવા તૈયાર રહે છે. એનો નમુનો બા પાસેથી મળી રહે છે. હવે, આમ બન્યા પછી થોડા જ વખતમાં બાપુજીનો કેસ ચાલ્યો ને આપણે સોજીત્રા ગયાં. સવારમાં વહેલાં ઊઠી, નિત્યકર્મથી પરવારી મંદિરે જવું ત્યાર પછી મોંમાં અન્ન મૂકવું એવું વ્રત ત્યારે બાએ લીધેલું. અને ટાઢતડકો કે વરસાદની હેલી હોય તો એ વ્રતનો ભંગ ના કરનારાં બા જ્યારે મંદિરે જાય ત્યારે મને તો જરુર સાથે લે. કેમકે મને તો ઝાડા થઈ ગયેલા ને કોઈ જગાએ સંડાસ થઈ જાય તો આપણાં ઘરનાં બા મને માર્યા વિના ના રહે! (જો કે, ઘરનાં બા હતાં તો માયાળુ, છતાં એમની નજરે હું 'પાટીદાર કન્યા' તો ખરી ને?) આ એમને મોટો ડર. આવા આવા પ્રસંગો ચીતરું તો આખું એક પુસ્તક થાય, પણ તેમ બધું બની શકે એમ ન હોવાથી મારા જીવનમાં અંકાઈ ગયેલી વાત તાજી કરી બાળકને માટે માતાનો ભોગ નાનો સુનો હોતો નથી એ એમના જીવનથી આપણે સારી રીતે જોઈ શક્યાં છીએ, એ જ જણાવું છું.

વળી, બાપુજીને પણ એમને કોઈ કોઈ બાબતોમાં મતમતાન્તર હશે, છતાં સમજ પૂર્વક ને તે ય હોંશથી સાથ આપેલો છે. એટલે સુધી કે વૈશાખના 'પાટીદાર'ની પ્રસંગ કથામાં બાપુજીએ જ લખ્યું છે: 'મને પાંગળો કરી ચાલતાં થયાં!' ઉપરાંત એ "પાટીદાર" માસિકનાં પ્રકાશક હતાં એ જીવતો ને જાગતો નમુનો છે. પતિની કાર્કિર્દી જરા ય ઝાંખી પડે એ જોવા એ બિલકુલ તૈયાર ન હતાં. આવા એક એમના પ્રેમાળ સ્વભાવે કરી કેટલીક વાર એમને બાપુજી તરફથી ઓછું આવતું, પણ તે કોઈ ના જાણે એ રીતે જ. દાખલા તરિકે: ઈ. સ. ૧૯૩૫માં આપણાં લીલાવતી (હાલનાં 'પાટીદાર' માસિકનાં પ્રકાશક) નાની વિનોદીનીને લઈ આફ્રિકાથી દેશમાં ફરવા આવ્યાં. આપણી વિનુને અથાણું ખૂબ ભાવે. બાપુજીનો સિદ્ધાન્ત કે બાળકને બાલ્યાવસ્થામાં બહુ મસાલેદાર ખોરાક ન આપતા સાદો પણ પૌષ્ટિક ખોરાક અપાય તે ઉચિત. એક દિવસ

સાંજના વાળુ કરવા સૌ છોકરાં બેઠાં. નાની વિનુ તો અથાણું જ ખાવા માંડી પડી. એને સમજાવી પટાવી પણ એણે ના માન્યું, એ આળહઠે ચઢી. બાપુજીએ બાને વાર્યાં ને અથાણું આપવાને સાફ ના પાડી. વિનુ રહી મક્કમ એને અથાણું જ જોઈએ. બાનું કોમળ ને પ્રેમભીનું હૈયું હાથ ન રહ્યું. થાળીમાં અથાણું આસ્તે રહીને મૂક્યું. બાપુજી જોઈ ગયા એ દિવસે તો એ બહુ ખિજાયા. ને પોતાના ના કહેવા છતાં બાએ અથાણું આપ્યું એના પર વિરોધ દર્શાવતો સત્યાગ્રહ આદરી પોતે ચોવીશ કલાકનો ઉપવાસ આદર્યો સુડી વચ્ચે સોપારી જેવી દશા અનુભવતાં બાને તેથી એટલી માર્મિક વેદના થયેલી કે બાપુજી ના જાણે એ રીતે આપણી સામે રોયેલાં. યાદ છે ને? પણ આવા દુઃખદ પ્રસંગ તો બહુ જ ઓછા. મોટે ભાગે તો હસતાં રમતાં ને આનંદ કલ્લોલથી એ સારાયે ઘરને ગજાવતાં. તેમજ બાપુજીની જીવન ઉન્નતિ માટે તો એમનો સાથ હંમેશને માટે મોખરે હતો.

વાંચનનાં એ શોખીન હતાં. એમના જમાનામાં કન્યા શિક્ષણ બહુ ઓછું હતું. પણ કેળવણીના હિમાયતી બાપુજીના શુભ પ્રયત્નથી એ ગુજરાતી ૭ ધોરણ લગી ભણેલાં. પરિણામે એ લખતાં પણ ખરાં. આપણે લખતાં વાંચતાં થયાં ત્યાં લગી તો સગાં સંબંધીને કાગળો લખવાનું કામ એ જ કરતાં. વળી ગમ્મત સાથે જ્ઞાન દેવાનું એ ચૂક્યાં નથી! સાંભરે છે ને? પેલી ટેકદાર દીકરી – "દીવાળી" વાળી વાત એમણે જ આપણને સંભળાવેલી જે મેં એકાદ બાલમાસિકમાં (જેનું નામ અત્યારે મને યાદ નથી) છપાવેલી!

આવાં બા સાચે જ હવે નથી? એમની જીવનલીલા સંકેલી એ શું ચાલ્યાં ગયાં? ૬૭ વર્ષની વયે એ ગયાં ને પાછળ મીઠાં સંભારણાંથી મહેકતી સુવાસ રેલાવતાં ગયાં! એવાં મારાં બા, તમને મારાં હજારો હજારો વંદનથી નવરાવું છું!

પણ બા! મનમાં એક વસવસો રહી ગયો તે એ કે હજારો માઈલનું અંતર પાડતો દરિયો, એની પેલી પાર તમે હોવાથી તમારી સેવા તો શું પણ તમને જોવાનું, તમારા ખોળામાં માથું મુકવાનું તમારી વ્હાલી દીકરીના કમભાગ્યમાં તે ના બન્યું! એનું પ્રાયશ્ચિત કરવાને માટે મારી પાસે એકેય શબ્દ નથી.

પ્રિય બ્હેન! બહુ થયું. શક્તિ ખૂટી ગઈ. બાની છબિ હૃદયમાં અંકાઈ છે તે જોઈ આશ્વાસન લેવા મથું છું, તું પણ તેમ કરજે એવું વિનવું છું. સૌને પ્રણામ.

લી. તારી વ્હાલસોઈ બેન વિમળાનાં
સ્નેહ વંદન.

# ચંદ્રી-સ્નેહ-ગાન અને ચંદ્ર

શ્રી. 'પતીલ'

— રાસ —

બેસીને બીજ તણા હોડકાની માંહ્ય
વ્યોમ તણી બેડી સફર જેહણે વિશાળ,
સફર જેહણે વિશાળ;
આજ તે મેહમાન છે મુજ ઓરડાની માંહ્ય. ૧

જ્યારથી પ્રિતમજી હતા પારણાની માંહ્ય
ત્યારથી જાણું છું ખરો તેમનો સ્વભાવ,
ખરો તેમનો સ્વભાવ;
ગમતું ન જેમને નિજ પારણાની માંહ્ય. ૨

ખેલતા હતા તે હજિ આંગણાની માંહ્ય
ત્યારનો લાગ્યો છે મને નેડલો અતૂટ,
મને નેડલો અતૂટ;
એવું રમતા તે હતા આંગણાની માંહ્ય. ૩

બારી ખોલું તો દીસે બારણાની માંહ્ય:
જોઉં બેઠીએ તો છુપાં હેરિયાં એ લેય;
છુપાં હેરિયાં એ લેય!
પાડીને દ્વાર મારા છાપરાની માંહ્ય. ૪

નાખે એ ધૂળ ભલે બાખરાની માંહ્ય;
દેતાં ઠપકો મહારી ઉપડે ન જીભ;
મારી ઉપડે ન જીભ;
જાતી ભરાઈ નેન પોપચાંની માંહ્ય. ૫





ઊડું અકાશ ભણી વાદળાંની માંહ્ય
ના એ પકડાય, તોય પાસ છતાં દૂર,
પાસ છતાં દૂર;
હોય સિંધુમાં, જો શોધું આપગાની માંહ્ય!

વેચું, નાખી હું મારા ટોપલાની માંહ્ય
હાથે ચડે તો – પરંતુ એ બને કેમ?
પરંતુ એ બને કેમ?
આવે ન જાળમાં કે આંકડાની માંહ્ય!

લાગ્યું છે જે'નું મન મોગરાની માંહ્ય
ત્હેને કાપી છે રહી કેવડાની કોર,
કઠણ કેવડાની કોર!
બાવરી બનેલ મધુર મોગરાની માંહ્ય.

લેપ કરું એહનો મુજ કાળજાની માંહ્ય,
આંજું આંખડી મહીં કરી હું વસ્ત્રગાર
કરી હું વસ્ત્રગાર?
જાઉં પી યા, લેઈ મારા ખોબલાની માંહ્ય!

રૂહેશે હમેશ મારા છેડલાની માંહ્ય
ઘર કરી રમણીય, ચહેરાની ઉપર ગૌર,
ચહેરાની ઉપર ગૌર.
લાવી હું જેહને મુજ બેડલાની માંહ્ય! ' ૧



# સંગીતના સૂર

લેખકઃ–રણજીત મ. શેઠ

પાત્રો :–મ્હેરૂ–જંગલખાતાનો ઉપરી અમલદાર અને કેસરનો ભવિષ્યનો પતિ.

રતન–આખા ઘર પર સર્વોપરી સત્તા ભોગવતી મ્હેરૂની ઘરડી મા.

કેસર–મ્હેરૂના ઘરમાં કામકરતી સુધરેલી યુવતિ. ભવિષ્યની મ્હેરૂની પત્નીઃ

સુધન–રખડતો ભિખારી.

[ સમયઃ–સવારનો. રતન ગાડીમાં બેસીને બહાર ગઈ હોવાથી કેસર રસોડામાં રાંધે છે. મ્હેરૂ નોકરી પર ગયો છે. ]

* * *

કેસર–[ ભાખરી શેકતાં શેકતાં ગાય છે. ]

'કોણુ મરે કોણુ અવતરે બાબા,
કોણુ મરે કોણુ અવતરે.....!
જલકી લહરી જલમેં ડૂબ ગઈ...
કોણુ તરે કોણુ તારે...બાબા... !(૨)

[ બારણું ખખડે છે. અને પાતળા ચહેરાવાળો, ચમકતી આંખ અને કાળા વાળના ગુચ્છાવાળો સુધન ડોકિયું કરે છે. તેનું શરીર એકવડા બાંધાનું અને કપડાં અસ્વચ્છ છે. ]

સુધન–[ કેસરને ઘરની શેઠાણી જાણીને ] સાહેબજી, શેઠાણી ! [ મધુરા અને હલકભર્યા અવાજે ] આવું વિચિત્ર અને કરૂણ સંગીત તમે ગાતાં હતાં ?

કેસર–એ સંગીત નથી એ તો ફિલસૂફી છે.

સુધન–એમ ? ત્યારે તો ઘણું જ ખરાબ. હુંતો ધારું છું કે ઈશ્વરને પણ આવું ગાયન ન ગમે. [ બારણું ઉઘાડીને અંદર અર્ધો દાખલ થાય છે. ]

કેસર–[ ભયભીત થઈ ] તું રખડતો ભિખારી દેખાય છે. માટે અંદર આવીશ નહિ.

સુધન–[ એક પગલું આગળ ભરતાં ] પણ હુંતો અંદર આવ્યો છું.....

કેસર–ત્યારે તારે પાછા જવું પડશે. રતનમાને ભિખારી નથી ગમતા.

સુધન–એમ ? તેમને નથી ગમતા ? અરરર !.......

કેસર–આ રસોડું એમનું છે. તું એમાં નહિ આવી શકે.

સુધન–સારું ત્યારે હું બારણા આગળ ઉભો રહું છું.

કેસર–પણ હું કંઈ તને ખાવાનું આપવાની નથી. બહાર ઉભો રહે તો પણ !

સુધન–હું કંઈ માગતો નથી. [ ધારી ધારીને જોતાં. ] તમારા જેવી યુવતિ આવી સુંદર સવારે આવું કરુણ મૃત્યુગીત ગાય એતો વિચિત્ર કહેવાય.

કેસર–( બારી બહાર જોતાં ) ખરેખર, સુરમ્ય પ્રભાત છે.

સુધન–દરેક દરેક પાંદડા પર પ્રકાશ છવાયો છે. અને ઘાસના વેલા તો તમારી દૃષ્ટિ હરિ લે એવા છે.

કેસર–[ પ્રસંશા કરતાં ] મેં અગાઉ તારા જેવો કોઈ પણ ભિખારીને આવી સરસ રીતે વાત કરતાં જોયો નથી.

સુધન–[ ખડખડ હસતાં ] ખરેખર. અને મારા જેવો કોઈ અગાઉ હતો પણ નહિ.



[ એક પગલું નજીક જતાં ] અને યુવતિ ! એ પણ તમે વિચાર્યું નથી કે પૃથ્વીનો ગોળો સમય અને અંતરની વચ્ચેથી પોતાનો રસ્તો કાઢે છે, અને એ પ્રાણીઓ કદી સરખા હોતાં નથી, કદી નહિ, જરા પણ નહિ ?

કેસર-[ તાજુબીથી એના તરફ જોતાં ] ના. એ એક જાતનો ગંભીર કોયડો છે. [બળતી ભાખરીની વાસ આવતાં] અરે ! બળી જવાની ! [ એને એક બાજુએ ઉભો રહેવા દઈ રસોડામાં જાય છે. સુધન વધારે પાસે જાય છે. અને એને વાસ આવે છે. ] અરેરેરે ! આતો બળીને કોલસા જેવી થઈ ગઈ.

સુધન-[ આંગળી ચીંધતો ] હું નથી ધારતો કે મને જરા ચાખવા નહિ આપો ! જોકે મેં ચાર કલાક પહેલાં જ લીલાં સફરજન ખાધાં છે. છતાં પણ મને આ જરાક બળેલું ખાવાને વાંધો નથી.

કેસર-[ ભાખરી ઝડપથી લાવતાં ] ખરી રીતે નુકસાન તો કંઈ નથી. [ એને આપતાં ] પણ તારે બીજા કોઈને આ વાત કહેવી નહિ. અમે ભિખારીઓને-ભટકેલને-કદી આપતાં નથી.

સુધન-[ નીચે બેસીને ખાતાં ] તેઓને ઘણો ભાર લઈને ફરવાનું હોય તો પણ નહિ ?

કેસર-[ કુતૂહલથી જોતાં ] રતનમા કહે છે કે રખડુઓ હમેશાં છેતરવાની કોશીષ-કરે છે. પણ મારે જોવું છે કે તેમની ઝોળીમાં શું હોય છે ?

સુધન-[ સ્વાદથી ભાખરી ખાતાં ] પેલા સામેના વાસણમાંથી જરા રાબડી આપતો ! પછી હું તમને ખુશીથી બતાવીશ.

કેસર-[ મોહમાં ફસાતી ] એતો હું આપવાની હિંમત કરી શકતી નથી. બીજું બધું હું તને આપીશ. હું *આબ્બાનું શાક આપીશ.

સુધન-શું કહ્યું ? આબ્બુ ? તમે કદી એવું સાંભળ્યું છે કે આબ્બુ, પવનને જોઈ શકે છે ?

કેસર-[ માથું ધૂણાવતી ] ના.

સુધન-તમારા વદન પર નાકનું જેવું અસ્તિત્વ છે તેવી જ એ સાચી વસ્તુ છે.

કેસર-[ હસતાં હસતાં ] એમ ! પણ મ્હેર એ વાત માને જ નહિ; એ તો દરેક વાતમાં શંકા ધરાવે છે.

સુધન-ત્યારે એ બહુ જ આળસ અને કંટાળા ભરેલી જિંદગી ગુજારતો હશે...એ મ્હેર કોણ છે ?

કેસર-રતનમાનો છોકરો.

સુધન-તમે મારી સાથે સારી રીતે વર્તો છો તો પણ હું ટીકા કરું છું એમ રખે માનતા. હું એમ જ ધારું છું કે તમારી સાથે સારી રીતે-રસભરી રીતે-વર્તતો ન.........

કેસર-હું એમની કંઈ સગી નથી. [આત્મભાન થતાં ઉતાવળથી બોલાઈ જવાયું. ] કંઈક અંશે સગી થાઉં...પણ હમણાં ન....

* એક જાતની મોટી શીંગ.

સુધન–તમે કંઈ સગાં નથી છતાં રસોડામાં રંધો છો?

કેસર–હું નવેક વર્ષથી રતનમાને ત્યાં નોકરડી તરીકે વેચાએલી છું. મારે કોઈ કહેતાં કોઈ સગું નથી.

સુધન–પણ રતનમાનો છોકરો..?

કેસર–હં...જ્યારે ખેતરમાંથી બધો પાક ઉતારી લેવામાં આવશે. ત્યારે મારાં મ્હેરૂ જોડે લગ્ન થનાર છે.

સુધન–એમ? અહોહોહો! અને એ કેવી જાતનો માણસ છે?

કેસર–એ? [અભિમાનથી] એતો ધીર, ગંભીર અને આપકમાઈ છે. બધાં કહે છે કે હું નોકરડી અને ભૂખરાવાળવાળી છું છતાં નસીબદાર છું કે આવો પતિ મળ્યોછે.

સુધન–ભૂખરા વાળ વાળા શું કંઈ ખરાબ છે? એતો સોનેરી કહેવાય.

અને પહેલાંના જુના જમાનામાં તો લોકો એવા વાળવાળીને ખૂબ માન આપતા. મારી પોતાની દાદીના પણ એવા જ વાળ હતા. ઘણી વખત મેં એમ સાંભળ્યું છે કે એવા વાળ તો પરી દેવીના આશીર્વાદથી જ મળે.



## ચન્દ્રકલા

: તોટક :

વિધિનાં અભીલેખ સમોવડ આ—
ઊગી ચંદ્રકલા ઉર આભનિશે... ૧
અતિ કોમળ એ સુખ ભાવ ભરી—
નયનામૃત ચેતન સંપૂરતી...ઊગી૦
તિમિરાચ્ય ગાઢ અમાસ વિષે—
રટતો તુજ દર્શ સદૈવ સખે?...ઊગી૦
ઝીણી ઝીણી વધી નવબીજ કલા—
રસપૂર્ણ પુનેમ અખંડ થતી...ઊગી૦
તુજ લોચન માર્દવ ભાળી સખી!
મુજ અંતરઊર્મિ છલંત સખી...ઊગી૦
સખી! તેજ તણા કર સ્પર્શ થકી—
ઉર પંકજ પૂર્ણપણે વિલસે...ઊગી૦
મ્મ ચાતક જેમ તૃષાર્ત હતું—
તુજ પ્રેમ સુધાથી કૃતાર્થ થતું...ઊગી૦
સખી! ચન્દ્રકલા–રસકામ કલા—
જીવનાર્ણવ તારક પ્રાણકલા...ઊગી૦

—ભારદ્વાજ.

કેસર–હું મ્હેરૂને અને રતનમાને આ વાત કહું તો બિલકુલ માને નહિ.

સુધન–એ લોકો......તદ્દન અરસિક છે. [એના પગ તરફ જોતાં] અરે! વાહ! તમારા પગ પણ છટાદાર, પતલા અને ઘાટીલા છે. નૃત્ય કલાનો–અભ્યાસ કરે-છો કે નહિ?

કેસર–ઓ નૃત્યનું નામ ન દેશો, અહિંયાં તો લોકો નાચને પાપી ધંધો કહે છે. સમયનો બગાડ કરવો અને જોડા ઘસવા એના સિવાય બીજું નૃત્યમાં છે શું?

સુધન–અરરર! તમે એટલું પણ નથી જાણતા કે ભગવાન શંકર પણ નૃત્ય કરતા અને શ્રી કૃષ્ણચંદ્ર બંસીના સૂર સરકાવતા?

કેસર–એ વખત ગયો–મ્હેરૂને તો નૃત્ય પર કંટાળો આવે છે.

સુધન–જંગલી! અરસિક! (ભાન થતાં) માફ કરજો. તમારા ભાવિ પતિ દેવને............

કેસર–પણ સંગીત તો ખૂબ જ પસંદ છે. મ્હેરૂ મને સારંગી લાવી આપવાનો છે અને હું તેના પર ફિલસુફી ગાઈશ. (વચમાં જ બોલી ઊઠાયું)

સુધન–સવારે ગાતાં'તા તેવી? ભગવાન તમને એવું ફરી ન ગવડાવે! હું તમને એનાથી સરસ સૂર શીખવીશ, કે જેનાથી તમારો જીવનપંથ ઉલ્લાસ અને પ્રકાશ મય બની જશે. ચાંદનીમાં સૂર છોડશો તો ચાંદનીમાંથી અમૃત ટપકશે.

કેસર–તમારી ઝોળીમાં સિતાર છે?

સુધન–હા. જુઓ હું સંભળાવું. [સુધનની આંગળી તાર પર ફરે છે. શૃંગાર રસના સૂર અંદરથી છૂટે છે] આવા સૂર તો તમે કદી જિંદગીમાં નહિ સાંભળ્યા હોય! એ સૂરમાં મીઠાશ છે – જાદુ છે – એને – સાંભળવા હૃદય જોઈએ.

કેસર–પણ લોકો તો કાને સાંભળે છે?

સુધન–[હસતા હસતા ટેબલ પર પગ મૂકતાં] પણ જેઓ હૃદયથી સાંભળે તેને જ એનો જાદુ માલમ પડે છે. જેમ ઘાસને વરસાદની જરૂર છે તેમ હૃદયને સંગીતની જરૂર છે.

[સિતારમાંથી શૃંગાર રસના સૂર વધુ લહેરાવા માંડે છે. કેસર આંખમીંચીને સંપૂર્ણ ધ્યાનસ્થ થઈ જાય છે. સૂર ધીમા પડે છે. કેસર આંખ ઉઘાડે છે]

કેસર–આતો જુદી તરેહનું સંગીત છે।

સુધન–તેથી જ હું કહું છું કે હૃદયથી સાંભળો અને તમને લાગશે કે તમને મીઠા મધુરા વરસાદની ઠંડક લાગે છે.

કેસર–[વધુ આશ્ચર્ય પામીને] હા! મારા હૃદયમાં મધુરી ઝરણી વહેતી હોય એમ લાગે છે! [છાતી ઉપર હાથ મૂકીને] મેં, તમે વગાડયું ત્યારે જ જાણ્યું કે સંગીત આને કહેવાય? હવે મને બધું ય નવું જ ભાસે છે. નવો જ પ્રકાશ માલમ પડે છે.

સુધન–તેથી જ હજુ પણ હું તમને સત્ય કહું છું કે સારંગી કરતાં સિતારના સૂર વધુ આહલાદક લાગે છે [સિતાર બાજુ પર મૂકતાં] હું તમારું નામ જાણતો હોઉં તો તે નામે બોલાવી શકું!

કેસર–[મીઠી વાણીથી વધુ અંજાઈને] કેસરકુમારી!

સુધન–ખરેખર. એ નામ તમને બરાબર બંધ બેસતું આવે છે. હું જો તમને બોલાવતો હોઉં તો ઉંધુ ફેરવીને કુમારી કેસર કહું.

કેસર–મ્હેરને તો એકલું કેસર નામ જ વધારે ગમે છે.

સુધન–એને સૌંદર્યની કીમત જ નથી. કેસરનો છોડ ફૂલ વગર શોભે જ નહિ તેમ તમારું નામ 'કુમારી' વગર ફૂલ વગરના 'કેસર છોડ' જેવું લાગે!

કેસર–[એકાએક ઉભી થઈ] અરેરે! બીજી ભાખરી પણ બળીને ધુમાડો થઈ જવાની! [ત્યાં દોડી જતાં] મારી આટલી જિંદગીમાં કોઈ પણ વખત બે આખી ભાખરી બળી ગઈ નથી!

સુધન–મારી હોજરીને એ માફક આવશે એમ હું ધારું છું.

કેસર–[બળેલી ભાખરીને ચૂલામાં ફેંકી દેતાં] રતનમાને જો આની વાસ આવે તો આઠ દિવસ સુધી મને બબડયા વગર મારો પીછો ન છોડે [બીજી ભાખરી તવી પર ફેરવે છે]

સુધન–[હાથનો સ્પર્શ કરી] તમારો હાથ ફેરવો જોઉં! તમારું નસીબ હું જોઉં છું. [કેસર હાથ ધરે છે – અને પાછો ખેંચી લે છે] લાવો લાવો જોઉં તમારે ગભરાવાની જરૂર નથી. એક પાઈ પણ ખર્ચ નહિ લાગે. હું સરસ જોઈ શકું છું.

કેસર–મ્હેર અને રતનમા ભવિષ્યમાં માનતાં જ નથી.

સુધન–તેથી જ એ લોકો સંકુચિત મનનાં રહ્યા છે. તેથી જ વિધાતાએ એમનામાં રસિકતા ન મૂકી હોય! લાવો જોઉં.

કેસર-[ અર્ધ ગભરાટથી ] હાથમાં લખેલું તમે બધું ખરું કહેશો કે ! [ માનમાં "તું" ને બદલે "તમે" કહે છે. હાથ ધરે છે ]

સુંધન-[ જરાક કેસર તરફ વળતાં ] સાફ સાફ લખેલું છે તેવું જ. કુમારી કેસર ! તમારી જિંદગાની દીર્ઘ છે અને સુખી છે [એના તરફ જોતાં ] અને લગ્ન . . . શ્યામવર્ણા પતલા માણસ સાથે . . . .

કેસર-વિચિત્ર ! મ્હેરૂ તો ઠીંગણો જાડો અને ગોરો છે.

સુંધન-જેવું લખ્યું છે તેવું તો મેં હજી અર્ધુંયે કહ્યું નથી. અને . . . અને . . . નસીબમાં મુસાફરી -- દુનીયાના બધાય દેશની -- મુસાફરી અને તે પણ કાળા પાતળા માણસની સંગાથે, સંગીતના સૂરમાં લુબ્ધ બનીને નૃત્ય કરતાં મુસાફરી કરવાની છે.

કેસર-[ નિરાશાથી ] પણ ધારો કે હું તેવા માણસ સાથે પરણી ન શકું . . . તો ?

સુંધન-હું ચોખ્ખું લખેલું જોઉં છું. તમને એવો જ સાથી મળશે.

કેસર-પણ કેવી રીતે ? મ્હેરૂ તો . . . ?

સુંધન-[ વચ્ચે ] તમે હસ્તવિદ્યાશાસ્ત્રમાં 'શું' અને 'કેવી રીતે' નો સવાલ ન કરી શકો. મને પણ મારી દાદીએ કહ્યું છે કે હું એક ભૂખરાવાળ વાળી સુંદરી સાથે કુદરતી સૌંદર્ય જોતાં દરિયા, જમીન ખેડશે અને આકાશ ગંગાના નિરીક્ષણમાં લીન થઈ જશે.

કેસર-[ ચમકીને ] તેમણે એવું કહ્યું હતું ?

સુંધન-એમજ. અને વળી એમ પણ કહ્યું હતું કે તેના નામમાં એક જાતની સુગંધી હશે. [ કેસર જ્યારે એના પર સંપૂર્ણ લુબ્ધ થઈ છે એવી એને ખાતરી થાય છે ત્યારે તેને પાસે ખેંચે છે અને તેને ચુંબન કરે છે.]

કેસર-[ છૂટી થતાં ] અરેરે !

સુંધન-આ જો, કુમારી કેસર ! તને આ ચાર દિવાલો વચ્ચે ગોંધાઈ રહેવું ગમે છે કે જ્યાં પ્રેમનું-સંગીતનું-સ્વતંત્રતાનું નામ નિશાન નથી ?

કેસર-મને...મ...ને...બીક લાગે છે.

સુંધન-હું તને કંઈ જ નુકશાન કરવાનો નથી. પ્રેમ અને સંગીતની દીપિકાઓ તને સ્વર્ગનો માર્ગ દેખાડશે.

કેસર-હું તમારાથી બીતી નથી-પણ મને.........

સુંધન-[ એનો હાથ પકડી ] જો સાંભળ કેસર ! મેં જેટલું જોયું તેટલું કહ્યું નથી. તારા હાથમાં ભૂખ અને ટાઢ પણ લખેલી છે. કારણ કોઈ રસ્તો એકાન્ત-વસ્તી વગરનો હોય--તો ખાવાનું ન પણ મળે પણ એવાં સુંદર હરિયાળાં ખેતરો મૂકી હું બીજા રસ્તા નહિ પકડું.

કેસર-પણ ધારો કે-તો પણ ભૂખ લાગે તો ?

સુંધન-ક્ષુધા વેદનામય છે; પણ એનાથી વધારે વેદના તો પ્રેમ વગરનાં હૃદય ઉપજાવે છે. દરેક યુવતીને ન મળી શકે એવી હું તને લગ્નભેટ આપીશ. નીલી બદામી ટેકરીઓ, સુંદર છાયાવાળા રસ્તા અને કરચલી પડેલી સાડી જેવો દરિયો...પક્ષીઓના મધુરા અને સુરીલા ટહુકા......

કેસર-તમારો બોલ પણ એવો જ છે.

સુંધન-એવો જ મીઠો છે ? રતનડોશીના ઘરમાં એવી સ્વતંત્રતાની મીઠાશ તને મળશે કે ?

કેસર-હું તમારી સાથે આવવા માગું છું.

સુંધન-ત્યારે કોણ રોકે છે તને ? પાસેના ગામડાનો કોઈ પણ માણસ આપણા હાથ મિલાવી આપશે. અને...અને આ મારી આંગળી પરની વીંટી તારી આંગળીને બંધ બેસે તેવી જ છે.

કેસર–અરે! મ્હેરૂ અને રતનમા......! [ વચ્ચેથી અટકીને ] એ લોકો અત્યારમાં જ અહિં આવતા લાગે છે અને તમે તો અહિં જ છો....તમને પણ એ ગોંધી દેશે.

સુધન–અને કદાચ નહિ પણ ગોંધે [ હસે છે. ]

કેસર–તમે બીજે રસ્તેથી ચાલ્યા જાવ.

સુધન–[ સિતાર લઈને ઝોળીમાં મૂકતો ] સારૂં, હું તારા પર આફત ન આવે માટે જાઉં છું; પણ હું અંધારૂં થશે એટલે પાછો આવીશ.

કેસર–[ બારી પાસે જતાં ] સારૂં સારૂં. જાવ. પેલા લોકોની ગાડી પૂલ વટાવી ગઈ.

સુધન–અને તું અમારા બેમાંથી એકની પસંદગી કરી લેજે. મારી જો પસંદગી કરે તો હું પેલા રસ્તા પરના બાંભલા પાસે ઉભો રહી સિતારના સૂર સરકાવું ત્યારે ત્યાં આવી રહેજે.

કેસર–જાવ જાવ, ઉતાવળ કરો. પેલા લોકો દરવાજા આગળ આવી પહોંચ્યા.

સુધન–અને...ગમે તેને તું પસંદ કરે... પણ હું ભાખરી માટે આભાર માનું છું. [ કહી જાય છે. ]

[ ગાડીમાંથી જાડી, ધોળા વાળવાળી, સત્તાશાળી રતન ઉતરે છે. એની પાછળ જાડો, ઠીંગણો, વિચિત્ર બોઘા જેવો મ્હેરૂ ઉતરે છે અને પાછળ પાછળ જાય છે. મ્હેરૂ એક સારંગી કેસરને આપે છે. કેસર તેના તાર પર આંગળી ફેરવે છે. ]

રતન–[ કેસરને, ગુસ્સાથી ] જો તું આજ મિનિટે સારંગી નીચે મૂકીને વાસણ નહિ અજવાળશે તો હું મ્હેરૂને સારંગી પાછી આપી આવવા કહીશ; સાંભળ્યું કે કેસર?

કેસર–[ કેસર ન ગણકારતાં તિરસ્કારથી ] હં.

મ્હેરૂ–મા એને જરા વગાડવાતો દે. હું એની પાસે થોડું વધારે વગડાવવા માગું છું.

રતન–બેસ બેસ, જંગલી જેવો! [ કેસરને હુકમ કરતી ] જા, બહાર જઈને લાકડાં લઈ આવ. ચૂલો પણ હોલવાઈ ગયો છે. [ કહી તવી પરની ભાખરી ફેરવે છે. ]

કેસર–[ તિરસ્કારથી ] હં.

રતન–આજે તને શું થયું છે? આવું વિચિત્ર વર્તન તો મને કોઈ દિવસ જણાયું નથી! આજ સવારની ત્રણ જ ભાખરી કરી છે!

[ કેસર પાસેની ઓરડીમાં જાય છે. મ્હેરૂ તેની પાસે આવે છે. ]

મ્હેરૂ–[ પાસે આવીને ] કેસર!

કેસર–શું છે?

મ્હેરૂ–હોય શું? કંઈ નહિ.

કેસર–મારા મનમાં કે તમે મારા સૌન્દર્યનાં વખાણ કરતા હશો.

મ્હેરૂ–સૌન્દર્ય કંઈ બધી જ સ્ત્રીઓને વરેલું હોય છે? અને તારી પાસે સૌન્દર્ય હોય તો ને?

કેસર–પણ દરેકને સૌન્દર્ય જોવાને આંખ તો આપી છે ને?

મ્હેરૂ–માએ કહ્યું હતું એવું જ તારૂં વિચિત્ર વર્તન કેમ દેખાય છે? ભેજું તો ઠેકાણે છે ને?

કેસર–હા ઠેકાણે છે. પણ ધારો કે ન હોય તો......?

મ્હેરૂ–પહેલાં કહ્યું કે ઠેકાણે છે અને હવે કહે છે કે નથી એનો અર્થ?

કેસર–એનો અર્થ તમને સમજ પડે તે।

મ્હેરૂ–[ ગુસ્સાથી ] આમ લડાઈ શા માટે ઉભી કરે છે?

કેસર–પણ એકને એક જવાબ આપતાં મને કંટાળો આવે છે.

મ્હેરૂ–પછી તને ટેવ પડી જશે. થોડા દિવસ પછી લગ્ન થશે. પછી ઘર રાખતાં, સીવતાં અને છોકરાં રમાડતાં ટેવાઈ જશે અને એવી વાત કરવાનો વખત જ ન મળશે કે તને કંટાળો આવે.

કેસર–તમે આમ કેમ કહો છો? શું તમે મને નથી ચાહતા?

મ્હેરૂ–મેં તને એકવાર નહિ કહ્યું કે હું ચાહું છું ? એટલું બસ નથી ?

કેસર–પણ હું ઘણીવાર કહેવડાવવા માગું છું.

મ્હેરૂ–એવું મને નથી આવડતું. એક વખતમાં જ તારે સમજવું જોઈએ.

કેસર–લોકોને બતાવવા ખાતર ઘણો પ્રેમ કરવો જોઈએ.

મ્હેરૂ–[ ઉંઘી જવાની અણી પર હોવાથી ઉંઘમાં જ બબડતાં ] કે...સ...ર... !

કેસર–હું તમને કંઈક કહેવા માગું છું.

મ્હેરૂ–હવે મને હેરાન કર્યા વગર છોડશે ? તું શા માટે સારંગી વગાડતી નથી ?

કેસર–હું નહિ વગાડું હવે...

મ્હેરૂ–મા હવે નહિ વદે. [ આરામ ખુરશીમાં ઊંઘેથી ટુંટિયું વાળી સૂએ છે, ]

કેસર–તેને માટે નહિ [ બારી આગળ ટહેલતાં ] પણ એનો અવાજ ઘણો જ મોટો છે [ જૂદા જ અવાજથી ] મ્હેરૂ ! તમે કદી સિતાર સાંભળી છે ?

મ્હેરૂ–હં. તને સારંગી આણી આપવાની મેં તસ્દી લીધી એટલે તું આવું બોલે છે ?

કેસર–ના. ના. તેને માટે હું તમારી આભારી છું.

મ્હેરૂ–[ એકાએક ઉઠતાં ] હું તને કહેવાનું ભૂલી ગયો હતો તે યાદ આવ્યું.

કેસર–[ ઉત્સુકતાપૂર્વક ] શું ?

મ્હેરૂ–આજે એક ખીલામાં ભેરવાતા મારો કોટ ફાટી ગયો છે તે તું સીવી લે જે.

કેસર–[ એના તરફ અણગમો બતાવીને ઊઠે છે. ખીંટીએથી કોટ લઈ દાબડામાંથી સોય કાઢે છે ] હું સાંધી આપું છું. [ કહી એક જુની ખુરસી પર બેસે છે અને બારી તરફ અંધારામાં જુએ છે. મ્હેરૂ મોટેથી એક બગાસું ખાય છે અને આંખ મીંચી પથારીમાં પડે છે. ] [ બ્હારથી *કંસારીનો ઝીણો અવાજ આવે છે. ]

મ્હેરૂ–[ ઉંઘમાં ] આ પાપી કંસારીઓ ગાતી બંધ રહે તો મને આનંદ થાય.

કેસર–આ કંડીમાં, એનો મધુર અવાજ આવે તે મને ગમે છે.

મ્હેરૂ–આ કંડીમાં કરીને એ મરી જાય તો કેવી મઝા પડે ?

કેસર–ના. ના. એવું ન બોલશો.

મ્હેરૂ–સારૂં [ ઉંઘમાં ] કોટનું ઉપરનું બટનપણ મજબૂત છે કે નહિ તે જોઈ લે જે.

કેસર–સારૂં.

[ મ્હેરૂ ઊંઘી જાય છે. કેસર એના તરફ કંટાળા ભરી દૃષ્ટિથી જુવે છે અને બૂમ મારે છે. ] મ્હેરૂ !......

[ મ્હેરૂ પર અવાજની કંઈજ અસર થતી નથી તે કોટ મૂકીને બારી બ્હાર જુએ છે પણ કંઈ જ અવાજ ત્યાંથી આવતો નથી ]

રતન–[ કેસરને ] મ્હેરૂ ઊંઘી ગયો હોય તો તું એને ઊંઘવાદે.

કેસર–હં.

[ બહારથી સંગીતનો ધીમો અવાજ આવે છે. ]

રતન–તને કંઈ અવાજ સંભળાય છે.

કેસર–[ બારણા પાસે જઈ ] હં.

રતન–કોઈ ભિખારીની સિતારનો અવાજ હોય એમ લાગે છે. [ કેસર બારણાનો આગળો ઉઘાડે છે. ] તું શું કરે છે ?

કેસર–[ શાંતિથી ] [ ધડકતા હૃદય પર હાથ મૂકીને ] સાંભળું છું.

રતન–સારૂં. પણ તું બહાર જઈને જોઈ આવ કે પાસના તબેલાનાં બારણા ઢાંકેલાં છે કે નહિ ?

કેસર–હં [ કહી રસોડા તરફ જાય છે. અને તેના ભવિષ્યના ઊંઘતા પતિદેવ મ્હેરૂને નિહાળે છે અને મક્કમપણે બારણા બહાર પગ મૂકે છે. ]

રતન–સાંભળે છે કે કેસર ? તબેલાનો આગળો દઈ આવ......

કેસર–હં.

[ કેસર અંધકારમાં સંગીતના સૂર ભણી જવા માંડે છે એટલે તેનો 'હં'નો ધીમો અવાજ રતનને સંભળાય છે, જેમ જેમ તે સંગીતના સૂરની નજીક જાય છે. તેમ તેમ હૃદય તાર ઝણઝણે છે. ઘુઘરીઆળ પગ તાલ-ઠેકી પૂરે છે ને સંગીતના સૂર સાથે કેસર ગામડાં, બગીચા, ખેતરો અને દરિયા ખૂંદી વળે છે.

# નૂતન નારી યુગને મનન કરવા યોગ્ય લેખ

# ઋતુકાળ

## ☆ સ્ત્રીના ચાર દિવસોની આયુર્વેદ નિષ્ણાતોના આધારે દિનચર્યા ☆

**આ** લેખમાળાના આગલા હપ્તાઓમાં પુષ્પરક્ષા માટેના આયુર્વેદિક સિદ્ધાન્તો પ્રમાણેના સુખસાધ્ય ઉપાયો બતાવવામાં આવ્યા હતા. સાત્વિક ખોરાક, મનની પ્રફુલ્લતા, ખોટા વિચારોનો અભાવ તથા પ્રકૃતિનિયમોનું યથાર્થ પાલન એજ પુષ્પરક્ષા માટેના સાચા કુદરતી ઈલાજો છે એ ખાસ ધ્યાનમાં રાખવાની વાત છે.

મહર્ષિઓના મત પ્રમાણે નારી દેહમાં, પુષ્પ બાર વર્ષની વયે પેદા થાય છે અને યૌવનની ઓટ પછી લગભગ ૫૦ વર્ષની ઉંમરે જ્યારે લોહીમાં પણ ઓટ આવે છે ત્યારે પુષ્પદર્શન બંધ થઈ જાય છે * પુષ્પોદ્‌ભવનો સમય એજ નારી જીવનનું સાચું પ્રભાત છે. તે સમયથી જ તેના અંગોનાં તથા ઉપાંગોમાં વિકાસ થવા માંડે છે અને ઓદેહની વિશિષ્ટતા સૂચક આશયો પણ તેજ સમયથી વૃદ્ધિ પામવા માંડે છે. તે સમયથી તંદુરસ્ત નારીદેહમાં નિયમિત રીતે દર માસે પુષ્પદર્શન (ઋતુદર્શન) થવા માંડે છે. જેવી રીતે સૂર્યની ગતિથી બાધ્ય છ ઋતુઓ બરાબર સમયસર આવીને ઉભી રહે છે તેવીજ રીતે આ ઋતુ પણ દર માસે નિશ્ચિત સમયે આવીને પ્રગટ થાય છે. આ ઋતુદર્શનના સમયમાં અનિયમિતતા થાય તે દેહના દોષરૂપે જ લેખવી જોઈએ. દેહનું ઘડિયાળ—તેમાંનાં નાડી ચક્રો, રુધિર વાહિનીઓ, ધમણીઓ, ફેફસાં અને અન્ય ઇન્દ્રિયો બરાબર કામ કરતાં હોય તેવા નારીદેહમાં પ્રત્યેક માસે નિયમિત સમયે ઋતુદર્શન થવું જ જોઈએ. તેમાં અનિયમિતતા થાય તેને સામાન્ય ભાષામાં રોગ જ માનવો જોઈએ.

ઋતુદર્શનની પ્રવૃત્તિ ધર્મશાસ્ત્ર પ્રમાણે ચાર દિવસની અને આયુર્વેદ મત પ્રમાણે સાત અને અગિયાર દિવસની માનવામાં આવી છે. આ રીતે આયુર્વેદ અને ધર્મશાસ્ત્રના મત પ્રથમ નજરે અરસપરસ વિરોધી લાગે છે,



---

* અહીં એ નોંધવું આવશ્યક છે કે ધર્મશાસ્ત્ર તથા મંત્રશાસ્ત્ર દશ વર્ષની વયે પુષ્પનો ઉદ્‌ભવ માને છે. નવ દુર્ગાની ભાવનામાં 'દ્વિવર્ષા કુમારી' ત્રિવર્ષા ત્રિમૂર્તિ, ચાર વર્ષની *કલ્યાણી*, પાંચ વર્ષની રોહિણી, છ વર્ષની કાલિકા, સાત વર્ષની ચંડિકા, આઠ વર્ષની શાંભવી, નવ વર્ષની દુર્ગા અને દશ વર્ષની સુભદ્રા માનેલી છે. એ પછીની વયે નારી ઋતુમતી થાય છે એટલે તેને દશ દશ વર્ષ સુધી જ દુર્ગારૂપ માનેલી છે.

अष्टवर्षा भवेद्गौरी नव वर्षा च रोहिणी ।
दश वर्षा भवेत्कन्या अतउर्ध्वं रजस्वला ॥

એ શ્લોક સુધારકોની ગંભીર ટીકાનું સ્થાન બનેલો છે, પરંતુ મનુનું એ કથન શરીરશાસ્ત્રની દૃષ્ટિએ દશ વર્ષે રજોદ્‌ભવ થાય છે એ વાતને પુષ્ટિ આપે છે.

પણ ખરી રીતે તેમ નથી. ધર્મશાસ્ત્ર ઋતુદર્શનની બાહ્ય પ્રવૃત્તિ ચાર દિવસની માને છે અને તે પછી બીજા સાત દિવસની તેની અન્તઃપ્રવૃત્તિ આયુર્વેદ માને છે. બાહ્ય પ્રવૃત્તિના દિવસોનું ઋતુ અનેક દોષોથી ભરેલું હોય છે પરંતુ ચાર દિવસ પછીનું અન્તર્ગત ઋતુ વિશુદ્ધ અને ગર્ભધારણને માટે ઉપયોગી હોય છે. જો કોઈ કારણે પ્રથમના ચાર દિવસના ઋતુદર્શનમાં ગર્ભ રહે છે તો તે બાળક અનેક વિકારોથી ભરેલું વિકૃત આકૃતિવાળું અપંગ અને અલ્પાયુષી થાય છે. દૂષિત રક્તવાળા પ્રથમના ચાર દિવસોમાં નારી સાથે યોગ થવાથી પુરુષને ઉપદંશ (સિફિલીસ) જેવાં દર્દ થાય છે, અથવા રક્ત બગડી જાય છે અને મુખ તથા કપાળ ઉપર શ્યામતા આવી જાય છે. ઘણે ભાગે તેને મૂત્રરોગો પણ થયા વગર રહેતા નથી. પહેલા દિવસના ઋતુ કરતાં અને બીજા દિવસના ઋતુ કરતાં ત્રીજા દિવસનું ઋતુ વળી વધુ શુદ્ધ હોય છે અને ચોથે દિવસે તે સંપૂર્ણ શુદ્ધ થાય છે.

મહર્ષિઓએ તથા આયુર્વેદના આચાર્યોએ ઋતુના આ પ્રથમ ચાર દિવસ માટે સ્ત્રીને અસ્પૃશ્ય માનેલી છે તે આ દૃષ્ટિએ યોગ્ય જ છે. શાસ્ત્ર મતાનુસાર ઋતુ પ્રાપ્ત થયેલી સ્ત્રી પ્રથમ દિવસે ચાંડાલી સમાન છે, બીજે દિવસે બ્રહ્મઘાતિની સમાન, ત્રીજે દિવસે ધોબણ સમાન અને ચોથે દિવસે પવિત્ર હોય છે, આનો અર્થ એ નથી કે જગન્માતા નારી ઋતુમતી થવાથી પતિતા થાય છે. ખરી રીતે તો ઋતુમતી થવાથી જ તેનો મહિમા છે—, ધન્યતા છે. ખરી રીતે પુરુષને માટે—પતિને માટે તેનો સહયોગ ઋતુના પ્રથમ દિવસે, બીજે દિવસે અને ત્રીજે દિવસે કેટલો ભયંકર છે તે ભારપૂર્વક દર્શાવવા માટે જ મહર્ષિઓએ ઋતુમતી સ્ત્રીને પ્રથમના ત્રણ દિવસ માટે અનુક્રમે ચાંડાલી, બ્રહ્મઘાતિની, રજકી વગેરે કહેલી છે, એ શબ્દો વાપરનાર મહર્ષિઓ સ્ત્રીના દ્રોહી ન હતા બલ્કે સ્ત્રીના તથા સમાજના સ્વાસ્થ્યના પરમ હિતચિંતક હોવાથી પુરુષોની નિરંકુશતામાંથી સ્ત્રીને ઋતુ સમયમાં બચાવી લેવા તેમણે પોતાના નિષેધને આ રીતે વધુ ગંભીર બનાવવા પ્રયાસ કરેલો છે. વાસ્તવિક રીતે જોઈએ તો તેમના એ નિષેધને ઉવેખીને સ્ત્રી સમાગમ કરનાર પુરુષ મહર્ષિઓએ કહેલા પ્રકારની હીન સ્ત્રીના સમાગમના ફળને જ પ્રાપ્ત કરશે એમાં શંકા નથી. અમે ભારપૂર્વક જણાવીએ છીએ કે રંભા સમાન પદ્મિની સ્ત્રી પણ ઋતુના આ ચાર દિવસોમાં ભોગની કામનાવાળા પુરુષો માટે ચાંડાલી સમાન છે, સાથે સાથે એ પણ ઉમેરીએ કે એ અવસ્થામાં સ્ત્રી સમાગમ કરનાર પુરુષ તો ચાંડાલથી પણ વધુ હીન છે, એને માટે યોગ્ય હીનતાસૂચક શબ્દ કદાચ ભાષામાં નહિ જ જડે.

ઋતુના ચાર દિવસોના સમાગમથી મુંગી, બહેરી, રોગીષ્ટ, અપંગ અને નિર્બળ પ્રજા દેશમાં વધે છે. તે દેશની તથા વ્યક્તિની બંનેના હિતની દૃષ્ટિએ ઉચિત નથી. હવે આ ઋતુના ચાર દિવસોમાં શું કરવાનું હોય છે ને સુશ્રુતના મત પ્રમાણે બતાવવામાં આવે છે. " ऋतौ प्रथमदिवसात्प्रभृति ब्रह्मचारिणी ।" વગેરે સૂત્રો બહેનોએ જીભને ટેરવે રાખી અમલમાં મૂકવાં જેવાં છે.

પ્રથમ દિવસથી માંડીને સ્ત્રીએ સર્વથા બ્રહ્મચર્ય પાળવું જોઈએ. ' स्मरणं कीर्तनं केलिः प्रेक्षणम् गुह्यभाषणम् ' ઇત્યાદિ બ્રહ્મચર્યના તમામ નિષેધ નિયમોનું યથાવત પાલન આ દિવસોમાં બહેનોએ કરવું જોઈએ. પત્ની પ્રત્યે પ્રેમ ધરાવનાર પતિએ પણ પત્નીના આ બ્રહ્મચર્ય પાલનમાં સંપૂર્ણ સહ-

ભાવિ પ્રજાના અને સમાજના હિતને માટે બહેનોએ ઉપરના નિયમો ઋતુસમયમાં અત્યંત કાળજીથી પાળવા જોઈએ. નાની નાની દેખાતી આ સૂક્ષ્મ બાબતો માનવ-જીવન ઉપર ગંભીર અસરો પહોંચાડે છે તે ખ્યાલમાં રાખી અહીં સંક્ષેપમાં બતાવેલા નિયમો ઋતુસમયમાં પાળવા દરેક બહેનને અમારી પ્રાર્થના છે. પ્રાચીન પરોપકારી મહર્ષિઓનો આ સંદેશ ઘેર ઘેર બહેનોને પહોંચી જાય અને તેનું પાલન થાય તો ભારતવર્ષની હાલની દીન પરાધિન દશા દૂર થઈ ટૂંક સમયમાં જ આપણો દેશ જગતના ઈતિહાસમાં ગૌરવપૂર્ણ સ્થાન પ્રાપ્ત કરી શકે.

ઉપરના નિયમોનું પાલન કરવાથી પુષ્પમાં અણુ રૂપે રહેલું માનવબીજ નિરોગી, આળસ રહિત અને દીર્ઘાયુષી નીવડશે એમાં શંકા નથી. તે ઉપરાંત બહેનોના જીવનને હણી નાંખનાર ભયંકર રોગો પણ થઈ શકશે નહિ. માનવરૂપી મહા ફળની પુષ્પાવસ્થામાં જ કાળજી લેવામાં આવશે તો તે મહાફળ જરૂર અદ્ભૂત નીવડશે. આજની માનવતાની હ્રાસ લીલા એ માનવોમાં વધી રહેલી ઉન્માદ શક્તિને આભારી છે. નિરોગી પુષ્પમાંથી પેદા થયેલી, સુશીલ માતાઓની ભાવિ પ્રજા આ હ્રાસલીલાઓને નિવારી જગતને સ્વર્ગ બનાવશે અને તેની માતાઓ જ સાચી દેવીઓ-જગદંબાઓ લેખાશે. બહેનો, માતૃપદ જેટલું મહાન છે તેટલી જ તેની જવાબદારીઓ-ફરજો પણ મહાન છે એ યાદ રાખી નિરોગી દીર્ઘાયુષી પ્રજા દેશને આપવા આપ જરૂર કટિબદ્ધ થશો એવી આશા છે.

અહીં પુષ્પરક્ષાનો વિષય સમાપ્ત થાય છે હવે પછી અવકાશે " સ્ત્રીઓના રોગો " તથા " ફળરક્ષા "ના મહત્વના વિષયો હાથ ઉપર લેવા ઈરાદો છે. શુભમ્!

રાજવૈદ્ય ઉત્તમરામ દુર્લભરામ શુક્લ
આયુર્વેદાચાર્ય

# મ્હારે તંત્રી થાવું

[વિનોદ ગીત]



૧ તંત્રી પત્નીઃ—

મને તંત્રી બનાવો તંત્રી નાથ,
મ્હારે તંત્રી થાવું;
અહો પુસ્તકને પેપર સંગાથ,
મ્હારે ઑફિસ જાવું;
મને રોજની રસોઈ આ ગમતી નથી,
મોજ લેક્ચર લીટરેચરની મળતી નથી,
ઘર ખુણે આ જીવન ગોંધાય–
મ્હારે તંત્રી થાવું–મને.

૨ તંત્રીઃ—

દેવી ના, ના કરો એ વિચાર,
એમાં સુખડાં નથી;
ના ભૂલે વેંઢારસો એ ભાર,
એમાં દુઃખડાં અતિ–
સુખશાંતિ મગજ સ્થિર રહેશે નહીં
ખાવું પીવું વખતસર મળશે નહીં
નહીં રહેશે ઉજાગરાના પાર–
એમાં સુખડાં નથી–મને.

૩ તંત્રી પત્નીઃ—

દેવ, ના ના' કરો ન નિરાશ,
મ્હારે તંત્રી થાવું;
હૈયે તંત્રી થવાની ઊંડીઃ આશ,
મ્હારે તંત્રી થાવું.
તંત્રી મંત્રી થવાની તમન્ના લાગીઃ
મારે રુંવેરુંવે સરસ્વતિ જાગીઃ
ઘૂમું સાક્ષરમાં ઘરકામ ત્યાગી–
મ્હારે તંત્રી થાવું–મને.

તંત્રીઃ—
મ્હારે હૈયે દેવી છે સાક્ષાત
બીજી શું કરવા?
હું પૂજું છું દિનને રાત,
દેવી રીઝવવા,
એક દેવી રીઝાવું ત્યાં બીજી રીસેઃ
મેળ શ્રી ને સરસ્વતિનો ક્યાં ન વસેઃ
ત્યાં તંત્રી પદે શીદ ફસે?
એમાં સુખડાં નથી-મને.

તંત્રી પત્નીઃ—
દેવ પૂરી કરો મ્હારી આશ,
મ્હારે તંત્રી થાવુંઃ
હૈયે સાક્ષર થવાની છે પ્યાસ,
જીવન જાય ચાલ્યું—
મને કાવ્ય કથાનક કંઈ કંઈ સ્ફૂરેઃ
હૈયે ઊર્મિનાં મોજાં શમે ઉછળેઃ
મ્હારે ઊંડે અંતરિયે ઉલ્લાસ—
મ્હારે તંત્રી થાવું-મને.

૬ તંત્રીઃ—
હું માનું મ્હારાં અહોભાગ્ય,
તમને કાવ્યો સ્ફૂર્યાં;
તમે સાક્ષર થશો ધનભાગ્ય
મ્હારાં કિસ્મત ફર્યાં.
તુજ કાવ્ય કથાઓ હું પાને ધરીશઃ
પણ જો જે ના કલ્પના તંત્રીની કરીશઃ
મ્હારો ટાટોએ રોટલો જાશે ટળી,
એમાં દુઃખડાં અતિ—
થાશો તંત્રી જો તમે મોંઘી થાશે લાજ
રોજ સતાવશે લાજમાં, પુરુષતણીએ હોજ.

# વાર્તાલાપ

[ પત્રના તંત્રી શ્રી. આખો દિવસ કાર્યાલયમાં લેખકો, કલાકારો સાથે વાર્તાલાપ, ચર્ચાઓ કરીને, આવેલા લેખો, કાવ્યો, નિબંધો ઇત્યાદિ લખાણોને ઝીણવટ ભરી દ્રષ્ટિથી તપાસ કરીને પ્રેસનાં કામદારો સાથે તેની સુંદર સજાવટ પાછળ મગજનું ભૂસું કરીને, મશિનીયર સાથે સુંદર મુદ્રણ બાબત રસાકસી કરીને એ ક્રમ મુજબના આખા દિવસના પરિશ્રમ બાદ સાંજના કાર્યાલયમાંથી નિશ્ચિંતતાનો શ્વાસ ખેંચી, હવે ફક્ત એક જ આરામનું સ્થળ તે ઘર એમ સમજી ઘેર આવે છે. ઘેર આવી બેસતાંની સાથે જ તંત્રી પત્ની પોતાનો તંત્રી બનવાનો શુભ વિચાર પોતાના પતિ પાસે રજુ કરે છે. આખા દિવસના પરિશ્રમથી કંટાળી આવેલ તંત્રી ને પોતાના 'બાર વાગ્યા'ની આંછી ભયજનક, લાઈન દોરી દેખાય છે. તંત્રીશ્રીને ભય ઉપજે છે કે સાંજના થાક્યા પાક્યા ઘેર આવીને ઠંડા પેટે ફક્ત જમવાનું મળતું હતું તે પણ હવે ટળી જવાનું. બહુ વાર વિચાર કરે છે. તંત્રી પત્ની તંત્રી બનવાની હઠ પકડે છે-તેનો રમુજી પ્રસ્તાવ અત્રે રજુ કરેલ છે. ] લેખક

# દા તા ર

શ્રાવણી પૂર્ણિમાને દિવસે મોડેથી ફરવા જવાનું મને મન થયું. નરોડા તરફની એક મીલના-કંપાઉંડમાં રહેતા મેનેજર સાહેબને મળવાનું પણ મનમાં હતું. તેમને મળીને હું પાછો આવતો હતો. વાતચીતમાં થોડો માલ પણ મેં વેચ્યો હતો એટલે મારું મન પ્રફુલ્લ હતું. વાદળીમાંથી ચંદ્ર ક્રીડીયા કરતો હતો. રસ્તાની બે બાજુએ તળાવડાં ભરાયલાં હતાં. કોઈક ઠેકાણે તો એકલો કીચડ જ હતો અને કોઈક ઠેકાણે કીચડ સાથે પાણી પણ હતું. હવા સરસ હતી અને મોડું થયું હોવાથી હું ઝડપથી પગલાં ભરતો હતો.

એટલામાં બાજુના એક વિશાળ ખાબોચીયામાંથી મેં સીનેમાના પ્રેમગાનની છુટક કડીઓ સાંભળી. એ તરફ નજર કરતાં એક વિચિત્ર દસ્ય જોયું. એક બાઈ લગભગ ઢીંચણ સુધીના કીચડ પાણીમાં ઉભી ઉભી બે હાથે પાણી ઉછાળ્યા કરતી હતી અને તેના તાલ સાથે રાગડો ખેંચતી હતી: "પ્રેમ...હી પ્રાણાધા...ર" એને જોઈને મને લાગ્યું કે એ ગાંડી હશે અથવા તો છાકટી થયેલી હશે. તરતજ બુટ કહાડીને હું એ તલાવડામાં ગયો. અંદર જઈને એનો હાથ ઝાલીને એને ખેંચીને મેં એને કોરી જગામાં દોરી. એકદમ એ તો સ્તબ્ધ થઈ ગઈ અને મેં દોરી તેમ દોરાઈ. પણ કોરી જગામાં આવતાં જ તેણે મારી સાથે લડવા માંડ્યું. અને ધાંટાધાંટ કરી મુકી.

"કોણ છે?" ધાંટાધાંટ સાંભળીને બાજુના ચોકીદારે બૂમ પાડી.

મેં જણાવ્યું કે આ બાઈ ડૂબશે એ બીકે એને બહાર ખેંચી લાવ્યો છું. પણ એ પાછી પાણીમાં જવા યત્ન કરે છે.

"માણકી બ્હાર આવ." ચોકીદારે કહ્યું.

"નથી આવતી."

"કેમ, મારું નથી સાંભળવું? જલદી બહાર આવ."

"નહિ આવું."

"મરવાની થઈ છે. જીવતી નહિ મુકું." આટલુ બોલીને ચોકીદાર મારી પાસે આવ્યો. "એ તો છે જ એવી. અહિં પાસે જ રહે છે. રાડા, પરાળ, વગેરે રસ્તામાંથી ભેગાં કરીને એનું પેટીયું કહાડે છે. એનું નામ માણકી. બીડીતો કહાડો માસ્તર."

"મોટો મારવાવાળો આવ્યો છે. મારે નહાવું હશે ત્યાં નહાઈશ. તું કોઈ મારે શેઠ નથી."

"હમણાં નવડાવી દઈશ, સમજી?" એ બલા રોજ આમ તોફાન કરે છે. એને ઘેર એક અપંગ નાનો છોકરો છે.

"બહુ દૂર રહે છે?"

"ના રે, બાજુમાં જ રહે છે."

"એને ઘેર પહોંચાડવી જોઈયે."

"ભલે, તમારી મરજી. પણ ચેતજો કાંઈ રોગ મળે નહિ." ચોકીદાર હસ્યો. આટલી વાર, એ બાઈ નિરાંતે પાછી કીચડીયા પાણીમાં જઈને બેઠી હતી. અને ગમે તેવાં ગાયનોના રાગડા ખેંચતી હતી. હું ફરી પાણીમાં ગયો. મને જોઈને તે પાછી બોલવા લાગી. "મારો મને ભલે મારો. નર્યા કસાઈ મારી નાંખો મને." મેં એને સમજાવીને કહ્યું કે હું કંઈ તને મારવા નથી આવ્યો. પણ તું માંદી પડી જઈશ. માટે ચાલ, તને તારે ઘેર પહોંચતી કરું.

લેખક : આનામી

બાઈનું મગજ ફર્યું અને એકદમ ઘેર જવા તૈયાર થઈ. "હીંડો ત્યારે" કહીને એ મારી આગળ ચાલી.

"ચાલો મારા પ્રાણ, હું તમને મારે મંદીરીયે પધરાવું" આમ હસતી હસતી અને રાગડા કહાડી એ બોલી. મને લાગ્યું કે કાંતો એ ગાંડી છે કે પીધેલ છે.

એક મોટા ગોડાઉનના કંપાઉંડમાં મને એ લઈ આવી. "માલના ગાડા ત્યાં છુટતાં હશે. મોટાં ખોખાં, લોખંડના બીમ, વગેરે પુષ્કળ માલ ત્યાં ભર્યો હતો. તેની વચમાંથી રસ્તો કહાડીને એક બારણા પાસે તે આવી. સાંકળ ઉઘાડીને મને કહે "આ મારું ઘર, અંદર ચાલો."

થોડા પગથીયાં નીચે ઉતરવાનાં હતાં. એ બાઈના પગ તો થરકાતા હતા. મારે એને ઝાલીને ઉતારવી પડી.

"મા, તું છે કે?" એક કાલો અવાજ અંધારામાંથી આવ્યો.

"હા, બેટા, મારા વિના કોણ આવવાનું હતું તારી પાસે."

દીવાસળી ઘસવાનો અવાજ આવ્યો અને ઘાસલેટનો એક ખડીયો સળગ્યો:

પેલી બાઈ, માર્ગેરેટ જેનું નામ હતું તે તો તરત જ એક ખુણામાં પથારી જેવું કાંઈક હતું ત્યાં જઈને પડી. એના નસકોરાં સંભળાવાં અને વચ્ચે વચ્ચે વાંધણીઓ પણ આવતી હતી.

"આજે હીચ્યું લાગે છે." છોકરો બોલ્યો એ એક ખુણામાં પાંજરા જેવી પથારીમાં બેઠો હતો. એનું મુખ કુમળું અને નિર્દોષ હતું.

"એના ભીનાં કપડાં કહાડી નાંખીને એને બરાબર સુવાડવી જોઈએ" મેં કહ્યું.

આડું જોઈને એ બોલ્યો: "હા, કહાડી નાંખો:" પછી જાણે કાંઈ જ ના હોય અવાજે બોલ્યો: "હું દીવો ઓલવી નાખું"

"શા માટે?" મેં પૂછ્યું: પણ છો કાંઈ બોલ્યો નહિ.

જાણે એક કોથળો ઠાલવતો હોઉં પ્રમાણે મેં તે બાઈનાં કપડાં કાઢ્યાં. અને કાટલો સાલ્લો વળગણી પરથી લઈને ઢાંકી બરાબર સુવાડી. એનાં ભીનાં કપડાં એક ખૂણે નાંખ્યાં. એક ખૂણામાં ચોકડી ત્યાં જઈને મેં મારા હાથ ધોયા અને મ રૂમાલથી લુછતાં લુછતાં મેં પેલા છોકરાને ક

"સાહેબજી ત્યારે હવે હું જઈશ."

"હવે હું દીવો હોલવી નાખું!" કંઈક અચકાતો બોલ્યો.

"જેવી તારી મરજી."

"અને તમે જાવ છો? અહિં સુંવા નથી? આની સાથે." એટલું બોલી ઝ પોતાની મા તરફ હાથ કર્યો.

"શા માટે."

"એ તો તમે જાણો. જે અહિં અ છે તે સૌ એમ જ કરે છે."

હું તો સ્તબ્ધ બની ગયો. મેં પૂછ્

"હું તારી સાથે બેસું?"

"પણ આ કાંઈ હવે સવાર પહેલાં ન નહિ."

"મારે એનું કામ નથી." એમ કહી એના પાંજરા પાસે બેઠો. અને કેવી રીતે એની માને જોઈ અને કયા સંજોગોમાં એ હું લઈ આવ્યો તે કહ્યું.

"એ જરા વધારે હીંચે છે ત્યારે એમ કહે છે; અને ઘણી વાર તો પીધેલ નથી હો ત્યારે પણ એને મનમનામણા કરવાની ટેવ એક બચ્ચાની માફક, જાણે રમત રમતી હે એમ વર્તન કરે છે."

હવે જ મેં એ છોકરાનું મોં બરાબર જો

તેની આંખો આકર્ષક હતી. મોં ફાડ સુંદર હતી. એકંદરે એનું મુખ સુરેખ હતું પણ જ્યારે એ મારી તરફ જોતો ત્યારે એની આંખો અમાનુષી લાગતી ઊંડી અને અગમ્ય.

"તારા પગને શું થયું છે ?"

એણે પગ ઉપરનું મેલુ કપડું ખસેડ્યું અને હાથ વતી ઉપાડીને પગનો ગચ્છો ઊંચો કર્યો. કેવળ લોચા રૂપ તે હતો.

"બન્ને પગ આવા જ છે. એમાં જીવ નથી. મારે તે કાંઈ જ કામના નથી."

"તારી આસપાસ, અભરાઈ ઉપર આ બધાં ખોખાં અને નાની મોટી પેટીઓમાં બધું શું ભર્યું છે ?"



એ તો મારું સંગ્રહસ્થાન છે. તમારે જોવું છે ?"

ત્યાર પછી તેણે એક એક ખોખું લીધું અને તેનું વર્ણન કરતો ગયો. એકમાં સોમલો હતો. તે ભયંકર મોટો વંદો હતો. બીજામાં હનુમાન હતો. ત્રણ ઈંચ લાંબી કંસારી હતી. ત્રીજામાં મોતડી ભમરી હતી. વળી એકમાં તો હાથી છે. હાથી, તે એક નવા પ્રકારનું જીવડું હતું, એનું વર્ણ એણે સુંદર રીતે કર્યું અને કહ્યું કે એની મા એ જીવડાને લુન્ચાને નામે જ ઓળખે છે. પછી બોલ્યો :

"એ પણ મારી મા સાથે ગેલ કરે છે. બધાં પુરુષો આવીને ગેલ કરે એમ."

"તારી મા તને મારે છે ખરી ?"

"મને ? શા માટે ? તમે તે કાંઈ ગાંડા થયા. મારા વગર એ જીવી જ ના શકેને."

"એનું હૈયું તો પોચું પય છે. ખુબ ઢીંચવાની ટેવ પડી છે. અમારી પડોશમાં સૌએ ઢીંચે છે. મજૂરો, ગાડાવાળા, ચોકીયાત, કોઈ ઢીંચ્યા વિના નથી રહેતા. ઘણીયે વાર હું એને કહું છું કે તું આ લત છોડ તો પૈસાવાળી થઈશ. પણ એનાથી એ વગર રહેવાતું જ નથી. બીચારી શું કરે ? સોના જેવી બાયડી છે. અને ગમે એટલું પીયે પણ સવારે એવી ને એવી. કામ પર જવા તૈયાર."

આટલું કહીને એ હસ્યો, આ રૂપાળા તથા અકાળે પ્રૌઢ અપંગ બાળકની વાતો સાંભળીને મારું હૃદય એનીતરફ આકર્ષાયું. હું કેવી ગંદી–ભૌતિક અને નૈતિક બન્ને રીતે ગંદી જગામાંનુ તે પણ ભૂલી ગયો. એટલામાં તે બોલ્યો.

"મારું સંગ્રહસ્થાન સરસ છે ને ?"

તરત જ મારી નજર ચારે તરફ ફરી એનું પાંજરું, નાની મોટી ડબીઓ, ગંદો રાખથી ભરેલો ચુલો, મેલાં લબોતરાં, અને પેલી અસ્તવ્યસ્ત પડેલી બાઈ.

"હા, ઘણું સરસ છે." મેં કહ્યું.

"તમે કેવી જાતના માણસ છો ?"

"કોઈ પણ જાતના નહિ."

"ખોટી વાત. તમે રાત્રે તમારે ઘેર જતાં બીનારી જાતના છો."

"હવે તો પરોઢ થયું."

"ત્યારે તમે જતા રહેશો ?"

"હા. પણ પાછો આવીશ."

"શા માટે !" શંકા પૂર્ણતાથી એ બોલ્યો.

"તને મળવાં. મને .ારી વાતોમાં રસ પડે ૭. "હું આવું ને!"

"જરૂર. સૌએ માવે છે. પણ તમે મને પનાવો છો."

"ના, હું જરૂર ભાવીશ."

"હા. પણ મને મળવા. મારી માને મળવા નહિ."

"તમે ચોર છો?"

"ના. ચોર શા માટે?"

તમારા પંજા મોટા છે અને નાક ચોર જેવું છે. અહિં બે ચોર પણ આવે છે: એક તો મૂરખ છે. પણ બીજો બહુ સારો છે. તમારી પાસે ડાબડીઓ છે?

"હું તારે માટે ડબ્બીઓ જરૂર લાવીશ."

"લાવજો. તમે આવવાના છો એ હું માને નહિં કહું."

"કેમ!"

"મરદો આવવાના હોય છે ત્યારે એ બહુ રાજી થાય છે. ભાયડાઓ પાછળ એ નરી ગાંડી છે. પંદરમે વર્ષે તો એણે મને જન્મ આપ્યો. એ કેમ બન્યું એનુયે એને ભાન નથી, તમે ક્યારે આવશો?"

"કાલે સાંજે હું આવીશ."

"આવજો ત્યારે."

મને ભેટવા એણે હાથ પહોળા કર્યા હું નીચો વળીને એને ભેટયો. બહુ જ લાગણીથી એ પણ મને ભેટયો.

હું બહાર નિકળ્યો. પરોઢ થયું હતું, શુક્રનો તારો અસ્ત થવાની તૈયારી હતી. આકાશનો ફીક્કો ગુલાબીરંગ, ખાબોચીયાઓમાં દેખાતો હતો અને ત્યાં નવી ભાત પાડતો હતો.

હું તો પરણેલો નહોતો. પણ ઘેર જઇને



## કૂંજે કોયલડી.

કૂંજન વનમાં કૂંજે કોયલડી,
કોકિલ શું કંઠે ટહુકતી કોયલડી!
કૂંજે વસંત કંઇ કૂંજે નવ પ્રેરણા,
સુંદર સરોવરને કાંઠડે કોયલડી!
મીઠી આંબલીયાની ડાળે કોયલડી!
હેડે રસ ચેતના જગાવે સાહેલડી.

સાખી

બની ચકોરી બાવરી બેઠી સરિતા ઘાટ,
શીતલ નીરખે ચાંદની વાટ જુએ પરભાત.

કૂંજન વનમાં કૂંજે કોયલડી!

કમુબ્હેન પુણીકર.

---

મારા પાડોશી છોકરાઓને પતંગીયા અને ગોકળગાય પકડવા કહ્યું. તેઓ તો ખુશીથી પકડી લાવ્યા. બજારમાંથી રંગરંગીન પૂંઠાની નાની મોટી પંદરેક પેટીઓ હું લઇ આવ્યો. અને પેલાં પતંગીયાં તથા ગોકળગાય તેમાં મૂકયાં. આ સામાન તથા થોડી મીઠાઇ વગેરે લઇને હું સાંજે મારા પગવિહોણા મિત્રને ત્યાં ગયો અને બધી ચીજો તેની આગળ મૂકી. પૂર્ણ આશ્ચર્યથી તે સૌ તેણે લીધી અને મારી સામે એક મીટ જોયું. દિવસના અજવાળામાં તેની આંખો રાત કરતાંયે વધુ સુંદર દેખાતી

હતી. તરત જ તેણે આંખો બધી ભેટ તરફ ફેરવી અને બોલ્યો.

"મા, મા. જલદી અહિં આવ. મારા ગંદા હાથ ધોવડાવ. જો જો મારે માટે આ ભાઈ કેટલી બધી ભેટ લઈ આવ્યા છે. કાલ રાત્રે એ જ તને એક સીપાઈની માફક અહિં લઈ આવ્યા હતા, જલદી કર."

"એ ભાઈનો ઉપકાર તો માન." આ શબ્દો ધીમે અવાજે મારી પાછળથી આવ્યા.

"એ તો હું ભૂલી ગયો. ભાઈ! તમારો હું ઘણો જ ઉપકાર માનું છું."

આટલું બોલીને એણે મીઠાઈ આરોગવા માંડી. તેમજ એ ખોખા તપાસવા લાગ્યો. એની મા એક કકડો ભીનો કરીને લાવી અને એના બન્ને હાથ તેનાથી લુછ્યા.

"અરે મા પેલી નાઠી. પકડ એને છે તો ગોકળગાય પણ દોડે છે કેવી."

એની મા પણ બધું ભૂલીને સંતાઈ ગયેલી ગોકળગાય લેવા દોડી મોટેથી હસતી હસતી તે લઈને આવી.

"આ શીંગડીઓવાળી ગોકળગાય આપણે પહેલાં નથી જોઈ. અમારા કંપાઉંડમાં પાંતરા જેવા આકારની લાંબી થાય છે."

જાણે મને જુના કાળથી ઓળખતી હોય એમ એ વાત કરવા લાગી.

"જો મા સંભાળજે પાછી એને દબાવી દઈશ નહિ." પછી મારી તરફ ફરીને એ બોલ્યોઃ "એકવાર એ દીચીને આવી તો તે મારા કોઈ ખોખા ભાગી નાંખ્યાં અને કંસારીઓ અને જીવડાં ઉડી ગયાં અને કાંઈક મરી ગયાં."

"દીકરા, એ વાત હવે ના સંભાળ. ફરી કોઈ દીવસ એવું થયું છે?"

"અરે કાંઈક જીવડાં મારે અગ્નિમાં બાળવાં પડ્યાં હતાં."

"પણ મેં તને બીજા કેટલાં બધાં પકડી આપ્યાતાંને?"

"અરે ગાંડી! એ તો બધાં મારાં શીખવેલાં હતાં. તને કાંઈ ભાન છે?"

એની માએ એનો હાથ થાબડ્યો. માથું પંપાળ્યું અને મારી તરફ જોઈ બોલી.

"મારો લાડકો કેવો રૂપાળો છે. એની આંખો તો જુવો."

"તારે જોઈયે તો મારી એક આંખ લઈ લે. પણ મને પગ આપ." એ છોકરાએ કહ્યું. એના હાથમાં એક જાડું રંગીન જીવડું હતું. એની માને બતાવીને વળી પાછો તે બોલ્યો. "મા આ જોયું પેલા જાડીયા સાધુ જેવું છે. યાદ છે કે?"

"હા, હા." કહીને તે હસી. અને મારી તરફ જોઈને બોલી.

"એકવાર ભભૂતી ચોળેલો અને મોટી ઝટાવાળો એક બાવો અહીં આવ્યો હતો. મને કહે તું ભીંડીના દોરડા વણે છે તો મને દોરડાની એક નીસરણી કરી આપ. મેં તો કોઈ દિવસ આવી નિસરણી જોઈ નહોતી. એટલે હું કાંઈ બોલી નહિ. પછી એણે કહ્યું હું તને શીખવીશ. એમ કહી એની જટા છોડી અને તેમાંથી લાંબી દોરડી કહાડી એની કહેડે કંદોરા માફક વીંટેલી દોરડી કહાડી. અને ઝોળીમાંથી તુંબડીને બાંધેલી દોરડી કાઢી એ બધા દોરડીઓમાંથી એણે નીસરણીના બે પગથીયા બનાવ્યાં. હું એ જોઈને શીખી પણ મને વિચાર આવ્યો કે આવી નીસરણીનું આ જોગટાને શું કામ પડ્યું હશે. કોઈ મંદિરનો ભંડાર લૂંટવો હશે કે શું?" આટલું બોલી તે ખૂબ હસી અને છોકરાને ખભાથી હલાવી નાંખ્યો.

"ગાંડી, આટલું હસે છે શું? તને હસવા વિના કશુંયે ભાન છે.

કીટલીમાં પાણી લઈ ન્હાતો મૂક. બિચારા-મેમાન ક્યારના આવ્યા છે." છોકરાએ કહ્યું.

"પણ ખાંડ છે ક્યાં કે ચા મુકું."

"દુકાનેથી લઈ આવ."

"પણ પૈસા જોઈયેને."

"તારી પાસે ના હોય તો આમની પાસેથી લે." મારી તરફ જોઈને એ બોલ્યો. મેં તરત જ એક રૂપીયો કહાડીને તે બાઈને આપ્યો. બાઈએ એક કીટલી લઈ તે સાફ કરી તેમાં ચોખ્ખું પાણી ભરી ચુલ્હે મુકી પછી બહાર દોડી ગઈ.

"મા, આ બારીનો કાચ ધોઈ નાંખ. કેટલો ગંદો છે. એની બીડીના દોરડાનું કામ આવે ત્યારે બધે જ કચરો કરી મૂકે." મારી તરફ જોઈને બોલ્યો. "બહુ જ કામગરી છે. મરું ત્યારે કોઈનું ના સાંભળે. હું કહું મને બહાર મુકી આવ. હું ગુંગળાઈ જઈશ, ત્યારે હરેકના મોરા લાકડા તારા વિના મને ના ગમે એમ કહી તે ગાવા મંડી જાય. એને ગીતો પણ કેટલાં આવડે છે." આટલું કહી માના ગુણ વધારે બતાવવા એણે એક અશ્લીલ બોડી લલકારી.

"એ તો ગંદુ ગીત છે" મેં કહ્યું.

"એ બધા એવાં જ ગીત ગાય છે." બોલ્યો અને મેં એક નિશ્વાસ નાંખ્યો. ટલામાં બહારથી વાજાં અને પડઘમનો વાજ આવ્યો.

"અરે જલદી મને ઉંચકીને બારી પાસે કા; બેંડ આવ્યું હવે મઝા પડશે." મેં ને એક પોટલાની માફક ઉંચકીને બારી સે બેસાડ્યો. બહાર કોઈ સીનેમાનું જાહેર બર યા વાજું વાગતું હતું. એના રાગ ડે તાલ બેસાડી તે હાથ ઠોકતો આનંદમાં ાવી ગયો.

ધીમે ધીમે આ અર્ધ ભોંયરા જેવી ટડીમાં અજવાળું વધ્યું અને મારી આંખ પણ ટેવાઈ. ચારે તરફ મેં ગંદવાડ જોયો. કરોળીયાના જાળા, ધુળ, ચીંથરા, ધુમાડાની મેશ, એ સર્વનાં ત્યાં દર્શન થતાં હતા. એટલામાં બહારથી અવાજ આવ્યો.

"ચલજાવ. અહિં અવાજ ન કરો."

"મને નીચે ઉતારો હવે જમાદાર વાજું નહિ વગાડવા દે." એ છોકરાએ કહ્યું મેં તેને પાછો તેની જગાયે મુકયો પછી તેણે મને પૂછ્યું. "આ વાંદાઓને આપણે ખૂબ ખવાડીયે તો મોટા થઈ જાયને!" મેં કહ્યું "હા" અને બહુ બહુ જ ખવાડીયે તો ઘોડા જેવા થાયને?" એ પૂર્ણ ગંભિરાઈથી આ પૂછતો હતો, અને પોતે માનતો પણ હતો. "હા" મેં કહ્યું યોગ્ય ખોરાક આપવો જોઈયે. એમ થાય તો ઘોડા જેટલા પણ થઈ જાય."

"બરોબર પણ મા તો મને હસી કહાડે છે. મૂર્ખી! અને જો બીલાડીને ખૂબ ખોરાક આપીયે તે તો જલદી ઘોડા જેવી થઈ જાય. "હા. એમ જ થાય."

મારી પાસે જોઈયે તેટલું ખાવાનું નથી. નહિતો એવી મઝા પડત! એ ખોરાક આપવાથી માંખીઓ કુતરા જેટલી મોટી થાત! વંદાઓને ખવાડીને ઘોડા જેટલા મોટા કરત. પછી એ ઈટોનું ગાડું ખેંચી શકતને?" એણે મને પૂછ્યું. "પણ વંદાઓને તો મોટી મુછો હોય છે ને!" મેં કહ્યું.

"મુછોનો શો વાંધો છે! એતો લગામ બની જાય! જો મારી પાસે પૈસો હોત તો હું તો વેપારમાં પડત. આ બધા મારા જીવ-જંતુને હું પાળત. મા માટે ઘોડો વેચાતો લેત અને લીલાં ખેતરોમાં લઈ જાત. તમે કોઈ દીવસ લીલા ખેતરોમાં ગયા છો?"

"હાસ્તો" "એ કેવા હોય તે બધું મને કહો."

મેં ખેતરોની વાતો કરવા માંડી. એતો

ખૂબ ધ્યાનથી સાંભળતો હતો. ધીમે ધીમે એની આંખ ઘેરાવા લાગી એટલે મેં બહુ જ ધીમે અવાજે વાત કરવા માંડી. એટલામાંતો એની મા ન્હાનો સામાન લઈને આવી પહોંચી.

"લ્યો હું આવી પહોંચી."

"હા બહુ જ સુંદર" તે છોકરો બોલ્યો. "ખાલી ચોગાન. બધે લીલું ઘાસ. અંદર ફુલ પણ ખરાં! મા, તું એક ગાડી લાવીને મને લીલાં ખેતરમાં કેમ નથી લઈ જતી? તું તદ્દન સ્વાર્થી છું. પોતે તો બધે જ રખડે છે. લુચ્ચી."

"ભાઈ ગાળાગાળ ન કરીયે. હજી તુંતો નાનો છું."

"ના જોઈ હોય તો. મોટી. તુંતો રોજ ગાળાગાળ કરે છે. એ લીલાં ખેતર બનાવ્યા કોણે?"

"ભગવાને. ગણપતિયે."

"હા ગણપતિનું કારખાનું તો આપણા મકાનમાં છે.* એ કારખાનાવાળાને કહેને કે સાથેસાથે લીલાં ખેતર પણ બનાવે!"

આ સાંભળીને એની માતો હસવા લાગી. ખૂબ હસી. હસતાં હસતાં બેવડી વળી ગઈ.

"આ કેવી હસે છે. નાનાં બચ્ચાંના જેવી છે" આમ કહીને એ લાડથી એક ભૂંડાળી ગાળ બોલ્યો.

"હસવા દેને. તું શું કરવા ફીકર મનમાં લે છે! મેં કહ્યું.

હું તો કોઈયે મનમાં લેતો નથી. પણ આ બારીનો કાચ ગંદો રાખે ત્યારે તો હું ગુસ્સે થાઉંને! જરા અજવાળુંએ નથી આવવા દેતી.

"મારો લાડકો કેવો મઝાનો છે." એની મા હસતી હસતી બોલી. એ ના હોતતો હું ક્યારનીય ડુબી મરી હોત."

"તમે મૂરખ છો!" એકદમ પેલા છોકરાએ મને પૂછ્યું.

"હું શું જાણું? પણ કેમ પૂછવું પડ્યું?" મેં કહ્યું.

"મા કહેતી હતી" એ બોલ્યો.

"હા, હા, હુંજ કહેતી હતી. પણ ઓછી કાંઈ ગાળ દેતી હતી. હું પુરી ભાનમાં નહોતી. પીધેલી હતી, એ વખતે એક પુરુષ મને ઘરમાં લઈ આવ્યો ભીનાં કપડાં ક્હાડ્યાં. ખાટલામાં નાખી અને પોતે પાછો ચાલ્યો ગયો. એટલે મૂરખ તો ખરોજને! પણ અલ્યા તુંજ મારી ચાડી ખાય છે ને!"

કાંઈક ગુસ્સાથી એ બોલી. એની હબ તદ્દન નિર્દોષ હતી. જાણે પહેલી વીણીની બાળા ચડભડતી હોય તેમ એ બોલતી હતી.

"ચાલો આપણે હવે ચ્હા પીયે." કાંઈક નરમ થઈને એ બોલી. "હું મોટો થઈશ પછી આ મારે માટે એક ગાડી લેશે. પછી હું લીલાં ખેતરોમાં જઈશ. રસ્તે ઉભો રહીશ અને ભીખ માંગીશ." મોટો ના જોયો હોયતો! તારે મન તો મુલક આખો સ્વર્ગ જેવો હશે. પણ ત્યાંતો મુવા હારૂડીયાઓ છે. ચોકીદારો છે. ને સીપાઇડા છે."

તું તો જુઠી છે. આ ભાઈને પુછને. એમણે બધો મુલક જોયો છે."

## શાને?

(વસંત તિલકા)

રે! પદ્મિની સમ ભર્યું અલી રૂપ વાને,
ને ચિત્રિણી ચરિતમાંહી બનાવી જેણે,
આપી વળી ગતિય હસ્તિની જેવી તેણે
શંખિનીનો દીધ હશે જ સ્વભાવ શાને?

રજનીકાન્ત ભટ્ટ

* માટીની ગણપતિની મૂર્તી બનાવવાની.

કીટલીમાં પાણી લઈ મ્હાતો મૂક. બિચારા-મેમાન કયારના આવ્યા છે." છોકરાએ કહ્યું.

"પણ ખાંડ છે કયાં કે આ મુકું."

"દુકાનેથી લઈ આવ."

"પણ પૈસા જોઈયેને."

"તારી પાસે ના હોય તો આમની પાસેથી લે." મારી તરફ જોઈને એ બોલ્યો. મેં તરત જ એક રૂપીયો કહાડીને તે બાઈને આપ્યો. બાઈએ એક કીટલી લઈ તે સાફ કરી તેમાં ચોખ્ખું પાણી ભરી.ચુલ્હે મુકી પછી બહાર દોડી ગઈ.

"મા, આ બારીનો કાચ ધોઈ નાંખ. કેટલો ગંદો છે. એની બીડીના દોરડાનું કામ આવે ત્યારે બધે જ કચરો કરી મૂકે." મારી તરફ જોઈને બોલ્યો. "બહુ જ કામગરી છે. મંડે ત્યારે કોઈનું ના સાંભળે. હું કહું મને બહાર મુકી આવ. હું ગુંગળાઈ જઈશ, ત્યારે હરેકના મોરા લાકડા તારા વિના મને ના ગમે એમ કહી તે ગાવા મંડી જાય. એને ગીતો પણ કેટલાં આવડે છે." આટલું કહી માના ગુણ વધારે બતાવવા એણે એક અશ્લીલ ચોડી લલકારી.

"એ તો ગંદુ ગીત છે" મેં કહ્યું.

"એ બધા એવાં જ ગીત ગાય છે." એ બોલ્યો અને મેં એક નિશ્વાસ નાંખ્યો. એટલામાં બહારથી વાજાં અને પડઘમનો અવાજ આવ્યો.

"અરે જલદી મને ઉંચકીને બારી પાસે મુકો; બેંડ આવ્યું હવે મઝા પડશે." મેં એને એક પોટલાની માફક ઉંચકીને બારી પાસે બેસાડયો. બહાર કોઈ સીનેમાનું જાહેર ખબર યા વાજું વાગતું હતું. એના રાગ જોડે તાલ બેસાડી તે હાથ ઠોકતો આનંદમાં આવી ગયો.

ધીમે ધીમે આ અર્ધ ભોંયરા જેવી કોટડીમાં અજવાળું વધ્યું અને મારી આંખ પણ ટેવાઈ. ચારે તરફ મેં ગંદવાડ જોયો. કરોળીયાના જાળા, ધુળ, ચીંથરા, ધુમાડાની મેશ, એ સર્વનાં ત્યાં દર્શન થતાં હતા. એટલામાં બહારથી અવાજ આવ્યો.

"ચલજાવ. અહિં અવાજ ન કરો."

"મને નીચે ઉતારો હવે જમાદાર વાજુ નહિ વગાડવા દે." એ છોકરાએ કહ્યું મેં તેને પાછો તેની જગાયે મુકયો. પછી તેણે મને પૂછ્યું. "આ વાંદાઓને આપણે ખૂબ ખવાડીયે તો મોટા થઈ જાયને?" મેં કહ્યું "હા" અને બહુ બહુ જ ખવાડીયે તો ઘોડા જેવા થાયને?" એ પૂર્ણ ગંભિરાઈથી આ પૂછતો હતો, અને પોતે માનતો પણ હતો. "હા" મેં કહ્યું યોગ્ય ખોરાક આપવો જોઈયે. એમ થાય તો ઘોડા જેટલા પણ થઈ જાય."

"બરોબર પણ મા તો મને હસી કહાડે છે. મૂર્ખો! અને જો બીલાડીને ખૂબ ખોરાક આપીયે તે તો જલદી ઘોડા જેવી થઈ જાય. "હા. એમ જ થાય."

મારી પાસે જોઈયે તેટલું ખાવાનું નથી., નહિતો એવી મઝા પડત! એ ખોરાક આપવાથી માંખીઓ કુતરા જેટલી મોટી થાત! વંદાઓને ખવાડીને ઘોડા જેટલા મોટા કરત. પછી એ ઈંટાનું ગાડું ખેંચી શકલને?" એણે મને પૂછ્યું. "પણ વંદાઓને તો મોટી મુછો હોય છે ને!" મેં કહ્યું.

"મુછોનો શો વાંધો છે? એતો લગામ બની જાય! જો મારી પાસે પૈસો હોત તો હું તો વેપારમાં પડત. આ બધા મારા જીવ-જંતુને હું પાળત. મા માટે ઘોડો વેચાતો લેત અને લીલાં ખેતરોમાં લઈ જાત. તમે કોઈ દીવસ લીલા ખેતરોમાં ગયાં છો?"

"હાસ્તો" "એ કેવા હોય તે બધું મને કહો."

મેં ખેતરોની વાતો કરવા માંડી. એતો

ખૂબ ધ્યાનથી સાંભળતો હતો. ધીમે ધીમે એની આંખ ઘેરાવા લાગી એટલે મેં બહુ જ ધીમે અવાજે વાત કરવા માંડી. એટલામાંતો એની મા ચ્હાનો સામાન લઈને આવી પહોંચી.

"લ્યો હું આવી પહોંચી."

"હા બહુ જ સુંદર" તે છોકરો બોલ્યો. "ખાલી ચોગાન. બધે લીલું ઘાસ. અંદર ફુલ પણ ખરાં! મા, તું એક ગાડી લાવીને મને લીલાં ખેતરમાં કેમ નથી લઈ જતી? તું તદ્દન સ્વાર્થી છું. પોતે તો બધે જ રખડે છે. લુચ્ચી."

"ભાઈ ગાળાગાળ ન કરીયે. હજી તુંતો નાનો છું."

"ના જોઈ હોય તો મોટી. તુંતો રોજ ગાળાગાળ કરે છે. એ લીલાં ખેતર બનાવ્યા કોણે?"

"ભગવાને. ગણપતિયે."

"હા ગણપતિનું કારખાનું તો આપણા મકાનમાં છે.* એ કારખાનાવાળાને કહેને કે સાથેસાથે લીલાં ખેતર પણ બનાવે!"

આ સાંભળીને એની માતો હસવા લાગી. ખૂબ હસી. હસતાં હસતાં બેવડી વળી ગઈ.

"આ કેવી હસે છે. નાનાં બચ્ચાંના જેવી છે" આમ કહીને એ લાડથી એક ભૂંડાળી ગાળ બોલ્યો.

"હસવા દેને. તું શું કરવા ફીકર મનમાં લે છે! મેં કહ્યું.

હું તો કોઈયે મનમાં લેતો નથી. પણ આ બારીનો કાચ ગંદો રાખે ત્યારે તો હું ગુસ્સે થાઉંને! જરા અજવાળુંએ નથી આવવા દેતી.

"મારો લાડકો કેવો મઝાનો છે." એની મા હસતી હસતી બોલી. એ ના હોતતો હું ક્યારનીય ડુબી મરી હોત."

"તમે મૂરખ છો!" એકદમ પેલા છોકરાએ મને પૂછ્યું.

"હું શું જાણું? પણ કેમ પૂછવું પડયું!" મેં કહ્યું.

"મા કહેતી હતી" એ બોલ્યો.

"હા, હા, હુંજ કહેતી હતી. પણ ઓછી કાંઈ ગાળ દેતી હતી. હું પુરી ભાનમાં નહોતી. પીધેલી હતી, એ વખતે એક પુરુષ મને ઘરમાં લઈ આવ્યો ભીનાં કપડાં કઢાવ્યાં. ખાટલામાં નાખી અને પોતે પાછો ચાલ્યો ગયો. એટલે મૂરખ તો ખરોજને! પણ અલ્યા તુંજ મારી ચાડી ખાય છે ને!"

કાંઈક ગુસ્સાથી એ બોલી. એની ઢબ તદ્દન નિર્દોષ હતી. જાણે પહેલી ચોપડીની બાળા ચકભડતી હોય તેમ એ બોલતી હતી.

"ચાલો આપણે હવે ચ્હા પીયે." કાંઈક નરમ થઈને એ બોલી. "હું મોટો થઈશ પછી આ મારે માટે એક ગાડી લેશે. પછી હું લીલાં ખેતરોમાં જઈશ. રસ્તે ઉભો રહીશ અને ભીખ માંગીશ." મોટો ના જોયો હોયતો! તારે મન તો મુલક આખો સ્વર્ગ જેવો હશે. પણ ત્યાંતો મુવા દારૂડીયાઓ છે. ચોકીદારો છે. ને સીપાઇડા છે."

તું તો જુઠી છે. આ ભાઈને પુછને. એમણે બધો મુલક જોયો છે."

## શાને?

(વસંત તિલકા)

રે! પદ્મિની સમ ભર્યું અલી રૂપ વાને,
ને ચિત્રિણી ચરિતમાંહી બનાવી જેણે,
આપી વળી ગતિય હસ્તિની જેવી તેણે
શંખિનીનો દોષ હશે જ સ્વભાવ શાને?

રજનીકાન્ત ભટ્ટ

* માટીની ગણપતિની મૂર્તી બનાવવાની.

"અને મેં નહિ જોયો હોય!"

"અરે' હું તો રોજ પીપેલ હોય છે."

બે જણ પાછાં નાનાં બાળક માફક ચડભડયાં.

ચ્હા તૈયાર થઈ હતી. ખાવા નાનાં પડી-કાઓ ઉઘાડી નાખ્યા હતા પેલા છોકરાએ થોડું ખાધું. ચ્હા પીધી, અને પછી બગાસા ખાવા લાગ્યો.

"મા હવે મને ઉંઘ આવે છે." "ઉંઘી જા બેટા"

"પણ આ ભાઈ જતા રહે તો! નહિ જાય. હું નહિ જવા દઉં."

થોડીવારમાંતો એના નસકોરા સંભળાયા. "એતો હવે ઉંઘશે" એટલું બોલી એણે પોતાની ચ્હા તાંસકમાં કહાડી પીધી.

"જુવો મારો દીકરો કેવો રૂપાળો છે! હું તો એને જોતાં ધરાતી જ નથી. એના બાપ ગૃહસ્થ માણસ હતા. મોટી ઉંમરના હતા. હું એમને ઘેર કામકાજ કરતી હતી. રોજ કાગળીયા વાંચતા હતા અને કોરટમાં જતા હતા. પેલા કોણ કહે છે તો!..."

"વકીલ હશે" મેં કહ્યું. "હા, હા. વકીલ એટલે જ મારો છોકરો ચકોર છેને! આજે એણે બચારાએ ખરી મઝા કરી. હું કેમ કરીને તમારો ઉપકાર માનું?" આટલું કહી એ મારી પાસે આવી. મારી જાંગ ઉપર એનો હાથ મુકી બોલી: "તમે સુગાશો નહિ. મને કંઈ રોગ નથી, ચેપનો ડર ન રાખશો. તમે મારા છોકરા માટે જે કંઈ કર્યું છે તેનો બદલો હું હેતથી વાળીશ. ચાલો"

"સુગાવાની વાત નથી બાઈ. ત્યારે."

હું એને કેમ કરી સમજાવું કે એ વાત જ અયોગ્ય હતી. એનો ઉછેર, એની રહેણીકરણી, એનો અનુભવ, એની સોબત, બધું જ એને બતાવતું હતું કે પુરુષ એક જ મુદ્દાથી સ્ત્રી ઉપર ઉપકાર કરે. મેં કહ્યું.

"હું તમને પછી સમજાવીશ. હજીતો મારે આ છોકરા માટે અને તમારા માટે ઘણું કરવાનું છે. હમણાં તો મારે કામ છે તે હું જઉં છું."

"ના એમ ન જવાય" એની આંખોમાં જાણે દાતારનો ભાવ હતો: કૃતજ્ઞતા દર્શાવવા, બદલો વાળવા એની પાસે જે એક માત્ર સાધન હતું તે આપવા તે તૈયાર હતી. "હું પથારીમાં ચોકખી ચાદર નાખું છું. મારા હાથપગ ધોઈ નાખું છું. તમે સુગાશો નહિ."

"મારે તાકીદનું કામ છે એમ કહી હું નીકળી ગયો.

\+ \+ \+

મારા બંગલાનો પગી હતો તે થોડા મહિના ઉપર રાંડયો હતો. એને છોકરાં નહોતાં. મારા કંપાઉંડમાં એક ઓરડીમાં એ રહતો હતો. ચાળી-શની ઉંમરે પહોંચ્યો હતો, સ્વભાવે ઠરેલ હતો. મેં એને આ બાઈ અને લંગડા છોકરાની વાત કરી અને એ બાઈ સાથે લગન કરવા સમ-જાવ્યો. બન્ને તરફની મહામુશ્કીબતે આ વિચાર અમલમાં મુકાયો. માથે છાપરું, રોટલાની ખાત્રી, *નિયત કાર્ય અને ભવિષ્યની ચિંતા* નહિ. એટલે બાઈનામાં પણ ઠાવકાઈ આવી. મારી અને પેલા લંગડા છોકરાની દોસ્તી તો ચાલુ જ છે. એની ભણવાની મેં વ્યવસ્થા કરી છે .અને હાથે પૈડું ફેરવાય તેવી એક ગાડી તેને કરાવી આપી છે.



# અર્જુનનું અભિમાન

[ મન્દાક્રાન્તા ]

અર્જુને તો અતુલ બળથી, શત્રુસેના સુવાડી,
મારી નાંખ્યા, સુભટ સઉએ, ના રહ્યું કોઇ બાકી;
જીતેલો એ મદભર બની, કૃષ્ણને એમ ભાખે,
'ચાલો હાંકો, રથ વન ભણી, વાયુના સેવનાર્થે.' ૧

શ્રી કૃષ્ણે ત્યાં, હસિતવદને, અશ્વને છોડી મૂક્યા;
આવી લાગ્યા, વિકટ વનમાં, સૃષ્ટિ સૌંદર્ય જોતા;
વૃક્ષો, વેલી, વન કુસુમ ને પક્ષી, પ્રાણી બધાં ત્યાં,
લાગ્યાં જાણે, અરજુન તણી, જીતનાં ગીત ગાતાં. ૨

કૃષ્ણે કીધી, સમરભૂમિની, યુદ્ધ ચર્ચા ઘણેરી,
તેમાં તેણે, વિધવિધ રીતે, સ્તુતિ કીધી અનેરી.
ફાલ્યો ફૂલ્યો, વિકસિત થયો, પાર્થ સુણી પ્રસંશા,
વિચારે એ " મમ સમ થયો, ના બીજો કો વિજેતા." ૩

વિભુના તો, મહદ્ રૂપનું ભાન એને થયેલું
માણેલું એ, પરમ સુખ તો, પાર્થને યાદ આવ્યું.
'મારી ભક્તિ અમૂલ મૂલની, હું ખરે ભાગ્યશાળી,
કૃષ્ણે મારા, અનુચર બની, ભીડ ભાંગી અમારી. ૪

શક્તિના એ, પરિબલ વડે, સારથી એ બનેલા
અસ્ત્રો ઝીલી, અણી સમયનાં, દુઃખ દૂરે કીધેલાં,
મારા જેવો અવની તળમાં, ના મળે કો પનોતો,
માન્યું એણે, પ્રમત્ત બનીને, 'હું જ છું ભક્ત મોટો.' ૫

સૌ દોષોનું, દુષિત મૂળ જે, ગર્વ જ્યાં આવી પેસે
ત્યાં તો વિભુ, દૂર દૂર, જતાં, દોડતું દુઃખ આવે.
જાણી લીધું જગત પતિએ, ભક્તનું ભાન ઊણું,
વિચારે એ "કિલમિષ બધું, પાર્થમાં ક્યાંથી પેઠું ?" ૬

શ્રીકૃષ્ણે તો, મદ વિવશ એ, પાર્થમાં પાપ જોયું,
ધાર્યું એણે, સ્વજન ઉરના, દોષ વિદારવાનું.
લીલાધારી, જગતપતિએ, સદ્ય લીલાજ કીધી
મૂકી તૃષા, પ્રબળ બળથી, પાર્થએ રાડ પાડી. ૭

"તૃષા પીડે, અતિશય મને, શોષ કંઠે પડે છે,
લાવો લાવો, જલ વિહિન આ, પ્રાણ મારો જશે રે!"
ધોભાવ્યો ત્યાં ત્વરિત રથને, કૃષ્ણ મુખે વદે છે,
"જાઓ પેલી પરણકુટિ ત્યાં." અંગુલિથી બતાવે. ૮

"ત્યાં તો મારી, અતિ પુનિત એ વૃદ્ધ ભક્તા વસે છે,
પીજો પાણી, પરિચય તમે, ના કદિ આપતારે.
તૃષા ટાળી, અમૂલ મૂલની, આપશે પૂર્ણ શાન્તિ,
હું ઉભો છું, તરત વળજો, વાટ જોતો તમારી." ૯

ધાયો ધાયો, વિકળ બનીએ પ્યાસની પીડ એને,
આવી લાગ્યો, કુટિર તળમાં, જોઈ આલો બને છે.
વૃક્ષો દીઠાં, હરિત કુમળાં, ફાલી ફૂલી રહેલાં,
લીપી ન્હાવો, અનુપ સુખનો, દિવ્યતા છે વસી જ્યાં. ૧૦

વૃદ્ધા લાગી, અદભૂત અને, તેજની મૂર્તિ જાણે,
કંપી ઊઠયો, ચરણ ઢળીયો, પાર્થ એના પ્રભાવે.
એ ભક્તા તો, હસિત વદને, પાર્થને એમ પૂછે,
"હું ગોતું છું, બહુ સમયથી, તેજ અર્જુન તું કે?" ૧૧

"દેવી હું તો, પથિક પથનો, ભક્ત છું કૃષ્ણ કેરો,
તૃષા પીડે, શમન કરવા, ધાઈને અત્ર આવ્યો."
"આવો વ્હાલા, પુનિત કરજો, રંકની આ કુટિને
શાંતિ પામું, પરમ પ્રભુના, ભક્તને નિરખીને. ૧૨

એવું બોલી, વિકલ બનતી. દુઃખડાં એજ લેતી,
હોંસે હોંસે, પૂજન કરીને, પાર્થના પાદ ધોતી.
વૃદ્ધા ઊઠી, મધુર ફળને, તોડવા વ્હાર આવી,
કિરીટે ત્યાં, કુટિર સઘળી દ્રષ્ટિ નાંખી નીહાળી. ૧૩

ત્યાં તો તેણે, પૂજન વિધિનાં, સર્વ સાહિત્ય જોયાં,
જોયાં જોયાં, ચકચક થતાં, કારી શસ્ત્રો પડેલાં!
ભક્તા આવી ફળ જળ લઈ, પાર્થને પ્રાર્થતી એ,
"લાવી છું આ, ગ્રહણ કરી લો, ભૂખ તૃષા શમે જે." ૧૪

"માનું છું હું, તમ કુટિરમાં, શસ્ત્ર ના હોય: આવાં
છો કૃપાળુ, પુનિત હૃદયા, ત્યાં વસી ક્રૂરતા ક્યાં ?"
"મારા વ્હાલા, પરમ પ્રભુના, ભક્તની ભક્ત હું તો,
શંકા ટાળો ફળ જળ ગ્રહો, શસ્ત્રની વાત મૂકો." ૧૫

હે! માતાજી, ચરણ પડીને, હું પ્રતિજ્ઞા કરું છું,
શંકા મારી, દૂર નહિ કરો, તો ભરું ગ્રાસ ના હું."
"તો સુણી લે, અરજુન અને દ્રૌપદી ઉત્તરાજે
માને જે સૌ, પ્રમત્ત બનીને ભક્ત મોટા અમે રે. ૧૬

ભેટો એનો, ક્ષણ ભર થતાં, ઘા કરું શસ્ત્રથી આ
ખાશે પીશે ખગ, પશુ બધાં, માંસ, રુધિર એનાં."
એ વૃદ્ધાનાં વચન સુણતાં, પાર્થનો પ્રાણ કંપ્યો,
બોલ્યો એ તો, નમન કરતો, ના ઘટે ક્રોધ આવો. ૧૭

એ બિચારા, હરિજન બધાં, ભક્ત છે એ પ્રભુનાં
વિના દોષે, હનન કરીને, કાં વદો પ્રાણ લેવા ?"
"હે ભાઈ! તું, વગર સમજે, વેણ આવાં વદે કાં ?
મારા વ્હાલા, પરમ પ્રભુનાં, ભક્ત ના હોય આવાં. ૧૮

જે વિભુમાં, સ્થીપચી રહે, દેહનું ભાન ભૂલે,
એવા ભક્તો, કદિ નહિ બને, સ્વાર્થનાં પૂતળાં રે!
અરજુને તો, મદવશ બની, કૃષ્ણને કામ ચીંધ્યા,
સેવા લીધી, અવિરત પણે, દુઃખ દીધાં ઘણેરાં. ૧૯

પાંચાલીએ, પરવશ થતાં, લાજને રક્ષવાને,
પાડી રાડો, કરુણ સ્વરથી, કૃષ્ણને દોડવાને.
ધાયા ધાયા, અણુવટ પગે, દેહનું ભાન ભૂલી,
મારા નાથે, પટકૂળ પૂરી, એ જતી લાજ રાખી. ૨૦

પાંડુઓનો, કુલક્ષય કરી, વેર લેવા વિચાર્યું,
ગુરુપુત્રે, કુપિત થઈને, શસ્ત્ર ફેંક્યું અનેરું
આવી લાગ્યું, સણસણ થતું, ગર્ભ વિદારવાને,
'ધાજો વિભુ, કરુણ સ્વરથી ઉત્તરા ચીસ પાડે. ૨૧

દોડી આવ્યા, ધરણી ધર તો, શસ્ત્રને પંડ ઝીલ્યું,
તે દિનોથી, બળી જળી રહ્યા, નાથ મારા કહું શું ?
સંભારું આ, સકળ ઘટના, હોળી હૈયે બળે છે.
એ દંભીને હનન કરું તો, તાપ મારાં શમે રે!" ૨૨

વૃદ્ધાનું એ, કથન સહુએ, પાર્થને સત્ય લાગ્યું,
વિચારે છે, "મુજ હૃદયમાં પાપ આ ક્યાંથી પેઠું ?
સેવા લીધી અવિરત પણે ત્રાસ આપ્યો પ્રભુને,
મારી ભક્તિ, મતલબી ખરે, કોણ કે' ભક્ત મુને ?" ૨૩

આંખો એની, જલમય થઈ, ગર્વ એનો ગળે છે,
ખાઈ લીધાં ફળજળ લઈ, પાર્થ પંથે પળે છે.
એ ભક્તાને, નમન કરતો, કૃષ્ણને આવી ભેટ્યા,
બોલ્યો એતો, દીન વદનથી, પાપની માફી આપો. ૨૪

મેં માનેલું, મદવશ થઈ ભક્ત હું એક સાચો,
આજે મારી, ઊણપ નીરખી, થાય વિષાદ ઝાઝો.
કાપી લીધાં, કિલ્મિષ તમે, ભક્ત આદર્શ આપ્યો."
"ચાલો ચાલો, ગૃહ ભણી હવે, પાર્થએ વાત મૂકો." ૨૫

ધીરજરામ ભ. વ્યાસ.

☆

# ગુજરાતના નારી

શ્રી. ચન્દ્રિક

[ ગતાંકથી ચાલુ ]

હિન્દુ સંસારમાં મૂળના ચાર વર્ણમાંથી પ્રગટી નીકળેલી અસંખ્ય જ્ઞાતિઓ અને પેટા જ્ઞાતિઓના કારણે જ્ઞાતિ કે પેટા જ્ઞાતિની મર્યાદા બહાર કન્યા ન અપાય એ સમજાય તેમ છે પણ એ પેટા જ્ઞાતિઓમાંથી પણ પોતપોતાનાં ગોળ સર્જાયાં છે. એ ગોળના બંધારણમાં જેમનાં નામ નિર્દિષ્ટ થયાં હોય તે વ્યક્તિઓએ અંદર અંદર જ કન્યાની આપલેનો વ્યવહાર કરવાનો હોય છે. તેમાંય કારણ પ્રસંગે અન્ય ગોળમાંથી કન્યા પરણી લાવવામાં અનુચિત નથી મનાતું પણ ગોળની કન્યા તો ગોળમાં જ પરણવી જોઈએ એ સૂત્રને દૃઢતાથી વળગી રહેવાય છે પરિણામ એ આવે છે કે સંસ્કારી કન્યાને ગમે તે સ્થિતિના વર સાથે પરણાવી દેવાની ફરજ પડે છે. એટલે સંસ્કાર કે શિક્ષણ સિવાય પોતાને કન્યા મળવાની જ છે એ ભાવના ધરાવતાં કુટુમ્બો જીવનવિકાસથી અલિપ્ત રહેવામાં ગૌરવ માને છે અને તેવાં કુટુમ્બોમાં પ્રવેશતી સંસ્કારી કન્યા ગૃહકલેશનો ભોગ બને એ સ્વાભાવિક બની ગયું છે.

ગૃહકલેશનાં રોપાતાં બીજ ભયંકર પરિણામ નીપજાવે છે. પ્રતિદિનના કલેશથી જેટલી નવવધૂ ગુંગળાય છે તેથી પણ વધુ પ્રમાણમાં પરિણિત યુવક વિપત્તિવશ બને છે. જીવનદાન અર્પનાર જનેતાને તો તે ભાગ્યે જ કંઈ કહી શકે એવી પરિસ્થિતિમાં હોય છે. એટલે પત્નીના સન્તાપનો ઉકેલ સાધી શકાતો નથી અને કૌટુમ્બિક જીવન નષ્ટભ્રષ્ટ નીવડે છે. કૌટુમ્બિક વ્યવહારોમાં પણ અનેક નાની-મોટી ગુંચવણો ઊભી થાય છે અને કાયમી કલેશના કારણે મ્હાત બની નિરાશામય જીવન જીવતી નારી ધીમે ધીમે કલેશને જ જીવન મૂળ માની બેસે છે. પરિણામ એ આવે છે કે ગૃહકલેશ કૌટુમ્બિક સંપત્તિની પેઠે વારસામાં ઊતરે છે. કાયમી કલેશના સન્તાપથી સળગી સળગીને જીવનબોજ ઢસરડી ચૂકેલી નારી પુત્રવધૂને નિહાળતાં જ તેને પોતાના ઉપર વીતી ચૂકેલા પ્રસંગોનો ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે બદલો લેવાના સાધન રૂપ માની અંતરમાં સાચવી મૂકેલી તમામ કટુતા સાથે તેના ઉપર હલ્લો કરવામાં કૃતકૃત્યતા અનુભવે છે. શિક્ષણના અભાવના કારણે આ ક્રમિક કલેશને અટકાવ અશક્ય નીવડે છે અને સાસુ-વહુના ઝઘડાથી નીપજતો કુટુમ્બ કલેશ અવિચળ સ્થાન જમાવી નારી શરીરની તંદુરસ્તીને જોખમાવવામાં અગત્યનો ભાગ ભજવે છે.

સહશિક્ષણ એટલે છોકરાઓ અને છોકરીઓ એક સાથે વિદ્યાભ્યાસ પ્રાપ્ત કરે તે નારી કેળવણીના નૂતન આદર્શ સિદ્ધાન્તોનું અમલ બજાવણી શક્ય ન બને ત્યાં સુધી



આશ્રયવિહોણી નારી પોતાની આપત્તિનાં નિવારણ સાધનાર સાથી મેળવી શકનાર નથી એ સત્યના કારણે વિકારી દૃષ્ટિ ધરાવનારાઓ તેને અનેક રીતે સતાવે છે. એક બાજુએ આ રીતનાં આક્રમણો અને બીજી બાજુએ અનેક કૌટુંબિક આપત્તિનો ભોગ બની અસહ્ય યંત્રણાઓ ભોગવતી નારી સ્વાભાવિક રીતે તેમાંથી મુક્ત થવાની ભાવના સેવે છે. અને એ મુક્તિની લાલચે અગર તો કુદરતી રીતે નિષ્પન્ન થતી વાસનાના સહજ સંતોષાર્થે તે પતનને પન્થે વળે છે.

એક જ વખત મરજી કે કમરજીથી પતનને પંથે વળી શિયળ ગુમાવે એટલે એ નારીના ઉદ્ધારનો માર્ગ ભાગ્યે જ મળે છે. તેના તરફ ઘૃણાની દૃષ્ટિએ જોવાય છે. તેના તરફનું વર્તન તિરસ્કારયુક્ત નીવડે છે અને તેના ઉદ્ધારની વાત તો બાજુએ રહી પણ તેને સાન્ત્વન આપવાના પ્રયાસ પણ નથી થતા. આ પરિસ્થિતિના પ્રતાપે, તે વેશ્યાજીવનનો સ્વીકાર ન કરે તો, તેને માટે બે માર્ગ ખુલ્લા રહે છે કાં તો હિન્દુ ધર્મ તજી અન્ય ધર્મનો આશ્રય લેવો અગર તો આત્મહત્યા કરી જીવનનો અંત લાવવો.

પ્રથમ માર્ગ તાત્કાલિક મોહક જણાય છે. એક ધર્મ તજી બીજા ધર્મમાં પ્રવેશ કરતી નારી સદાસર્વદા સુખ અને સંતોષ પ્રાપ્ત કરે છે એમ હજુ સુધી કોઈએ કહ્યું નથી. પણ યંત્રણાઓ અસહ્ય બનતાં ભાનભૂલી નારી પરધર્મનો આશ્રય સ્વીકારવા લલચાય છે.

બીજો માર્ગ પણ સરળ નથી નીવડતો, કુદરતી જીવનનો અકુદરતી અન્ત લાવવા પ્રયાસ આદરવો હિતાવહ નથી. કુદરત તેનો સામનો કરે છે અને કેટલીય વખત આપઘાતના પ્રયાસ કરનારથી જીવનનો નિકાલ લાવી શકાતો નથી. ઊલટ, આત્મહત્યાના પ્રયાસ માટે તે, રાજ્યના કાનુન અનુસાર, શિક્ષાને પાત્ર બને છે.

આમ ચારે બાજુથી વ્યથિત બનતી નારી પતિની પાછળ ચિતાપ્રવેશ કરવામાં ગૌરવ લેખતી હોવાના કારણે જ કદાચ સતી થવાની પ્રથા ચાલુ થઈ હશે. વર્તમાન નારીને માટે પતિનું સહગમન પણ શક્ય નથી એટલે વિધવાજીવન એક કોયડા રૂપ બન્યું છે. જેનો સફળ ઉકેલ આજસુધી સાધી શકાયો નથી એટલે વિધવા જીવન જીવતી સ્ત્રી નિર્બળ શરીરસમ્પત્તિ ધરાવતી નારીના નિર્મળ નમૂના રૂપ નીવડે છે. વિશેષમાં આદર્શ વિધવાજીવન માટે, સ્વાભાવિક નીપજતી વાસનના સંયમાર્થે, અનેક કષ્ટદાયી વ્રતોનાં નિર્માણ નિમાર્યા છે. એ વ્રત અને ઉપવાસાદિક શરીરને કષ્ટ આપી, ઇચ્છાપૂર્વક શારીરિક પાયમાલી આવકારતી નારીની શરીર સંપત્તિ સ્વાભાવિક રીતે જ, અતિશય નિર્માલ્ય હોય છે.

સમાજને બોજારૂપ બની બેકારીની વૃદ્ધિમાં અગત્યનો ફાળો અર્પનાર ભીખારીવર્ગ દિન પ્રતિદિન બલવત્તર બને છે. આ વર્ગને મહેનત કર્યાથી જે કમાણી મળે તે કરતાં વધુ કમાણી પ્રાપ્ત થતી હોવાથી હવે ભિક્ષુકજીવન ગાળતાં કુટુમ્બો વૃદ્ધિ પામ્યા જ કરે છે. એ કુટુમ્બની નારી, ખાસ કરીને સ્ત્રી હોવાના કારણે, વધુ દયામય મનાય છે. એ દયાપ્રેરિત વૃત્તિનો ગેરલાભ મોટા પ્રમાણમાં લેવાય છે તેનું એક મહત્ત્વનું કારણ એ છે કે એ ભિખારીજીવન જીવતી નારીને દાન કરવાની વૃત્તિ જનતામાં હોય છે પણ એ જીવનનું મૂળ શોધી ભિક્ષુકવૃત્તિને જ નાબૂદ કરવા કોઈને ય પરવા નથી હોતી. ઓછામાં ઓછા ખર્ચે જીવન ગાળવાની વૃત્તિ અને જોતાં જ દયા ઉપજે એવી કંગાલિયત દર્શાવવાની ભાવનાથી ઉભરાતા આ વર્ગના નારીસમૂહની શરીરસંપત્તિ પણ ઉમદા નથી હોતી.

સ્નેહલગ્ન વર્તમાન યુવકયુવતીનું અણુમોલ આકર્ષણ છે. જ્ઞાતિ અને સમાજનાં બંધન તજી માત્ર પ્રેમના આકર્ષણથી સંતોષનો ઓડકાર આણનાર વીસમી સદીનો યુવકવૃંદ સ્નેહલગ્ન દ્વારા જીવનસાફલ્યનાં સોણલાં સેવે છે. પરંતુ નવીનતાના આકર્ષણથી અંજાઈ ને એકબીજાની પ્રત્યે અનુરાગ ધરાવનાર નવદંપતીનું રસજીવન સમયના વહેણ સાથે નીરસ બને છે. કાયમી સહચારના પ્રભાવે નૂતનતા અદશ્ય થાય છે અને જીવનનાં અંગભૂત કર્તવ્યોની અમલબજાવણી આવશ્યક છે એમ સમજાતાં પ્રેમગોષ્ટિ માટેનો ફાજલ સમય કમી થતો જાય છે. પરિણામે, બાહ્ય નવીનતાના મોહમાં ભાનભૂલ્યાં બની રસઐક્યની સાધના સાધવાનો પ્રયત્ન કરનાર દંપતી અન્યોન્યની નિષ્ફળતાની નોંધ લઈ ગુંગળાય છે અને આનંદના પુરબહારમાં ખીલતાં હૈયાં ગમગીન બની રસહીન જીવન બોજ ઊઠાવવાના કારણે નૈરાશ્યસેવન દ્વારા જીવનની નષ્ટભ્રષ્ટતા નોતરે છે. જાતીય આકર્ષણ અને બાહ્યપ્રેમપ્રવાહની નવીનતા અદશ્ય થતાં જીવનસહચરની ક્ષુલ્લક ઊણપો આઘાતજનક લાગે છે અને જીવનમાં કલહબીજ રોપવાના પ્રયાસો આદરતા અનેક નાના મોટા પ્રસંગો, ક્ષમતાભરી પ્રેમાળ દૃષ્ટિના અભાવના એક જ કારણે, અસહ્ય માનસિક યંત્રણાઓ નીપજાવે છે. સમજુ નારી પણ આવા પ્રસંગે સામાન્યરીતે નિર્બળતાવશ બની દામ્પત્યજીવનના ધ્યેયને વેડફી નાખવામાં કારણભૂત બને છે અને નૈરાશ્યવમળની ગુંગળામણની અસર શરીરસંપત્તિને સ્પષ્ટ રીતે અસરકારક નીવડે છે.

નારીજીવનની શરીરસંપત્તિની નિર્બળતાનો સફળતાપૂર્વક ટકાવ થવાનું એક મહત્ત્વનું કારણ એ છે કે સમાજની નજરે સ્ત્રીનું સ્થાન પુરુષના કરતાં ઉતરતું ગણાય છે. ભૂતકાલીન સમાજમાં પુરુષના જેટલા જ હક્ક અને અધિકાર સ્ત્રીઓ ભોગવતી. આથી જીવતા જીવનમાં સ્ત્રીપુરુષની ભિન્નતાના કારણે નીપજતી અગવડતાનું અસ્તિત્વ ન હતું. પણ વખતના વહેણ સાથે પરિસ્થિતિ ફેરવાઈ અને પ્રગતિની સાધનામાં એકમેકના સહકારદ્વારા સ્ત્રી અને પુરુષ જે ફાળો આપી શકે એ ફાળો, સમાજની જનસંખ્યાના લગભગ અર્ધ જેટલા નારીદેહનો વિકાસ રૂંધવાના કારણે સ્વપ્નવત્ બન્યો છે.

ક્રમશ:



# રંગ બે રંગી દીવા

લેખક :—વિબુધ મહેતા.

પ્રિયતમ વગર નિરાશ થયેલ તરૂણ પ્રિયતમાના હૈયા સમી એ સાંજ હતી. જ્યોત્સ્ના આરામ-ખુરશીમાંથી ઝબકીને જાગી. તેને ફરવા જવાનો સમય થઈ ગયો હતો. ઘણીવાર માણસ ઇચ્છે એ કરતાં વધારે આરામ લેવાઈ જાય છે એ કથન જ્યોત્સ્નાને સત્ય લાગ્યું.

ઝટપટ સ્નાનાલયમાં જઈ, મોં ધોઈ, વાળ ઓળવા અરીસા સ્હામે આવી ઊભી. વાળ ઓળતાં ઓળતાં તેણે નાના અનિલને બૂમ મારી :

" અનિલ ! ફરવા આવવું છે કે ? "

" હા ! હું તો ક્યારનોયે તૈયાર જ છું ને " ફરવાના શોખીન અનિલે જવાબ આપ્યો.

" તો જા મોટર તૈયાર કરાવ "

અનિલે મોટરવાળાને મોટર લાવવા હુકમ આપ્યો.

અનિલ અને જ્યોત્સ્ના મોટરમાં ફરવા ઊપડયાં. મોટર દરિયા કિનારે ઝડપથી આગળ વધતી હતી. સંધ્યાનો મંદસમિર વાતાવરણમાં શીતલતા પ્રસારતો હતો. ઘણાં યુગલો આનંદથી વાતો કરતાં ફરતાં હતાં. સાગરનાં પાણી સાથે વાતચીત કરતા વીજળીના દીવા હમણાંજ પ્રગટયા હતા. દરિયાકાંઠે આવેલા એક આલિશાન બંગલાની શોભા વધારવા તેનાપર રંગબેરંગી ફરતા વીજળીના દીવા ગોઠવ્યા હતા. તેના ફરતા રંગો સાગરના પાણીને ઘડીકમાં લાલ તો ઘડીકમાં આસમાની રંગથી રંગતા હતા. નાના અનિલની નજર તેના પર સ્થિર ચોંટી રહી હતી.

" જ્યોત્સ્ના બેન ! પેલા દીવા પાણીને કેવા વિવિધરંગ વડે રંગે છે ! " આ શબ્દો બોલતાં અનિલની આંખમાં નવી ચમક ચમકી જતી.

બાળપણમાં દરેક બાળકના મન પર જે નવીન દ્રશ્યોનાં પ્રતિબિમ્બ પડે છે તેને દરેક બાળક હંમેશાં અર્થસૂચક માની જિજ્ઞાસાભરી દ્રષ્ટિએ નિહાળી રહે છે.

જ્યોત્સ્નાની નજર પણ એજ દીવા પર ચોંટી રહી હતી ! તેનો સ્વભાવ કવિમય હતો. તેને ઊંડું ચિંતન કરવાનો બહુ શોખ હતો. તેની વિચારનિંદ્રા અનિલે તોડી.

" બહુ જ સરસ લાગે છે " તેણે સ્મિત કરી જવાબ આપ્યો. દુનીયામાં ઘણાખરા જવાબો જવાબ આપવાને ખાતર જ અપાય છે એમ તેણીએ પણ જવાબ આપ્યો. તે એનાપર જુદું જ વિચારી રહી હતી. તે વિચારતી હતીઃ " જેવી રીતે આ ફરતા દીવાથી સાગરનું પાણી રંગબેરંગી બને છે તેવી જ રીતે જગના વિવિધરંગી માનવ-દીપોથી સંસારસાગરનાં વારિ પણ રંગાય છે. "

આકાશમાં ચન્દ્રમા ને છુટા છવાયા તારલા હસી રહ્યા હતા. વાતાવરણ એટલું મોહક ને ભવ્ય હતું કે મોટરમાં ઘર તરફ પાછાં ફરતાં અનિલ ને જ્યોત્સ્ના વાતાવરણની મોહકતામાં આત્મભાન ભૂલી ગયાં હતાં. પ્રશાન્ત વાતાવરણમાં આનંદની ઊર્મિઓ તેમનાં અંતરમાં ઊછાળા મારી રહી હતી.

જ્યોત્સ્ના નભ-તારલાઓની ભવ્યતામાં સ્તબ્ધ બની ગઈ હતી અને અનિલ રસ્તા પરના વીજળી દીવા સાથે વાતચીત કરવામાં મશગૂલ થઈ ગયો હતો. મોટર બંગલા આગળ આવીને ઊભી રહી. જ્યોત્સ્ના ને અનિલ મોટરમાંથી નીચે ઊતર્યાં. રાતના વાળુથી

પરવારી અનિલ તો ઘસઘસાટ ઊંઘી ગયો પણ જ્યોત્સ્ના કવિ, Shelly નાં કાવ્યો વાંચવા બેઠી ને તેમાં ડૂબી ગઈ.



With thy clear keen joyance,
Langour cannot be;
Shadow of annoyance
Never came near thee;
Thou lovest; but ne'er knew
love's sad satiety.

અને કલાપીના પુષ્પ ઉપર વિચાર પાંખે ઊડી :—

ન આનન્દે ત્હારા બિલકુલ હરી ધ્વંસ કરિએ
ઉદાસીની છાયા તું જ દિલ પરે ના રજ વસે,
કરે છે પ્રીતિ તું, સરવ તું જ પ્રેમે ખુશ રહે,
અતિ તૃપ્તિની તું સમજ નહિ પીડા પણ ખરે।

\+ + +

જ્યોત્સ્નાના પિતા રમાકાન્ત હાઈકોરટમાં ન્યાયાધીશ હતા. અનિલ જ્યોત્સ્નાના કાકાનો પુત્ર થતો હતો.

અનિલની માતા અવસાન પામી હતી. જે વખતે અનિલની માતા અવસાન પામી તે વખતે અનિલના પિતા પાસે, અનિલની માતાએ એક વચન માગ્યું હતું. વચનની માગણી નીચે મુજબ હતી.

"મારી બચાવેલી સાઠ હજારની મિલ્કતમાંથી ત્રીસ હજાર અનિલને આપજો અને બાકીના ત્રીસ હજાર મારા ભાઈ રામચંદ્રને આપજો. તમે આમાંથી એક પાઈ પણ ના વાપરશો." અનિલના પિતાએ પ્રભુસાક્ષીએ હાથમાં દીવો રાખી તે વચન આપ્યું હતું.

વીસમીસદીમાં ઘણાખરા પ્રપંચો પ્રભુ સાક્ષી નીચે જ રમાય છે.

અનિલના પિતા સટ્ટાના વેપારી હતા. સટ્ટો રમનાર ઘણાખરા માનવીઓ ઈશ્વર કરતાં તગદીરમાં વધારે માને છે. સ્વાર્થ ખાતર દુનીયાની મહાન વિભૂતિ ઇશ્વરના પણ તેઓ સમ ખાય છે, અને પ્રપંચમાં પાછા ન પડે તેવા હોય છે. અનિલના પિતા આ કથનના અપવાદ રૂપે ન્હોતા. તેમણે તેમની પત્નીના અવસાન બાદ અમદાવાદ છોડયું ને કલકત્તા તરફ પ્રયાણ કર્યું. કલકત્તામાં મોટા પ્રમાણમાં 'જ્યુટ'ના શેરોનો વેપાર કર્યો અને તેમનો દિનમાન ફરી ગયો. સાઠ હજાર ઉપરાન્ત બીજા પંદર હજારની ખોટ ગઈ. પંદર હજારનો લેણદાર નાતવાળો હતો એટલે પોતાની ચંદ્રકાન્તા નામની સુશિલ પુત્રીને ત્યાં પરણાવી, પંદર હજાર માંડવાળ કરાવ્યા. તે દિવસ બાદ અનિલના પિતાની માનસિક સ્થિતિ બગડી ગઈ અને છેવટે ભાઈને આશરે મુંબઈમાં રહેવા જેવી તેમની સ્થિતિ આવી. જસ્ટીસ રમાકાન્ત ઘણા જ ઉદાર દિલના હતા. તેમને એકપણ પુત્ર ન્હોતો. તેમની પત્ની બે વરસ પહેલાં જ અવસાન પામી હતી. અનિલની ચાલાક આંખો ને મધુર મુખડું દુશ્મનને પણ વ્હાલ લાવે તેવાં હતાં. જ્યોત્સ્નાને તો તે પ્રાણસમો હતો. તેની ઉમ્મર સાત વરસની હતી ને ગુજરાતી પહેલીમાં અભ્યાસ કરતો હતો. જ્યોત્સ્ના અનિલ પ્રત્યે પ્રેમ રાખતી અને તેજ ઉંચી જાતનો પ્રેમ છે તેમ તે માનતી.

જ્યોત્સ્ના હજુ સુધી કોઈ પણ યુવક તરફ પ્રેમ નજરથી જોતાં ન્હોતી શીખી.

કારણ કે તેને અનુકૂળ એવો એકે યુવક તેની નજરે ચઢયો ન્હોતો. તેને ટાપટીપ ને ભંપકાવાળો યુવક ન્હોતો જોઈતો. તેને તો ક્ષિતિજની પેલી પાર પાંખે પાંખ-મિલાવી

ઉડી શકે એવા ઉત્સાહી—આદર્શવાદી યુવકનો સાથ જોઈતો હતો.

જ્યોત્સ્નાને આકર્ષવા કેટલાય મહાવિદ્યાલયના ભમરા—છેલ્લી ઢબનાં કપડાંમાં સજ્જ થતા પણ જ્યોત્સ્નાના સંસ્કારી આત્માથી તેઓ અજાણ હતા તેથી ધોબી અને દરજીનો ખરચ તેમને—માથે પડતો.

× × ×

વસંતઋતુ હતી. કૉલેજની આસપાસ વનશ્રીએ નવોઢા માફક લીલી નવઓઢણી ઓઢી હતી. આછો રૂપેરી તડકો આલ્હાદ આપતો હતો. અને કૉલેજના વિશાળ ચોગાનમાં, લીમડાના ઝાડ નીચે, ટેનીસ લૉનની પાસે આવેલા બાંકડા પર સુધાકર ને જયંતિ નામના બે યુવકો પ્રણયને લગતી વાતચીત કરી રહ્યા હતા.

આજકાલના મોટા ભાગના યુવક યુવતીઓની વાતનો મુખ્ય વિષય પ્રણય જ હોય છે.

"હું જ્યોત્સ્નાને મેળવવા પ્રાણ પાથરીશ." એક યુવક બોલ્યો.

"અને તે છતાં યે ના મળી તો?" બીજાએ પ્રશ્ન કર્યો.

"હં! હું જાણું છું! તું જ્યોત્સ્ના પાછળ દીવાનો બન્યો છે તે."

"જ્યોત્સ્નાનું હૃદય મને સત્કાર આપે છે તો મારે તેનો તિરસ્કાર કરવો?"

"જયંતિ! તું ભૂલી જાય છે કે પ્રણયી હમ્મેશાં પોતાની મનોભૂમિમાં દીવાના જ હોય છે." સુધાકર બોલ્યો.

"સુધાકર! મારા માર્ગમાં કંટક થવામાં મઝા નથી. જ્યોત્સ્ના માટે હું કેટલો તલસું છું તે તું જાણે છે?"

"હૃદયના આવકાર વિના એ તલસાટ નકામો છે. પ્રણય એ બળજબરીનો સોદો નથી." સુધાકર ગંભીરતાથી પણ પ્રસન્ન મુખે બોલ્યો.

એટલામાં જ્યોત્સ્નાની મોટર આવી. નારંગીસાળુ ને આસમાની કબજામાં સજ્જ થયેલી જ્યોત્સ્નાને નિરખી બન્ને જણા સ્તબ્ધ બની ગયા. જ્યોત્સ્ના ઝડપથી કૉલેજના પગથિયાં ચઢી ગઈ. જ્યોત્સ્નાને સુધાકર સામું જોવાનું મન હતું છતાં ન તો તેણે સુધાકર સામું જોયું અને ન તો જયંતિ સામે. પગથિયે ચઢતાં તેનો પાલવ સરકી પડ્યો, અને તેની મનોરંજન વેણીનાં દર્શન તેમણે કર્યાં. "જાણી જોઈ ને પાલવ સરકાવવો એ આજની યુવતીઓની લુચ્ચાઈ છે."

"ઘણીયે યુવતીઓને આ કળા સહેલાઈથી સાધ્ય હોય છે અને તેમના સામું યુવકો વધારે ધ્યાનથી જોઈ રહે એટલા માટે તેમના સામું નહિ જોતાં આમ પાલવ સરકાવવાની કે સાળુ સંકોરવાની ટેવ રાખે છે."

એટલામાં કૉલેજનો ઘંટ વાગ્યો. બન્ને યુવકો પોતપોતાના વર્ગ તરફ ગયા.

સુધાકર જૂનિયર બી. એ. માં અને જયંતિ જૂનિયર બી.એસ.સી માં ભણતા હતા.

સ્નેહાળ યુવતીના હૃદયમાં સમાવા કોણ નથી ચાહતું?

× × ×

શરદપ્રભાતના આકાશનો રંગ જેવો મનોહર અને દિવ્ય હોય છે તેવું—જ્યોત્સ્નાનું મુખારવિંદ હતું. તેની કાળી ભમ્મર આંખો અને ઝડપી ચાલ ભલભલાને આકર્ષવા સમર્થ હતાં. રમત અને તોફાનમાં ઓગણીસ શરદો તેણે વીતાવી હતી. અત્યારે તે દિલરુબા પર નીચેનું ગીત ગાઈ રહી હતી.

અખિયાં હરીદર્શનકી પ્યાસી
કમલ નયનકો નિશદિન ઝંખત
પલપલ રહત ઉદાસી.

તેની વેણીમાંથી તાજા મોગરાની—મઘમઘતી સુવાસ પસરતી હતી. કલ્પના મંદિરમાં પૂજારણ કોક દેવને શોધી રહી હોય અને

એના મુખપર જેવા ભાવ પ્રદર્શિત થાય એવા ભાવ—અત્યારે જ્યોત્સ્નાના મુખપર ચમકી રહ્યા હતા.

થોડીવાર પછી દિલરુબા બંધ પડયું ને જ્યોત્સ્ના નિત્ય ક્રમમાં ગૂંથાઈ ગઈ.

× × ×

જ્યોત્સ્ના જૂનિયર બી. એ. માં ભણતી હતી. તારુણ્યમાં હૃદયનો વેગ ઘણો પ્રબળ હોય છે.

ઘણા ખરા યુવક-યુવતીઓ ઘસડાય છે તેમ જ્યોત્સ્ના જાણે અજાણ્યે આ વેગ તરફ ઘસડાઈ રહી હતી. જ્યોત્સ્નાની પસંદગી આખરે સુધાકર પર ઊતરી.

સુધાકર એક કલાકર હતો. કોલેજના—વાર્ષિક મેળાવડામાં સરસચિત્રો દોરવા માટેનું પ્રથમ ઇનામ તેને મળ્યું હતું. જે ચિત્ર માટે તેને ઇનામ મળ્યું તે ચિત્રના વિષયનું નિરુપણ કવિ દૃષ્ટિથી કરવામાં આવ્યું હતું. તે ચિત્રમાં તેણે એક રમ્ય બગીચામાં નીલા આકાશમાંથી કાંઈક વાંચવા મથતી હોય એવી યુવતીનું ચિત્ર દોર્યું હતું—અને એ જ યુવતી પોતે કાપડ ખરીદવા—બજારમાં ઊભી છે, એવી તેની કલ્પનાને બેક ગ્રાઉંન્ડમાં પીંછીથી બતાવી હતી. તેની નીચે આ મુજબ લખાણ હતું:



" વાદળી વિહોણા તેજસ્વી આકાશના રંગસમી ઓઢણી આલમના બજારમાં — કયાંયે દેખાતી નથી."

સુધાકર એક ભાવનાશાળી કવિ હતો એટલું જ નહિ પણ વ્યવહાર કુશળ

પરથી જણાઈ આવતું હતું.

જ્યોત્સ્ના તેના પ્રતિભાશાળી વ્યક્તિત્વને પરિણામે તેની જીવનસહચરી થવા લલચાઈ. સુધાકર પણ જ્યોત્સ્ના સમી ઉચ્ચ કલાકાર –માનસ ધરાવતી યુવતીનો સહવાસ ઝંખતો હતો.

જ્યોત્સ્નાના સાથીદાર થવામાં સુધાકરને ઝંખેલા સ્વપ્નો સિદ્ધ થતાં હોય તેમ લાગ્યું. નૈસર્ગિક આકર્ષણે સુધાકરે જ્યોત્સ્નાનું ઐક્ય સાધ્યું હતું, ટૂંકાણમાં જ્યોત્સ્ના સુધાકર માટે ને સુધાકર જ્યોત્સ્ના માટે સાનુકૂળ પાત્રો હતાં.

સુધાકરનો મિત્ર જયંતિ એક પૈસાદારનો પુત્ર કે જેની ને સુધાકરની વાતચીત આપણે ઉપરના કથનમાં જણાવી ગયા છીએ તે પણ જ્યોત્સ્નાનો સાથીદાર થવા ઇચ્છતો હતો. પણ જ્યોત્સ્ના, કે જેણે પ્રથમ દષ્ટિએ પોતાનું દિલ સુધાકરને આપ્યું હતું. તે, બીજાને શી રીતે આપી શકે?

જયંતિએ એક વખત ખુલ્લા દિલે જ્યોત્સ્ના સમક્ષ પ્રણયની માગણી કરી. જ્યોત્સ્નાએ તે ઇન્કારી; જયંતિમાં વેરપિપાસા જાગૃત થઈ. તે જતાં જતાં બોલ્યો: " જ્યોત્સ્ના! તું–શાન્ત જીવન નહિ જીવી શકે!" જયંતિ નિરાશવદને ચાલ્યો ગયો. જયંતિ સુંદર નવજુવાન તો હતો તો પછી, શા માટે જ્યોત્સ્ના તેના તરફ આકર્ષાતી ન્હોતી?

x x

" જ્યોત્સ્ના બેન આપનું નામ કે?" ખાખી કપડામાં સજ્જ થયેલ ને લાલ–સાયકલને દોરી લઈ જતા તારવાળાએ પ્રશ્ન કર્યો.

"કેમ હા" જ્યોત્સ્નાએ જવાબ આપ્યો.

"આ આપનો તાર." એમ કહી તારવાળાએ તાર આપ્યો; જ્યોત્સ્નાએ સહી કરી તે લીધો. પીળા કવરમાં આવતા તારો ભલભલા માણસની મુખમુદ્રા બદલવાને સમર્થ બને છે!

જ્યોત્સ્નાએ અનેક વિચાર સાથે કવર ફોડયું અને તાર વાંચ્યો કે તુરત જ તે બેભાન થઈ તકિયા પર ઢળી પડી. તારમાં તેના પ્રિય ભાઈ અનિલના અવસાનના સમાચાર હતા.

સાંજના ચાર વાગ્યાનો સુમાર હતો. થોડીવાર પછી જ્યારે સુધાકર નોકરીપરથી ઘેર આવ્યો ત્યારે તેણે જ્યોત્સ્નાને બેભાન સ્થિતિમાં નિહાળી. તેનો નોકર બહારગામ ગયો હતો. તરત જ પાસે રહેતા ડૉક્ટર સુમનચંદ્રને બોલાવવામાં આવ્યા. ડૉક્ટર દવા અને સૂચનાઓ આપી ઘેર ગયા. થોડીવાર પછી જ્યોત્સ્નાને ભાન આવ્યું, તે દરમિયાનમાં સુધાકરને સઘળી વાતની ખબર પડી ગઈ હતી. સુધાકરે તેને સાન્ત્વન આપવા માથે હાથ ફેરવવા માંડયો અને પંખો નાખવો શરૂ કર્યો. જ્યોત્સ્ના ગાઢ નિંદ્રામાં પડી. વહાલમની સ્નેહભરી છાયામાં કઈ પત્નીને આરામ નથી મળતો!

અત્રે એક વાત કહેવાની જરૂર છે કે જે દિવસે જ્યોત્સ્નાના પિતા અદાલતમાં એક યુવતીનું અપહરણ કરનાર ગુનેગારને સખત સજા ફરમાવી ઘેર આવ્યા હતા તેજ દિવસે યૌવનમાં ભાન ભૂલેલી (?) જ્યોત્સ્ના સુધાકર સાથે પરણી બહાર ગામ ઉપડી ગઈ હતી અને તે દિવસથી તેના પિતાએ નાલાયક પુત્રીનું મોઢું જિંદગીભર ના જોવું એવી પ્રતિજ્ઞા કરી હતી.

x x x

જ્યોત્સ્ના ઘરકામ કરતી, ફરતી અને હસતી પણ ખરી. પણ અનિલના મૃત્યુથી તેના જીવનમાં એક ના રૂઝાય તેવો ઘા પડયો હતો. તે નવરાશના સમયે સાંજે આરામ ખુરશી નાખી બાગમાં બેસતી અને સામા બંગલામાં રહેતા સુધીરને બોલાવતી.

સુધીર આઠ વરસનો ચાલાક ને શરમાળ છોકરો હતો. સુધીરને જોતાં તેને અનિલ સાંભરતો ને તે શૈશવનાં સોણલે રાચતી. તે સુધીર સામું ટગર ટગર જોઈ રહેતી. સુધીરને સમજાયું ન્હોતી પડતી કે જ્યોત્સ્ના પોતાના તરફ આટલો બધો સ્નેહ શા માટે રાખે છે.

લગ્ન પછી જેમ જેમ વરસો વીતતાં જાય છે તેમ તેમ ઘણુંખરું યુવક–યુવતીનું જીવન નીરસ બનતું જાય છે. લગ્ન પહેલાંનો ઉલ્લાસ વીજળીના ચમકારા માફક ચમકીને ચાલ્યો જાય

છે. આના કારણોમાં ઘણુંખરું કુટુમ્બ કલેશ, બચ્ચાઓની માવજત, સંસારનો ભાર વહન કરવાની વધતી જતી જવાબદારી વગેરે હોય છે.

જ્યોત્સ્નાના લગ્નને ત્રણ વરસ થઈ ગયાં હતાં. જ્યોત્સ્ના અને સુધાકરે આ ત્રણ વરસોમાં ઊંચી જાતનું દામ્પત્ય સુખ ભોગવ્યું હતું. પાંખેપાંખ મિલાવી અનન્તમાં ઊડવાના કોડ પૂરા કર્યા હતા, છતાં અન્તરના ફુલરૂપી બાળક વગર પરિણીત સ્ત્રીઓ જેમ ઉદાસ રહે છે તેમજ જ્યોત્સ્ના સહજ ગ્લાનિ અનુભવતી પણ જિંદગી પરના તેના વિશાળ ને ઉદાર દૃષ્ટિબિન્દુને લઈને સઘળું દુઃખ ભૂલી જતી. જેમ વસંતના આકાશમાં વાદળી આવી ઝડપથી ચાલી જાય છે તેમ ગ્લાનિની વાદળી જ્યોત્સ્નાના વસંત આકાશ સમા હૈયા પર આવીને ચાલી જતી.

× × ×

સુધાકર અને જ્યોત્સ્ના રોજ સાંજે ફરવા જતાં. ફરીને પાછાં ફરતાં તેઓ એક રેસ્ટોરાંમાં ચાહ પીવા બેસતાં. જયંતિને આ વાતની ખબર પડી. વેરભૂખ્યા જયંતિએ દસ હજારની લાલચે રેસ્ટોરાંના વેઈટરને ફોડ્યો. દસ હજારની રકમ જ્યોત્સ્નાના જીવનને તારાજ કરવા બસ હતી. જનસમાજમાં જયંતિ જાણીતો ડૉક્ટર હતો. પૈસાની તેને જરાયે પરવા ન્હોતી. તેની ઝેરી પિપાસા પૂરી કરવા તે માનવમાંથી દાનવ બન્યો. તેણે વેઈટરને એક પડીકી આપી. એ પડીકીમાં ઝેર હતું જે ચાહમાં ભેળવીને બન્ને જણાને આપવાનું હતું. ચાહ પીધા બાદ એક કલાકમાં અવસાન પામે એવું ઝેર જયંતિ જેવા બાહોશ ડૉક્ટરને શોધતાં શી વાર લાગે ?

જ્યોત્સ્ના આજે મંદિરે દર્શન કરવા ગઈ હતી. સુધાકર એકલો જ ફરવા ઊપડ્યો. આજે તેને ચાહ પી ફરવા જવાનું મન થયું. બિલકુલ શંકા વગર તેણે રોજની રેસ્ટોરાંમાં ચાહ પીધી અને પોતાની મોટર સાગરકાંઠે આવેલા ગાર્ડન રોડ તરફ હંકારી મૂકી.

સના સાગર કંઠે ઝેરની અસરથી સુધાકર મરણ પામ્યો.

ભૂખ્યો વેઈટર બન્ને પકડાયા. અદાલતમાં મુકરદમો ચાલ્યો. બન્નેને જન્મકેદની સજા થઈ.

અને નિરાધાર જ્યોત્સ્ના પર તો આફતના પહાડ તૂટી પડ્યા !

× × ×

સુધાકરના અવસાન બાદ જ્યોત્સ્ના હવે પિતૃગૃહે જઈ વસી.

જોડવો એક જોડીને બેકા ખંડિત થાય તો,
બન્નેમાં એક બીજાથી ઓછાં જેથી બને દુઃખો.

કલાપીના આ વિચારો તેને પાપમય લાગતા. તે સ્નેહલગ્નની વિધવા હતી તેથી જ્યોત્સ્નાએ સ્ત્રી-સેવામાં જીવન સમર્પણ કરવામાં જીવનનું સાર્થક માન્યું. એલ.એલ.બી. થઈ તેણે અદાલત મારફતે સ્ત્રી-લડતો ચલાવવા માંડી.

શરદની કોઈક મનોરમ રજનીમાં, જ્યોત્સ્નાના હૃદયમાં ઝણઝણાટ થતો. સુધાકર વગર જ્યોત્સ્નાને સાવ સૂનું લાગતું. શાશ્વત વિજોગણ સમી તે આકાશ સામે શૂન્યવદને જોઈ રહેતી. જ્યોત્સ્ના ઘણીવાર તેની સખી સુશીલા સાથે સંધ્યાકાળે સાગરકાંઠે ફરવા જતી. કોકવાર મૃદુ સમીરની લહેરના સ્પર્શે તેનાં નયનો બીડાઈ જતાં. તે ભૂતકાળનાં મધુર સ્વપ્નોમાં રાચતી.

કિન્તુ નયનો ખૂલતાં તેના સ્વપ્નો તેને સંધ્યાના વિખરાતા રંગો સમાં લાગતાં. તિમિરના દળ સૃષ્ટિ પર ઉતરતાં–પેલા રંગીન દીવા પ્રગટતા–સુશીલા તેની સામે કો મુગ્ધાના આશ્ચર્યથી જોઈ રહેતી. જ્યોત્સ્ના સ્થિતપ્રજ્ઞ ફિલ્સૂફની દૃષ્ટિથી એ દીવાઓને જોતી અને સુશીલાના ભાવિ વિષે વિચાર કરતી. જ્યારે યૌવનમાં મસ્ત સુશીલા ક્યારેક સંગીતની સુધા વ્હેવરાવતી :

"નંદ કિશોરસે પ્રીત કીની
જિન્ને બદનામ મેં હોઈ ચૂકી" —મીરાંબાઈ.

પ્હેલા જ પ્રમાણે સમીર વાંતો. સાગર પણ એનો એ જ હતો. દીવા પણ એના એજ હતા. પણ પ્હેલાંની ને અત્યારની જ્યોત્સ્ના વચ્ચે કેટલોય તફાવત હતો, આટલા નાના જીવનમાં કેટકેટલા રંગ બદલાયા હતા ! ...



# કેશ ગૂંફન કળા

સંપાદકઃ—નગીનદાસ શાહ

કેશ ગૂંફન કળા એ હિન્દી સ્ત્રીઓની આરાધ્ય દેવી છે. વિદર્ભ દેશમાં (હાલનો ખાનદેશ તથા બિહાર) વિદર્ભરાજ પુત્રી–દમયંતિ કેશ ગૂંફનના અગણિત પ્રકારો જાણતી અને કેટલા ય રાજ–રાજવી–ઈંદ્રાદિ દેવોને આકર્ષતી. પ્રાચીન અજંટાનાં ચિત્રો પણ વિવિધ ગૂંફન કળાથી છલોછલ ભરેલાં છે. આ બધું શું બતાવે છે? હિન્દની અણમોલ મૂડી–હિન્દનું મૂખ્ય આકર્ષણ એટલે કેશ ગૂંફન કળા! આમ કેશ ગૂંફન કળા સાકાર થઈ અને પર્યટને નીકળી–હિન્દની બહાર.



પ્રાચીન દક્ષિણમાં કેશ ગૂંફનને દીપાવવા સૂર્યફૂલ, ચંદ્રફૂલ, કર્ણફૂલ, સોના, ચાંદી, હીરા મઢેલી કળીઓ પહેરાતી અને કેશ ગૂંફનની ક્રિયા ઝગમગી ઊઠતી. આધુનિક દક્ષિણ સાપલી, ચમેલી, મોગરો ગુલછડી, ગુલાબ, બકુલ, કેવડો, સેવંતી, ગુલબાળ, જાઈ, જુઈ વગેરે સુંદર–સુગંધિત પુષ્પો કળામય રીતે કેશમાં ગોઠવે છે. એ ત્રણ પુષ્પોનું ઝુમખ જેવું અથવા પાંદડાંની ત્રિવેણી જેવાં કાળા ભમ્મર વાળમાં દેદીપ્યમાન લાગે છે.

ગાંઠીઓ અંબોડોઃ—ગરવી ગૂજરાત ખાસ કરીને આ પ્રકારના અંબોડા બાંધે છે. સુંવાળા વાળની લટને ગૂંથીને વચ્ચે ગાંઠ આવે તેવી રીતે આ અંબોડો લેવાય છે.

ગોટાદાર અંબોડોઃ—જમણા હાથ તરફની એક લટ છુટી રહેવા દઈ બાકીના કેશનો અંબોડો વાળવો, અને તેનો ગોટો બહાર કાઢતી વખતે છુટી રાખેલ લટ સાથે લેવી અને ટૂંકા રહેલા વાળ ખેંચવા. ચોટલો સખત થાય ત્યારે કળામય રીતે પીનો ખોસવી–પીનોમાં જે કંઈ લખવું હોય તે લખી શકાય.

અર્ધ વર્તુલાકારઃ—વાળને વચ્ચેથી બાંધી અમળાવવા અને એટલા જ ભાગનું કુંડાળું બનાવવું. કુંડાળાની સાથે છુટી લટો રાખી હોય તેમને ગૂંથીને અર્ધ રાખવી અથવા આખી હોય તેને લાંબી જ રાખવી. ચાર લટથી પણ આમ બની શકે. એક લટની સાથે બીજી લટને ગૂંથવી.

**ત્રિ-વર્તુલ અંબોડોઃ**—ત્રણ લટો છુટી પાડીને ગૂંથવી. દરેક લટનાં કુંડાળાં સાચવીને પાડવાં. ઓળાણ વેરવાઈ ન જાય માટે પીનોનો, પુષ્પોનો અથવા નેટનો ઉપયોગ કરવો.

**સાદા કુંડાળા વાળોઃ**—વાળને વચમાંથી બાંધી, ત્રણ લટ કરી દરેકને અડધી ગૂંથવી. ત્યાર પછી બાકીની લટો સાદી રહેવા દઈ કાંચકીથી એક કરવી, અને અમળાવવી. પછીથી ધીમે રહીને તેનું કુંડાળું પાડવું, અને વિખરાઈ ન જાય માટે પીનોનો ઉપયોગ કળામય રીતે કરવો. આથી એક બાજુ ગૂંથેલો ભાગ દેખાશે બીજી બાજુ સાદી દેખાશે.

**ઝુલતો અંબોડોઃ**—ઉપરના થોડાક વાળ કાંચકીથી વ્યવસ્થિત કરી રહેવા દેવા અને નીચેના વાળ સરખા કરી ગૂંથીને વાળી દેવા. બાકીના વાળની બે લટ કરી ગૂંથી આજુબાજુ વીંટાળી પીનો ગોઠવી દેવી.



**ગોખ-અંબાડોઃ**—બધા વાળની વચમાં પહેલાં જેવડો ગોખ રાખવો હોય તેટલી વસ્તુ ભરાવી રાખવી. તે વસ્તુ દેખાય નહિ તેમ બધા વાળને વ્યવસ્થિત કરી પાતળી દોરીથી બાંધી લીધા પછી વાળની બે લટ કરવી તેને અમળાવી કુંડાળા પર વીંટી દેવી. છેવટે પહેલાં રાખેલી વસ્તુ કાઢી લેવી જેથી ગોખ બનશે. તે ગોખમાં ઇચ્છિત વસ્તુ ગોઠવવી.

**સર્પ રાફડોઃ**—બધા વાળને કાંચકીથી વ્યવસ્થિત કરી રહેજ અમળાવવા, અને છેડેથી ગાદલાંના વીંટાની માફક વીંટા વાળતા જવું. છેવટે પીનોથી મજબૂતી સાધવી. આ રાફડામાં પડેલા સર્પ જેવો લાગશે.

**નાગ-પાશઃ**—બે કે તેથી વધારે લટો બનાવી ગૂંથવી. અને એક બીજી સાથે એવી રીતે મીલાવવી કે નાગનો પાશ પડ્યો હોય. ટોચો આંબળવાથી નાગની ફણા બતાવી શકાશે.

**કર્ણ-પાશઃ**—કાન આગળની લટો છુટા રહેવા દઈ વ્યવસ્થિત રીતે જુદી જુદી ગૂંથવી. વચ્ચેના વાળની લટોથી પાછળ જલેબી અંબોડો—અથવા વર્તુલ અંબોડો પાડવો. ત્યાર પછીની કાન પાસેની લટોને પણ આસ્તેથી કુંડાળાની માફક વાળવી. કાન-પાશમાં કુંડાળાં આવશે. ત્યાં પણ પુષ્પ વગેરેનો ઉપયોગ કરી આકર્ષકતા સાધી શકાશે.

**કૈલાસ-કળાઃ**- આજુબાજુની બધી લટોને એકઠી કરી માથા ઉપર ઊભી ઓળવી ત્યાર પછી જરુર જેટલા આજુબાજુના વાળના ભાગ પાડી માથા ઉપર મોટાં કુંડાળાં બનાવતા જવું. વચ્ચેના વાળ જેમના તેમ રહેશે. જેમ જેમ વાળની જરુર જણાય તેમ તેમ બાકી રાખેલા વાળમાંથી વાળ લેતા જવું. ઉપરાઉપરી ધડુલાની માફક વાળનાં કુંડાળાં માથા ઉપર વાળતા જવું. છેવટે ટોચ બાકી રહે ત્યારે પીનથી અથવા પુષ્પોથી વાળને મજબૂત કરવાં. આને કૈલાસ કળા કહે છે. પ્રાચીન દ્રાવિડિયન સ્ત્રીઓ આ પ્રમાણે વાળ ઓળતી.



# ચીનાઇ સ્ત્રીઓ

*

(પ્રયોજક : રમણીકલાલ જયચંદભાઈ દલાલ
બી. એ. એલ એલ બી. : વકીલ)

આજનું જગતયુદ્ધ આપણા જીવનના આદર્શો ને આપણી જીવનચર્યાના રક્ષણાર્થે ખેલાંઈ રહ્યું છે. એટલે બનતી ત્વરાએ વિજય મળે ને શાશ્વત શાંતિ સ્થપાય તે માટે બને તેટલું બધું ય કરી છૂટવાનું આપણું ધર્મકર્તવ્ય છે. રોમન સામ્રાજ્યના દિવસોમાં સ્ત્રીને પુરુષની મિલકત લેખવામાં આવતી. યુરોપમાં વિક્ટોરિયન યુગમાં અને ચીનમાં ઈસ્વી સન ૧૯૧૧ ની રાજ્યક્રાંતિ પહેલાં સ્ત્રીનું સામાજીક સ્થાન ગૌરવવંતુ ન્હોતું. સાંસ્કૃતિક સામાજીક અને રાષ્ટ્રીય ક્ષેત્રોમાં સ્ત્રીઓએ મહત્વનો ફાળો આપ્યાના ઐતિહાસિક દાખલાઓ મોજુદ છે છતાં તેમની યોગ્ય કિંમત ભાગ્યે જ આંકવામાં આવી હતી. ચીનનાં એ યુગમાં સાસુ સસરાની સેવા કરે, પતિને વફાદાર રહે, ભાઈ બ્હેનો પ્રત્યે મમતા રાખે ને બને તેટલી વધારે પ્રજા ઉત્પન્ન કરે એ સ્ત્રી સારી લેખાતી. એ સ્ત્રી સમર્થ ગૃહિણી પણ હોવી જ જોઈએ: જે કુટુંબમાં પત્ની તરીકે એ પ્રવેશે તેનું સુશોભિત અંગ બની જવું એ સ્ત્રીનો મુખ્ય ધર્મ ગણાતો.

ઈસ્વી સન ૧૯૧૧ માં પ્રજાતંત્રની સ્થાપના થઈ ને ૧૯૧૭ માં નવી સાંસ્કૃતિક હિલચાલ શરુ થઈ ત્યાર પછી ચિનાઈ સ્ત્રીઓની પરિસ્થિતિમાં ઘણો જ પલટો આવ્યો છે. સ્ત્રીઓમાં આત્મજાગૃતિ આવી છે, કેળવણી ને જીવનચર્યાનાં બીજાં અંગોમાં સરકારે પણ સ્ત્રીઓને પુરુષો જેવી જ તક આપવા માંડી છે. રાષ્ટ્રીય કાર્યવાહીમાં પણ સ્ત્રીઓને પ્રતિનિધિત્વની તક આપવામાં આવી છે. એટલે સમાજમાં કે માનવ - પ્રત્યેના વ્યવહારમાં સ્ત્રીપુરુષ વચ્ચેનો અદ્દશ્ય ભેદભાવ ક્યાં ય નજરે ચઢતો નથી. ચીનના ઉંડાણના પ્રદેશમાં યા દૂરનાં ગામડાંમાં સ્ત્રીઓ જુના રીતરસમો મુજબ વર્તતી નજરે ચઢે ખરી પરંતુ મોટાં શહેરોમાં કે ઉદ્યોગકેન્દ્રોમાં સ્ત્રી ડૉક્ટરો, સ્ત્રી વકીલો, નર્સો, વૈજ્ઞાનિકો, હવાબાજો, એન્જીનિયરો વિગેરે સ્ત્રીઓએ કદી ન ખેડેલાં ક્ષેત્રોમાં સ્ત્રીઓ કામ કરતી નજરે પડશે. સરકારી નોકરી, ઉદ્યોગ ખાતામાં કે કેળવણી ખાતામાં તો ઉંચી કક્ષામાં પણ સ્ત્રીઓ કામ કરતી જણાશે. ચૌદેક વર્ષ ઉપર મેડમ ચ્યાંગે શરૂ કરેલી નવજીવન યોજનામાં ચીનાઈ સ્ત્રીઓનું જુનું નૈતિક જીવન ઉંચું આવ્યું છે એટલું જ નહિ પણ આધુનિક ચીનના નાગરિક તરીકે તમામ કર્તવ્ય બજાવી શકે એવી સંસ્કૃતિ વિકાસ પામી છે.

લગભગ પાંચ વર્ષથી જાપાને ચીનપર આક્રમણ શરૂ કર્યું છે ત્યારથી છેક છેવટ સુધી લડી લેવાનો ચીનાઈ મહીલાઓએ પણ નિર્ધાર કર્યો છે ને પ્રત્યેક સ્ત્રીએ રાજ્યને પોતાની સેવા સાદર કરી છે. આધ્યાત્મિક દ્રષ્ટિએ તેઓએ ગજબ ધ્યેય પાર પાડયાં છે. દેશના સંરક્ષણ માટે પુરુષો તન, મન, ધન સમર્પણ કરી શકે તે માટે ચીનાઇ સ્ત્રીઓએ ઘરનો તમામ ભાર ઉપાડી લીધો છે. પોતાના પતિ કે ભાઇને

રાષ્ટ્રધ્વજ ઉપાડી કૂચ કરતા જોવામાં તેઓ પોતાની જાતને ધન્ય માને છે. રાષ્ટ્રની હાકલ વધાવી લેતા પુરુષોના રાજમાર્ગમાં તેઓએ કદીયે અંતરાય મૂક્યો નથી. દેશના રક્ષણહારોને વિદાય દેતી મહિલાઓનાં વીરદર્શન કરતાં ભલભલા રોમાંચ અનુભવે છે, એમના વદન પર નિરાશાની કે દુઃખની છાયા સરખી પણ ફરકતી નથી. અંતિમ વિજય માટે રાષ્ટ્રનો વિશ્વાસ બેસે એવું સુરખીભર્યું હાસ્ય તેમના વદન પર છવાઈ રહે છે.

રાષ્ટ્રીય પુનર્ઘટનામાં પણ ચીનાઈ સ્ત્રીઓનો ફાળો કાંઈ જેવો તેવો નથી. લડાઈના અગત્યના ઉદ્યોગોમાં તેઓ જાતમહેનતથી ફાળો આપે છે એટલું જ નહિ પણ જે ચીનાઈ સર્જન સાધનોનો જાપાનીઓએ નાશ કર્યો હોય તેને ફરીથી તૈયાર કરી દેવાના કામમાં પણ ચિનાઈ સ્ત્રીઓ રોકાઈ જાય છે. ઔદ્યોગિક સરકારી ખાતામાં મોટું પ્રમાણ સ્ત્રીઓનું છે. આવા લગભગ ત્રણ હજાર કેન્દ્રો છે. તે દ્વારા લડાઈની તમામ માગણીઓને પહોંચી વળવામાં આવે છે એટલું જ નહિ પણ લોકોની રોજંદી જીવનની જરૂરીઆતો પણ પૂરી કરાય છે. ખાસ કરીને ગામડામાં લોકોને કોઈ જાતની તંગી વેઠવી ન પડે તે તરફ ધ્યાન આપવામાં આવે છે. આ કાર્યકરોની આવી મૌખીક કેળવણીથી ચિનાઈ સામાજીક કોયડાઓ મોટે ભાગે ઉકલી ગયા છે.

શહેરી રક્ષણ ખાતામાં કે યુદ્ધ પ્રસંગની સામાજીક સેવાઓનાં ચીનાઈ સ્ત્રીઓએ જે સુંદર કામગિરિ નોંધાવી છે તેવી હજી ભાગ્યેજ અન્ય કોઈ દેશની સ્ત્રીઓએ નોંધાવી હશે. સ્ત્રીઓએ આ કાર્ય ન કરવું એવાં કોઇ જાતનાં બંધનો મૂકવાં પડયાં નથી. જીવનના વૈભવની પરવા કર્યા સિવાય જ ચિનાઈ સ્ત્રીઓ આપોઆપ પોતાનું કર્તવ્ય બજાવી રહી છે વ્યવહાર ને આર્થિક સહાયમાં તેઓ ફાળો આપે છે તે ઉપરાંત દેશમાં કાયદો ને વ્યવસ્થા જાળવવા પોલીસ તરીકે પણ ફરજ બજાવે છે. લડાઈ કરતાં લડાઈના હાઉથી ઉભી થતી ભયગ્રસ્ત દશા દૂર જ રહે એમ ચીનાઓ ઇચ્છે છે. દેશની સાચી પરિસ્થિતિનો ખ્યાલ આપવા તેઓ દરેક સ્થળે દરરોજ ભાષણો ગોઠવે છે ને નાટકો ભજવે છે. મેડમ ચ્યાંગના અધ્યક્ષપણા નીચે ચિનાઈ મહિલાઓએ સંગ્રામે અનાથ બનાવેલાં બાળકો માટે એક કલ્યાણકેન્દ્ર સ્થાપ્યું છે. ગામે ગામ તેની શાખાઓ ખોલવામાં આવી છે. આજે ચીન ભરમાં થઈને પંદર લાખ અનાથ બાળકો હશે તે દરેકને જરૂરી આશ્રય, કપડાં ને કેળવણી રાજ્ય તરફથી પૂરી પાડવાનો પ્રબંધ થયો છે. બીજાં રાહતકાર્યો માટે પણ ઘણી સ્ત્રી-સંસ્થાઓ જન્મ પામી છે. લડાઈના જે લોકો ભોગ બન્યા છે, તેઓ તો ચિનાઈ મહિલાઓએ અર્પેલી સેવાઓ કદી વિસરી શકશે નહિ.

ઘણી ચીનાઈ સ્ત્રીઓ સૈન્યમાં પણ જોડાઈ છે. પુરુષ બિરાદરોની પડખે રહી એટલા જ ધૈર્ય ને નિશ્ચયથી તેઓ શત્રુને પડકાર કરી રહી છે. યુદ્ધ મોરચાની પછી તે ઘણા પ્રદેશમાં પણ તેઓ શત્રુના કાર્યમાં દિનરાત ડખલ કરવાનો અવિરત પ્રયાસ કરી રહી છે. બે વર્ષ પહેલાં એક ચિનાઈ પ્રૌઢા ત્રણ હજાર સાથીદારો સાથે શત્રુને ડખલગીરી કરવાના કામે લાગી ને એક મહિનામાં અઢી લાખ જાપાનીઓને ધૂળ ચાટતા કરી નાખ્યા. એમની પાસે પૂરતાં શસ્ત્રો પણ નહોતાં પરંતુ દૃઢ નિશ્ચય ને શત્રુનો વિનાશ કરવાની તમન્ના એમને વરેલાં હતાં. એ પ્રૌઢાને બધા " ચાઉની મો" કહેતાં. મત્યુ બિછાનેથી તેણે ચિનાઈ મહિલાઓને સંદેશો આપ્યો હતો કેઃ-

" બહેનો, દેશનું ગૌરવ જેટલું પુરુષને હસ્તક છે એટલું જ સ્ત્રીઓને હસ્તક છે. મારું કાર્ય જારી

રાખશો જેથી મારું ને તમારા બિરાદરોનું મૃત્યુ કથળે નહિ. ”



ચીનાઈ સ્ત્રીત્વ પ્રગટાવ્યું છે તેણે નવા ચીનનો પાયો નાખ્યો છે. જાપાનના વિનાશક અપકૃત્યોની રક્ષામાંથી એ નવું ચીન જન્માવશે ને જગતની સ્ત્રીઓ આગળ પણ એક સ્મરણીય આદર્શ મૂકીજશે.

હિંદી મહિલાઓને પણ તેમની શક્તિ ને અંતરનો અવાજ તેમનું ધર્મકર્તવ્ય બજાવવા માટે તેમને પ્રેરણા આપે, ચિનાઈ મહિલાઓનો અનુભવ તેમને અનુકરણીય નીવડે ને તેમનું ધ્યેય પૂરું પાડવા તેમની સેવાઓની જ્યાં જ્યાં જરૂર જણાય ત્યાં ત્યાં તેમની સેવા આપવા તેઓ કટિબદ્ધ થઈ જાય તેવું ચીનાઈ મહિલાઓ ઇચ્છે છે. દેશને મહિલાઓની સેવાઓની જરૂર છે. દેશ હારશે તો પ્રજાને જીવવાનું સાધન પણ રહેશે નહિ. શત્રુના નાશ સિવાય પ્રજાને કદી શાંતિ વળવાની નથી. ચીનાઈ સ્ત્રીઓ હિંદી મહિલાઓનો સહકાર માગે છે. જગતની પુનર્ઘટના સ્ત્રીઓનો સથવારો માગે છે,

મેડમ ચ્યાંગ જેવી આગેવાન મહિલાઓના અખંડ પ્રયાસોમાં આવાં તો અનેક ઉદાહરણો મળી આવે તેમ છે. મેડમ ચ્યાંગે જે નૂતન



# ભેદનો પડદો

લેખિકાઃ—કુ. ભાનુમતી તારાચંદ અડાલજા.

૧. અનાથનો નાથ !

ગુજરાતનું તોફાન ચાલુ હતું. ઠેકઠેકાણે નદીઓમાં પૂર આવ્યાના ચિંતાજનક સમાચાર સંભળાઈ રહ્યા હતા. પવિત્ર નર્મદા નદી લોકોને તારવાને બદલે ડુબાડી રહી હતી. અસંખ્ય પ્રાણીઓનો સંહાર થઈ રહ્યો હતો. ઢોર તણાઈ આવતાં હતાં. માણસોનાં મુડદાં પણ પાણીના પૂર સાથે ખેંચાઈ આવતાં હતાં. તેમાં સ્ત્રી અને બાળકોની સંખ્યા વિશેષ જણાતી હતી.

લોકોમાં હાહાકાર મચી ગયો. માણસો ડૂબી મૂઆ એટલેથી જ કામ પત્યું નહોતું. પાણીના ધોડાપૂરમાં કેટલાય મકાનો જમીનદોસ્ત થઈ ચૂક્યાં હતાં. જીવ બચાવવા માટે લોકો ઝાડ ઉપર ચઢી ગયા હતા અને ત્યાંજ રાતવાસો કર્યો હતો. લોકો બેહાલ બની ગયા.

નંદગામ પણ આ આફતમાંથી મુક્ત રહેવા ન પામ્યું. પરંતુ ત્યાંની સેવા સમિતિએ જબરી હામ ભીડી. સમિતિના મંત્રી ભોળાનાથ ખડેપગે ડૂબતાને બચાવવાનું કામ કરી રહ્યા હતા. અનેક હોંશિયાર તારાઓ લાંબા દોરડા સાથે રાખીને પૂરમાં તણાતા માણસોને બચાવવા તનતોડ પ્રયાસ કરવા લાગ્યા.

એકાએક નદીતીરેથી બૂમ પડી, "જુઓ, જુઓ, આ પેલી તરફ!"

ભોળાનાથની નજર એ તરફ ખેંચાણી "શું છે?" તેણે પ્રશ્ન કર્યો.

"પેલો તરાપો ખૂબ વેગથી ધસડાતો આ તરફ આવી રહ્યો છે."

ભોળાનાથે દૂરબીન આંખ આગળ ધરીને જોયું અને તે બૂમ પાડી ઊઠ્યા, "અરે એ તરાપા ઉપર તો બે બાળકો દેખાય છે. ચાલો નદીમાં કૂદી પડો. એ તરાપો કોઈ પણ રીતે હાથ કરવો જ જોઈએ."

તારાઓ દોરડાનો છેડો કેડ સાથે બાંધીને નદીમાં કૂદી પડ્યા. બીજો છેડો કિનારે ઉભેલા માણસોએ મજબૂત પકડી રાખ્યો, ખૂબ ફાંફા માર્યાં પછી એ તારાઓ તરાપાને કિનારા ઉપર ખેંચી લાવી શક્યા.

તરાપા ઉપર બે બાળકો—એક છોકરી બેભાન અવસ્થામાં પડ્યાં હતાં. પાસે કોઈ મોટી ઉંમરના પુરુષનું કફન પહેરણ પડ્યું હતું. ભોળાનાથે ક્ષણનો પણ વિલંબ કર્યા વગર એ બંને બાળકોને ઉપાડી લીધાં, અને તેઓને ઝુંપડીમાં લઈ આવ્યો. જોયું તો બંનેનો શ્વાસ ચાલુ હતો. તેણે ઉપચારો શરૂ કર્યા. પ્રભુકૃપાથી બંને બાળકો બચી ગયાં.

"લાગે છે તો ભાઈબ્હેન જેવા" લોકો અંદર અંદર વાતો કરવા લાગ્યા.

ભોળાનાથના હૃદયમાંથી દયાભર્યો નિઃશ્વાસ નીકળી પડ્યો. "હમણાં તો એમને અનાથાશ્રમમાં રાખીએ" તેણે અભિપ્રાય દર્શાવ્યો.

અનાથાશ્રમનો વ્યવસ્થાપક ત્યાં હાજર જ હતો. તેણે કહ્યું, "ભાઈ તમે બધાએ હમણાં એટલા બધા નિરાધાર માણસોને આશ્રમમાં મોકલ્યા છે કે ત્યાં એક બાળકને પણ રાખવાની હવે સગવડ નથી. આપનામાંથી કોઈ આ અનાથ બાળકો ઉપર દયા કરીને પોતાને ત્યાં જ લઈ જાવને.

બધાય વિચારમાં પડી ગયા. ભોળાનાથથી ન રહેવાયું. "ચાલો ત્યારે હું જ આ બાળકોને મારે ત્યાં લઈ જાઉં છું.

## ૨ તાવીજ

ભોળાનાથ નંદગામનો લોકપ્રિય વકીલ હતો. એને કોઈ સંતાન નહોતું. પત્ની તો વર્ષો પહેલાં મૃત્યુ પામી હતી. એ દુઃખદ પ્રસંગ પછી તે એવો વિરક્ત બની ગયો હતો કે બીજું લગ્ન કરવાનો વિચાર પણ તેને આવ્યો નહોતો. જીવન સેવાના માર્ગે વાળી દીધું હતું. એ બાળકોને પોતાને ત્યાં લાવ્યો તો ખરો, પરંતુ ઘરે આવતાં જ તેને પશ્ચાતાપ થયો. ખર્ચનો તો કંઈ પ્રશ્ન જ નહોતો. પરંતુ એની વેઠ કોણ કરે તેવું હતું ? હવે પાછી એજ ઘરકામની પીડા ! ઘર વસાવવું પડશે. પણ હવે શું થાય ? બોલ્યા તે બોલ્યા. થુંકેલું કાંઈ પાછું થોડું જ ગળાય છે ?

લાંબો વિચાર કરીને એણે એક આધેડ વયની બાઈ આ બચ્ચાંઓની સારવાર તથા દેખરેખ માટે રાખી લીધી.

બાળકો સૌ કોઈને પ્યારા લાગે તેવાં હતાં. એમાં મોટો છોકરો હતો અને નાની છોકરી હતી. છોકરો ત્રણેક વર્ષનો અને છોકરી બે વર્ષની લાગતી. બન્ને એક જ તરાપા ઉપર મળી આવ્યાં હતાં. બંનેનો રંગ ઉજળો હતો. પરંતુ આકૃતિમાં જે કાંઈ ફેર જણાતો હતો તેનું કારણ એમ પણ હોય કે છોકરો પિતાની આકૃતિ ઉપર ગયો હોય અને છોકરી માતાની આકૃતિ ઉપર !

ભોળાનાથે છોકરાનું નામ રાખ્યું રમેશ અને છોકરીનું રમા રાખ્યું હતું.

એક દિવસ ભોળાનાથ મકાન આગળના બાગમાં ફરતો હતો તેવામાં બાઈ એ બાળકોને લઈને ત્યાં આવી ચઢી. આનંદથી ખીલતા બાળકો તરફ જોવા જતાં ભોળાનાથની નજર રમેશના હાથ ઉપર બાંધેલા કપડાના ચિથરા તરફ ગઈ.

### " ઉજવું દીવાળી "

કોણ કહે આજ આવી દીવાળી
મારા ઉરમાં અન્ધારી
ઝાંખા લાગે દીવડા જોને !
રાત છે કાજળ કાળી. મારા૦

દેશમાં દાવાનળ સળગ્યો, મન લાગે સેંકારી
ગૃહ ગૃહ કારાગાર બન્યાં, હાથે બેડી અકારી. મારા૦

આજ ભોજનિયાં લૂખાં સૂકાં, રણમાં પથારી
કોટ કોટીના દિલમાં બાજે, મ્હોતની સિતારી. મારા૦

રંગ રૂધીરે છાંટણાં છાંટુ, સાથિયા દેહને દીવડે
જામથી જીવન-જ્યોતની ચાંપી, મૃત્યુને માંડવડે. મારા૦

આજ તો ઘોર અંધાર ભર્યો, નવ તેજની રેખા ભાળી
જે દિ માડીને મૂક્તિ મળે, તે દિ ઉજવું દિવાળી. મારા૦

શાન્તિકુમાર પંડ્યા.

"રમેશના હાથે આ શું બાંધ્યું છે બાઈ?"

"રમેશ અહિં આવ્યો ત્યારે તે તેના હાથે બાંધેલું જ હતું."

"પણ તેં કાઢી કેમ ન નાખ્યું?"

"એ તો કોઈ તાવીજ જેવું જણાય છે."

"તાવીજ? તું તાવીજમાં માને છે?"

"હું પંડે તો બહુ નથી માનતી, પરંતુ જેણે એ બાંધ્યું હશે એને તો જરૂર શ્રદ્ધા હશે. તેથીજ મેં તે રહેવા દીધું છે."

"હશે, હવે તો એ મારાં બચ્ચાં છે. તોડી નાંખ એ ચીંથરૂં"

બાઈએ કાતરની મદદથી એ કપડાને કાપ મૂક્યો. કપડાની ઘડી ઉકેલતાં તેમાંથી સોનાની ડબ્બી નીકળી. બાઈને કુતૂહલ થયું. ડબ્બી ઉઘાડતાં જુએ તો તેમાં એક સ્ત્રીની નાનીશી છબી હતી. "અરે આતો કોઈ સ્ત્રીની છબી છે," બાઈ એ ડબી ભોળાનાથના હાથમાં આપતાં બોલી.

ભોળાનાથે લક્ષપૂર્વક એ છબી નીરખી છબીની નીચે અતિ ઝીણા અક્ષરમાં લખ્યું હતું–'તમારી વ્હાલી માતા.'

ભોળાનાથે નિઃશ્વાસ નાખ્યો. "દુર્ભાગી આ બાળકો! તેમની માતા ત્યાંય ન હતી અને અહીં પણ તેમને મા ન મળી."

બાઈ ઉંડા વિચારમાં પડી હોય તેમ બોલી, "રમા પાસે આવું કોઈ તાવીજ નથી."

"હશે, કદાચ નદીમાં પડી પણ ગયું હોય"

ભોળાનાથે ભોળા ભાવે ઉત્તર આપ્યો, અને ખંતે બાળકોને રમાડવા લાગ્યો.

સમય વિતવા લાગ્યો, અને રમેશ તથા રમા બાળકો મટીને કુમારાવસ્થામાં આવ્યા. તેઓ સાથે ખાતાંપીતાં, સાથે રમતાં અને સાથે ભણતાં. કેટલાક ભાઈ–બ્હેનોમાં ખૂબ પ્રેમનો વાસ હોય છે, તો કોઈમાં સ્પર્ધા અને ઈર્ષાનો. જેવું આસપાસનું વાતાવરણ તેવી તેમની મનોવૃત્તિઓ ઉપર અસર થાય છે. કેટલીકવાર જન્મથી જ તેઓમાં અમુક વૃત્તિઓનો વારસો મળ્યો હોય છે. રમેશ અને રમાને પ્રેમભરી મનોવૃત્તિનો વારસો મળ્યો હતો. બંને એકબીજાને ચાહતાં, અને એકબીજાને સુખે સુખી અને દુઃખે દુઃખી બનતાં.

કેટલાંક વરસો વિત્યાં અને એ બંનેએ યુવાનીમાં પ્રવેશ કર્યો. સંસારની વાતો તેના કાને પડવા લાગી. તેમણે જાણ્યું કે તેમને એકબીજાથી છુટું પડવું પડશે. બંનેને જુદા થવું પડવું તેમણે કદી આવી કલ્પના કરી ન્હોતી. સાથેજ રહેવાના ને સાથે જ મરવાનાં સુખસ્વપ્નમાં તેમણે સેવ્યાં હતાં, પરંતુ ભાવિ જીવનની કલ્પનાએ એ સ્વપ્નાં વિખેરી નાંખ્યાં.

રમા જેટલું સમજુ હતી તેટલી ગંભીર પણ હતી. હૃદયમાં ઉઠતા ભાવોને તે મનમાં અનેક તર્કવિતર્કોથી દબાવી દેતી. એ ધીરેધીરે એકલી રહેવા લાગી. વધુ ભાગે તે પોતાના ઓરડામાં જ રહેતી. રમેશ તેને વખતોવખત બોલાવતો, સાથે ફરવાહરવાનો આગ્રહ કરતો, પરંતુ રમા એ વખતે કેવળ મૌન સેવતી. રમેશ નિરાશ બની ચાલ્યો જતો.

૩. ભેદનો પડદો

નંદગામમાં આજે એક નાટક મંડળી આવી. ભોળાનાથને એ મંડળીના 'કોમ્પલીમેન્ટરી' પાસ મળ્યા હતા. બરાબર નાટક જોવા જવાને વખતે જ તેની તબીયત બગડી. તેણે રમા અને રમેશને નાટક જોવા જવાની સૂચના કરી.

બંનેએ નાટક જોવા જવાની ના કહી ત્યારે ભોળાનાથ આશ્ચર્યચકિત બન્યો. "કેમ તમે લોકોને થયું છે શું? હમણાં હમણાં મને તમારૂં વર્તન વિચક્ષણ લાગે છે!"

રમા અને રમેશ બંને ચૂપ રહ્યાં.

"જાવ, જરાવાર ચિત્તને આનંદ આપો. આમ ઘરમાં પડ્યાં રહેવાથી તો ઉલટી તબીયત બગડે." ભોળાનાથે આજ્ઞા ફરમાવી.

ભોળાનાથનો હુકમ માન્યા સિવાય છૂટકો નહોતો. બંને ગાડીમાં બેઠાં, પરંતુ કોઈ કોઈની સાથે બોલ્યું નહિ. બંનેના મન ભયભીત અને શંકાશીલ હતાં. એકબીજા તરફ ક્ષણભર જોવાઈ જતું, પરંતુ બીજીજ ક્ષણે તેઓ આંખ ફેરવી લેતાં.

નાટકનો પડદો ઉપડયો. એક પ્રેમ-કથાનો એ પ્લોટ હતો. દૃશ્ય બગીચાનું હતું. નાયક અને નાયિકા બાંકડા ઉપર બેઠાં હતાં. નાયકે નાયિકા તરફ નજર કરી અને કહ્યું, "હું તને ચાહું છું"

રમેશે આ વખતે રમા તરફ નજર કરી.

નાયિકાએ ઉત્તર આપ્યો, "હું પણ તમને ચાહું છું."

રમાએ આ વખતે રમેશ તરફ નજર કરી.

નાયક–બોલવા લાગ્યો "હું જાણું છું. પરંતુ દેશને, સમાજને અને કુટુંબને આપણાં પ્રેમના માર્ગમાં ન આવવા દેવાં જોઈએ; નહિ તો......"

રમા ઉશ્કેરાઈને એકદમ ઊભી થઈ ગઈ. રમેશ તરફ જોઈને તેણે કહ્યું, ચાલો જઈએ."

"હા, ચાલો" રમેશ પણ ઉભો થઈ ગયો.

નાટકશાળાની બહાર નીકળીને રમા ગાડીમાં બેઠી. રમેશ ગાડીનું બારણું પકડીને ક્ષણભર વિચારમાં પડયો. તરત જ તેણે બારણું બંધ કર્યું અને ગાડી હાંકનારની પડખે બેસી ગયો.

ઘરે પહોંચતાં જ તેમણે સાંભળ્યું કે ભોળાનાથની છાતીમાં દર્દ ઉપડયું છે.

રમાને બહાર રાખીને રમેશ ભોળાનાથ પાસે પહોંચી ગયો. નોકર છાતી ઉપર દવા ચોળતો હતો. રમેશ તેના હાથમાંથી દવા લઈ લીધી, અને પોતે જ ભોળાનાથની છાતી ઉપર માલીસ કરવા લાગ્યો.

"શરીરમાં ચેતન આવતાં ભોળાનાથે આંખ ઉઘાડી. "રમેશ તું આવી ગયો?"

"જી, હા"

"આટલો જલદી!"

"નાટક સારો નહોતો. વળી આપની તબીયત પણ ઠીક નહાતી."

ક્ષણભર એ ઓરડામાં શાંતી ફેલાઈ.

એ શાંતિનો ભંગ કરતાં ભોળાનાથ બોલ્યા "હું આજે એક ભેદનો પડદો ખોલવા માગું છું, રમેશ!"

[અપૂર્ણ]

# જન્મભૂમિ હાર્દિક અભિનંદનો આપે છે

## શ્રી ડુંગરસી ધરમશી સંપટે 'સંસ્કાર લક્ષ્મી' પુસ્તક આપીને એક સેવા કરી છે, સ્ત્રીઓને ઉપયોગી એવી : : : મહત્વની માહિતી આપી છે. : : :

### (મુંબઈનું જાણીતું 'જન્મભૂમિ' પત્ર કલમ અને કિતાબમાં 'સંસ્કારલક્ષ્મી' માટે શું કહે છે?)

'સંસ્કાર લક્ષ્મી' લેખકઃ ડુંગરશી ધ. સંપટ: પ્રકાશક, એન. એમ. ઠક્કરની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨. સુંદર બોક્ષમાં કિંમત રૂા. પાંચ.

ગુજરાતના અહોભાગ્યે આપણા પુસ્તક પ્રકાશનમાં દિવસે દિવસે વૈવિધ્ય આવવા માંડ્યું છે. વિજ્ઞાન (જાતજાતનાં)—વ્યાયામ આરોગ્ય વગેરે વિષયો પણ આપણા ગ્રંથોમાં વણાયા છે. સંસ્કારલક્ષ્મીનો ગ્રંથ આ વૈવિધ્યમાં ઉમેરો કરે છે.

શ્રી. ડુંગરસી સંપટ વિવિધ વિષયો પરના એક પ્રતિષ્ઠિત લેખક છે. એમણે આ પુસ્તક આપીને એક સેવા કરી છે તેમજ સ્ત્રીઓને ઉપયોગી એવી મહત્વની માહિતી આપી છે. સંપટે આ પુસ્તક પાછળ જે જહેમત ઉઠાવી છે તે બદલ એમને હાર્દિક અભિનંદનો આપીએ છીએ. વિષય સર્વ સામાન્ય હોઈ પણ વિષયમાં એ નવીનતા આણવાની રીત શ્રી. સંપટને સહજ સિદ્ધ છે. એ નવીનતા એઓ આણે છે નવનવી માહિતી આપીને.

આ પુસ્તકમાં સંખ્યાબંધ ચિત્રો આપીને પણ પ્રકાશકે આ પુસ્તકને અતિઉપયોગી બનાવવા માટે વેપારી દૃષ્ટિ છોડીને, અથવા તો દીર્ઘદૃષ્ટિ વાપરીને ચોક્કસ ધ્યાન આપ્યું છે. એ પુસ્તકના બે વિભાગો પાડ્યા છે.

પહેલા વિભાગના પહેલા જ પ્રકરણમાં એમણે આપણા તહેવારો અને વ્રતોમાં આર્યધર્મની ભાવનાને જાગ્રત કરે એવી સાંસ્કારિક પ્રણાલિકાઓના મહિમાને ગાયો છે. પણ આ લેખક માત્ર હિન્દુઓને જ નજરમાં નથી રાખતા. એની સાથે એમણે જૈન ભાઈઓના તહેવારો અંગે પણ લખ્યું છે. અને સૌથી વિશેષ તો જે ધ્યાન ખેંચે છે તે એમનો રાષ્ટ્રિય તહેવારોનો લેખ. એમાં એમણે રાષ્ટ્રિય તહેવારોની ભાવનાને સતેજ કરી છે.

બીજુ પ્રકરણ એમણે કુટુંબ નોંધ અને ઘરખર્ચ નોંધ પર આપ્યું છે. હીંદ ગરીબ દેશ છે. સ્ત્રી એ ઘરનો વડો પ્રધાન છે, ગૃહસંચાલનનો સૂત્રધાર સ્ત્રી જ છે. એમણે પૂજ્ય દાદા દાદીની સ્મૃતિને જાળવવાની રીતથી માંડીને છેક સ્વસ્તિક દીપકની પવિત્ર મંગલ ભાવનાઓ સુધીની ગાથા કરી છે.

. સ્ત્રી એ કળાનો આત્મા છે. સંગીત, ભરત–એને જન્મ સાથે મળેલા કળાના મંત્રો છે. ભરતકળા તો દરેકે દરેક સ્ત્રીની ભાવનાને વ્યક્ત કરતી કળા છે. આ પુસ્તકમાં લેખકે 'સ્ત્રીઓની હસ્તકળા' પર આખું પ્રકરણુ આપીને એ આખા વિષયને ઝીણી ઝીણી માહિતી આપીને છણ્યો છે. ટાંકા પૂરવાની રીતથી માંડીને ગળપટા સુધીના ભરતકામની એમણે આખા પ્રકરણમાં છણાવટ કરી છે.

સૌંદર્ય એ સંસ્કૃતિનું પ્રદર્શન છે. ગૃહ-શૃંગાર એ સંસારનું પ્રદર્શન છે સુદર્શન છે. અને માટે જ આર્ય સ્ત્રીએ એ વિષય પર વિશેષ લક્ષ્ય આપવું જોઈએ. ચામડીનો રંગ અને તે પર શોભાયમાન થાય તેવા કપડાંનો રંગ એ ધ્યાનમાં પણ ન આવે છતાં સૌંદર્યની દૃષ્ટિએ અતિ મહત્વની બીનાને લેખકે છોડી નથી. ગૃહપ્રવેશમાં મૌનશબ્દે આતિથ્ય સત્કાર કરતાં તોરણોથી માંડી બંગડીની પસંદગી સુધીની હકીકતોને આ પ્રકરણમાં લેખકે આપી છે.

સ્ત્રીઓનું સૌંદર્ય આવશ્યક છે. તે આવશ્યકતા છે તેની સાથે સ્વચ્છતા પણ છે. વાળ કેમ ઓળવા, ચોટલો કેમ ગૂંથવો, કુમકુમનો ચાંદલો કેવો કરવો એ વિગત જાણવાને કયી આર્યમહિલા પ્રયત્ન ન કરશે ?

વિભાગ બીજામાં સુખી ગૃહ–આદર્શ કુટુંબની અન્ય પ્રવૃત્તિઓ, આદર્શ યુગની પુત્રી–કન્યા કેળવણી–આર્ય મહિલાની કૌટુમ્બિક ફરજો–અને સંસાર ચક્રમાંની ધર્મભાવના–સ્નેહભાવના વિષે લેખકે રસિક રીતે લખ્યું છે.

આરોગ્યના સિદ્ધાન્તો પર ગૃહનારીએ બજાવવાની ફરજો, આર્ય મહિલાના ધર્મ–કર્મની ફરજ અને ભાવનાઓને આ લેખકે આ પુસ્તકમાં અક્ષરદેહે ઉતારી છે.

**જન્મભૂમિ જે પુસ્તકની ભલામણ કરે છે તે પુસ્તક "સ્ત્રીબોધ"*નાં ગ્રાહકોએ આજેજ મંગાવી લેવું જોઈએ.**

**'સંસ્કાર લક્ષ્મી' કિંમત રૂા. પાંચ વી. પી. ખર્ચે બાર આના જુદું.**

લખોઃ—

# મેસર્સ એન. એમ. ઠક્કરની કંપની.

પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ નં. ૨

* સંસ્કાર લક્ષ્મીનું પુસ્તક '**સ્ત્રીબોધ**' કાર્યાલયમાંથી ગ્રાહકોને મળી શકશે. ગ્રાહકોએ તુરત મંગાવી લેવું.

# અનસુયાએ પતિના આરોગ્યને કેમ સુધાર્યું.

લેખક: ડુંગરસી ધરમશી સંપટ.

અનસુયાનો પતિ રમણલાલ બીજવર અને આધેડ હતા. શેરની દલાલીનું એમનું મુખ્ય કામ હતું. બે પૈસે સુખી હતા. ઘણાએ બજારના રંગઢંગ એમણે જોયાં હતાં. ઘણી વખત ગરીબી અને તાલેવંતપણું એમને વર્યા હતાં. આખો દીવસ રૂખડપટ્ટી અને દલાલીના કામમાં એમને રહેવું પડતું હતું. એટલે સાધારણ રીતે શરીર મહેનતુ હતું પરંતુ એમને કેટલીક ખાવાપીવા અને આચરણની અનિયમિત ટેવો પડી ગઈ હતી. આથી એમનાં શરીરમાં અનેક જાતના રોગો ઘર કરી રહ્યાં હતાં. આહાર વિહાર અને રહેણીકરણીમાં તદ્દન અનિયમિત હતા. રાત્રે બાર વાગ્યા પછી એમને નિદ્રા આવતી હતી. ક્યારેક આખી રાત્રિ નિદ્રા વગર (Insomnia) પસાર થતી હતી. આથી સવારના ઊઠતાં શરીરમાં સુસ્તી, અજંપો, પથારીમાં પડી રહેવાની વૃત્તિ થતી હતી. એમને હરસની ઉપાધી હતી. તે સિવાય પેટમાં પચતું પણ નહોતું. ડોક્ટર સાહેબના તો એ ગાઢ મિત્ર હતા. એથી પણ વધારે મૈત્રી એમણે દવાની બાટલી સાથે રાખી હતી. પરંતુ એમના બહુ સરસ અને નજદિક મિત્રોમાં એમના ધંધા ઉપરાંત "ચાહ" પીવાની ટેવ હતી. તેથી પણ વધારે ગાઢ મૈત્રિ વિલાયતી સીગારેટથી હતી. બંધ કોસની ફર્યાદ પણ જુની હતી. પાયખાનામાં ખૂબ કરાંઝતા ત્યારે કઠીન ગાંઠાવાળું પાયખાનું મહામહેનતે ઉતરતું હતું. સવારે મોડા ઊઠવું, જમવાનું ક્યારેક બે વાગે કરતા. તેટલામાં અનેક ચાહના પ્યાલા અને સીગારેટ ફુંકી નાંખતા હતાં.

દલાલોનો વાતુડાંપણાનો ધર્મ એમને લાગુ પડ્યો હતો. અંગ્રેજી ૭ ચોપડીઓ સુધી ભણ્યા હતા પરંતુ વાંચવા લખવાનો શોખ હતો નહિ. પોતાના ધંધાના ભાવ પુરતાં જ વર્તમાન પત્રો વાંચતા હતા. સવારના સંધ્યા કરવાની ટેવ ન હોતી. નાહવાનું પણ અનિયમિત હતું. ટાઢે પાણીએ સ્નાન કરવાથી એમને શરદી થઈ આવતી હતી. રાત્રીના અથવા પ્રાતઃકાળના સવારના વહેલાં ફરવાથી એમને ઠંડા વાયથી શરદી થઈ આવતી હતી ક્યારેક વહેલા સ્નાન કરતા હતા. ક્યારેક મોડાં સ્નાન કરતા હતા. સવારના નવ વાગ્યાથી પહેલાં પથારી છોડતા ન હતા. ગીતાજી અથવા બીજા સ્તોત્રો ક્યારે પણ વાંચતા નહિ. કોઈ મોટા તહેવારે હવેલી દર્શને જવું. બ્રાહ્મણોને જમાડી એમના ખરડા કરી આપવા એવું એવું દાન કરવું એમને ગમતું હતું. પરંતુ ખાદી પહેરવી, દેશ માટે અને વિદ્યાદાન માટે પૈસા ખર્ચવા, ગરીબોને મદદ કરવી એવે માર્ગે એમનું અથવા એમના માતાજીનું વલણ નહોતું. પોતે અને કુટુંબ આરામમાં રહે. એ કુટુંબ માટે ગાડી, મોટર, બગીઓ, બંગલો, સારાવસ્રો, સારું ખાવાનું, નાટક; સીનેમા, રેડીઓ અને મોજશોખનાં સાધનોમાં ક્યારે પણ ઉણપ રાખતાં નહિ. ક્યારેક કીર્તિદાન માટે દેખાદેખીથી પૈસા ખર્ચતા હતા. બાકી સંસ્કાર, વાંચન, વિચાર, દેશપ્રેમ, દાનપ્રેમ અને સ્વદેશી પ્રેમ જેવા માર્ગો એમણે ક્યારે પણ વિચાર કર્યો નહોતો.

અનસુયા સમજુ અને સુસંસ્કારી હતી. એણે પોતાના પતિની ટેવો સુધારવાનું માથે લીધું. એ જાણતી હતી કે ક્યારે પણ ઉપદેશ માત્રથી કુટેવો છૂટતી નથી. તે માટે ધીરજ અને લાંબા ચાલુ પ્રયત્નો અને પ્રયોગો તથા પ્રેરણાની જરૂર છે. કોઈ ફળ તરત જ પાકતું નથી. લાંબા વખતની કુટેવો આગ્રહ અને ખંતથી જ છૂટે છે. અનસુયાએ આ કામ માથે લેવાનો પાકો નિશ્ચય કર્યો. પતિ પત્ની સંસારની ગાડીના બે ચક્રો છે. સંસાર ગાડીના શુભ

માર્ગગમન માટે બંનેની પરસ્પર સહાનુભૂતિની જરૂર છે. અનસુયાને કુદરતી ઉપચારો માટેના પુસ્તકો ( Naturopathy ) વાંચવાનો શોખ હતો. એના પિતાને એવાં સાહિત્યને વાંચવા વિચારવા અને આચરણમાં મુકવાનો શોખ હતો. સીત્તેરને દરવાજે પહોંચેલ વૃદ્ધ પિતા આને લીધે જ સારું આરોગ્ય ભોગવતા હતા. પિતા પાસેથી એ શોખ કન્યાને મળ્યો હતો.

અનસુયાએ પતિ સીગારેટો ફૂંકતા તે ટેવ તો પહેલેથી જ ઓછી કરાવી દીધી હતી. પતિનો પત્ની ઉપર પ્રેમ હતો. એના ડહાપણ અને વિદ્યા માટે માન હતું, આથી પોતે અગવડ ખમીને પણ પત્નીને પ્રસન્ન કરવા વૃત્તિ ધરાવતા હતા. સીગારેટો શરૂઆતમાં આખી પેકેટ દરરોજ જોઈતી હતી. તેમાંથી દર હપ્તે સોમવારની સવારથી એક એક સીગારેટ વગર સળગાવ્યે પત્નીના હાથમાં મુકવાની એમણે પ્રતિજ્ઞા લીધી. બીજા હપ્તા પછી ત્રીજે અઠવાડિયે બે સીગારેટ મુકાઈ. ૭ માસની મુદતમાં પાકીટ આખાની સીગારેટો પત્નીના હાથમાં મુકાવા લાગી એ વ્યસન તદ્દન ૭ માસે નાબૂદ થયું.

**કુદરતનો ચાંદલો..**

કુદરતને આંગણે ચાંદલો રે ખીલ્યો
ને ખીલી અંતરની વેલી રે !–કુદરતને૦
મનડું તો મારું ધીમું ધીમું વિલસે
ને વિલસે કંઈ આશાની હેલી રે !–કુદરતને૦
આકાશે તારલા ઝમઝમ ઝબૂકે
ને ઝબકે અંતરની વેણી રે !–કુદરતને૦
દરિયાનાં ઊર્મિ ધીમે ધીમે પ્રકટે
ને પ્રકટે અંતરની ઊર્મિ રે !–કુદરતને૦
કોયલડી આંબે ધીમું ધીમું ટહુકે
ને મોરલો ચનગન નાચે રે !–કુદરતને૦
કુદરતને આંગણે ચાંદલો રે ખીલ્યો
ને ખીલી અંતરની વેલી રે !–કુદરતને૦

કેશવલાલ શાહ.

કડક ચાહની આદત પત્નીએ કેમ છોડાવી તે આગળ કહેવાઈ ગયું છે. બાર માસમાં તો એ ચાહને બદલે અંજીરવાળું દુધ રમણલાલ પીવા લાગ્યા. પત્નીએ પતિને રાત્રે મોડાં સીનેમા, નાટકો કે કલબોમાં જવાની ટેવ સમજાવીને છોડાવી દીધી. પતિ રાત્રે વહેલાં વાળુ કરીને પત્ની સાથે હોલના વરંડામાં જરાવાર વાતો કરતા ફરતા હતા. પછી પલંગ ઉપર પડતા હતા. અનસુયા રમણલાલ દેસાઈ, મુનશી અને બીજી નવલકથાઓ પતિ પાસે બેસીને વિજળીને અજવાળે વાંચતી હતી. ક્યારેક પોતાની દિલરૂબા લઈને ઈશ્વર સ્તુતિના પદો ગાતી હતી. રમણલાલને આથી આંખમાં તંદ્રા આવતી. એમને ત્રણચાર કલાકની ઘસઘસાટ ઊંઘ આવવા માંડી. વાંચનમાં વિવિધતા અનસુયા લાવવા માંડી. જ્ઞાનેશ્વરી ગીતા, ભાગવત, રામકૃષ્ણ પરમહંસના વચનામૃત, તુલસીકૃત રામાયણ, રામતિર્થ અને વિવેકાનંદજીના વચનો વાંચવા માંડ્યાં. આમ દરરોજ વાંચન સાંભળવાનું વ્યસન રમણલાલને પડ્યું. એની નિંદ્રા માટે ફરજીયાત વાંચન રાખવું પડતું.

અનસુયાએ પતિના ઉપર નિંદ્રા માટે બીજા પ્રયોગો પણ કર્યા. એમનો જુનો નોકર સકારામ સજ્જન હતો. વાંચન દરમ્યાન પતિના પગોની ચંપી નોકર ધીમે ધીમે કરતો હતો. આથી નિંદ્રા આવી જતી હતી. આ સિવાય રમણલાલ રાત્રે બહુ મોડું જમવાની ટેવ ધરાવતા હતા. ક્યારેક નવ વાગે તો ક્યારેક દશ વાગે તો ક્યારેક તેથી પણ મોડું જમે. અનસુયાએ રાત્રે સાતનો ટકોરો થતાંજ એમને જમવું જોઈએ એની વ્યવસ્થા કરી. રાત્રે સાતે જમીને આઠ વાગે સુવા જવું. નવ વાગે વાંચન પુરું થાય નવ વાગે બત્તીઓ બંધ થાય. સવારના પાંચ વાગે પતિને ઊઠાડવાની જવાબદારી માથે લીધી. ઊઠીને

પરમાત્માની બે હાથ જોડી પ્રાર્થના કરવી એ પણ પતિને ટેવ. પાડી પછી પત્ની બે ભજન મીઠા હલકે ગાય. પતિ તેમાં સાથ આપી સાથે ગાય. પતિને પત્નીએ થોડી હળવી કસરતો શીખવી દીધી. પત્ની શિર્ષાસન સર્વાંગાસનના પ્રયોગો પણ શીખી હતી. પતિને એણે એક વરસમાં આ આસનો શીખવી દીધાં. આસનો કરી ત્યાં આરામ લઈને પતિ પત્ની ત્રિફળા (હરડે બહેડાં અને આમળા) રાત્રે પલાળી મુક્યાં હોય તે આંખે સારી રીતે છાંટે પછી તાજો લીંબુના રસને નીચોવી થોડા ટાઢા પાણીની અંજલીઓનું પાન કરે. પતિને પત્નીએ પેટ ઉપર હથેળાથી નરમ માલીસ કરતાં પણ શીખવી દીધું.

પતિને પાયખાના તરફ તરત જવાની ટેવ પાડી. રાત્રે સુતાં સમયે કાળી દ્રાક્ષ ખાવાની પણ એને સમજાવીને ટેવ પાડી દીધી. આથી પાયખાનું સાફ આવવા લાગ્યું. કરાંઝવું પડતું નહિ. પતિને પાયખાને જવા માટે અર્ધો કલાક લાગતો તેને બદલે હવે પાંચસાત મીનીટોજ લાગવા માંડી. પથારી છોડવી ગમતી નહિ. સવારના ઊઠતાં મન અને શરીરમાં નબળાઈ દેખાતી હતી તે પોતાની મેળે ભાગી ગઈ. શરીર સ્ફુર્તિમય અને હળવું લાગવા માંડ્યું. ચાહ તથા બીડીની આદતો સુકાઈ ગઈ હતી. રમણલાલને અને પાણીને ઘણાં વરસોનું જુનું વૈર અને દ્વેષભાવ હતાં. અનસુયાએ સાતને ટકોરે ગરમ પાણીથી રમણલાલને ન્હાવાની ગોઠવણ કરી પ્રથમ બહુ ગરમ પાણી વપરાતું. દરરોજ એની ગરમાસ ઘટાડવામાં આવતી હતી. છેવટે બે વરસના ગરમ પાણીની ગરમી ઘટાડતાં ઘટાડતાં તદ્દન ઠંડે પાણીએ ન્હાવાનો મ્હાવરો નાંખી દીધો. રમણલાલ શિયાળામાં પણ નળના ફુવારા નીચે બેસી સ્નાન કરવા માટે યોગ્યતાવાળા થઈ ગયા.

નાહી ધોઈને રમણલાલને અબોટીઉં પહેરવું પડતું. આસન બીછાવી રાખ્યું હોય તે ઉપર બેસીને ગુજરાતી ગીતાજીનો એક અધ્યાય વાંચવો પડતો હતો. લાંબા સમય પછી પત્ની એ પતિને સંસ્કૃતમાંજ ગીતાજી અર્થ સહિત વાંચવાનું શીખવ્યું. બે ત્રણ ભજનો પણ રમણલાલ ગાતાં. દશ મીનીટથી પૂજાપાઠનો વિકાસ થતાં અર્ધા કલાક સુધી પહોંચવા માંડી. અનસુયા કોઈ વાતમાં ઉતાવળ કરતી નહિ. સૌ કામ ધીમે ધીમે અને કંટાળો ન આવે-રસ જાગે-એવી રીતે થવું જોઈએ. પૂજાપાઠને આખરે બંને પતિપત્ની બગીચામાં છોકરાઓને સાથે લઈને બેસતાં. નોકર ફુવારા પાસે લૉન ઉપર નાની ટેબલો રાખી જતો. રસોઈયો દૂધ પ્યાલા અને ઘરે બનાવેલાં બીસ્કૂટો મુકી જતો હતો. અનસુયા એક ભજન દીલરૂબા ઉપર ગાઈ લેતી એટલે સૌ હળવા નાસ્તાને ઈન્સાફ આપતા હતા. હવે તો ક્યારે ક્યારે ડોશીમા પણ આ આનંદ લુંટવા આવતા હતા. સૌ કામ નિયમિત સ્વચ્છ અને પવિત્ર વાતાવરણમાં થતું. સવારના આઠ વાગ્યા લગભગ દૂધ પીવાની ક્રિયા પુરી થતી હતી. કુટુંબ સિવાય બીજું કોઈ એમાં ભાગ લેતું નહોતું.

ક્રમશઃ

## — મૃત્યુને —

[ દ્રુતવિલંબિત ]

જીવનમાં ધૂપ છાંય ઝીલી સહી,
નયન તેજ હીણાં ક્ષીણ કાર્ય થૈ;
નીરવ શાન્તિ નવોન્મેષ પામવા
શરણ તુજ ચહું દુઃખ વામવા.

રજનીકાન્ત ભટ્ટ.

## —: કેકારવની મયૂરી :—

કેકારવની મીઠી મયૂરી ઉડી ગઈ!
સુણવા પેહેલાં પ્રીતમ કેરાં ગીત જો;
સાંચવી રાખી હૈયામાં જે વેદના
સ્વર્ગ મહીં એ ખરચી, લેવા પ્રીત જો!
કેકારવની મીઠી મયૂરી ઉડી ગઈ!
સાંભરતાં'તાં સ્મરણો એને મોરનાં,
કલાપ જેને છાઈ ગયું ગુજરાત જો;
ઉડી ગયો કેકારવ મૂકી પ્રેમનો,
સદાય નૂતન એને દિલની વાત જો,
કેકારવની મીઠી મયૂરી ઉડી ગઈ!
એણે બાંધી જન-વનમાં નિજ ઝુંપડી,
માંડ્યો એણે પ્રિયતમ કેરો જાગજો;
ભર સંસારે રહી એ પ્રેમની જોગણી,
એને હૈયે ધખધખતો વૈરાગ જો.
કેકારવની મીઠી મયૂરી ઉડી ગઈ!
સંસ્મરણોમાં સરતી'તી એ સોત થી,
વિખૂટી પડતાં સરથી થઈ બેભાન જો;
એક જ તાર બજતો'તો ઉરબીનમાં,
પ્રિયને મળવા સદા રહી એક ધ્યાન જો.
કેકારવની મીઠી મયૂરી ઉડી ગઈ!
પ્રિય સહચારે ખેલી ચારૂ બાગમાં,
પ્રિયની સાથે કરિયા કંઈ કલ્લોલ જો;
પ્રિય જતાં એ બાગ બન્યા વેરાન ચા,
પ્રિય જતાં સહુ સમાવિયા મહલોલ જો.
કેકારવની મીઠી મયૂરી ઉડી ગઈ!
ચિત્ત હતું નિજ ચોરિલું એ મયૂરમાં,
અન્ય હતો નવ કોઈ એનો ઈશ જો;
દુનિયા નાંખી પ્રકૃતિ કેરાં પંખીની,
દ્વેષ હતો નહીં, હતી ન કોઈ રીસ જો.
કેકારવની મીઠી મયૂરી ઉડી ગઈ!
એણે ગાયું ન્હતું છતાં હતી ગીત થી,
એનું હૈયું હતું મધુર તમ કાવ્ય જો;
એણે એક લીટી ન કહી ગુજરાતને,
અમર થઈ ગઈ; કેવો પ્રેમ-પ્રભાવ જો!
કેકારવની મીઠી મયૂરી ઉડી ગઈ!

મનુભાઈ ત્રિવેદી.




ભાવનગરમાં એક આધેડ ઉંમરની વેધવા બાઈએ એક બાળકનો જન્મ આપ્યા બાદ પાડોશી વણીકને ત્યાં એ બાળકને કંડી-ામાં સંતાડ્યું હતું. બાતમી પરથી પોલીસે બન્નેને પકડી કેસ કર્યો છે.

+

અમદાવાદ નજીક બીલખાના એક લોહાણાએ પોતાની પુત્રીને મોટી રકમ લઈ કે... ણીકને પરણાવી દીધાના સમાચાર મળે છે.

+

ભાવનગર રાજ્યના દિહોર ગામમાં એક બ્રીને એકી સાથે ત્રણ બાળકો અવતર્યા હતાં. આ ત્રણે બાળકોને દાંત અને અર્ધું અંગ રીંછ જેવું હતું. બાળકો મૃત્યુ પામ્યાં છે.

+

જામનગરના મહારાજા યુદ્ધ સમીતીમાં હાજરી આપવા લંડન જવાથી રાજ્યનો વહિવટ મહારાણી સાહેબ ગુલાબ કુંવરબાએ સંભાળી લીધો છે.

+

ઈંગ્લેંડની શાહજાદી એલીઝાબેથ ચોક્સિયાતોની ટુકડીની કેપ્ટન થઈ છે.

+

મુંબઈની કપોળ જ્ઞાતિએ પરણીને તરત જ વિધવા થયેલી એક બેન કલાવંતીને કુમારિકા તરીકે જાહેર કરી તેને પુનર્લગ્ન કરવાની છૂટ આપવાનો ઠરાવ કર્યો છે.

+

મુંબઈ સરકારે નીચેની યાદી પ્રગટ કરી છે કે:—"શ્રીમતી કસ્તુરબાં ગાંધી, જેમને તેમનાં પતિ સાથે અટકમાં રાખવામાં આવ્યા છે તેઓ છેલ્લાં ત્રણ દીવસથી ઈન્ફલ્યુએન્ઝાથી પટકાઈ પડયાં છે. તેમની તબીયત સુધરતી જાય છે. તેમની તબીયત રાખેતા મુજબ સુધરી જવાની આશા રાખવામાં આવે છે.

પૂનામાં શ્રી અચ્યુત પટવર્ધનની માતા શ્રીમતી યમુનાબાઈ પટવર્ધન અને શ્રીમતી ભાલેરાવને સામે સરઘસમાં ભાગ લેવાનો આરોપ મૂકાયો હતો. તેમને દરેકને સજા થઈ છે.

+

નડિઆદમાં ગાંધી જયંતિના પ્રથમ દિવસે પ્રભાત ફેરીમાંથી પકડાએલી ૨૧ બહેનોમાંથી ૧૧ ને છોડી મુક્વામાં આવી હતી. બાકીની દશ બહેનો પર કેસ ચલાવવામાં આવ્યો છે.

+

મુંબઈમાં યુનિવર્સિટી પર પીકેટીંગ કરવા માટે કુ. સરલા કનૈયાલાલ મુનશીની ધરપકડ થઈ છે.

+

લાહોરથી મળેલા સમાચાર અનુસાર રાજકુમારી અમૃતકુંવરની કાલકા ખાતે ધરપકડ થઈ છે.

+

લાહોરમાં અખિલ ભારત હરિજન સેવક સંઘના ઉપપ્રમુખ શ્રીમતી રામેશ્વરી નહેરૂને સીટી મેજીસ્ટ્રેટે છોડી મૂકયા હતાં. પરંતુ હિંદ-સંરક્ષણ ધારા હેઠળ તેમની તરત ધરપકડ કરવામાં આવી હતી.

+

રાજુલામાં એક વિધવા બ્રાહ્મણ યુવતીએ ગર્ભવતી બનતાં ઘાસલેટ છાંટીઆપઘાત કર્યો છે.

+

વડોદરા રાજ્યમાં ૧૯૪૦-૪૧ દરમ્યાન હિંદુઓ તરફથી છૂટાછેડા મેળવવા માટે ૩૨ કેસો નોંધવામાં આવ્યા હતા. આમાંના ૩૧ કેસો પત્નીઓએ તેમના પતિઓ સામે અને એક પતિએ તેની પત્ની સામે નોંધાવ્યો હતો. એમ જાહેર થયું છે.

# યંગ ઇન્ડિયા રેકર્ડઝ




દિવાળી રીલીઝ

"નવેમ્બર ૧૯૪૨"

"મગનના લગ્ન" અને

"પાવલી ગુમ" જેવી ધુમ હસાવ-
મારી રેકર્ડઝ દ્વારા જનતાને હાસ્યરસના
છોળે ન્હાવનાર



હરિશંકર જાની

હરિશંકર જાની અને પાર્ટી
ડી. એ. ૬૮૮૨ રેકર્ડપર
"મગનનો સંસાર"
ભા. ૧–૨ લઈ તમોને
હાસ્યરસમાં તરબોળ કરવા માટે
આવી પહોંચેલ છે.

*

"શ્રીમત સુમતી હરૂ"
ડી. એ. ૬૮૭૮
ગાયે ચારીને ગે વદ આવ્ય
પગે ઘુઘર ઝણકાર કરતા
ડી. એ. ૬૮૮૧
સમુદ્ર છોળે
ખોલોરે ત્રિજું નેન

*

મા. અમૃતલાલ ઓઝા
ડી. એ. ૬૮૮૦
તારા ખોલનો તોલ
તું ભૂલે છે ભગવાન.



અવિનાશ વ્યાસ

અવિનાશ વ્યાસ
ડી. એ. ૬૮૭૯
ઘુઘરીયાં બાજે
અને
ગોરી, ગોરી, રાધા ગોરી.

*

—:ઓર્ડર તાકીદે નોંધાવો:—

ધી નેશનલ ગ્રામોફોન રેકર્ડઝ મેન્યુ. કંપની લિમિટેડ
૧૧૦, મેડોઝ સ્ટ્રીટ; મુંબઈ–૧

સ્ત્રીઓ અને બાળકોનું માનીતું માસિકપત્ર   કિં. ૮ આના.

# સ્ત્રીબોધ

બા ળ ક સા થે ૧૯૪૨

## વર્ષની આખરે અને નવલવર્ષે

આ અંક દરેક ગ્રાહકોને મળતા આપનું વર્ષ પુરું થાય છે. ચાલુ સાલ અમોએ અમારાથી બનતુ વાચન ગ્રાહકોને આપ્યું છે. તે આપ સૌ જાણો છો.

આવતી સાલથી માસિકપત્રમાં અવનવા લેખકોને આપ જોશો. તેમજ અવનવા ફેરફાર આપને જોવા મળશે.

ડીસેમ્બર સુધી જે ગ્રાહકો હતા તેમને જાન્યુઆરી ૧૯૪૩ નો પહેલો અંક વી. પી. રૂ. ૪-૧૨-૦ નું કરવામાં આવશે. તે દરેક ગ્રાહકોએ સ્વીકારી લેવા વિનંતી છે. આવી સખ્ત મોંઘવારીમાં પોણી સદી વિનાવી આંગળ ધપતા માસિકપત્રને ટેકો આપવો તે ગ્રાહકોની ફરજ છે.

ગુજરાત કે બ્રહદ્ ગુજરાતમાં ૯૭ વર્ષથી ચાલતું આ એકજ માસિકપત્ર છે. તેણે બબ્બે મહાયુદ્ધ જોયાં અને જોઈ રહ્યું છે. અત્યારે કાગળની અછત અને તેના ભાવ સાંભળવા ભલભલાની છાતી બેસી જાય તેવા છે. આમ છતાં માસિક ચાલુ રાખવાનો તંત્રીઓ અને મંત્રીએ નિરધાર કર્યો છે. સંજોગોવસાત અણધારી આફત આવે તો વસ્તુ જુદી છે.

અનાવીલ ગ્રાહકોએ મનીઓર્ડર સાથે ફોર્મ ભરીને મોકલવું. તે વગર નામ દાખલ કરી શકાશે નહિ; માટે જેઓએ ફોર્મ ભરી મોકલ્યા નથી તેઓએ ફોર્મ ભરી મોકલી આપવા.

આફ્રીકાના દરેક ગ્રાહકોએ શી. ૯ મોકલી આપવા. પો. ઓ. કોસ કરવા નહિ.
નવલવર્ષથી મંત્રી વિભાગમાં એક ભાઈનો ઉમેરો કરવા વીચારી રહ્યા છીએ.

—મંત્રી



તંત્રીઓ :
શ્રી પુરજીભાઈ અભરાઠ
શ્રી કેશવપ્રસાદ સી. દેસાઈ

મંત્રી :
ચંદ્રકાન્ત જીવનલાલ મહેતા
પ્રીન્સેસ સ્ટ્રીટ મુંબઈ-૨.
પીરમશાહ રોડ, અમદાવાદ.

'જ્ઞાનવર્ધક પુસ્તકમાળા'
ના ગ્રાહકોને

ચાલુ સાલનું બીજું પુસ્તક શ્રી કનૈયાલાલ મુનશીકૃત કોનો વાંક? કીં. રૂ. અઢી બહાર પડી ગયું છે. અને જે આ પુસ્તક ન જોઈતું હોય તો 'અણહિલવાડનો યુવરાજ' (ઉત્તરાર્ધ) પણ બહાર પડયો છે. તે મળશે. ગ્રાહકો બન્નેમાંથી જે લેવું હોય તે મંગાવી શકે છે. ત્રીજું પુસ્તક શ્રી અમૃતલાલ ત્રિવેદીનું સામાજીક સર્જન.

જસવંતી-દીલનાડ ખ છપાય છે. તે આ માસની આખરમાં બહાર પડશે.
વ્યવસ્થાપક.

## નવાં પુસ્તકો

| | |
|---|---|
| અણહિલવાડનો યુવરાજ ભા. ૧-૨ જો | ૪-૮ |
| ત. રાજમાતા | ૩-૮ |
| સુરેખા | ૨-૮ |
| અવંતીપતિ | ૨-૮ |
| સહચરીની શોધમાં | ૧-૮ |
| કીર્તિ કથાઓ | ૨-૦ |
| સુવાસચંદ્ર (શરદબાબુ) | ૨-૮ |
| ઇલા | ૧-૮ |

'સ્ત્રીબોધ કાર્યાલય'
પીરમશા રોડ-અમદાવાદ.

વાર્ષિક લવાજમ

| દેશ | પરદેશ |
|---|---|
| ૪-૮-૦ | ૫-૮-૦ |

(નવ શીલીંગ)

# શ્રી બો ધ

ડીસેમ્બર ૧૯૪૨ || અનુક્રમણિકા || વર્ષ ૮૬ અંક ૧૨ મો
છૂટક નકલ આઠ આના



જાન્યુઆરી ૧૯૪૩ નો અંક દરેક ગ્રાહકને વી. પી. રૂ. ૪-૧૨-૦ મોકલવામાં આવશે. તે દરેક ગ્રાહકોએ સ્વીકારી લેવું. જેમનું લવાજમ આવી ગયું હશે તેમને અંક રાબેતા મુજબ મળી જશે. જે ભાઈ-બ્હેનને ગ્રાહક તરીકે ન રહેવું હોય તેમણે ડીસેમ્બરનો અંક મળતાં તુરત કાર્યાલયમાં જણાવવું. જેથી ખોટા ખર્ચમાં આવી અસહ્ય મોંઘવારીમાં કાર્યાલયને ઉતરવું પડે નહિં. અમો ઇચ્છીએ છીએ કે તમો ગ્રાહક રહી આ જુના માસિક પત્રને ટેકો આપશો જ.

—મંત્રી

**સ્ત્રીઓના** પ્રદર, લોહીવા, ઋતુદોષ, ગર્ભાશયના રોગો, વંધ્યત્વ વગેરે માટે




અકસીર છે. કિંમત—બાટલી એકનો રૂપિયો એક

ત્રણ બાટલી સાથે લેનારને રૂ. ૨-૧૦-૦

દવાના વેપારીઓ વેચે છે. ન મળે તો લખો:—

**ઊંઝા ફાર્મસી** ગાંધીરોડ, અમદાવાદ; ઊંઝા. (ઉ. ગુ.) કાલબાદેવીરોડ, મુંબાઇ; લક્ષ્મીરોડ, પુના

---

ફક્ત રૂપિઆ બે

જેટલા નજીવાં લવાજમમાં લગભગ બે હજાર

જેટલાં પાનાનું વાંચન આપનાર

મા સિ ક પ ત્ર

# અનાવિલ પોકાર

ગ્રાહક થઇ ખાતરી કરવા સૌ કોઈને વિનંતી છે.
જાહેર ખબર આપનારાઓ માટે પણ સારું સાધન છે.
ગ્રાહક થવા માટે રૂ. ૨) બે રૂપિયા મ. ઓ. થી મોકલવા
તેમજ જા. ખ. ના ભાવ માટે લખો:

શ્રી અનાવિલ પોકાર ઓફીસ,

બરાનપુરી ભાગોળ,
ભાજીવાળી પોળ, સુરત.

સંસ્કાર સન્નારીઓનું અનુપમ જુનામાં જુનું માસિક પત્ર :-



વર્ષ ૮૯ : ડીસેમ્બર : ૧૯૪૫ : સળંગ અંક ૧૦૩૧ : અંક ૧૨ મો

# —: ગુર્જરી માતા :—

અનુપમ એક તું સ્નેહાળ, વ્હાલી ગુર્જરી માતા.
રૂડું ઉર શું પ્રેમાળ, અમને અર્પતું શાતા......અનુપમ.
સૌરભમય આ વાડી તારી, નન્દનવન શી મીઠી.........હાં, હાં, હાં.
ઉભરે દિલડે રસધાર, નિરખીને રસિક માતા......અનુપમ.
કોકિલ મંજુલ રાગે, મો'રી મંજરીમાં રસજાગે.........હાં, હાં, હાં.
ચરુતર. ચોરવાડ અપાર, ઉપવન શાં ખીલે માતા......અનુપમ.
રેવા, મહી ને તાપી, શી સરસ્વતી સોહાતી.........હાં, હાં, હાં.
સાબર સિંચતી ફૂલમાળ, ફૂલડે શોભતી માતા......અનુપમ.
સાગર પ્રેમે મો'તો, મા, તમ ચરણ કમલ એ ધોતો.........હાં, હાં, હાં.
મુક્તાથાળના ઉપહાર, અર્ચનમાં ધરે માતા......અનુપમ.
શૌર્ય ગીતો જ્યાં ગાજે ને શા પ્રણય વીણા ત્યાં વાજે.........હાં, હાં, હાં.
ગરવો સોરઠ શો હેતાળ, વન્દે, આપને માતા......અનુપમ.
આભ ઉંચા તમ શૃંગે મા'હું ચનગન ખેલું રંગે.........હાં, હાં, હાં.
આબુ, પાવાગઢ, ગિરનાર, કેવા રાજતા માતા......અનુપમ.
બાળક ભોળાં તારાં, અમ આ વંદન કોટિ પ્યારાં.........હાં, હાં, હાં.
તું તો પતિત પાવન માત, મારી ગુર્જરી માતા......અનુપમ.
પ્રણય સુધા રસ પાને, હું તો નાચું રૂમઝુમ ગાને.........હાં, હાં, હાં.
ભૂલી ના કદી ભૂલાય, વ્હાલી ગુર્જરી માતા......અનુપમ.

# પ્રોફેસરની પત્ની

શ્રી. નારાયણ પુરૂષોત્તમ સુખડીઆ

રેખાએ પ્રોફેસર સાથે આજથી આઠ-દશ વર્ષ ઉપર લગ્ન કર્યું હતું. એક દિવસ પ્રોફેસરે ડીબેટીંગ સોસાયટીમાં 'ઈશ્વર અને તેની સત્તા' એ વિષપર વ્યાખ્યાન આપ્યું હતું. તે વખતે એ એ એમ. એ, નો અભ્યાસ કરતા હતા અને તેમનો દર્શનશાસ્ત્રનો વિષય હતો. રેખા ધનવાન માબાપની છોકરી હતી અને બી. એ. માં અભ્યાસ કરતી હતી.

એ વ્યાખ્યાનના પ્રભાવે એકમેકના વિચારોનું સામ્ય પણ થયું. અને બંન્નેએ પોતાનાં સગાંવ્હાલાંની ઈચ્છા વિરૂદ્ધ પરણી લીધું. સગાંઓનો સંબંધ તોડી બંને એક બીજાનાં બની ગયાં.

વિદ્યાભ્યાસને તિલાંજલી આપી બંન્ને ભેગાં રહેવા લાગ્યા. રેખા પાસે ભેગી કરેલી કેટલીક રકમ હતી. જ્યારે પ્રોફેસરતો ખાલી હતો. એતો પોતાની જવાબદારી અલગ સમજી દર્શનશાસ્ત્રમાં મચ્યો રહેતો. એકલો જંગલમાં ફરવા નીકળી પડતો. જંગલનાં લીલાંછમ વૃક્ષો, ટૌકા કરતા મોર, છલંગ મારતાં હરણોને જોઈ પોતાની જાતને ભૂલી જતો. રેખા તેના માટે ભોજન બનાવી પ્રતિક્ષા કરતી, અને આતુર નયને વાટ જોયા કરતી. ત્યારે પ્રોફેસર થાકેલો પાકેલો સંસારની અસારતાનો વિચાર કરતો, આવતો, અને બડબડાટ કરતો, એ સાંભળી રેખા કચવાઈ જતી. અને અશ્રુ વહાવતી. બ્હારથી હસતુ મ્હોં રાખી સ્વાગત કરતી.

રેખા પ્રોફેસરના માનસિક ભોજન માટે, ગમે તેમ કરી પુસ્તકોનો અભાવ તેને ખટકવા ન દેતી. જ્યારે પ્રોફેસરતો પુસ્તકોમાં લીન બનીને એકલો પ્રકૃતિના સૌન્દર્યમાં લુબ્ધ બનતો. માનવીનું સૌન્દર્ય ખરેખર એના દેહ માટે નહોતું.

રેખા બહુજ કંટાળતી. પરંતુ કાંઈ કહેતી નહી એને ડર લાગતો કે સાંભળી પ્રોફેસરને કદાચ આઘાત ન લાગે. પોતાની વ્યથાને તે દબાવવાની કોશિશ કરી રહી હતી. કારણ કે તે ભારતીય નારી હતી.

કણ કણ કરતાં ઢગલો થાય છે અને ટીપું ટીપું વહી જતાં ઘડો ખાલી થાય છે એમ. નિત્ય ખર્ચના લીધે, અને આવક વિના જીવન વ્યતિત કરતાં રેખા પાસે જે કાંઈ હતું તે પુરું થઈ ગયું. હવે તો પુસ્તકો કરતાં ભોજન માટે તેને વિશેષ ચિંતા છે. વધુમાં તે એક બાળકની માતા પણ બની ચુકી છે. ભલે પોતે ભુખે મરે, પરંતુ પોતાના નિર્દોષ બાળકની ચિંતા તો તેને કરવી જ પડશે

આ ચિંતામાં તે દીન રાત સુકાતી જાય છે. જ્યારે આ બાજુ તેનો પતિ દર્શનશાસ્ત્રમાં મસ્ત હતો, એને તો બીજી ચિંતા કરવા વખત જ નહોતો.

ભાંગેલા પલંગપર બાળક હાલજ રડતું રડતું સુઈ ગયું છે. અને પાસે જ તે ચટાઈ પર બેસી "ઈશ્વર અને જીવાત્મા" નામનું તુરત જ પ્રગટ થયેલું પુસ્તક વાંચી રહ્યો છે. ભાવાવેશમાં તે કદિ ઉતાવળે વાંચે છે. અને કદિ ધિરે ધિરે, કદિ વાંચતા રડવા લાગે છે અને કદિ હસે પણ છે. કદિ કહે છે—"વાહ-વાહ!. ઘણું જ સુંદર લખ્યું છે, અને કદિ કહે છે. કમબખત! પુસ્તક લખવા બેઠો છે. અને પ્રકાશક પણ

એવો છે કે, જે કાંઈ કચરો સામે આવ્યો તેનું પ્રકાશન કર્યું." અને કદિ ગંભીર બની વાંચે છે, જાણે મનન કરી રહ્યો ન હોય! વાંચતા વાંચતા હેનો ચ્હેરો ક્ષણે ક્ષણે નવો ભાવ દર્શાવ્યા કરે છે અને બદલાયા કરે છે. ઉલ્લાસ, રૂદન, હાસ્ય, કરૂણા, સાક્ષાત રૂપ લઈને તેના ચ્હેરા પર વારંવાર આવી બેસે છે. જ્યારે—રેખા ભૂખી, તરસી, ક્ષીણકાય, તેના ચ્હેરા તરફ પલટાતા ભાવો એ જોઈ રહ્યા કરે છે.

કદિ તેણી વિચાર કરે છે–'કેવો માણસ છે! ઘરમાંતો અન્નનું ઠેકાણું નથી બાળક ભૂખે અરધું મૃત જેવું છે. સ્ત્રી ચિંતામાં દુખી રહી છે અને આને તો કાંઈ જ પડી નથી. એ તો પુસ્તકોમાં જ લીન છે. આની સાથે લગ્ન ન કર્યું હોત તો સારું થાત!"

પરંતુ બીજીજ ક્ષણે વિચારે છે "કેટલો મહાન છે એનો આત્મા! સાંસારિક સુખ દુઃખને તો એ ગણકારતો જ નથી પરલોકના સુખની ઉચ્છામાં આ લોકના સુખનું બલિદાન આપવાની તેની ભાવના કેવી મહાન છે! મારે તો આવા પતિની પત્નિ બનવાનું ગૌરવ, અભિમાન લેવું જોઈએ. એ જેટલો દુનિયાને યોગ્ય છે એટલી જો દુનિયા તેની કદર કરતી હોત તો મારા જેવી સૌભાગ્યવાન સ્ત્રી આ સંસારમાં બીજી કોણ હોત!" આમ વિચારી રેખાની આંખો ગર્વ અને આનંદથી ચમકી ઊઠે છે.

પોત પોતાને આશ્વાસન આપે છે, "દરેક મનુષ્ય એ જગાએ માટે લાયકાત ધરાવી શકતો નથી. અમારો આ લોક સુખમય નથી તો શું થયું? પરલોકતો સુખમય બનશે." એ આનંદના વિચારે તેણી ઉલ્લાસિત બનતી.

એટલામાં બાળકે પાછુ બદલ્યું રૂદન શરુ કર્યું. અને ક્ષીણ સ્વરે—'મા ભુખ'! અને ફરી સૂઈ ગયું.

રેખાના ભાવે પલટો ખાધો, આનંદને ઉલ્લાસના સ્થાને ક્રોધ અને ઘૃણા ઉત્પન્ન થઈ એને યાદ આવ્યું કે, 'બાળક હમણાંજ જાગશે. પાવા માટે દૂધ નથી. બે દીવસ પછી દીવાળી આવવાની છે. સૌ ઘરોમાં પકવાન્ન અને મીઠાઈ બનશે જ્યારે મ્હારા નાના બાળક માટે—?"

અને આજ ચિંતામા તેણી નાની ઉંમરમાં જ વૃદ્ધત્વની નજીક જઈ રહી હતી અને એનો પતિનો એના તરફ ઉદાસિન બની વાંચી રહ્યો છે એને તો આ વાતાવરણનો બીલકુલ ખ્યાલ જ નથી.

રેખાનો ચહેરો ઘૃણાથી ભયાનક જણાવા

## દીપિકા

**શ્રી. પુષ્પા શુક્લ**

નયને આશાની ઉગી તારિકા રે લોલ
શીળો સુધા ભર્યો પ્રકાશ રે,
સજની! ઝગે છે નયન દીપિકા રે લોલ.

હાસન્તિ રમ્ય પ્રફુલ્લિકા રે લોલ,
નિતરે ઔદાર્ય સુવાસ રે
સજની! ઝગે છે સ્નેહ દીપિકા રે લોલ.

શરદ સુહાગણ ચન્દ્રિકા રે લોલ,
ઉજ્જવલ જીવિતેન્દુ ઉલ્લાસ રે
સજની! રમરે છે વ્યોમ દીપિકા રે લોલ.

દોરન્તિ ચારુ ચિત્રમાલિકા રે લોલ,
આછી છીપાવે ઉર પ્યાસ રે
સજની! ઝગે છે સ્મૃતિ દીપિકા રે લોલ.

બારબાર વર્ષથી કો બાલિકા રે લોલ,
રહેતી અખંડ તપ ત્રાસ રે
સજની! ઝગે છે ત્યાગ દીપિકા રે લોલ.

વત્સલ ભરેલ નવમલ્લિકા રે લોલ,
વિનયાબ્ધિ વેરન્ત હાસ રે
સજની! ઝગે છે ગૃહ દીપિકા રે લોલ.

લાગ્યો. એના સુકા હોઠપર કાલિમા છવાઈ. એના અંતરમાં દારૂનો ઢગલો થયો. અને આગની ચિનગારી માફક પ્રજ્વલિત બની છતાં પણ સંયમ રાખવા માટે ઘણોજ યત્ન તેણીએ કર્યો, એટલામાં રેખાના પતિએ વાંચતાં વાંચતાં રેખાની તરફ મ્હો-ફેરવી કહ્યું-'કેવું સુંદર લખ્યું છે. જે પ્રકારે સમુદ્રનું જળ મેઘ-વર્ષા, નદિ, વીગેરેના કંઈક રૂપાંતરો પામી ફરી સમુદ્રમાં આવી મળે છે. તે પ્રમાણે આ જગતના પ્રાણીઓ ભીન્ન ભીન્ન યોનિયો ધારણ કરી અંતમાં પરમાત્મામાં, પરમ આત્મામાં જઈ મળે છે.'

આ શબ્દોએ ચિનગારીનું કામ કર્યું. ક્ષણ ભર રેખા ચમકી ઊઠી અને તેણીના સંયમનો બંધ તૂટી ગયો.

"હા, મળી જાય છે! બ્રહ્મ. પરમાત્માને મળી જાય છે! તમે મળ્યા હશો, એ પરબ્રહ્મ પરમાત્મા સાથે!" રેખાએ ક્રોધમાં જ કહ્યું: "હા! હા! હાલ જ તમે તેમને મળીને આવતા હશો." એ નાગણની માફક ફુત્કાર કરવા લાગી. "ઘરમાં ખાવા માટે અન્ન, પહેરવા માટે વસ્ત્ર નથી, બાળક ભુખે રડીને સુઈ ગયું છે. અને જાગતાં આપવા માટે ઝેર પણ નથી. ત્રણ દીવસ પછી દીવાળી આવશે, અને અહીં તો મારા શરીરમાં લોહી પણ નથી. નહીં તો ગરદન કાપી દીવળી ઉજવી શકું. અને તમારે તો પડી છે બ્રહ્મ પરમાત્માને મળવાની!"

રેખાએ શ્વાસ લીધો. તેણીની છાતી જોરથી ધબકવા લાગી અને આંખો ક્રોધથી રક્તવર્ણી બની ગઈ.

રેખાનો પતિ આ જોઈ સ્તબ્ધ બન્યો. પત્થરની માફક તે મૌન બની ગયો. ભયથી તેનો શ્વાસ રોકાઈ જવા લાગ્યો. એ ઉભો થઈને દરવાજા તરફ ચાલ્યો.

તેણે પાછા ફરી પોતાની પત્નિ તરફ દૃષ્ટિ નાંખી. એ તો નિરતેજ મુંગી બની ઉભી હતી. તે જોઈને બોલ્યો: "ઈશ્વરની સત્તામાં વિશ્વાસ કરતા નથી, અને તેનો અનાદર કરે છે. તેમને મરણ બાદ નરક યાતના ભોગવવી પડે છે અને યમરાજ એને ફાંસીએ લટકાવે છે." એમ કહી થોડીવાર ઉભો રહીને બોલ્યો: 'વારૂ! હું પુસ્તકાલયમાં જાઉં છું.' એમ કહી દરવાજો ખુલ્લો કરી પુસ્તકાલય તરફ રવાના થયો જાણે કાંઈ જ બન્યું ન હોય તેમ!

તીવ્ર સ્વર અને દરવાજો ઉઘાડ-વાસ થવાના અવાજે બાળક જાગ્રત બન્યું. એ અશાંત બની રડવા લાગ્યું. પરંતુ રેખા તો ત્યાં જ સ્તબ્ધ જેવી ઉભી રહી.

"હું" એમ કહી રેખા કર્કશ સ્વરે નિશ્વાસ નાંખી બોલી: "આ જ નારકીય યાતના ભોગવવા લખેલી છે. અહીં પણ સુખ નથી અને પરલોકમાં પણ નથી.' એ કહે છે "નારકીય યાતના ભોગવવી પડશે, યમરાજ ફાંસી આપશે." અને ફરી બોલી: "નારકીય યાતના, ભોગવી જ રહી છું. ફાંસી પણ જાતે જ લઈ નાંખું. વળી યમરાજની રાહ શા માટે જોઉં!" એમ કહી તે બીજા ઓરડામાં ગઈ અને ત્યાંથી દોરડું ઉઠાવી લાવી. એણે તેને છતના કડામાં નાંખી અને ફાંસી માટે ગળે ફાંસો બનાવવા લાગી.

એ ખાટલા પર ચઢી, ફાંસીનો પાસો ગળામાં નાંખ્યો. અને દોરી ખેંચવાની તૈયારી હતી જ તે વખતે તેની નજર બાળક ઉપર પડી. તે ડુસકે ડુસકે "મા, દૂધ! મા, દૂધ!" કહી રડી રહ્યો હતો.

રેખાને ક્રોધ આવ્યો બોલી: "રે દુષ્ટ! ક્યાંનો! મરવા પણ દેતો નથી." એમ કહી ગળામાંથી દોરડી કાઢી નાંખી, બાળક પાસે ગઈ. પોતાનું રૂક્ષ સ્તન તેના મ્હોંમાં આપી બોલી: "લે, પી, આમાં જ બધું રાખ્યું છે?"

બાળકે સ્તન મ્હોંમાં લીધું, રેખા અટકી, એનું માતૃત્વ જાગ્યું. એને લાગ્યું કે-એ માતા જ છે. તેણે બાળકને પોતાની પાસે ખેંચી લીધો અને ક્ષણે ક્ષણે તેને છાતી સરસો ચાંપવા લાગી.

# પ્રણયનાં પાંચ ચિત્રો

શ્રી. સુરેન્દ્ર એસ. ત્રિવેદી. બી. એ એલ. એલ. બી.

પ્રણય એ એક અદ્‌ભુત ને અલૌકિક વસ્તુ છે. હૃદયમાં ઉદ્‌ભવતો એવો એ ગૂઢ ભાવ છે કે કોઈ એની વ્યાખ્યા બાંધવા સમર્થ નથી. એ ભાવવાચક વસ્તુ હોઈ અન્ય ભાવવાચક વસ્તુઓની જેમ અવર્ણનીય જ રહે છે. પણ અન્ય ભાવવાચક વસ્તુઓની જેમ પ્રણય પણ ઇન્દ્રિયગમ્ય હોઈ તે શું છે તે હૃદય સમજી શકે છે. ક્યાં ક્યારે ને કેવી રીતે એનો ઉદ્‌ભવ થાય છે એ કળવું અટળ અકળ છે. કોઈ ગાંધર્વના દિવ્યગાન જેવું કે કોઈ સ્વર્ગીય પંખીના અલૌકિક ગાન જેવું એનું ગાન લાગે છે. એ અદ્‌ભુત ગાન હૃદયના સમસ્ત તારોને ઝણઝણાવી મૂકે છે. જીવનનો થાક કે ભાર ગમે તેટલો હોય પણ ક્ષણેકમાં તે ભૂલાવી દે છે અને જીવનને ઉલ્લાસ ને ઉત્સાહથી ભરી દે છે.

પ્રણયનો વિલાસ અનંત સ્વરૂપે અનુભવાય છે. પ્રત્યેક વ્યક્તિ અનેક પ્રકારે પ્રેમ કરવાને શક્તિશાળી હોય છે. ભાગ્યે જ આપણે બે પ્રાણીને સરખી રીતે ચાહતા હોઈશું. ભિન્નભિન્ન વસ્તુઓ તરફ આપણો પ્રેમ ભિન્નભિન્ન પ્રકારનો હોય છે. મનુષ્યનો વસ્તુ પ્રત્યેનો પ્રેમ, મનુષ્ય પ્રત્યેનો પ્રેમ, ઈશ્વર પ્રત્યેનો પ્રેમ એમ પ્રેમનાં અનેકવિધ સ્વરૂપો છે. ગમે તે પ્રકારનો પ્રેમ હોય એના પ્રકટીકરણ વખતે પ્રણયી એના હૃદયના સમસ્ત તારોનો સંવાદી સરોદ અનુભવે છે. કોઈ ગૂઢ સર્જકશક્તિનો સંચાર એના અણુએ અણુએ એ અનુભવે છે.

ખરેખર, ઈશ્વરના સ્વરૂપની જેમ પ્રણયનું સ્વરૂપ પણ મનથી ન પહોંચી શકાય અને વાણીથી ન વર્ણવી શકાય તેવું છે. તેનું વર્ણન કરતાં બુદ્ધિ પણ પાછી પડે છે.

એ ગમે તે હોય પણ એટલું તો ચોક્કસ છે કે પ્રેમ એ જીવનને નવું જોમ બક્ષનાર અદ્‌ભુત સંજીવની છે. આપણે ભલે પ્રણયને કોઈ ચોકઠામાં બેસાડી ન શકીએ કે તેને યથાર્થપણે વર્ણવી ન શકીએ પણ તેનાં ચિત્રો ખડાં કરી તેની ઝાંખી તો કરાવી શકીએ. આપણે ત્યારે તેને ચિત્રાત્મક રીતે જોઈએ.

## ( ૧ )

જે પ્રાણીમાં પ્રેમનો આવિર્ભાવ થયો નથી તે અપ્રકટ દીપ સમાન છે. એ અજ્યોત દીપ પાસે જ્યોત લઈ જતાં જ તે પ્રકટે છે ને તેનો પ્રકાશ આખા ઓરડામાં પ્રસરી રહે છે. તેનાં તેજસ્વી કિરણોમાં જે જે વસ્તુ જ્યાં હતી તે નવા જ સ્વરૂપે આપણી નજરે ચઢે છે ને આપણું ધ્યાન ખેંચી રહે છે તેવી જ રીતે પ્રેમજ્યોત પ્રકટતાં પ્રણયીને નવી જ દૃષ્ટિ લાધે છે તે એના પ્રકાશમાં એ બધું નવા જ સ્વરૂપમાં નિહાળે છે.

## ( ૨ )

જળસિંચનના અભાવે કંઠુવાતો એક છોડ છે. સૂર્યની પ્રચંડ ગરમીને લીધે તે સૂકાતો જતો જણાય છે. ભોંય બધી તપી તપીને એવી તો લુખ્ખી થઈ ગઈ છે કે ભોંયમાંથી પણ તેને પાણીનું પોષણ મળતું નથી. પરિણામે પુષ્ટિના અભાવે એ છોડ વાંકો વળવા માંડે છે ને મૂર્ચ્છા ખાઈને ધરણી પર ઢળી પડવાની આખર સ્થિતિમાં છે. તેવામાં મેઘ મહેર કરે છે ને એકાએક મંદમંદ વરસવા માંડે છે

સંજીવની જળ મળતાં જ એ વાંકો વળી ગયેલો છોડ ટટાર થતો જાય છે, ચૂસાય તેટલું જીવન-બળ ચૂસતો જાય છે. એક રાતમાં તો ઘણું બધું બળ મેળવી લે છે ને બીજે દિવસે પ્રાતઃકાળે ભગવાન સૂર્યનારાયણનાં કિરણોની હુંફ મળતાં તે રંગીન ફૂલો પ્રકટાવે છે. તેવીજ રીતે કાર્યના ઢસરડાથી અને પ્રણયરૂપી પ્રોત્સાહનના અભાવથી અકાળે વૃદ્ધત્વને પામેલ એક મનુષ્યમાં એના સૂકાતા જતા હૃદય પર પ્રણય રૂપી અમી સિંચનાર પ્રેમીજન આવી મળતાં નવું જીવન ધબકવા માંડે છે, આનંદ ને ઉલ્લાસને લીધે તે ગતયૌવન પ્રાપ્ત કરે છે અને અનેકધા કાર્યશીલ રહેવાની શક્તિનો એનામાં સંચાર થાય છે.

(૩)

એક નિર્જન વાસના એક ખૂણામાં એક વીણા એકલી પડી રહેલી છે. અંગુલિસ્પર્શથી એના તારોને સજીવન કરનાર પ્રિયજન એને આવી મળતાં જ એ અદ્‌ભૂત પ્રકારનું આહ્‌લાદક સંગીત છેડે છે ને વાતાવરણને ભરી દે છે. તેવી જ રીતે એકાકી અને અટુલું જીવન જીવનાર એક વ્યક્તિને તેના હૃદયના સમસ્ત તારોને ઝણઝણાવનાર પ્રણયદાની આવી મળતાં જીવનમાં સંવાદી સરોદ અનુભવે છે. પ્રણય જીવનને સંગીતમય બનાવે છે.

(૪)

રાત્રિ પડી છે. અંધકાર સર્વત્ર વ્યાપી ગયો છે. પ્રકાશનું એક પણ કિરણ ત્યારે ઘરમાં આવતું નથી. ઘરની અંદર પણ બધે અંધકાર છે. તેનાં બારીબારણાં બધાં બંધ છે. બહારની સ્વચ્છ તાઝગીભરી હવા અંદર પ્રવેશ પામી શકતી નથી. અંદરની હવા ભારે ને ગુંગળામણ કરે તેવી થઈ ગયેલી છે. એ બહારની હવા સાથે સંપર્કમાં આવવા તીવ્ર ઈચ્છા સેવી રહી છે. તેવામાં ગૃહદેવી હાથમાં કુચીઓનો ઝુમખો લઈ આવે છે ને પ્રવેશદ્વાર ઉઘાડી અંદર પ્રવેશે છે. પછી બારીબારણાં બધાં ફટાફટ ઉઘાડી નાંખે છે. તરત જ અંદર કેદ પૂરાયેલી હવા બહાર ધસે છે ને બહારથી તાજગીભરી હવા અંદર પ્રવેશે છે. થોડી જ વારમાં ઘરમાં દીવો દેવતા ચેતાવવામાં આવે છે. પ્રકાશ બારીબારણાંને ભરી દે છે. બધું ઠીકઠાક ને વ્યવસ્થિત કરવામાં આવે છે. ઘરમાં પગરવ સંભળાવા માંડે છે. આખું ઘર બડીકવારમાં સજીવ બન્યું હોય તેમ થઈ રહે છે. ખરેખર, પ્રણય આ પ્રમાણે જીવનને પ્રકાશિત કરે છે, તાજગી બક્ષે છે ને ચૈતન્યથી થનગનતું કરી મૂકે છે.

(૫)

પતંગ અને પુંડરિક, ચંદ્ર અને ચંદ્રકાન્ત પ્રણયનું સ્વરૂપ સુંદર રીતે સમઝાવે છે. સૂર્યોદય થાય છે ને શ્વેતકમળ ખીલવા લાગે છે. ચંદ્રનો ઉદય થાય છે ને ચંદ્રકાન્ત રસથી ઝરવા માંડે છે. ખરેખર, સાચા પ્રણયને બાહ્ય કારણો સાથે કાંઈજ નિસ્બત નથી. અંતરનો કોઈ હેતુ જ બે વ્યક્તિઓને અરસપરસ ખેંચે છે. એકમેકના સાનિધ્યમાં જ બન્ને ખીલે છે.

આમ કલ્પનાદ્વારા અનેકાનેક ચિત્રો ખડાં કરી પ્રણયનું સ્વરૂપ અને તેનો પ્રભાવ આપણે સમજી શકીએ. વિશ્વ સમસ્ત પ્રણયથી ભરેલું છે. કુદરતમાં પ્રેમ, સૌન્દર્ય, આનંદ, શક્તિ એ બધું જાણે કે એક જ છે. પ્રેમમાં સૌન્દર્ય, સૌન્દર્યમાં આનંદ, આનંદમાં શક્તિ રહેલાં છે.

પ્રણય એ આત્માની જ્યોતિ છે. જીવનમાં અદ્‌ભૂત સામર્થ્ય પ્રકટાવનાર અલૌકિક શક્તિ છે. હૃદયમાં એનો આવિર્ભાવ થતાં જ જીવન ઉત્સાહથી ધબકતું બને છે અને અકથ્ય આનંદ અનુભવે છે.

# ગુજરાતની નારી

શ્રી. 'ચન્દ્રિક'

[ ગતાંકથી ચાલુ ]

**નારીની** મહત્તાની પડતીનાં કારણો પ્રાણીશાસ્ત્રવિષયક કે અગત્યનાં ન હોતાં ઐતિહાસિક અને આકસ્મિક ગણી શકાય. અસલી જાતિઓની અંદર અંદરની લડાઈઓના પ્રતાપે યોદ્ધાઓની લડાયકશક્તિને સમાજના મુખ્ય સદ્‌ગુણ રૂપે આગળ ધરવામાં આવતી. સ્વાભાવિક માતૃપ્રેમને યોગ્ય ઘડતર ધરાવનાર સ્ત્રીવર્ગ બાળકની માવજતને મુખ્ય કર્તવ્ય માનતી. અને પુરુષની સરખામણીમાં નબળો બાંધો ધરાવતી હોઈ યુદ્ધક્ષેત્રમાં આગળ પડતો ભાગ લઈ શકતી નહિ. પરિણામે, તે સમયમાં સ્ત્રીઓને અગત્યહીન માનવામાં આવતી. વધારામાં, સમરવિજયી વર્ગ, વિરુદ્ધ વર્ગના પુરુષોનો સંહાર કરી તેમની સ્ત્રીઓને ઊપાડી જવામાં ગૌરવ માનતો. જીતના ઇનામ તરીકે ગણાતી એ સ્ત્રીઓનો તેઓ ફાવે તેવો ઉપયોગ કરતાઃ કાં તો તેઓના ઉપભોગ અર્થે તેમને ઝનાનામાં ગોંધતા અગર તો ગુલામ તરીકે વેચી દઈ દ્રવ્યોપાર્જન કરતા. આ પરિસ્થિતિએ નારીજીવનને અધમતાની પરાકાષ્ઠાએ પહોંચાડયું. યુદ્ધમાં વિજય મેળવી ઊપાડી લવાતી કે ખરીદ કરીને મેળવાતી હોવાને લીધે 'નારીદેહની કિંમત પુરુષવર્ગને મન બીલકૂલ ન રહી. પરિણામે, પોતાના વર્ગની સ્ત્રીઓ તરફ પણ હલકી નજરે જોવાનું શરુ થયું. તે પોરણે જ રચાયેલા કાનુનો અને રીતરસમોને પ્રતાપે સ્ત્રીઓને હલકુ જીવન જીવવાની ફરજ પડી.

નારીજીવનને નિર્માલ્ય બનાવતાં મુખ્ય મુખ્ય તત્ત્વોના આ અવલોકનથી સહેજે નિષ્પન્ન થાય છે કે નારીને મહત્તાહિન માની તેના પ્રત્યે અક્ષમ્ય ઉદાસીનતા દાખવવામાં આવે છે. એ ઉદાસીનતાને દૂર કરી ભાવિ નાગરિકોની જીવનરક્ષક જનેતાની શરીરસમ્પત્તિ સુધારવા તરફ લક્ષ આપવાની તાત્કાલિક આવશ્યકતા ઊભી થઈ છે. એટલે તેને સુધારવાના ઉપાયોની ચર્ચા કરતા પહેલાં હાલ જે પ્રવૃત્તિ દષ્ટિગોચર થાય છે તેનું વિહંગાવલોકન અસ્થાને નહિ જ મનાય.

સ્ત્રીઓની હીલચાલની અગત્યની પ્રવૃત્તિ રાજકીય ક્ષેત્રમાં નજરે પડે છે. એ પ્રવૃત્તિનાં મુખ્ય આધારભૂત તત્ત્વો બે છેઃ પૌરાધિકારીત્વ અને મતાધિકાર. ગુલામીનાં બન્ધનમાં ઝકડાયેલી સ્ત્રીનું વ્યક્તિત્વ રાજકીય ક્ષેત્રમાંથી અદશ્ય થયેલું. વ્યક્તિ તરીકેનું કંઈ મહત્ત્વ વનિતાને માટે ન હતું તેમ કોઈ પણ પ્રકારની મીલ્કત સમ્પાદન કરવા, કબજે રાખવા કે વ્યવસ્થા કરવા તેને હક્ક ન હતો. પુત્રી તરીકે પિતાને અને પત્ની તરીકે પતિને સ્વાધીન રહી જીવન ગુજારવાની તેને ફરજ પડતી. આજે એ પરિસ્થિતિ નથી. ધીમે ધીમે પણ મક્કમ રીતે વર્તમાન નારીપ્રવૃત્તિ સંપૂર્ણ પૌરાધિકારીત્વની પ્રાપ્તિ તરફ વળે છે. સ્ત્રીજીવનની હીલચાલનો મુખ્ય હેતુ સ્ત્રીને પુરુષની સમોવડી બનાવી 'રાજ્યવ્યવસ્થામાં પુરુષના જેટલા જ હક્ક અને જવાબદારી પ્રાપ્ત કરવાનો છે.

સ્ત્રીઓમાં રાજ્યવ્યવસ્થાની જવાબદારી ધારણ કરવા જેટલી શક્તિ હજી નથી આવી એવી એક માન્યતા છે. કુદરતી રીતે નબળો

બાંધો ધરાવતી નારી જવાબદાર વ્યવસ્થાશક્તિ ન ધરાવી શકે એમ માનવામાં આવે છે. પ્રથમના સમયમાં જ્યારે બહારનાં રાજ્યોનો સતત સામનો કરવા અને આન્તરિક વ્યવસ્થાના બખેડા દૂર કરવા પ્રબળ શરીરની આવશ્યકતા અનિવાર્ય હતી ત્યારે એ દલીલ આવકારદાયક હતી. અત્યારે આન્તરિક રાજ્યવ્યવસ્થાના બખેડા અદૃશ્ય થયા છે અને બાહ્ય આક્રમણમાં પણ, લશ્કરને મોખરે કૂચ કરવાની શક્તિ વિના, આગળ પડતો ભાગ લેવાની શક્તિ વર્તમાન વનિતા ધરાવે છે.

હિન્દુસ્તાનની આઝાદી માટેની જોખમભરી અહિંસક લડતમાં ગુજરાતની નારીએ મહામૂલો ફાળો અર્પ્યો છે, ધૈર્ય અને સહિષ્ણુતાના સ્ત્રીના સ્વભાવજન્ય સદ્‌ગુણો આ લડતમાં સંપૂર્ણ સ્વરૂપે ખીલી ઊઠ્યા છે. આઝાદી માટે જીવન ન્યોછાવર કરવાની તમન્નાથી આગેકદમ ભરતી ગુજરાતની નારીએ હિન્દુસ્તાનની આઝાદીની લડતને અણમોલ ઝળકાટ અર્પ્યો છે એ અણજાણ્યું નથી જ. નિર્બળ શરીરધારા છતાં આવી પડતી આપત્તિઓને શિર ઉપર ઊઠાવી લેવામાં ગુજરાતી મહિલાએ જરા ય પીછેહઠ નથી કરી. ઊલટું, નારીને નમાવવાના સ્થાપિત સત્તાના તમામ પ્રયત્નો નિષ્ફળ ગયા છે. નારીજીવનની આ ઝળકતી ફત્તેહથી તેના પ્રત્યેના આદરમાં બેનમૂન ઊમેરો થયો છે અને નારી એટલે નિર્બળતાનો અવતાર એ માન્યતાથી તેને તદ્દન નિરુપયોગી માનતા પુરુષવર્ગને મહિલાજીવનની સાચી મહત્તાની સ્પષ્ટ સમજ મળી છે.

સમાજમાં પુરુષના જેટલું જ મહત્ત્વનું સ્થાન સ્ત્રીનું છે. સમાજના ભાવિ નાગરિકોને જીવનરાહ બતાવનાર તરીકે તેમ તેમના સામાજીક અને નૈતિક જીવનની ચઢતી પડતીના દર્શક તરીકે અગ્રસ્થાન ધરાવનાર સ્ત્રી ગૌરવપૂર્ણ લેખાય છે. છતાં આર્થિક પરિસ્થિતિની દૃષ્ટિએ નારી જે શ્રમ ઊઠાવે છે એ શ્રમ તરફ કાં તો ઉપેક્ષા વૃત્તિ સેવાય છે અગર તો એ શ્રમનું મૂલ્યાંકન નજીવું ગાની જે મહત્તા ખરેખર જાળવવી જોઈએ તે મહત્તા કબુલ કરવામાં પીછેહઠ થાય છે. સમાજની આર્થિક પરિસ્થિતિનું ઘડતર ને વ્યવસ્થા એકલા પુરુષને જ આભારી છે એમ કહી શકાય ખરું?

ખેડુતની સ્ત્રી તેમ તેનાં અન્ય સ્ત્રીસમ્બન્ધી ખેતીના કામમાં કાયમની જે મદદ આપી ખેતીને સફળ બનાવે છે એ એટલી બધી ઉપયોગી છે કે સ્ત્રીવર્ગની તેવી મદદ વિના પુરુષ ખેડુતવર્ગ ભાગ્યે જ ટકી શકે. અનાજની વાવણી તેમ કાપણીમાં પુરુષને પડખે ઊભી રહેનારી નારી એ અનાજને ઝૂડવા વિગેરેના સર્વ કામમાં અનુપમ સહાયભૂત નીવડે છે. ખેતરના પાકની સાચવણીમાં પણ સ્ત્રીની સહાયતાથી પુરુષવર્ગનું કાર્ય અતિશય સરળ બને છે. તે ઉપરાન્ત, ખેડુતનાં જીવનરક્ષક ઢોરની સાચવણી તેમજ ખાતરબરદાસ્ત ઊઠાવવાનું કાર્ય મુખ્યત્વે વનિતાને ફાળે જાય છે. ગાય અને ભેંસનાં છાણવાસીદાં કરી તેમને સ્વચ્છ રાખવા ઉપરાન્ત દોહવાનું અને દૂધ, દહીં, છાશ, માખણ, ઘી વિગેરેની વેતરણ કરવાનું તેમજ ઘીમાખણને શહેરમાં લઈ જઈ વેચવાનું કાર્ય પણ મોટે ભાગે સ્ત્રી જ ઉપાડી લે છે. ખેતીની મોસમ વીત્યા પછી અને નૂતન ચોમાસુ આવતા દરમ્યાનના ફાલતું સમયમાં ખેડુત સ્ત્રી કાંતવાનું અને વણવાનું કાર્ય કરે છે અને તે ઉપરાન્ત પણ એક કે બીજો ધંધો હાથ ધરી પુરુષની ઉપાર્જન શક્તિમાં બેનમૂન ઉમેરો કરે છે.

કારખાનાના મજૂરવર્ગ તરફ દૃષ્ટિપાત કરતાં સહેજે સમજાય છે કે તે કાર્યમાં પણ

સ્ત્રીશક્તિની પીછેહઠ નથી. જો કે તેમાં સ્ત્રીઓની સંખ્યા કમી હોય છે અને પ્રમાણમાં સ્ત્રીની આવક પુરુષની આવક કરતાં કમતી હોય છે. તોપણ એ આવક કુટુમ્બના જીવનનિર્વાહમાં અમૂલ્યનો ફાળો નોંધાવે છે એ ભૂલી શકાય તેમ નથી.

બીનતાબેદાર ધંધારોજગારમાં સ્ત્રીનો ફાળો જરા ય ઉતરતો નથી. પારિભાષિક કૌશલ્યમાં નારીવર્ગની સંખ્યા આંગળીને વેઢે ગણાય તેટલી છે; પરન્તુ શિક્ષક, દાક્તર, સંગીતકાર, ધારાશાસ્ત્રી અને અન્ય વ્યવસાયી માનવસમૂહમાં સ્ત્રીવર્ગનું પ્રમાણ અવશ્ય માનનીય છે.

અબળા નામધારી સબળ સ્ત્રીશક્તિની સાચી મહત્તા ગૃહકાર્યમાં દીપી ઊઠે છે. ગૃહકાર્યમાં થતા કૌટુમ્બિક ઉન્નતિના સફળ પ્રયત્નો પવિત્ર પ્રેમને આભારી હોઈ એ પ્રયત્નોની મોંઘી મુરાદોનું ડિંડિમ ને પીટાય એ સાચી પ્રમદાને જરાય લાંછન રૂપ નથી ભાસતું. ગૃહકાર્યમાં અર્પાતી સ્ત્રીવર્ગની સહાયતા સેવાસ્વરૂપે અગર તો આવશ્યકતા અર્થે આવી મળતી હોય તો તે પણ અવશ્ય આવકારદાયક નીવડે છે. આ સહાયતાને આર્થિક દૃષ્ટિએ અર્થશાસ્ત્રના નિષ્ણાતો જાહેર આભાર યોગ્ય ન માને એથી નારીવર્ગનું મૂલ્યાંકન ખામીભરેલું છે એમ ભાગ્યે જ કહી શકાય.

સીધી રીતે નહિ તો આડકતરી રીતે ગૃહવ્યવસ્થામાં નારીની કુશળતા આર્થિક દૃષ્ટિએ અતિશય અસરકારક નીવડે છે. સુજ્ઞ વનિતાનું ગૃહકૌશલ્ય તેમ કુટુમ્બ માટેની લાગણીભરી કાળજીના પ્રતાપે પ્રત્યેક કુટુમ્બને અનોખી સુખશાન્તિનો લાભ મળે છે. સુશીલ પ્રમદા ખેડુત કુટુમ્બમાં હોય કે મીલમજુરના ગૃહમાં નિવાસ કરતી હોય અગર તો અન્ય ગમે તે પરિસ્થિતિના સમાજમાં સ્થાન ધરાવતી હોય તોપણ સર્વત્ર પોતાના પ્રભાવનાં કિરણોથી શાન્તિ-જ્યોતનાં દર્શન દર્શાવે છે. તેની અગમચેતી અને કરકસરના પૂનિત સિદ્ધાન્તોથી વિષમ સંજોગો વચ્ચે પણ કુટુમ્બનાવ હંકારી શકાય છે. જો આવશ્યક દ્રવ્ય ખરચાય છે તે પણ એવી સર્વોત્તમ વ્યવસ્થાથી વપરાય છે કે તેનાં અનોખાં ફળ તુરતમાં આવી મળે છે. પોતાના પરસેવાથી કમાણી કરનાર પુરુષવર્ગ વ્યવહારુ વનિતાના બુદ્ધિકૌશલ્યની મૂંગી મદદથી થોડી આવકમાં પણ મહત્તાભરી સંસારધુરાનાં વહન આદરી બેનમૂન સંતોષના ઓડકાર આણી શકે છે. તદુપરાન્ત, સુશીલ સન્નારી પુરુષવર્ગની અમર્યાદ વર્તણૂક, નિરંકુશ મદ્યપાન, જીવનવિનાશક જુગાર અને અન્ય અનેક અવગુણોની

અસરકારક નિવૃત્તિ સાધી શકે છે. મદભર્યા નરની ઊર્જાળી રૂચને અટકાવવા શાન્ત પ્રમદાનાં પ્રેમપૂર્ણ શબ્દો જેવું અહિંસક સાધન અન્ય ભાગ્યે જ મળી શકે.

ઔદ્યોગિક ક્ષેત્રમાં દ્રવ્યનું સમ્પાદનકાર્ય, માલિકી, ઉપભોગ અને વ્યવસ્થા માટે પુરુષના જેટલી જ તકો મેળવવાની માગણી સ્રીઓ રજુ કરે છે. જૂના વખતથી જ સ્રીઓ દ્રવ્યોપાર્જનમાં યથાશક્તિ મદદગાર થતી. હવે ગુલામીમાંથી મુક્તિ મેળવી શહેરી તરીકના હક સમ્પાદન કરતી સ્રીઓ માટે ઔદ્યોગિક અડચણો દૂર થઈ છે. છતાં હજુ ઔદ્યોગિક ક્ષેત્રમાં સ્રીઓને પ્રવેશ કરવા માટે અનુકૂળ તકો મર્યાદિત છે. સ્રીઓને માટે ખૂલ્લા થયેલા ઉદ્યોગો પ્રમાણમાં ઘણા ઓછા છે અને પુરુષોની સરખામણીમાં તેમને મળતા પગારનું ધોરણ નીચુ રાખવામાં આવ્યું છે. જ્યાં સુધી સ્રી, આર્થિક રીતે, પતિ, પિતા કે પુત્ર ઉપર આધાર રાખી જીવન ગુજારે છે ત્યાં સુધી આ પરિસ્થિતિની તેના સામાજીક જીવન ઉપર થતી અસરની પ્રબળતા તેની ઉન્નતિને બાધક નથી નીવડતી. પણ સામાજીક પ્રગતિની સાધનાની સફળતા સાથે સંપૂર્ણ પૌરાધિકારીત્વની પ્રાપ્તિ અને તે અંગેના હક્કો તેમ જવાબદારી સંકળાતાં તેને સ્વતંત્ર જીવન ગુજારવાની આવશ્યકતા ઊભી થશે. તે વખતે પુરુષના કરતાં વધુ ઉજ્વળ નહિ તો પુરુષના જેટલી સરળતાથી જ જીવનનું ધોરણ નીભાવવાની ફરજ પડશે. આ પરિસ્થિતિને પહોંચી વળવા ઔદ્યોગિક ક્ષેત્રમાં ઘૂસવાની પુરુષના જેટલી જ તકો પોતાને મળે અને જાતિભેદના આધારે નહિ પણ કાર્ય કરવાની શક્તિના ધોરણે પગાર મળે એ સ્રીજીવનની ઢીલચાલની ખાસ માગણી છે.

ગુજરાતી સ્રીઓની શરીરસમ્પત્તિની અત્યારની સ્થિતિના અવલોકન બાદ હવે તે સ્થિતિ સુધારવાના ઉપાયોની સંક્ષિપ્ત ચર્ચા કરીશું.

સ્રીજીવનની શરીરસમ્પત્તિને અતિ ગંભીર અસરકારક શિક્ષણપદ્ધતિની ઊણપો દૂર થવાની તાત્કાલિક આવશ્યકતા છે. વર્તમાન શિક્ષણપદ્ધતિનાં ઉપયોગી તત્ત્વોની સાથે કન્યાજીવનમાં માનસિક વિકાસની વૃદ્ધિ થાય તેવા સિદ્ધાન્તો સરજાય, તેમાં સાહસ અને હિંમતનાં તત્ત્વો ઉમેરાય અને ડરપોક નારી જાય કે બીક જેવી નિર્બળતાને નિવારવા કટિબદ્ધ બનવા સમર્થ થાય તેમ શરીરની સાચવણી તરફ લક્ષ દોરવાય તેવા સિદ્ધાન્તોની કન્યાશિક્ષણમાં અનિવાર્ય આવશ્યકતા છે. બાળઉછેરનું સાચું શિક્ષણ કન્યાઓને અપાય તો બાળકની માવજત તેમને મોટે ગભરામણનો વિષય ન બને એ દેખીતું છે. બાળકના જન્મથી તે બાળકની સમજણી ઉંમર થતા સુધી તેમની ઉછેરની જવાબદારી જનેતાને શિર રહે છે એટલે એ જવાબદારી ઊઠાવવા જેટલી સમજૂતી તેમને શિક્ષણની

અવસ્થામાં જ મળે અને બાળકોને નિયમિત સ્નાન કરાવવું, તેમને સ્વચ્છ કપડાં પહેરાવવાં, તેમના વર્તન પ્રતિ કાયમનું બારીક લક્ષ આપવું, તેમને થતા રોગની સાચી સમજણ મેળવી તે રોગનાં નિવારણ સાધવા તૈયાર રહેવું તેમજ તેમના પ્રાથમિક શિક્ષણની પ્રાપ્તિ અર્થે ઉદ્યમશીલ બનવું ઇત્યાદિ પ્રતિદિનની જરૂરિયાતો કન્યાશિક્ષણના સિદ્ધાન્તોના સર્જન સમયે લક્ષમાં રહે તો ભાવિ નાગરિકોના ઉછેર જેને આધીન છે એ નારીજીવન સાચી ઉજ્વળતાથી ઝળકી ઊઠે.

કન્યાજીવનની શિક્ષણપદ્ધતિમાં માનસિક વિકાસ એ મહત્ત્વની વસ્તુ છે. દોડતી દુનિયાની માહિતી, જેટલી પુરુષને જરૂરી છે એટલીજ, નારીને-પુરુષની અર્ધાંગીને જરૂરની બને છે. પુરુષની સાચી સહચર બનવાને નારી ત્યારેજ યોગ્ય થાય જ્યારે તેનામાં માનસિક વિકાસની ઉત્કંઠા પ્રબળતા ધારણ કરે છવાત. જીવનને જેટલી માનસિક વિકાસની જરૂર છે તેટલીજ શારીરિક વિકાસની આવશ્યકતા છે. એ વિકાસ સાધતી રમતગમતો તરફ દુર્લક્ષ ન જ થવું જોઈએ. તે ઉપરાંત કળાકૌશલ્યનાં સાચાં તત્ત્વો શિક્ષણ-પદ્ધતિમાં ઉમેરાય અને તે સાથે જ ફાજલ સમયમાં ઉત્પાદનકાર્યમાં મદદગાર નીવડે તેવા ઉદ્યમો પણ શીખવવાની કાળજી રાખવામાં આવે તો સ્ત્રીજીવનની માનસિક અને શારીરિક વિકાસની ખામીઓ આપમેળે દૂર થઈ જાય.

શિક્ષણની સાથે જ સહશિક્ષણ સંકળાયેલું છે. જ્યાં સુધી કન્યાશિક્ષણને યોગ્ય સુધારા-વધારા સાથે નિરાળા સ્વરૂપમાં આવવા જેટલી સગવડતા ન બને ત્યાં સુધી છોકરાઓ અને છોકરીઓ એક સાથે વિદ્યાભ્યાસ આદરે એ પ્રથા કાયમ જ રહેવાની છે. એ પ્રથાનાં અનિષ્ટો દૂર કરવા માટે સહશિક્ષણના શિક્ષણદાતાઓએ વિદ્યાર્થીવર્ગમાં સંયમની ભાવના કેળવવી જોઈએ. યૌવનના પગથારે ઊભા રહી શિક્ષણની સાધના સાધનાર વિદ્યાર્થીવર્ગ પતનના પન્થે ન વળે એ જોવાની ફરજ શિક્ષણદાતાઓની છે. એ ફરજ બજાવતાં તેમણે સ્નેહલગ્નનાં અનિષ્ટો પણ સ્પષ્ટ સ્વરૂપમાં વિદ્યાર્થીવર્ગ સમક્ષ રજુ કરવાં જોઈએ, સમયના અભાવે પતનને પન્થે વળતી નારી સ્નેહલગ્નના નામે પરિણિત યુવકની સાથે લગ્નગ્રન્થિથી જોડાય એટલે પ્રથમ પત્નીની દુર્દશા નીપજે અને યૌવનનું આકર્ષણ ઓસરતાં એ સ્નેહલગ્ન પણ નિરર્થક બની નિરાશા નોતરે છે એ ઠસાવવું જોઈએ.

ધર્મકાપટ્યનો ભોગ બની પતનને પન્થે વળતી પ્રમદા જીવનમાં નષ્ટભ્રષ્ટતા ઊતારે છે. આ પરિસ્થિતિનાં નિવારણ સાધવા સાચા ઉપદેશકોની ખાસ જરૂરિયાત છે. એવા ઉપદેશકો ન મળે ત્યાં સુધી ધર્મના નામે થતી પાયમાલી અટકાવવા માટે શિક્ષિતવર્ગે કટિબદ્ધ બનવું જોઈએ.

કેટલીક વખત નારી પોતાની નિર્બળતાના કારણે ભૂલનો ભોગ બને છે અને કુદરતની કરામતના પ્રભાવે ગર્ભધારણથી તેની ભૂલ જગજાહેર થાય છે (જ્યારે નારીની નાદાનીબતનો લાભ લઈ હેવાનીયત દાખવતા પુરુષનાં પાપ જનતાની નજરે અણુપેખ્યાં રહે છે) આ રીતે પતનના પન્થે વળતી વનિતાઓના ઉદ્ધાર માટેની યોજનાઓ ઘડાવી જોઈએ. ખાસ કરીને એક જ વખત ભૂલનો ભોગ બનતી કન્યાને અપનાવવા શિક્ષિત યુવકોએ તૈયાર થઈ તે ભૂલને સુધારવાની તક આપવામાં ગૌરવ લેખવું જોઈએ. આ રીતે સ્ત્રીની ભૂલને ક્ષમ્ય દૃષ્ટિથી નિહાળવાના પ્રયત્નો થાય તો વેશ્યાજીવન, આત્મહત્યા કે ધર્મપલટા તરફ ધસતા નારીસમૂહને ઊગારવામાં જરા ય અડચણ ન પડે. તે જ રીતે વેશ્યાજીવન જીવતી મહિલા તે જીવનથી કંટાળી પરિણિત જીવન જીવવાની ઇચ્છા દર્શાવે તો તેને અપનાવવી જોઈએ.

વેશ્યાનાં સન્તાન, ખાસ કરીને કન્યા, જે અપનાવવામાં જરા ય અજુગતું નથી. માતાનાં સ્ખલનનો ભોગ બની ઘૃણાજનક બનતી વેશ્યા–કન્યા કલંકિત જીવન જીવી એ જીવનને કાયમી સમર્થતા અર્પે તેવી ફરજ પાડવાને બદલે તેને અપનાવવામાં થતી પીછેહઠ બંધ થાય તો વેશ્યાજીવનનો સડો બંધ થતાં નારીજીવનની શરીરસંપત્તિની સુધારણાને મહત્ત્વપૂર્ણ બળ પ્રાપ્ત થાય.

પુત્રીજન્મને તિરસ્કૃત ગણતી સમાજની ભાવના અદશ્ય થવાની આવશ્યકતા છે. પુત્રી એટલે પત્થર નહિ પણ પુત્રી જન્મ એટલે લક્ષ્મીનો અવતાર એ ભાવના જન્મે તો સ્ત્રી-જીવનનું પ્રથમ પગથીયું સુદૃઢ બને. ભાવિ નાગરિકોની જન્મદાતા જનની તરીકે પુત્રીને પ્રેમપૂર્ણ કોમળતાથી કેળવાય તો સમાજના અર્ધા અંગનો સડો દૂર થાય એ નિર્વિવાદ છે. આ ભાવનાના પ્રભાવે પુત્ર અને પુત્રી વચ્ચેના ભેદભાવ નષ્ટ થશે એટલે બન્ને પ્રત્યે આપોઆપ એક સરખી અમીદૃષ્ટિ કેળવાઈ બન્ને ય ને માતાપિતા તરફથી સમાન પ્રેમળ વર્તનનો લાભ મળશે અને માત્ર પુત્રી હોવાના કારણે જોવામાં આવતું ઘૃણાત્મક વર્તન અદશ્ય થતાં કન્યાનું શિક્ષણ ઝડપભેર આગેકૂચ કરશે. પરિણામે, ભાવિ જનેતાઓના જ્ઞાનની અભિવૃદ્ધિ સમસ્ત રાષ્ટ્રની પ્રગતિને અણમૂલ જોમ અર્પશે.

જીવાતા જીવનના સૌષ્ઠવપૂર્ણ મૂળ રૂપ લગ્નજીવનના કોયડાનો સમગ્ર ઉકેલ દર્શાવવાનું કાર્ય શક્ય નથી. છતાં સર્વસામાન્ય સંજોગોની દૃષ્ટિએ એ ઉકેલનાં તત્ત્વો તરફ દૃષ્ટિનિક્ષેપ આદરીશું. વર્તમાન કાનૂનસૂત્રાનુસાર બાળલગ્નો લગભગ બંધ થતાં જાય છે અને ૧૪ વર્ષથી ઓછી વયે કન્યાનું લગ્ન ફરજીયાત બંધ કરવામાં આવેલું હોવાથી નાની ઉંમરનાં લગ્નના કારણે થતી પાયમાલી અદશ્ય થશે એ નક્કી છે. સમજણી ઉંમરે થતાં લગ્નમાં કન્યાને સ્વપસંદગીનાં લગ્નનાં આકર્ષણ આજે છે. પરંતુ અનુભવબોલ બોલે છે કે બીનઅનુભવની પસંદગીને પરિણામે કહેવાતાં સ્નેહલગ્નો પણ નિરાશાની ઊંડી ગર્તામાં ગબડાવે છે. એટલે એ સ્નેહલગ્નો પણ અનુભવી વડીલોની સંમતિથી યોજાય તો ભવિષ્યના વલોપાત ટળી જાય અને લગ્નજીવન સર્વાંગ સુન્દર નીવડે. તે સાથે લગ્ન સમયે વરકન્યાની દાક્તરી તપાસ પણ જરૂરની છે. એ તપાસના પરિણામે પાછળથી જણાતી ખોડના કારણે નીપજતા, સંતાપ દૂર થઈ શકે એમ માનવામાં જરાય અજુગતું નથી.

લગ્નગ્રથિત નવયુવતી અવિભક્ત કુટુમ્બમાં પ્રવેશ કરતાં જ જીવનના સારાનરસા અનેક અનુભવોથી ઘડાઈ ચૂકેલી છે. એ માન્યતા અને તેના પરિણામે નીપજતો કુટુમ્બ કલેશ દૂર કરવાનો એક સરળ ઉપાય એ છે કે નવવધૂની પ્રત્યેક ભૂલ પ્રત્યે કારમો વજ્રપાત દાખવવાને બદલે તેની ભૂલો પ્રતિ ક્ષમ્ય દૃષ્ટિ કેળવવી. એ ભૂલોના પરિણામે કુટુમ્બને સહન કરવું પડે તેવી ગંભીર ભૂલો જણાય તો પ્રેમાળ ઉપાયોથી તે ભૂલો પ્રતિ તેનું લક્ષ ખેંચી તે જાતે સુધારી શકે તેવી સર્વ પ્રકારની સગવડ તેને આપવી જોઈએ. ' વહુ ' બનીને આવતી નવવધૂ માત્ર તે ' વહુ ' તરીકે હોવાથી સહન કરે છે તે માટે તેના પ્રત્યે જૂલ્મી વર્તન દાખવતી સાસુઓ વર્તમાન વાતાવરણ તરફ લક્ષ નહિ આપે તો કુટુમ્બ ક્લેશની અભિવૃદ્ધિના કારણે સમસ્ત કુટુમ્બની પાયમાલી નીપજશે એ સત્યને સમજવાની જરૂર છે.

સ્ત્રીજીવનની શરીર સંપત્તિને નિર્બળ બનાવતી સુવાવડ માટે શિક્ષિત દાયણો ઓછા ખર્ચે મળી શકે તેવી યોજના યોજાય અગર પ્રસુતિગૃહોની ઊમદા સગવડ સધાય તો વર્તમાન ગ્રામજીવનની સુવાવડની અસ્વચ્છતા દૂર થાય અને એ અસ્વચ્છતાની સાથે જોડાયેલી અનેક વહેમી માન્યતાઓ તેમ ભૂતપ્રેતના ભય ટળી

ાય. એટલું જ નહિ, સેવાભાવી સ્ત્રીવર્ગ જાહેર ાવન અને કમાણીની પ્રાપ્તિ સાથે સેવાની ન્દર સગવડતા સાધી શકે. સુવાવડની સગ- ડની સાથે જ સુવાવડની અતિશયતા—જરૂર રતાં વધુ પ્રમાણમાં બાળકપ્રાપ્તિ – પણ ટકાવવા તરફ વર્તમાન સમાજનું લક્ષ દોરાયું . અને તે માટે સન્તતિ નિયમનની યોજનાઓ નેક સ્વરૂપે જાહેરમાં ચર્ચાય છે. સંયમના ભાવે આ યોજનાઓનો લાભ લેવાની ફરજ ડે તો પણ તે યોજનાઓની પૂરી સમજણ ાપ્ત કર્યા પછી જ તેનો ઉપયોગ કરવાની ારૂર છે. તેમ નહિ બનવાના કારણે એ ાજનાઓના કારણે ઊભાં થયેલાં અનિષ્ટો ભળતા ધારણ કરે છે એ ભૂલાવું ન જોઈએ.

વિધવાજીવનને અપમાનજનક બનાવી તેના ત્યે તિરસ્કાર દાખવવાને બદલે આદર્શ વેધવાને યથાયોગ્ય આદર આપવામાં આવે તો અપશુકનીયાળ અને નિર્ભાગી મનાતી વિધવા સમાજને અનેક રીતે ઉપયોગી નીવડે તેમ છે. તે સાથે આવશ્યક સંયમ ન પાળી શકે તેવી વિધવાને પુનર્લગ્નની છૂટ આપવામાં સમાજે જરા ય વિલંબ ન કરવો જોઈએ. અને એ પ્રકારનાં પુનર્લગ્નને સરળતા આપવાની ખાતર વિધુર પુરુષવર્ગ માત્ર વિધવાની સાથે જ પુનર્લગ્ન કરી શકે એ પ્રથા દાખલ થાય તો વિધવાજીવનની દુર્દશાનાં નિવારણ સધાય. અને વેશ્યાજીવન તરફ વળતી, આત્મહત્યા કરતી કે પરધર્મી બનવા લલચાતી વિધવા સ્વમાન- પૂર્ણ જીવન જીવી નારીજીવનની શરીરસંપત્તિને સુધારવામાં મહામૂલી મદદ અર્પી શકે.

કન્યાવિક્રય અને વરવિક્રયની પ્રથા સદન્તર બંધ થવી જોઈએ. તે સાથે વારસની પ્રાપ્તિના બહાને આશેકદમ ભરતી બહુપત્નીત્વની પ્રથા પણ અટકાવવાની આવશ્યકતા છે એક કરતાં વધુ પત્ની પરણવાનું બંધ થતાં જ સમાજને ભડકાવતો 'ત્યક્તાઓ' નો પ્રશ્ન આપોઆપ ઊડી જશે.

શહેરી જીવનનાં વિલાસી વાતાવરણ, ખોટા ભભકા, નાટક સીનેમાના શોખ, દેખા- દેખી ખોટા ખરચા કરવાની વૃત્તિ ઈત્યાદિ વિનિપાતદર્શક તત્ત્વોની માઠી અસર સ્પષ્ટપણે સમજાવવામાં આવે તો એ અનિષ્ટો બંધ થતાં ગૃહવ્યવસ્થામાં કરકસરના સિદ્ધાન્તોની સાચવણી સધાય એટલે સાદા છતાં પૌષ્ટિક ખોરાકની હાલ જણાતી તાણ દૂર થતાં સ્ત્રીજીવનની શરીરસંપત્તિની અનુપમ આબાદાની આવી મળે. તે ઉપરાંત, ગૃહનું સામાન્ય કાર્ય—પાણી ભરવું, કપડાં ધોવાં, દળવું, ખાંડવું, કાંતવું વિગેરેથી પણ યથાયોગ્ય શારીરિક વ્યાયામ મળે છે એ અણજાણ્યું નથી. ગૃહકાર્યના સામાન્યતઃ મળતા વ્યાયામને બીનકિંમતી માનતી યુરોપીય પ્રમદાઓ માથે પુસ્તકો મૂકીને ટટાર ચાલવા જેવા ઉપહાસજનક પ્રયત્નો આદરે છે એ જ બતાવે

છે કે પાણીનું બેડું માથે મૂકીને વારિસિંચન સિંચતી ગુજરાતની નારી આવશ્યક વ્યાયામ વિના પ્રયત્ને લાગે છે.

ખૂલ્લી અને સ્વચ્છ હવાનો લાભ જેને વિના પ્રયાસે નથી મળતો એ વર્ગના નારી સમૂહને માટે થોડો વખત પણ બહારની સ્વચ્છ હવામાં ફરવા જવાની પદ્ધતિ લાભદાયક નીવડે તેમ છે. નિર્બળ શરીરધારી નારીને બહારના હુમલાનો ભય જણાતો હોય તો એકથી વધારે સંખ્યામાં ફરવા જવાનો કાર્યક્રમ યોજાય તો સંગઠનનો વધુ લાભ પણ અનાયાસે મળે, અને માનસિક તાકાત કેળવાતાં આવો ભય આપોઆપ નીકળી જશે એ પણ સમજાય તેમ છે.

ગ્રામજીવન ગાળતી અશિક્ષિત નારીને સાચું શિક્ષણ અપાય તો સ્વચ્છતા અને સુઘડતા તેમ બાળ ઉછેર અને રોગની માવજતમાં જણાતી ઊણપો દૂર થાય, અને માનસિક વિકાસની સાથે જ નીતિના સિદ્ધાન્તોની શિથિલતા અદશ્ય થતાં તેમનાં જીવન સ્વાભાવિક તન્દુરસ્તીની ઝળક ભર્યાં નીવડશે એમાં શંકાને સ્થાન ન જ હોય.

ભૂતકાલીન પ્રથાઓ ઘૃણાત્મક નથી, છતાં તે પ્રથાઓમાં સમયના વહેણ સાથે ઓછાવત્તા ફેરફારની આવશ્યકતા ઊભી થાય છે. એ તરફ દુર્લક્ષ ન જ થવું ઘટે. સ્ત્રી જાગૃતિના વર્તમાન વાતાવરણમાં સ્ત્રી વર્ગને ઉદ્યમ તરફ વળવાની સાથે તેમના તરફ કમાતા પુરુષના જેટલો જ આદરયુક્ત વર્તાવ રાખવો જોઈએ. ભાવિ રાષ્ટ્રનાયકોના ઊછેર માટે જવાબદાર નારીવર્ગ સ્વાભાવિક માતૃપ્રેમનાં અમીવર્ષણ વરસાવે છે. તે સાથે ધૈર્ય, સહિષ્ણુતા, અને આત્મસંયમ જેવા સદ્ગુણો અને રોગીના રોગની માવજત તેમ કરકસરની ભાવના ભરી પ્રમદા જીવનની સમુજ્વલતા સાધે છે, એટલે સ્ત્રી વર્ગના ઉદ્ધાર માટે વ્યાસપીઠો ગજવતી શહેરી મહિલાઓ માત્ર ભાષણમાં ઊચ્ચીકર્તવ્યતા માનવાને બદલે નિજવર્ગના અતલ અન્તઃકરણનાં સાથી બની શકે તો જ સાચો સુધારો શકય બને. ગરબા, કળાનૃત્ય અને મેળાના આનન્દદાયી પ્રસંગો પ્રત્યે વર્તમાન નારી વધુ પ્રમાણમાં પ્રેમ કેળવે તો પ્રવર્તમાન શારીરિક નિર્બળતાનાં નિવારણ સાથે પુરુષની સાથે ખભે ખભો મીલાવી કામ કરવાની સ્ત્રી જીવનની ભાવના ફળદાયી નીવડે એ નિઃસન્દેહ છે.

' જે ઘર ઝૂલાવે પારણું તે દેશનું ભાવિ ઘડે ' એ સૂત્રાનુસાર નારી જીવનની શરીર સંપત્તિની સુધારણા સાથે ભાવિ નાગરિકોની શરીરસંપત્તિની પણ સર્વોત્કૃષ્ટતા સધાશે એટલે સ્ત્રીની શરીરસંપત્તિની સુધારણા પ્રત્યે આવશ્યક લક્ષ આપવાની પોતાની ફરજ પ્રત્યેક માનવી અદા કરે તો અનોખા જ્ઞાનગૌરવની મહામૂલી જ્યોત પુનઃ અનોખા તેજે ઝળકી ઊઠે.

સંપૂર્ણ.

# ભેદનો પડદો

લેખિકાઃ-કુ. ભાનુમતી તારાચંદ અગ્રાલજી.

[ ગતાંકથી ચાલુ ]

"ભેદનો પડદો ?"

હા. ભેદ તારો ભેદ! રમાનો ભેદ. આજ સુધી મેં એ ભેદ છૂપાવ્યો હતો. હવે વધારે વાર, એ છૂપાવવામાં સાર નથી. કોને ખબર કાલે મારું શું થાય ?"

રમેશ કંઈક આશ્ચર્ય, કંઈક જીજ્ઞાસા અને કંઈક ભયના ભાવથી ભોળાનાથ તરફ જોઈ રહ્યો.

ભોળાનાથે ખુલાસો કરવા માંડયો, "તમે બને મારાં સંતાન નથી."

"શું કહો છો ?" રમેશ એકદમ ઉપરથી ઉછળી પડયો.

"સત્ય કહું છું. મેં તમને નર્મદાજીના પ્રવાહમાંથી મેળવ્યાં છે. તમે બંને એક તરાપા ઉપરથી મળી આવ્યાં હતા. એ વખતે તો તમે નાનાં બચ્ચાં હતાં. તમને પાળી પોષીને મેં મોટાં કર્યાં. મારા મૃત્યુ બાદ રમાના લગ્ન કોઈ સુપાત્ર સાથે કરી દેજે. અને તું પણ..." ભોળાનાથે વાકય પુરું ન કરતાં આછું સ્મિત કર્યું.

રમા કયારની આવીને બારણાં આગળ ઊભી ઊભી બધી વાતચીત સાંભળી રહી હતી. તે દોડતી અંદર આવી. બંને ભોળાનાથનાં ચરણ પકડીને રડી પડ્યાં.

બંનેના મસ્તકે મમતાભર્યો હાથ ફેરવતાં ભોળાનાથ બોલવા લાગ્યો, "અરેરે...એમાં તમે આટલાં બધાં વ્યાકુળ કેમ થઈ ગયાં ! મેં તમને વર્ષો સુધી પુત્રપુત્રી તરીકે પાળ્યાં છે. એક તમારો જન્મદાતા પિતા હતો, હું તમારો પાલક પિતા છું. પરંતુ માતા તો તમો બંનેની એક જ હતી. જુઓ આ રહી તેની છબી !"

ભોળાનાથે તાવીજ કાઢ્યું, અને તે રમેશના હાથમાં મુકતા કહ્યું, "આ તમારી બંનેની જનેતા છે. આ તાવીજ તારા હાથ ઉપર જ બાંધેલું હતું. હવે તુંજ તેને સંભાળ."

૪. ગૃહત્યાગ

તાવીજ લઈને રમેશ પોતાના ઓરડામાં આવ્યો રમા પોતાના ખંડમાં ચાલી ગઈ.

રમેશ તાવીજને પોતાની છાતી ઉપર રાખી ધ્યાનમગ્ન બન્યો. આખા જગતને તે અત્યારે ભૂલી ગયો. અત્યારે તો ચોમેર એકજ મૂર્તિ તેની નજરે પડતી હતી, અને તે રમાની. દીવાનાની માફક તે પલંગ પરથી બેઠો થઈ ગયો, અને ઓરડામાં આંટાફેરા મારવા લાગ્યો. એકાએક તે ખુરશી ઉપર બેસી ગયો. કોઈ અદૃશ્ય જાદુથી તેનો હાથ ચાલતો હોય તેમ પેન્સીલ ત્યાં પડેલા કાગળ ઉપર ફરવા લાગી. અને 'રમા' એ શબ્દ ઠેકઠેકાણે લખાતો ગયો. આખો કાગળ રમાના નામથી અંકિત બની ગયો.

કેટલોક સમય વિત્યો અને રમેશની મૂર્છા ઉતરી ગઈ. 'અરે ! આ બધું ચિત્રામણ શાનું ? ધુનમાં ને ધુનમાં જ તેણે કાગળ ઉપાડયો. અને ફાડીને તેના ચિરા ફરી દેંકી દીધા. એને ચેન ન પડયું. શાંતી મેળવવા માટે તે બગીચામાં આવ્યો.

ફરતાં ફરતાં લીલી ધરોથી આંખો ઠારતા મેદાન આગળ રેતી પાથરીને બનાવેલી કેડી તરફ તેની નજર ગઈ. જોયું તો ત્યાં મોટા અક્ષરે 'રમેશ' 'રમેશ' એવા નામો રેતી કોતરીને લખ્યાં હતાં. રમેશે માની લીધું કે 'આ રમાએજ લખ્યું હોવું જોઈએ. તેની સ્થિતિ પણ મારા જેવીજ હોવી જોઈએ.'

એના ઉદ્દેરાટનો પાર ન રહ્યો. ઓરડામાં આવીને પલંગમાં પડી ધ્રસ્કે ધ્રસ્કે તે રડવા

# આટલું તો જરૂર જાણો.....!

સંપાદન : 'ધ્રુવકુમાર.' (ચીમનલાલ ધ્રુવ)

દૂધ વડે સવાર સાંજ મોઢું ધોવાથી ખુબસુરતી-સૌંદર્ય-વધે છે. ખુબસુરતી ઇચ્છનાર સ્ત્રીઓએ દૂધને મોઢા ઉપર સુકાઈ જવા દેવું.

× × ×

કંઠ ગાવા લાયક બનાવવો હોય તો:– હીંગ, મરચું, આંબલી, સોપારી અને તેલ–આ પાંચ વસ્તુઓ ખાવી નહીં, અને દૂધ, સાકર, એલચી, વરીયાળી અને દ્રાક્ષ–આ પાંચ વસ્તુઓનો ઉપયોગ વધારે કરવો.

× × ×

સ્તનો ઘટ્ટ બનાવવા માટેઃ–કમળકાકડી વાટીને તે દૂધ અને સાકર સાથે પીવા આપવાથી સ્ત્રીઓના સ્તન એક મહિનામાં ઘટ્ટ બને છે. સ્તનમાં દૂધ લાવવા ગરમ કરેલા દૂધમાં બે માસા પીપરનું ચૂર્ણ નાંખી આપવું.

× × ×

બંધ ઋતુસ્રાવઃ–માછલી, કાંજી, તલ, અડદ, દહીં–આ વસ્તુઓ વધારે પ્રમાણમાં ખાવાથી માસિક ધર્મ ખુબ થાય છે, અને નિયમિત સાફ આવે છે. આ સીધા સાદા સરળ ઉપાયથી ઘણો ફાયદો થાય છે.

× × ×

કાથો મોંમાં રાખવાથી સાફ ઉઘડે છે. મધમાં મેળવી મોંમાં ચોપડવાથી મોંના ચાંદા–ક્ષત મટે છે.

× × ×

નાકમાં તાજું ઘી સુંઘવાથી આધાશીશી મટે છે.

× × ×

સ્ત્રીને કોઈ કારણથી લોહી બંધ ન થાય અથવા પાછળથી લોહીવા (જેને રક્તપ્રદર કહેવામાં આવે છે) થઈ જાય–તો જુના ચામડાને બાળીને સખોડી કરી તેને મધમાં ચટાડવી, અને તે રાખોડીની મધમાં ગોળી વાળીને લેવડાવવી. જેથી રક્તપ્રદર મટી જાય છે.

☆

લાગ્યો. "પ્રભુ પ્રભુ આ શું થઈ રહ્યું છે? અમે બંને કયા માર્ગે જઈ રહ્યા છીએ. ભાઈ અને બ્હેન વચ્ચે આવા પ્રકારનો પ્રેમ સંભવે?"

ક્ષણભર રમેશ કંપી ઊઠયો. ક્ષણભર તેને લાગ્યું કે જાણે કોઈ ભેદી અવાજ કરી રહ્યો છે કે 'એમાં કંઈ જ પાપ નથી!'

'પણ એ બને જ કેમ? સમાજ જેને પાપ ગણે છે; શાસ્ત્રો જેને મહાપાપ માને છે તેને આવા અંતરના અવાજ ઉપરથી ખોટું કેમ માની શકાય? ખરેખર! હું પાપાચરણ જ કરી રહ્યો છું!'

એણે પેલું તાવીજ ઉપાડયું અને તેને ઉઘાડીને તેમાંની છબી તરફ જોઈને તે ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યો.

એકાએક તે ઊઠયો. એના આંસુ હવે સુકાઈ ગયાં હતાં. મનમાં જ તે વિચારવા લાગ્યો, 'હું પુરમાં તણાઈ આવ્યો ત્યારે જો વડીલ ભોળાનાથે મને ન બચાવ્યો હોત તો આ બધી ઉપાધી ન થાત. આ પીડા ટાળવાનો એક જ ઉપાય છે—જે નર્મદાજીમાંથી મને અહીં ઉપાડી લાવવામાં આવ્યો છે એ જ નર્મદાજીને શરણે જવું, અને મારો પ્રાણ તેને ચરણે ધરવો.'

કોઈને કંઈ પણ કહ્યા વગર–કાંઈ લેખીત ખબર આપ્યા વગર, પહેરેલાં લુગડેજ, પોતાની માતાનું તાવીજ સાથે લઈને તે મુંગે મોઢે, જરા પણ અવાજ ન થાય તેમ એ ઘરમાંથી નીકળી પડયો.

## ૫. સન્યાસીના વચન!

નર્મદા નદીને કિનારે કિનારે ચાલતાં રમેશ એક ટેકરી પાસે આવી પહોંચ્યો. ચારે તરફ નજર ફેરવીને પોતાને જોનાર કોઈ નથી એવી ખાત્રી કરીને તે નર્મદામાં કૂદી પડયો. તરત જ કોઈ બીજા માણસનો નદીમાં કૂદી પડવાનો ધબાકો સંભળાયો, એક વૃદ્ધ સન્યાસીએ

પાણીમાં ગળકાં ખાતાં રમેશને પકડી લીધો અને તેને બાથમાં ઘાલીને તે તરતો તરતો કિનારે આવ્યો. રમેશના પેટમાં થોડું પાણી ગયું હતું. અને તે બેહોશ બની ગયો હતો. સન્યાસીએ એને ઉંધો લટકાવી નીકળ્યું તેટલું પાણી તેના પેટમાંથી કાઢી નાખ્યું, અને તેને પોતાની ખાંધ ઉપર નાંખીને ટેકરી ઉપર આવેલી પોતાની પર્ણકુટીમાં લઈ આવ્યો.

સન્યાસીના કાળજીભર્યા ઉપચારોથી રમેશ ભાનમાં આવ્યો. પોતાને આવા અજાણ્યા સ્થળમાં જોઈ તે ચકિત બન્યો.

"કેમ બેટા, હવે તને કેમ લાગે છે?" સન્યાસીએ પ્રશ્ન કર્યો.

"આપ કોણ છો? હું અહીં ક્યાંથી?"

"હમણાં તો તું આરામ લે. પછી બધી હકીકત જણાવીશ."

પરંતુ રમેશને ચેન ન પડ્યું. એકાએક સ્મરણ થઈ આવ્યું. તેમ તે બોલ્યો, "હા, હા, હવે મને યાદ આવે છે કે હું નર્મદાજીમાં ડુબી રહ્યો હતો. આપે મને ડુબતો બચાવ્યો ખરું?"

"હા, એમજ."

"આપે એ ઠીક ન કર્યું."

"કેમ, સંસારથી એટલી બધી વિરક્તિ આવી ગઈ હતી?"

"હા, કારણ જે પ્રેમ કરવાનો મને અધિકાર નહોતો એ પ્રેમમાં મારું ચિત્ત જકડાતું જતું હતું."

"એ તો બધી વાસનાની માયા, ભાઈ! તું અહીં રહે અને યોગનો અભ્યાસ કર."

* * *

રમેશનું ચિત્ત યોગાભ્યાસમાં ન ચોંટ્યું. તેણે સન્યાસીને હાથ જોડીને કહ્યું, "ગુરૂદેવ! હું આ જ્ઞાનને પાત્ર નથી."

"ત્યારે તારે શી ઇચ્છા છે?"

# સ્ત્રીનો શણગાર શામાં છે?

મી. કેખશરૂ હોરાબજી ઝીલા.

સ્ત્રી જાતીનો ખરો અને સર્વોત્તમ શણગાર કાંઈ કિંમતી દાગીના, જર જવાહીરો, ઍશકી અને શોભાયતા પોશાકો તેમજ એવાજ બહારનાં ભપકા સજવામાં સમાયલો કે સચવાયલો નથી. તેણીને લાયક રીતે શોભાવનાર ઉત્તમ શણગાર તો તેણીના રૂડા ગુણો અને ઉમદા ખસલત છે. સ્ત્રી જાતીનો શ્રેષ્ઠ શણગાર પ્રમાણીકપણું, પતિવ્રતાપણું, નીતિ, નેકી, સાલેસાઈ સભ્યતા, નમ્રતા, પોતાનાં માબાપ, ભર્થાર તથા તેનાં માબાપ અને ટુંકમાં સર્વ વડીલો તરફની યોગ્ય તાબેદારી, પોતાના પેદા કરનાર તરફની આસ્થા અને ધર્મ ઉપરનો સાચ્ચો વિશ્વાસ છે. બહારનાં સુંદર પોશાકો અને ચકચકીત દાગીના પહેરવાથી કાંઈ ઈશ્વર રાજી થનાર નથી. અને એવા જૂઠા ફીશીયારીખોર ખરચો કરવાથી કાંઈ સારું કામ કરેલું ગણાતું નથી પણ ગરીબોને સહાય થવામાં. દુઃખીના દુઃખમાં ઘટાડો કરવામાં, અન્ન અને વસ્ત્રો તથા જીંદગીની જોઈતી હાજતોથી તેઓને તૃપ્ત કરવામાં ખરાં રૂડાં કામ આવે છે. એવાં એવાં બીજાં ઘણાં સખાવતનાં કામોનું બહોળું મેદાન તે કરનારાંઓ માટે ખુલ્લું છે. ખુશ સ્વભાવ, ઉદ્યોગીપણું અને દરરોજની બંદગી એ પણ સ્ત્રી જાતનો શણગાર સમજવો જોઈએ.

"મને લાગે છે કે મારે પાછા જવું અથવા પ્રાણત્યાગ કરવા."

"આટલો બધો કાયર ?"

રમેશ નિરૂત્તર રહ્યો.

સન્યાસી એના તરફ તાકી રહ્યો. જાણે રમેશની અંદર રહેલી કોઈ શક્તિ એને આકર્ષી રહી હોય !

"રમેશ ! કોણ જાણે શા માટે પરંતુ તારા તરફ મને અજબ આકર્ષણ થઈ રહ્યું છે. હું તારી અધોગતિ થવા નહિ દઉં."

"આપને એક વાત પૂછું ?"

"ખુશીથી."

"આપને સંસારથી વિરક્ત બનવાનું શું કારણ ? શું આપને પણ કંઈ આઘાત લાગ્યો હતો ?"

"હા, ભાઈ ! એ એવો આઘાત હતો કે જેણે મારા જીવનને વિરક્ત બનાવી દીધું. મારા ગૃહસ્થાશ્રમમાં બે જીવ હતાં—મારી સ્ત્રી અને મારો પુત્ર. સ્ત્રી તો પુત્રને જન્મ આપીને તરત જ મને છોડીને આ અસાર સંસારનો ત્યાગ કરી ગઈ. આંધળાની આંખ સમો એક પુત્ર રહ્યો તેને પણ નર્મદાજીના પૂરે મારી પાસેથી ઝૂંટવી લીધો."

રમેશ ચમક્યો.

"આપનો પુત્ર પાણીના પૂરમાં તણાયો ?"

"હા."

"નવાઈની વાત. હું અને રમા પણ નર્મદાના પૂરમાં તણાતા નંદગામ નીકળ્યાં હતાં."

"ખરેખર ! તમે બંને પૂરમાં તણાયાં હતાં ?" સન્યાસીની જીજ્ઞાસા વધી.

"જી, હા."

"તારી પાસે કાંઈ ચિન્હ હતું, રમેશ ?"

"હતું તો ખરું. એક તાવીજ મારા હાથે બાંધેલું હતું અને એ તાવીજમાં મારી માતાની છબી હતી. આ રહ્યું તે મારી પાસે." રમેશે તાવીજ ખોલીને સન્યાસીને બતાવ્યું. તેમાંની છબી જોતાં જ સન્યાસી હર્ષોન્માદથી ઊછળી પડ્યો. રમેશને છાતી સરસો લગાવીને તે બોલી ઊઠ્યો, "મારો પુત્ર ! મારો લાડકો !"

રમેશના આશ્ચર્યની અવધી થઈ, "કોણ હું આપનો પુત્ર ?"

"હા, બેટા. આ છબી મારી સ્ત્રીની છે. આ છબીની બીજી પ્રત મારી પાસે પણ છે. જો." સન્યાસી ઝુંપડીના અંદરના ખંડમાં ગયો અને બીજું તાવીજ લઈ આવ્યો. રમેશના તાવીજમાં હતી તેવીજ બીજી છબી એ સન્યાસી પાસેના તાવીજમાં હતી.

આશ્ચર્યમુગ્ધ બનેલો રમેશ થોડી વાર સન્યાસી તરફ તાકી રહ્યો. એકાએક તેણે સન્યાસીના ચરણો પકડી લીધા.

"બેટા, હવે તું સંસારમાં જઈને પણ પાપથી બચી શકીશ."

"એટલે ? એ વળી કેવી રીતે ?"

"તું જે છોકરી વિષે કહે છે તે તારી બ્હેન નથી."

"શું રમા મારી બ્હેન નથી ?"

"નહિ, કારણ કે તારા સિવાય મને બીજું એકે સંતાન નહોતું."

"ત્યારે ?"

"એ તારી સ્ત્રી છે."

"સ્ત્રી ?"

"હા, એ મારા પ્રિય મિત્રની પુત્રી છે. તારા જન્મ પછી અમે બંનેએ એવું ઠરાવ્યું હતું કે એને ત્યાં પુત્રીનો જન્મ થાય તો તેના વિવાહ તારી સાથે કરવા. બન્યું એવું કે એક વર્ષ પછી એને ત્યાં જેને તું રમા કહે છે એ કન્યા જન્મી. તમારા બંનેની સગાઈ કરવામાં

આવી. તે પછી થોડા દિવસોમાં મારા મિત્રની પત્ની એકાએક ગુજરી ગઈ. એ આઘાતમાં મારો મિત્ર પણ પથારીવશ બન્યો. એની તીવ્ર ઈચ્છાને આધીન થઈ ને તમારા બન્નેના વિવાહ અમારે કરવા પડયા. એ મિત્રના મૃત્યુ બાદ છોકરી મારે ત્યાં જ રહેવા લાગી."

સન્યાસી પૂર્વ વૃત્તાંત જણાવી રહ્યો હતો એટલામાં જ રમેશની શોધખોળમાં નીકળી પડેલા ભોળાનાથ અને રમા ત્યાં આવી લાગ્યાં. રમેશે તેઓને સન્યાસીએ જણાવેલી હકીકત કહી ત્યારે તેમના આશ્ચર્યનો પાર ન રહ્યો.

ભોળાનાથ પોતાનો પુત્ર પાછો મળવા માટે અને રમા પોતે રમેશની પત્ની હોવાનું જણાતાં મનમાં ને મનમાં પરમકૃપાળુ પરમેશ્વરનો પાડ માનવા લાગ્યો.

એકબીજાના હૃદયનો ઉભરો ઠાલવીને સન્યાસી અને ભોળાનાથ બહાર ફરવા ચાલ્યા ગયા.

રમેશ અને રમા ઝુંપડીમાં જ રોકાયા. બંને બુઢ્ઢાઓ જ્યારે નદી કિનારે યોગની ચર્ચા કરી રહ્યાં હતાં ત્યારે અહીં ઝુંપડીમાં રમા અને રમેશ ભાવિજીવનની અનેરી આશાઓની ચર્ચા ચલાવી કલ્પનાના મહેલો રચી રહ્યાં હતાં.*

* (સૂચિત)

# અનસુયાએ આર્થિક ગુંચ કેમ ઉકેલી ?

શ્રી. ડુંગરશી ધરમસી સંપટ

[ ગતાંકથી ચાલુ ]

એક દિવસ રમણલાલ જંગલે સવેળાએ પાછાં ફર્યા. હમેશાં મોડાં મોડાં જ્યારે પાછા ફરતા ત્યારે એમને હાથ પગ ધોઈ બહારના કપડાં બદલી મોટા દિવાનખાનામાં બેઠક રાખવાનો રિવાજ હતો. આ સમયે પત્ની, માતા તથા બાળકો સામે બીજાં આસનો ઉપર બેસતા હતા. સૌને માટે રકાબી ભરી ફ્રુટ અને દૂધના કપો આવતા હતા. આ સમયે અનસુયા પ્રથમ પોતાની દીલરૂબા ઉપર એક ભજન મીઠા હલકથી ગાઈ ઈશ્વર સ્તુતિ કરતી હતી. પછી સૌ નાસ્તાને ઈન્સાફ આપતા આનંદ ભરેલો વાર્તાલાપ કરતા હતા. આ નિત્યક્રમ હતો પરંતુ આજે રમણલાલ પોતાના રૂમમાંથી દિવાનખાનામાં પાછા ફર્યા નહિ. નોકરની મારફત સંદેશો મુકલ્યો કે–મારું માથું દુઃખે છે એટલે આજે હું દિવાનખાનામાં આવીશ નહિ. તમે પતાવી લેજો.

અનસુયાએ આ વાત સાંભળી શાંતિ રાખી સૌએ કાર્યક્રમ હમેશાંની પેઠે પુરો કર્યો. પોતાના મનમાં આવતા ઉદ્વેગની રેખા મોઢા ઉપર આવવા દીધી નહિ. કાર્યક્રમ પુરો કરી દૂધ અને ફ્રુટની રકાબી લઈને પતિના ઓરડા તરફ ગઈ. ઓરડાનું બારણું હમેશાં ખુલ્લું રહેતું હતું પરંતુ આજે બંધ હતું. ફાટમાંથી અનસુયાએ અંદર નજર નાંખી. રમણલાલ પોતાના પલંગ ઉપર ચતાપાટ સુતા હતા. એમનું મન ચકડોળે ચડયું હોય તેમ વિચારોમાં ડુબેલા ચિંતાતુર દેખાતા હતા. એકાદ વખત સહેજ નિશ્વાસ જેવો અવાજ પણ અનસુયાને કાને આવ્યો.

અનસુયાએ ધીમેથી બારણા ઉપર ટકોરા માર્યા.

આજે મારું માથું સખ્ત દુઃખે છે એટલે મારે નિદ્રા લેવી છે. અંદરથી જવાબ આવ્યો.

હું બામ સાથે લાવી છું. તે માથા ઉપર ઘસી દઉં બારણાં ખોલો.

મને આરામ જોઈએ છીએ. થોડો આરામ લઈશ તો મને ઠીક થઈ જશે. મને આરામ લેવા દ્યો.

હું તમને જરાપણ તકલીફ આપીશ નહિ. તમારા આરામમાં વિઘ્ન નહિ નાખું. બારણું ખોલો. અનસુયાએ દ્રઢતાથી કહ્યું.

રમણલાલે બારણું ખોલ્યું. પણ તરત પાછા બીછાના ઉપર સુઈ ગયા.

અનસુયાએ પતિના માથા ઉપર બામ લગાડી એમની પાદ સેવા કરવા માંડી. એક કલાક પસાર થઈ ગયો. રમણલાલ ઊંડા પાણીમાં હોય તેમ ચિંતાગ્રસ્ત થઈ પડયા રહ્યા.

આપણે એકબીજાના સુખદુઃખના ભાગીઆ છીએ. તમારા મોઢાના ભાવોથી મને લાગે છે કે તમે બહુ ચિંતામાં છો. કોઈ અટપટો સવાલ તમને મુંઝવે છે. તમારી ચિંતાનું કારણ મને ન કહો ? એક કરતાં બેની સલાહ સારી.

હા. ધંધો છે, એટલે કયારેક ચિંતા જેવાં પ્રસંગો પણ આવે. છતાં ગભરાવાનું કાંઈ કારણ નથી. હું તમને પછી કહીશ. હું ઉપાય વિચારી રહ્યો છું.

હું તમને એ ચિંતામાંથી રસ્તો કરવાના ઉપાયો શોધવામાં સહકાર ન આપી શકું ! મોડું કહેવું જ છે તો વેળાસર કહેવાથી શું નુકસાન છે ?

આતો ધંધા રોજગારની વાત છે. એમાં સ્ત્રીઓનું કામ નહિ. અમને પુરુષોને અમારી

ચિંતાઓ ભોગવવા આપો. તમને ધરખટલાની વ્યાધિ ક્યાં ઓછી છે ? તમે તમારે મોજ કરોને ?

તમારાં મનમાં ઉદ્વેગ હોય તો અમને મોજ કેમ મીઠી લાગે ? અમે સ્ત્રીઓ શું કાર્યેષુ મંત્રિ નથી ?

અનસુયાએ ચતુરાઈ અને મીઠાસથી પતિને પોતામાં શ્રદ્ધા ઉત્પન્ન કરાવી હતી. એણે પતિને આગ્રહ કરી દૂધ પાયું. થોડો મેવો પણ ખવરાવ્યો. પછી શાંત થયેલા પતિએ વાત કરી.

તાતાના લોઢા કંપનીનાં શેરોના મોટા ડિવિડેન્ડની લાલચે શેરબજારમાં ખૂબ માંગ નીકળી હતી. ભાવો દર ડીફરડ શેરના રૂ. ૧૫૦૦) ચાલતાં હતાં. તે વધીને રૂ. ૨૨૦૦) સુધી થયાં હતાં. એનો મોટો સટ્ટો ચાલતો હતો. રમણલાલે આ શેરોને વેપાર પોતાના કેટલાક ગ્રાહકોને કરાવ્યો હતો. ડાયરેકટરોએ વરસ આખેરીમાં બહુ ઓછું ડિવિડેન્ડ જાહેર કર્યું. આથી શેરોના ભાવો ૧૩૦૦-૧૪૦૦ સુધી ગગડીને પહોંચ્યાં હતાં. રમણલાલના ગ્રાહકો આવડી મોટી નુકશાની આપી શકે તેમ નહોતું. આથી આ સોદાઓના દલાલ તરીકે શેર બજારના નિયમો મુજબ બધી જોખમદારી રમણલાલ ઉપર પડતી હતી. આ મોટી અણચીંતવી નુકશાનીને પહોંચી વળે એટલા આર્થિક સાધનો રમણલાલ પાસે નહોતાં. એના ગ્રાહકો પાસે થોડું ઘણું વસુલ થઈ શકવાની સંભાવના હતી. બાકીની જોખમદારી રમણલાલની પીઠ ઉપર પડવાની હતી.

નુકશાનીની રકમ કેટલી થવાનો સંભવ છે ?

મેં ગર્ય કાલે જ ભાવ કાપી નાંખ્યાં છે. એક લાખ રૂપિયાથી સહેજ ઉપર નુકશાની થાશે એમ લાગે છે !

આ વિષયમાં શું કરવા ધારો છો ? તમારી પાસે કેટલાંક સાધનો છે ? મારી પાસે બેંકમાં પચીસ હજાર રોકડાં છે બીજા દશેક હજાર ક્યાંથી ભેગા કરી શકીશ એટલે ૩૫ હજારનો મેળ છે. બાકી તુટશે.

બાકી ૩૫ હજાર માટે શું કરશો ? ક્યાંથી મેળવવા ધાર્યાં છે ? લેણદારો સાથે કંઈ ગોઠવણ થઈ છે ?

લેણદારો હમણાં કાંઈ માને તેમ નથી. તાજો ઘાય છે. હમણાં તો બે ચાર મહિના કોઈ દૂરના તિર્થના ધામમાં આપણે ચાલ્યા જઈશું. લેણદારો શાંત થઈ જશે એટલે ઓછેવત્તે પતાવી નાંખીશું. શેર બજારનો એજ ધારો છે.

તમારી ક્રેડીટ અને આંટ નહિ જોખમાય ?

અમારી દલાલ ભાઈની આંટ વળી કેવી ? અમે તો આવાં કામમાં રીઢાં થઈ ગયા છીએ. પારકી નુકશાની અમારા ઉપરે આવી પડે તો પછી શું કરીએ ? બીજો ઉપાય શો છે ?

તમારા બંગલા ઉપર ફરિયાદી માંડીને કોઈ ટાંચ નહિ લાવે ?

અમે દલાલભાઈ કોઈ કાચાં પોચાં ન હોઈએ. બંગલો મારી માતાના નામ ઉપરે છે. ઈન્કમટેક્ષ પણ માતાના નામથી ઘણાં વરસો થયાં ભરાય છે. હું ભાડુ ભરું છું. તેનું નામું ચોકખું રાખું છું.

ફરનીચર ઉપર કોઈ ટાંચ લાવશે નહિ ?

પાંચ દશ હજારના ફરનીચર ઉપર કે મોટર ઉપર ટાંચ લાવે તો કોઈનું દલદર ફીટવાનું નથી. મોટર તો તારા નામ ઉપર છે.

પતિની માનસીક વલણ યોગ્ય નથી; એમ આ સુજ્ઞ સ્ત્રીને લાગ્યું. પરંતુ એણે કાંઈ તે સમયે કહ્યું નહિ.

રાત્રિના ફરી વાતચીત થઈ. અનસુયાએ લેણદારોને પૂરેપૂરું આપી દેવા માટે પતિને વિનવણી કરી.

# પર્લબક કહે છે

નવલો વિષેના વિદ્વાનોના કેટલાંક ભ્રમો દૂર કરી શકે તેવો નિબંધ નોબલ ઈનામ મેળવનાર પ્રથમ અમેરીકન બાનુ પર્લ એસ બકે ડીસેમ્બરની દશમીએ ૧૯૩૮માં સ્ટોકહોમ ખાતે વાંચ્યો હતો. તેમાંથી કેટલુંક કિંમતી રજુ કરું છું. નિયમ પ્રમાણે મારી અરસપરસ દશાનો જ લાભ મારા વાચકો લે છે તે તેમને કદાચ હવે ન મળે તો દિલગીર છું.

પર્લબક કહે છે: પોતાની આસપાસ અને પોતાનામાં તે જે જુવે છે તે દાખવવાનું નવલકથાકારનું કામ છે. એની શક્તિ એવું જીવન આપે જ જાય છે કે નહિ તે જોવાનું છે. તેના સર્જેલ માનવો જીવન્ત છે ? આનો ઉત્તર માનવો શિવાય કોણ આપે ? સામાન્ય લોકોને ખબર નથી કે કળા શું છે અને શાની એ બનેલી છે. તેમને ખબર નથી. મહાન રત્નોની, ગમે તેવા તે સારા હોય છતાં, તેમને તો તેમની ભૂખ વગેરેનીજ પડી છે. છતાં આજ લોકો નવલોની કિંમત કરે.

તેઓ પોતાનું જીવન અને પારકાએ લખેલ જીવનની સરખામણી કરે અને ત્યારે થાય નવલોની પરીક્ષા. પૂતળાઓ અપૂર્ણ અને કદરુપ માનવોથી તો સારાજ છે છતાં નવલકથાકારનું સ્થાન છે ગલીઓમાં જ્યાં અનેકોની અવર જવર હોય. તે ત્યાંજ સુખી છે. થોડા લોકો જે માસિકો વાચતા હોય તેમાં લખવા કરતાં અને કો જે વાચતા હોય તેમાં લખતું હું પસંદ કરીશ. કારણકે વાર્તા એ લોકોનીજ મિલ્કત છે. લોકો કોઈના વિચારોથી વટલાયલા નથી. નવલકથાકારોને વિશિષ્ટ શૈલી ન હોવી જોઈએ કારણકે આ તેની ક્ષતિજ છે. વાર્તાના પ્રવાહને અનુરૂપ એની શૈલી હોય તોજ બસ છે.

પોતાનો તંબુ તાણી નવલકથાકાર વાર્તા માંડે છે. તેને કોઈ અભ્યાસી પસાર થતાં ઉતાવળે બોલવું જરૂરી નથી પરંતુ પ્રવાસીઓ હોય તો તેણે હોય તેટલા બળથી બૂમો પાડવી અને કહેવું કે: હું ય પરમાત્મન વિષે કહું છું. તેણે ખેડૂતને જમીન વિષે કહેવું; વૃદ્ધોને શાન્તિ વિષે અને યુવાન યુવક–યુવતિઓને તેણે તેમને વિષે કહેવું અને રાજી થઈ લોકો તેને સાંભળે તો તેનું કહ્યું સાર્થ ગણાય. એ જ તેની ફત્તેહ છે.

કાંઈ નહિ આટલું તો મને ચીન કનેથી શિક્ષણ મળ્યું છે. · ભગીરથ મહેતા.

---

[ સામે પાનેથી ચાલુ ]

મારાં બૈરીછોકરાં અને વૃદ્ધ માતાને રખડાવી દઉં ભીખ માંગતા કરું. વારેવાહ સારી સલાહ આપશ. પ્રમદા બુદ્ધિ પાનીએ.

આપણું નામ સ્વચ્છ રહેવું જોઈએ. આપણી ક્રેડીટ શુદ્ધ રહેવી જોઈએ. આપણી આબરૂ ઉપર કોઈ આંગળી દેખાડે તે મને પસંદ નથી. મોજશોખ નહિ કરીએ. પણ લેણદારોને પુરું ચૂકવીશું.

રમણલાલ ખડખડ હસી પડ્યા. અરે આતો કલજુગમાં કોઈ હરિશ્ચન્દ્રનો અવતાર થયો છે. ભારે સતવાદી લાગશ. એમણે વાત ઉડાવી નાંખી. કયાંક ચાર છ માસ ગાળી આવવાની યોજના વિચારવામાં મશગુલ થયા.

પરંતુ અનસુયા દૃઢ રહી. એણે અનેક યુક્તિઓથી પતિને સમજાવવા માંડ્યો. જ્યારે પતિ પ્રસન્નતા જેવી વલણમાં હોય ત્યારે સમજાવટ અને ચતુરાઈથી વાત કાઢે. બે ત્રણ દિવસમાં ચાલુ સમજાવટ અને પ્રયત્નોથી રમણલાલ કંઈક સહેજ પીગળ્યા. દાળનો દાણો નરમ દેખાયો.

બધું ગીરે મુકું તો પણ લેણદારોને સંતોષી શકાય તેટલા પૈસા મારી પાસે નથી. એટલે તારા માર્ગ પ્રમાણે હું ચાલી કદિ કાઢી શકું તેમ નથી.

લેણદારોને પોતાનો હક્ક મળવો જ જોઈએ. તમે વિચારી જુઓ કે સાધનોમાં શું ઉણપ છે ? જેટલો ઘટાડો થાય તેનાં કાંધા કરી આપજો. વ્યાજશોખે આ કાંધાં ભરવાનાં છે. પઈએ પઈ આપણે ચૂકવવી છે. અનસુયાએ દ્રઢતાથી જવાબ આપ્યો.

છેવટે રમણલાલ ઉપર સ્ત્રીની શુદ્ધ બુદ્ધિની છાંય પડી. સ્ત્રીના દૃઢ આગ્રહને માન આપવું પડ્યું. પરંતુ આ માર્ગે જે મોટો ભોગ આપવો પડશે તેના વિચારે એનું હૃદય મુંઝાતું હતું.

છેવટે એણે બંગલા ઉપર નાણાં વ્યાજે લેવાનો વિચાર કર્યો. બંગલા ઉપર ૨૦ હજાર મળશે. ૩૫ હજાર પોતાની પાસે હતા. ઘરાકો પાસેથી દશ હજાર મળવાનો સંભવ હતો, એટલે રૂ. ૦ાા—૦ાાા દઈ લેણદારોને પતાવવા એણે વિચાર રાખ્યો.

અનસુયાને એ વિચાર પસંદ ન આવ્યો. એણે તો લેણદારોને પઈએ પઈ ચૂકવી દેવાનો આગ્રહ કર્યો. આપણે કોઈને ઓછું આપવું નથી. કોરો રોટલો મળશે તે ખાશું. પણ નાક ઉપર માંખી બેસવા દેશું નહિ. એ એની સમજાવટનો વિષય હતો.

પરંતુ આપણી પાસે સાધનો પૂરાં ચૂકવવાનાં ક્યાં છે ? નિરાશાથી રમણલાલે જવાબ આપ્યો.

તમે બંગલો વેચી નાંખો. આપણે ભાડાના ઘરમાં રહેવા જશું. અનસુયાએ દલીલ કરી. વેંચતા તમને જરૂર ૪૦ હજાર ઉપજશે. વ્યાજે લેવા માટે મારું મન ના પાડે છે. એ ચાલુ બોજો આપણા ઉપર ભવિષ્યમાં અસહ્ય થઈ પડે. આપણે મોજશોખ કરશું નહિ. વ્યાજનું ભારણ રાખવાથી ચાલુ ચિંતા ભોગવવી પડે.

બંગલો વેચતા અને બીજા સાધનો ભેગાં કરતાં પણ ૮૫ હજાર લગભગ થાશે. એટલે ૧૫ હજાર ખુટશે. તે ક્યાંથી લાવવા ?

બંગલો વેચતા ફર્નીચર અને મોટરકારનો ઉપયોગ આપણને રહેશે નહિ. માટે તે પણ વેચી નાખો.

ત્યારે તો મને રસ્તાનો ભીખારી બનાવવો છે કેમ ? મારાં છોકરાંઓને રવડાવવા છે ?

છોકરાં જેટલાં તમારાં છે તેટલાં જ મારાં છે. હું એમની મા છું. મા બેઠે છોકરાં રવળે નહિ. આપણે આબરું સાચવીએ તો ગંગા-નાહ્યાં.

ફર્નીચર અને મોટર વેચેથી પણ ક્યાં પુરું થાશે ? છેવટે પાંચ સાત હજાર ધારો !

આવડી મોટી રકમ ઉભી કરો છો અને પાંચ સાત હજારથી ડરો છો ! મારા પલ્લાના દાગીના ક્યાં નથી. ખુશીથી લઈ જાવ અને લેણદારોને ચૂકવી આપો.

સ્ત્રીની શુદ્ધ નીતિએ ડગમગતા હૃદયવાળા પતિમાં આત્મ વિશ્વાસ પ્રેર્યો. એણે બંગલો મોટર અને ફર્નીચર વેચી નાંખ્યાં. થોડા અનસુયાના દાગીના પણ વેચવા પડ્યા. લેણદારોની પઈએ પઈ ચૂકાવી દીધી.

રમણલાલે શહેરમાં એક સગવડવાળો બ્લોક ભાડે લીધો. માસીક પાંચસો રૂપિયાનું ખર્ચ હતું તે અનસુયાએ ઘટાડી બસો રૂપિયા ઉપર લાવી મૂક્યું. એણે રસોઈઆ અને વધારે પડતા નોકરોને એક માસનો પગાર તથા એકસો એકસો રૂપિયા રોકડા બક્ષીસ તરીકે આપી રજા આપી. અનસુયા પોતાના હાથથી રસોઈ કરવા લાગી. ખોટી મોજશોખ, ખોટી ધાંધલ, કૃત્રિમ જીવન. દૂર થયાં, મધ્યમ વર્ગના કુટુંબની પેઠે આ કુટુંબ નભવા માંડ્યું. જીવનમાંથી કૃત્રિમતા ચાલી ગઈ.

રમણલાલની પ્રતિષ્ઠા શેર બજારમાં સરસ જામી. એમની દલાલી ધીમે ધીમે સારી ચાલવા માંડી. લોકોનો એમના ઉપરનો વિશ્વાસ દૃઢ થયો. એઓ ફરી જામવા લાગ્યા. બે ત્રણ વરસોમાં એમની પાસે પંદર હજાર રૂપિયાની મુડી થઈ. જે પ્રમાણે દબાવી ચાલતી હતી તે પ્રમાણે થોડા વરસોમાં એઓ ધનવાન થઈ જવાના રસ્તા ઉપરે પ્રવાસ કરતાં હતાં. પરંતુ કામ કરવાથી સૌનું આરોગ્ય સુધર્યું હતું.

[ સમાપ્ત ]



## ડૉંગરેનું બાલામૃત

છોકરાઓ માટે પુષ્ટીકારક દવા છે, તે નબળા અને સુકાઈ ગયેલાં છોકરાંઓને સાજાં કરે છે. આ બાલામૃતમાં છોકરાંઓના હાડકાં મજબુત કરવાની ચીજો સમાયેલી છે. મધુર છે.

# બાળકોનાં ખૂન!

સંયોજક : ચંદુભાઈ ના. મીસ્ત્રી

[ જાપાને પાછલા પાંચ વર્ષમાં ચીનમાં જે અત્યાચારો કર્યા છે, અમાનુષી સીતમો ગૂજાર્યા છે. ભીષણ હત્યાકાંડ, અને રક્તપાત વહાવ્યું છે તેનું વર્ણનનું મોટું પુસ્તક તૈયાર થઈ શકે તેમ છે. ઈન્સાનના ઈતિહાસમાં આવા અત્યાચારો, આવા હત્યાકાંડો ભાગ્યે જ શોધ્યા જડે. માસુમ–નિર્દોષ બચ્ચાંનાં લોહીનાં ટીપાં ખેંચવાં, તે તો જાપાનીસોનું રોજનું કાર્ય થઈ પડયું છે. એ રતુમડાં બાળકોના ગાલોનાં લોહીનો આજે જાપાન વેપાર માંડી રહ્યું છે. પ્રસિદ્ધ લેખીકા રશીદા જહાં ઉર્દૂમાં એક સુંદર સંવાદ માનવીને વિચાર કરી મૂકે તેવી સળગતી પણ સહેલી ભાષામાં મૂકે છે. એ કરુણ સંવાદ નારીપૂજાના આદર્શ ઘેલા લોકોને દુઃખની છાયા આપ્યા વિના રહેશે નહિ. ]

એક ચીની સ્ત્રી : 'અરે બ્હેન! હું શું કરું? કયાં છૂપાવી દઉં આ રતુમડાં બચ્ચાંને? જૂઓ, સુનો એ આવે છે! મરે જાપાનીઓ! અરે કેમ બોલતા નથી? તેને શું થઈ ગયું? તમારું બાળક કયાં છે? (પોતાના બાળકનું પ્રિય દર્શન કરી) કમબખ્ત જા! આ ધરતીમાં છૂપાઈ જા. લે! ચાલ! તને હું સંતાડી દઉં. ખીલકુલ હાલીશ નહિ. પણ અરે! ખૂની જાપાનીઓ તને મારા બચ્ચા છોડશે નહિં! કેમ બ્હેન! તારું બાળક કયાં ગયું! જલદી સંતાડ જલદી.'

બીજી ચીની સ્ત્રી : (ગંભીર મુદ્રા સાથે) 'એને તો જાપાનીઓ લઈ ગયા.'

પહેલી સ્ત્રી : 'ક્યારે?'

બીજી સ્ત્રી : 'થોડી વાર થઈ!'

પહેલી સ્ત્રી : 'હાય! હાય!....ક.અને બાલીકા!'

બીજી સ્ત્રી : 'એ પણ ગઈ.'

પહેલી સ્ત્રી : 'અરે! કમબખત! ચાલ. સંતાઈ જા! અને પેલાં કયાં ગયાં? હમણાં તો ગેલ કરતાં'તાં.'

(એક માનવી ગભરાતો આવે છે)

માનવી : 'અરે! તારા બાળકને સંતાડી દે! આજે એ ખૂનીઓ ગામનાં બધાં બાળકોને લઈ જશે.'

પહેલી સ્ત્રી : 'ભાઈ! હું કયાં સંતાડું? પેલી જગા છે. બીજાં બે બાળકો સડક પર રમતાં હશે. ભાઈ! જરા જલદી મોકલ ને! આ જાપાનીઓ! બચ્ચાંને શું કરે છે? મારી સમજમાં નથી આવતું.'

માનવી : 'લોહી કાઢી લે છે. બધું ખૂન!'

પહેલી સ્ત્રી : 'ખૂન! હાય... મારા... અરે, જો! હાલ નહિ. અરે ભાઈ ઉભા શું રહ્યા. જાવ!'

માનવી : 'અહીંથી તો ખોળી કાઢશે. પેલા ખેતરમાં સંતાડ.'

પહેલી સ્ત્રી : 'નીકળ, નીકળ, જલ્દી કર. આ નાનાને શું કરું? અને પેલાં બે? કયાં ગયાં?'

માનવી : 'જો બેટા! પાસે ખેતર છે હો!'

(સિપાઈઓની પાસેના ઘરમાં સંભળાતી અવરજવર)

સિપાહી : 'તમારું બાળક અહીં લાવો.'

પહેલી સ્ત્રી : 'અરે ! કોઈ બતાવો. આ ગોદમાં રમતા બચ્ચાનું શું કરું ? હે ભાઈ! તમે આને ક્યાંક સંતાડો. મારા તો હાથપગ ધ્રુજે છે !'

બીજી સ્ત્રી : 'ખૂણે ખૂણા તપાસે છે. એ ક્રૂર જાપાનીસો.'

માનવી : 'લો ! માટલાની નીચે સંતાડી દીધું.'

પહેલી સ્ત્રી : 'એની પર થોડી માટી નાખી દો ! મોઢું ખૂલ્લું રાખજો જરા ! અરે અરે મારું તો હૃદય...અરે મારાં પેલાં બે બચ્ચાં...'

બીજી સ્ત્રી : 'અરે ! એને પણ લઈ ગયા.'

પહેલી સ્ત્રી : 'અરે સાચું કહોને.'

બીજી સ્ત્રી : 'મેં મારી આંખે જોયું ને.'

(સિપાઈઓ આવે છે)

સિપાઈ : ક્યાં છે ? તમારું બાળક ?'

પહેલી સ્ત્રી : 'મારે કોઈ બાળક નથી.'

બીજો સિપાઇ : 'હં...અં...અને તારે ?'

બીજી સ્ત્રી : 'અરે ! મારે પણ નથી.'

બીજો સિપાઇ : 'બે બે જવાન ઓરત અને એક પણ બાળક નહિ ?'

પહેલો સિપાઈ : 'હાં. બાળક નહિ ! આ ચીની સ્ત્રીઓને વર્ષમાં બે બાળકો થાય છે. ક્યાં છે ? ચાલો જલ્દી કરો. બતાવો.'

બીજી સ્ત્રી : 'મારાં બાળકો તો તમે બધાં લઈ ગયા.'

પહેલી સ્ત્રી : 'મારાં પણ બે બાળકો તમે સડક પરથી રમતાં લઈ લીધાં.'

બીજો સિપાઈ : 'બસ તારે બે જ બાળકો ? આ જો ! તારાં કપડાં તો દૂધથી બગડેલ છે ! ક્યાં છે તારું બચ્ચું ?'

બીજી સ્ત્રી : 'તે મારી બેનની ગોદમાં હતું. તમે તો તેને લઈ ગયા.'

## અનાવિલ જ્ઞાતિની બહેનોને

તમારું લવાજમ. ડીસેમ્બર માસમાં પુરું થાય છે. દરેક થનાર ગ્રાહક બહેનોએ ફોર્મ મંગાવી વિગત પ્રમાણે ભરી વહેલી તકે કાર્યાલયમાં દર વર્ષની માફક મોકલી આપવું. તે વગર નામ નોંધાશે નહિ.

આપ સૌ જાણો છો કે દિન, પ્રતિદિન દરેક વસ્તુઓના ભાવતાલ વધતા જાય છે. એટલે આવતી સાલે માત્ર ચાર આનાનો વધારો કરી રૂ. બે વાર્ષિક લવાજમના રાખ્યા છે તે સૌ ગ્રાહક બહેનોએ ફોર્મ સાથે અમદાવાદની ઓફીસે મોકલી આપી નામ નોંધાવી દેવું.

ખાસ એ સુચના છે કે ઘણી ગ્રાહક બહેનો પાછળથી લવાજમ મોકલાવે છે તેમને અમારે ના છુટકે ના પાડવી પડે છે. માટે સૌએ પોતપોતાની અરજી ભરી વહેલી તકે મોકલી આપવી.

જે બહેનો પાસે અરજી ફોર્મ ન હોય તેમણે આ સાથેનું કાર્ડ ભરી કાર્યાલયમાં લખી મોકલવું

મંત્રી : 'સ્ત્રીબોધ' અમદાવાદ.

પહેલો સિપાઈ : 'અરે ! ભાઈ ! આ ચીની ઓરતો દેખાવમાં સુંદર હોં.'

બીજો સિપાઇ : 'અહીં આવો ! ત્યાં કેમ ઉભાં છો ?'

બીજી સ્ત્રી : 'હું નથી આવતી. એક વાર તો ઈજ્જત લીધી. હજુ તારું દીલ નથી ભરાતું ?'

સિપાઈ : 'આવતી નથી કેમ ?'

પહેલી સ્ત્રી : 'આવો બ્હેન ! અરે ! એ ન આવે તો હું આ આવી.'

**ચરોતર એજ્યુકેશનલ સોસાયટી તરફથી થએલા ગ્રાહકોને**

ભાઈઓ-બહેનો : આપનું લવાજમ ચાલુ સાલ ડીસેમ્બર માસના અંકથી ત્રણ વર્ષનું પુરું થાય છે. આવતી સાલે એક વર્ષનું લવાજમ મોકલવું

૧૯૪૦-૪૧-૪૨ ત્રણે વર્ષ અમારે કાગળોની અસહ્ય મોંઘવારી ભોગવવી પડી છે, છતાં અમોએ ગ્રાહકો પાસેથી કંઇ વધારો લીધો નથી તે સૌ ગ્રાહક ભાઈ-બહેન જાણે છે.

આવતી સાલ આપ સૌ ભાઇ-બહેનોને અમારી વિનંતી છે કે તેઓએ ગ્રાહક રહી અમોને મદદ રૂપ થશો અને બને તો આપના સ્નેહી વર્ગમાં માસિક પત્રોનો ફેલાવો કરી થોડા વધુ ગ્રાહકોનો લાભ આપશો એવી આશા છે.

જેમ વધારે ગ્રાહકો થશે તેમ અમોને મદદ રહેશે અને તે અમોને અમારા કાર્યમાં મદદરૂપ થશે. —મંત્રી.

પહેલો સિપાઈ : 'અરે! તને શું કરે? સો વરસની બુઢ્ઢી જાણે! દેખો! યાર!'

માનવી : 'ચાલી આવ બ્હેન!'

પહેલી સ્ત્રી : 'તમે ચીની માણુસ થઈ બોલતાં શરમ નથી આવતી?'

માનવી : 'હાં! હું કહું છું જ!'

(બચ્ચાંનાં રોવાનો અવાજ અંદરથી આવે છે. સિપાઈઓ અંદર ઘૂસે છે)

પહેલો સિપાઈ : (સ્ત્રીને ગોદો મારી) 'જૂઠું બોલે છે?'

પહેલી સ્ત્રી : 'ઈશ્વરને માટે દયા કરો! બે બચ્ચાં તો લઈ ગયા. આને તો છોડો. આને છોડો.'

(બાળક ફરી રડે છે)

પહેલી સ્ત્રી : 'અરે જાલીમો! તમે તો ક્રુર માણુસથી પણ ક્રુર છો!' (સ્ત્રી રડી પડે છે.)

(સીપાઈ ગોદા મારતા હસતા ચાલ્યા જાય છે અને બીજી સ્ત્રીનો હાથ ઝાલી પીસે ખેંચે છે.)

બીજી સ્ત્રી : 'છોડી દે મારો હાથ.'

(સિપાઈઓ તેને લઈ ચાલ્યા જાય છે.)

માનવી (પહેલી સ્ત્રીને) : 'અરે! રો નહિ. હિંમત ન હાર. હજુ તારો દુધમલ દીકરો ખેતરમાં જીવતો છે. તારું નહિ પણ ચીનનાં હજારો બાળકો ખેતરમાં જીવતાં છે. તે ખેતરની માફક એક દિવસ ઉગશે. અને એ બધાં મળી આ જાલીમ સલ્તનતને ઉખેડી નાખવા આઝાદી યજ્ઞ માંડશે.

— ક્રાન્તિ અમર રહો —

## નિંદરને

આવ સખી આવ વ્હાલી નિંદર તું આવને;
પ્રીય મુજ આંખમાં વિરાજને!
દુનિયાના ધૂમ કાર્યથી શ્રમીત દિલને;
શાંતિની સુવાસ રમ્ય પ્રેરને!
દુઃખીયાના દિલની અમોલ એક ઔષધિ;
જાન્હવીનું ઝરણું રેલાવને!
દીનતણા દૈન્યને ભૂલાવનારી દેવમણિ;
પાંખડી હુંફાળી પ્રીય પ્રસારને!
વેદના વ્યાકુળની સુધા ભરેલ છાબડી;
સુરભી શીળી સખી વહાવને!
ભ્રાંતિ ઉરના વિચારને ઉચાટ ટાળીને;
એક તુજ નાદમાં ઝુલાવને!
ઉંચ નીચ રાય રંક એક ભાવે પેખતી;
ન્યાયની તુલા સખી સુહાવને!
દિલની અનંત આશ વાસનાની કંઈ વ્યથા;
શાંતિ હસ્તથી પ્રીયે ભૂલાવને!
આહના સુંવાળી સેજ કે સુગંધી ફુલડાં;
સ્નેહી તુજ ભૂજમાં છુપાવને!
આત્માના એકત્વની અનંત મોજ મોણવા;
પ્રીય તુજ ગોદમાં ઝુલાવને!

જગુભાઈ મો. રાવળ



# પુનર્લગ્ન

પ્રયોજક:

શ્રી. રમણીકલાલ જયચંદભાઈ દલાલ,

બી. એ. એલ એલ. બી; વકીલ.

વિવિધ પ્રકારનાં અને વિવિધ કક્ષાનાં સામાજીક અનિષ્ટો તો દરેક દેશમાં નજરે પડે છે પરંતુ કુમળી વયની હજારો વિધવા છોકરીઓનું કરુણ દૃશ્ય તો ફક્ત હિન્દુધર્મમાં જ નજરે પડે છે. માતાના ખોળામાં ઝૂલતા એ બિચારા આત્માઓને ભાગ્યે જ ખબર હોય છે કે તેઓ અપકીર્તિ ને હીણપતને ચીલે ક્યારના ય ચડી ચૂકેલા છે ને એનું પરિણામ જીવનભર વેઠવાનું એમને કર્મે લખાઈ ગયું છે. કઠોરમાં કઠોર દિલ પણ એમના કિસ્મતની કથની સાંભળી આર્દ્ર બન્યા સિવાય ન રહે. બાલ્ય વટાવી યૌવનને આંગણે પ્રવેશ કરે ત્યાં સુધી એમને એમના ભાવિનું ભાન પણ હોતું નથી. બાલ્યાવસ્થામાં જ એ વિધવા બની ચૂકી છે એવી જ્યારે યૌવનમાં એને પહેલી જ વાર ખબર પડે છે ત્યારે એ ભયંકર આઘાત અનુભવે છે. કુમળી કળી ખીલતાં જ અકાળે કરમાઈ જાય છે. યૌવન, આકર્ષણ ને સૌન્દર્યનું એક જ ફટકે ધર્મની વેદીપર બલિદાન દેવાય છે. તે વખતે હિન્દુ સમાજ એમાં ઉલ્લાસ માણે છે.

એવી હિન્દુ વિધવાનું જીવન શું? ઉપવાસ ને તપશ્ચર્યા સિવાય એના કર્મે બીજું કાંઈ જ લખાયલું હોતું નથી. એને સારાં વસ્ત્રો પહેરવાનાં મળતાં નથી. એના વાળમાં કદી તેલધૂપેલ નાખવાનું કે તેને વ્યવસ્થિત રાખવાનું હોતું નથી. દેહ પ્રત્યે બેદરકારી બતાવવી એ તેનો ધર્મ લેખાય છે. ઉત્સવના પ્રસંગોમાં આનંદ કરવાની મનાઈ હોય છે. એનું દર્શન જ અપશુકનીઆળ લેખાય છે. જન્મોત્સવ કે લગ્નોત્સવમાં તો એણે ખૂણામાં જ ભરાઈ રહેવાનું હોય છે.

કોઈ પણ પુરુષ આવી અવહેલના સહન કરશે? તો ચઢિયાતા શારીરિક બલનો આવો ગેરલાભ શા માટે ઉઠાવાય છે? બ્હેન-દીકરીઓ પ્રત્યેનું આવું ઘાતકી અનિષ્ટ કેમ નભાવી લેવાય છે? રિવાજ પડી ગયો છે તેથી? છણાવટ માટે આનાથી વધુ સારો કયો પ્રશ્ન જડશે? નિર્બળ ને નિરાધાર વ્યક્તિઓ પર આ રિવાજ અકલિત ત્રાસ વર્તાવી રહ્યો છે છતાં તેનો કશો ઈલાજ જ નથી? સતીનો રિવાજ એવી ત્રાસ ભરી જીંદગીથી છૂટકારો આપતો. સરકારે એ રિવાજ દૂર કર્યો તો એનું મૂળ કેમ દૂર ન કર્યું? આ તો એથી વધારે ઘાતકી રિવાજ છે. હિંદુ સમાજ એ ત્રાસ કેમ નિવારી ન શકે? અજ્ઞાન બાલ વિધવાઓને દુઃખમય જીવનમાંથી કેમ ઉગારી ન શકે?




[ બ્હેનોએ પોતપોતાની આવડતી વાનીઓ લખી મોકલવી. ]

## બટાકાનાં ગુપચુપ

બટાકા ૧ શેર, એળચી પ્રમાણસર, ખાંડ ના શેર, કેશર રીતસર, બદામ, ચારોળી, પીસ્તા ને દ્રાક્ષ.

બટાકાને બાફીને, આગળના અંકોમાં દર્શાવ્યા મુજબ, છુંદી તૈયાર કરી, ના શેર ખાંડની એકતારી ચાસણી તૈયાર કરી, કેશર નાંખી દઈ, બટાકાનો લુઓ લઈ હાથમાં દબાવી પુરી કરી, બદામ, ચારોળી ને પીસ્તાને બારીક ખાંડી એળચીની ભૂકી મેળવી, દ્રાક્ષ નાંખી, એ બધો ભૂકો એકત્ર કરી, પેલી (બટાકાની) પુરીમાં મૂકી, પેટીસની માફક ગોળ કરી, એક સગડી પર પેણી મૂકી, ગુલાબજાંબુની માફક, એક ઝારા પર મૂકી, ધીમાં ઝબોળી લાલ થયેથી ફેરવવા, અને બેઉ બાજુ બરાબર થયા પછી ચાસણીમાં એકેક ઘાણ નાંખી, બીજો નાંખતાં પહેલાં કાઢી લેવાં. આ ગુપચુપ બહુ લ્હેઝતદાર લાગે છે અને ફરાળમાં પણ ખાઈ શકાય છે.

## બટાકાનાં દહીંવડા

બટાકાનો ઉપર મુજબ છુંદો કરી, મીઠું, આદું, મરચાં, હીંગ, કોથમી, કોપરું નાંખી, બધું એકત્ર કરી વડાં કરવાં અને ગરમ ગરમ પહેલાંથી તૈયાર કીધેલા મોળા દહીંમાં નાંખતા જવું. જે દહીંવડાં તૈયાર થયા પછી ખાવામાં લેવાં.

વિમળાબ્હેન દવે

### એપ્રીલ માસના અંકમાં આવેલાંનો જવાબ

નાના બચ્ચાંને બાર રહ્યો હોય ત્યારે— આ વિષે ગુજરાતી સમાજ તરફથી જવાબ માંગ્યો છે. જે નીચે મુજબ છે.

કેળાંના જાડા કટકા કરી, તડકે સુકવવાં, બરાબર સુકાઈ જાય પછી પિત્તળની કઢાઈ, નહિં તો તપેલીમાં ધીરે તાપે મુકી શેકાયા પછી, ખાંડીને એની રાખ કરી દવાના કામમાં લેવી.

ખજુરના ઠળીઆ કાઢી નાંખી, તડકે સુકવી ઉપર મુજબ તપેલીમાં શેકી કાળા થાય પછી ઉતારી, ખાંડીને એની રાખ કરી, દવાના કામમાં લેવું.

કિકુયુ : વિમળાબ્હેન પટેલ

## મઠની પુરી

મઠ લઈ તેને પાંચ છ કલાક પલાળી તડકે સુકવવાં, કડક થાય ત્યાં સુધી સુકવવાં. પછી ખાંડણીયામાં ખાંડી ફોતરાં ઉડાડી ઝીણાં દળવાં ને તેમાં જીરૂં તથા મીઠું જોઈતા પ્રમાણમાં વાટીને નાખી લોટને દુધેથી કણુ બાંધવો. પછી તેને બે ત્રણ કલાક પલળવા દઈને ખૂબ ખાંડી મસળવું. પાતળા લુઆ કરી તેને મોટી પુરી સરખી વણી પેણીમાં તેલ મૂકી તળવાં. તેલ ઉપર ફીણ આવે એટલે ફેરવી તરત કાઢી લેવાં. આ મઠીયાં ચા સાથે પણ ખવાય છે.

વિશાખા વકીલ

## રાઈતાં

રાઈતાં ખાવાં એ ઘણાજ ઝણઝણાટી ભર્યાં સ્વાદનો અનુભવ કરવા જેવું છે. રાઈ દીધેલાં દહીંવડાં પણ ઘણાં સ્વાદિષ્ટ લાગે છે. રાઈતાં કઈ કઈ જાતનાં અને કેટલાં બને છે તેમ જ ફીણેલી રાઈની કેટલી વસ્તુઓ બને છે તેની નામાવલિ કોઈ બેન લખી જણાવશે તો ઉપકાર થશે.

ચંદનબેન દોશી



# વિલાસી યૌવન !

શ્રી. રમણલાલ વ. દેસાઈ

મોગલાઈ પછીની હિંદુ સ્ફૂર્તિ વિલાસની સુંવાળપ અલોપ થઈ ગઈ. મજબૂત મહારાષ્ટ્રીઓને શિવાજીએ સંગઠિત કર્યા. એ સંગઠનમાં શક્તિ હતી, જ્વલંત ભાવના હતી, મૃત્યુની સામે થવાની વીરતા હતી. શંભાજીએ શિવાજીની ગાદી લીધી, પરંતુ શિવાજીની મહત્તા ન લીધી. શંભાજીએ તો મોગલાઈ વિલાસને મહારાષ્ટ્રમાં દાખલ કર્યો અને બળવાન, બુદ્ધિમાન પેશ્વાઓને રાજકાજ સોંપી છત્રપતિની છત્રીમાત્ર ઓઢી રાખી. શિવાજીએ ઊભું કરેલું બલિષ્ઠ સંગઠન ત્રણ પેશ્વાઓ સુધી પહોંચ્યું. એક પાસ કન્યાકુમારી, બીજી પાસ કલકત્તા, ત્રીજી પાસ સોરઠ અને ચોથી પાસ અટક નદી સુધી મહારાષ્ટ્રી વીરોએ પોતાના ઘોડા ફેરવ્યા. પણ પછી ? એની એ જ કથની ! આનંદીબાઈનું રૂપ અને રાઘોબાનો કે ઉપરનો મોહ, બાજીરાવનો એશઆરામ અને મરાઠાઓએ સ્વીકારેલી મોગલાઈની અજીઠી વિલાસવૃત્તિ એ બધાએ હિંદુપત પાદશાહીના લગભગ રચાઈ ચૂકેલ દુર્ગને જમીનદોસ્ત કર્યો.

મહારાષ્ટ્રે તો વચમાં આટલું યે જાગતું જીવન રાખ્યું, પણ ગુજરાતે તો કરણઘેલાની સાથે મર્દાઈ ખોઈ તે પાછી હજી મેળવી જ નથી. એ પરાધીન, નિર્બળ સર્વની આગળ બિચારો લાગતો પામર ગુજરાતી કલાને નામે જ્યારે નાચવા માંડે છે ત્યારે મને એક ગુજરાતી તરીકે મ્હારી પામરતાના અથાગ ઊંડાણનો ખ્યાલ આવ્યા જ કરે છે. જે યુવકને કુસ્તી ન આવડે એને નૃત્ય કરવા દેવાય ! એના નૃત્યમાં નામર્દાઈ સિવાય બીજું કયું તત્ત્વ આવી શકે ? જે યુવકને વ્યાયામનો શોખ નથી, જે યુવકને અંગમહેનતમાં શરમ આવે છે, જે યુવકની કમર વળી ગઈ છે, એ યુવક નૃત્ય કરે એ વધારે સારું કે અખાડામાં જઈ કસરત કરે એ વધારે સારું ? જેને કસરતનો શોખ નથી, જેનો કૃશ દેહ ગુજરાતની શરમનો નમૂનો છે એને નાચતો જોવો એ ગુજરાતની શરમ વધારવા જેવું છે. પરાધીન દુર્બળ, નિર્માલ્ય, સત્ત્વહીન પ્રજાને નૃત્ય કેવાં ! વિલાસી શૃંગાર સિવાય એ નૃત્યમાં કયો ભાવ લાવી શકે ? એ શૃંગારરસ નહિ પણ રસાભાસ છે. નૃત્યના વિરોધી તરીકે નહિ પણ નૃત્યના પૂજક તરીકે હું આ કડવી વાણી ઉચ્ચારું છું. આજના ગુજરાતનો નૃત્યશોખ માનસિક માંદગીનું જ પ્રદર્શન છે.

રૂપગર્વ, સૌન્દર્ય અભિમાન, વિલાસ અને મોજ એ વૃત્તિઓએ મહારાષ્ટ્રને ઊથલાવી પાડ્યાં છે. આપણું હિંદ તો ઊથલી પડેલું રાષ્ટ્ર છે જ. એને ઊથલી પડવું પડ્યું એ પણ

એ જ વૃત્તિઓને પ્રતાપે. આપણે પુનર્જીવન મેળવવું હોય, પ્રજાનું પુનર્વિધાન કરવું હોય તો નાજુકી, રૂપલંપટતા, સૌન્દર્યલોલુપતા, રંગરાગ-નાચ અને ગાનથી તો ભાગ્યે જ બની શકે. પ્રજાનાં નવવિધાન તો ખડતલ સ્ત્રી પુરુષોની શરીરશક્તિમાંથી, દૃઢ નિશ્ચય અને સંકલ્પમાંથી, આત્મભોગ અને બલિદાનમાંથી રચી શકાય. સહજમાં નાચી ઊઠતાં સ્ત્રી પુરુષોનાં ફોતરાં ફૂંક મારી ઉરાડવાના જ કામમાં આવે છે અને એ ફોતરાંના તો આપણે બનેલા જ છીએ. નવીનતાના દેખાવ પાછળ આપણો જુનો હિંદી રોગ ફરી પાછો ઘર કરીને ન બેસે એ આપણે જોવાની બહુ જ જરુર છે.

આપણો યુવક આમ શરીરે દુર્બળ છે; એના દેહને દીપાવવા એ કૃત્રિમ ઉપાયો યોજે છે. એવા દુર્બળ દેહમાં માનસ પણ દુર્બળતા ભર્યું જ હોય. એ દુર્બળ માનસ વિલાસથી જ રાચે. નૃત્યના લટકા અને ગીતના રાગડામાંથી એનું રોગિષ્ટ માનસ તૃપ્તિ મેળવવા મથે છે. દુર્બળતામાં તૃપ્તિ પણ અતૃપ્તિ જ હોય છે. એટલે જ સીનેમા વધારે ગમે છે. પરાધીન પ્રજાના યૌવનને આ રંગરાગ શોભે ખરા ?

[ દાંડીયો ]



જાન્યુઆરી ૧૯૪૩ નો અંક દરેક ગ્રાહકને વી. પી. રૂ. ૪-૧૨-૦ મોકલવામાં આવશે. તે દરેક ગ્રાહકોએ સ્વીકારી લેવું. જેમનું લવાજમ આવી ગયું હશે તેમને અંક રાબેતા મુજબ મળી જશે. જે ભાઈ-બ્હેનને ગ્રાહક તરીકે ન રહેવું હોય તેમણે ડીસેમ્બરનો અંક મળતાં તુરત કાર્યાલયમાં જણાવવું. જેથી એટલા ખર્ચમાં આવી અસહ્ય મોંઘવારીમાં કાર્યાલયને ઉતરવું પડે નહિ. અમો ઈચ્છીએ છીએ કે તમો ગ્રાહક રહી આ જુના માસિક પત્રને ટેકો આપશો જ.

—મંત્રી

# ચીનની આધુનિક નારી

ચીન પરની આપત્તિએ આધુનિક ચીનાઈ નારીની આંખોમાંથી આંસુ પડાવવાને બદલે એને અનેક પ્રકારનાં કઠિન કાર્યોનો બોજ ઉઠાવતી કરી છે. દેશની નવ-રચનાનું અને દેશના રક્ષણનું-એ બંને કામોમાં ચીની સ્ત્રીઓ પોતાનો મહત્ત્વનો ફાળો આપી રહી છે અને દુનિયાને બતાવી રહી છે કે નારી એ અબળા નથી, શક્તિસ્વરૂપા છે.

ચીનના પુનરુત્થાનમાં અને આજના તેના યુદ્ધમાં ચીની નારી મહત્ત્વનો ભાગ ભજવી રહી છે. ચીનની પ્રથમ નારી મદામ ચ્યાંગ-કાઈ-શેકની ગણના આજે દુનિયાની ગણીગાંઠી અગ્રગણ્ય વ્યક્તિઓમાં થાય છે અને તેમની નેતાગીરી નીચે ચીની સ્ત્રીઓ પોતાના રાષ્ટ્રને ઊંચે લાવવા માટે અપાર શ્રમ ઉઠાવી રહી છે.

મદામ ચ્યાંગ-કાઈ-શેક આજે નવા ચીનની જીવન્ત પ્રેરણા છે એમ કહીએ તો ખોટું નહિ લેખાય. એનું વીરત્વ, આદર્શ ભક્તિ, કર્મશીલતા અને બુદ્ધિમત્તા અજોડ છે; અને એને લીધે જ રાષ્ટ્રવાદી ચીનના વિમાનખાતાના નાયબમંત્રી તરીકે સફળ કામ કરવા તે શક્તિમાન થએલી. દુનિયાના કોઈ દેશમાં બીજી કોઈ પણ સ્ત્રીએ આ જાતનું-વિમાન ખાતાના નાયબમંત્રીનું-કામ હજુ સુધી કર્યું નથી.

ચીનના પ્રાણપુરુષ સમા માર્શલ ચ્યાંગ-કાઈ-શેકની સૌથી વિશ્વાસુ સલાહકાર તરીકે જ કામ આપીને મદામ-ચ્યાંગ બેસી રહેતી નથી. યુદ્ધને લીધે અનાથ બનેલાં બાળકોનાં અને ઘવાએલા સૈનિકોનાં કુટુમ્બોના રાહત કાર્યનું તંત્ર સંચાલન એ જ કરે છે.

વળી તે ઈસ્પિતાલોની મુલાકાત પણ લે છે અને બીજી ચીની સ્ત્રીઓ સાથે ઘાયલોની સારવારમાં જોડાય છે, જાતે મલમપટા લગાવાનું કામ પણ કરે છે; અને આ બધા ઉપરાંત સૌથી મહત્ત્વનું તો એ છે કે ચીનની જાણીતી 'ન્યુ લાઈફ મુવમેન્ટ' એટલે 'નવજીવન આંદોલન'ની નિયામિકા તરીકે એ કામ કરે છે.

આ 'નવજીવન આંદોલન' ચીનની પ્રજામાં પ્રાચીન અને આધુનિક ચીની સંસ્કૃતિના ગુણો સિંચવાનું મહત્ત્વનું કામ કરે છે. ચીનની પ્રજામાં સ્વાવલંબન અને સંયમની ટેવો પડે તે માટે આ 'નવજીવન આંદોલન' પ્રયત્ન કરે છે. આ આખા આંદોલનનું સંચાલન મદામ ચ્યાંગ-કાઈ-શેક જ કરે છે.

આ તો મદામ ચ્યાંગ-કાઈ-શેકના કાર્યની જ વાત થઈ. આ ઉપરાંત ચીનની બીજી 'અણગવાએલ વીરાંગનાઓ' શું કરે છે? એમનાં કાર્યની તારીફ કરતાં મદામ ચ્યાંગ-કાઈ-શેક કદીયે થાકતી નથી, કારણ કે આવતી કાલના ચીનના ઘડતરમાં તેમનો ફાળો જેવો તેવો નથી.

છેલ્લાં પચીસ વર્ષમાં ચીનના રાષ્ટ્રજીવનમાં જે પલટા આવ્યા છે, તેને લીધે ચીનની નારી સ્વતંત્ર થઈ છે; અને સ્વતંત્રતાને લાયક તેઓ છે, એમ તેમણે આ યુદ્ધમાં પુરવાર કરી આપ્યું છે.

પુરુષોએ ચીનના રક્ષણ માટે લોહી રેડ્યું છે. અને સ્ત્રીઓએ તેની નવરચના માટે પસીનો પાડ્યો છે. જાપાને ચીનના નવા સ્થપાએલા ઉદ્યોગોનો નાશ કર્યો, તેની સામે ચીને સહકારી ઔદ્યોગિક મંડળીઓ સ્થાપી, ચીનની ઔદ્યોગિક જરૂરીઆતો પૂરી પાડવાનો વિરાટ પાયા પરનો પ્રયોગ શરૂ કર્યો, અને ચીનની

સ્ત્રીઓએ આ સહકારી ઔદ્યોગિક મંડળીઓના કામને આગળ ધપાવવામાં પૂરેપૂરો સહકાર આપ્યો. આજે પણ એ કાર્યમાં ચીની સ્ત્રીઓનો ફાળો ઘણો મોટો છે.

જાપાને ચીનના જે પ્રદેશો લઈ લીધા, તેની નિરાશ્રિત સ્ત્રીઓને ભૂખમરામાંથી બચાવવા અને તેમની શક્તિનો ઉપયોગ કરવા માટે ચીનની સ્ત્રી-કાર્યકરોએ તેમને નવા ઉદ્યોગો શીખવ્યા અને તેમાં તેમને કામે લગાડી સ્વાવલંબી બનાવ્યાં અને દેશના ઉદ્યોગો પણ આગળ વધાર્યો.

યુદ્ધને લીધે અનાથ બનેલાં પંદર લાખ બાળકોને રાખવાની, ખવડાવવા પીવડાવવાની અને કેળવણી આપવાની વ્યવસ્થા પણ ચીનની આ નવા યુગની નારીઓએ ઉપાડી લીધી છે. વળી ઘાયલ સૈનિકોની સારવાર કરવાનું જ નહિ, તેમને લખતાંવાંચતાં શીખવવાનું અને નિર્દોષ મનોરંજન પુરું પાડવાનું કાર્ય પણ આ સ્ત્રીઓ કરે છે. વળી દેશભરમાં ફરીને લોકોને યુદ્ધ વિષેના સાચા સમાચાર ફેલાવવાનું અને ભાષણો દ્વારા પ્રજાનો જુસ્સો ટકાવી રાખવાનું કામ પણ ચીનની નારીઓ સફળતાપૂર્વક કરી રહી છે.

આ કામ પણ જાણે ઓછું હોય તેમ દેશને માટે લડવાનું કાર્ય પણ આ ચીની વીરાંગનાઓ કરે છે. ચીનના લશ્કરમાં પુરુષોની પડખે રહીને શત્રુ સામે લડનાર પાંચથી ૭ હજાર જેટલી સ્ત્રીઓ છે. હથિયારસજ્જ એ ચીની નારીઓ પોતાનાં કાર્યો દ્વારા કહે છે કે "રાષ્ટ્રના રક્ષણનો બોજો ઊઠાવવામાં પણ અમે અમારો ફાળો આપવા માગીએ જ છીએ."

રીતસરના લશ્કરમાં રહીને લડતી આ પાંચ-૭ હજાર સ્ત્રીઓ ઉપરાંત ગેરીલા યુદ્ધમાં મદદનું કાર્ય કરતી બીજી અનેક સ્ત્રીઓ છે. આ સંબંધે ધ્યાન ખેંચે એવી એક વાત તો એ છે કે આ ચીનની પ્રથમ ગેરીલા ટુકડી ઊભી કરનાર એ સ્ત્રી જ હતી.

આ ઉપરાંત સ્ટ્રેચર ઊઠાવવાનું, ઘોડા પર સંદેશા લઈ જવાનું અને એવાં બધાં યુદ્ધોપયોગી કાર્યો કરવામાં પણ ચીની સ્ત્રી પુરુષની સાથે જ છે. યુદ્ધનું કે રોજના જીવનનું એક પણ કાર્ય એવું નથી કે જે ચીની સ્ત્રી આજે ન કરતી હોય.

થોડા વખત ઉપર ચીનાઈ સહકારી ઔદ્યોગિક મંડળીઓની એક આગેવાન સ્ત્રી-કાર્યકરે કહ્યું હતું કે "જો આપણે આપણા દેશની સાચી સેવા કરી શકીએ અને આપણાં કાર્યો દ્વારા પુરવાર કરી શકીએ કે આપણે તકલીફો બરદાસ્ત કરી શકીએ છીએ અને પુરુષની સહાયતા વિના આપણા પોતાના પગ પર, આર્થિક રીતે સ્વાવલંબી થઈ ઊભા રહી શકીએ છીએ, તો આ યુદ્ધને અંતે ચીનની નારીનું સ્થાન ૧૯૩૭ માં હતું તેના કરતાં ઘણું જુદું, અનેકગણું વધુ સારું હશે."

ચીની સ્ત્રી સમજી છે કે રાષ્ટ્રની પ્રગતિમાં જ એની પ્રગતિ છે અને એમાં એ જેટલો ફાળો આપે છે તેટલો જ સ્ત્રીઓની સ્થિતિમાં સુધારો થવાનો છે. ("જન્મભૂમિ")

# જાણવા જેવા સ્ત્રી સમાચાર

અમદાવાદ ખાડીઆ ચાર રસ્તામાં રહેતા પંચાવન વર્ષના ગોવિંદલાલ રણછોડલાલ જાનીને પોતાની ત્રીજી વખતની પત્નીનું મરણ થયે હજી ફક્ત પાંચ મહીના થયાં છે. ત્યાં તો તેમણે ૧૭ વર્ષની એક કુમારી વયની બાળા સાથે ચોથીવારનાં લગ્ન પોતાના ઘરના ચોકમાં જ કરી લીધાંના સમાચાર મળ્યા છે. તેમને પુત્ર-પુત્રીઓ મળી પાંચ સંતાનો છે. [ગુ. સ.]

×

શ્રી ભગિની સેવા મંડળ, કાલોલનાં મંત્રી ગ્રામ્ય પંચાયત કાલોલનાં સભ્ય તથા ડીસ્ટ્રીક્ટ સ્કુલ બોર્ડનાં માજી સભ્ય અને કાલોલ તાલુકા પરિષદના પ્રમુખ જન્હવીકા મદનરાય દેસાઈ ડેસેલ સ્ટેશન ઉપરથી ધરપકડ થઈ છે.

×

મુંબઈમાં એલ્ફીન્સ્ટન કોલેજના પ્રિન્સીપાલે કોલેજના પ્રથમ વર્ષમાં અભ્યાસ કરતાં વિદ્યાર્થીની કુમારી કુમુદબ્હેન અમૃતલાલ શેઠના વાલી પર એક પત્ર લખી જણાવ્યું છે કે કોલેજના બીજા સત્ર માટે કુમુદબ્હેનને દાખલ કરવામાં આવશે નહિ.

×

વડોદરાના જાણીતા ડોક્ટર રમણલાલના પુત્ર બાબુભાઈની પત્નીએ પોતાના ધણી પાસેથી છૂટા છેડા માંગ્યા છે.

×

અમદાવાદમાં તા. ૨૩-૧૧-૪૨ થી મીલો ચાલુ થતી હોવાથી આગેવાન મીલમાલેકોને દ્વારે બહેનોના ઉપવાસના મંડાણ થયાં હતા. અને કંઈક સમાધાન થવાથી ઉપવાસ તેઓએ છોડયા છે.

લીંબડીના સ્વ. ના. મ. શ્રી. દિગ્વીજયસિંહજીનાં કુંવરી શ્રી ધર્મેન્દ્રકુમારીનું વેવીશાળ અલી રાજપુરના ના. યુવરાજ કુમાર શ્રી સુરેન્દ્રસિંહજી સાથે થયેલ છે.

×

સુરતના ગોપીપરાના એક ખાનદાન જૈન ઝવેરી છોટુભાઈ તલકચંદ ઝવેરીની યુવાન અને શિક્ષિત પુત્રી કમુબ્હેને પોતાની રાજીખુશીથી અને કાયદેસર જાહેરાત સાથે, વિધિસર ઈસ્લામ ધર્મ સ્વીકાર્યો હતો અને પોતાનું નવું નામ મહેરુન્નિસા રાખી, સુરતના એક યુવાન દુધના વેપારી સૈયદ છોટુમિયાં બન્દે અલીમિયાં સાથે શાદી કરી લીધી હતી.

×

કોલ્હાપુરના એક તરુણ જાગીરદારની પત્ની શ્રીમતી ઉષાદેવી ચૌહાણ તેમના તારાબાઈ પાર્ક ખાતેના રહેઠાણ 'ઈન્દુમતી વિલા' ખાતે મરેલાં મળી આવ્યાં હતાં. સ્વર્ગસ્થ ઉષાદેવી કોલ્હાપુરના સેનાપતિ સાહેબ તથા જાગીરદાર શ્રી. કાપોશીકરનાં એકાકી પુત્રી હતાં તેઓ પોતાની પાછળ નવ માસનો એક પુત્ર મૂકી ગયાં છે.

×

જોધપુરમાં શ્રીમતી શકુન્તલાદેવી તથા રમાદેવીની આગેવાની હેઠળ એક સરઘસ નીકળ્યું હતું. જનતાએ સારી સંખ્યામાં ભાગ લીધો હતો. ઘોડાના ચોક ખાતે આ સરઘસ સભાના રૂપમાં ફેરવાઈ ગયું હતું. શ્રીમતી શકુન્તલાદેવીએ પ્રમુખસ્થાન લીધું હતું.

×

અમદાવાદ જિલ્લા યુદ્ધ સમિતિમાંથી પારસી બાનુ કુમારી ઇથિ જહાંગીર મહેતાએ રાજીનામું આપ્યું છે.

×

મુંબઈની મેસર્સ દેવકરણ નાનજીની પ્રખ્યાત પેઢીના માજી ભાગીદાર શેઠ કલ્યાણજી ચત્રભુજનાં વિધવા ગં. સ્વ. ફુલકોરબાઇનું ૭૧ વર્ષની વયે અવસાન થયું છે. સ્વર્ગસ્થ છેલ્લા એક માસથી બિમાર હતાં. તેઓ પોતાની પાછળ એક પુત્રી, બે પુત્રો તેમજ બહોળો સ્નેહી વર્ગ મૂકી ગયાં છે.

×

પાટણમાંના બાલમંદિરના અધ્યાપકની સોળ વર્ષની પુત્રીનું ત્રણ ગુંડાઓ અપહરણ કરી જતાં શહેરમાં ભારે સનસનાટી ફેલાવા પામી છે. આ ગુંડાઓ યુવતિને બળદગાડીમાં નાંખીને લઈ ગયા હતા. તપાસ બાદ પાટણથી સાત માઈલ દૂર આવેલા મણુંદ ખાતેથી તે યુવતિ મળી આવી હતી. તેને એકલી છોડી દેવામાં આવી હતી.

×

કચ્છના સાભરાઈના શા. જેઠાભાઈ કરમશીનાં પુત્રી બહેન રતનબાઈના પતિ લગ્નના મંગળ ફેરા વખતેજ બીમાર પડયા અને ૨૦ દિવસની ટુંકી માંદગી ભોગવી અવસાન પામ્યા. એ દુઃખદ વસ્તુની નોંધ લઈ ઉક્ત રતનબાઈને કુમારિકા તરીકે જાહેર કરવાને લગતો ઠરાવ શ્રી કચ્છી વીશા ઓસવાળ દહેરાંવાસી જૈન (મુંબઈ) મહાજનની સાધારણ સભામાં રજુ થયો હતો.

×

અક્કલકોટના રાજાનાં માતુશ્રી દોવેગર રાણી તારાબાઈ ભોંસલે અવસાન પામ્યા છે,

સુરતના મોટેશ્વર મહાદેવની પોળના જયંતિલાલ હરિલાલ દરજીની સ્ત્રી ચૂલો સળગાવી ચાહ બનાવતી હતી ત્યારે એકાએક લુગડું સળગી જતાં દાઝી જવાથી તેણીનું હોસ્પીટલમાં મરણ નીપજ્યું છે.

×

## માતાને મારી નાંખી

દાહોદથી ૭ માઈલ દૂર છાપણ ગામે એક ભીલ પોલીસ પટેલે પોતાની માને ડાકણ માની લાઠીનો માર મારી મારી નાંખી છે. આ પરથી તેને પકડવામાં આવ્યો છે.

## બેન પાસ થયાં

સુરતની રૂખમાબાઈ હોસ્પિટલનાં લેડી ડૉક્ટરનાં પુત્રી કુમારી પર્લ કે. દેસાઈ મુંબાઈ ગાંધર્વ મહાવિદ્યાલય મંડળ તરફથી લેવાયેલી ચાલુ વર્ષની પરીક્ષામાં 'સંગીત પ્રવેશિકા'ના બીજા વર્ષમાં બીજા વર્ગમાં પસાર થયાં છે. સુરત ખાતે આ પરીક્ષા પસાર કરનાર તેઓ પ્રથમ જ મહિલા છે.

## બેનોની ધરપકડ

સુરત આર્ટસ કોલેજ આગળ ચોકી કરવા માટે શ્રીમની કાદીબહેન રામભાઈ પટેલ તથા શ્રીમતી જડાવબહેન ત્રિકમભાઈ પટેલની ધરપકડ થઈ છે. નાનપરા વિભાગમાં આવેલા એક મકાન પર પોલીસે દરોડો પાડ્યો હતો. પરંતુ કશું વાંધાભર્યું હાથ લાગ્યું ન હતું.

×

પૂનામાં આ અઠવાડીએ બત્રીસ પુરુષો અને પાંચ બાળાઓ મળી કુલ્લે ૩૭ સત્યાગ્રહીઓને શહેરમાં ગેરકાયદેસરના દેખાવો કરવા માટે ત્રણ માસથી લઈને બાર માસ સુધીની સખત કેદની સજાઓ કરવામાં આવી છે.

×

નાસિકમાં આ અઠવાડીએ બાળકો તથા બાળાઓએ પ્રભાતફેરીઓ કાઢી હતી. સ્ત્રીઓએ સરઘસો કાઢ્યાં હતાં. સરઘસને પોલીસે વિખેરી નાંખ્યું હતું. ચંદવાડ ખાતે હિંદ રક્ષણ ધારા હેઠળ કેટલીક ગિરફતારીઓ કરવામાં આવી છે.

×

મુંબઈમાં આ અઠવાડીએ શેર બજાર આગળ ચોકી કરવા માટે પકડાયેલી ત્રણ બહેનો શ્રીમતી કાન્તાબહેન, શ્રીમતી ચંદનબહેન અને શ્રીમતી કુસુમ વાસુદેવને મઝગામ પોલીસ કોર્ટમાં ઊભી કરવામાં આવતાં મેજિસ્ટ્રેટે તેમને દરેકને રૂા. ૧૫૦ નો દંડ અથવા તો ચાર અઠવાડિયાની સાદી કેદની સજા કરી હતી.

×

અમરેલીના સરકારી દવાખાનાની દશ વર્ષની નોકરી બાદ ચાલુ ચળવળ અંગે રાજીનામું આપનાર નર્સ શ્રીમતી સુમતીબહેનના ઘરની આ અઠવાડીએ પોલીસે જડતી લીધી હતી. મોડી રાત પછી તેમને પોલીસ કચેરીએથી છોડવામાં આવ્યાં હતાં. જડતીનું કામ કલાકો સુધી ચાલ્યું હતું. દવા માટેની સ્પીરીટની બાટલીઓ અંગે પોલીસે આ પગલું ભર્યું હતું.

×



શ્રી કેશવપ્રસાદ સી. દેસાઈ

## સંસ્કાર લક્ષ્મી

લેખક : ડુંગરસી ધરમસી સંપટ. પ્રકાશક : એન એમ. ઠક્કરની કું. મુંબાઈ નં. ૨ પાકુ પૂંઠું. ૬૫૦ પાનાં પુષ્કળ ચિત્રો જાડા પૂંઠાની પેટી સહિત કીં. રૂ. ૫-૦-૦

પુસ્તકાલયનો અધિષ્ટાતા આ પુસ્તકને કયા વર્ગમાં મુકશે તે કહેવું મુશ્કેલ છે. એ વાર્તા નથી, નિબંધ નથી. હુન્નરઉદ્યોગ કે કલાનું પુસ્તક નથી; છતાં એમાં આ સર્વ છે. પુસ્તક બે વિભાગમાં છે. પ્રથમ વિભાગમાં આપણા તહેવારો અને વ્રતો. કુટુંબનોંધ અને ઘર ખર્ચની નોંધના પાનાં, રંગોળી અને સાથીયા ચિત્રો સાથે, અને ભરતગુંથણ શિવણ, મોતીના પડદા બનાવવાની માહિતી તેમજ સૌભાગ્ય શણગારની માહિતી વગેરે છે. વ્યવહારનું પ્રકરણ પૂરું થયા બાદ બીજા પ્રકરણમાં સ્ત્રીઓના આદર્શ જીવન માટે ચર્ચા અને બોધ છે. પચાસ પ્રકરણમાં વહેંચાયલો આ વિભાગ વિવિધતાથી ભરપૂર છે. સુખી ગૃહ અને આદર્શ કુટુંબનું નિરૂપણ કરીને ઘરના બજેટની વાત સમજાવી છે. ત્યારબાદ દાંત, આંખ, નાક–કાન અને વાળની સંભાળ કેમ રાખવી તે દવાઓની બનાવટ સાથે આપ્યું છે. ખોરાકના પ્રકરણોમાં વિટામીન સંબંધી તેમ જ જંતુઓ સંબંધી માહિતી તેમ જ જુદા જુદા પ્રકારના ખોરાકના ગુણદોષ આપ્યા છે. કુટેવો, સામાજીક બદીઓની પણ ચર્ચા કરી છે. દષ્ટાંતો તથા વાતોના ટુચકાઓથી ઘણા પ્રશ્નો સરળતાથી સમજાવ્યા છે. સ્ત્રી શિક્ષણ સંબંધી પણ ચર્ચા કરી છે. પુરાણકાળની વિદુષીઓનાં દષ્ટાંતો પણ આપ્યા છે. ત્યારબાદ શરીરના અવયવની રચના તથા સ્ત્રીઓના ખાસ અવયવો વિષે પ્રકરણો છે. ગર્ભાવસ્થા તથા પ્રસુતિ વખતે સંભાળ રાખવા વિષે સર્વ માહિતી છે. બાળઉછેર તેમજ બાળકોના રોગો તથા અકસ્માત વખતે લેવાના ઉપાયોની પણ સંપૂર્ણ માહિતી આપેલી છે. સ્ત્રીઓ અને બેકારીનું પ્રકરણ વાંચવા યોગ્ય છે. માંદાની માવજત, દરદીને આપવા યોગ્ય ખોરાક, ઘરગથ્થુ ઔષધોના પ્રકરણો આ જમાનામાં ખાસ ઉપયોગી થાય તેવા છે. ત્યારબાદ સ્ત્રીઓના ખાસ રોગોની ચર્ચા પ્રકરણ ૪૬માં કરી છે. આ પ્રકરણ સ્ત્રીઓ માટે ઘણીજ માહિતી પૂર્ણ અને ઉપયોગી છે. ૪૮, ૪૯ અને ૫૦માં પ્રકરણમાં વિધવિધ વાનીઓ, મુરબ્બા; અથાણા વગેરે બનાવવાની રીતો આપેલી છે. આમ ટુંકમાં "સંસ્કાર લક્ષ્મી"ની સામગ્રી છે. લેખકની શૈલી અને વિચારો કાંઈક જુના જમાનાના છે. પરંતુ તેથી કાંઈ પુસ્તકની ઉપયોગીતામાં ઘટાડો થતો નથી. સ્ત્રી ઉપયોગી સર્વ સંગ્રહ જેવું આ પુસ્તક છે. જૂની ઢબ અને શૈલિને લીધે તેમનાં અમુક ભાગ નવા યુગની નારીને આકર્ષક લાગશે નહિ. છતાંયે તેણે પણ રંગોળી અને બીજી ઘણી બાબતો ઉપયોગી લાગશે વળી સ્ત્રીરોગ બાળરોગ, અને ઘરગથ્થુ દવા વગેરેમાં તો નવા કે જુના વિચારોનો પ્રશ્ન ઉભો થતો જ નથી. આટલી બધી સામગ્રીવાળાં અને આકર્ષક માટે પાંચ રૂપિયાની કીંમત આ મોંઘવારીના યુગમાં વધારે નથી જ લેખક અને પ્રકાશક બન્ને ધન્યવાદને પાત્ર છે.

માનવ પ્રકૃતિ વિજ્ઞાનશાસ્ત્ર

લેખક: વિષ્ણુપ્રસાદ બાપાલાલ દેસાઈ, પ્રકાશક: બોર્ડ ઓફ નર્સીંગ, મીડવાઈફ્રિ, અને હેલ્થ વિઝીટરની કાઉન્સીલ જાડા કાર્ડનું પૂઠું, ગ્લેઝ કાગળના પાનાં ૨૬૩ + ૧૦. ચિત્ર ૧૩૬ સાદાં અને પાંચ રંગીન. કીં. ૩-૦-૦

શાસ્ત્રીય પુસ્તકો ગુજરાતી ભાષામાં બહુ જ ઓછાં છે. તેમાં આ પુસ્તકથી ઘણો જ કીંમતી વધારો થાય છે. મનુષ્યના શરીરના ભિન્ન ભિન્ન ભાગની સમજણ આ પુસ્તકમાં આપેલી છે. માનવ શરીરશાસ્ત્ર નામથી સામાન્ય જનતા આ પુસ્તકનો વિષય વધુ જલદી જાણી શકત. આપણા શરીરની રચના સંબંધી જ્ઞાન આપણને સૌને હોવું જ જોઈએ. પરંતુ તે વિષયના યોગ્ય પુસ્તકો આપણી ભાષામાં ન હોવાથી અંગ્રેજીનું જેમને સારું જ્ઞાન હોય નહિ તેઓ શરીર શાસ્ત્ર સંબંધી કાંઈ જ જ્ઞાન મેળવી શકે તેવી સ્થિતિમાં નહોતા. વળી પરિચારિકાની પરીક્ષા હવે ગુજરાતી ભાષામાં લેવાય છે. તેમાં આ વિષયનું જ્ઞાન જરૂરી છે. અને ખાસ કરીને તેમને માટેજ આ પુસ્તક લખાવવામાં આવ્યું છે, અને પ્રસિદ્ધ પણ થયું છે કાકરસી મહિલા વિદ્યાપીઠની પરીક્ષાઓ માટે પણ આ વિષય છે. તે વિદ્યાપીઠનાં વિદ્યાર્થીઓને પણ આ પુસ્તક ઉપયોગી થઈ પડશે. આ પુસ્તક અંગ્રેજી પુસ્તકોને આધારે લખાયું છે, પણ તે કોઈ અમુક પુસ્તકનું જ ભાષાંતર નથી. વીસ પ્રકરણમાં ટુંકમાં જ શરીરની બધી ક્રીયાઓની સમજ તથા સ્નાયું, રક્ત, શ્વસન (શ્વાસ) પચન, જીવનતત્ત્વો (વીટામીન્સ) ચામડી, દષ્ટિ, કંઠ, જનન, વગેરે બાબતોની માહિતી આપવામાં આવી છે. પુષ્કળ ચિત્રોથી શરીરની ક્રીયાઓ અને ભાગોની સમજણ અપાયલી હોવાથી વાંચનારને તે સુગમ થઈ પડશે. સ્વાભાવિક રીતે આવા પુસ્તકોમાં વિજ્ઞાનના પારિભાષિક શબ્દોનો ઉપયોગ મોટા પ્રમાણમાં થાય છે. આ પુસ્તકમાં પણ તેમજ છે. આપણી ભાષામાં આવા પારિભાષિક શબ્દો હજી ઘડતર દશામાં છે, અને મુકરર થયા નથી. આ પુસ્તકના વિદ્વાન લેખકે પણ પારિભાષિક શબ્દો મેળવવા અને નવા રચવા પાછળ ઘણી મહેનત કરી દેખાય છે. આ પુસ્તકમાં જ્યાં જ્યાં પારિભાષિક શબ્દો વાપર્યા છે ત્યાં ત્યાં બાજુમાં કાઉંસમાં અંગ્રેજી શબ્દો પણ મૂક્યા છે તે યોગ્ય થયું છે. આ સંબંધમાં એક મત એવો પણ છે કે નવા નવા અને ભારે સંસ્કૃતમય પારિભાષિક શબ્દો રચવાને બદલે અંગ્રેજી શબ્દો જ વપરાય તો સારું. એ મત પણ ધ્યાનમાં લેવા જેવો છે. સામાન્ય વાંચક આ પારિભાષિક શબ્દોને લીધે પુસ્તક સહેલાઈથી વાંચી શકશે નહિ. પરંતુ વૈજ્ઞાનિક પુસ્તકોનો તો અભ્યાસ કરવો પડે. પુસ્તકને અંતે પારિભાષિક શબ્દો અને તેના અંગ્રેજી શબ્દો આપ્યા છે તે યોગ્ય થયું છે. આ પુસ્તક રચવા માટે ડો. વિષ્ણુપ્રસાદ દેસાઈને અભિનંદન ઘટે છે.

ઘર કૂકડી

લેખક અને પ્રકાશક: ઉમેશ કવિ, ૭૨૧, કૃષ્ણનગર, ભાવનગર. વિક્રેતા: લેખક અથવા મેસર્સ આર. આર. શેઠની કું. મુંબઈ૨. પાનાં ૧૨૨. કાર્ડનું જાડું પૂંઠું. કીં. ૧-૧૦-૦.

લગ્નના અટપટા અને પ્રતિદિન વિકટ થતા જતા પ્રશ્નને ચર્ચવા માટે આ નાટકનું વસ્તુ યોજ્યું છે. આયોજનમાં લેખકની કલ્પના દર્શન થાય છે. પ્રશ્નની ચર્ચામાં લેખકનું 'વિચાર ગાંભિર્ય' નજરે પડે છે. અને આખાયે પુસ્તકની ભાષામાં લેખકની વિદ્વત્તા ડોકાય છે. લેખક કહે છે કે "બુદ્ધિજીવી સુખલોલુ નાગરિક જીવોનાં મનોરંજન અર્થે—શહેરીઓની

બેયેની દૂર કરવા-અર્થે-ઉપજેલા આયોજનોમાંનું નાટક પણ એક સાધન છે." પરંતુ આ નાટકમાં આવેલા વાર્તાલાપમાં સ્થળે સ્થળે એવી શુષ્કતા આવી ગઈ છે કે આ નાટકની મનોરંજકતામાં ખામી આવી જાય છે. પાત્રોનું પૂર્વજીવન અને તેમનો મનોવ્યાપાર સમજવામાં આ વાર્તાલાપનો હીસ્સો છે પરંતુ કલાકાર આ શુષ્ક રીતિ બદલે બીજી રીતે તે કાર્ય સાધી શકે. નાટકની ક્રિયાત્મકતામાં આવા વાર્તાલાપથી ક્ષતિ આવે છે. આટલી ખામી બાદ કરતાં આ કૃતિ ઉત્તમ છે. તેની આખીયે રચના નવતર છે. અને "લગ્ન" જેવા ઉપયોગી પ્રશ્નને નાટકમાં વણી લઈને લેખકે સમાજ ને ઋણી કર્યો છે.

નાટક એકજ અંકનું છે. એક ધર્મશાળાના ખંડમાં તે શરૂ થાય છે અને પૂરું પણ થાય છે, સુધરેલા કહેવાતા પરણેલા પણ ઐક્ય ન અનુભવનાર દંપતીનો ચિતાર બીજવરને પરણેલી સંતોષી સ્ત્રીનો ચિતાર, ભિન્ન જ્ઞાતિઓના પ્રેમીનો ચિતાર, અને પચાસની લગભગના એક ઉપર બીજી કરવા નિકળેલા નાતરીયા નાતના વરરાજા અને તેની સાથે ખુશીથી લગ્ન કરવા નિકળનાર કન્યાનો પણ આમાં ચિતાર છે. આ ભિન્ન ભિન્ન ચિતાર દ્વારા લગ્નને સ્પર્શતા ભિન્ન ભિન્ન પ્રશ્નો પ્રત્યે લેખકે સમાજનું ધ્યાન દોર્યું છે. વેશપલટો કરી, નશાબાજનો અભિનય કરતા પોલીસ અમલદાર ચ્યવનનું પાત્ર માર્મિક શબ્દોમાં નિર્દોષ હાસ્ય પુરું પાડે છે. નાનાલાલની ઢબનું અપદ્યાગદ્ય આ પાત્રના મૂખમાં મુકીને લેખકે તે શૈલિ ઉપરનું પોતાનું પ્રભુત્વ સાબિત કરી આપ્યું છે. પુસ્તકની ભાષા સંસ્કારી પણ સંસ્કૃતમય છે. ભાષા પર લેખકનુ બળ સ્વામીત્વ આખાયે પુસ્તકમાં નજરે પડે છે. છપાઈ, કાગળ, અને પૂંઠાના અગ્રભાગનું ચિત્ર એ સર્વ આકર્ષક છે.

અંકુલના:ખાં.

લેખક : બેકાર પ્રકાશક : નવચેતન સાહિત્ય મંદિર, ભદ્ર, અમદાવાદ. પાનાં ૨૧૬. બોર્ડ પંઠીનું પુંઠું કીં. ૨-૮-૦

હાસ્ય રસને ગુજરાતી સાહિત્યમાં ઉતારવાનો પ્રયાસ બહુ સફળ હજી સુધી થયો નથી. શ્રી. "બેકાર" વારંવાર હાસ્યરસના પ્રયોગો કરે છે અને તેમના કોઈ કોઈ પ્રયોગો સફળ પણ થાય છે. પરંતુ આ પુસ્તકમાં તેમના એકત્રીસ પ્રયોગો છે એક સાથે વાંચતાં એમ કહી શકાય કે સફળ નથી નિવડ્યાં. અન્ય ગંભીર સાહિત્યની સાથે કોઈ માસિક પત્ર કે દિવાળી અંકમાં હાસ્યરસનો લેખ આવે તો તે અતિ સામાન્ય હોય તો પણ ઠીક લાગે. પરંતુ આવા સંગ્રહમાં આ વાર્તાઓ દિપી નિકળતી નથી. પ્રચલિત કેટલીએક જુની વાતોને નવું સ્વરૂપ આપ્યું છે તે તો કાંઈ'ક ઠીક છે. પણ મૌલિક પ્રયોગો તો બહુજ નબળા છે.

ઉદ્બોધન

લેખક: જમીયતરામ આચાર્ય. પ્રકાશક: પ્રભુતત્ત્વ પ્રચારક મંડળી. રામસ્વામી ગાડી ખાતા, કરાંચી. પાનાં ૯૪ કીં. ૦-૮-૦.

આ નાનકડા પુસ્તકમાં ૯૨ કાવ્યો છે. આ કાવ્યો નવ પ્રવાહોમાં વહેંચ્યા છે. આઠ પ્રવાહ તો પ્રભુના ભજનો છે, નવમામાં માતૃભૂમિ સ્મરીને દેશપ્રેમના ભજનો છે. સાહિત્ય દૃષ્ટિયે આ કાવ્યો જોવા કરતાં તેમાંના ભક્તિ ભાવ અને હૃદયભાવ નિરખાય તેજ યોગ્ય છે. આપણી સંસ્કૃતિમાં પ્રચલિત ભક્તિભાવથી આ કાવ્યો ભરપુર છે.

# જોડકણાં



## પંખીના માળા બંધાવી દ્યો

પવન ફૂંકાયે ચારે કોર
આકાશે વાદળ ઘનઘોર
વાદળમાં રહે વીજળી
ખાઓ તલની સાંકળી
સાંકળીના તલ કાળા
પંખી બાંધે માળા

## શંખ ફૂંકાવી દ્યો

નદી આરે ઉભા બગ
જાણે રે દિલ્હીના ઠગ
ઠગ ઠગારા ધૂતારા
મૃગજળ કેરા મિનારા
મિનારાની ઉંચી ટોચ
પૈસા આપી લીધી પોંચ
પોંચમાં અક્ષર લીલા
માના બોલ ઝીલ્યા
મીઠા લાગે માનો અંક
આત્માનંદે ફૂંક્યો શંખ

## થાળ પીરસાવી દ્યો

કોટ ઉપર કાંગરા
ઠેકે કૂદે વાંદરા
વાંદરા રંગે રાખોડી
રાતે ઓઢું પછેડી
પછેડીને નવલી ભાત
સુંદર રંગી જાત સુજાત
રંગે રૂપે સોનેરી
લાવ્યા રે રસની કેરી
કેરી પુરી થાય છે
થાળ પીરસાય છે



## ઘોડીને ચંદી ખવરાવી દ્યો

ગાડી આવી છૂક છૂક
ગાંસડાં પોટલાં મૂક મૂક
અંદર જગ્યા ઓછી
હાથમાં લીધી પોથી
પોથીમાં મેં દીઠા પહાડ
હસમુખો ઊભો રે ગાર્ડ
ગાર્ડના હાથમાં ઝંડી
ઘોડી ખાય ચંદી

'એકલ'

# રાત પડી

શ્રી ગજેન્દ્ર ક. મહેતા.



સંધ્યાએ પોતાની સોનેરી રાતી નીઓઢણી સંકેલી લીધી. ચન્દ્રદેવે ડોકીયું કર્યું. ચન્દ્રિએ પણ ડોકીયું કર્યું.

સઘળા કહે : 'રાત પડી!'

બાપુજી કહે : 'ચાલો, જમવા ટાણું થયું!'

દાદીમા કહે : ઊઠો! બાપુજી વાટ જુએ!'

બાએ બૂમ પાડી. સઘળાં વાળુ કરવા દોડી ગયાં. ચાંદલો ઉગ્યો ને સાથે તારલાને એ લેતો આવ્યો. બાળપોથી ભણતો બચુ બોલ્યો : "ગણ્યા ગણાય નહિં, વીણ્યા વીણાય નહિં." વીરૂ બહેને સૂર પૂર્યો. ચન્દ્રિ હસી પડી. જમણુવાર પત્યો. બાએ થાળીઓ ખાળે મૂકી દીધી. બાપુજી હાથ લૂછતા ઊઠયા. દાદીમાએ કીકુના હાથ લુછ્યા ને સઘળાં ચાંદરણામાં આગણે દોડી ગયાં!

'......આકાશે ઝબૂકતો રે! પેલો ચાંદલો!' સઘળાં ઝીલવા લાગ્યાં, ચાંદામામા હસવા લાગ્યા. તારા હસવા માંડયા. સઘળાં હસવા માંડયાં!

—દાદીમાએ ખાટલો ઢાળ્યો. સઘળાં ખાટલે ચઢયાં—

'દાદા, દાદા! વાત કહો! વાત કહો!' સઘળાં દાદાજીને વળગી પડયાં, દાદાજી પણ હસવા માંડયા. દાદાજીએ વાત માંડી. સઘળાં સાંભળવા માંડયા.

માલો ઢેડ શેરીમાં પેઠો. 'ચાહજો માબાપ!' તેણે બૂમ પાડી, ને સઘળાં તેને ખાવાનું આપવા માંડયા.

'માલા! અહીં આવ!' ને ટોપલો કોરે મૂકી બીડી પીતો તે બેઠો, ઇન્દુ બાચી, અરુણ ને સરૂ સઘળાં દોડી ગયાં, બહેનપણીઓ મળી રાસ રમવા માંડયા.

'પૂનમેનો ચાંદલીઓ હો! રાજ!'........

બા ઓટલે બેઠાં. સંતોકમાશી ને ચમ્પા બ્હેન, કાશી બહેન અને જડાવ બહેન સઘળાં આવી વાતે એ વળગ્યાં.

કાળીઓ ને મગન, મણીઓ ને રતન સઘળાં ગેડીદડે રમવા માંડયાં. વીસારમારીને ઓટલે ચંગડીઓની સમઝટ જામી–ભજનની ધૂન જામી!

ઘોડારમાંથી ઘોડાનો હણહણાટ સંભળાયો. ગાયો થંભી સઘળાં ઝંપવા માંડયાં.

દાદા કહે : 'ચાલો સૂઈ જાઓ! મોડું થશે!'

બા કહે : 'ચાલો, ચાલો! સૂઇ જાઓ!'

સઘળા કહે : 'સૂઇ જાઓ–' સઘળા ઉંઘવા માંડયા. ચન્દ્રદેવ હસવા માંડયા. તારલા સંતાકુકડી રમવા માંડયા!

'રાત પડી! રાત પડી!'

# ડોશી મા

એક ડોશીમા હતાં. ડોશીને મોતીઆ આવ્યા. ડાકટરને બોલાવ્યા. બોલાવ્યા તો ખરા, પણ ડાકટરની ફી તો આપવી પડેને. ડોશીએ કહ્યું – જો મને સાજી થયા પછી બધું બરાબર દેખાશે તો ફી ભરીશ, અને નહીં દેખાય તો કાળી કોડીએ નહીં આપું. ભલે ડાકટરે ડોશીનું કહેવું કબુલ રાખ્યું.

પણ ડાકટર સાહેબ લુચ્ચા બહુ. દરરોજ નિયમિત આવે, ડોશીની આંખો જુએ, અને દવા કરે ડોશીને ત્યાં ઠામવાસણ ઘણા ડાકટર સાહેબનું મન લોભાણું. હરરોજ થોડાં થોડાં ઠામ ઘેર લઇ જાય, અને દરદ લંબાવતા જાય. પણ છેવટે ડોશી સાજાં તો થયાં. ડાકટર સાહેબે પોતાની ફી માગી. પણ ડોશી કહે – "ના, હું ફી નહીં આપું. ભાગ અહીંથી."

પણ એમ કાંઇ ડાકટર સાહેબ ફી મૂકે ! તેમણે તો કેસ માંડયો. ડોશીને કોર્ટમાં લઇ ગયા. ન્યાયાધિશે પૂછયું – 'ડોશી, ડાકટરને તેમની ફી કેમ નથી ભરી દેતી ?"

ડોશીએ જવાબ આપ્યો – "પણ સાહેબ, અમારી શરત પ્રમાણે મારી આંખ બરાબર સાજી થઇ નથી. બધું બરાબર દેખી શકું એવી સારી આંખ થાય ત્યારે ફી આપવાનું કબુલ કર્યું હતું. પણ હું મારા ઘરના બધા ઠામવાસણ જોઇ શકતી નથી, તો હું ફી કેમ આપું ?"

ન્યાયાધિશ સમજી ગયા. તેમણે ડાકટરની વિરૂદ્ધમાં ચૂકાદો આપ્યો.

પારેખ ત્રિભોવન.

# અડબંગ અને વિજય

ચંપકલાલ શેઠને ત્યાં ગુમાસ્તાની એક જગા ખાલી પડી હતી. પેપરમાં છપાએલી જાહેરખબર અડબંગે વાંચી. એ તો વહેલો વહેલો શેઠની પેઢીનું સરનામું મેળવી મળવા માટે દોડી ગયો.

શેઠની પેઢી મેડા ઉપર હતી. અડબંગે નીચેથી જ બૂમ પાડી : "ચંપકલાલ શેઠ છે કે ?"

અવાજ સાંભળી શેઠનો નોકર દોડી આવ્યો ને કહ્યું કે શેઠ ઉપર બેઠેલા છે.

ધબ, ધબ, ધબ દાદર ચઢતો અડબંગ મેડા પર ગયો; પગમાંથી જોડા કાઢયાં વિના, ખાલી પડેલી ખુરશીમાં બેઠો. શેઠને નમસ્કાર કર્યા વિના એ તો એકદમ બોલી ઊઠયો : "શેઠ ! આપને ત્યાં નોકરી કરવા આવ્યો છું."

શેઠે કહ્યું : "ભાઇ જરા બેસો હાં, હું આ કામ બે મિનિટમાં પતાવી લઇ, તમારી સાથે વાત કરું છું."

એટલામાં નોકરે પાણીનો લોટો અને પવાલું લાવી અડબંગની આગળ મૂકયાં. અડબંગ જેવો લોટામાંથી પ્યાલામાં પાણી રેડવા જાય છે, તેવો જ લોટો તેના હાથમાંથી છટકયો; દાદર પર ચઢતા એક માણસના માથા પર જોરથી અફળાયો. અડબંગ એકદમ શરમાઇ ગયો. પેઢીના માણસો છાનામાના એની મશ્કરી કરવા લાગ્યા.

શેઠ—ભાઈ તમારું નામ ?

અડબંગ—મારું નામ અડબંગ,ગુજરાતી સાત ચોપડીઓ ભણેલો છું. વાણીઆ શેરીમાં રહું છું. દર મહિને રૂા. ૫૦ પગાર લઈશ.

શેઠ—ભલે જાઓ ત્યારે, અમારે ત્યાં બીજા પણ બે ત્રણ ઉમેદવારો આવવાના છે, એટલે જો અમે તમને પસંદ કરીશું તો ખબર મોકલાવીશું.

અડબંગ કાંઇ પણ બોલ્યા વિના ધબ ધબ, ધબ કરતો દાદર ઉતરી ગયો.

થોડી વાર થઈ ત્યાં તો કોઈ બીજો ઉમેદવાર શેઠને મળવા આવ્યો. પ્રથમ તેણે શેઠને મળવાની રજા માગી.

શેઠને નમસ્કાર કરી એણે એક બાજુ પોતાના જોડા કાઢયા, પછી તે શેઠની આજ્ઞાની રાહ જોતો ઉભો રહ્યો. શેઠે તુરતજ એને સામેની ખુરશી પર બેસવા કહ્યું.

શેઠ—ભાઈ તમારું નામ ?

આવનાર—મારું નામ વિજય.

શેઠ—કયાં રહો છો ?

વિજય—સારંગપુર કડવા શેરીમાં.

એટલામાં નોકર પાણીનો લોટો અને પ્યાલો લઇને આવ્યો.

શેઠ—કેમ તમારે પાણી પીવું છે ?

વિજય—નાજી.

# અલીબાબા

શ્રી કેશવલાલ પટેલ

( ગતાંકથી ચાલુ )

બીજા દિવસનું સવાર થયું. અલીબાબાની બીબી જાગી. નહિ દાતણ પાણી કે નહિ નાવું પીવું. તેને તો સોના મહોરોનીજ લે' લાગેલી. એતો ઊઠી તેવી તરતજ તેના જેઠના ઘેર ગઈ. ઘર બહાર ઓટલા પર કાસમની બીબી બેઠી હતી તેણે કહ્યું ! જેઠાણીજી ! તમારાં ત્રાજવાં આપોને:—

કાસમની બીબી બહુજ ખંધી તેમજ ઈર્ષાળુ હતી. તેણે કહ્યું, ' સવારના પહોરમાં જ તારે ત્રાજવાનું શું કામ પડયું ?

અલીબાબાની બીબીએ કહ્યું, ' અનાજ જોખવું છે. તરતજ પાછાં આપી જઈશ !

પણ કાસમની બીબી ચાલાક હતી. તેણે વિચાર કર્યો કે અલીબાબા દરરોજ લાકડાં કાપી લાવે તેમાંથી તેનું ગુજરાન ચલાવે તો જોખવા જેટલું અનાજ તેના ઘરમાં હોય જ કયાંથી તે ઘરમાં ગઇ. ત્રાજવાં નીચે થોડોક ગુંદર ચોંટાડયો. પછી તે બહાર આવી અને અલીબાબાની બીબીને કહ્યું, ' લે ઝટ પાછાં આપી જજે હાં.

' સારૂં ' કહી અલીબાબાની બીબી ઉતાવળે પગલે ઘેર પહોંચી ગઈ.

ઘેર આવી તેણે ત્રાજવાં અલીબાબાને આપ્યાં. અલીબાબાએ બધી સોના મહોરો જોખી, પછી રાતે બનાવેલા ખાડામાં દાટી દીધી. ત્રાજવાં નીચે ગુંદર ચોંટાડેલો એટલે એક સોનામહોર ત્યાં ચોંટી ગઇ હતી. અલીબાબાની કે તેની બીબીની નજર તે પર ના પડી. ઉતાવળમાં અને હરખમાં તેમને કશું ભાન જ ન હતું. ઉતાવળ કરવામાં તો ભલભલાની ભૂલ થઈ જાય. હવે કામ પતી ગયું હતું. અલીબાબાની બીબી ત્રાજવાં લઇ તેની જેઠાણીને ઘેર ગઈ.

અલીબાબાની બીબી ત્રાજવાં આપી પાછી ફરી. કાસમની બીબીએ ત્રાજવાં જોયાં. નીચે એક સોનામહોર ચોંટી રહી હતી. સોનામહોર ! કાસમની બીબી તો નવાઇના સાગરમાં ડૂબી ગઈ. અલીબાબા પાસે સોનામહોરો ! અને તે ગણી ન શકાય એટલી ! ત્રાજવે જોખી ! અહા હા ! કેટલી બધી સોનામહોરો એની પાસે હશે ! મારા ધણી કહે છે કે હું પૈસાદાર. અલીબાબા તો ગરીબ છે ! ગરીબ અલીબાબા કે અમે ! આવા વિચાર તે કરવા લાગી. મનમાં કંઇ કંઇ બબડવા લાગી, અલીબાબા પર દાઝ કરવા લાગી. તે કાસમની ઘેર આવવાની રાહ જોઈને બેઠી.

દરરોજ કાસમ વહેલો ઊઠતો. આઠ વાગ્યા પહેલાં નાહી ધોઇ તૈયાર થઇ જતો થોડોક નાસ્તો કરે અને પછી દુકાને જાય બરાબર આઠ વાગે દુકાન ઉઘાડે.

બપોરના બાર વાગે એટલે દુકાન બંધ કરે અને ઘેર જમવા આવે.

દરરોજ કાસમ જમવા આવે ત્યારે તેની બીબી તેની રાહ જોઇને બારણામાં ઉભી જ હોય ! તેને હસતાં હસતાં ઘરમાં લઈ જાય. હાથપગ ધોવા પાણી આપે અને પછી કાસમને નિરાંતે જમાડે. પણ આજ એમાંનું કાંઇ ન મળે. કાસમ ઘેર આવ્યો. બીબીનું મોં ઉદાસ હતું. બીબીને શું થયું હશે ! કેમ આજ શું થયું છે ? તેણે બીબીને પૂછયું.

'થાય શું વળી ? બીબીએ રોષમાં કહ્યું. તમે રોજ હું પૈસાદાર, હું પૈસાદાર કહ્યા કરો છો. તમે તો શું રાખના પૈસાદાર. પૈસાદાર તો અલીબાબા છે. સોનાની મહોરો ત્રાજવે જોખે છે.

હેં ! શું તું સાચું કહે છે. હોય નહિ ! બિચારો અલીબાબા સોના મહોરો જોવા જ ન પામે તે લાવે જ કયાંથી ?

'ના, ત્યારે હું જુઠી. જુઓ આ શું છે ? એમ કહી તેણે કાસમને સોના મહોર બતાવી. અને પછી સોનામહોર કેવી રીતે મેળવી તેની વાત તેણે કાસમને કહી.

ધન દેખી કોનું મન નથી લલચાતું ? સોનામહોર દેખી કાસમના મોંમાં પાણી આવી ગયું. આવી સોનામહોરો અલીબાબા કયાંથી લાવે છે તે જાણવાનું તેને મન થયું. ખાવાનું ખાવાની જગાએ રહ્યું. તેને સોનામહોરો મેળવવાની લાલસા જાગી. તેણે અલીબાબાને બોલાવ્યો.

અલીબાબા કાસમના ઘેર આવ્યો. કાસમે તેને પૂછયું, 'અલીબાબા ! આજ ત્રાજવાં તે કેમ મંગાવ્યાં હતાં ?'.

'અનાજ જોખવા,' અલીબાબાએ કહ્યું.

હત્ તારીની. ભાઈ થઈને જુઠું બોલે છે. કાસમે કહ્યું, 'ના, ના, કેમ ભાઈ ! એમ કહો છો ?'

ત્રાજવે તેં સોનામહોરો જોખી છે ! કાસમે કહ્યું, જો, તેમાંની આ એક મારા ત્યાં ત્રાજવાં સાથે આવી છે. તું એ લાવ્યો કયાંથી ? મને કહે નહિતો તારી ફજેતીના ફાળકા કરી નાખીશ.

અલીબાબા, ખસીઆણો પડી ગયો. હવે શું થાય ? વાત કહે જ છુટકો હતો, તેણે બધી વાત કાસમને કહી. ચોરોનું રહેઠાણ બતાવ્યું. દરવાજો ખોલવાનો અને ઉઘાડવાનો મંત્ર પણ શીખવ્યો. ગુફામાં પડેલા ધનના ઢગલેઢગલાઓની વાત કરી. પછી તેણે કહ્યું 'તમે એકલા ના જશો. આપણે બને પરમ દિવસે જઈશું. હવેથી આપણે બંનેનો તેમાં અડધો અડધ ભાગ. પણ આ વાત કોઈના કાને ન જાય હોં....' એમ કહી અલીબાબા ઘેર ગયો.

કાસમ બપોરે ફરીથી દુકાને ન ગયો. એ ઘેર રહ્યો. સોનામહોરો કેટલી લાવવી એવા વિચાર તે આખો દિવસ કરવા લાગ્યો. વિચારમાંને વિચારમાં રાત


YOUNG INDIA